## હરકિસન મહેતા

બૅસ્ટ
સેલર



# જડ-ચેતન

## હરકિસન મહેતા એક ઘટના

હરકિસન મહેતા એ આધુનિક નવલકથાના ક્ષેત્રે માત્ર નામ નથી, એક ઘટના છે. નવલકથાની પ્રજાપ્રિયતા સાથે તેનાં રમણીયતાનાં સ્થાનોની માવજત એ એમની વિશેષતા છે. પ્રજાપ્રિય સાપ્તાહિકને નવાં શિખરો પર કઈ રીતે લઈ જઈ શકાય એમાં તંત્રી તરીકે હરકિસન મહેતાએ જે સૂઝ પ્રગટ કરી છે એ અસાધારણ છે.

'જગ્ગા ડાકુનાં વેરનાં વળામણાં'નાં ત્રણ ભાગ સાથે સત્યઘટનાત્મક નવલકથા ક્ષેત્રે તેમણે આરંભ કર્યો; એ પછીની તેમની યશસ્વી કૃતિઓમાં 'અમીરઅલી ઠગના પીળા રૂમાલની ગાંઠ', 'ચંબલ તારો અજંપો', 'પાપ પશ્ચાત્તાપ', 'તરસ્યો સંગમ', 'જોગ-સંજોગ', 'પ્રવાહ પલટાયો', 'સંસારી સાધુ', 'માણસ નામે ગુનેગાર', 'સંભવ અસંભવ', 'ભેદભરમ', 'દેવ-દાનવ' વગેરેનો સમાવેશ થાય છે.

તેમની ઘણી નવલકથાઓ પરથી ફિલ્મો અને ટી.વી. સિરિયલો બની છે. જે ખૂબજ લોકપ્રિય સાબિત થઈ છે.

'પીળા રૂમાલની ગાંઠ' પાકિસ્તાનમાં ગુજરાતી અને ઉર્દૂ બંને ભાષાઓમાં પ્રગટ થઈ છે. જ્યારે તેમની પ્રથમ નવલકથા 'જગ્ગા ડાકુ' મલયાલમ ભાષામાં પ્રકાશિત થઈ છે.

**- હરીન્દ્ર દવે**

Title: Jad chetan Volume 1 of 2 9110000085958
Written by: Mehta, Harkisan 418p 23cm 2014
Publisher: Pravin Prakashan
ISBN: 9788177907544 £29.47 GUJ MEH
Genre: Thriller
Gujarati / Adult / Fiction BRHAR
BA-Ref : -c339-i7926-d0115-s65817- BFBA065817 www.booksasia.co.uk

**JAD-CHETAN** Part - 1 (Gujarati Novel)
By : HARKISAN MEHTA
Published by
PRAVIN PRAKASHAN PVT. LTD.
Dhebar Road, RAJKOT

પ્રકાશક :
પ્રવીણચંદ્ર એમ. પટેલ
પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.,
લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે,
ઢેબર રોડ, રાજકોટ.
ફોન : 2232460 / 2234602

© કલાબહેન મહેતા

આવૃત્તિ ૬ઠ્ઠી : ૨૦૧૪
આવૃત્તિ ૫મી : ૨૦૦૮
આવૃત્તિ ૪થી : ૨૦૦૨
આવૃત્તિ ૩જી : ૧૯૯૬
આવૃત્તિ ૨જી : ૧૯૯૦
આવૃત્તિ ૧લી : ૧૯૮૫

ISBN : 978-81-7790-754-4

કિંમત : રૂા. ૮૭૫
(ભાગ ૧ - ૨ સેટના)

મુદ્રક :
પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.
વેરાવળ (શાપર)
જિલ્લો : રાજકોટ.

અર્પણ

પુત્રવધૂ ચિ. નીતાને

શ્રી.
રતનબાઈ
વિસરામ
નારાયણ.

# પડખે ઊભા રહેનારા મિત્ર

જીવનમાં જેમ બધું જ બદલાય છે તેમ પત્રકારત્વની પણ વિભાવના બદલાઈ. જે લોકો સમય સાથે બદલાતા નથી એ લોકોની પ્રતિભા થીજી જતી હોય છે અને છેવટે શોષાવું સાપ્તાહિકને પડે છે. હરકિસન મહેતા જાગૃત તંત્રી હતા. બદલાતી વિભાવના સાથે એ બદલાતા રહ્યા. એક અમેરિકન કવિએ કહ્યું છે એમ What does not change is the will to change. હરકિસન મહેતાએ સમય પ્રમાણે સિદ્ધાંતની બાંધછોડ કર્યા વિના પરિવર્તનનો પડકાર પણ ઝીલ્યો હતો.

ઘણી વાર એ વાતવાતમાં કહેતા કે હવે ટેબલ જર્નાલિઝમ રહ્યું નથી. ઍરકંડિશન્ડ ઑફિસમાં બેઠાં બેઠાં તંત્રીપદને માણવું એ પૂરતું નથી. જે સ્થળે ઘટના બની હોય એ સ્થળે પહોંચી જવાની ત્રેવડવાળો સ્ટાફ હોવો જોઈએ. સ્ટફ વિનાના માણસોને એ કદીયે સાંખતા નહીં. ઇન્વેસ્ટિગેટિવ જર્નાલિઝમના એ આગ્રહી હતા. જેમ કોઈ સારા વક્તાને શ્રોતાની પલ્સની સમજ પડે છે તેમ એ વાચકની નાડ પારખનારા હતા.

ધારાવાહિક નવલકથાના એ કીમિયાગાર હતા. જાણે કે જીવનની પળેપળનો હિસાબ એમણે પોતાને આપ્યો અને 'ચિત્રલેખા'ને પણ આપ્યો છતાં કોઈ એમ ન માને કે એ માત્ર કામગરા હતા. એ જે કંઈ કરતા એ પૂરેપૂરી ચીવટથી કરતા પણ જેવું કામ પૂરું થયું એટલે મિત્રો સાથે મળીને આનંદને પણ પૂરેપૂરો માણતા. નિરાંતને જીવે જામના સાન્નિધ્યમાં અને સિગારેટના વહી જતા ધુમાડામાં એમના આનંદની લિપિ ઓળખાઈ જતી.

**– સુરેશ દલાલ**

# નવલકથાની તુલસી

'જડ-ચેતન'નો આરંભ કર્યો ત્યારે ખબર નહોતી કે એનાં પાત્રોની માફક લેખક માટે પણ એ પડકારરૂપ બની રહેશે.

૧૯૮૩ના દિવાળી પહેલાંના અરસામાં 'ચિત્રલેખા' માટે નવી નવલકથા લખવાના વિચારોમાં અટવાયો હતો. ક્યા પ્રકારની વાર્તા કે કેવી જાતનો પ્લૉટ પસંદ કરવો તેની મથામણમાં હતો ત્યાં ઘેર મળતા આવેલાં, મુંબઈની કે. ઈ. એમ. હૉસ્પિટલમાં કામ કરતાં એક સંબંધી બહેન બોલી ઊઠ્યાં કે પેલી બિચારી શાનબાગ હજુય ભાનમાં આવી નથી !

બારેક વર્ષ અગાઉ અરુણા શાનબાગ નામની કે. ઈ. એમ. હૉસ્પિટલની નર્સ પર ત્યાંના એક વૉર્ડબૉયે બળાત્કારનો પ્રયાસ કર્યો તેના આઘાતથી બેહોશ થઈ ગયેલી સિસ્ટર બાર-બાર વર્ષથી કોમામાં જ છે વાત તાજી થતાં મનમાં આક્રોશ જાગ્યો. વધારે રોષ તો એટલા માટે ઘૂંટાયો કે બળાત્કારનો અપરાધી બૉર્ડબૉય છએક વર્ષની સજા ભોગવીને જેલ બહાર આવી ગયો હતો, જ્યારે તેનો ભોગ બનેલી સિસ્ટર બહોશીની 'સજા'માંથી બહાર આવી નહોતી કે આવવાની વકી નથી !

બસ, 'જડ-ચેતન'નું આ છે બીજ.

આ બીજમાંથી પચીસેક પ્રકરણની નવલકથા 'ઉગાડવા'ની ગણતરીથી એની રોપણી કરી હતી, પરંતુ એટલાં પ્રકરણોમાં તો એનો પૂર્વાર્ધ પણ પૂરો ન થયો.

કથાની નાયિકા આટલો લાંબો વખત સુધી વાર્તામાં બેહોશ રહે છતાં કથારસ જળવાઈ રહે એ કામ કોઈ પણ લેખક માટે કપરું ગણાય. સદ્‌ભાગ્યે તુલસી ગોસ્વામી શુદ્ધિમાં આવી ત્યાં સુધીના વાર્તાપ્રવાહમાંથી તો હું નિર્વિઘ્ને પાર ઊતર્યો હતો.

ત્યાર પછીના ઉત્તરાર્ધમાં અને વિશેષ કરીને તેનો અન્ત મારા માટે આકરી કસોટીરૂપ બની ગયો હતો...

પરંતુ ઉત્તરાર્ધની વાત અત્યારે શું કામ કહી દેવી ?

અહીં તો એટલું જ કહેવાનું છે કે 'જડ-ચેતન'ની આ કથામાં માત્ર તુલસીના પાત્ર પૂરતી જ સત્યઘટનાની પ્રેરણા લીધી છે, બાકીનાં તમામ પાત્રો તેમ જ પ્રસંગો સંપૂર્ણપણે કાલ્પનિક છે.

૩૦-૧-૧૯૮૫ **- હરકિસન મહેતા**

૭, ગુરુકૃપા, દક્ષો રસ્તો,
જુહુ સ્કીમ, વિલેપાર્લે (પશ્ચિમ),
મુંબઈ - ૫૬

# પાત્રોનું સર્જન, પોતાનું વિસર્જન

એક નવલકથાકાર પોતાના લેખનકાળ દરમ્યાન જેટલું સર્જન કરે છે એનાથી વધુ તે વિસર્જન કરે છે. નવલકથાના દરેક પાત્રની લાક્ષણિકતાઓ નક્કી કરતી વખતે, પાત્રોના સ્વભાવની ખામીઓ અને ખૂબીઓ વર્ણવતી વખતે કે વિવિધ પરિસ્થિતિઓમાં મૂકાતા પાત્રોની પ્રતિક્રિયાઓ વિશે વિચારતી વખતે લેખકે પોતાના સ્વભાવથી પોતાના ચારિત્ર્યની લાક્ષણિકતાઓથી અને પોતાના દ્વારા અપાયેલી પ્રતિક્રિયાઓથી દૂર જઈને વિચારવું પડતું હોય છે; અન્યથા પાત્રોમાં એકવિધતા પ્રવેશી જાય, નવલકથાનાં તમામ પાત્રો એકસરખાં લાગવા માંડે; એટલું જ નહીં, પોતાની એક નવલકથાનાં અને બીજી નવલકથાનાં પાત્રો વચ્ચે ઝાઝો તફાવત પણ ન રહે, દરેક નવા પાત્રના જન્મ સાથે સર્જક એના પોતાનાપણાનું વિસર્જન કરતો રહે છે, એ વિના એના સર્જનનું વૈવિધ્ય કુંઠિત થઈ જાય. સર્જનની ક્રિયા અહમ્‌ના વિસર્જનની શરૂઆત છે.

નવલકથાકાર પોતાના અંતરમનમાં પડેલી સુષુપ્ત લાગણીઓને જગાડીને એના વાચકોમાં વહેંચી દે છે ત્યારે પાત્રો જીવંત થઈ જાય છે, એ પોતે ખાલી થઈ જાય છે. આ ખાલી થઈ ગયેલા લેખકને એના સર્જનના ભાવકોનો પ્રતિભાવ મળતો જાય છે ત્યારે એ ફરી છલકાવાનું શરૂ કરે છે.

હરકિસન મહેતા સતત છલકાતા, ઊભરાઈ જતા લેખક હતા. એમની વીસ નવલકથાઓ પંદર હજાર પાનાઓમાં ફેલાયેલી છે. બેહિસાબ વાચકોનો અખૂટ પ્રેમ મેળવનાર નવલકથાકાર હરકિસન મહેતાએ 'ચિત્રલેખા'ના તંત્રી તરીકે પણ એટલા જ વાચકોનો આદર-સત્કાર પ્રાપ્ત કર્યો. ૨૫ મે, ૧૯૨૮થી આરંભાયેલી એમની જીવનયાત્રા ૩ એપ્રિલ, ૧૯૯૮ના રોજ વિરમી ત્યારે બે યુગ આથમી ગયા. પ્રચંડ લોકપ્રિયતા પામતી ધારાવાહીક નવલકથાનો યુગ અને ગુજરાતી સાપ્તાહિકોના પત્રકારત્વમાં વિક્રમસર્જક ફેલાવાનો યુગ. હપ્તાવાર નવલકથાઓ હજુ પણ લખાય છે અને ગુજરાતી સાપ્તાહિકો પણ નિયમિત પ્રગટ થતાં રહે છે. પરંતુ હરકિસન મહેતાએ આ બેઉ ક્ષેત્રે જે શિખરો સર કર્યા તેની સરખામણી વર્તમાન પરિસ્થિતિ સાથે થાય છે ત્યારે ગુજરાતી સાહિત્ય-પત્રકારત્વની દરિદ્રતા છતી થાય છે, આ બેઉ ક્ષેત્રોમાં હરકિસન મહેતાએ કરેલા કામની મહત્તા પુનઃસ્થાપિત થાય છે.

**- સૌરભ શાહ**

## હરકિસન મહેતાના
## બેસ્ટ-સેલર પુસ્તકો

સર્જન-વિસર્જન
અંત આરંભ ૧-૨
લયપ્રલય ૧-૨-૩
મુક્તિબંધન ૧-૨
વંશ વારસ ૧-૨-૩
પીળા રૂમાલની ગાંઠ ૧-૨-૩
ડૉ. રોશનલાલ
જોગ-સંજોગ
ભેદ ભરમ
પ્રવાહ પલટાયો
સંસારી સાધુ
ભાગ્ય સૌભાગ્ય
ચંબલ તારો અજંપો ૧-૨-૩
જડ ચેતન ૧-૨
વેરનાં વળામણાં ૧-૨-૩
તરસ્યો સંગમ ૧-૨
શેષ-વિશેષ ૧-૨
સંભવ-અસંભવ
પાપ પશ્ચાત્તાપ
દેવ-દાનવ
માણસ નામે ગુનેગાર
સાગરને ખોળે ૩૨ દિવસ
સ્વીડન સોનાનું પીંજર
વાદ-સંવાદ
વેદના-સંવેદના
સીયામી જોડીયા

પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.
લાભ ચેમ્બર્સ, મ્યુ. કૉર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ.
Website : www.pravinprakashan.com / E-mail : pravinprakashan@yahoo.com

# 1

હૉસ્પિટલની લિફ્ટ ગ્રાઉન્ડફ્લોર પર થંભી ત્યારે એણે કાંટાઘડિયાળમાં જોયું, સવાચાર વાગી ગયા હતા. નર્સની ડ્યુટી ચાર વાગ્યે પૂરી થતી હતી પણ સિસ્ટર જોષી દસ મિનિટ મોડી આવી એટલે થોડું રોકાઈ જવું પડ્યું. લિફ્ટમૅને દરવાજાની જાળી ઉઘાડી ત્યાં ઉપર જવા માટે ઊભેલા હૉસ્પિટલના ડીન ડૉક્ટર શ્રીવાસ્તવ પર એની નજર પડી. 'ગૂડ ઈવનિંગ, સર' કરી સહેજ મલકતી અદબભેર એ લિફ્ટની બહાર સરકી આવી. દબાતાં પગલે આરસની ફરસ પર થોડાં ડગલાં આગળ વધીને પાછળ જોયા વિના એ ડાબી બાજુ વળી ગઈ. ડીનસાહેબની આમન્યા ત્યજીને કદાચ એણે પાછળ ફરીને જોઈ લીધું હોત તો બંધ થતી લિફ્ટની જાળીમાંથી મરકમરક હસતા ડીનને પીઠ પાછળથી પોતાને નીરખતા જોઈ શકી હોત...

અગાઉ એકબે વાર આવી જ રીતે ડોક ફેરવીને જોઈ લેવાની ચેષ્ટા કરવા જતાં ડીનસાહેબની નજર સાથે પોતાની નજર ટકરાઈ ગયેલી અને તુલસીએ મીઠી મૂંઝવણ અનુભવવી પડી હતી.

'યૂ આર ઍ વેરી સ્વીટ ગર્લ, તુલસી !'

સવાત્રણ વર્ષ પહેલાં આધેડ વયના ડીન શ્રીવાસ્તવે કહેલા એ શબ્દો યાદ આવતાં આજે પણ એ લજામણીના છોડ જેવી બની જતી. હાર્ટ પેશન્ટ પિતાની શુશ્રૂષા માટે તુલસી ત્યારે હૉસ્પિટલમાં આવેલી. અઠવાડિયામાં એકાદ વાર જનરલ વૉર્ડના રાઉન્ડ પર નીકળતા ડીન તુલસીના પિતા મધુકર ગોસ્વામીનો રિપૉર્ટ તપાસી, થોડી પૃચ્છા કરીને બાજુના પેશન્ટ તરફ વળવા જતા હતા ત્યાં જ તુલસીના ચિંતાતુર અવાજે તેમને રોકી દીધા હતા.

'ડૉક્ટરસાહેબ, પિતાજીની તબિયત...' એટલું બોલતાં તો એ ગદ્‌ગદ બની ગયેલી અને ડૉક્ટર શ્રીવાસ્તવ પણ પૃચ્છાનો જવાબ આપવાને બદલે ઘડીભર તેને નીરખતા રહ્યા હતા. સુંદર ચહેરા તો એમણે અનેક જોયા હતા પણ આ છોકરીના મુખ પર નિર્દોષ મુગ્ધતા જોઈને આપોઆપ વહાલ ઊભરાઈ આવ્યું હતું. આંખોમાં પિતાની તબિયતની ચિંતા તરવરતી હોવા છતાં એની મોટી કીકીઓમાં કેવી સ્નિગ્ધતા છે ! પિતાની તબિયતનો ઉત્તર સાંભળવા આતુર છોકરીને તેમણે સામું પૂછી લીધું હતુંઃ 'શું નામ તારું ?' ત્યારે કીકીઓ પર પાંપણના પડદા ઢાળી દઈને એણે નામ કહેવું પડ્યું હતુંઃ 'તુલસી !'

'યૂ આર એ વેરી સ્વીટ ગર્લ, તુલસી !' શ્રીવાસ્તવે તેના ખભા પર સહાનુભૂતિભર્યો હાથ થપથપાવીને કહ્યું હતુંઃ 'ડોન્ટ વરી, ત્રણ અઠવાડિયાંમાં તારા પિતાજી તારા ખભાનો ટેકો લીધા વગર આપમેળે ચાલીને ઘેર જવા માટે આ વૉર્ડની બહાર નીકળશે...'

અને બરાબર એકવીસમા દિવસે જનરલ વૉર્ડના નવ નંબરના બેડ પાસે આવીને એમણે ડિસ્ચાર્જના ખુશખબર આપ્યા ત્યારે તુલસીના માત્ર હોઠ જ નહીં, મુખ જ નહીં, પરંતુ સમગ્ર અસ્તિત્વ સ્મિતથી છલકાઈ ઊઠ્યું હતું.

'વૉટ એ સ્માઈલ !' કસ્તૂરબા ગાંધી મેમૉરિયલ (કે.જી.એમ.) હૉસ્પિટલના ડીનસાહેબ ઘડીભર પોતાનો મોભો ભૂલી જઈ બાજુમાં ઊભેલા હાઉસ ડૉક્ટર શ્રીકાન્ત દીક્ષિતને પૂછી બેઠા હતાઃ 'ડૉક્ટર કાન્ત, તમે એક ચીજ માર્ક કરી ? ધિસ ગર્લ હૅઝ એ રિમાર્કેબલ સ્માઈલ... એનું સ્મિત જોઈને મને એક બહુ ફેમસ પર્સનાલિટી યાદ આવી જાય છે...' કહીને કોયડો પૂછતા હોય તેમ ચપટી વગાડીને ઉમેર્યું હતું : 'જલદી બોલો જોઈએ, ડૉક્ટર કાન્ત ! આનું સ્મિત કોને મળતું આવે છે ?'

'સર, તમે ફેમસ પર્સનાલિટી સાથે સરખાવો છો એટલે...' ડૉક્ટર શ્રીકાન્ત દીક્ષિતે અર્ધી સેકન્ડ વિચારીને કહી દીધું હતુંઃ 'મોનાલિસા !'

'ઓહ !' ડીનસાહેબ મુસ્કુરાઈ ગયેલાઃ 'ડૉક્ટર કાન્ત, યૂ આર રાઈટ ઍઝ વેલ ઍઝ રૉંગ' કહીને જાણે બીજો કોયડો ઉકેલતા હોય તેમ સંભળાવ્યુંઃ 'આપણે કોઈ આર્ટ ગૅલેરીમાં ઊભા હોત તો તમે એના સ્મિતને મોનાલિસાના સ્માઈલ સાથે સરખાવી શકો... પણ આ તો હૉસ્પિટલ છે, યંગ ડૉક્ટર ! આપણા વ્યવસાયનું આદર્શ સ્માઈલ એટલે નાઈટિંગલ ! બરાબર છે ને મેટ્રન ?' બાજુમાં ઊભેલી હૉસ્પિટલની મેટ્રન તરફ ફરતાં તેઓ બોલ્યા હતા : 'નર્સની ટ્રેનિંગમાં પહેલવહેલો પાઠ તમને એ જ શીખવ્યો હતો ને કે નાઈટિંગલ જેવા મુલાયમ સ્મિત સાથે તમારા દર્દીની શુશ્રૂષા કરવી !'

'યસ, સર...', 'યૂ આર રાઈટ, સર !' યુવાન હાઉસ ડૉક્ટર અને આધેડ મેટ્રને ડીનના કથનમાં એકીસાથે સમર્થનનો સૂર પુરાવ્યો ત્યારે બિચારી તુલસી પોતાની

ભળતી જ પ્રશંસાથી એટલી બધી લજાઈ ગયેલી કે હાથની બંને હથેળીઓમાં મોં સંતાડી દીધું હતું.

એણે ધારેલું કે મોટા ડૉક્ટરસાહેબ હમણાં બીજા પેશન્ટ તરફ જશે એટલે પોતાની મૂંઝવણ ટળી જશે. પણ ડીન શ્રીવાસ્તવ કાંઈ જુદા જ મૂડમાં હતા. બિછાના તરફ બે ડગલાં આગળ વધી તુલસીના પિતાને પૂછ્યું: 'શું ભણે છે તમારી પુત્રી ?'

'મૅટ્રિકની પરીક્ષા આપી, સાહેબ !'

'ભણવામાં કેવીક હોશિયાર છે ?'

'અગાઉ તો ક્લાસમાં પહેલો નંબર રાખતી, પણ બે વરસ પહેલાં એની માતા પરલોક સિધાવી ગયા પછી બીજા-ત્રીજા નંબરે પાસ થાય છે.'

'તો-તો એને ખૂબ ભણાવજો... ડૉક્ટર બનાવજો !'

ત્યારે મધુકર ગોસ્વામીના બીમાર ચહેરા પર લાચારીની કરચલી ઊપસી આવી હતી: 'ડૉકટર બનાવવા માટે એને આટલાં બધાં વરસ ભણાવવા જઉં તો પછી એને પરણાવું ક્યારે ? એક તો મા વગરની દીકરી અને ઉપરથી બાપને હૃદયરોગ વળગ્યો... બેત્રણ વરસમાં ઉંમરલાયક થાય એટલે કન્યાદાન આપી દઉં પછી ભલે મને વૈકુંઠનું તેડું આવે.'

આવો જવાબ સાંભળીને વાતનો છેડો આવી જવો જોઈતો હતો, પણ ડીન શ્રીવાસ્તવ પાંપણ ઢાળીને ઊભેલી તુલસી તરફ જોતાં બોલી ઊઠ્યા: 'અફસોસ છે કે મારો એકે પુત્ર કુંવારો નથી, નહીંતર આને મારી પુત્રવધૂ બનાવી મેડિકલ કૉલેજમાં દાખલ કરીને મોટી ડૉક્ટર બનાવી દઉં.'

સાંભળીને તુલસીની બંધ પાંપણો અચરજના આંચકા સાથે ઊઘડી ગઈ હતી. કહેનારાએ મશ્કરીમાં કહેવા ખાતર કહ્યું હશે એમ માની લજ્જા છોડીને મોટી આંખોની ધારદાર નજરે તેનાથી ડીન સામે જોવાઈ ગયું હતું. પોતે શરમાળ ગમે એટલી હોય પણ કોઈ સ્વમાનભંગ કરે તો છંછેડાઈ જતાં વાર ન લાગતી. વેધક આંખે તુલસીએ ડીન શ્રીવાસ્તવ સામે જોયું ત્યારે એમની નજરમાંથી નીતરતો વાત્સલ્યભાવ નીરખીને લજામણીના છોડને કોઈ સ્પર્શી ગયું હોય તેમ સંકોચાઈ ગઈ હતી. નીચા નમીને ડીનને પ્રણામ કરવાની ઇચ્છા જોર કરી ગઈ એ પણ મહામહેનતે દબાવી દીધી હતી. પિતાએ ઓઢેલી ચાદર બરાબર હોવા છતાં એને ઠીકઠાક કરવાના બહાને એણે પીઠ ફેરવી લીધી ત્યાં એના જીવનમાં આવનારા અણધાર્યા પરિવર્તનનો બીજો પ્રસ્તાવ એની પીઠ પર અફળાયો.

'સર ! એના પિતા છોકરીને ભલે ડૉક્ટર ન બનાવી શકે...' મેટ્રન લક્ષ્મીબાઈ બોલી ઊઠી: 'તુલસી મૅટ્રિક પાસ થાય પછી નર્સિંગનો કોર્સ તો જરૂર કરી શકે... એમાં ક્યાં બે વરસથી વધારે સમય લાગે છે ?'

'ગૂડ આઈડિયા.' ડૉક્ટર શ્રીવાસ્તવે મૅટ્રનના પ્રસ્તાવને વધાવી લેતાં કહેલું : 'તો-તો આપણી હૉસ્પિટલને નાઈટિંગલ જેવી એક સિસ્ટર મળી જાય !'

એ વખતે જ હૉસ્પિટલને ક્લાર્કે આવીને ખબર આપ્યા કે ડીનસાહેબને માટે અર્જન્ટ ફોન આવ્યો છે એટલે વાત ત્યાં જ અટકી ગયેલી.

એકાદ મહિના પછી તુલસી પિતાને લઈને ચેક-અપ માટે હૉસ્પિટલ આવી ત્યારે જોગાનુજોગ ડીનસાહેબનો ફરી ભેટો થઈ ગયો હતો.

'ગોસ્વામીજી, તે દિવસે અમારી મેટ્રને કરેલા સૂચન પર તમારે ખરેખર વિચાર કરવો જોઈએ.'

પિતા-પુત્રીને પોતાની કૅબિનમાં લઈ જઈ, તબિયતનાં ખબરઅંતર પૂછી લઈને એમણે વાત છેડી હતી :

'જોકે તમે ગોસ્વામી છો એટલે પુત્રીને નર્સિંગનું ભણાવવાનું પસંદ ન કરો એ બનવાજોગ છે.'

'નહીં-નહીં, શ્રીવાસ્તવસાહેબ, માનવીની સેવા-શુશ્રૂષા એ તો દરેક ધર્મનો પ્રથમ સિદ્ધાંત છે. એની માતા કૅન્સરથી પીડાતી હતી ત્યારે તુલસી પૂરાં પંદર વર્ષની પણ નહોતી છતાં પીઢ માણસની જેમ એણે માની સેવાચાકરી કરેલી. મરણ-પથારી સામેની ભીંત પર જડેલી ઠાકોરજીની છબીને જોઈ વારંવાર એ કહેતી: શ્રીનાથજીબાવા ! મારી આ ડાહી દીકરીને કોઈ વાતે દુ:ખી થવા નહીં દેતા...' કહેતાં મધુકર ગોસ્વામીએ ગળું ખંખેરીને ઉમેર્યું હતું: 'અને તમે કહ્યું કે ગોસ્વામી છું એટલે પુત્રીને નર્સનું કામ કરાવવાનું મને પસંદ નહીં પડે. પણ, સાહેબ, હવે તો હું નામનો જ ગોસ્વામી રહ્યો છું. આ તુલસીની મા સાથે માયા બંધાઈ ગઈ અને એને જ પરણવાની જીદ પકડી ત્યારનું ગોસ્વામીનું પદ તો ગુમાવી દીધેલું... તુલસી નર્સનું ભણે એની સામે મારો કોઈ વિરોધ ન હોઈ શકે.'

બસ, ત્યારપછી તુલસીનો જીવનમાર્ગ નવી દિશામાં ફંટાઈ ગયેલો. મૅટ્રિકનું પરિણામ આવ્યું એટલે ઘરેથી સ્કૂલને બદલે ઘરથી હૉસ્પિટલ રોજનો રસ્તો બની ગયો.

બે વર્ષની તાલીમ પછી ડ્યૂટી પર ચડતાં પહેલાં ડીનસાહેબની કૅબિનમાં જઈને તુલસીએ આશીર્વાદ માટે પ્રણામ કર્યા ત્યારે પણ ડૉક્ટર શ્રીવાસ્તવે અગાઉ જેવી જ વાત ઉચ્ચારી હતી : 'સંજોગોવશાત્ તું ભલે ડૉક્ટર ન બની શકી, પણ મારા આશીર્વાદ છે, તુલસી ! કે કોઈ લાયક ડૉક્ટર તને જીવનસાથી બનાવે.'

નર્સના સફેદ પોશાકમાં પિંડી સુધીનાં મોજાંથી પગ ઢંકાતા હોવા છતાં હાલતાંચાલતાં ગોઠણ ઉઘાડા દેખાઈ જતાં એનો બેચાર દિવસ' તો તુલસીએ બહુ ક્ષોભ અનુભવેલો. જ્યાંથી પસાર થતી ત્યાંથી આજુબાજુના લોકો પોતાને ધારીધારીને જોઈ રહ્યા છે એવા ખ્યાલમાં શરમની મારી શરૂશરૂમાં એ નીચું જોઈને જ કામ કર્યા કરતી. એક વાર મશ્કરા સ્વભાવની ડિસોઝાએ તેને શિખામણ આપી હતી: 'ગોસ્વામી, તું બહુ

બ્યૂટિફુલ છો એ વાત લોકો ભલે માને, પણ તું પોતે મનમાંથી કાઢી નાખ, નહિતર હજારો નજરથી તું વીંધાતી રહીશ અને નર્સની ડ્યૂટી બજાવવામાં એ સભાનતા તને નડ્યા કરશે...' જોકે તુલસી ત્યારે એની એ ટકોરના જવાબમાં કહી શકી નહોતી કે હું સુંદર છું એ વાત ભૂલી જવા માગું છું, પણ લોકો વારંવાર યાદ કરાવે છે એની ફરિયાદ મારે કોને જઈને કરવી ?

ધીમેધીમે એનો ક્ષોભ ઘટતો ગયો, આત્મવિશ્વાસ વધતો ગયો. ડીનસાહેબને કહીને એણે શરૂઆત સ્ત્રીઓ-બાળકોના વૉર્ડથી કરી, પછી પુરુષ દર્દીઓના જનરલ વૉર્ડમાં ડ્યૂટી બજાવતી થઈ અને હજુ તો નર્સિંગના અગિયાર મહિના પૂરા થયા નહોતા ત્યાં સેકન્ડ ક્લાસ - ફર્સ્ટ ક્લાસના પેશન્ટમાંથી પસાર થઈ વી.આઈ.પી. ક્લાસ સુધી પહોંચી ગઈ હતી. તુલસીને જોકે આ 'પ્રગતિ' બહુ ગમી નહોતી. ડીનસાહેબને તો એ કહી શકી નહીં, પણ હાઉસ ડૉક્ટર શ્રીકાન્ત સમક્ષ એક વાર એ બોલી ગયેલી: 'આ રીતે માત્ર એકબે પેશન્ટની જ સારવારને બદલે જનરલ વૉર્ડમાં જેમને વધારે જરૂર છે એવાં પેશન્ટ વચ્ચે કામ કરવાથી મનને વધારે સંતોષ મળે છે...'

ડૉક્ટર શ્રીકાન્તે ત્યારે આંખોથી હસીને માત્ર એટલું જ કહેલું : 'ડીનસાહેબને કદાચ ડર હશે કે તું હૉસ્પિટલમાં લાંબું ટકવાની નથી. કોઈ પણ એક સવારે મીઠાઈના પૅકેટ સાથે ખુશખબર આપવા આવી ચડીશ કે સર, આજે મારી સગાઈ થઈ ગઈ !'

તુલસી ત્યારેય કહી શકી નહોતી કે મને વળાવવાની પિતાજીને તો ઉતાવળ હોય, પણ મારા સિવાય કોઈ એમની સંભાળ લેનાર નથી એની તમને કોઈને ખબર છે ખરી ?'

અત્યારે લિફ્ટ ડીનસાહેબને લઈ ઉપર ગઈ અને પોતે આરસની ફરસ પર ડાબી તરફ વળીને આગળ વધી ગઈ ત્યારે એનેય ક્યાં ખબર હતી કે પોતાના જીવનમાં આવી રહેલા બીજા એક અણધાર્યા વળાંકની બાજી ગોઠવાઈ રહી છે !

પોશાક બદલવા માટે નર્સના અન્ડરગ્રાઉન્ડ ડ્રેસિંગ હૉલમાં પહોંચતાં પહેલાં રજિસ્ટરમાં સહી કરવા મેટ્રનના રૂમમાં જવું પડતું. તુલસી કાંડાઘડિયાળમાં જોઈને ડ્યૂટી પૂરી કર્યાના સમયની કૉલમમાં ચાર ને સોળ મિનિટનો ટાઈમ નોંધતી હતી ત્યાં પાછળથી લક્ષ્મીબાઈનો અવાજ કાને અફળાયો :

'તુલસી, હાઉસ ડૉક્ટર દીક્ષિતે તને બોલાવી છે.'

'હાઉસ ડૉક્ટરે !' તુલસીને અચરજ થયું : 'બે મિનિટ પહેલાં જ હું એમને મળીને નીચે આવી... કોઈ ઈમરજન્સી આવી પડી ?'

'નહીં-નહી'!' લક્ષ્મીબાઈએ ધરપત આપી : 'થોડી વાર પહેલાં ડીનસાહેબ જતાંજતાં કહી ગયા કે તુલસીને કહેજો, ઘેર જતાં પહેલાં ડૉક્ટર શ્રીકાન્તને મળતી જાય.'

'ડીનસાહેબ !' તુલસીનું અચરજ બેવડાયું. એક મિનિટ પહેલાં તો ડીનસાહેબ લિફ્ટમાં ઉપર જતાં સામા મળ્યા ત્યારે તો મને કંઈ કહ્યું નહીં - એવું કહેવા જતી હતી પણ તેને બદલે એટલું જ બોલીઃ 'ભલે, ડ્રેસ ચેન્જ કરીને મળતી જઉં છું.'

નર્સો માટે ખાસ બનાવેલા અન્ડરગ્રાઉન્ડ ડ્રેસિંગ હૉલના પ્રવેશદ્વાર પર ઊભેલી આધેડ વયની લેડી સિક્યુરિટી ગાર્ડે હસીને પૂછ્યું : 'તુલસીબાઈ, આજ મોડી થઈ ગઈ ?'

'હા, પેશન્ટને ગ્લુકોઝ ચડાવવાનું હતું. નસ જલદી હાથમાં આવતી નહોતી.' કહેતી ચાર પગથિયાં ઊતરી એ હૉલમાં દાખલ થઈ ગઈ. સિસ્ટર જોષીને ડ્યૂટી પર આવતાં મોડું થયું એ કહેવાનું એને ગમ્યું નહીં એટલે અર્ધસત્ય બોલવું પડ્યું. એટલે જ તુલસી હૉસ્પિટલના સ્ટાફમાં સૌની પ્રિય થઈ ગઈ હતી. કોઈનો વાંક કાઢે નહીં, નિંદા કરે નહીં અને મેતરાણીને સુધ્ધાં તુંકારે બોલાવે નહીં.

'હા...ય ! ગૂડી-ગૂડી ગોસ્વામી !' પોતાનું ૩૦૪ નંબરનું ખાનું ખોલીને તુલસી અંદરથી કપડાંનું પૅકેટ કાઢતી હતી ત્યાં મસ્તીખોર સિસ્ટર ડિસોઝાનો ઘોઘરો અવાજ સંભળાયોઃ 'મારી જેમ તું પણ લેટ થઈ ગઈ.' વૉશબેસિન પર હાથ-મોં ધોતી એ કહી રહી હતીઃ 'સાલો ૨૩ નંબરનો ફર્સ્ટ ક્લાસ પેશન્ટ ડ્યૂટી પૂરી થયા પછીય છોડતો નથી. કાંઈ ને કાંઈ બહાનાં કાઢીને લેટ કરાવે છે. તેમાં વળી ડિસ્ચાર્જ થવાનો છે એટલે ગૂડ બાય કહેતાંકહેતાં ગળગળો થઈ ગયો, સ્ટુપિડ !'

હૉસ્પિટલની સિસ્ટર્સ વચ્ચે ક્યારે-ક્યારે આવી વાતો થતી સાંભળીને તુલસી મનોમન થથરી જતી. ફલાણા ડૉક્ટરે આજે છેલ્લા શોમાં ફિલ્મ જોવાની ઑફર કરી કે પેલા પેશન્ટે છૂટછાટ લેવાની ચેષ્ટા કરી એવું સાંભળતી ત્યારે નર્સિંગ છોડી દેવાની ઇચ્છા થઈ આવતી. પરંતુ મને ક્યાં આવો કોઈ અનુભવ થયો છે - એવું મન મનાવી લેતી. જોકે આવા એક અનુભવની સાવ નજીક જઈને હજુ એ ગઈ કાલે છટકી ગઈ હતી. વી.આઈ.પી. પેશન્ટને 'પપ્પા' કહીને બહુ ઠાવકાઈથી હાથ છોડાવીને એ સરકી આવી હતી. કોણ જાણે કેમ, બીજી નર્સોની જેમ આવી વાત જાહેર કરવામાં એને પોતાની હીણપત વર્તાતી હતી. ડિસોઝાની બાબતમાં તો બીજી નર્સો અંદરઅંદર કહેતી પણ ખરીઃ 'પોતે દેખાવમાં એટલી બધી બેડોળ છે કે કોઈ એની સામેય જુએ નહીં છતાં કોઈ પેશન્ટ પોતાના પ્રેમમાં પડી ગયો છે એવી વાતો કરીને બિચારી મન બહેલાવ્યા કરે છે !'

જોકે ડિસોઝા વિષે આવી નિંદા સાંભળીને તુલસીનું મન દુભાતુંઃ માણસ દેખાવમાં બેડોળ હોય તેથી શું થયું ? સ્વભાવ જોઈને' કોઈ પ્રેમમાં ન પડે એવું થોડું છે !

'ગોસ્વામી, તારી એક વાત બહુ વિચિત્ર લાગે છે.'

બેસિનમાં હાથ-મોં ધોઈ અરીસામાં જોતી તુલસી નૅપ્કિનથી મોં લૂછતી હતી

ત્યાં ફરી ડિસોઝાએ સંભળાવ્યું : 'નર્સનો આ યુનિફૉર્મ ઉતારવાની સાથોસાથ આપણું આ એવરરેડી સ્માઈલ ઉતારી નાખવાથી બંને જડબાંને કેવી રાહત મળી જાય છે ! એવું થાય કે હૉસ્પિટલની બહાર નીકળ્યા પછી બાકીના સોળ-સત્તર કલાકમાં એક પણ વાર હસવું નહીં.'

સાંભળીને તુલસીએ હસી પડાયું, એટલે તો ડિસોઝા થોડી વીફરી : 'તારી આ જ તો કમબખ્તી છે. એક તો સતત સ્માઇલ કરતી રહે અને પાછું તારું સ્માઇલ સ્વીટ લાગે છે. એક વાર મધરાતે તારા ઘરમાં મારે ખાતરી કરવી પડશે કે ઊંઘમાંય તું હસવાનું બંધ રાખી શકે છે ખરી ?'

ડિસોઝાનું બોલવું મન પર લીધા વિના પાર્ટિશન આડું કરી તુલસી કપડાં બદલવા લાગી. ઘણીખરી નર્સો એકબીજીની સામે વિનાસંકોચે પોશાક બદલતી, પણ તુલસીને એ ફાવતું નહીં. એક વાર સિસ્ટર કુલકર્ણીએ સંભળાવેલું: 'કેમ રે તુલસુડી ! અમારી સામે કપડાં બદલવામાં શરમ શેની આવે છે ?'

ફ્રૉકનાં બટન ઉઘાડતી તુલસી અચાનક ચોંકી ઊઠી. પાર્ટિશનની ટોચ પરથી ડોકાઈને ડિસોઝા એને તાકી રહી હતી. ભાગ્યે જ ગુસ્સે થતી તુલસીના હોઠ ભીંસાયા. પાર્ટિશન પર હાથની મુઠ્ઠી અફળાવી તીણા અવાજે તે ચિલ્લાઈ ઊઠી: 'વૉટ આર યૂ ડુઈંગ ?'

એના પ્રત્યાઘાતથી ડઘાઈને ડિસોઝાએ ડોક તો પાછી ખેંચી લીધી, પણ શબ્દોથી અટકચાળો કરવાનું છોડી શકી નહીં :

'તું તો એવી ભડકી ગઈ જાણે તારો કોઈ બૉયફ્રેન્ડ ચોરીછૂપીથી જોતો હોય...'

કહીને એ ચાર ડગલાં દૂર ખસી ગઈ, પણ એનો પીછો છોડ્યો નહીં :

'બાય ધ વે, તુલસી ગોસ્વામી, તારા ઘરમાં ફુલસાઈઝનો મિરર છે, જેની સામે ઊભાં રહીએ તો માથાથી પગ પાની સુધી પ્રતિબિંબ દેખાય ?'

ઝડપભેર કપડાં બદલતી તુલસીએ જવાબ નહીં વાળ્યો એટલે પેલીએ આગળ ચલાવ્યું : 'ઘરમાં ફુલસાઈઝ મિરર ન હોય તો વસાવી લે અને પછી એક વાર બર્થ-ડે સૂટમાં તારું પ્રતિબિંબ નિહાળીને જો કે હાઉ બ્યૂટિફુલ યૂ આર...'

પોતાને ચીડવવાની ડિસોઝાની ચેષ્ટા તુલસીને સમજાતી નહોતી. એક વાર આ જ ડિસોઝાએ શિખામણ આપેલી કે તું સુંદર છો એ વાત તારા મગજમાંથી કાઢી નાખ... અને આજે આવું બેહૂદું બોલે છે !

સિસ્ટર ડિસોઝાનાં પગલાં ડ્રેસિંગ હૉલની બહાર જતાં સંભળાયાં એટલે તુલસીએ નિરાંતનો શ્વાસ લીધો. મેટ્રને કહ્યું કે જતાં પહેલાં હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત દીક્ષિતને મળતી જજે ત્યારથી એ એકલી પડીને વિચારવા માગતી હતી કે શું કામ બોલાવી હશે મને ? લિફ્ટમાં જતાં મને સામા મળ્યા છતાં રૂબરૂ કહેવાને બદલે ડીનસાહેબે મેટ્રન મારફત સંદેશો કેમ કહેવડાવ્યો ? મારા વિરુદ્ધ ફરિયાદ આવી હશે ? પણ ફરિયાદ કરવા જેવું કારણ કોઈને જ મેં આપ્યું નથી...

કદાચ પેલા વી. આઈ. પી. પેશન્ટને પપ્પા કહીને હું સરકી ગઈ એટલે એમણે તો ખટપટ નહીં કરી હોય ? મોટા માણસનું ધાર્યું ન થાય ત્યારે એ નાના માણસનો વાંક કાઢીને વેર લેતા હોય છે. હૉસ્પિટલ માટે એ પેશન્ટ એટલા બધા મોટા માણસ છે કે એમની ફરિયાદ પર મને તાડબતોબ ડિસમિસનો ઑર્ડર મળી જાય.. એને લાગ્યું કે પાંપણો ભીની થવા લાગી છે એટલે મન મક્કમ કરવા હોઠ ભીડી લીધા.

આમ તો સ્વમાનના ભોગે નર્સ કે બીજી કોઈ પણ નોકરી સ્વીકારવાનું એના સ્વભાવમાં નહોતું. નર્સ બનવા તૈયાર થઈ તેમાં ડીનસાહેબની પ્રેરણા અને પિતાનું પ્રોત્સાહન હતું. હાર્ટએટેક પછી હૉસ્પિટલમાંથી મધુકર ગોસ્વામીને રજા આપતી વેળા ડૉક્ટર શ્રીકાન્તે ભલામણ કરી હતી : 'જો, તુલસી, હાર્ટ પેશન્ટે બે વાતનું ધ્યાન રાખવાનું છે : પોતાને હાર્ટ-એટૅક આવ્યો છે એ વધુપડતું યાદ નહીં રાખવાનું અને એક વાર હાર્ટ-એટેક આવી ચૂક્યો છે એ સાવ ભૂલી પણ નહીં જવાનું... હું કહું છું એ સમજાય છે તને ?'

ત્યારે તુલસીએ હકારમાં ડોકું હલાવીને હા પાડેલી છતાં હાઉસ-ડૉક્ટરે સમજાવ્યું હતું : 'પેશન્ટના મનમાં હાર્ટ-એટૅકનો ભય ઘૂસી જાય તો તે જીવવાનો આત્મવિશ્વાસ ગુમાવી બેસે છે. વધુપડતી સાવચેતી રાખવામાં જોખમ છે, તેમ તદ્દન બેપરવા બનીને પરેજી રાખ્યા વગર જીવવામાંય બીજા હાર્ટ-એટેકનો ભય રહે છે. ગોસ્વામીજી વધુપડતો પરિશ્રમ ન કરે એ ધ્યાન રાખવાની સાથોસાથ સાવ નિષ્ક્રિય ન બની જાય તે પણ જોજે.'

સાંભળીને તુલસી દ્વિધામાં પડી ગયેલી. સિતારનાં ત્રણચાર ટ્યૂશન આપીને મહિને હજાર-બારસોની આજીવિકા કમાતા પિતાને ઓછો પરિશ્રમ પડે એ માટે શું કરવું ? એક શેઠાણીને શીખવવા પૅડર રોડ જવું પડતું, બીજું ટ્યૂશન પાર્લાનું હતું અને ત્રીજા ટ્યૂશન માટે કોલાબા જવાનું રહેતું. સિતાર શીખવવા માટે પોતાની સિતાર સાથે લઈ જવાની જીદ પણ પિતાજી છોડવા તૈયાર નહોતા. તેમાં બે જગ્યાએ તો હાર્ટ-પેશન્ટને જેની મનાઈ હોય છે એવા બબ્બે ત્રણત્રણ દાદરા ચડવાના હતા. તુલસીને થયું કે પોતે કમાતી થઈ જાય તો પિતાજીને સંગીત શીખવવા બહાર જવાનું બંધ કરાવી શકાય અને નર્સિંગમાં બીજો લાભ એ હતો કે ટ્રેનિંગ શરૂ થાય ત્યારથી જ અર્ધા પગાર જેટલી આવક ચાલુ થઈ જાય. ડૉક્ટર શ્રીકાન્તની બીજી સૂચના મુજબ પિતાજી સાવ નિષ્ક્રિય ન બની જાય એટલા ખાતર ઓછી ફી આપીને પોતાને ઘેર ટ્યૂશન લેવા આવનારાને ચાલુ રહેવા દીધા.

હવે આજ એકાએક નર્સની નોકરીમાંથી રજા મળી જાય તો શું થાય એ એક જ ચિન્તા તુલસીને સતાવતી નહોતી. પેલા વી.આઈ.પી. પેશન્ટ ભળતી જ ફરિયાદ કરીને મારા ચારિત્ર્યને કલંક લગાડવાની હદે જાય તો શું થાય ? તો-તો નિર્દોષ હોવા છતાં ખુદ પોતે જ પોતાની નજરમાંથી ઊતરી જાય...

તુલસીની નજર ડ્રેસિંગ હૉલની દીવાલઘડિયાળના કાંટા પર પડી : અરે, ચાર ચાલીસ થઈ ગઈ. આજે મંગળવાર છે. ઘેર જતાં પહેલાં સિદ્ધિવિનાયકનાં દર્શને જવાનું છે અને ત્યાર પહેલાં ઉપર હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત દીક્ષિત પાસે...

લૉકરમાંથી પોતાની પર્સ લઈ, સાડીનો પાલવ સરખો કરતી એ સડસડાટ ડ્રેસિંગ હૉલની બહાર નીકળી ગઈ. પોતે આરોપી હોય અને કોર્ટમાં પેશ થવાની હોય તેમ રૂમાલથી પસીનો પોછતી એ લિફ્ટમાં પાંચમા માળે પહોંચી. લિફ્ટની બરાબર સામે જ હાઉસ-ડૉક્ટરનો રૂમ હતો. હંમેશાં ખુલ્લો રહેતો રૂમનો દરવાજો બંધ જોઈને તુલસીને આશ્ચર્ય થયું. બારણાનું હૅન્ડલ ઘુમાવતાં પહેલાં ફરી એક વાર મુખ પર રૂમાલ ફેરવી લીધો. અગાઉ અનેક વાર પોતે સ્ફૂર્તીલી ચાલે જ્યાં આવતી-જતી એ રૂમમાં પ્રવેશ કરતાં પગ ભારે થઈ ગયા.

'મે આઈ કમ ઈન, સર ?' પૂછીને એ આગળ વધી : 'મેટ્રને કહ્યું કે તમે મને મળતા...' હજુ એટલું બોલે ત્યાં તો ડૉક્ટર શ્રીકાન્તના ટેબલથી થોડે દૂર સોફા પર બેઠેલા ડીનસાહેબ પર નજર પડી એટલે વારાફરતી બંનેના ચહેરા જોતી એ અધવચ્ચે જ થંભી ગઈ.

'અટકી કેમ ગઈ, તુલસી ?' ડીનસાહેબે કહ્યું તો એમના રોજના રણકાથી, પણ તુલસીને એમના અવાજમાં થોડી સખતાઈ વરતાઈ : 'એક અગત્યની ચર્ચા કરવા તને બોલાવી... બેસ !'

બેસવાને બદલે ટેબલ સામેની ખુરસી પર હાથ ટેકવીને એ નત મસ્તકે ઊભી જ રહી.

'ચર્ચા અગત્યની છે, પણ તેમાં તારે આટલાં બધા ગંભીર થઈ જવાની જરૂર નથી.' ડીન જે ઢબે બોલ્યા એમાં કહેવાની શરૂઆત કરવામાં એમને સંકોચ થતો હોય એવો અર્થ તુલસીએ તારવ્યો.

'મારી કે ડૉક્ટર કાન્તની આમન્યા ખાતર તારે ઊભા રહેવાની જરૂર નથી, તુલસી... નર્સનો યુનિફૉર્મ ઉતારીને આવી છો એટલે ઑન ડ્યૂટી હો એવી અદબની પણ જરૂર નથી.'

છેવટે તુલસીએ બેસવું પડ્યું, પણ આંખ ઊંચી કરીને બેમાંથી કોઈની સામે જોવાની હિંમત ચાલી નહીં.

'થોડી વાર પહેલાં જ હું તારે ઘેર ગયો હતો !'

ડીનનું એ વાક્ય સાંભળતાં જ આંખની પાંપણની સાથોસાથ તુલસીની ડોક પણ ઊંચી થઈ ગઈ. મારી સાથે ચર્ચા કરતાં પહેલાં એ પિતાજી પાસે પણ જઈ આવ્યા ! કડવા ઘૂંટડાની જેમ એ થૂંક ગળે ઉતારી ગઈ.

'યાદ છે, તુલસી, એક વાર મેં કહ્યું હતું કે મારો કોઈ પુત્ર કુંવારો હોત તો હું તને પુત્રવધૂ બનાવીને ડૉક્ટરનું ભણાવત...'

સાંભળતાં જ તુલસીથી નીચું જોવાઈ ગયું : હવે તમે એ જ કહેવાના છો ને કે તમારી પુત્રવધૂ બનવા જેવી ચારિત્રવાન હું ન નીકળી ? બીજો કડવો ઘૂંટડો એ ગળે ઉતારી ગઈ.

'તારા પિતાને મેં કહ્યું કે ડૉક્ટર શ્રીકાન્ત મારા પુત્ર જેવો જ છે... તમારી તુલસી માટે હું માગું નાખવા આવ્યો છું.'

પોતે શું સાંભળી રહી છે ! ખીણમાંથી કોઈએ પોતાને પર્વતની ટોચ પર પહોંચાડી દીધી હોય એવા ઝાટકાથી ખુરસીના હાથા પર ટેકવેલો તુલસીનો હાથ ઘડીભર ખોટો પડી ગયો અને સંતુલન જાળવી રાખવા માટે બીજો હાથ ટેબલ પર ટેકવી દેવો પડ્યો. ગાઢ અંધકારમાંથી અચાનક ઝળહળતી રોશની આંખો પર પડે એવી એ હેબતાઈ ગઈ.

ડીન શ્રીવાસ્તવે ધાર્યું જ હતું કે વાત સાંભળીને તુલસી મૂંગીમંતર થઈ જવાની. મધુકર ગોસ્વામી સમક્ષ પ્રસ્તાવ મૂકતી વખતે પણ એમણે બહુ સાચવીસાચવીને વાત રજૂ કરી હતી. એ હાર્ટ પેશન્ટ હતા એટલા જ માટે નહીં, પણ હૉસ્પિટલમાં સાથે કામ કરતાં નર્સ-ડૉક્ટરો એકબીજાના સહવાસને કારણે પ્રેમમાં પડી જાય છે એવી કોઈ છાપ ન પડી જાય એટલે શરૂઆતમાં જ કહી દીધું કે તમારી તુલસી તો કોઈની સામે ઊંચી આંખ કરીનેય જોતી નથી...

અત્યારે પણ વાત સાંભળ્યા પછી તુલસી ક્યારેય આંખ ઊંચી કરવા માગતી ન હોય તેમ પાંપણ ભીડીને બેસી જ રહી હતી. તેના આ પ્રતિભાવે ડૉક્ટર શ્રીકાન્તને મૂંઝવણમાં મૂકી દીધો : તેની ખામોશીમાં લજ્જા છે કે આનાકાની ?

'તુલસી, તું જરા સ્વસ્થ થા.' કહેતા ડીન ઊભા થઈ તેની નજીક ગયા : 'મેં મારી ફરજ બજાવી, હવે તમે બંને આપસમાં વાતચીત કરીને તમારો નિર્ણય લઈ લો.'

આમ કહી તુલસીનો ખભો થપથપાવી ડીન ઝડપભેર બહાર નીકળી ગયા ત્યારે તો તુલસીની સ્થિતિ વધારે કફોડી થઈ ગઈ. જેની સાથે કામ કરતાંકરતાં બધો જ ક્ષોભ - સંકોચ છૂટી ગયો હતો તેના તરફ ઊંચું જોવામાંય મન પર સવામણનો ભાર વર્તાવા લાગ્યો.

'તુલસી...' બંને એકલાં પડ્યા પછી ડૉક્ટર શ્રીકાન્તના સંબોધનમાં રોજ કરતાં કોઈ જુદો જ ભાવ ઘૂંટાયેલો લાગ્યો : 'આવી રીતે પ્રસ્તાવ મૂકવાનું તને કદાચ અજુગતું લાગ્યું હશે.'

ધીમેધીમે તુલસીએ પાંપણ ઊંચકી. એની મોટી આંખોની લીસી કીકીઓમાં ડૉક્ટર શ્રીકાન્તની છબી આકાર પામવા લાગી. જેને રોજ જોતી રહેતી તેને આજ જુદી દૃષ્ટિથી જોઈ રહી હોય એમ એની મુખાકૃતિ નીરખવા લાગી.

'આ રીત પ્રપોઝ કરવાનું તને ઑકવર્ડ લાગ્યું હોય તો આઈ એમ રીઅલી વેરી સૉરી !'

શ્રીકાન્તનો અવાજ પાતળો પડી ગયો ત્યારે તુલસીને સમજાયું કે પોતાનું મૌન કારણ વગરની ગેરસમજ સર્જી રહ્યું છે. કાંઈક બોલવું જોઈએ.

'ડૉક્ટર, ઑકવર્ડ તો નહીં પણ સાવ અણધાર્યું લાગ્યું એટલે વિચારમાં પડી ગઈ.'

'વિચાર કરવા માટે તું પૂરતો ટાઈમ લેજે, તુલસી ! ડીનસાહેબે ભલે કહ્યું, પણ આવો નિર્ણય લેવામાં ઉતાવળ ન કરાય.'

તુલસી કહી ન શકી કે હાલના સંજોગોમાં પરણવાનો વિચાર કરવો એ જ મારે માટે ઉતાવળ કરવા જેવું છે.

'તું કદાચ વિચારતી હોઈશ કે આ વિચાર મને ક્યારથી આવ્યો.' શ્રીકાન્તે આપમેળે જ કહેવા માંડ્યું : 'હું કૉલેજિયનની અવસ્થામાં હોત તો કદાચ એવું કહી શકત કે તને પહેલી વાર જોઈ ત્યારથી મને આ વિચાર સ્ફુર્યો હતો...' પોતાના જ બોલેલા શબ્દ પર તેનાથી હસી જવાયું ત્યારે તુલસી પણ સહેજ મલકી.

'છેલ્લાં બે વર્ષથી માતા-પિતા લગ્નનું દબાણ કરવા લાગ્યાં હતાં, પણ હું કહ્યા કરતો, હાઉસ-ડૉક્ટર તરીકે પૂરેપૂરો અનુભવ લીધા પછી જ પરણવું છે... છતાં એ લોકો કોઈ ને

કોઈ છોકરીની વાત લઈ આવતાં. ક્યારેક ફોટો દેખાડતાં, તો ક્યારેક કુટુંબના કોઈ પ્રસંગમાં આવેલી છોકરી દેખાડતાં. બે મહિના પહેલાં અચાનક એક છોકરી પર એમની નજર પડી. યાદ છે તને, તુલસી, આપણી મેડિકલ કૉલેજનું ફંક્શન ? મધર-ફાધર સાથે મારી નાની સિસ્ટર પણ આવેલી... અમે બધા ડૉક્ટરો ગપ્પાં મારતા ઊભા હતા ત્યાં મધર મારો હાથ પકડીને ખેંચી ગયાં : 'કાન્ત, જરા મને પેલી છોકરીની ઓળખાણ કરાવ ને... એ તારી હૉસ્પિટલની કૉલેજમાં ભણતી કોઈક છોકરી લાગે છે...' કહેતી એ મને તારી પાસે લઈ આવી... હવે યાદ આવે છે ને, તુલસી, તારી સાથે મેં એમની ઓળખાણ કરાવેલી : 'આ છે મારાં મધર... અને, બા, આ છે તુલસી ગોસ્વામી, અમારી હૉસ્પિટલની લાડકી સિસ્ટર !

'મેડિકલ સ્ટુડન્ટને બદલે હું નર્સ છું એ જાણીને તમારાં મધરને બહુ આનંદ નહીં થયો હોય.'

આ કોણ - તુલસી બોલી ગઈ ? શ્રીકાન્ત અચંબામાં પડી ગયો. સાચેસાચ માનો પ્રથમ પ્રત્યાઘાત એણે કહ્યો એવો જ હતો !

'મને તારી આ નિખાલસતા બહુ ગમી, તુલસી !' લાગણીઘૂંટ્યા અવાજે શ્રીકાન્ત બોલી ગયો : 'એ ભલેને ડૉક્ટરની મા હોય, બીજાં બધાંની જેમ એય જાણતી નહીં હોય કે સારા ઘરની સંસ્કારી છોકરી પણ નર્સ હોઈ શકે છે.'

'માત્ર સારા ઘરની જ નહીં, ગરીબ ઘરની પણ !'

તુલસીએ શ્રીકાન્તને ચોંકાવી દીધો. એકાદ વરસથી પોતે જેની સાથે કામ કરી રહ્યો છે એના વ્યક્તિત્વનું જુદું જ સ્વરૂપ આજે તેને જોવા મળતું હતું. એ જેટલી લજ્જાશીલ છે એટલી જ ચતુર અને સ્પષ્ટવક્તા પણ છે ! એકાએક તુલસી તેને હવે વધુ ગમવા લાગી.

'આપણે જરા આડી વાતે ચડી ગયાં.' ટેબલ પર પડેલું પેપરવેટ રમાડતાં શ્રીકાન્તે કહ્યું : 'મૂળ વાત એ હતી કે મને આ વિચાર ક્યારે આવ્યો. મા મને તારી પાસે હાથ પકડીને ખેંચી લાવી ત્યારથી હું આ વિષે વિચારતો થઈ ગયો. બે મહિના સુધી એ શક્યતા વાગોળતો રહ્યો, પછી હિંમત કરીને ડીનસાહેબ સમક્ષ દિલ ખોલ્યું. એમણે તો સાંભળતાં જ મારા વિચારને વધાવી લીધો. ગઈ કાલે તેઓ મારે ઘેર જઈ આવ્યા અને આજે તારા પિતાજી પાસે...'

એકીશ્વાસે બોલી જઈને ડૉક્ટર શ્રીકાન્ત એકીટશે તુલસીને તાકી રહ્યો. પ્રસ્તાવની પ્રસ્તાવના પૂરી થયા પછી હવે પોતે કાંઈ કહેવા જેવું રહ્યું નહોતું, માત્ર સાંભળવાનું જ હતું. પર્સ ઉઘાડબંધ કરતી તુલસીએ સામે જોયું ત્યારે તેના હોઠ પર એની મીટ મંડાઈ. દિલ ધડકવા લાગ્યું. જવાબ સાંભળવાની ઉત્કંઠા હતી તેમ તુલસી ઉતાવળે ઇન્કાર ન કરી દે એવો થડકો પણ હતો.

'ઓહ ! પાંચ ને પચીસ થઈ ગઈ !' કાંડાઘડિયાળમાં જોતી તુલસીએ ચતુરાઈથી જવાબ ટાળી દીધો : 'આજે મંગળવાર છે, હજુ મારે સિદ્ધિવિનાયક જવાનું બાકી છે. ઘેર જતાં વધારે મોડું થશે તો પિતાજી...'

આમ કહેતી એ ઊભી થઈ ત્યારે શ્રીકાન્તે હતાશાને બદલે ધરપત અનુભવી : આવા પ્રશ્નના જવાબમાં તુલસી જેવી કન્યા વિલંબ કરે એ સારી નિશાની ગણાય. ના પાડવી હોત તો એ સ્પષ્ટ કહી દેત... હવે પિતા સાથે ચર્ચા કરીને એમની મારફત જ હકારમાં જવાબ આપશે...

'ભલે, તુલસી તું જા, તને મોડું થશે.' કહી શ્રીકાન્તે મલકીને ઉમેર્યું : 'હું ગોસ્વામીજીને મળવા ઘેર આવી જઈશ.'

હા, ના કે આવજો - કાંઈ જ કહ્યા વગર તુલસી જેટલી મંદ ગતિએ રૂમમાં પ્રવેશી હતી એટલી જ તેજ ચાલે તે બહાર નીકળી ગઈ.

સારું થયું કે વળતી વખતે લિફ્ટમૅન બદલાઈ ગયો હતો, નહિતર પોતે ઑફ-ડ્યૂટીમાં આટલી બધી વારે હાઉસ-ડૉક્ટરના બંધ રૂમમાંથી બહાર નીકળી એ વાત સવાર પહેલાં આખી હૉસ્પિટલમાં ફેલાઈ જાત.

નીચે આવીનેય એણે તેજ ચાલ ચાલુ રાખી. આઉટડૉર પેશન્ટનો વિભાગ ઝડપભેર વટાવી હૉસ્પિટલનાં ઊંચાં પગથિયાં પરથી એ સડસડાટ ઊતરવા લાગી ત્યાં અધવચ્ચે જ એ કોઈની સાથે અફળાઈ પડી. 'સૉરી' કહેતી એ હાથમાંથી વછકીને પગથિયાં પર પડેલું પર્સ લેવા નીચી નમે એ પહેલાં સામે ઊભેલા તગડા માથાભારે વૉર્ડમૅન સખારામ પર તેનું ધ્યાન ગયું. એના મુખભાવ જોતાં જ એ પામી ગઈ કે સખારામ જાણીકરીને પોતાની સાથે અફળાયો હતો. પર્સ ઊંચકીને એ પગથિયાં ઊતરવા જાય એ પહેલાં તેના મરાઠી શબ્દો કાને પડ્યાં :

'હસલી તરી ફસલી નાહીં !'

સાંભળતાં જ તુલસીને જાળ લાગી. 'હસલી તર ફસલી' (હસી તો ફસી) એવી મરાઠી ઉક્તિમાં સુધારો (કે બગાડો) કરીને સખારામે તેને સંભળાવ્યું હતું કે તું હસી, પણ ફસી નહીં !

તુલસીનો નીચલો હોઠ દાંત વચ્ચે દબાયો. ભીતરમાં ઘૂંટાતો રોષ વ્યક્ત કરવાનું એ વિચારતી હતી ત્યાં મૂછો પર હાથ ફેરવતા સખારામે ગલીચ મુખભાવ સાથે પડ્યા પર પાટુ મારવા જેવું બીજું વાક્ય ઉચ્ચાર્યું :

'પર મી તુલા નક્કી ફસવણાર !'

એના જડબા પર એક જોરદાર તમાચો ઝીંકી દેવાના ઝનૂન સાથે ડાબેરી તુલસીનો ડાબો હાથ ઊંચકાયો, પણ છેલ્લી ઘડીએ જાત પર અંકુશ મૂકી દીધો. તમાચો મારીને તમાશો કરવાનો કોઈ અર્થ નથી...

અને ગુસ્સાથી લાલઘૂમ બની ગયેલો ચહેરો ફેરવી લઈ તુલસી બાકીનાં પગથિયાં ઊતરી ગઈ.



## 2

સિદ્ધિવિનાયકનાં દર્શન માટે મંદિરનાં પ્રવેશદ્વારની બંને બાજુએ લાગેલી સ્ત્રીપુરુષોની કતાર ધીમી ગતિએ આગળ સરકતી હતી. સંકષ્ટ-ચતુર્થીના મંગળવારે ચાલુ મંગળવાર કરતાં દર્શનાર્થીઓની ભીડ વધારે રહેતી. હાથમાં પૂજાનાં ફૂલ અને શ્રીફળ સાથે યંત્રવત્ કતારમાં આગળ ખસતી તુલસી ઊંડા વિચારમાં ખોવાયેલી હતી. પાંચ જ મિનિટના અંતરે બની ગયેલી બે અણધારી ઘટનાએ તેના માનસને કબજે કરી લીધું હતું. હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત દીક્ષિતે મૂકેલો લગ્નનો પ્રસ્તાવ મીઠી મૂંઝવણ જગાવતો હતો. પ્રસ્તાવ જેટલો અણધાર્યો હતો એટલો જ કવેળાનો તુલસીને લાગ્યો. લગ્નનો વિચાર જ મનમાં ઉદ્‌ભવ્યો ન હોય ત્યાં પ્રસ્તાવ મૂકનાર પાત્રની પસંદગી કે નાપસંદગીની સૂઝ ક્યાંથી સ્ફુરે ? જે ઘડીએ પિતા પોતાને પરણાવી દેવાનો સંકલ્પ કરશે ત્યારે વાત કઈ રીતે આગળ વધશે એ તો એણે અવારનવાર અલપઝલપ વિચારી રાખેલું. પિતાજી કોઈ મુરતિયાની વાત ઉચ્ચારશે, એ મુરતિયો કન્યાને જોવા ઘેર આવશે, પોતે એને ચા-નાસ્તો પીરસશે, પછી પેલો બેચાર સવાલો પૂછશે. પોતાને માટે એ પહેલો પ્રસંગ હશે એટલે એના પ્રશ્નોના ઉત્તર આપતાં થોડો સંકોચ થશે. સામેથી પોતે કદાચ કાંઈ જ પૂછી નહીં શકે. છોકરાની સાથે આવેલાં એનાં ઘરનાંઓ પોતાને ધારીધારીને જોશે, ઘરકામ કે હૉસ્પિટલની ડ્યૂટી માટે થોડી પૂછપરછ કરી લેશે અને પછી ઘેર જઈને જવાબ આપીશું એવા ભાર સાથે વિદાય લેશે... પિતાજી ઉત્કંઠાભેર જવાબની રાહ જોવામાં બેચાર દિવસ વિતાવશે. વધુ વિલંબ થશે તો હકારની આશા છોડી દેશે અને 'હા' આવશે તો પોતાને પૂછશે : તુલસી, તને તો કાંઈ વાંધો નથી ને ? છોકરો કમાતો-ધમાતો છે અને કુટુંબ પણ સારું છે... બસ, પછી મારા પક્ષે માત્ર સંમતિ જ આપવાનું રહેશે.

આવું કાંઈક બનવાની કલ્પના કરી હોય તેને બદલે તદ્દન ઊંધી દિશાએથી શરૂઆત થઈ જાય ત્યારે મૂંઝવણ તો થાય જ ને ?

'છોકરી, આગળ વધ !' પાછળ ઊભેલી ગૃહિણીએ તેની કોણીએ હાથ અડકાડીને તુલસીને સજાગ કરી : 'લાઈનમાં જગ્યા ખાલી પડશે તો બહારથી કોઈ ઘૂસી જશે.'

સજાગ બનેલી તુલસીએ બે ડગલાં આગળ સરકીને ખાલી જગ્યા પૂરી દીધી. પાછળવાળી બાઈએ તો જુદા જ સંદર્ભમાં કહ્યું હતું, પણ પોતાના અત્યારના સંજોગોમાં બંધ બેસી જતું હોય એવું તુલસીને લાગ્યું : 'ડૉક્ટર શ્રીકાન્તના જીવનની ખાલી જગ્યા પૂરવામાં પોતે મોડી પડે તો વચ્ચે બીજી કોઈ ઘૂસી જાય કે નહીં ?

આવા વિચિત્ર તર્ક પર તેનાથી હસી જવાયું અને બીજી જ પળે હૉસ્પિટલના વૉર્ડમૅન સખારામ સાથેની અથડામણની યાદે તેના હોઠ પરથી સ્મિત છીનવી લીધું. સાત વર્ષ પહેલાં હૉસ્પિટલ શરૂ થઈ ત્યારે વૉર્ડબૉય તરીકે નોકરીમાં જોડાયેલ સખારામ હૉસ્પિટલના ડૉક્ટરો, નર્સ અને પેશન્ટો માટે માથાના દુખાવા જેવો થઈ ગયો હોવા છતાં કોઈ કેમ એને કાઢી મૂકતું નહીં હોય ? કદાચ હૉસ્પિટલના વૉર્ડબૉય યુનિયનનો આગેવાન છે એટલે એને સૌ સહી લેતા હશે. પોતે નર્સ તરીકે જોડાઈ તેના બે મહિના પહેલાં હૉસ્પિટલના વૉર્ડબૉય હડતાલ પર ઊતરેલા ત્યારે નર્સોએ સેવા બજાવવાનું ચાલુ રાખ્યું ત્યારથી સખારામ હૉસ્પિટલની બધી જ નર્સોના દુશ્મન જેવો બની ગયો હતો. કોઈ પેશન્ટ જો વૉર્ડબૉય વિરુદ્ધ ફરિયાદ કરે તો એનું આવી બનતું. સખારામ મહોલ્લાના દાદાની જેમ પેશન્ટ પાસે જઈને ધમકાવતો : અમારા માણસ સામે ફરિયાદ કરી તો ભારે પડી જશે... હૉસ્પિટલના એકસો-પંચોતેર વૉર્ડબૉયનો પરાણે બની બેઠેલો આ આગેવાન એની નજરે ચડેલી મેતરાણીને છોડતો નહીં અને છતાં કોઈ એના વિરુદ્ધ હરફ ઉચ્ચારી શકતું નહીં. બોલકી સિસ્ટર ડિસોઝા તો એક વાર બોલી પણ ગયેલી : તુલસી, તારા જેવીએ તો એ આદમીની નજરે ચડવા જેવું નથી. એના હાથ બહુ લાંબા છે !

નીચા કદના આદમીના હાથ બહુ લાંબા કેમ હોય એ વાત તુલસીની સમજમાં આવી નહોતી અને થોડી વાર પહેલાં હૉસ્પિટલનાં પગથિયાં પર જાણી-કરીને અફળાઈને એણે કરેલી 'હસલી-ફસલી'ની ગંદી મશ્કરી પણ તુલસી પૂરેપૂરી સમજી શકી નહોતી. જોકે સખારામે આંખના ડોળા કાઢીને સંભળાવેલી ધમકીનો અર્થ તો એ બરાબર સમજી ચૂકી હતી અને એટલે જ પોતે સ્વસ્થ ચિત્તે ડૉક્ટર શ્રીકાન્તના પ્રસ્તાવ પર વિચાર કરી શકતી નહોતી.

વિઘ્નકર્તા વિનાયકનાં દર્શનમાં પણ તુલસી એકાગ્ર બની શકી નહીં. આજ સુધી ક્યારેય પોતાને માટે કાંઈ જ નહીં માગતી તુલસીથી બે હાથ જોડીને બોલાઈ ગયું હતું : હે ગણપતિદાદા, મારી રક્ષા કરજો !

'તુલી !'

મંદિરની બહાર નીકળીને એ ઉતાવળે રસ્તો ક્રૉસ કરવા જતી હતી ત્યાં પાછળથી આવેલા પરિચિત સાદે તેને થંભાવી દીધી. એ ડોક ફેરવીને પાછળ જુએ તે પહેલાં તો સડસડાટ કરતી એક બસ તેની લગોલગ પસાર થઈ ગઈ. દર્શન માટે લાઈનમાં ઊભેલામાંથી જેમણે એ જોયું તેમના શ્વાસ અધ્ધર થઈ ગયા. બસની હડફેટમાંથી ઊગરી ગયેલી તુલસીની આંખે અંધારાં આવી ગયાં.

'કેવી આંખો મીંચીને ભાગતી હતી...' ઝડપભેર તેની પાસે પહોંચી જઈ ચિંતને સંભળાવ્યું : 'જરાક માટે બચી ગઈ !'

છ ફૂટ ઊંચા હસમુખા ચિંતનને પોતાના કરતાંય વધુ ગભરાયેલો જોઈને તુલસી ઘડીભર ગદ્ગદ બની ગઈ. પછી લાગણી પર કાબૂ મેળવી લેતાં સંભળાવ્યું :

'ચિંતુ, સિદ્ધિવિનાયકનાં દર્શન કરીને બહાર નીકળતાં કોઈ અકસ્માતમાં મરી ગયું હોવાનું ક્યારેય તેં સાંભળ્યું છે ?'

'ઓત્તારીની ! તને બચાવી મેં... અને જશ આપે છે તારા પથ્થરના દેવને !'

ચિંતનને તેના અસલ મિજાજમાં આવી જતો જોઈને તુલસીએ હળવાશ અનુભવી. સાચવીને રસ્તો ક્રૉસ કરી લઈ તેણે પૂછ્યું : 'અલ્યા, ચિંતુ, તને નાસ્તિકને વળી આજે સિદ્ધિવિનાયક કેમ યાદ આવી ગયા ? પરીક્ષા શરૂ થવાની છે એટલે દર્શન કરવા દોડ્યો આવ્યો ?'

'તું પણ કમાલ છે, તુલી !' ચિંતને દૂરથી આવતી ખાલી ટૅક્સી તરફ હાથ ઊંચો કરતાં કહ્યું : 'હું તારા માટે દોડધામ કરું છું અને તને કંઈ કદર જ નથી... દર્શન કરવા નહીં, તને લેવા માટે દોડ્યો આવ્યો.'

'એટલે ?' તુલસીને ધ્રાસ્કો પડ્યો : 'બાપુજીને ફરી હાર્ટ...'

'નહીં-નહીં, એવું કાંઈ નથી.' બાજુમાં આવીને ઊભી રહેલી ટૅક્સીનો દરવાજો ખોલી તુલસીને અંદર બેસી જવાનો સંકેત કરતાં એણે કહ્યું : 'ગોસ્વામીકાકાને કાંઈ જ નથી થયું...' કહી પોતે અંદર ગોઠવાઈ જઈને ટૅક્સીવાળાને સૂચવ્યું. 'તિલક બ્રિજ...'

'તો પછી ટૅક્સી કરવાની શી જરૂર...'

'ટૅક્સીના પૈસા તારે નહીં ચૂકવવા પડે, બસ... માણસને હાર્ટ-એટેક આવે તો જ જલદી ઘેર પહોંચવું એવું થોડું છે ?' ચિંતને મોટા માણસની ઢબે ઠપકો આપવાનો દેખાવ કર્યો : 'પુત્રી રોજ કરતાં ઘેર મોડી આવે તો પિતાને ચિન્તા થાય કે નહીં ? અને પિતા જો હાર્ટ-પેશન્ટ હોય તો એમની ચિન્તા જોઈને મને ચિન્તા થાય કે નહીં ?'

'પણ, ચિંતુ, બાપુજીને ખબર છે કે મંગળવારે હું સિદ્ધિવિનાયક...'

'ગોસ્વામીકાકા પણ એ જ કહેતા હતા. મંગળવારે તુલસી મંદિરેથી આવવામાં ક્યારેય આટલું મોડું નથી કરતી... અર્ધા કલાકથી તેઓ મારી સાથે વાત કરતાંકરતાં બારી બહાર જોઈને બોલતા હતા : હજુ કેમ નહીં આવી હોય... હું હાજર ન હોત તો કદાચ તેઓ જાતે જ તને શોધવા મંદિરે દોડી આવત...'

એ જ વખતે ટૅક્સી દાદરના તિલક બ્રિજ પર આવી એટલે ચિંતને ડ્રાઈવરને કહેવું પડ્યું : 'અબ લેફ્ટ ટર્ન લેના.'

તુલસીને થયું : મોડું થવાનું કારણ ચિંતુને કહી દઉં. ડીન અને હાઉસ-ડૉક્ટરે ઉપર બોલાવીને જે કાંઈ કહ્યું તે એને જણાવી દઉં. વર્ષોથી પડોશમાં રહેતા અને નિશાળના દરેક ક્લાસમાં સાથે ભણેલા ચિંતુથી કોઈ વાત એ છાની રાખતી નહીં, પણ કોણ જાણે કેમ, ડૉક્ટર શ્રીકાન્તના પ્રસ્તાવની વાત ઉચ્ચારવા તુલસીની જીભ ઊપડી નહીં.

'તુલી, તને મારે એક વાત કહેવાની છે.'

પોતાને બદલે ચિંતુને કોઈ વાત કહેવાની છે એ જાણીને તુલસી ચોંકી. કદાચ બાપુજીએ તેને કહી દીધું હશે કે ડીનસાહેબ ઘેર આવીને આવો પ્રસ્તાવ કરી ગયા છે... એણે ચિંતુના ચહેરા સામે જોયું તો એ ઊર્મિ-નીતરતી નજરે પોતાને નીરખી રહ્યો હતો. કોને ખબર, એ શું કહેવા માગતો હશે... સાંભળ્યા વગર જ તુલસીને બીક લાગી. પોતાને મૂંઝવતી આજની બે વાતમાં ત્રીજીનો ઉમેરો કરવા માગતી ન હોય તેમ એણે સાંભળ્યું-ન-સાંભળ્યું કરી દીધું અને ઘર આવતાં ચિંતુએ ટેક્સી થોભાવી દેવી પડી.

પિતા-પુત્રી સાથે જમવા બેઠાં ત્યાં સુધી મધુકર ગોસ્વામીએ મૂળ વાત ઉચ્ચારી નહીં. 'તુલસી, આજે તારે વધારે મોડું થયું...' એના જવાબમાં 'સંકષ્ટચતુર્થીનો મંગળવાર હતો એટલે મંદરે ભીડ વધારે હતી.' એવું કહેતી તુલસી રસોડામાં કામે લાગી ગઈ હતી અને ગોસ્વામી રોજના નિયમ મુજબ રસોઈ થઈ ત્યાં સુધી સિતાર બજાવતા રહ્યા હતા. 'હું જમીને આવું છું' કહી ચિંતન તેને ઘેર ચાલ્યો ગયો એટલે તુલસીએ ધરપત અનુભવી હતી. રોકાયો હોત તો કદાચ ટેક્સીમાં કહેવાની રહી ગયેલી વાત એ ઉચ્ચારત એવો તુલસીનો અજંપો ઓસરી ગયો. જીવનમાં કોઈકોઈ ઘટના આકસ્મિક રીતે બની જાય છે ત્યારે ખબર નથી હોતી કે ભવિષ્યમાં એ કેવો જોગસંજોગ સર્જી દે છે ! નર્સ તરીકે હૉસ્પિટલમાં જોડાઈ એ દિવસે ડીનસાહેબને પ્રણામ કરવા ગયેલી ત્યારે એમણે આશીર્વાદ આપેલા કે ભલે, તું ડૉક્ટર ન બની શકી પણ કોઈ લાયક ડૉક્ટર તને જીવનસાથી બનાવે... તેના બેચાર દિવસ પછી જ જોગાનુજોગ પોતે ચિંતનને હૉસ્પિટલ લઈ ગઈ હતી, 'ડીનસાહેબ, યશોદામાસીનો અમારો આ ચિંતુ ઈન્ટર સાયન્સમાં બહુ ઊંચા માર્કર્સથી પાસ થયો છે. એને આપણી મેડિકલ કૉલેજમાં એડમિશન મળી શકે ?'

કહીને તેણે વાતને વજન આપવા માટે ઉમેર્યું હતું : 'એ ડૉક્ટર બનશે તો હું પોતે ડૉક્ટર બની ગઈ એટલો બધો મને આનંદ થશે.'

પોતાના માસીના દીકરા ભાઈની ભલામણ માટે તુલસી આવી છે એમ માની ડીનસાહેબ ચિંતનનું માર્કશીટ જોઈ ગયા. મેડિકલ કૉલેજમાં એડમિશન મેળવવા માટે ચિંતન પૂર્ણ લાયકાત ધરાવતો હતો એવું લાગ્યું છતાં ડીન વિચારમાં પડી ગયેલા. જ્યાં લાગવગ, દબાણ અને ડોનેશન બહુ મોટો ભાગ ભજવી જતાં હોય ત્યાં ચિંતનને માટે ચાન્સ ઓછો દેખાયો. તુલસીની ભલામણ ખાતર ચિંતનના એડમિશન માટે પોતાની લાગવગ વાપરી નાખવાનું એમને ઉચિત ન લાગ્યું. 'હું ટ્રાય કરીશ...' એવું કહીને એ વાત ટાળી દેવા માગતા હતા ત્યાં પૂછવા ખાતર એમણે ચિંતનને પૂછ્યું હતું : 'તારા ફાધર મિસ્ટર મઝુમદાર શું કરે છે ?'

'ફાધર હયાત નથી.' ચિંતને માહિતી આપેલી : 'એ કસ્ટમ ઑફિસર હતા. દસ વર્ષ અગાઉ ડ્યૂટી બજાવતાં એમનું મૃત્યુ થયું.'

સાંભળીને ડીન શ્રીવાસ્તવ એમની ખુરશીમાં ટટ્ટાર થઈ ગયા હતા. થોડી વાર ચિંતનની સામે જોઈ લઈને એની માર્કશીટ પર આખું નામ વાંચ્યું : ચિંતન મન્મથરાય મઝુમદાર ! એમના કપાળમાં કરચલીઓ વળવા લાગી હતી.

'યંગ બૉય, કુન્દનલાલ શ્રીવાસ્તવનું નામ તેં સાંભળ્યું છે ?'

'યસ, સર, મારા ફાધરના બૉસ હતા.' ચિંતન ઉતાવળે બોલી ગયો હતો : 'એ રાત્રે ફાધર સાથે અમે છેલ્લા શોમાં ફિલ્મ જોવા જવાનાં હતાં. ત્યાં નવેક વાગ્યે શ્રીવાસ્તવસાહેબનો ફોન આવ્યો. મારા પિતાએ કહ્યું, યસ સર, આઈ એમ એવર-રેડી... કહી ફોન મૂકીને એમણે ઝડપથી પોશાક બદલી નાખ્યો. કમરમાં પિસ્તોલ ખોસી અને "આજે ફિલ્મમાં જવાનું કેન્સલ." કહીને ગયા તેઓ ગયા... સવારે એમનું ડેડ બૉડી જ જોવા મળ્યું.' બોલતાંબોલતાં ચિંતનનો કંઠ રૂંધાઈ ગયો.

'આઈ નો એવરીથિંગ.' ડીન શ્રીવાસ્તવે સહાનુભૂતિના રણકા સાથે કહ્યું હતું : 'જેમ તું આ તુલસીની માસીનો દીકરો ભાઈ થાય, તેમ તારા ફાધરના બૉસ કુન્દનલાલ શ્રીવાસ્તવ મારા કાકાના દીકરા ભાઈ થાય. આ ઘટના બની ત્યારે હું જે. જે.માં હતો. પોસ્ટમૉર્ટમ માટે તારા ફાધરનું બૉડી અમારી હૉસ્પિટલમાં આવેલું ત્યારે કુન્દનલાલ શ્રીવાસ્તવે એક જ વાક્યમાં એમનો પરિચય આપી દીધેલો : હી વૉઝ ધી મોસ્ટ કરેજીઅસ ઑફિસર... જાનના જોખમે ફરજ બજાવનાર એમના જેવા બહાદુર આજે બહુ ઓછા મળે છે.' કહેતાંકહેતાં ડીનસાહેબ પોતે જ ગળગળા થઈ ગયા હતા. 'મને બરાબર યાદ છે, મન્મથરાય મઝુમદારને મરણોત્તર સુવર્ણચંદ્રક આપવાનું નક્કી થયું ત્યારે કુન્દનલાલ શ્રીવાસ્તવે સરકાર સાથે લમણાઝીક કરીને એક લાખ રૂપિયા મરનારના ફેમિલી માટે અપાવ્યા હતા ! પણ પછી એ જ કુન્દનલાલ શ્રીવાસ્તવની હાલત...'

બોલતાંબોલતાં ડીન શ્રીવાસ્તવ અટકી ગયા ત્યારે તુલસી અને ચિંતન એકબીજા સામે જોતાં રહ્યાં હતાં. ચિંતનથી રહેવાયું નહીં એટલે ઉચાટભર્યા અવાજે પૂછી લીધેલું : 'સર, શું થયું કુન્દનલાલ શ્રીવાસ્તવજીને ?'

'થયું તો કંઈ નહીં.' કહેવા-ન-કહેવાની દ્વિધામાં થોડું રોકાઈને છેવટે તેમણે કહી જ દીધું, 'કુન્દનલાલ પ્રામાણિક કસ્ટમ ચીફ હતા. લાખોની લાંચને એમણે ઠોકરે મારી એટલે દાણચોરોએ દિલ્હી પર દબાણ લાવી એમની મુંબઈથી બદલી કરાવી. એ તો ઠીક, પણ એમની દીકરીને મેડિકલ કૉલેજમાં એડમિશન જોઈતું હતું ત્યારે કોઈએ દાદ પણ ન આપી. એમની દેશસેવાની કદર કરવાને બદલે કૉલેજના કારભારીઓએ ડોનેશન માગ્યું !'

કહીને ડીનસાહેબે ચિંતનનું ઍપ્લિકેશન ફૉર્મ પોતાની પાસે લઈ લીધું. 'એ વખતે તો હું આવા કોઈ સ્થાન પર નહોતો એટલે કુન્દનલાલની પુત્રીને એડમિશન અપાવી ન શક્યો, પણ મન્મથરાય મઝુમદારના સનને અમારી જ કૉલેજમાં દાખલ ન કરાવી શકું તો મારું આ સ્થાન લાજે !'

અને પંદર દિવસ પછી તુલસી મારફત ડીનસાહેબે એડમિશન મળી ગયાના ખુશખબર ચિંતનને કહેવડાવ્યા ત્યારે તેનો હાથ પકડી લઈને ચિંતુએ પૂછ્યું હતું. 'આ માટે કોનો ઉપકાર માનું - તારો કે ડીનસાહેબનો ?'

'કોઈનો નહીં !' તુલસી વિના સંકોચે બોલી ગયેલી : 'આ એડમિશન મઝુમદાર કાકાની પુણ્યાઈથી પ્રાપ્ત થયું છે, ચિંતુ !' પછી પોતાનો હાથ છોડાવતાં પહેલાં ઉમેર્યું હતું : 'મને વચન આપ કે ડૉક્ટર થઈને તું એ હૉસ્પિટલમાં જ તારી સેવા આપીશ.'

'વચન આપ્યું !' કહીને તુલસીનો હાથ દબાવતાં એણે કહ્યું હતું : 'પણ એક શરતે - હું ત્યાં ડૉક્ટર હોઉં ત્યારે તું મારી પડખે હોવી જોઈએ.'

'ઓ બાપ રે !' હાથ પાછો ખેંચી લઈને એણે છણકો કરેલો : 'એનો અર્થ તો એ કે તું ડૉક્ટર થા ત્યાં સુધી મારે નર્સ તરીકે ચાલુ રહેવું !'

'નર્સ તરીકે નહીં, તુલી, પ્રેરણામૂર્તિ તરીકે તું મારી સાથે હોઈશ.'

દસ મહિના પહેલાં બની ગયેલી એ ઘટના આજની સાંજે તુલસીને વિચિત્ર જોગાનુજોગ જેવી લાગી રહી હતી.

'આજે બપોરે ડીનસાહેબ ઘેર આવ્યા હતા.'

ભોજન લગભગ પૂરું થવા આવ્યું ત્યારે પિતાએ મૂળ વાત ઉચ્ચારી.

'મને ખબર છે.' થાળીમાં નજર રાખી તુલસીએ જવાબ આપ્યો. આખરે પોતે ક્યાં સુધી એ ચર્ચાને વિલંબમાં નાખી શકવાની હતી ? કોળિયો ગળે ઉતારી પિતા સામે જોઈને તેણે ઉમેર્યું : 'ડીનસાહેબે મને ડૉક્ટર શ્રીકાન્તની રૂમમાં બોલાવીને બધી વાત કરી.'

'પછી તેં શો જવાબ વાળ્યો ?'

'હાઉસ-ડૉક્ટરે કહ્યું કે પિતાજી સાથે વાતચીત કરીને નિરાંતે નિર્ણય લેજે. હું એમને મળવા ઘેર આવી જઈશ.'

'એ તો નિરાંતે નિર્ણય લેવાનું જ કહે, પણ આપણે શું કામ ઢીલ કરવી જોઈએ ?'

'આપણે ઉતાવળ પણ શું કામ કરવી જોઈએ ?'

એકબીજા સામે જોયા વગર સંવાદની આપલે થઈ ગયા પછી થોડી વાર બંને વચ્ચે મૌન છવાઈ ગયું.

'જો, તુલસી, આપણે બધી બાજુનો વિચાર કરી લેવો જોઈએ.' પાણીના બે ઘૂંટડા ગળે ઉતારી પિતાએ કહેવા માંડ્યું : 'તું તો જાણે છે કે ગોસ્વામીપદ જતું કર્યા પછી એ પરિવારોએ તો આપણી સાથે બેટી-વ્યવહાર તોડી નાખ્યો છે. હું ગોસ્વામી થયો હોત તો તુલસીબેટી તરીકે તારાં માનપાન થતાં હોત, ઘેરઘેર પધરામણી માટે તને નિમંત્રણ આવતાં હોત...'

'તુલસીબેટી ન થયાનો મને ક્યારેય રંજ થતો નથી.'

'છતાં કન્યાને વળાવવાની મને તો ચિંતા થાય જ ને, દીકરી !' એમણે હાથ ધોતાં વાત આટોપવાની ઉતાવળ કરી : 'આ રીતે સારા ઘરનું માગું સામેથી આવશે એવું મેં કદી ધાર્યું નહોતું. ઠાકોરજીની કૃપા વિના આવું બને નહીં. ડીનસાહેબ જેવા ભલા માણસ વચ્ચે છે એટલે આપણું અહિત થાય એવું કરે નહીં. ડૉક્ટર શ્રીકાન્ત તારાથી અજાણ્યા નથી. પાછા એમના પિતા હાઈકોર્ટના જજ છે એટલે સમાજમાં પ્રતિષ્ઠા પણ સારી ગણાય.'

'તમારો આગ્રહ જ હોય...'

'નહીં-નહીં, મારું તારા પર દબાણ હોય જ નહીં.' ગમછાથી હાથમોં લૂછતાં એમણે વાત્સલ્યભાવે કહ્યું : 'મારે તો તને એટલું જ કહેવાનું છે કે તારી મા હાજર નથી એટલે એની ફરજ પણ મારે જ બજાવવાની રહી.'

'મારે પણ એટલું જ કહેવાનું છે, બાપુજી !' પિતાજી સાથે આંખ મિલાવી તુલસીએ મનમાં ઘોળાતી વાત કહી દીધી : 'કે તમારી સંભાળ લઈ શકે એવો મારો મોટો ભાઈ હાજર હોવા છતાં પત્ની સાથે ઘર છોડીને ચાલ્યો ગયો છે એટલે પુત્રી હોવા ઉપરાંત પુત્રની ફરજ પણ મારે બજાવવાની છે.'

'અરે દીકરી, એટલા ખાતર તું લગ્નની વાત ટાળે છે ?' લાગણીથી ધ્રૂજતા અવાજે મધુકર ગોસ્વામી બોલ્યા : 'હું જીવું ત્યાં સુધી મારે ખાતર તું કુંવારી રહે તો મારા એ જીવ્યાનો કોઈ અર્થ નથી... તુલસી દીકરી, તને કેમ સમજાવું કે તને સારું સાસરું મળી જાય એ મારા માટે મોક્ષ મળ્યા કરતાંય વધારે મોટું સુખ છે.'

'હું સમજું છું.' વધેલી રસોઈનો ઢાંકો-ઢૂંબો કરતી તુલસી કહી ગઈ : 'લગ્નનો વિચાર બે વર્ષ પછી પણ થઈ શકે.'

એ જ વખતે બારણાની જાળી ખખડી. બંનેએ એકીસાથે દરવાજા તરફ જોયું તો ચિંતન ઊભો હતો. 'તુલી, તને બા બોલાવે છે.' કહેતો જાળીમાં હાથ નાખી, આગળિયો ઉઘાડી તે અંદર દાખલ થયો.

'અત્યારે ?' તુલસીથી સહજભાવે પુછાઈ ગયું.

'હા, કહેતાં હતાં કે ખાસ કામ છે.'

ખાસ કામ પર ભાર મૂકીને ચિંતન બોલ્યો એટલે તુલસીની વિમાસણ વધી ગઈ. એ આનાકાની કરવા જતી હતી ત્યાં પિતાએ કહ્યું : 'જરા જઈ આવ. યશોદાબહેન સાંજે આવ્યાં ત્યારે કહી ગયાં હતાં કે એને કહેજો, મને જરૂર મળી જાય.'

ત્યારે તુલસીએ ચિંતન સામે જોયું. કદાચ એના મુખભાવ પરથી 'ખાસ કામ'નો અણસાર મળી જાય, પણ એના ચહેરાએ કોઈ ચાડી ખાધી નહીં એટલે તેણે સામેના મકાનના પહેલા માળે જવા માટે પગ ઉપાડવા પડ્યા. એની પાછળપાછળ જવા માટે ચિંતન થોડો આગળ વધ્યો ત્યાં ગોસ્વામીકાકાએ તેને રોકી પાડ્યો : 'થોડી વાર બેસ, ચિંતન, એ બે બૈરાંઓ ત્યાં વાતો કરે અને આપણે બે અહીંયાં ગપ્પાં મારીએ.'

ચિંતન રોકાવાની હા-ના કરે તે પહેલાં તો તુલસી એને ઘેર પહોંચી ગઈ હતી.

'આવ-આવ, તુલસી !' પિસ્તાલીસ વરસનાં જાજરમાન દેખાતાં નિખાલસ સ્વભાવનાં યશોદાબહેને તેને હીંચકા પર પોતાની બાજુમાં બેસાડી દીધી. પાંચ વર્ષ પહેલાં તેની માતા પરલોક સિધાવી રહી હતી ત્યારે આ જ યશોદાબહેનને બાજુમાં બેસાડી તુલસીની સોંપણી કરી હતી : 'જુઓ, યશોદાબહેન, દીકરી તમને સોંપું છું. પિયરિયાંએ તો મારા નામનું વર્ષો પહેલાં નાહી નાખ્યું છે. હવે તમે જ એનાં માસી બન્યાં છો. મરતી વેળા મને એટલી તો નિરાંત છે કે મારા કરતાંય વધારે હેત અને હૂંફથી તુલસીને તમે સંભાળી લેશો...'

'જો, તુલસી, તું તો સમજુ છે. તને મેં શું કામ બોલાવી એ તો સમજી જ ગઈ હોઈશ.'

મોણ નાખ્યા વગર વાત શરૂ કરી દેવાની યશોદાબહેનની ખાસિયત તુલસીને ગમતી હતી, પણ અત્યારે એ રીત તેને થોડી હેબતાવી દે એવી લાગી. પહેલાં તો એણે માન્યું કે જે વાત

ચિંતન ટેક્સીમાં કહેવા માગતો હતો અને કહેવાની રહી ગઈ એ બાબત જ યશોદામાસી કાંઈક કહેવાનાં હશે.

'માસી, હું સમજુ હોઉં તોપણ આજે બધું એવું અણધાર્યું બને છે કે મારી સમજ બહેર મારી ગઈ.'

'માણસનું બધું ધાર્યું જ થયા કરતું હોત તો જગતમાં કોઈ ભગવાનને માનત જ નહીં.'

યશોદાબહેનનું આ બીજું લક્ષણ હતું. દાખલા-દલીલ ટાંકતાં એમને બહુ સરસ આવડતું.

'સાંભળ, તારી હૉસ્પિટલના શ્રીવાસ્તવસાહેબ ગોસ્વામીજીને મળવા આવ્યા ત્યારે મને પણ એમણે તારે ઘેર બોલાવી હતી.'

હવે તુલસી ચોંકી.

'એમણે તારા માટે માગું નાખ્યા પછી મેં તો એ જ વખતે કહી દીધું કે મારે દીકરી હોત અને તમે આવું સગપણ લઈ આવ્યા હોત તો હું એને પૂછવા રોકાયા વગર એ જ ઘડીએ વધાવી લઉં.'

તુલસી હવે વધારે ચોંકી. તેને વરસ પહેલાંની વાત યાદ આવી ગઈ. ચિંતનને ચીડવવા માટે એક વાર પોતે બોલી ગઈ હતી : 'માસી, ઘરમાં વહુ લઈ આવો તો તમારા કુંવરનાં અપલક્ષણ ઓછાં થાય...' ત્યારે એમણે પણ એવી જ શૈલીમાં કહ્યું હતું : 'તુલસી, તારા જેવી વહુ શોધી લાવ તો આ ઘડીએ જ પરણાવી દઉં !'

અને એ જ યશોદામાસી અત્યારે મને બીજાના ઘરની વહુ બની જવા માટે સમજાવી રહ્યાં હતાં ! પોતાના દીકરાને ડૉક્ટર થવામાં ચારપાંચ વરસની વાર હતી એટલે માગું નાખી શકે એમ નહોતાં અને સારા ઘેરથી આવેલું કહેણ પાછું ઠેલાવી દેવાનો સ્વાર્થ સાધવા માગતાં ન હતાં.

'તને કોઈ વાંધો હોય તો મને બેધડક કહી દેજે, તુલસી !' યશોદામાસીએ પ્રેમથી માથે હાથ ફેરવતાં કહ્યું, ત્યારે તુલસીને એ સ્પર્શમાં માતાનું વાત્સલ્ય વર્તાયું.

'વાંધો તો બીજો શો હોય, માસીબા, પણ હું સાસરે જઉં પછી બાપુજીનું ધ્યાન કોણ રાખશે ?'

'એ મેં વિચારી લીધું છે.'

બાપુજી પાસે જેનો જવાબ નહોતો એ વિષે માસીબાએ વિચારી પણ લીધું !

'જો, તારા ભાઈ મુકુન્દની વહુને ગોસ્વામીજીએ બે વેણ કહ્યાં એમાં એ બંને જુદાં રહેવા ચાલ્યાં ગયાં.'

'મારા કારણે બાપુજી ભાભીને વઢ્યા હતા.' તુલસીએ એ પ્રસંગ યાદ કર્યો : 'મારી મૅટ્રિકની પરીક્ષા હતી. ભાભીને પિયર જવું હતું. બાપુજીએ કહ્યું કે વહુ, તમે તુલસીની માની જગ્યાએ છો. અત્યારે જશો તો એ ઘર સંભાળશે કે પરીક્ષાનું ભણશે ? ત્યારે ભાભીએ સામું સંભળાવી દીધું કે મારી માને મારી જરૂર હોય ત્યારે હું પિયર ન જઈ શકું એવી શરતે મારે તમારી દીકરીની

મા નથી થવું... બસ, એમાં મોટાભાઈએ પત્નીનો પક્ષ લીધો એટલે વાત વધી પડી... મારે કારણે ઘરમાં ભંગાણ પડી ગયું.'

'અને હવે તારે કારણે ઘરમાં સંધાણ થઈ શકે એમ છે.'

'એ કઈ રીતે ?' માનવામાં ન આવતું હોય તેમ એ યશોદામાસી સામે જોઈ રહી : 'જો એવું કાંઈક થઈ જતું હોય તો હું તમે કહો એ કરવા તૈયાર છું.'

'તું પરણવા માટે રાજી હોય તો હા પાડી દે.' યશોદાબહેને ગોઠવી રાખેલું કહી દીધું : 'એકનો એક પુત્ર જુદો રહેવા ચાલ્યો જાય એ કોઈ પણ પિતાને વસમું લાગે. પુત્રનેય મનમાં પસ્તાવો થતો હોય, પણ પિતા પાછો બોલાવે એની એ રાહ જોતો હોય; અને કાલે સવારે તારાં લગ્ન થાય ત્યારે કન્યાદાન માટે તો ભાઈભાભીને જ બોલાવવાં પડે ને ? બસ, એક વાર સારા પ્રસંગે ભેગાં થાય એટલે આપોઆપ મનમેળ થઈ જાય.'

મોટી આંખો પહોળી કરીને તુલસી યશોદામાસી સામે જોતી રહી. કેવી કોઠાસૂઝ છે તમારામાં ! તુલસીના મનમાં અચાનક વિચાર ઝબક્યો. તમારો ચિંતન મારા કરતાં ચારપાંચ વર્ષ મોટો હોત તો મારું પિયર અને સાસરું કેટલાં ઢૂંકડાં થઈ જાત !

'બોલ, મારી વાત ગળે ઊતરે છે તને ?'

ત્યારે સાંજ પછી પહેલી વાર તુલસી મલકી ઊઠી, હકારમાં ડોકું હલાવી બેઠી.

'બસ, તો હવે હા પાડતાં પહેલાં એક વાર તારા એ ડૉક્ટર શ્રીકાન્તનું ઘર જોઈ આવ.' યશોદાબહેન ઠાવકાઈથી સમજાવ્યું : 'આપણે જે ઘરમાં જિંદગી ગાળવાની હોય ત્યાંની રહેણીકરણી, ઘરનાં માણસોનાં વર્તન-વર્તણૂક જોઈ-જાણી લેવાં જોઈએ... બોલ, જઈશ ને ?'

ફરી તુલસીએ થોડું શરમાઈ-મલકાઈને હકારમાં ડોકું હલાવ્યું.

'ભલે, તો પછી પરમ દિવસે જવાનું ગોઠવી દઉં છું.'

'પરમ દિવસે ?' ચોંકી જતી એ બોલી ઊઠી.

'કેમ, એ બહુ મોડું લાગે છે ?' યશોદાબહેને ગાલે ચીંટિયો ભરતાં કહ્યું : 'તો કાલ ને કાલ જ...'

'નહીં-નહીં !' એમને પૂરું બોલવા દીધા વિના જ હીંચકા પરથી છલાંગ મારતી તુલસીએ દાદરાનો રસ્તો પકડ્યો : 'હું જઉં છું માસીબા, પણ તમે આ વાત હમણાં ચિંતનને કહેતાં નહીં.'

'એ નહીં કહું.' અડધો દાદરો ઊતરી ત્યારે તુલસીના કાને માસીનો અવાજ અફળાયો : 'એને કહેવાની મારી હિંમત પણ નહીં ચાલે.'

અને સાંભળતાં જ તુલસીના પગ પગથિયાં પર જડાઈ ગયા. યશોદામાસીના એ છેલ્લા વાક્યમાં પીડાનો ઉઝરડો હતો કે પછી પોતાનો ભ્રમ ?

પગમાં ખાલી ચડી ગઈ હોય તેમ તુલસી સાચવીસાચવીને બાકીનાં પગથિયાં ઊતરતી હતી.

*

દાદરથી વરલી તરફ જઈ રહેલી જસ્ટિસ પી. એન. દીક્ષિતની ઍમ્બૅસેડર કારની પાછલી

બેઠકમાં ડૉક્ટર શ્રીકાન્તની બાજુમાં બેઠેલી તુલસીનું હૃદય ધકધક થતું હતું. એક હાથ સતત ડોકમાં પહેરેલી કલ્ચર્ડ મોતીની માળાના પારા ફેરવવામાં રોકાયેલો હતો અને બીજો હાથ વારેવારે માથા પરથી સરી જતી સિલ્કની સાડીનો છેડો ઠીક કરવામાં વ્યસ્ત હતો.

'નર્સ થઈને તું આટલી બધી નર્વસ થઈ જાય છે, તુલસી !' એને બોલતી કરવા શ્રીકાન્તે મીઠો વ્યંગ કર્યો ત્યારે સહેજ પાંપણ ઊંચકીને હોઠના ખૂણેથી એણે થોડું હસી લીધું. જવાબમાં તેને કહેવાનું મન થયું : 'નર્સ તો હૉસ્પિટલમાં, બાકી ઘરમાં તો છું સાવ મણિબહેન !'

થોડી વાર પહેલાં ઘેર પોતાને તૈયાર કરવા આવેલાં યશોદામાસીએ શિખામણ આપતાં કહેલું : તુલસી, ત્યાં જઈને સાવ મૂંગીમંતર નહીં બની જતી. સુધરેલા સમાજમાં લજ્જા ગુણને બદલે અણઆવડત ગણાય છે. નીચું જોઈને શરમાતી બેસી રહીશ તો મણિબહેનમાં ખપી જઈશ...

પોતે ચાર વાગ્યે ડ્યૂટી પૂરી કરીને ઘેર જવા નીકળતી હતી ત્યારે ડૉક્ટર શ્રીકાન્ત દીક્ષિતે કહ્યું હતું : 'અર્ધા કલાકમાં પપ્પાની કાર લઈને હું તને ઘેર લેવા આવું છું.'

એ વખતે પણ એણે આજીજી કરેલી : 'ડૉક્ટર, ઘર સુધી કાર નહીં લઈ આવતા, પ્લીઝ... ગલીના નાકા પર કારમાં બેસી રહેજો, હું આવી જઈશ.'

એ માટે યશોદામાસીએ ઠપકાના સૂરે પૂછ્યું હતું : 'ડૉક્ટરને ઘેર લેવા આવવાની કેમ ના પાડી દીધી ?'

'માસીબા, મને એમની સાથે કારમાં જતી જોઈને આજુબાજુવાળાં તો એમ જ માની લે ને કે બધું પાકું થઈ ગયું...'

'તે હવે બધું પાકું જ છે ને !'

'પાકું છે છતાં - પાકું નથી.'

પોતે આવું કેમ બોલી ગઈ એનો વિચાર તુલસીને આવ્યો ત્યારે કાર વરલી પર પહોંચીને 'ઉત્તમ એપાર્ટમેન્ટ્સ'નો ઢાળ ચડવા લાગી હતી.

'અગાઉ અમે પરેલ રહેતાં હતાં. પાંચેક વરસ પહેલાં અહીં મોટા ફ્લૅટમાં રહેવા આવ્યાં.'

શ્રીકાન્તે માહિતી આપી ત્યારે છસાત ઊંચી ઇમારતોના જૂથમાંથી એક મકાનનાં પગથિયાં પાસે કાર થોભી. જસ્ટિસ ન્યાયમૂર્તિના ડ્રાઈવરે ઝટપટ નીચે ઊતરી તુલસીની બેઠક તરફનો દરવાજો ખોલી આપ્યો તેમાં જજસાહેબના મોભાનો અણસાર તુલસીને આવી ગયો.

'કેશવ, તું જઈને જજસાહેબને લઈ આવ.' નીચે ઊતરી શ્રીકાન્તે ડ્રાઈવરને સૂચના આપી : 'કહેજે કે ઘેર મહેમાન આવી ગયાં.'

આમ કહેતી વખતે તેણે ત્રાંસી નજરે તુલસી તરફ જોયું તો એ નીચું જોઈને હોઠ ચાવતી હતી.

લિફ્ટમાં દાખલ થઈ શ્રીકાન્તે સાતમા માળનું બટન દબાવ્યું એટલે તુલસીનું હૃદય-કબૂતર ફરી ફફડવા લાગ્યું. અરીસામાં જોઈને તેણે માથાની લટ સરખી કરી ત્યાં સુધીમાં તો લિફ્ટ સાતમા માળે પહોંચી પણ ગઈ.

લિફ્ટમાંથી બહાર નીકળીને શ્રીકાન્ત પાછળ ચાર ડગલાં જ ચાલવું પડ્યું. સાતસો-બે

નંબરના ફ્લૅટના દરવાજે નામ વાંચવા મળ્યું : 'જસ્ટિસ પી. એન. દીક્ષિત...' નર્વસનેસ ઓછી કરવા 'પી' એટલે શું એવું કાંઈક પૂછવાનું એ વિચારતી હતી ત્યાં -

'પધારો, ભાભી !' હજુ તો ડૉરબેલનું બટન દબાયું એટલી વારમાં જ જાણે અધીરાઈભેર રાહ જોઈને દરવાજે ઊભી હોય તેમ શ્રીકાન્તની નાની બહેને બારણું ઉઘાડતાં તેને વધારે નર્વસ બનાવી દે એવા સંબોધન સાથે આવકાર આપ્યો ત્યારે તુલસીના માથા પરથી છેડો સરકી ગયો અને હાથમાંથી પર્સ વચકી ગયું. પહેલાં છેડો સરખો કરવો કે પર્સ ઊંચકી લેવું એની વિમાસણમાં રહી એટલી વારમાં તો શ્રીકાન્તની બહેને તેનો હાથ પકડી લીધો : 'વર્ષોથી ભાભીના આગમનની રાહ જોતી હતી. આજે આવી ગયાં છો તો ઉંબરે ઊભાં ન રહો.' કહેતી એ તેને અંદર ખેંચી ગઈ.

'આવી ગઈ, તુલસી !' દીવાનખંડના દરવાજે પહોંચી ત્યાં શ્રીકાન્તનાં માતા ધ્રુમનબહેન હસતાં-મલકતાં સામે આવ્યાં. પોતાને નામ લઈને બોલાવી એ તુલસીને બહુ ગમ્યું, પણ...

'મમ્મી, ભાભીનું નામ આપણે બદલી નાખવું છે.' શ્રીકાન્તની બહેન શ્રુતિએ ટહુકો કર્યો : 'સાવ સાદું-સીધું લાગે છે.'

'હું પણ સાવ સાદી-સીધી જ છું ને !

સહજ ભાવે પોતાથી કેમ બોલાઈ ગયું એનો ખુદ તુલસીનેય અચંબો થયો.

'તો અમે નામની સાથે તમને પણ બદલી નાખીશું.' શ્રુતિ તો લાડમાં બોલી ગઈ, પણ તુલસીને અજુગતું લાગ્યું.

'તું તો આવતાંની સાથે ભાભી-ભાભી કહીને એને મૂંઝવી નાખે છે.' કહી ધ્રુમનબહેન તુલસીને અંદર દોરી ગયાં : 'પહેલાં એને જરા બેસવા દે, બધાંનો પરિચય થવા દે...'

ત્યારે ફરી શ્રુતિએ ટહુકો કર્યો : 'પરિચય ? ચાલો, હું જ બધાંનો પરિચય કરાવી દઉં... આ છે અમારા મોટાભાઈ શ્રીકાન્ત, હું એમની નાની બહેન શ્રુતિ, પેલો ખૂણામાં ઊભોઊભો નાના દિયરની જેમ શરમાઈ રહ્યો છે એ છે શ્રવણ... હવે ખ્યાલ આવી ગયો ને કે અમારાં ત્રણેનાં નામ ''શ્ર''થી શરૂ થાય છે એટલે તમારું નામ પણ ''શ્રી''થી જ શરૂ થતું શોધી રાખવાનાં છીએ.'

'અત્યારે તું નામની લપ છોડ.' શ્રીકાન્તે વચ્ચે પડવું પડ્યું. હજુ બે મહિના પહેલાં જ પોતે સિસ્ટર ગોસ્વામીને કહ્યું હતું : 'હું તમને તુલસી કહીને બોલાવું તો કાંઈ વાંધો નથી ને ? તુલસી નામ બોલવામાં કેવું મીઠું લાગે છે !'

ત્યાર પછીની પંદર મિનિટ શ્રીકાન્ત તેને ઘર દેખાડવા લઈ ગયો એટલે તુલસીએ ધરપત અનુભવી. ફર્નિચર, પરદા, ગાલીચા, પેન્ટિંગ્સ, વગેરે જોઈને ઘરમાં માણસો શિક્ષિત અને શોખીન હોય એવી છાપ પહેલી નજરે પડતી હતી.

'અમારી શ્રુતિ વધારેપડતું બોલે છે.' શ્રીકાન્તે એકાંતનો લાભ લઈને સ્પષ્ટતા કરી : 'એના બોલવાનું મન પર નહીં લેતી... બે દિવસથી એ એવી તો ભાભીઘેલી બની ગઈ છે કે હાલતાં-ચાલતાં એની એ જ વાત કર્યા કરે છે. સાચું કહું તો, મમ્મીને એણે જ સમજાવી કે છોકરી નર્સ હોય એથી શું થઈ ગયું ? સારા ઘરની સંસ્કારી છોકરી હોય અને ભાઈને ગમતી હોય તો આપણને શો વાંધો છે ? બાકી એને મૉડર્ન બનાવી દેવાની જવાબદારી મારી... આવું કહી કહીને એણે મમ્મીને મનાવી લીધી !'

એક પછી એક બધા ખંડમાં ફરીને બંને ફરી દીવાનખંડમાં પાછાં ફર્યાં ત્યારે શ્રીકાન્તની માતાની બાજુમાં આધેડ વયની બીજી સ્ત્રીને જોઈ તુલસી સહેજ ચમકી ગઈ.

'આ છે અમારાં પડોશી લલિતાબહેન.' ધ્રુમનબહેને ઓળખાણ કરાવી : 'અમારે ઘર જેવો જ સંબંધ છે એટલે તને જોવા બોલાવ્યાં.'

લલિતાબહેન બેચાર પળ ધારીધારીને જોઈ લીધા પછી બોલી ઊઠ્યાંઃ 'અરે, આને તો મેં પહેલાંય જોઈ છે... છોકરી, તું સિદ્ધિવિનાયકે દર્શન કરવા આવે છે ને ?'

ત્યારે તુલસીએ હકારમાં ડોક નમાવી.

'બરાબર છે. એ જ !' લલિતાબહેન જુસ્સાભેર બોલવા લાગ્યાં : 'ગયા મંગળવારે એ રસ્તો ક્રૉસ કરવા જતી હતી ત્યારે બસનો ઍક્સિડન્ટ થતોથતો રહી ગયો... એક જુવાને એના નામનો સાદ પાડીને તેને રોકી ના હોત તો કદાચ...' બોલતાંબોલતાં જરા વાર અટકીને એમણે ઉમેર્યું : 'પછી મેં એ જુવાન છોકરા સાથે એને ટેક્સીમાં જતી જોઈ.'

લલિતાબહેન એવી રીતે છેલ્લું વાક્ય બોલી ગયાં કે ઝાટકા સાથે તુલસીની ગરદન ઊંચી થઈ. એણે જોયું કે દીવાનખંડમાં બેઠેલા દરેકની નજર તેને તાકી રહી હતી. થોડી વાર માટે ભારેખમ ખામોશી છવાઈ ગઈ ત્યારે તુલસીને થયું કે કાંઈક ગેરસમજ તોળાઈ રહી છે.

'એ તો અમારા પાડોશમાં રહેતો ચિંતન હતો.' તુલસીએ શ્રીકાન્ત તરફ નજર કરતાં કહ્યું : 'તમે તો ઓળખો છો ને એને ? અમારાં યશોદામાસીનો ચિંતન... મને ઘેર જતાં મોડું થયું એટલે બાપુજીએ એને લેવા મોકલેલો.'

ખુલાસો કર્યા પછી પોતે ગુનેગારની જેમ બચાવ કર્યો હોય એવું તુલસીએ મહેસૂસ કર્યું. સારું થયું કે એ જ વખતે ડૉરબેલ વાગી અને જજસાહેબે ઘરમાં પ્રવેશ કર્યો, નહિતર કોણ જાણે ક્યાં સુધી પોતે બધાંની વેધક નજરથી વીંધાતી રહેત !

શ્રીકાન્તની પીઢ આવૃત્તિ જેવા અને પ્રભાવશાળી દેખાતા જજસાહેબ દીવાનખંડમાં દાખલ થયા એટલે તુલસીએ તેમને પ્રણામ કર્યા. પિતા જેવું વાત્સલ્ય વરસાવતા તેઓ થોડી વાર તેને નીરખી રહ્યા, પછી પ્રસન્નતા વ્યક્ત કરી : 'આ બધાં કહેતાં હતાં એના કરતાંય તમે વધારે સુંદર દેખાઓ છો !'

પછી પત્નીની બાજુમાં બિરાજેલાં લલિતાબહેનને જોઈ તેમના મુખભાવ પલટાઈ ગયા. પત્નીને ઠપકો આપતા હોય એમ તેઓ કતરાયા. ભાવિ પુત્રવધૂને દેખાડવાની એટલી બધી અધીરાઈ આવી ગઈ કે ઘરનાં જુએ તે પહેલાં એમને બોલાવી આવી ?

એમના એ હાવભાવે લલિતાબહેનને ઊભાં કરી દીધાંઃ 'બાકી કહેવું પડે, કન્યા સોના જેવી શોધી લાવ્યાં.' એવો મલાવો કરીને રવાના થઈ ગયાં.

ઘરઘાટી ચા-નાસ્તાની પ્લેટ મૂકી ગયો ત્યાં હૉસ્પિટલના ડીનસાહેબને અને વિશેષ તો એમની પાછળપાછળ આવતા પિતાને જોઈને તુલસી અચંબામાં પડી ગઈ : 'બાપુજીએ મને કહ્યું પણ નહીં કે તેઓ અહીં આવવાના છે !'

'કેમ, તુલસી, ઘર જોઈ લીધું ? ઘરનાં માણસોને મળી લીધું ?' પૂછતા ડીન શ્રીવાસ્તવ મધુકર ગોસ્વામીને અંદર લઈ આવ્યા : 'બિરાજો, ગોસ્વામીજી.'

ઉપરછલ્લો પરિચયવિધિ થયો અને નાસ્તાની પ્લેટો પીરસાઈ એટલે શ્રીવાસ્તવે પ્રસ્તાવને આગળ વધાર્યો : 'મને થયું કે સારા કામમાં વિલંબ શું કામ કરવો ? તમને સૌને કન્યા પસંદ હોય અને ગોસ્વામીજીને તમારું કુટુંબ પસંદ હોય તો અત્યારે જ વાત પાકી કરી નાખીએ. કેમ, બરાબર છે ને, જજસાહેબ ?'

'અમારે તો શ્રીકાન્તની પસંદ એ અમારી પસંદ.' કહેતાં જજસાહેબે પત્ની તરફ જોયું : 'શું કહેવું છે તમારું ?'

'આમાં કાંઈ કહેવાપણું જ ક્યાં છે ?' ધ્રુમનબહેને સત્વર સંમતિ આપી દીધી ત્યારે તુલસીને થયું કે વધુપડતી ઉતાવળ થઈ રહી છે.

'તો બોલો, ગોસ્વામીજી, હવે તમારી ''હા''ની રાહ છે.' ડીને તુલસીના પિતા તરફ જોતાં કહ્યું : 'જોઈએ તો અંદર જઈને તુલસી સાથે વાતચીત કરી લો.'

ગોસ્વામીજીએ પુત્રી તરફ જોયું. તુલસી શરમાઈને નીચું જોઈ ગઈ. પુત્રીના મુખભાવમાં એમણે સંમતિ વાંચી લીધી, છતાં ડીન શ્રીવાસ્તવના કાનમાં કાંઈક કહ્યા વગર રહી શક્યા નહીં.

'એની કોઈ ચિંતા ન કરતા, ગોસ્વામીજી !' કાનમાં કહેવાયેલી વાત જાહેર કરતાં ડીન બોલી ઊઠ્યા : 'તમારે કંકુ અને કન્યા સિવાય કાંઈ જ આપવાનું નથી. જજસાહેબ સાથે મારે બધી વાત થઈ ચૂકી છે... બોલો, હવે ક્યારે શ્રીફળ-ચાંદલા કરવાં છે ?'

અર્ધી મિનિટ માટે શાન્તિ છવાઈ ગઈ. કોણ બોલવાની પહેલ કરે એની ગડમથલ ચાલી. આખરે શ્રીકાન્તની બાએ જ કહેવું પડ્યું : 'કાલે બહુ સારો દિવસ છે. ઘરમેળે શ્રીફળ-ચાંદલાની વિધિ કરી દઈએ.'

કાલે જ ? તુલસીનું હૃદય બેએક ધબકારા ચૂકી ગયું.

'ઘરમેળે જે કરવું હોય તે કાલે જરૂર કરો.' જજસાહેબે પોતાનો સૂર પુરાવ્યો : 'પરંતુ વેવિશાળની વિધિ તો મારે ધામધૂમથી કરવી છે. ઘરમાં પહેલો જ પ્રસંગ છે. ઘણાબધાને નિમંત્રવા છે એટલે થોડા દિવસ તૈયારી માટે જોઈએ.'

'દીક્ષિતસાહેબ, એ તમારા પર છોડીએ છીએ... બાકી શ્રીફળ-ચાંદલા માટે હું શ્રીકાન્તને લઈ કાલે સવારે સારું ચોઘડિયું જોઈ ગોસ્વામીજીને ઘેર પહોંચી જઉં છું... બોલો, કોઈને કાંઈ વાંધો છે ?'

તુલસીના હોઠ ધ્રૂજ્યા. એનું મન પોકારી ઊઠ્યું : વિચારવા માટે બે-ચાર દિવસની મુદત માગી લે... પણ ડીનસાહેબની અધીરાઈએ એને બોલવાની તક ન આપી.

'તો પછી નક્કી ! કાલનો સારો દિવસ શું કામ જવા દેવો ? હવે સવારનું સારું ચોઘડિયું જોઈને કહો એટલે સમય પણ નક્કી કરી નાખીએ.'

સારા દિવસનું સારું ચોઘડિયું નક્કી તો થયું, પણ તુલસીને માટે એ દિવસ કેવો નીવડવાનો હતો એની કોઈને ક્યાં ખબર હતી ?

□

# 3

શુક્રવાર સવારનાં પહેલાં ત્રણે ચોઘડિયાં સારાં હતાં. શ્રીફળ-ચાંદલા-વિધિ માટે ડીનસાહેબ ડૉક્ટર શ્રીકાન્તને લઈ સવારના નવ વાગ્યા સુધીમાં મધુકર ગોસ્વામીને ત્યાં આવી પહોંચે એવું નક્કી થયું હતું. પહેલાં તો ડીન શ્રીવાસ્તવે વિચારેલું કે તુલસી હૉસ્પિટલમાંથી ભલે એક દિવસ ગેરહાજર રહે, પણ પછી ઇરાદો બદલી નાખ્યો. સાંજે ચાર વાગ્યે પહેલી શિફ્ટની નર્સો જાય અને બીજી શિફ્ટવાળી ડ્યૂટી પર ચડે એ પહેલાં બધી જ સિસ્ટર્સને એકઠી કરી ડૉક્ટર શ્રીકાન્ત તથા તુલસીને પોતાની આજુબાજુ ઊભાં રાખીને સગાઈના ખુશખબરની ઘોષણા કરવાનો પોતે લહાવો લેવા માગતા હતા. એટલે જ એમણે તુલસીને કહ્યું હતું : 'તારે રજા લેવાની જરૂર નથી. સગાઈની વિધિ તો પંદર-વીસ મિનિટનાં પતી જશે. પછી આપણે ત્રણે સાથે જ હૉસ્પિટલ જઈશું.'

અર્ધી રાત અજંપામાં અને બાકીની રાત તંદ્રામાં વિતાવી તુલસી પરોઢિયે પથારીમાંથી ઊભી થઈ ગઈ હતી. જીવનનું સૌથી મહત્ત્વનું પ્રભાત ઊગતાં પહેલાં પરવારીને ઠાકોરજીની સેવા-પૂજામાં બેસી ગઈ હતી. પછી ભીંત પર ટિંગાતી શ્રીનાથજીની છબીને વંદન કરી આશીર્વાદ માગ્યા હતા : હે પ્રભુ, આજે હું ભવસાગરમાં મારી જીવનનૌકા તરતી મૂકવાની છું. એને હેમખેમ પાર ઉતારજો !

'શું વરદાન માગી રહી છે ભગવાન પાસે ?'

ઘણી વાર સુધી શ્રીનાથજીની છબી સમક્ષ ધ્યાનમગ્ન ઊભી રહેલી તુલસીને પડોશનાં યશોદામાસીએ આવીને ધ્યાનભંગ કરી હતી.

'અરે, માસીબા, તમે આવી પહોંચ્યાં !' ઉપકારવશ-ભાવે તુલસી બોલી ગયેલી : 'સાચાં સગાં એ જ જે જરૂર પડે ત્યારે પડખે આવીને ઊભાં રહી જાય.' કહીને તેણે પ્રણામ કરી

યશોદામાસીના આશીર્વાદ માગ્યા હતા : 'મારે મન તો તમારા આશીર્વાદમાં જ બધું આવી જાય છે.'

ત્યારે યશોદાબહેને તેને છાતીસરસી ચાંપી દીધી હતી. જાણે સગી પુત્રીને સાસરે વળાવતાં હોય એવા ભાવાવેશમાં ભીના કંઠે બોલ્યાં હતાં : 'દીકરી, તને ખરા અંતઃકરણથી સૌભાગ્યવતીના આશીર્વાદ આપું છું... વૈધવ્યનો સંતાપ શું હોય છે એનો મને અનુભવ છે.'

કંકાવટી, શ્રીફળ, રોકડો રૂપિયો, ગોળધાણા વગેરે તૈયાર છે ને એ જોવા આવેલાં યશોદાબહેન જતાંજતાં કહી ગયાં : 'ચિંતુનું ટિફિન ભરવા જેટલું રાંધીને અર્ધા કલાકમાં આવી જઉં છું.'

'માસીબા, તમે એને કહેજો કે આજે કૉલેજ મોડો જાય. મારી સગાઈમાં હાજર નહીં રહે તો હું એની કિટ્ટા કરી નાખીશ.'

તુલસીએ કહ્યું એ યશોદાબહેને સાંભળ્યું તો હતું પણ ઉતાવળમાં હોય તેમ ન સાંભળ્યું કરીને જતાં રહ્યાં ત્યારે ઘણી વાર સુધી એ વિચારમાં ખોવાયેલી રહી... રાતે પણ એ ચિંતુની રાહ જોતી રહી હતી. સગાઈના ખબર જાણીને એ ખુશ ન થાય તોપણ ઉપરછલ્લું હસતો મજાક-મશ્કરી કરવા જરૂર દોડ્યો આવશે. 'આખરે હાઉસ-ડૉક્ટરને જ દર્દી બનાવી દીધો... કેટલા વખતથી ચક્કર ચાલતું હતું ?' એવું-એવું બોલીને ચિંતુ પોતાને ખીજવે એવી ઝંખના તે પંપાળતી રહી હતી. મધરાતે ઘર પાસે કોઈ વાહન ઊભું રહ્યાનો અવાજ સાંભળીને પોતે સફાળી ઊભી થઈ ગઈ હતી. બારીની જાળીમાંથી જોયું તો રસ્તાની લાઈટ નીચે ઊભેલી ટૅક્સીમાંથી ચિંતન બહાર નીકળતો દેખાયો હતો. પૈસા ચૂકવીને ઘર તરફ પગ ઉપાડતાં ચિંતુને સાદ પાડીને રોકવાની ઇચ્છા જોર કરી ગઈ હતી, પણ મધરાતે આમ કરવાનું અજુગતું લાગ્યું એટલે સમસમીને બેસી રહી હતી. પોતાને ઘેર ફોન નહીં હોવાનો સૌથી વધુ વસવસો એને ત્યારે થયો હતો : 'નહિતર ફોનથી તો બે વાત કરી શકત ને !'

સગાઈ કરી નાખવાની આટલી બધી ઉતાવળ સામે વડીલો સમક્ષ પોતે કાંઈ બોલી શકી નહીં એ માટે તેણે જાતને ઠપકો આપ્યો : 'આવું થયું એમાં ભાઈ-ભાભીને પણ વાંકું પડ્યું ! ખારદાંડા વિસ્તારમાં ઝૂંપડા જેવા ઘરમાં રહેતાં ભાઈ-ભાભીને ખબર આપવા રાત્રે પિતાની સાથે ગઈ ત્યારે સાંભળવાં પડેલાં મહેણાંએ તેને ઊંઘવા દીધી નહોતી.

'બધું નક્કી થઈ ગયા પછી જાણ કરવા આવ્યાં !' ભાઈ કાંઈ બોલે એ પહેલાં ભાભીએ જ શરૂ કરી દીધું હતું : 'ન્યાયાધીશનું મોટું ઘર મળ્યું અને ડૉક્ટર જમાઈ જડ્યો એટલે દીકરા-વહુ જલદી યાદ શું કામ આવે ?'

ગોસ્વામીએ પુત્રવધૂને બદલે પુત્રને સમજાવ્યું કે બધું કેવી અણધારી રીતે બની ગયું ત્યારે ભાભીએ એનો અવળો અર્થ લીધો : 'હૉસ્પિટલમાં હારે કામ કરતાં હોય પછી બધું અણધાર્યું જ થાય ને... કાલે સગપણ અને પરમે લગન જેવું કાંઈક બની ગયું હશે...' સાંભળીને તુલસી વીફરી જવાની હતી, પણ હાર્ટ-પેશન્ટ પિતાનો ખ્યાલ આવતાં અપમાન ગળી જવું પડ્યું.

'હું એને સમજાવું છું.' કહી એનો ભાઈ મુકુન્દ પત્નીએ બનાવેલી ચા લેવાને બહાને

ઘોલકા જેવા રસોડામાં ગયો ત્યારે ભાઈ-ભાભી વચ્ચે થતી ગુસપુસ પાતળી દીવાલની બીજી બાજુ બેઠેલી તુલસીના કાને પડી હતી. ભાઈ કહેતો હતો : 'અનુ, આપણા માટે આ સારો લાગ છે. સામે ચાલીને મનાવવા આવ્યાં છે તો માની જઈએ. આ ઝૂંપડામાં રહીને થાક્યાં. તુલસી પરણી ગયા પછી એ ત્રણ રૂમનો બ્લૉક આપણો જ થઈ જાય ને ?'

એ દલીલના જવાબમાં ભાભીએ કરેલી ચડામણી પણ તુલસીના કાને પડી : 'એમ ઉતાવળાં ન થવાય. અત્યારથી માની જઈએ તો લગનટાણે ત્રાગું ન થાય. મારા-તમારા સિવાય લગ્નમાં કન્યાદાન બીજું કોણ આપવાનું ? કહી દઉં છું, આજે જરાય નમતું નહીં જોખતા !'

આમ છતાં મુકુન્દે સારું લગાડવા 'અવાશે તો જરૂર આવી જઈશું' કહીને બંનેને વિદાય કરી દીધાં હતાં. ઘેર આવીને યશોદામાસીને વાત કરતાં એ રડી પડી ત્યારે એમણે વાંસામાં હાથ ફેરવીને ધરપત આપેલી : 'કાલે ભલે ને ન આવે, લગન વખતે દોડતો આવશે એની તો આપણને જાણ થઈ ગઈ ને !'

મહેમાનોના આવવાનો વખત થયો એ પહેલાં તુલસી બેઠકખંડમાં ત્રણચાર વખત નજર દોડાવી ગઈ. જજસાહેબના ફ્લૅટની સરખામણીમાં પોતાનું ઘર વધારે સાંકડું ભલે લાગે, પણ ઓછું સુઘડ તો નહીં જ લાગવું જોઈએ... ઊચાટમાં ઊંચાનીચા થઈને વારેવારે ભોંયતળિયાના ઘરની બહાર નજર નાખી લેતા ગોસ્વામીજીનો વખત ખુટાડવા યશોદાબહેને જૂના જમાનાની વેવિશાળ-લગનની વાતો ઉખેળી. ભીંતઘડિયાળે સાડાનવનો ટકોરો પાડ્યો ત્યારે તો ગોસ્વામીજી મંગળપ્રસંગે અમંગળ આશંકાને દાબી રાખી શક્યા નહીં : 'હજુ કેમ આવ્યા નહીં ?'

'હમણાં આવી પહોંચશે. અગિયાર વાગ્યા સુધી સારાં ચોઘડિયાં છે એટલે નિરાંતે જ આવે ને....' હજુ તો યશોદાબહેનનું એ વાક્ય પૂરું થાય એ પહેલાં જ દરવાજા સામે જજસાહેબની તોરણ બાંધેલી ઍમ્બૅસેડર કાર આવીને ઊભી રહી ગઈ. ડીનસાહેબ અને ડૉક્ટર શ્રીકાન્તને કારમાંથી ઊતરતા જોઈ મધુકર ગોસ્વામી હર્ષભેર સામે લેવા ગયા.

'ગોસ્વામીજી, આવવામાં જરા મોડું થયું.' બેઠકખંડમાં પ્રવેશ કરતા ડીનસાહેબે ખબર આપ્યા : 'વરલી પર પોલીસનું તોફાન ફાટી નીકળ્યું... જજસાહેબની કાર હૉસ્પિટલ આવવા રવાના થઈ ચૂકી હતી, પણ ડ્રાઈવરે ગાડી ફેરવીફેરવીને લાવવી પડી એમાં મોડું થયું.'

એ જ વખતે બંને હાથમાં ટેબલક્લૉથ ઢાંકેલો થાળ ઊંચકીને ડ્રાઈવર અંદર મૂકી ગયો. રોજિંદા પોશાકમાં આવેલા ડૉક્ટર શ્રીકાન્તની આંખો તુલસીને શોધવા ફાંફાં મારી રહી હતી, પણ એ નજરે ચડતી નહોતી. તેની ચેષ્ટા પામી ગયેલાં યશોદાબહેને અંદર સુધી સંભળાય એવો સાદ પાડ્યો : 'અરે, તુલસી, વિધિની સામગ્રી લઈ આવજે તો.'

તુલસીને આવતાં જરા વાર લાગી એ દરમ્યાન ડીનસાહેબને યાદ આવ્યું હોય તેમ યશોદાબહેનને પૂછ્યું : 'મિસિસ મઝુમદાર, તમારો ચિંતન કેમ દેખાતો નથી ?'

'કૉલેજ ગયો છે. કહેતો હતો કે પ્રૅક્ટિકલ પતાવીને તરત પાછો આવું છું.' કહી યશોદાબહેને ઉમેર્યું : 'હમણાં આવવો જ જોઈએ.'

અને એમની વાત સાચી ઠરી. વિધિ પૂરી થઈ. ગોળધાણા ખવાયા. કેસરિયાં દૂધ પિવાયાં અને ડીનસાહેબ રજા લેવા માટે ઊભા થતા હતા એ જ વખતે ચીસ પાડતી બ્રેક સાથે ટૅક્સી ઊભી રહી. તુલસી સહિત બધાંનું ધ્યાન ખેંચાયું. ચિંતનને ઊતરતો જોઈ તુલસીના મુખ પર મલકાટ પ્રસરી ગયો : 'આખરે તેં સમય સાચવી લીધો ખરો !'

પરંતુ ચિંતન હરખ કરવા નહોતો આવ્યો.

'ડીનસાહેબ, આપણી હૉસ્પિટલથી થોડે દૂર બહુ સીરિયસ ઍક્સિડન્ટ થઈ ગયો.' પગથિયાં ચડતો ચિંતન ગભરાટભર્યા અવાજે બોલી ગયો : ઇન્ડિયાના ડિફેન્સ મિનિસ્ટરની કારના ભુક્કા થઈ ગયા. લોહીલુહાણ હાલતમાં એમને આપણી હૉસ્પિટલમાં લઈ આવ્યા. હું ત્યાં પહોંચ્યો ત્યારે મેટ્રન બેબાકળી થઈને કહેતી હતી : જલદી ડીનસાહેબને ખબર કરો ! હાઉસ-ડૉક્ટર પણ એમની સાથે જ ગયા છે... મને તરત યાદ આવ્યું કે તમે બંને અહીં આવવાના છો એટલે ખબર આપવા મારતી ટૅક્સીએ આવ્યો.'

એકીશ્વાસે ચિંતને ખબર આપી દીધા ત્યાં સુધીમાં ડીન શ્રીવાસ્તવ અને ડૉક્ટર શ્રીકાન્ત બંનેના શ્વાસ અધ્ધર થઈ ચૂક્યા હતા. 'આપણે જલદી પહોંચવું જોઈએ. ડિફેન્સ મિનિસ્ટર ઑફ ઈન્ડિયા...' બબડતા ડીનસાહેબ ઉતાવળે બૂટ પહેરવા લાગ્યા. શ્રીકાન્ત તો એમના પહેલાં જ પગથિયાં ઊતરી ચૂક્યો હતો.

'અરે, તુલસી, ચાલ, તું પણ કારમાં બેસી જા...' પગથિયાં પર પગ મૂકતાં યાદ આવ્યું હોય તેમ ડીને કહ્યું : 'આવા વી. આઈ. પી. કેસમાં સ્ટાફ ઓછો ન પડવો જોઈએ. ચાલ-ચાલ, આમ ને આમ બેસી જા.'

શ્રીકાન્ત કારની આગલી સીટમાં બેઠો અને ડીનસાહેબ સાથે તુલસી પાછલી બેઠકમાં ગોઠવાઈ ત્યાં ડ્રાઈવરે ઍમ્બૅસેડર ચાલુ કરી દીધી. ટૅક્સીના પૈસા ચૂકવતો ચિંતન પુરઝડપે જઈ રહેલી કારને જોઈ રહ્યો હતો ત્યારે પાછળ બેઠેલી તુલસી કારના મિરરમાં જોઈ રહેલા શ્રીકાન્તને જોઈ રહી હતી. અરીસામાં જોઈને શ્રીકાન્તને કપાળના ચાંદલાનો ખ્યાલ આવ્યો એટલે તરત જ ખિસ્સામાંથી રૂમાલ કાઢી ચાંદલો ભૂંસી નાખ્યો.

તેની એ સાહજિક ક્રિયા જોઈ તુલસીને કાળજે ઉઝરડો પડી ગયો.

*

ઈન્ડિયન એર ફોર્સનું વિમાન સવારના સવાઆઠ વાગ્યે સાન્તાક્રુઝ એરપોર્ટ પર લૅન્ડ થયું અને ઊતરવા માટેની સીડી ગોઠવાઈ ત્યાં સુધીમાં કાળા કાચવાળી એક ઍમ્બૅસેડર કાર એર-ક્રાફ્ટ પાસે આવીને ઊભી રહી ગઈ. બે મિનિટ પછી ભારતના સંરક્ષણપ્રધાન જગત નારાયણ લાંબો કોટ, ધોતિયું, માથે ટોપી, પગમાં બૂટ-મોજાં અને બગલમાં દબાવેલા પાકીટ સાથે પોતાના વજનદાર શરીર છતાં ઝડપભેર સીડીનાં પગથિયાં ઊતરી, આજુબાજુ જોયા વિના કોઈ પણ જાતના પ્રોટોકોલ વગર કારમાં પ્રવેશી ગયા. મુંબઈના પોલીસ કમિશનર કોટવાલ મોટરનો દરવાજો બંધ કરી ડ્રાઈવરની બાજુની બેઠકમાં ગોઠવાઈ ગયા. રન-વે ક્રૉસ કરી એરપોર્ટની

બહાર નીકળવાની દિશામાં કાર આગળ વધતી હતી ત્યાં કમિશનર કોટવાલે ડ્રાઈવરને સંકેત કરી કારને એક તરફ થોભાવી દીધી.

'સર ! એક અનએક્સ્પેક્ટેડ પ્રૉબ્લેમ ઊભો થયો છે.' કમિશનર કોટવાલે ગરદન પાછળ મરડીને દબાયેલા અવાજે અંગ્રેજીમાં કહ્યું : 'સવારે વરલી વિસ્તારમાં તોફાન ફાટી નીકળ્યું.'

'કોનું - દત્તા સામંતના મજૂરોનું ?'

'નહીં, સર !' પોલીસકમિશનરને બોલવામાં કષ્ટ વર્તાયું : 'કેટલાક પોલીસો તોફાને ચડ્યા છે.'

'પોલીસો !' સંરક્ષણપ્રધાનનો પ્રત્યાઘાત ધાર્યો હતો એવો જ આવ્યો, પણ ચર્ચા આગળ ન વધારવા માગતા હોય તેમ એમણે વાત વાળી લીધી : 'તોફાન કંટ્રોલ કરવાને બદલે તમારે મને લેવા આવવું પડ્યું...'

'નો-નો, સર ! મારો કહેવાનો મતલબ એ હતો કે આપણે એ માર્ગે સિટીમાં જઈ શકીએ તેમ નથી.'

'મારા માટે માર્ગ ઇમ્પૉર્ટન્ટ નથી; મહત્ત્વનું એ છે કે મારી આ વિઝિટ સંપૂર્ણપણે ગુપ્ત રહેવી જોઈએ.'

'સર, એ માટે પૂરેપૂરી તકેદારી રાખી છે.' કહેતાં કમિશનર કોટવાલે પ્રસ્તાવ મૂક્યો : આપની મંજૂરી હોય તો નેવીનું હેલિકૉપ્ટર મંગાવી બાય રોડ જવાનું એવૉઇડ કરીએ.' કહીને તેઓ સત્વરે ઉમેરવા મથ્યા : 'આપની સેફ્ટી માટે...'

'નહીં, ડોન્ટ વરી અબાઉટ માય સેફ્ટી. હેલિકૉપ્ટર મંગાવીને મારા આગમન અંગે વધુ લોકોનું ધ્યાન ખેંચવું નથી. સિટીમાં જવાના બીજા રસ્તા તો ખુલ્લા છે ને ?'

'યસ, સર, બીજા બે રસ્તા છે. એક લાલબાગ પરેલનો... પણ એ વરલીની નજીક છે એટલે સાયન-વડાલાવાળો રસ્તો બેટર રહેશે.'

'તો ચાલો, એ રસ્તે આગળ વધીએ.' પ્રધાનસાહેબે અધીરાઈ દર્શાવી : 'ગવર્નર હાઉસમાં મારી રાહ જોવાતી હશે.'

'ભલે, સર !' કહી કોટવાલે પોતાની બાજુનો દરવાજો ઉઘાડ્યો : 'મારી ગાડી બહાર રાખી છે તેમાં બેસીને આગળ વધું છું. આપની કાર થોડા અંતરે ફૉલો કરતી રહેશે.'

સંરક્ષણપ્રધાને સંમતિ દર્શાવી એટલે કમિશનર કોટવાલ પગે ચાલતા ઝડપભેર બહાર નીકળી પોતાની કારમાં ગોઠવાઈ ગયા. બે મિનિટ પછી મિનિસ્ટરની કારે તેની પાછળપાછળ હાઈવે પકડી લીધો. સાવચેતી ખાતર પોલીસ કમિશનરે પોતાની આગળ પોલીસવાનને દોડાવી હતી. રસ્તામાં ક્યાંય પણ દંગલ જેવું દેખાય તો વાયરલેસ પર પોતાને જાણ થઈ જાય અને પોતે કાર રોકી દે એટલે ડિફેન્સ મિનિસ્ટરની મોટર પણ થોભી જાય... બળવો કરનાર પોલીસ કોન્સ્ટેબલો પર મનોમન તેઓ ધૂંધવાતા હતા. નિવૃત્ત થવાનું છેલ્લું વર્ષ છે ત્યારે જ પોતાની કારકિર્દીને ડાઘ લગાડે એવું બની ગયું અને તે પણ ડિફેન્સ મિનિસ્ટર ઑફ ઇન્ડિયા કોઈ

સિક્રેટ મિશન પર શહેરની ગુપ્ત મુલાકાતે આવ્યા એ ટાંકણે જ ! સવારે સાત વાગ્યે તોફાનનો સંદેશો મળતાં જ તેઓ ગવર્નર હાઉસ ધસી ગયા હતા. એરપૉર્ટથી હેલિકૉપ્ટર દ્વારા મિનિસ્ટરને ગવર્નર હાઉસ લઈ આવવાનું સૂચવ્યું ત્યારે ગવર્નરસાહેબે દિલ્હી કૉન્ટેક્ટ કર્યો, પણ ત્યારે તો સંરક્ષણપ્રધાન દિલ્હીથી રવાના થઈ ચૂક્યા હતા. ગવર્નર મૂંઝવણમાં મુકાઈ ગયા હતા : મિનિસ્ટરને પૂછ્યા વગર હેલિકૉપ્ટરનો બંદોબસ્ત કરે તો ટૉપ સિક્રેટ મિશન પર આવતા સંરક્ષણપ્રધાનની ખફગી વહોરી લેવી પડે અને શહેરના એક વિસ્તારમાં તોફાન ફાટી નીકળ્યું હોય ત્યારે મોટરરસ્તે લાવવામાં પણ જોખમ હતું... એટલે કમિશનર કોટવાલને એમણે જ સૂચવ્યું હતું : 'એરપૉર્ટ પર સાહેબને પૂછી લેજો. તેઓ કહે તેમ કરવામાં જ ડહાપણ છે...'

આગલી સાંજે ગવર્નર હાઉસથી તાકીદનું તેડું આવ્યું ત્યાં સુધી ડિફેન્સ મિનિસ્ટરની સિક્રેટ વિઝિટની પોતાને કલ્પના સુધ્ધાં નહોતી. પોતે ગવર્નર હાઉસમાં પહોંચ્યા ત્યારે ચીફ મિનિસ્ટર પણ ત્યાં હાજર હતા. સંરક્ષણપ્રધાનના ગુપ્ત આગમનની પોતાને જાણ કરવામાં આવી ત્યારે એકાએક પોતે અગત્યની વ્યક્તિ બની ગયા હોય એવું મહેસૂસ કરેલું : 'મુંબઈની પાંચ-સાત કે દિલ્હીની બે-ચાર વ્યક્તિઓ સિવાય દેશમાં આની કોઈને જ જાણ નથી અને જાણ થવા દેવાની પણ નથી' એમ કહી તેમને કામગીરી સોંપવામાં આવેલી :

'ટિન્ટેડ ગ્લાસવાળી કારમાં લઈ આવજો, જેથી ટ્રાફિક સિગ્નલ પાસે ગાડી રોકાય તો પણ અંદર બેઠેલા પર કોઈની નજર ન પહોંચે. બાકી તો તમે કોઈ પણ ઑક્વર્ડ સિચ્યુએશન હૅન્ડલ કરી શકવા માટે કાબેલ છો...'

સામાન્ય સંજોગોમાં જેમને એરપૉર્ટ લેવા જવામાં ચીફ મિનિસ્ટર-હોમમિનિસ્ટર ગૌરવ અનુભવતા હોય તેમને આવકારવાની કામગીરી પોતાને સોંપાઈ એ માટે પોતે ત્યારે કેટલું ગૌરવ અનુભવ્યું હતું ! અને તેમાં પ્રાઈમ મિનિસ્ટર વિદેશની મુલાકાતે ગયા હોવાથી ડિફેન્સ મિનિસ્ટર ઍક્ટિંગ પ્રાઈમ મિનિસ્ટર હતા એટલે ખુદ ગવર્નરને સુધ્ધાં એરપૉર્ટ આવવું પડે તેને બદલે એકમાત્ર પોતે જ...

ત્યાં કારમાં બેસાડેલો વાયરલેસ સેટ ગુંજી ઊઠ્યો એટલે આગળપાછળના વિચાર ફંગોળીને વાયરલેસનું બટન દાબ્યું. કદાચ આગળ તોફાન છે એવું કાંઈક સાંભળવાનો ઉચાટ હતો પણ તેને બદલે 'ઑલ ક્લીઅર'નો સંદેશો સાંભળવા મળ્યો એટલે ધરપત અનુભવી : કદાચ આ વિચિત્ર કામગીરી મારી કારકિર્દીની સંધ્યાને વધારે ખીલવવામાં નિમિત્ત બનવાની હશે.

થોડા અંતરે પાછળની કારમાં જઈ રહેલા ડિફેન્સ મિનિસ્ટર જગત નારાયણ પણ મનોમન એવો જ પોરસ વાગોળી રહ્યા હતા : વિદેશના પ્રવાસે જતા પ્રાઈમ મિનિસ્ટર પોતાની ગેરહાજરીમાં ઍક્ટિંગ પ્રાઈમ મિનિસ્ટરની નિમણૂક કરે એવો આ સર્વપ્રથમ પ્રસંગ બહુ સૂચક હતો. તેમાં રશિયાથી પોતાને આ સિક્રેટ એસાઈનમેન્ટ સોંપ્યું એટલે ભાવિ વડાપ્રધાન બનવા માટેનાં એંધાણ મળી ગયાં. બસ, આ કાર્યમાં ફતેહ મળી જાય તો પછી પાછું વાળીને જોવાનો વખત જ નહીં આવે. પેલા જ્યોતિષીની આગાહી હવે ચોક્કસ સાચી પડવાની : બાબુજી, મૃત્યુ પહેલાં તમારા ગ્રહોમાં દેશનું સર્વોચ્ચ પદ લખાયું છે.

અને જાણે આકાશમાંથી વીજળી પડી હોય તેમ સંરક્ષણપ્રધાનને લઈ જતી મોટર વડાલાં સ્ટેશન પાસેથી પસાર થતી હતી ત્યારે વીજળીનો થાંભલો કારના છાપરા પર ત્રાટક્યો. બૉમ્બ પડ્યો હોય એવો ધમાકો થયો. સામેથી પુરપાટ આવતી એક ટ્રકની બ્રેક ફેલ થઈ હતી. પોતાની આગળનો ટ્રાફિક થંભેલો હતો અને કોઈ ઉપાય ન અજમાવે તો થોડે આગળ ઊભેલી સ્કૂલબસ સાથે અફળાઈ જવાનો ભય હતો. ટ્રકની ઝડપ એટલી બધી હતી કે સ્કૂલ-બસમાં બેઠેલાં પાંચ-પંદર બાળકો તો અચૂક ભીંસાઈને તત્કાલ મૃત્યુ પામે... એ દુર્ઘટના બનતી રોકવા માટે ડ્રાઈવરે ટ્રકને જમણી તરફના વીજળીના ખંભા પર જવા દીધી જેથી સ્કૂલ-બસ સાથેની અથડામણ ટળી જાય... પણ અડીખમ માનેલો ઈલેક્ટ્રિક પોલ તોતિંગ ટ્રક સામે ઝીંક ન ઝીલી શક્યો અને આંખના પલકારામાં જમીનદોસ્ત થતો હોય તેમ પસાર થતી ઍમ્બૅસેડર કાર પર એવી રીતે ત્રાટક્યો કે આગળ બેઠેલા ડ્રાઈવર અને પાછળ બેઠેલા વી. આઈ. પી.ની વચ્ચોવચ કારનું છાપરું ચીરી નાખ્યું. ધડાકા સાથે ઍમ્બૅસેડર ગડથોલિયું ખાઈ ગઈ ત્યારે આજુબાજુ પસાર થનાર કેટલાક રાહદારીઓ ચિત્કાર પાડી ઊઠ્યા. ધડાકો એટલે લાંબે સુધી સંભળાયો કે સો-દોઢસો ફૂટ આગળ જઈ રહેલી કારમાં બેઠેલા પોલીસ કમિશનર ચોંકીને ઊછળી પડ્યા. પહેલાં તર્ક તો એ જ આવ્યો કે ડિફેન્સ મિનિસ્ટરના સિક્રેટ મિશનના કોઈ જાણભેદુએ એમની કાર પર બૉમ્બ ફેંકવાનું કાવતરું કર્યું. ઝાટકા સાથે પોતાની કારનો દરવાજો ખોલી એ બહાર કૂદી પડ્યા. દુર્ઘટનાની દિશામાં નજર દોડાવી ત્યારે જમીનદોસ્ત થયેલો વીજળીનો થાંભલો અને વચ્ચેથી ચિરાઈને ગડથોલિયું ખાઈ ગયેલી મિનિસ્ટરની કાર દેખાઈ. એકબે પળ માટે એમની જીભ તાળવે ચોંટી ગઈ, બુદ્ધિ બહેર મારી ગઈ, પછી રાડ પાડીને વાયરલેસ પોલીસ વાનને પાછી વાળવાની આજ્ઞા આપી કમિશનર કોટવાલે દુર્ઘટનાસ્થળ તરફ દોટ મૂકી.

ત્યાં સુધીમાં કેટલાક લોકો ઍમ્બૅસેડરને ઘેરી લઈ શું કરવું એવી વિમાસણમાં ફાટી આંખે જોતા ઊભા હતા. એમની વચ્ચે ધસી જઈ કમિશનરે શ્વાસભેર ત્રાડ નાંખી : 'ઊભા છો શું ? કારને સીધી તો કરો !' કહી પડખાભર પડેલી મોટરને સરખી કરવા જાતે જ જોર કરવા લાગ્યા. એમના એકલાના જોરથી કંઈ વળ્યું નહીં ત્યારે હાંફતાંહાંફતાં બરાડી ઊઠ્યા : 'યૂ ફૂલ્સ ! હેલ્પ મિ ! અંદર ઇન્ડિયાના ડિફેન્સ મિનિસ્ટર છે !'

આવેશમાં એમનાથી બોલાઈ તો ગયું પણ પછી પસ્તાવો કરવાનો કોઈ અર્થ ન લાગ્યો. જીવનમરણની કટોકટીમાં ટૉપ સિક્રેટની પરવા શેની ? બધાએ જોર અજમાવી પતરાના ડબ્બાની જેમ છૂંદાઈ ગયેલી કારને સીધી કરી ત્યારે રસ્તા પર લોહીના રેલા દડી જતા દેખાયા. એટલી વારમાં પોલીસ વાન આવી પહોંચી. પછી તો કમિશનરસાહેબનો પડ્યો બોલ ઝિલાવા લાગ્યો. પાછલી બેઠકનો દરવાજો ખોલીને જોયું તો ભારતના સંરક્ષણપ્રધાન બેવડ વળીને પડ્યા હતા. માથા પરની ટોપી ઊડી પડી હતી, બગલમાં દબાવેલું પાકીટ એ જ સ્થિતિમાં જકડાયેલું રહ્યું હતું અને ચેતના ગુમાવી દીધી હોય તેમ મોં ફાટેલું હતું...

આગલી બેઠકમાં ડ્રાઈવરનું શરીર સીટ પર ઢળી પડ્યું હતું. એમના પગ સ્ટીયરિંગ

વ્હીલમાં ફસાઈ ગયા હતા, હાથની મુઠ્ઠીઓ વળી ગઈ હતી અને માથા પરથી લોહીની ધાર વહી રહી હતી. એક પોલીસ ઈન્સ્પેક્ટર ત્યાંથી કારમાં દાખલ થઈ, સીટ ઓળંગી, પાછલી બેઠકમાં પહોંચી ગયા. સંરક્ષણપ્રધાનને બેઠા કરવા તેમના પડખામાં હાથ નાખ્યો તો ગરમ લોહીથી એમનો પંજો તરબોળ બની ગયો : 'સર, હી ઈઝ બ્લીડિંગ લાઈક એનીથિંગ !'

એટલી વારમાં બેત્રણ જણાએ ડ્રાઈવરને આગલી બેઠકમાંથી બહાર ખેંચી લીધો. એની જડ કાયા જોતાં જ સમજાઈ ગયું કે એનું પ્રાણપંખેરુ ઊડી ચૂક્યું છે.

કોઈએ સમયસૂચકતા વાપરી ખાલી થયેલી આગલી સીટને હડસેલી જગ્યા કરી એટલે બીજા એક પોલીસ ઑફિસર સંરક્ષણપ્રધાન સુધી પહોંચી શક્યા. બે જણાએ અંદરથી એમને ઊંચક્યા અને બીજા બેએ બહારથી ટેકો આપ્યો ત્યારે બહુ સાચવીને એમને કારની બહાર લાવી શક્યા.

'એમને મારી કારમાં લઈ લો !' પોલીસ કમિશનરે પ્રધાનસાહેબના મોં પાસે હાથ રાખીને ખાતરી કરી લીધી કે શ્વાસોચ્છ્વાસ હજુ ચાલે છે.

'જલદી કરો, એમને નીઅરેસ્ટ હૉસ્પિટલ પહોંચાડવાના છે.' કમિશનર પોતાની કારની આગલી સીટમાં ગોઠવાતા હતા ત્યાં એમના કાને અવાજ અફળાયો : 'કસ્તૂરબા ગાંધી હૉસ્પિટલ અહીં તદ્દન નજદીક છે. પહોંચતાં બે મિનિટ પણ નહીં લાગે.'

'થેન્ક ગૉડ !' કમિશનર બબડ્યા. અત્યારે એક-એક સેકન્ડ અતિ કિંમતી હતી.

એકઠા થયેલા લોકો અને અટકી પડેલા ટ્રાફિક વચ્ચેથી સાયરન વગાડી રસ્તો કરતી પોલીસ વાન મૃત ડ્રાઈવરને લઈ પુરઝડપે આગળ વધી. તેની પાછળપાછળ જીવન-મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતા ભારતના સંરક્ષણપ્રધાનને લઈ જતા મુંબઈના પોલીસ કમિશનર કોટવાલનું હૃદય ધડકધડક થઈ રહ્યું હતું : 'શું ધાર્યું હતું અને શું થઈ ગયું !'

*

ડીન શ્રીવાસ્તવ દસ ને પાંચે ડૉક્ટર શ્રીકાન્ત તથા સિસ્ટર તુલસી સાથે કે. જી. એમ. હૉસ્પિટલ પહોંચ્યા ત્યારે બહાર લોકોનું ટોળું જમા થઈ ગયું હતું અને પ્રવેશદ્વાર પર પોલીસપહેરો લાગી ચૂક્યો હતો. ઑપરેશન થિયેટરમાં વી. આઈ. પી. પેશન્ટની ટ્રીટમેન્ટમાં લાગી ગયેલા હૉસ્પિટલના સર્વે સિનિયર ડૉક્ટર સાથે ડીન અને હાઉસ-ડૉક્ટર જોડાઈ ગયા હતા. બે જ મિનિટમાં અનુભવી ડીન પામી ગયા કે પેશન્ટની કન્ડિશન ક્રિટિકલ હતી. ડાબા પડખાની બટકી ગયેલી ત્રીજી પાંસળી છાતી ચીરીને બહાર આવી ગઈ હતી. પહેલી પાંસળીના એક ટુકડાએ ફેફસું ફાડી નાખ્યું હતું. લોહી ઘણું વહી ગયું હતું. બ્લડપ્રેશર અને પલ્સ પણ ચિન્તાનું સિગ્નલ દર્શાવી રહ્યાં હતાં. માત્ર ઑક્સિજનના સહારે શ્વાસ ચાલી રહ્યા હતા. લોહીનો પુરવઠો આપવામાં મોડું થયું હોત અને પાંસઠ વર્ષના સંરક્ષણપ્રધાન હૃષ્ટપુષ્ટ શરીરના ન હોત તો કદાચ ડીન હૉસ્પિટલે પહોંચ્યા ત્યાં સુધીમાં ખેલ ખતમ થઈ ગયો હોત.

બીજી બાજુ પોલીસ કમિશનર કોટવાલ આ અણધારી પરિસ્થિતિને પહોંચી વળવા લોહીથી ખરડાયેલા કપડે કામે લાગી ગયા હતા. ગવર્નર અને ચીફ મિનિસ્ટરને ફોનથી જાણ

કરવામાં એ લગભગ રડવા જેવા બની ગયા હતા: 'ઓહ ગૉડ !' ગવર્નરનો પ્રત્યાઘાત પણ એવો જ વસમો હતો : 'હું તત્કાલ નીકળું છું.' ચીફ મિનિસ્ટર જાતે ફોન પર ન મળ્યા પણ એમનો પી.એ. ખબર સાંભળીને અવાક્ બની ગયો હતો. ઑપરેશન થિયેટરમાંથી ડીનને બોલાવી પેશન્ટની સ્થિતિ કેટલી સીરિયસ છે એ જાણી લઈને તાકીદની સૂચનાઓ આપી હતી : હમણાં ગવર્નર અને ચીફ મિનિસ્ટર આવી પહોંચશે, વાત ફેલાઈ જશે એટલે છાપાંવાળા ધસી આવશે. હૉસ્પિટલના સ્ટાફને સ્ટ્રિક્ટ ઑર્ડર કરી દો કે આ બાબત કોઈ એક હરફ ન ઉચ્ચારે. ટેલીફોન પર મેં એક ઈન્સ્પેક્ટરને બેસાડી દીધા છે. આ અંગેની કોઈ પણ પૂછપરછ પર એ ધ્યાન નહીં આપે. બહાર પોલીસને તાકીદ થઈ ગઈ છે કે વી. આઈ. પી. વ્યક્તિઓ અને ડૉક્ટરો સિવાય કોઈને પ્રવેશવા ન દે. બીજા પેશન્ટોનાં સગાંવહાલાંની આવજા માટે પાછળનો દરવાજો ખોલાવી દો.

બધી સૂચના એકચિત્તે સાંભળી લીધા પછી કમિશનરનાં લોહીવાળાં કપડાં તરફ ધ્યાન ખેંચતાં ડીને કહેવું પડ્યું : 'કોટવાલસાહેબ, તમે કપડાં ઘેરથી ન મંગાવ્યાં હોય તો હું ટેમ્પરરી વ્યવસ્થા કરી દઉં.'

'ઓહ ! ડેમ ઈટ...' જાણે કપડાં પરથી લોહી ખંખેરવા માગતા હોય એવી ચેષ્ટા સાથે એ બોલ્યા હતા : 'પરિસ્થિતિ કાબૂ બહાર જશે તો મારું હૃદય બેસી જશે અને મારે પોતે જ પેશન્ટનાં કપડાં પહેરી ટ્રીટમેન્ટ લેવાનો વખત આવશે.' બોલતાંબોલતાં તેઓ ગળગળા થઈ ગયા હતા : 'મને સૌથી મોટી બીક તો પ્રેસવાળાની છે. એ લોકો ગમે તે છાપી મારશે તો મારી કારકિર્દી...' ધૂળમાં મળી જશે - એમ પૂરું બોલી શક્યા નહોતા.

અને સાચે જ બપોરના દરેક છાપાના મથાળે 'સંરક્ષણપ્રધાનને નડેલો ગંભીર અકસ્માત' ચમકી ગયો હતો. બીજું મથાળું સવારે ફાટી નીકળેલા પોલીસના તોફાને લઈ લીધું એટલે બંને મથાળાંને એકબીજા સાથે જોડી દઈ મુંબઈની શૅરબજાર દ્વારા અફવા વહેતી થઈ કે પોલીસના સશસ્ત્ર બળવાને ટાંકણે જ શહેરમાં અણધાર્યા આવી ચડેલા સંરક્ષણપ્રધાનની મોટર પર ગોળીઓ છૂટી... દરેક અખબારના અહેવાલનો એકસરખો જ સૂર હતો કે શહેરમાં આવાં તોફાન ફાટી નીકળ્યાં હોય ત્યારે ઍક્ટિંગ પ્રાઈમ મિનિસ્ટર બનેલા ડિફેન્સ મિનિસ્ટરે આ રીતે શહેરમાં આવવાની જરૂર કેમ ઊભી થઈ ? અને એમની સલામતી માટે જોઈએ તેવાં ચાંપતાં પગલાં કેમ લેવાયાં નહીં ?

બ્લડ-ગ્લુકોઝના બાટલા તથા ઑક્સિજન સિલિન્ડર સાથે બેશુદ્ધ સંરક્ષણપ્રધાનને હૉસ્પિટલના ડીન, હાઉસ-ડૉક્ટર, મેટ્રન અને સિસ્ટર તુલસી ઑપરેશન થિયેટરમાંથી સ્ટ્રેચર પર વી.આઈ.પી. રૂમમાં લઈ આવ્યાં ત્યારે ગવર્નરથી માંડીને મેયર સુધીના ડઝનેક મહાનુભાવો વ્યગ્ર ચહેરે દરવાજે ઊભા હતા.

બાજુના વી. આઈ. પી. રૂમને તત્કાલ કૉન્ફરન્સ રૂમમાં ફેરવી નાખવામાં આવ્યો. ડીનની કેબિનનો ટેલીફોન ત્યાં લગાડી દીધો. પેશન્ટની મહત્તા ધ્યાનમાં લઈને ડીન શ્રીવાસ્તવે જે. જે.,

કે.ઈ.એમ., જસલોક અને હરકિસન હૉસ્પિટલના ટૉપમોસ્ટ સર્જનોને બોલાવી લીધા હતા. ડૉક્ટરોની ટીમ અને મહાનુભાવો વચ્ચે ગંભીર મંત્રણા શરૂ થઈ. સર્જન શાહે દાકતરી ભાષામાં કેસ સમજાવ્યો, જેનો સાર એવો નીકળ્યો કે 'ઑપરેશન જેટલું જલદી હાથ ધરવામાં આવે એટલા સફળતાના ચાન્સિસ રહે છે... પરંતુ લોહીનો પુરવઠો શરીરને પહોંચ્યા વગર આવું લાંબું ઑપરેશન હાથ ધરી શકાય નહીં...' સર્જન દસ્તૂર, ચવ્હાણ, જોશી, ધોળકિયા, વગેરેએ પણ લગભગ એવો જ અભિપ્રાય દર્શાવ્યો. 'લોહીનો પુરવઠો કેટલો સમય લેશે ?' એવા ચીફ મિનિસ્ટરના એક પ્રશ્નમાં 'ઓછામાં ઓછો દોઢ કલાક'નો અંદાજ મળ્યો.

'અને ઑપરેશન આજના દિવસ પૂરતું મુલતવી રાખીએ તો ?' એ પૃચ્છાનો જવાબ આપવાનું કોઈ સર્જનને જરૂરી નહીં લાગ્યું. માત્ર સર્જન શાહે ડોક ઊંચી કરી ઉપર છત તરફ જોયું એનો અર્થ એમ થાય કે તો પછી ઉપરવાળાના હાથની વાત થઈ જાય.. કદાચ એવો અર્થ પણ તારવી શકાય કે તો પછી એમણે ઉપર જવાનું થાય !

મંત્રણાની સાથોસાથ દિલ્હીના લાઈટનિંગ કોલ ચાલુ હતા. ગવર્નરે રાષ્ટ્રપતિભવન સાથે સંપર્ક કરી એમના મેડિકલ એડવાઈઝરને સર્જન દ્વારા કેસની વિગત સમજાવી. ચીફ મિનિસ્ટરે કેન્દ્રના હોમ-મિનિસ્ટર વિશ્વાસરાવને કટોકટી સમજાવી ત્યારે સામેથી કહેવામાં આવ્યું કે પ્રાઈમ મિનિસ્ટર સાથે મૉસ્કો સંપર્ક સાધવાની કોશિશ ચાલુ છે. એમને દુર્ઘટનાની જાણ થઈ છે, પરંતુ હજુ વળતો જવાબ આવ્યો નથી. કદાચ તેઓ પ્રવાસ ટૂંકાવીને રાત્રે જ મૉસ્કોથી દિલ્હી આવવા રવાના થાય તો નવાઈ નહીં.

સંરક્ષણપ્રધાન જગત નારાયણના પરિવારમાં માત્ર એક પુત્ર જ હતો જે ચાર વર્ષથી લંડનમાં સેટલ થયો હતો. દિલ્હીના ડિફેન્સ ડિપાર્ટમેન્ટને તાકીદે કરવામાં આવી કે સૂરજ નારાયણને ગમે તે ભોગે સંપર્ક સાધી જાણ કરો કે એમના પિતાને ગંભીર મોટર અકસ્માત નડ્યો છે... હૉસ્પિટલના નિયમ અનુસાર ઑપરેશન કરતાં પહેલાં દર્દી અને તેના નિકટના સગાની સંમતિ અનિવાર્ય ગણાય તે કારણે થોડી મૂંઝવણ વધી ગઈ.... એટલે એક તરફથી મૉસ્કોમાં બેઠેલા પ્રાઈમ મિનિસ્ટરના અભિપ્રાયની રાહ જોવાની હતી અને બીજી બાજુથી સંરક્ષણ-પ્રધાન શુદ્ધિમાં આવે ત્યાં સુધી હાથ જોડીને બેસી રહેવા સિવાય કાંઈ થઈ શકે તેમ નહોતું.

ત્યાં તંગ વાતાવરણને ખળભળાવતા બે ટકોરા વી. આઈ. પી. રૂમના બારણા પર પડ્યા : 'યસ, કમ ઈન !' ડીન શ્રીવાસ્તવના એ જવાબના પડઘામાં રૂમનો દરવાજો ઊઘડ્યો અને સૌની નજર સિસ્ટર ગોસ્વામીના સ્મિત પર સ્થિર થઈ.

'સર, પેશન્ટ શુદ્ધિમાં આવી રહ્યા છે.' તુલસીના એ વાક્યે અંદર બેઠેલા દરેકને આનંદના આંચકા સાથે ઊભા કરી દીધા. સૌ કોઈ પેશન્ટ પાસે પહોંચી જવાની ઉત્તેજનામાં દેખાતા હતા.

ખબર આપીને તુલસી પાછી વળી ગઈ એટલે આપસમાં નક્કી થયું કે ડીન સાથે ત્રણ સર્જન અને ત્રણ વી. આઈ. પી.એ પહેલાં જવું. સર્જન શાહ, દસ્તૂર અને ચવ્હાણ સાથે ગવર્નર, ચીફ મિનિસ્ટર અને પોલીસ કમિશનર બાજુની રૂમમાં પહોંચ્યા ત્યારે સંરક્ષણ-પ્રધાન

જગત નારાયણ ઊંહકારા બોલાવતા બબડતા હતા. મેટ્રન લક્ષ્મીબાઈ એમના હોઠ પર કપડું ફેરવીને થૂંક લૂછતી હતી, જ્યારે તુલસી લોહી આપતી નળી પર ધ્યાન કેન્દ્રિત કરીને ઊભી હતી. હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત સિનિયર ડૉક્ટરો માટે જગ્યા કરી આપવા પેશન્ટથી દૂર હઠી ગયા.

ધીમેધીમે પેશન્ટે આંખ ખોલી, ધૂંધળી દૃષ્ટિએ ચારે તરફ જોયું. શું બની ગયું હતું એ યાદ કરવા માટે થોડી વાર પોપચાં ભીડી દીધાં. પછી ધીમેધીમે ફરી પાંપણ ઊંચકીને સામે ઊભેલાઓને આછું સ્મિત આપવાની કોશિશ કરી, પરંતુ હોઠ એવી રીતે વંકાયા કે જાણે પીડા થતી હોય.

'કેમ લાગે છે હવે, સર ?' ડીને પેશન્ટની સભાનતા પારખવા પૂછ્યું.

'તમને શું લાગે છે, ડૉક્ટર ?' જગત નારાયણબાબુએ રૂંધાતા અવાજે સામું પૂછ્યું : 'બચી જઉં એવું લાગે છે ?'

ભાનમાં આવતાં જ પેશન્ટ આવો સવાલ પૂછે ત્યારે સાચો જવાબ આપવામાં ડૉક્ટરોને થોડી દ્વિધા થાય. તેમાં આ તો મહાનુભાવ પેશન્ટ હતા. ડીને ઠાવકાઈથી જવાબ આપવાનો હતો.

'સર, બૉમ્બેના ટોચના સર્જનો આપની સેવામાં હાજર છે. આપ ધાર્યા કરતાં વહેલા શુદ્ધિમાં આવ્યા એટલે પહેલી ક્રાઈસિસ આપણે પાર કરી ગયા.'

'અને બીજી ક્રાઈસિસ ?'

બધાના આશ્ચર્ય વચ્ચે તેમણે બીજો સવાલ કર્યો ત્યારે સૌને એમના મક્કમ મનોબળ માટે માન ઊપજ્યું.

'સર, સર્જરી માટે અમે આપની સંમતિની રાહ જોતા હતા.' આ વખતે સિનિયર સર્જન શાહે જવાબ વાળ્યો : 'સૂનર ધી બેટર !'

'ઑપરેશનમાં કેટલા પરસેન્ટ ચાન્સ છે ?'

આ પૃચ્છા વિમાસણ જગાવે એવી લાગી. પણ મૂંગા રહેવાથી ચાન્સ ઓછો છે એવો અર્થ નીકળવાની દહેશતથી ડીને 'નરો વા કુંજરો વા' જેવો જવાબ શોધી કાઢ્યો : 'સર, એ તો ખોલીને જોઈએ ત્યારે જ ખબર પડે.'

'ઠીક છે !' બોલવામાં પરિશ્રમ પડતો હોય તેમ સંરક્ષણપ્રધાને થોડી વાર માટે મૌન ધારણ કરી લીધું. મનમાં ગડમથલ જાગી હતી : 'કદાચ અંતિમ ઘડી આવી પહોંચી હોય તો મારે કયું કામ પહેલાં પતાવવું ?'

'ડૉક્ટર્સ, તમે લોકો મને પંદરેક મિનિટનું એકાન્ત આપી શકો ?'

'ઑફ કોર્સ, સર !' બધા વતી ડીન શ્રીવાસ્તવે જ કહ્યું : 'પરંતુ સર, આપ વધુપડતો પરિશ્રમ...'

'નહીં લઉં, બસ !' જાણે નાના બાળક બની ગયા હોય એવી રીતે એ બોલ્યા. પછી એમની નજર લગોલગ ઊભેલા ગવર્નર તથા ચીફ મિનિસ્ટર પર સ્થિર થઈ. એ બંનેએ તેમ

જ ત્યાં ઊભેલા બીજા બધાએ માન્યું કે પ્રધાનસાહેબ એમની સાથે એકાન્ત માગી રહ્યા છે, પરંતુ ધારણા ખોટી નીકળી. એમની નજર ફરતીફરતી તુલસી પર સ્થિર થઈ. માણસને પારખી લેવાનો પ્રયત્ન કરતા હોય તેમ બાબુજી એકીટશે તેને જોતા રહ્યા ત્યારે તુલસીએ માથું ઝુકાવી દીધું.

'શું નામ તારું ?' સાવ અણધાર્યા પ્રશ્ને સૌને ચોંકાવી દીધા. આવી કટોકટીની ઘડીએ આ મહાનુભાવને નર્સનું નામ પૂછવાનું કેમ સૂઝ્યું ?

'એ સિસ્ટર ગોસ્વામી છે.' ડીને જ ઓળખાણ આપી : 'આખું નામ તુલસી ગોસ્વામી.'

'તુલસી ગોસ્વામી...' તેઓ બબડ્યા. પછી ગળું ખંખેરવા માટે ખોંખારો ખાવા ગયા તેમાં છાતીમાં સણકો ઊપડ્યો. છતાં એ પીડા સહી લઈ હળવેકથી કહ્યું : 'તો... એ તુલસી સિવાય આપ સૌને બહાર જવા વિનંતી છે.'

અચરજના આંચકા સાથે દરેકે એકબીજા સામે જોઈ લીધું. અત્યાર સુધીની એમની વાતચીતમાં સભાનતા કે સ્વસ્થતા ન વર્તાઈ હોત તો સૌ માની લેત કે અકસ્માતના આઘાતને કારણે મગજ ચસકી ગયું...

ધીમેધીમે દરેક જણ વી. આઈ. પી. પેશન્ટની રૂમ બહાર સરકવા લાગ્યા ત્યારે તુલસીનું હૈયું કોઈ અકળ કારણસર અકળાવા લાગ્યું. બહાર નીકળવા છેલ્લે રહેલા હાઉસ-ડૉક્ટર શ્રીકાન્તે દરવાજે પહોંચીને અમસ્તું જ પાછળ જોયું તો સંરક્ષણપ્રધાન પાસેથી ન ધારેલું સાંભળવા મળ્યું.

'આ છોકરી અંદરથી બારણું ન ખોલે ત્યાં સુધી કોઈ વિક્ષેપ ન પાડતા.'

'જેવી આપની આજ્ઞા !' કહી શ્રીકાન્ત પણ વિમાસણ અનુભવતો બહાર નીકળી ગયો એટલે બંધ એરકન્ડિશન્ડ રૂમમાં સંરક્ષણપ્રધાન જગત નારાયણ અને નર્સ તુલસી ગોસ્વામી એકલાં પડ્યાં.



# 4

આટલા બધા મોટા માણસોને બહાર મોકલી દઈ, ભારતના સંરક્ષણપ્રધાન જેવા મહાનુભાવ દર્દીએ ક્રિટિકલ કન્ડિશનમાં માત્ર પોતાને એકલીને જ વી. આઈ. પી. પેશન્ટ-રૂમમાં રહેવા કહ્યું તેમાં તુલસીએ મહત્તા મહેસૂસ કરવાને બદલે અકળામણ અનુભવી. સવારે પોતાની સગાઈની વિધિ સમાપ્ત થઈ ત્યાં જ ચિંતુ આ ગમખ્વાર દુર્ઘટનાના ખબર આપવા ધસી આવ્યો હતો. શુભ પ્રસંગની ખુશી મમળાવવા માટે મનને એક મિનિટનુંય એકાન્ત મળ્યું નહોતું. ડીનસાહેબ અને ડૉક્ટર શ્રીકાન્ત સાથે હૉસ્પિટલે દોડી આવવું પડ્યું હતું અને અહીં આવ્યા પછી તંગ વાતાવરણના ભાર હેઠળ સગાઈનો શુભ પ્રસંગ જાણે કચડાઈ ગયો હોય તેમ એકેય વાર સવારની એ શુભ ઘડી યાદ આવી નહોતી... ત્યાં મૃત્યુના ઉંબરે ઊભેલા આ મહાનુભાવે એમના જીવનની કટોકટીની ક્ષણે એકાન્ત માટે બીજા કોઈને નહીં ને મને જ પસંદ કરી !

એકલા પડેલા જગતબાબુ અર્ધી મિનિટ સુધી આંખો બીડીને અબોલ જ રહ્યા. થોડી વાર પહેલાં દૃઢ મનોબળ કરીને ઘણુંબધું બોલ્યા એ પરિશ્રમની અસર હવે વર્તાતી હતી. તૂટેલી પાંસળીઓ અને ફેફસાંમાં અસહ્ય પીડા ઊપડી હતી. સાથોસાથ અંતરના ઊંડાણમાં સ્ફુરણા સળવળતી હતી : સમય સરકી રહ્યો છે. આવરદાની દોરી કપાઈ જાય એ પહેલાં નિર્ણયનો અમલ કરી નાખ... એમણે ધીમેધીમે આંખો ઉઘાડી, માથા પર લટકતી લોહીની બૉટલમાંથી ટીપેટીપે પ્રવાહી નળીમાંથી પસાર થતું દેખાયું. ખાલી થઈ ચૂકેલી પોણી બૉટલ જાણે સૂચવી રહી હતી : બસ, હવે સમય બહુ ઓછો બાકી છે !

સંરક્ષણપ્રધાન જગત નારાયણે ધીમેધીમે ડોક જમણી તરફ ઢાળી. કોઈ આદેશની રાહ જોતી હોય તેમ તુલસી નત મસ્તકે ઊભી હતી. જીવનના આ અતિ મહત્ત્વના કાર્ય માટે જેના પર પોતે પસંદગી ઉતારી હતી એને ઘડીભર નીરખી લઈ ગળું ખંખેરતાં એમણે કહ્યું :

'શું કહ્યું તારું નામ ?'

'તુલસી ગોસ્વામી.' નામ કહેવામાં તુલસીએ પણ ગળું ખંખેરવું પડ્યું.

'તુલસી !' વાચા સાથ ન આપતી હોય તેમ એમની જીભ થોથવાઈ, થોડું થૂંક ઊડ્યું, નાકમાં રહેલી ઑક્સિજનની નળી થોડી વાર પૂરતી કઢાવી લેવાની ઇચ્છા જોર કરી ગઈ, પણ એમ કરવા જતાં રૂંધાતા શ્વાસે કામ નહીં થઈ શકે એનો ખ્યાલ આવ્યો એટલે મૂળ વાત ઉચ્ચારી : 'અહીં, આ રૂમમાં કોઈ ધાર્મિક પુસ્તક હશે ?'

અને તુલસીની ડોક ઊંચી થઈ. એના ચહેરા પરથી અકળામણનું આવરણ હઠી ગયું. મહાનુભાવ પ્રત્યેનું માન અનેકગણું વધી ગયું. તેને મરતી માતા યાદ આવી ગઈ : જો, તુલસી, મૃત્યુ નજીક આવે છે ત્યારે મારે જેની પાસે જવાનું છે એનું સ્મરણ કરાવતી રહે. એ સિવાય બીજું કાંઈ જ સાથે આવવાનું નથી... અત્યારે આ મહાનુભાવ પણ જીવનની અંતિમ અવસ્થામાં પરમાત્મા સાથે આત્માનો તાર જોડવા માગે છે.

'સર, હૉસ્પિટલના વી. આઈ. પી. રૂમના કબાટમાં થોડાક ધાર્મિક-આધ્યાત્મિક ગ્રંથો રાખીએ જ છીએ.' કહી તુલસીએ સામી દીવાલ પાસે પડેલી નાની અલ્મારી તરફ દૃષ્ટિ ફેરવી : 'આપ કહો એ પુસ્તક.... ભાગવત, રામાયણ, કુરાન, બાઈબલ, ગીતા...'

'ગીતા !'

જરૂર કરતાં ઊંચો અને અધીરો અવાજ તુલસીની પીઠ પર અફળાયો ત્યાં સુધીમાં એ અલ્મારી ખોલી ચૂકી હતી. સ્ફૂર્તિથી તેણે પ્લાસ્ટિકનું કવર ચડાવેલું શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું પુસ્તક ઊંચકી લીધું અને ૧૫મો અધ્યાય વાંચવાનો આદેશ થશે એવી તૈયારીમાં પુસ્તક ઉઘાડી પાનાં ફેરવતી તેમના બેડ પાસે આવીને ઊભી રહી.

પેશન્ટના કાંડા સાથે બ્લડ અને ગ્લુકોઝની નળી જોડેલી હતી એટલે એ જાતે વાંચે એવી અપેક્ષા તો રાખી જ નહોતી.

'સર, ક્યાંથી શરૂ કરું ?'

'તું પોતે ગીતાને પવિત્ર ગ્રંથ માને છે ને ?'

આવો પ્રશ્ન તુલસીને અજુગતો લાગ્યો. પોતાની ગોસ્વામી અટક પરથી જ એ સમજી શકાય તેમ હતું, છતાં તેણે સહાનુભૂતિ અને સ્મિત સાથે કહ્યું : 'હા જી, સર !'

'તો ગીતા પર હાથ રાખીને સોગંદ લે...'

એટલું કહી જગતબાબુ અટકી ગયા. કદાચ બોલતાં પરિશ્રમ થયો હશે એટલે અથવા તો તુલસીના પ્રતિભાવ પરખવા હશે એ હેતુથી તેને તાકી રહ્યા. સોગંદ લેવાની વાત પર તુલસીના મુખભાવ ઝડપથી પલટાયા ખરા, પણ સત્વર મીઠું સ્મિત ફરકાવીને અદબભેર પૂછ્યું : 'શું સોગંદ લેવાના છે, સર ?'

'એ જ કે અત્યારે... આ એકાન્તમાં... આપણી વચ્ચે... જે કાંઈ વાતચીત થાય એનો એક શબ્દ પણ કોઈની પાસે ઉચ્ચારીશ નહીં.'

ધર્મસંકટમાં મુકાઈ ગઈ તુલસી ! આવડા મોટા રાજપુરુષ આવી કથળેલી હાલતમાં ખાસ મેળવેલા એકાન્તમાં પોતાને કોઈ રાઝ - રહસ્ય કહેવા માગતા હશે ? ઘડીભર તો થયું, ઇન્કાર કરી દઉં : સોગંદ લેવા સામે મને વાંધો નથી, પણ આ મારા ગજા બહારનું કામ છે...

'છોકરી, આપણી પાસે સમય બહુ ઓછો છે... અને મારું આ અંતિમ કાર્ય આટોપી નહીં શકું તો મૃત્યુ પછી આત્માની અવગતિ થશે, માટે ગીતા પર હાથ રાખીને કહે, અહીં હવે જે કંઈ બનશે તેને અત્યંત ગુપ્ત રાખીશ.'

તુલસીએ ગીતાના મુખપૃષ્ઠ પર જમણા હાથની હથેળી મૂકી, આંખોની પાંપણ બીડી, ઊંડો શ્વાસ લઈ એમના આદેશનું પાલન કર્યું : 'ભગવદ્ગીતાની સાક્ષીએ સોગંદપૂર્વક કહું છું કે આપ અહીં જે કંઈ કહેશો તે સંપૂર્ણપણે ગુપ્ત રાખીશ.'

છેલ્લા શબ્દો સાથે ઘૂંટાતો શ્વાસ છોડતાં તુલસીએ આંખો ખોલી તો રાજપુરુષના ચહેરા પર સંતોષનું પહેલું સ્મિત જોવા મળ્યું. માત્ર એક સેકન્ડ પૂરતી બંનેની દૃષ્ટિ મળી.

'તો હવે હું કહું એમ ઝડપથી કરવા માંડ.'

આટલું કહી જગત નારાયણે એમના બેડની નજીકની ટિપાઈ પર પડેલી ચામડાની બ્રીફકેસ પર મીટ માંડી. તુલસીને નજરથી સમજાવ્યું કે એ ઊંચકી લે.

ત્યારે તુલસીને યાદ આવ્યું કે ડૉક્ટરો - મહાનુભાવો પાસે એકાન્તની માગણી કરતાં પહેલાં પ્રધાનસાહેબ ઘણી વાર સુધી ચામડાના આ પાકીટને તાકી રહ્યા હતા. અકસ્માતમાં બેહોશ થતાં પહેલાં એમણે બગલમાં જકડી રાખેલું પાકીટ અલગ કરવામાં સમય લાગ્યો હતો એ પણ તુલસીએ મેટ્રન પાસેથી સાંભળ્યું હતું. પાકીટ હાથમાં લીધું ત્યારે તેને ખ્યાલ આવ્યો કે પોતે ધાર્યું હતું એટલું એ વજનદાર નથી !

પાકીટ લઈને સાહેબના હાથમાં સોંપવાની ચેષ્ટા કર્યા પછી તુલસીને ભાન થયું કે રાજપુરુષના બંને હાથમાં બ્લડ-ગ્લુકોઝની સોય ભોંકાયેલી છે. કદાચ હમણાં એકાદ હાથની સોય કાઢી નાખવાનું કહેશે એવી તુલસીની ધારણા પણ ખોટી ઠરી. સંરક્ષણપ્રધાને જમણા હાથની પહેલી આંગળી સાથે અંગૂઠો જોડી સંકેતથી તેને સમજાવ્યું : પાકીટ ખોલ...

આજ્ઞા અનુસાર પાકીટની ઝીપ ખોલી અંદરથી શું કાઢવું છે એવા ભાવ સાથે તેણે પાકીટનું મોં પહોળું કરી પ્રધાનસાહેબ સમક્ષ ધર્યું ત્યારે મહાનુભાવ દર્દીએ કહેવું પડ્યું : 'પાકીટની જમણી બાજુ અંદરના ભાગમાં એક બીજી ઝીપ છે. જરા જલદી કરજે.'

એમની અધીરાઈએ અંદરથી ઝીપ શોધવામાં તુલસીને થોડી અસ્વસ્થ કરી દીધી. થોડી વાર લાગી. પાકીટમાં હાથ ફેરવ્યા પછી જમણી બાજુએ ચામડાના એક પટ્ટા નીચે છુપાયેલી

ઝીપનો ઝીણો છેડો હાથ લાગ્યો ત્યાં સુધીમાં તુલસીના કપાળે પરસેવાનાં એકબે બિંદુ બાઝી ગયાં હતાં.

'અંદર એક કાગળ છે એ સાચવીને કાઢજે.' ઝીપ ખોલતી તુલસીને જગત નારાયણે તાકીદ કરી : 'તારા હાથ પસીનાવાળા હોય તો લૂછી નાખજે.'

પસીનો નહોતો છતાં તુલસી જમણા હાથની હથેળી ફ્રૉક પર ફેરવી, પાકીટના છૂપા ખાનામાંથી ગડી કરેલો સફેદ કાગળ બહાર કાઢી પ્રધાનસાહેબના હાથમાં આપવાની ફરી ભૂલ કરતી હતી પણ સુધારી લીધી.

'હવે હું લખાવું તેમ લખ.'

સાંભળતાં જ તુલસીએ બૉલપેન કાઢવા ફ્રૉકના સાઈડ પૉકેટ તરફ હાથ લંબાવ્યો ત્યાં તેઓ બોલ્યા :

'નહીં, એ બૉલપેન નહીં ચાલે... અંદરના ખાનામાં એક પેન છે તે કાઢ.'

ફરી તુલસીએ આજ્ઞા અનુસાર પાકીટના છૂપા ખાનામાંથી સાહેબની પેન કાઢી. હવે તેને સમજાઈ ગયું કે આ મહાનુભાવ એમનું વિલ લખાવવા માગે છે. જોકે એથી તો વધારે નવાઈ લાગી : વિલ લખાવવા માટે મારા કરતાં વધુ લાયક બીજી ઘણી વ્યક્તિઓ હતી...

તર્કને ખંખેરી નાખી, ટિપાઈ નજીક ખુરશી ખેંચી, કેસપેપરના પ્લાસ્ટિક પૅડ પર જાડો સફેદ કાગળ પાથરી પેનની કૅપ ખોલી તુલસી લખવા બેસી ગઈ. થોડી વાર સુધી કાંઈ સાંભળવા ન મળ્યું એટલે તેણે ડોક ઊંચી કરી તો પ્રધાનસાહેબ આંખો બંધ કરી ઊંડા વિચારમાં ગરકાવ થયેલા દેખાયા. મૃત્યુના વિચારે માણસ પોતાનું વસિયતનામું લખાવતો હોય ત્યારે એની માનસ-સ્થિતિ કેવી રહેતી હશે ? તેમાં આ તો મોટા રાજપુરુષ છે. પંડિત જવાહરલાલ નહેરુએ વસિયતનામામાં પોતાનાં અસ્થિ દેશની જુદીજુદી નદીઓમાં પધરાવવાનું લખ્યું હતું, આ મહાનુભાવ કોણ જાણે શું લખાવશે !

'છોકરી, તને ઇંગ્લિશ લખતાં તો આવડે છે ને ?'

સંરક્ષણપ્રધાને અચાનક આંખો ઉઘાડીને તરડાયેલા અવાજે અને અધીરા સ્વરે પૂછ્યું ત્યારે ઉત્તર આપવામાં તુલસી જરા વાર માટે ખચકાઈ. જગત નારાયણ તેની સામે એવી રીતે તાકી રહ્યા હતા કે તુલસી ના પાડે તો કદાચ આઘાત જીરવી નહીં શકે. મનોમન તેમને પસ્તાવો પણ થયો : છોકરી નિર્મળ અને નિર્દોષ દેખાય એટલે મેં એને એકાન્ત માટે પસંદ કરી. અત્યાર સુધીની બધી વાતચીત હિન્દીમાં થઈ, નર્સ છે એટલે થોડુંઘણું અંગ્રેજી બોલી લે, પણ લખતાં ન આવડે તો ? આ વાત મારે પહેલેથી જાણી લેવી જોઈતી હતી...

'સર, હું કિંગ જ્યોર્જ હાઈસ્કૂલમાં ઈંગ્લિશ મિડિયમમાં મૅટ્રિક સુધી ભણી છું.' તુલસીએ અચકાતાં-ખચકાતાં કહ્યું : 'અંગ્રેજી કદાચ બહુ સારું તો ન કહેવાય, પણ ડિક્ટેશનમાં મને દસમાંથી સાડાનવ માર્ક્સ મળતા.'

'ડિક્ટેશન !' સંતોષનો ઊંડો શ્વાસ લેવા જતાં જખમી ફેફસાંની પીડાએ પ્રધાનસાહેબને ઊંહકારો બોલાવી દીધો. એમની પીડાએ તુલસીને થોડી અસ્વસ્થ કરી મૂકી, પણ મહાનુભાવે હાથના ઇશારાથી ધરપત આપી : 'ડોન્ટ વરી, આઈ કેન બેર ઈટ.' (ચિંતા નહીં કર, હું સહન કરી શકું એમ છું.)

ફરી બીજી અર્ધી મિનિટ ખામોશીમાં વીતી. તુલસીએ પેડ પર પાથરેલા સફેદ પેપર પર મીટ માંડીને વિચારી રહેલા જગત નારાયણે પાછી તાકીદ કરી : 'સિસ્ટર ગોસ્વામી, હું ડિક્ટેટ કરું તે ધીરેધીરે છૂટાછૂટા અક્ષરોમાં કોઈ જાતની છેકછાક કર્યા વગર લખવાનું છે. માની લે કે આ કોરા કાગળની કિંમત અત્યારે કરોડો રૂપિયાની છે.'

ત્યારે તુલસીથી મલકી જવાયું : 'ડોન્ટ વરી, સર, આઈ વિલ બી વેરી કેરફુલ !'

ખરી રીતે તો એ હવે અધીરી બની ગઈ હતી. બની શકે એટલી જલદી રાજપુરુષ સાથેના આ એકાન્તમાંથી પરવારી જવા માગતી હતી. બહાર ઊભેલા ડૉક્ટરો અને મહાનુભાવો કોણ જાણે શું વિચારતા હશે ? કોરો કાગળ કરોડોનો હોય કે કોડીનો, પરીક્ષામાંથી સાંગોપાંગ પાર ઊતરી જવા માટે એ તત્પર બની ગઈ હતી.

'કાગળની ઉપરનો એક ઇંચ જેટલો ભાગ કોરો રાખીને લખ...' સંરક્ષણપ્રધાનના બોલવામાં પણ હવે ઉતાવળનો રણકો આવી ગયો હતો :

'ધી સ્વિસ ઈન્ટરનૅશનલ બૅન્ક, જીનિવા.' કહીને ડિફેન્સ મિનિસ્ટર ઑફ ઈન્ડિયાએ નાકમાં રહેલી ઑક્સિજનની નળીને કારણે ગૂંગણા અવાજે શરૂઆત કરીને કાગળમાં લખાયેલા અક્ષરો પર નજર નાખીને પ્રસન્નતા અનુભવી. છોકરી ધાર્યા કરતાં વધારે હોશિયાર નીકળી. પાંત્રીસ વરસ પહેલાં પોતે પહેલવહેલા પ્રધાન થયા ત્યારે પોતાના હાથે જીનિવાનો સ્પેલિંગ ખોટો લખાયો હતો, જ્યારે આ છોકરીએ તેમાં કોઈ ભૂલ કરી નહોતી. એના અક્ષરો પણ મોતીના દાણા જેવા દેખાયા !

બીજી બાજુ કાગળ પર ઊપસેલું લખાણ જોઈને તુલસી પોતે પણ ચમકી ગઈ હતી. દરેકેદરેક અક્ષર કેટલો બધો ચળકતો હતો. એ ખૂબી કાગળની હશે કે પેનની શાહીની ? જોકે પોતે પકડેલી પેન ફાઉન્ટનપેન છે કે બૉલપેન એ પણ તેની સમજમાં આવતું નહોતું.

'ટ્રીટ ધિસ રાઈટિંગ ઍઝ એ બેરર ચેક.'

કહ્યા પ્રમાણે તુલસીએ કાગળ પર ટપકાવી લીધું. સાથોસાથ મનોમન તેનો તરજુમો પણ કરતી ગઈ. (આ લખાણને બેરર ચેક જેવું ગણજો...)

'ઍઝ પર યોર લેટેસ્ટ સ્ટેટમેન્ટ આઈ રીસિવ્ડ, ધેર આર સેવન્ટી મિલિઅન સ્વિસ ફ્રાન્ક ઈન માય એકાઉન્ટ.'

રકમ લખતાં તુલસીના જમણા હાથના કાંડામાં ઝણઝણાટી પ્રસરી ગઈ હતી. પ્રધાનસાહેબે પણ એ આંકડો બરાબર લખાય છે કે નહીં એની ચકાસણી કરવા સહેજ ડોક લંબાવી હતી.

(તમે મોકલેલા બૅન્કના તાજા સ્ટેટમેન્ટ મુજબ મારા ખાતામાં ૭ કરોડ સ્વિસ ફ્રાન્ક જમા છે.)

'એઝ પર માય એરેન્જમેન્ટ વિથ ધી બૅન્ક, પ્લીઝ ટ્રાન્સફર ધી એકાઉન્ટ એઝ પર ધી ઈન્સ્ટ્રકશન ઑફ ધી બેરર ઑફ ધિસ બૉન્ડ, હુ-એવર ઍન્ડ વેન એવર હી ઑર શી પ્રેઝન્ટસ ધિસ ટુ યોર બૅન્ક.'

(બૅન્ક સાથેની મારી ગોઠવણ અનુસાર, આ બૉન્ડ પેપર તમારી બૅન્કમાં રજૂ કરનાર જ્યારે અને જે હોય તેની સૂચના મુજબ બધી જ રકમ તેને ટ્રાન્સફર કરી આપવા વિનંતી છે.)

એ ફકરો આવેશમાં ઉતાવળે લખાવવાના પરિશ્રમથી જગત નારાયણ હાંફવા લાગ્યા. એરકન્ડિશન્ડ રૂમમાં હોવા છતાં એમના કપાળ પરથી પરસેવાનો રેલો ઊતરતો દેખાયો. તુલસીનું ધ્યાન ખેંચાયું ત્યારે બેડ પરથી નૅપ્કિન લેવા ડાબો હાથ લંબાવ્યો, પણ વી. આઈ. પી. પેશન્ટે માથું હલાવી તેને રોકી : 'બસ, હવે થોડું જ બાકી રહ્યું છે. સમય પણ બહુ થોડો રહ્યો છે.'

દર્દીની આંખોમાં પીડાનાં પ્રતિબિંબ દેખાતાં હતાં. વધુપડતો પરિશ્રમ અને સારવારનો વિલંબ હવે તેમને માટે ખતરનાક પુરવાર થવાનો અણસાર આપતા હતા. પરંતુ તુલસી લાચાર હતી, મહાનુભાવની આજ્ઞા ઉથાપી શકે તેમ નહોતી.

'તેં લખ્યું છે એ મને જરા બતાવ તો.'

સાંભળતાં જ તુલસીએ ઊભા થઈ ક્લિપમાં દબાયેલા કાગળ સાથે પ્લાસ્ટિકનું પૅડ એમની આંખ સમક્ષ ધરી રાખ્યું. સંરક્ષણપ્રધાન લખાણનો એકએક શબ્દ મનમાં ઉચ્ચારતા વાંચી ગયા. પછી શાબાશી આપતા હોય તેમ તુલસી સામે મરક્યા :

'હવે લખાણની નીચે મારે સહી કરવી પડશે.' કહી જગત નારાયણે વિનંતીના સ્વરે કહ્યું : 'તુલસી, જરા મારો કૉટ ઊંચો કરીશ.'

પૅડ ટિપાઈ પર મૂકી, તુલસી પલંગ નીચેનું હૅન્ડલ બહુ સાચવીને ઘુમાવવા લાગી. દર્દીને બેસવાનું ફાવે ત્યાં સુધી કૉટ ઊંચકાયો એટલે હૅન્ડલ છોડી, એક હાથમાં પૅડ અને બીજા હાથમાં પેન ધરીને એ અદબભેર સામે ઊભી રહી ગઈ.

'પ્લીઝ, જરા થોડી વાર માટે આ સોય કાઢી લઈશ ?' જમણો હાથ તેના તરફ લંબાવીને દર્દીએ સૂચન કર્યું ત્યારે તુલસીને સમજાયું કે સહી કરવા માટે હાથ છૂટો કરવો જરૂરી હતો. આજ્ઞા કરી શકે એવા આ મહાનુભાવ વધુપડતી નમ્રતા દર્શાવવા લાગ્યા એ તુલસીને જરા વિચિત્ર લાગ્યું.

સાચવીને તેણે જમણા હાથના કાંડામાંથી લોહી ચડાવવાની નળી સાથે જોડેલી સોય બહાર કાઢી લીધી. રાજપુરુષે 'હાશ'ના ઉદ્‌ગાર સાથે જકડાયેલાં આંગળાંમાં ચેતના લાવવા માટે બેચાર વખતે મુઠ્ઠી ઉઘાડ-બંધ કરીને તુલસીના હાથમાંથી પેન લઈ લીધી.

સહી કરતાં પહેલાં એકાગ્રતા મેળવવા માટે જગત નારાયણે થોડી વાર આંખો બંધ

કરી, પછી તુલસીએ ધરેલા કાગળ પર લખાણના છેડે સડસડાટ સહી કરી નાખી : જગત નારાયણ જંગીઆ !

પોતાની સહીના દરેક અક્ષરના મરોડ સહિત નામના છેડે કરેલી લાંબી લીટી અને નીચેનાં બે ટપકાં બરાબર ચકાસી લીધાં. 'વન્ડરફુલ !' આવી સ્થિતિમાં પણ પોતાની સ્વસ્થતાની પોતે જ પ્રશંસા કરતા હોય એવો ઉદ્‌ગાર કાઢીને સહીની નીચે અંગ્રેજીમાં ત્રણ આંકડા માંડ્યા : વન ઝીરો, ઝીરો નાઈન, ડબલ વન !

તુલસીએ માનેલું કે એ પોતાની સહી નીચે આજની તારીખ લખશે : '૨૩-૪-૧૯૭૬...' તેને બદલે જુદા જ આંકડા વાંચીને પૂછવાની ઇચ્છા થઈ કે આ આંકડા શેના છે, પણ એ અજુગતી ઇચ્છાને દબાવી દેવી પડી. કદાચ એટલે એ જ ત્રણે નંબર તેના માનસ પર કોતરાઈ ગયા.

'હવે મને એક સાદો કાગળ આપ.'

સાંભળીને તુલસીને થયું કે હજુ શું બાકી હશે ? આજ્ઞાંકિતપણે હૉસ્પિટલના લેટરપૅડમાંથી એક કાગળ ફાડીને પ્લાસ્ટિકના પૅડ પર ગોઠવી આપ્યો. રાજપુરુષે ઝડપથી તેના પર લખવા માંડ્યું. લખતી વેળા તેમના કપાળ પર ઊપસતી નસો જોઈને તુલસીના મનમાં પડઘો પડ્યો : મારે એમને આટલો બધો પરિશ્રમ કરવા દેવો નહોતો જોઈતો...

'આ લંડન મોકલવાનો ટેલેક્સ છે.' તુલસીના હાથમાં કાગળ સોંપતાં એમણે કહ્યું : 'મારો એકનો એક પુત્ર અને એકમાત્ર સ્વજન સૂરજ નારાયણ લંડનમાં રહે છે. તેના પરના આ ટેલેક્સ મેસેજમાં મેં લખ્યું છે કે જલદી આવી જા. કદાચ આપણો મેળાપ ન થાય તો કસ્તૂરબા ગાંધી મેમૉરિયલ હૉસ્પિટલની નર્સ સિસ્ટર તુલસીને મળજે. તેની પાસેથી મારી અંતિમ ઇચ્છા જાણી લઈ મારી આજ્ઞાનું પાલન કરજે...'

એકધારું બોલાઈ ગયા પછી હાંફતી છાતીએ એમણે થોડું રોકાવું પડ્યું : 'તેમાં મેં એમ પણ લખ્યું છે કે સિસ્ટર તુલસીએ અંતિમ ક્ષણોમાં મારી જે સેવા બજાવી છે એની કદરરૂપે શ્રીમદ્‌ ભગવદ્‌ગીતાનું પુસ્તક ભેટ આપજે.'

'સર, મેં તો મારી ફરજ...'

તુલસી વિવેક દર્શાવવા જતી હતી પણ રાજપુરુષે તેને રોકી પાડી.

'હજુ મહત્ત્વની ફરજ તો બાકી છે, તુલસી ગોસ્વામી !' કહી એમણે જાતે પ્લાસ્ટિકના પૅડની ક્લિપમાંથી કાગળ છૂટો કરી તેના હાથમાં આપ્યો : 'આને અર્ધી મિનિટ માટે ટ્યૂબલાઈટના પ્રકાશ સામે ધરી રાખ.'

તુલસીએ માન્યું કે લખાણની શાહી બરાબર સુકાઈ જાય એ માટેની આ સાવચેતી હશે, પરંતુ બત્તી સામે કાગળ ધર્યાને અર્ધી મિનિટ પૂરી પણ થઈ નહીં ત્યાં વીજળીનો શૉક

લાગ્યો હોય તેમ તુલસી પગથી માથા સુધી ધ્રૂજી ઊઠી. તેનાથી આછી ચીસ નંખાઈ ગઈ : 'સર, કાગળ પરનું લખાણ...'

'ભૂંસાઈ ગયું... એમ જ ને !' રહસ્યમય ઢબે મુસ્કુરાતા જગત નારાયણે સંભળાવ્યું : 'એટલા માટે તો મેં એને બત્તી સામે ધરવા કહ્યું હતું. એ જ તો એની ખૂબી છે. મૅજિક પેપર ઍન્ડ મૅજિક ઇન્ક !'

ત્યારે તુલસીનો શ્વાસ થોડો હેઠો બેઠો.

'હવે હું જે કહું તે એકચિત્તે સાંભળજે.' જગત નારાયણના અવાજમાં તીવ્રતા અને ઉગ્રતા વર્તાઈ : 'તુલસી, તેં ગીતાના સોગંદ લીધા છે એ યાદ રાખજે... હમણાં જેનું લખાણ અદૃશ્ય થઈ ગયું એ કાગળનો ભેદ તારે કોઈને કહેવાનો નથી. અરે, તારે પોતે પણ મનમાંથી એ ભેદને ભૂંસી નાખવાનો છે.'

'ભલે, સર !' તે એટલું જ બોલી શકી.

'જવાબ નહીં આપ, તું ધ્યાનથી સાંભળ... તારી પાસે જે ટેલેક્સ મેસેજ છે એ લંડન પહોંચશે એટલે મારો પુત્ર સૂરજ અહીં આવી પહોંચશે. કદાચ એના આવતાં પહેલાં મારું મૃત્યુ થઈ જાય તો આ કાગળ એને... અને માત્ર એને જ તારે સોંપવાનો છે.'

'સર, તમે મૃત્યુના વિચાર...'

'વચ્ચે નહીં બોલ, તુલસી, સાંભળવામાં જ તારું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કર.' જગત નારાયણ દૃઢ મનોબળ સાથે શરીરની ખૂટતી જતી શક્તિને એકત્ર કરતા કહી રહ્યા હતા : 'કદાચ ઑપરેશન પછી હું જીવી જઉં...કલાકો કે દિવસો સુધી બેભાન રહું તો આ કાગળ તારી પાસે જ જીવની જેમ સાચવી રાખજે. માત્ર મારા મૃત્યુ પછી જ તારે એ મારા દીકરાને સોંપવાનો છે.'

'અને કદાચ તમે બેભાન હો અને તમારા પુત્ર ટેલેક્સનો સંદેશો દેખાડી મારી પાસે અંતિમ ઇચ્છાની માગણી કરે તો ?'

તુલસીએ વચ્ચે પૂછેલા પ્રશ્નથી નારાજ થવાને બદલે રાજપુરુષ રાજી થયા હોય તેમ મલક્યા : 'તું ભારે ચતુર છો, છોકરી ! મારી હયાતીમાં કદાચ સૂરજ તને આ સંદેશા માટે પૂછે તો કહેવું કે અત્યારે એ તારા કબજામાં નથી. એ જીદ કરે તો સખતાઈ ધારણ કરતાં તું જરાય અચકાતી નહીં. સાફસાફ સંભળાવી દેજે કે પિતા હજુ મૃત્યુ પામ્યા નથી ત્યાં તમે એમની અંતિમ ઇચ્છા જાણી લેવા માગો છો ?'

ત્યારે તુલસીને થયું કે કહી દઉં : 'તમે મને આ જવાબદારીમાં નહીં સંડોવો. મારું આ કામ નહીં...' પણ રાજપુરુષે તેને એવું બોલવાની તક જ આપી નહીં !

'તું પીઠ ફેરવી લે !' જગત નારાયણે આદેશ આપ્યો અને તુલસીએ તેનો અમલ કર્યો એટલે પીઠ પર બીજી આજ્ઞા અફળાઈ : 'તમે સ્ત્રીઓ જે ગુપ્ત જગ્યાએ ઘણી ચીજો સાચવીને રાખો છો ત્યાં એ કાગળ છુપાવી દે.'

સાંભળીને તુલસી લજ્જાના ભારથી થોડી ઝૂકી ગઈ. એની પીઠ ધ્રૂજી હોય તેમ ખભા ઊંચાનીચા થયા.

'જલદી કર, તુલસી !'

રાજપુરુષે તીણા અવાજે આજ્ઞા દોહરાવી ત્યારે ફ્રૉકનું ઉપરનું એક બટન ખોલી તુલસીએ ગડી કરેલો કાગળ અંદર સરકાવી દીધો.

'પેલો ટેલેક્સ મેસેજ આપ્યો છે એ માટે કોઈએ તાર ઑફિસે જવું પડશે.' સંરક્ષણપ્રધાન કહી રહ્યા હતા : 'એ કામ હૉસ્પિટલના કોઈ માણસને સોંપવાનું નથી. તારા ઘરની કોઈ અંગત હોય એવી વ્યક્તિને કહેજે કે સી.ટી.ઓ. તરીકે ઓળખાતી મુંબઈની મોટી તાર ઑફિસે જઈ આ ટેલેક્સ આપે. લંડનનો સમય આપણા કરતાં ચારપાંચ કલાક પાછળ હોય છે એટલે સાંજ સુધીમાં જશે તોપણ ત્યાં હજુ બપોર થતી હશે... ચામડાના પાકીટમાં મારું ખિસ્સાપાકીટ છે તેમાંથી સો-સોની બે નોટ લઈ લે.'

જગત નારાયણ શ્વાસ ખાવા રોકાયા એટલી વારમાં તુલસીએ આજ્ઞાંકિતપણે સો-સોની બે નોટ કાઢી ચામડાનું પાકીટ બંધ કરીને હતું ત્યાં મૂકી દીધું.

'હવે મને ઑપરેશન થિયેટરમાં લઈ જાય પછી પેલો ભેદી કાગળ છુપાવી દેવા માટે તારે હૉસ્પિટલની બહાર સરકી જવાનું છે. ભૂલેચૂકે પણ અહીં હૉસ્પિટલમાં એ કાગળ સંતાડતી નહીં. કોઈને વહેમ ન પડે એવી કોઈક જગ્યાએ છુપાવી દેવા માટે તારે બહાર જવું પડશે.'

એમનો અવાજ લથડિયાં ખાવા લાગ્યો, કંઠ રૂંધાવા લાગ્યો, છાતી હાંફવા લાગી, પાંસળી અને ફેફસાંની પીડા અસહ્ય બની ગઈ, છતાં એમણે મનોબળ ટકાવી રાખ્યું :

'બહાર જવા માટેનું બહાનું પણ તારી પાસે છે. આ રૂમનો દરવાજો ખૂલે ત્યારે આપણે એવો દેખાવ કરવાનો છે કે તું મને ગીતાના શ્લોક સંભળાવી રહી હતી. એ માટે જ મેં આ એકાન્તની માગણી કરી હતી...'

ફરી તેમણે અટકવું પડ્યું ત્યારે તુલસીના મનમાં પડઘો પડ્યો : કેવા મુત્સદ્દી માણસ છે ! આવા સંજોગોમાં પણ કેટલી ઝીણવટથી તેઓ યોજના ઘડી શકે છે !

'હું સૌની સમક્ષ તને કહીશ કે સિસ્ટર ગોસ્વામી, તેં સુરીલા કંઠે સંભળાવેલા ગીતાના શ્લોકે મને જીવનની ક્ષણભંગુરતા સમજાવી દીધી છે. હવે નિશ્ચિંતપણે સર્જનોને મારો દેહ સોંપી શકીશ... એમ કહ્યા પછી હું ઉમેરીશ કે તારે મારું એક છેલ્લું કામ કરી આપવાનું છે... મારા પર ઑપરેશન થાય એ અરસામાં જ મારા વતી કોઈ પણ મંદિરમાં જઈ દેવ કે દેવીનાં દર્શન કરી આવજે. ત્યાંથી જે પ્રસાદ મળે એ મારા બિછાના પર મૂકી દેજે... હવે સમજાય છે, તુલસી, આ બહાને તને બહાર જવાનું નિર્દોષ કારણ મળી જશે. બહાર જઈને સલામત સ્થળે પેલો કાગળ સંતાડી દેજે અને વિશ્વાસુ વ્યક્તિને ટેલેક્સનું કામ સોંપી તું પાછી આવી જજે...'

તુલસી તાજુબીભેર તેમને સાંભળતી હતી.

'હવે મારા મુખ પરથી પસીનો લૂછી નાખ. આ સોય જમણા હાથમાં હતી ત્યાં ભોંકી દે અને પછી ગીતાનું પુસ્તક ખોલી જે પાનું ઊઘડે તે શ્લોકનું સૌ સાંભળે તેમ રટણ કરતી બારણું ખોલી નાખજે.'

પોતે કઠપૂતળી બની ગઈ હોય એવું તુલસીએ મહેસૂસ કર્યું. એમની એકએક આજ્ઞાનો યંત્રવત્ અમલ કરતી, ગીતાજીના બીજા અધ્યાયનો શ્લોક રટતી એ બારણું ઉઘાડવા આગળ વધી : 'નૈનં છિદન્તિ શસ્ત્રાણિ, નૈનં દહતિ પાવકઃ...'

દ્વાર ખૂલતાંની સાથે જ તુલસીએ જોયું તો ડીનસાહેબ, સર્જન શાહ, કમિશનર કોટવાલ તેમ જ હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત ચિંતા અને ઉત્કંઠાના ભાવ સાથે ઊભા હતા. પોતે ગીતા વાંચવામાં મગ્ન હોય તેમ કોઈની સાથે આંખ મેળવ્યા વિના પાછી ફરી ગઈ અને સંરક્ષણપ્રધાન જગતનારાયણે શ્લોકની એ જ પંક્તિ નાકમાં ખોસાયેલી નળીના કારણે ગૂંગણા અવાજે દોહરાવી : 'નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવકઃ ।'

પેશન્ટની બાજુમાં આવી તુલસી શ્લોકની બીજી પંક્તિ રટવા જતી હતી, પણ સર્જન શાહે હાથ આડો ધરી તેને રોકી દીધી, 'સર, એક્સ્ક્યુઝ મી, હવે આપણે વધારે સમય ગુમાવ્યા વિના શસ્ત્રક્રિયા માટે જવું જોઈએ.'

'ઍઝ યુ સે, સર્જન !' સંરક્ષણપ્રધાને ઉપકારવશભાવે કહ્યું : 'હું તૈયાર છું... ગીતાજીના શ્લોકમાં કહ્યું છે તેમ આત્મા અમર છે, કોઈ શસ્ત્ર તેને છેદી શકતું નથી... અને કોઈ જ્વાળા તેને જલાવી શકતી નથી... સર્જન, મારો દેહ તમને સોંપું છું. ટ્રાય યોર બેસ્ટ !'

છેલ્લા શબ્દોમાં રાજપુરુષ એવા ગળગળા થઈ ગયા કે જાણે અમર આત્મા અને ક્ષણભંગુર દેહની ગીતાજીની ફિલસૂફીનો પ્રભાવ ક્ષણવારમાં પીગળી ગયો હોય. 'એમને થિયેટરમાં લઈ આવો !' સર્જને ઉપરાઉપરી બેત્રણ ચપટી વગાડી સૌને સાબદા કર્યા : 'ક્વિક !'

મેટ્રન, હાઉસ-ડૉક્ટર અને ખુદ ડીનસાહેબે પોતે પેશન્ટને સ્ટ્રેચરમાં શિફ્ટ કરવામાં હાથ આપ્યો.

'એક સેકન્ડ !' સ્ટ્રેચર વી. આઈ. પી. રૂમની બહાર સરકવા લાગ્યું ત્યાં સંરક્ષણપ્રધાને કાંઈક યાદ આવ્યું હોય તેમ તુલસી તરફ નજર કરતાં કહ્યું : 'સિસ્ટર ગોસ્વામી, મારા વતી કોઈ પણ મંદિરમાં જઈને પૂજા-દર્શન કરી આવશો... પ્લીઝ !'

સાંભળીને આજુબાજુ ઊભેલા સૌ કોઈને રાજપુરુષની ધર્મપરાયણતા પ્રત્યે આદર જાગ્યો, પણ તુલસીને દંભના ભાગીદાર બનવાનું ખટક્યું. છતાં તેણે કહેવું પડ્યું : 'ઍઝ યુ સે, સર !'

અને તુલસીને રૂમમાં એકલી રાખી પેશન્ટ સાથે બધા તેજ ગતિએ બહાર નીકળી ગયા. નિરાંતનો ઊંડો શ્વાસ લઈને તુલસીએ છાતી પર હાથ મૂક્યો એ સાથે જ ત્યાં છુપાવી રાખેલો પેલો કાગળ હૃદયમાં ભોંકાયો હોય તેમ એ થથરી ઊઠી.

*

ટૅક્સીમાં ઘર તરફ જઈ રહેલી તુલસીને બધું બહુ વિચિત્ર લાગતું હતું. સવારે સગાઈની વિધિમાંથી હૉસ્પિટલ દોડી આવવું પડ્યું અને અત્યારે ચાલુ ડ્યૂટીએ સાવ નજીક આવેલા ઘરે જવા માટે ટૅક્સી પકડવી પડી. મહાનુભાવ રાજપુરુષ સાથેના સત્તર મિનિટના એકાન્ત સહવાસમાં જે કાંઈ બની ગયું તે કોઈકને કહી દેવા માટે ચિત્ત તલપાપડ થઈ રહ્યું હતું, પણ કોઈને જ કહી શકાય તેમ નહોતું, એ માટે મન અકળામણ અનુભવતું હતું. આ તે કેવું ધર્મસંકટ ! રાજપુરુષે ભેદી કાગળમાં લખાવેલો ૭ કરોડ સ્વિસ ફ્રાન્કનો આંકડો, પોતાના મૃત્યુ પછી જ પુત્રને કાગળ સોંપવાની પ્રધાનસાહેબની તાકીદ, એકાન્તમાં જે કાંઈ બની ગયું એના પર પરદો પાડવા માટે ગીતાજીના શ્લોકની લીધેલી આડશ અને કાગળ સલામત જગ્યાએ સંતાડી દેવા માટે ઉપજાવી કાઢેલું મંદિર જવાનું મુત્સદ્દીગીરીભર્યું બહાનું... ધર્મસંકટમાંય અસત્ય ઉચ્ચારવામાં પાપ સમજનારી તુલસીને થયું : કાવાદાવા જેવા લાગતા આવા કામમાં હું ક્યાં સંડોવાઈ ગઈ ?

ભેદી દસ્તાવેજ સલામત જગ્યાએ છુપાવી દેવા અને પ્રધાનસાહેબે પુત્ર માટે લખી આપેલો ટેલેક્સ સંદેશો પહોંચાડવા હૉસ્પિટલની બહાર નીકળવું પડે તેમ હતું. કપડાં બદલવા માટે એ ડ્રેસિંગહૉલ તરફ જતી હતી ત્યાં એને ખ્યાલ આવ્યો કે થોડી વારમાં ડ્યૂટી પૂરી કરીને પહેલી પાળીની નર્સો ત્યાં આવી ચડશે, જાતજાતની પૂછપરછ કરશે અને કપડાં બદલતાં પેલો કાગળ કોઈકની નજરે ચડી જાય તો વિનાકારણ વિમાસણ ઊભી થશે, એટલે નર્સના યુનિફૉર્મમાં જ બહાર નીકળી જવાનું નક્કી કર્યું... ત્યાં ખબર પડી કે હૉસ્પિટલના પ્રવેશદ્વાર પર સખત પોલીસપહેરો હતો, બહાર લોકોનું ટોળું એકઠું થયું હતું અને જતા-આવતા માણસોને ઘેરી લઈ છાપાવાળા માહિતી મેળવવા પડાપડી કરતા હતા. એટલે ત્યાંથી જવાનો ઇરાદો પણ તેણે માંડી વાળવો પડ્યો. નર્સના પોશાકમાં બહાર નીકળવાનો એક જ આસાન માર્ગ હતો હૉસ્પિટલના મકાન પાછળ નર્સીસ ક્વાર્ટર્સ હતા અને ત્યાં જવા માટે હૉસ્પિટલના બીજા માળે બંનેને જોડતો એક પુલ જેવો રસ્તો બનાવ્યો હતો. નિર્વિઘ્ને ત્યાંથી બહાર નીકળી તુલસીએ ટૅક્સી પકડી લીધી. અગિયાર મહિનાની આ નોકરીમાં પહેલી વાર પોતે આ નર્સના યુનિફૉર્મમાં ઘેર જઈ રહી હતી એ વિચારમાત્રથી જ ટૅક્સીમાં બેઠી હોવા છતાં તેણે ફ્રૉકનો છેડો ખેંચીને ગોઠણ ઢાંકી દીધા !

ફ્રૉકના ખિસ્સામાં હાથ ગયો એટલે પ્રધાનના ટેલેક્સનો કાગળ અને સો-સોની બે નોટનો સ્પર્શ થયો : ઘેર પહોંચતાં જ પિતાજીને આ કામ સોંપી દઈશ... એવું વિચારતી હતી ત્યાં ઘર દેખાયું અને ટૅક્સી ઘર પાસે થોભતાં જ ચિંતુ પર નજર પડી. ચિંતન એના મકાનમાં પ્રવેશ કરી જાય એ પહેલાં ટૅક્સીમાંથી ઊતરતી તુલસીએ ઊંચા અવાજે સાદ પાડ્યો : 'ચિંતુ !'

'કોણ - તુલસી !' હંમેશાં 'તુલી' કહીને બોલાવનારા ચિંતનના સંબોધનની સાથોસાથ અવાજનો રોજનો રણકો પણ બદલાઈ ગયેલો લાગ્યો. તુલસીને નર્સના યુનિફૉર્મમાં ઘેર આવેલી જોઈ ચિંતુને મહેણું સંભળાવવાનું મન થયું : હા, ભાઈ, હા ! હવે તો ચાલુ ડ્યૂટીએ ઘેર

આવવામાં તને કોણ રોકવાનું ? હાઉસ-ડૉક્ટરની ભાવિ પત્ની છો ને... હવે તો ટેક્સીમાં જ આવ-જા કરવાનું શોભે ને ?'

'બોલાવ્યો છતાં પાસે આવતાં શું કષ્ટ પડી ગયું ?' તુલસીએ જાતે તેની નજીક જઈને સંભળાવ્યું : 'એવી રીતે તાકી રહ્યો છો કે જાણે નર્સના યુનિફૉર્મમાં પહેલાં કદી મને જોઈ જ ન હોય...'

'નર્સના યુનિફૉર્મમાં તો ઘણી વાર જોઈ હતી.' ચિંતને ગળું ખંખેરી પરાણે હસવું પડ્યું : 'પરંતુ આ રીતે ટેક્સીમાં ઘેર આવતી જોઈ નહોતી.'

'ડ્યૂટી પર છું એટલે...' તુલસી ખુલાસો કરવા જતી હતી પણ પછી ઇરાદો બદલી ખિસ્સામાંથી કાગળ અને સો-સોની બે નોટ કાઢી તેના તરફ હાથ લંબાવ્યો : 'એક તાકીદનું કામ છે. તારા સિવાય બીજા કોઈને સોંપાય તેમ નથી...' ઘડીભર તો તેને થયું કે વી. આઈ. પી. પેશન્ટની ગુપ્ત વાત તેને કહી દઉં, પણ ગીતાજીના સોગંદ યાદ આવ્યા : 'પેલા પ્રધાનસાહેબે લંડનમાં રહેતા તેમના પુત્ર પર આ ટેલેક્સ કરવાનું કામ મને સોંપ્યું...'

'તને ?' દાઢમાં બોલવાની ઇચ્છા દબાવી ન શકતો હોય તેમ એણે સંભળાવ્યું : 'દેશના આટલા મહાન પ્રધાનની તહેનાતમાં તો ભલભલા હાજર છે, છતાં તને કામ સોંપવું પડ્યું ?'

'પ્લીઝ, ચિંતુ, મને અત્યારે કાંઈ ન પૂછીશ. એમને હમણાં ઑપરેશન થિયેટરમાં લઈ ગયા. એમનું આ અંગત કામ મને સોંપ્યું, હું ના ન પાડી શકી. હવે હું તને સોંપું છું. તારે ના પાડવી હોય તો...' કહીને તેના હાથમાં કાગળ તથા નોટો પકડાવી દેવાની ચેષ્ટા કરી : 'એમણે બસો રૂપિયા આપ્યા છે. તારા માટે આ ટેક્સી લઈને આવી છું. ટેલેક્સ માટે છેક ફ્લોરા ફાઉન્ટન જવું પડશે, મોટી તાર ઑફિસ છે ત્યાં...'

'એને સેન્ટ્રલ ટેલિગ્રાફ ઑફિસ કહેવાય, તુલી !' વ્યંગ સાથે લાડમાં બોલી ગયા પછી ચિંતુએ ફરી ગંભીરતા ધારણ કરી લીધી : 'મોટા માણસનું કામ છે એટલે ના નથી પાડતો.' કહી કાગળમાં લખેલો સંદેશો કે સો-સોની નોટ પર નજર નાખ્યા વગર ખિસ્સામાં સરકાવી દેતો એ ટૅક્સી તરફ આગળ વધ્યો.

'એક મિનિટ...' ખરી રીતે તેને રોકીને તુલસી કહેવા માગતી હતી કે 'મને સગાઈની વધાઈ આપવામાં પણ તને કષ્ટ પડે છે ?' પરંતુ તેને બદલે સૂચના આપી : 'લંડનમાં ટેલેક્સ પહોંચી ગયો છે એ પાકું કરતો આવજે.'

'બીજી કોઈ આજ્ઞા ?' કહીને તેણે તુલસી સાથે દૃષ્ટિ મિલાવી. ક્ષણવાર માટે બંનેની કીકીઓમાં સંવેદનની ચમક ઊપસી આવી, પણ તુલસીએ સત્વર મન પર કાબૂ મેળવી લીધો :

'બીજી કોઈ આજ્ઞા તો નથી, પણ એક વાત પૂછવી છે.'

તરત જ ચિંતને આંખો નીચી ઢાળી દીધી : મંગળવારે મારે તને એક વાત કહેવી હતી

તે કહેવા ન દીધી, આજે તારે એક વાત પૂછવી છે અને હું પૂછવા નહીં દઉં... તેના મનમાં પડઘો પડ્યો.

'ચિંતુ, સેવન્ટી મિલિયન સ્વિસ ફ્રાન્ક એટલે કેટલા રૂપિયા થયા ?'

સાંભળીને ઝાટકા સાથે ચિંતનની ગરદન ઊંચી થઈ. પોતે શું ધાર્યું હતું અને એણે શું પૂછ્યું ? તેને કહેવાનું મન થયું : હજુ તો મોટા ઘરના મુરતિયા સાથે સગાઈ થઈ ત્યાં જ મિલિયનના આંકડા ગણતી થઈ ગઈ !

'આવો અઘરો દાખલો ગણવા માટે મારે કાગળ, પેન અને વખત જોઈએ.' કહેતાં ચિંતુએ ટૅક્સીમાં સરકી જઈ ડ્રાઈવરને કહ્યું : 'ફ્લોરા ફાઉન્ટન !'

ટૅક્સી દેખાતી બંધ થયા પછી તુલસીએ જાતને ઠપકો આપ્યો : 'આવું પૂછીને તું પોતે જ સોગંદ નહીં પાળવાની ચેષ્ટા કરી રહી છે. ચિંતુએ સામું પૂછ્યું હોત કે આટલા મિલિયન સ્વિસ ફ્રાન્સ કોની પાસે છે ? હૉસ્પિટલમાં સ્વિત્ઝરલૅન્ડનો કોઈ મિલિયોનેર પેશન્ટ આવ્યો છે કે શું ?.... તો ખોટું બોલવાનું પાપ વહોરી લેવું પડત ને !'

પોતે નર્સના પોશાકમાં રસ્તા પર ઊભી છે એનું ભાન થતાં તુલસી ઘર તરફ ધસી ગઈ. આંગણું વટાવી પગથિયાં ચડતી હતી ત્યાં જ બેઠકખંડમાં સિતાર લઈને બેઠેલા મધુકર ગોસ્વામી અચરજથી તેને જોઈ રહ્યા : 'અરે, તુલસી, તું ! કપડાં બદલ્યા વગર જ ઘેર આવી ?'

'બાપુજી, હું પેલા મિનિસ્ટરસાહેબની ડ્યૂટી પર છું... એમને ઑપરેશન થિયેટરમાં લઈ ગયા ત્યારે કહ્યું કે મારા વતી તું મંદિરે જઈ આવજે...' કહેતી તુલસી પૃચ્છા ટાળવા અંદરના રૂમ તરફ જવા લાગી.

'જઈ આવી મંદિર ?'

પિતાનો પ્રશ્ન સાંભળીને તુલસીને પગને બ્રેક મારવી પડી. અસત્ય બોલવાનું ટાળવા માટે સત્ય શોધી કાઢ્યું : 'બાપુજી, સવારે ઉતાવળમાં હૉસ્પિટલ જવાનું થયું તેમાં પર્સ લઈ જવાનું ભૂલી ગઈ હતી. મંદિર જતાં પહેલાં પૈસા લેવા અહીં આવી.'

કહીને એ ઝટપટ અંદર ચાલી ગઈ અને મધુકર ગોસ્વામી ફરી તેમની સિતાર બજાવવામાં મગ્ન બની ગયા.

છાતી પરથી પહાડ જેવડો ભાર ઉતારી નાખતી હોય તેમ અંદર જઈને તુલસીએ ફ્રૉકમાં છુપાવેલો પેલો કાગળ બહાર કાઢ્યો. કદાચ પિતાજી અંદર આવી ચડે એવી દહેશતથી જલદી કાગળ સંતાડી દેવા માટે એ રૂમમાં ચોતરફ નજર ફેરવવા લાગી. પહેલો વિચાર પોતાના લાકડાના કબાટમાં કપડાંની થપ્પી વચ્ચે દબાવી દેવાનો આવ્યો; પરંતુ એ જગ્યા એટલી સલામત નહીં લાગી. કપડાં લેતાં-મૂકતાં કદાચ આ કાગળ પડી જાય. પછી વિચાર કર્યો કે સેવાપૂજાની પેટીમાં મૂકી દઉં. પણ એમાં એક હરકત નડી. મહિનામાં ત્રણ દિવસ ઠાકોરજીની સેવા પિતાજીએ

કરવી પડતી અને એ ત્રણ દિવસવાળી તારીખ હવે એક-બે દિવસમાં જ આવી રહી હતી. કોને ખબર, આ કાગળ મારે કેટલા દિવસ સાચવી રાખવો પડશે ?

જિંદગીમાં જેણે કદી કાંઈ જ છુપાવ્યું ન હોય તેને એકાએક અતિ કિંમતી અને ભેદી ચીજ સંતાડી દેવાના પ્રસંગે ઉપાધિમાં મૂકી દીધી. બીજી અર્ધો ડઝન જગ્યા વિચારીને નકારી કાઢ્યા પછી બાવરી બની ગયેલી તુલસીની નજર અચાનક દીવાલે ટીંગાડેલી શ્રીનાથજીની છબી પર પડી અને એનું ભાવુક હૃદય બોલી ઊઠ્યું : 'અરે, હું શું કામ આના ભારથી દુઃખી થઉં છું ? ભગવાનને જ એની રક્ષા કરવાનું કેમ સોંપી દેતી નથી ? સૌથી સલામત અને ઉત્તમ જગ્યા તો એ જ છે...'

જાણે ભગવાને પોતે જ એ સુઝાડ્યું હોય તેમ તુલસીએ શ્રીનાથજીની છબી નીચે ઉતારી, પાછળની એની ક્લિપ કાઢી, ભેદી દસ્તાવેજની કાગળની ગડી ખોલી, સાચવીને છબી તથા પૂંઠાની વચ્ચે સંતાડી દીધો.

'શ્રીનાથજીબાવા, કોઈએ સોંપેલી અમાનત તમને સોંપી દઉં છું.' દીવાલે ગોઠવી દીધેલી છબીને બે હાથ જોડી નતમસ્તકે પ્રણામ કરી, કબાટમાંથી પર્સ લઈ, તુલસી 'છ વાગ્યે ઘેર આવી જઈશ, બાપુજી !' કહેતી ભાર ઓછો થયાની સ્ફૂર્તિથી બહાર નીકળી ગઈ.

*

સિદ્ધિવિનાયકનો પ્રસાદ અને પૂજાનાં ફૂલ સાથે તુલસી હૉસ્પિટલ પાછી ફરી ત્યારે પહેલી પાળીમાંથી છૂટેલી નર્સો કપડાં બદલીને પછવાડેના રસ્તેથી ઘર તરફ જઈ રહી હતી. કદાચ કોઈક પૂછી બેસે કે મિનિસ્ટરસાહેબે ગીતાના શ્લોક સંભળાવવાના બદલામાં શું બક્ષિસ આપી, કદાચ કોઈ ભળતી-સળતી મજાક પણ કરી લે એવી બીકે તુલસી કોઈની નજરે નહીં ચડવાની સાવચેતી સાથે વી. આઈ. પી. રૂમ તરફ સરકી ગઈ. જઈને દરવાજો ખોલતાં જ તેને અટકી જવું પડ્યું. પેશન્ટના ખાલી પલંગની બાજુના સ્ટૂલ પર કોઈ અજાણી નર્સ ઇંગ્લિશ મૅગેઝીન વાંચતી બેઠી હતી. તુલસી સમજી ગઈ કે મહાનુભાવ દર્દીની ડ્યૂટી માટે બહારની પ્રાઈવેટ નર્સને બોલાવી લેવામાં આવી છે.

'હેલો, સિસ્ટર !' કહી તે આગળ વધી : 'મિનિસ્ટરસાહેબે મને પૂજા માટે મંદિરે મોકલેલી... પ્રસાદ અહીં મૂકી જઉં છું...' પ્રસાદ અને પુષ્પ ટિપાઈ પર મૂકી તુલસીએ ઉમેર્યું : 'પૂછે તો કહેજો કે સિસ્ટર ગોસ્વામી મૂકી ગઈ હતી.' પછી બહાર નીકળતાં પહેલાં પૂછી લીધું : 'મને લાગે છે કે તમે આવી ગયાં એટલે હવે મારી જરૂર નહીં હોય, સિસ્ટર...'

'સિસ્ટર શાહ !' ઊંચી અને સ્વરૂપવતી નર્સે પોતાની ઓળખાણ સાથે કહ્યું : 'યૂ આર રાઈટ. ગવર્નરના એ. ડી. સી.એ ફોન કરીને મને ડ્યૂટી પર બોલાવી લીધી.'

'થૅન્ક્સ ઍન્ડ ગૂડનાઈટ, સિસ્ટર શાહ !'નો વિવેક દર્શાવી તુલસી બહાર સરકી આવી. ઘડિયાળમાં જોયું તો સાડાચાર વાગ્યા હતા. પહેલાં ધારેલું કે વી. આઈ. પી. પેશન્ટનું ઑપરેશન બહુ લાંબું ન ચાલે તો એને બહાર લઈ આવે ત્યાં સુધી પોતે રોકાઈ જશે. પોણાચારે એમને

અંદર લઈ ગયા હતા એ હિસાબે પોણાછ વાગ્યા સુધીમાં ઑપરેશનનું પરિણામ તો નહીં પણ પ્રોગ્રેસની જાણ કદાચ થઈ જાય. કોણ જાણે કેમ, આ કેસ સાથે પોતાને કોઈ ઋણાનુબંધ હોય એવી અનુભૂતિ તેને થતી હતી.

કુતૂહલ ખાતર ઑપરેશન થિયેટર તરફ ઉપાડેલા પગને તુલસીએ પાછા વાળી લીધા : આ કેસમાં તું અજાણતાં જ આટલી સંડોવાઈ ગઈ છે, પછી જાણી-કરીને એમાં વધારે ઊંડા ઊતરવાની ચેષ્ટા શું કામ કરે છે ?

મનને મનાવી લઈ એ લિફ્ટમાં નીચે ઊતરી ગઈ. કપડાં બદલવા ડ્રેસિંગ હૉલ તરફ જતી હતી ત્યાં સામેથી હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત દેખાયા. તુલસીની ચાલ ધીમી પડવા લાગી, મુખ પર લજ્જા પ્રસરવા લાગી. રોજ સ્મિત આપતી એના કરતાં જરા જુદી રીતે હસી જવાયું.

'કેમ, તુલસી, મંદિર જઈ આવી ?' શ્રીકાન્તે નજીક આવી નેહ-નીતરતી દૃષ્ટિએ જોતાં પૂછ્યું : 'હવે ઘેર જાય છે કે ?'

અને તેનાથી હા પડાઈ ગઈ. મનમાં તો થયું, સવારે થયેલી સગાઈ પછી આપણે એક સેકન્ડ માટે પણ એકલાં મળ્યાં નથી એવું કાંઈક શ્રીકાન્ત કહે...

'તુલસી, કાલે સેટર-ડે છે. વી. આઈ. પી. પેશન્ટની તબિયત બપોર સુધીમાં સુધરતી જણાય તો સાંજે આપણે ક્યાંક ફરવા જઈએ.'

'આપણે એટલે ?' આંખો ઢળેલી રાખીને પુછાયેલા પ્રશ્નનો જવાબ ન મળ્યો એટલે તેણે ઊંચે જોયું. શ્રીકાન્તની નજરમાં આપણે એટલે આપણે બંને, એવો જવાબ વાંચવા મળ્યો ત્યારે એ ક્ષોભથી સંકોચાઈ ગઈ : 'હજુ આપણું સગપણ જાહેર ક્યાં થયું છે ?' કહેતી એ ડ્રેસિંગ હૉલ તરફ ઉતાવળે પગલે આગળ વધી ગઈ. પાછળ ફરીને એક વાર જોઈ લેવાની પ્રબળ ઇચ્છા જાગી, પણ એનો અમલ કરી શકી નહીં.

અન્ડરગ્રાઉન્ડ ડ્રેસિંગ હૉલના દરવાજે ઊભેલી લેડી સિક્યુરિટી ગાર્ડને સ્મિત આપી તુલસી અંદર દાખલ થઈ ત્યારે પણ એના મનમાં તો આવતી કાલે સાંજે ફરવા જવાનો શ્રીકાન્તનો પ્રસ્તાવ જ પડઘાયા કરતો હતો.

રોજ પોણાચારથી સવાચારની વચ્ચે નર્સોની કામની-નકામી વાતો, પેશન્ટો વિષેની ટીખળ-ટકોર અને અરસપરસની મજાક-મશ્કરીથી ગુંજતો ડ્રેસિંગ હૉલ અત્યારે સાવ ભેંકાર લાગતો હતો. ઝટપટ ચેન્જ કરી લેવા માટે તુલસી પોતાનું લૉકર ખોલી, ઘરનાં કપડાં લઈ પાર્ટિશનની પાછળ ગોઠવાઈ ગઈ...

'મિસિસ મ્હાત્રે, તમને મેટ્રન અર્જન્ટ બોલાવે છે.' મેતરાણી મંછીએ આવીને ડ્રેસિંગ હૉલની સિક્યુરિટી ઑફિસરને કહ્યું એટલે એ ક્ષણવાર તો ડ્યૂટી છોડીને જવા માટે ખચકાઈ, પણ 'અર્જન્ટ તેડું નહીં ટાળવા માટે હું જઈ આવું ત્યાં સુધી તું અહીં જ રહેજે' કહેતી મિસિસ મ્હાત્રે મેટ્રનની રૂમ તરફ ઊપડી ગઈ.

'મંછી ! તું અહીંયાં શું કરે છે ? તને હાઉસ-ડૉક્ટર જનરલ વૉર્ડમાં બોલાવે છે. બહુ ગુસ્સામાં છે.' વૉર્ડબૉય કાશીનાથ લગભગ તેનું કાંડું પકડીને તેને ખેંચી ગયો...

...અને ડ્રેસિંગ હૉલમાં પેટિકોટ પહેરી, ફ્રૉક ઉતારી, તુલસી સાડીનો એક છેડો દાંત વચ્ચે દબાવી, બીજો છેડો વીંટાળવા જાય છે ત્યાં જ પાર્ટિશન ખસ્યું અને એ દેખાયો ! બિહામણી આંખો, મોટી મૂછો, વિકરાળ ચહેરો અને ભયાનક ઇરાદા સાથે આવેલા સખારામ વૉર્ડમૅનને જોતાં જ તુલસી છળી પડી. દાંત વચ્ચેથી સાડીનો છેડો છૂટી ગયો અને ચીસ પાડવા માટે મોં ફાડે ત્યાં સુધીમાં તો ગભરુ હરણી પર વાઘ તરાપ મારે એવા ખુન્નસથી સખારામનો પોલાદી પંજો તુલસીના મોં પર ત્રાટક્યો !

ડ્રેસિંગ હૉલની લેડી ગાર્ડ મેટ્રનના રૂમમાં ગઈ ત્યારે લક્ષ્મીબાઈ કોઈની સાથે ફોન પર વાત કરતી હતી. વાત બહુ લાંબી ચાલી. અધવચ્ચે એકબે વાર લેડી ગાર્ડે ઇશારાથી મેટ્રનનું પોતાના તરફ ધ્યાન ખેંચવાની કોશિશ કરી પણ કાંઈ વળ્યું નહીં.

'બોલ, શું છે ?' ફોન પરથી પરવારી મેટ્રને પૂછ્યું.

'તમે મને બોલાવી ?'

'કોણે કહ્યું ?' મેટ્રને વડચકું ભર્યું : 'તારી ડ્યૂટી છોડીને કેમ આવી ?'

'પેલી મંછી મેતરાણી...' એવું બબડતી લેડી ગાર્ડ પાછી ફરી ત્યારે ડ્રેસિંગ હૉલના દરવાજે જેને પોતે ઊભી રાખીને ગઈ હતી એ જ નહોતી. પાંચ મિનિટ સુધી મનોમન તેને ગાળો ભાંડતી મ્હાત્રે ધૂંઆપૂંઆ થતી રહી ત્યાં નર્સ કુલકર્ણી આવી પહોંચી, 'મારો બાબો બાલ્કનીમાં પડી ગયો. મારે ડ્યૂટી છોડીને જલદી ભાગવું પડશે.' કહેતી એ ડ્રેસિંગ હૉલનો દરવાજો હડસેલવા ગઈ પણ બારણું ઊઘડ્યું નહીં.

'બારણું બંધ કેમ છે ?' મ્હાત્રે અને કુલકર્ણી બંને એકીસાથે ચોંકી ઊઠી. બે વરસ પહેલાં એક નર્સે ડ્રેસિંગ હૉલમાં ગળાફાંસો ખાઈને આપઘાત કર્યા પછી દરવાજો અંદરથી બંધ ન થઈ શકે એ માટે લૉક કાઢી નાખવામાં આવેલું.

કદાચ સજ્જડ થઈ ગયું હશે એમ માની કુલકર્ણી અને મ્હાત્રેએ સાથે મળીને જોર અજમાવ્યું પણ બારણાએ મચક આપી નહીં.

'અંદર કોણ ગયું હતું ?'

'સિસ્ટર તુલસી ગોસ્વામી.' જવાબ આપતાં લેડી ગાર્ડની જીભે લોચા વળવા માંડ્યા.

સિસ્ટર કુલકર્ણી અધ્ધર શ્વાસે મેટ્રન પાસે દોડી ગઈ : 'ડ્રેસિંગ હૉલનો દરવાજો કોઈએ અંદરથી બંધ કરી દીધો છે. મારે જલદી ઘેર પહોંચવાનું છે.'

બીજા વાક્યનો ઉચ્ચાર કરતાં પહેલા વાક્યે જ મેટ્રનને ખુરશીમાંથી ઊભી કરી દીધી. 'ઈટ ઈઝ ઈમ્પૉસિબલ'ની ચિચિયારી પાડતી મેટ્રન લક્ષ્મીબાઈ ત્યાં પહોંચી ગઈ. દરવાજો

અંદરથી સજ્જડપણે બંધ કરી દેવામાં આવ્યો છે એની ખાતરી તેમ જ થોડી વાર પહેલાં જ સિસ્ટર ગોસ્વામી કપડાં બદલવા અંદર ગઈ છે એની જાણ થતાં જ મેટ્રનને પસીનો છૂટી ગયો.

'પાછળનો દરવાજો !' મગજમાં ઝબકારો થયો હોય તેમ રાડ પાડી તેણે દોટ મૂકી. તેની પાછળ લેડી ગાર્ડ, કુલકર્ણી અને બીજી બેત્રણ નર્સો પણ ધસી ગઈ. પહોંચીને જોયું તો પછવાડેનો દરવાજો ઉઘાડો હતો. મેટ્રનની આંખો વિસ્મયથી પહોળી થઈ : જે દરવાજો અંદરથી બંધ ન થઈ શકે તે સજ્જડપણે બંધ છે અને જે દરવાજો અંદરથી બંધ રહે છે તે ઉઘાડો પડ્યો છે !

મેટ્રન લક્ષ્મીબાઈએ સડસડાટ પગથિયાં ઊતરી અંદર પ્રવેશ કર્યો. તેની સાથોસાથ પાંચ-સાત સ્ત્રીઓય દાખલ થઈ. પહેલાં તો કાંઈ ન જોવા મળ્યું, પણ પછી જે જોયું તેનાથી બધાં સ્તબ્ધ બની ગયાં !

પેટિકોટ અને બ્લાઉઝ પહેરેલી તુલસી ભોંય પર ચત્તીપાટ પડી હતી. એની આંખો ફાટેલી હતી. મોં અધખુલ્લું હતું. બ્લાઉઝ ગળા પાસેથી ઉતરડાઈ ગયેલું હતું અને પેટિકોટ....

'ઓહ ગૉડ !' પહેલો આઘાત પચાવી જઈ મેટ્રને બેહોશ પડેલી તુલસીના અર્ધા ઉઘાડા દેહ પર સાડી ફેલાવી દીધી. પછી એની નાડી તપાસતાં રાડ પાડી : 'ડૉક્ટરને બોલાવો - જલદી ! કોઈએ આ બિચારી પર બળાત્કાર....' બોલતાંબોલતાં એ ધ્રુસકે-ધ્રુસકે રડી પડી.

પછી અચાનક યાદ આવ્યું હોય તેમ ઊભી થઈ, સામે છેડે રાખેલા ઇન્ટરકૉમ પાસે દોડી. એકવીસ નંબરનું બટન દબાવતી વખતે મેટ્રન પગથી માથા સુધી ધ્રૂજતી હતી. ઑપરેશન થિયેટરમાં કૉલ કરવાનું જોખમ જાણતી હતી છતાં તેણે હિંમત કરી હતી.

'સર !' સામેથી ડીનનું 'હેલો' સાંભળતાં જ મેટ્રને ઊભરો ઠાલવ્યો : 'સર... અહીં ડ્રેસિંગ હૉલમાં સિસ્ટર ગોસ્વામી બેભાન પડી છે. સમબડી હૅઝ ટ્રાઈડ ટુ રેપ હર....'

બોલતાંબોલતાં એનો કંઠ રૂંધાઈ ગયો.

અને ઑપરેશન થિયેટરમાં ડીન શ્રીવાસ્તવે ઈન્ટરકૉમનું રિસીવર નીચે મૂક્યું ત્યારે જ ભારતના સંરક્ષણપ્રધાન જગત નારાયણે ચાલુ ઑપરેશને છેલ્લા શ્વાસ છોડ્યા.



# 5

કસ્તૂરબા ગાંધી મેમોરિયલ હૉસ્પિટલના અન્ડરગ્રાઉન્ડ ડ્રેસિંગ હૉલમાં અધ્ધર શ્વાસે ધસી આવેલ હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત એ દૃશ્ય જોતાંની સાથે જ જડ પૂતળા જેવો બની ગયો. પગ પાસે, નજર સામે ભોંય પર ચત્તીપાટ પડેલી તુલસીને ફાટી આંખે નિહાળતો રહ્યો. તુલસીના અધખુલ્લા મોં વચ્ચે અટકી ગયેલી ચીસ, એના મુલાયમ મુખ પર થીજી ગયેલો ભય, એની મોટી કીકીઓમાં અંકાઈ ગયેલી લાચારી અને હાથની મુઠ્ઠીઓમાં જકડાઈ ગયેલું ઝનૂન જોઈને પાંચસાત સેકન્ડ માટે રોકી રાખેલો શ્રીકાન્તનો શ્વાસ ફણાધર નાગના ફૂંફાડાની જેમ બહાર ફેંકાયો. જ્વાળામુખી પર્વતની ટોચ ફાડીને બહાર ધસી આવવા ધૂંધવાતા લાવારસની જેમ શ્રીકાન્તના દિમાગમાં ઘુમરાતા આક્રોશે તેને હચમચાવી દીધો.

'તુલસી !'

હજારો વીંછીના દંશની એકસામટી વેદના જેવી એની ચીસે વિશાળ ભૂગર્ભ ખંડને ખળભળાવી મૂક્યો. હજુ તો સવારે જ પોતાની વાગ્દત્તા બનેલી તુલસી સાંજ પહેલાં કોઈ રાક્ષસના હવસનો શિકાર બની ગઈ ! પુરુષમાત્રના સ્પર્શને સ્મિત કે સખતાઈથી ટાળી દેનારી... વિચાર, વાણી કે વર્તનમાં મર્યાદાની લક્ષ્મણરેખાનું તસુભાર પણ ઉલ્લંઘન નહીં કરનારી... 'હજુ આપણી સગાઈ ક્યાં જાહેર થઈ છે' એવું કહીને પંદરેક મિનિટ પહેલાં જ ફરવા જવાનો પોતાનો પ્રસ્તાવ હસીને પાછો ઠેલી દેનારી તુલસીને આવી કઠોર સજા કરનાર પર શ્રીકાન્તને કાળ ચડ્યો.

'તમે બધાં ઊભાં છો શું ?' અચાનક ભાન થયું હોય તેમ એનાથી ત્રાડ નંખાઈ ગઈ : 'એને ઊંચકીને ટ્રીટમેન્ટ માટે લઈ જવાનું કેમ તમને કોઈને સૂઝતું નથી ?' કહેતો એ તુલસીને ઊંચકવા માટે નીચે ઝૂક્યો ત્યાં એના ખભા પર કોઈનો હાથ દબાયો. ક્રોધને કારણે કાનમાં

ધાક પડી ગઈ હોય તેમ પાછળ આવીને ઊભેલા ડીનસાહેબનાં પગલાં પણ તેને સંભળાયાં નહોતાં.

'શ્રીકાન્ત, વેટ એ મિનિટ !'

નીચે ઝૂકેલા શ્રીકાન્તે સહેજ ગરદન ઊંચકીને ડીનસાહેબ તરફ જોયું. એમની આંખોમાં વ્યથા અને સહાનુભૂતિ સાથે આજ્ઞા પણ દેખાઈ : 'કંટ્રોલ યોરસેલ્ફ, શ્રીકાન્ત, યૂ આર એ ડૉક્ટર !'

શ્રીકાન્તને એમના શબ્દો વિચિત્ર અને વસમા લાગ્યા. એ કહી ન શક્યો કે ડૉક્ટરની પહેલી ફરજ તત્કાળ સારવાર કરવાની હોય છે અને હું એ કરવા માગું છું...

'શ્રીકાન્ત !' તેનું બાવડું પકડી લઈ ડીનસાહેબે પાછળ ઊભેલા પોલીસ કમિશનર તરફ દૃષ્ટિ કરી : 'એમને પૂછ્યા વગર તુલસીને અહીંથી ઊંચકી જવામાં પુરાવાનો નાશ થવાનો ભય છે.'

પરંતુ કોણ જાણે શ્રીકાન્તના મગજમાં શું ઝનૂન ભરાયું કે ઝાટકા સાથે ડીનસાહેબનો હાથ તરછોડી દઈ ફરી કોઈ રોકે તે પહેલાં તેણે બંને હાથમાં તુલસીને ઊંચકી લીધી.

'પહેલાં ટ્રીટમેન્ટ, પછી બીજું બધું.' દૃઢ અવાજે સંભળાવી એ લાકડા જેવી તુલસીની જડ કાયા ઊંચકીને આગળ વધવા જતો હતો ત્યાં જ બે નર્સ સ્ટ્રેચર સાથે આવી પહોંચી. ડીન શ્રીવાસ્તવ અને પોલીસ કમિશનર કોટવાલ એકબીજા સામે જોતા રહ્યા. પોતે ઑપરેશન થિયેટરમાંથી ઉતાવળાં પગલે બહાર નીકળ્યા ત્યાં સંરક્ષણપ્રધાનના ઑપરેશનનો પ્રોગ્રેસ જાણવા ટાંપીને દરવાજે ઊભેલા પોલીસ કમિશનર ભટકાઈ ગયા. તેઓ કાંઈ પૂછે એ પહેલાં તેમનો હાથ પકડી લઈ ડીન તેમને નીચે લઈ આવ્યા હતા, રસ્તામાં એટલું જ કહી શક્યા હતા : 'એક ન[illegible]ાત્કારનો પ્રયાસ થયો છે. પ્લીઝ મારી સાથે આવો...' ડ્રેસિંગ હૉલમાં દાખલ થતી વેળ[illegible] શ્રીવાસ્તવ કમિશનરને કાનમાં ફૂંક મારવાનું ચૂક્યા નહોતા : 'કમિશનરસાહેબ વી. આઈ[illegible]રૂમાં જેની પાસે એકાન્તમાં ગીતાના શ્લોકનું પઠન કરાવ્યું એ જ સિસ્ટર ગોસ્વામી પર કોઈએ એટેક કર્યો...'

એ [illegible]ાંભળતાં જ કમિશનર કોટવાલનું પોલીસ દિમાગ સતર્ક બની ગયું હતું : 'ધેન ઈટ ઈઝ એ[illegible]ક્સ્ટ્રીમલી સીરિયસ...' એટલું બોલીને કમિશનરે મનોમન કડી જોડી દીધી : ડિફેન્સ મિનિસ્ટર [illegible]ેક્રેટ મિશન પર આવ્યા, રસ્તામાં અકસ્માત થયો, ઑપરેશન પહેલાં એક નર્સ સાથે થો[illegible] એકાન્ત મેળવ્યું અને હજુ ઑપરેશન ચાલે છે ત્યાં એ જ નર્સ પર એકાન્તમાં કોઈએ હુમલો કર્યો : 'ડીન, આ કેસ અમારે તત્કાળ હાથ પર લેવો પડશે.'

એટલે જ ડીનસાહેબે શ્રીકાન્તને રોક્યો હતો, પણ બંને હાથમાં તુલસીને ઊંચકી લઈ રોષ ભભૂકતા ચહેરે ઊભેલા શ્રીકાન્તને બેમાંથી કોઈ કાંઈ કહી શક્યા નહિ. ડીન શ્રીવાસ્તવને કમિશનરના કાનમાં ખુલાસો કરવો પડ્યો : 'આજ સવારે જ સિસ્ટર ગોસ્વામી સાથે એની સગાઈ નક્કી થઈ....'

ઓહ !' વ્યથાભર્યા ઉદ્દગાર સાથે કમિશનર શ્રીકાન્તને જોતા રહ્યા. એટલી વારમાં તુલસીની જડ કાયા સ્ટ્રેચર પગ ગોઠવાઈ ચૂકી હતી : 'ક્વિક, મેટ્રન ! દોડીને લિફ્ટ તૈયાર રખાવો. એને સ્ટાફના સ્પેશિયલ રૂમમાં લઈ જવાની છે.'

'નહીં, શ્રીકાન્ત !' હવે ડીનસાહેબે વચ્ચે બોલવું પડ્યું. 'લિફ્ટમાં નહીં... એનો ઊહાપોહ નથી કરવો. પાછલી સીડી પરથી લઈ જઈએ.' પછી મેટ્રનને ઉદ્દેશી સૌને તાકીદ કરી : 'લક્ષ્મીબાઈ, હાલ તરત આના વિષે કોઈએ કોઈ પણ જાતની ચર્ચા નથી કરવાની. બહાર છાપાંવાળા બેઠા છે.'

આજ્ઞા માથે ચડાવતાં હોય તેમ શ્રીકાન્ત, મેટ્રન અને સ્ટ્રેચર ઊંચકતી નર્સોએ ઉતાવળાં પગલે પાછળની સીડીનો રસ્તો પકડ્યો. એટલી વારમાં કમિશનરની ચકોર નજર કામે લાગી ચૂકી હતી. તુલસીને જ્યાંથી ઊંચકી એ ભોંય પર માથાના પાછલા ભાગમાંથી ટપકેલા લોહીનો તાજો ડાઘ દેખાયો. બાજુનું એક પાર્ટિશન આડું પડેલું જોયું, જેની નીચે તુલસીનું ફ્રૉક, નૅપ્કિન અને નર્સની કૅપ દબાયેલાં પડ્યાં હતાં. સામેની દીવાલમાં હારબંધ જડેલા લૉકરમાંથી ૩૦૪ નંબરનું લૉકર અધખુલ્લું હતું જેની ચાવી લટકતી હતી. કમિશનર કોટવાલે હૉલના બંધ પ્રવેશદ્વાર પર દૃષ્ટિ કરી ત્યારે ડીન બોલી ઊઠ્યા : 'મેઈન એન્ટ્રન્સ અંદરથી લૉક ન જ થઈ શકે એવી સાવચેતી રાખી હોવા છતાં...' બોલતાંબોલતાં રોકાઈ જઈ તેઓ આગળ વધ્યા. દરવાજામાં ફિટ થયેલું લૉક જોઈને એ ચોંક્યા : 'કોને પૂછીને આ લૉક બેસાડ્યું ?' પણ એમને જવાબ આપી શકે એવું કોઈ ત્યાં હાજર નહોતું.

'નો... ડોન્ટ ટચ ઈટ !' દરવાજાનું લૉક તપાસવા લંબાતા ડીનના હાથને કમિશનરની તાકીદે અધવચ્ચે જ અટકાવી દીધો : 'એના પરનાં આંગળાંનાં નિશાન ભૂંસાઈ ન જવાં જોઈએ.'

ફરતીફરતી કમિશનર કોટવાલની નજર પાછળના ઉઘાડા દરવાજા સુધી પહોંચી. અચાનક એમની આંખો પહોળી થઈ. દરવાજા પાસેના ખૂણામાં રબ્બરનું એક હાથમોજું પડેલું હતું : 'કદાચ આંગળાંનાં નિશાન નહીં મળે.' ધીમાં પગલે આગળ વધતા તેઓ રબ્બરના મોજા પાસે પહોંચ્યા : 'ઑપરેશન વખતે સર્જન વાપરે એવું મોજું દેખાય છે... એટેક કરનારે પૂરતી સાવચેતી રાખી લાગે છે. કદાચ આ બળાત્કારનો કેસ ન પણ હોય...'

'એટલે ?' ચોંકીને ડીન તેમની તરફ ધસી ગયા. 'જે કઢંગી હાલતમાં તુલસીને આપણે જોઈ એમાં બળાત્કાર સિવાય શંકા કરવા જેવું બીજું કાંઈ...'

પણ કમિશનરે એમનું બોલવું કાને ધર્યું નહીં. પોતે ભૂલથી જે બોલી ગયા એ તર્ક ડીનસાહેબને ભુલવાડી દેવો જોઈએ. અચાનક યાદ આવ્યું હોય તેમ એમણે વાત વાળી લેવા પૂછ્યું :

'બાય ધ વે, ડિફેન્સ મિનિસ્ટરના ઑપરેશનમાં કોઈ કૉમ્પ્લિકેશન...'

'અરે, તમને એ મહત્ત્વના ખબર આપવાના તો સાવ રહી જ ગયા.' ડીને પણ થોડા અજાણ્યા થવાનો દેખાવ કરવો પડ્યો : 'હી કૉલેપ્સ્ડ ઑન ધી ટેબલ.'

'ઓહ માય ગૉડ !' કમિશનર કોટવાલના ચહેરા પરથી લોહી ઊડી ગયું : 'તમે અત્યાર સુધી મને કહેતા કેમ નથી ?' બોલતાંબોલતાં એમનું હૃદય બેએક ધબકારા ચૂકી ગયું : 'આટલી બધી મહત્ત્વની બાબત દબાવી રાખીને તમે મને અહીં ખેંચી લાવ્યા ?'

કહેતાં તેઓ બહાર ધસી જવા માટે પગ ઉપાડતા હતા ત્યાં ડીન શ્રીવાસ્તવે તેમનો હાથ પકડી લીધો : 'સૉરી, કોટવાલસાહેબ, અહીંથી ઇન્ટરકૉમ પર આ દુર્ઘટનાના ખબર આવ્યા એ જ વખતે ડિફેન્સ મિનિસ્ટરે પ્રાણ છોડ્યા.'

'ડેમ ઈટ !' કમિશનર હજુ આઘાતમાંથી બહાર નીકળ્યા ન હોય તેમ તરડાયેલા અવાજે બોલી ઊઠ્યા : 'બંને બનાવ વચ્ચે કોઈ સંબંધ નથી છતાં એકીસાથે બની ગયા... સવા કલાકથી હું ઑપરેશન થિયેટરની બહાર ઊભોઊભો ખોદાઈજીને પ્રાર્થના કરતો હતો કે એમને ઉગારી લે તો મને અપજશ ન મળે... એક વાર તેઓ જીવતા-જાગતા અહીંથી દિલ્હી પહોંચી જાય તો...' ડૂમો ભરાઈ આવ્યો હોય તેમ બાકીના શબ્દો ગળામાં જ અટવાઈ ગયા. થોડી વારે માંડ તેઓ બોલી શક્યા : 'હવે એમનું ડેડ બૉડી જ દિલ્હી જશે... ઓહ ગૉડ !' કહેતાં એમણે ફરી પગ ઉપાડ્યા.

'કમિશનર, થોડો અપયશ તો અમારી હૉસ્પિટલને પણ મળવાનો.' ડીન શ્રીવાસ્તવે ખોટના ધંધામાં ભાગીદારી સ્વીકારવાની ઢબે કહ્યું : 'બૉમ્બેના ટૉપમોસ્ટ સર્જન અને બેસ્ટ ટ્રીટમેન્ટ છતાં અમે એમને બચાવી શક્યા નહિ...' કહેતાં તેઓ ડ્રેસિંગ હૉલની બહાર નીકળવામાં કમિશનરની સાથે થઈ ગયા : 'એઝ યૂ નો, મહાનુભાવોની ટ્રીટમેન્ટમાં જશ ઓછો અને જવાબદારી વધારે હોય છે. એ ઊગરી જાય તો એમના મનોબળની પ્રશંસા થાય અને કેસ ફેઈલ થાય તો ટ્રીટમેન્ટની ખામીઓ શોધાય... કોઈ પાસે આપણાથી એવો ખુલાસો થોડો થાય છે કે ઑપરેશન માટે જવામાં મહાનુભાવે મહામૂલો અર્ધો કલાક વેડફી નાખ્યો !'

ત્યારે પગથિયાં ચડતાં કમિશનર ચોંકીને થંભી ગયા : 'યૂ મીન, આ નર્સ સાથે એકાંતમાં ધાર્મિક શ્લોકો સાંભળવાનો મોહ જતો કર્યો હોત...'

'એને મોહ તો કેમ કહેવાય ? કદાચ આવનાર મૃત્યુ એમને દેખાઈ ગયું હશે, એટલે મોક્ષ માટે પણ ગીતાપઠન કરાવ્યું હોય.'

ફરી કમિશનરને કહી દેવાની ચટપટી જાગી કે મને તો એ એકાન્તમાં ભેદની ગંધ આવે છે. ગવર્નર, ચીફ મિનિસ્ટર કે મારા જેવા પોલીસ કમિશનરને નહિ કહેવા જેવું કોઈ ટૉપ સિક્રેટ ડિફેન્સ મિનિસ્ટરે આ છોકરીને સુપરત કર્યું હોવું જોઈએ અને એનો પીછો કરતા વિદેશના કોઈ જાસૂસે એમની દરેકેદરેક હિલચાલ પર નજર રાખી ભેદનો તાગ લેવા પેલી બિચારી નર્સને સકંજામાં લીધી હશે...

એ કહી દેવાની તાલાવેલીને ખંખેરી નાખવા બળજબરીથી કમિશનર કોટવાલે બેત્રણ વાર માથું ધુણાવી લેવું પડ્યું : 'એની વે, જે આવી પડ્યું છે તેને પાર ઉતાર્યે જ છૂટકો... ઑપરેશન ફેલ થયું તેની જાહેરાત કરવામાં હવે શેનો વિલંબ છે ?'

'ઑપરેશન ફેલ થયું એમ નહીં,' ડીન શ્રીવાસ્તવે મક્કમ અવાજે સુધારો કર્યો : 'દર્દીનું ઑપરેશન ટેબલ પર મૃત્યુ થયું એની જાહેરાત... હું સર્જનોને કહેતો આવ્યો છું કે થિયેટરમાં પાછો ફરું ત્યાર પછી એનાઉન્સમેન્ટ કરીશું. ત્યાં સુધી તમે આ વાત જાણતા નથી એવો જ દેખાવ રાખજો. સૌપ્રથમ જાણ ગવર્નર અને ચીફ મિનિસ્ટરને કરવી જોઈએ.'

'યૂ આર રાઈટ...' કહી હૉલની બહાર નીકળતાં પોલીસ કમિશનરની નજર સુપરિન્ટેડન્ટ સાવંત પર પડી : 'સાવંત, આ નર્સનો કેસ તમે સંભાળી લો. કોઈ પણ શંકાસ્પદ પુરુષ હૉસ્પિટલની બહાર ન જવો જોઈએ. બેત્રણ સબઈન્સ્પેક્ટરને સાથે રાખી અત્યારે ઈન્વેસ્ટિગેશન ચાલુ કરી દો. આપણા ફોટોગ્રાફરને તાબડતોબ બોલાવી લો... ઍન્ડ લૂક, આવું કાંઈ બન્યું છે એની ગંધ સવાર સુધી છાપાંવાળાંનાં લાંબાં નાક સુધી પહોંચવી ન જોઈએ.'

આજ્ઞા આપીને ભરાવદાર શરીરવાળા કમિશનર કોટવાલ આગળની લિફ્ટને બદલે પાછળની સીડી ચડીને જઈ રહેલા ડીન શ્રીવાસ્તવની સાથે થઈ જવા એકીસાથે બબ્બે પગથિયાં ચડવા લાગ્યા.

*

કે. જી. એમ. હૉસ્પિટલના પાંચમા માળે હાઉસ-ડૉક્ટરના રૂમની લગોલગ આવેલા સ્ટાફ માટેના સ્પેશિયલ રૂમમાં લઈ જવામાં આવેલી તુલસીને શુદ્ધિમાં લાવવા ડૉક્ટરો-નર્સોના તનતોડ પ્રયાસ ચાલી રહ્યા હતા ત્યારે હૉસ્પિટલના વી. આઈ. પી. વિભાગમાં ભારતના સંરક્ષણપ્રધાન તેમ જ હંગામી વડાપ્રધાનના મૃત્યુની જાહેરાતે ગમગીની સાથે સનસનાટી પ્રસરાવી દીધી હતી. શું કરવું, કેમ કરવું, ક્યારે કરવું એની રજેરજ સૂચના માટે પાટનગરનો સતત સંપર્ક સધાઈ રહ્યો હતો. બિચારા દિલ્હીવાળા કોઈ સરતચૂક ન થાય એવી સાવચેતી ખાતર રશિયાના પ્રવાસે ગયેલા વડાપ્રધાનની આજ્ઞા મેળવવા ટેલીફોનનાં ચકરડાં ઘુમાવતા હતા. એક કલાકના અંતે એટલું નક્કી થયું કે દિલ્હીથી હોમ-મિનિસ્ટર સ્પેશિયલ પ્લેન લઈને રાત સુધીમાં મુંબઈ પહોંચી જશે અને સવારે એ જ વિમાન સંરક્ષણપ્રધાનના મૃતદેહ સાથે દિલ્હી પાછું ફરી જશે. મૉસ્કોથી પાછા ફરતા વડાપ્રધાનનું પ્લેન પાલમ એરપૉર્ટ પર ઊતરે તેની થોડી વારે મુંબઈનું વિમાન આવે એ રીતે ટાઈમિંગ ગોઠવાઈ ગયા પછી હૉસ્પિટલના ભોંયતળિયે રાહ જોઈને બેઠેલા સવાસો-દોઢસો પત્રકારોનો સામનો કઈ રીતે કરવો અને કેટલું કહેવું - કેટલું છુપાવવું એની સંતલસમાં મહાનુભાવો પડી ગયા.

પાંચમા માળે તુલસીના કૉટ સામે સવા કલાકથી ખડેપગે ઊભેલા હાઉસ-ડૉક્ટર શ્રીકાન્તની વિમાસણ તો આ મહાનુભાવો કરતાંય વધારે વસમી હતી. વારેવારે કાંડાઘડિયાળના કાંટા સામે અને પછી બેશુદ્ધ તુલસીના મુખ પર જોઈ લઈ હતાશાભરી નજર પાછી વાળી લેવી પડતી હતી. જડ બની ગયેલી તુલસીનો એકાદ ઊંહકારો સંભળાય, એના હાથ-પગમાં ચેતનનો જરા-સરખો ચમકારો સર્જાય, બંધ કરી દીધેલાં પોપચાંની પાંપણો ફરકવાનો થોડોક અણસારો વર્તાય એવી આશાભરી મીટ માંડીને શ્રીકાન્ત એકએક ક્ષણ ગણી રહ્યો હતો. સૌથી મોટી વિમાસણ

તો તુલસીને ઘેર ખબર આપવાની હતી. કલાકવારમાં તો એ શુદ્ધિમાં આવીને વાતચીત કરતી થઈ જશે એવી ધારણા છેતરામણી બની રહી હતી. એ ભાનમાં આવ્યા પછી જ તુલસીના પિતાને જાણ કરવાનો વિલંબ લંબાતો જતો હતો. આજે તુલસી મોડી ડ્યૂટી પર ચડી એટલે છ વાગ્યા પહેલાં ઘેર આવવાની વકી તો મધુકર ગોસ્વામીએ વિચારી નહિ હોય, પણ ઘડિયાળનો સેકન્ડ-કાંટો સવાછનો આંક ઓળંગીને સંધ્યા થઈ જવાની છડી પોકારવા ચકરાવા લઈ રહ્યો હતો. ઘેર જાણ કરવામાં થઈ રહેલો વિલંબ હવે જોખમી બની રહ્યો હતો... પરંતુ હાર્ટ-પેશન્ટ પિતાને આ દુર્ઘટનાની જાણ કયા શબ્દોમાં કરવી ?

તુલસીને અકસ્માત થયો છે એમ કહેવાથી વરવી વાસ્તવિકતા વધુ વખત ટાળી શકાય તેમ નહોતી... અને બળાત્કાર ? એ શબ્દ સાંભળતાં જ ભોગ બનેલી યુવતીનાં સ્વજનોની કેવી હાલત થાય છે એનાથી શ્રીકાન્ત અજાણ્યો નહોતો. ગયા વર્ષે આવેલો બળાત્કારનો કેસ તેની નજર સમક્ષ તાદશ થઈ ગયો. એકસામટા બેત્રણ ગુંડાનો શિકાર થઈને બેહોશ હાલતમાં હૉસ્પિટલમાં આવેલી ઓગણીસ વર્ષની રેવતીના બાપે પુત્રીનું મોં જોવાનો જ ઇન્કાર કરી દીધેલો : 'એ કાળમુખીનું મોં જ મારે જોવું નથી ! સમાજમાં હવે હું મારું મોં કઈ રીતે દેખાડીશ... આના કરતાં તો છરી-ચપ્પુ ખોસીને ગુંડાએ એને મારી નાખી હોત તો એનો અને ભેગો અમારોય છુટકારો થઈ જાત !'

'થેન્ક ગૉડ !' તુલસીને તપાસીને દૂર સરકી જતાં લેડી ડૉક્ટર ભરુચાએ અભિપ્રાય ઉચ્ચાર્યો : 'બળાત્કારનો પ્રયાસ નિષ્ફળ ગયો છે... સી ઈઝ હન્ડ્રેડ પરસેન્ટ વર્જિન !'

એ સાંભળીને શ્રીકાન્તથી ધરપતનો ઊંડો શ્વાસ લેવાઈ ગયો. પછી તરત મનમાં સવાલ જાગ્યો કે આ રાહત તુલસી માટેની હતી કે પોતાની અંગત ? તુલસી પોતાની વાગ્દત્તા ન હોત, હૉસ્પિટલની કોઈ અજાણી દર્દી હોત તો એનું કૌમાર્ય અખંડ રહ્યાની જાણનો આવો જ પ્રતિભાવ જાગ્યો હોત ? અત્યાર સુધી પોતે તુલસીના પિતાને લાગનારા આઘાતનો ઉચાટ વાગોળતો હતો, પણ ખરેખર તો ભીતર પોતેય કોઈક પીડા પંપાળતો રહ્યો હતો. સામાજિક કલંકની પરવા કર્યા વિના બળાત્કારનો ભોગ બનેલી કન્યાને પરણવાની નૈતિક હિમ્મત ધરાવતા શ્રીકાન્તને ચિંતા તો એ વાતની હતી કે તુલસીની માનસિક હાલતનું શું ? પોતે અભડાયેલી છે એની સતત તાણમાં જીવનારી સ્ત્રી - મનમાં પોતાની જાત પ્રત્યે ઘૃણા ઘૂંટ્યા કરતી નારી અને પતિના સ્પર્શમાં સુધ્ધાં પીડાની અનુભૂતિ કરનારી પત્ની સાથેનો સંસાર કેવો કષ્ટદાયક બની જતો હશે !

'શું વિચારમાં પડી ગયા, ડૉક્ટર ?' લેડી ડૉક્ટર ભરુચાએ તેને સજાગ કર્યો. એ બિચારી જાણતી નહોતી કે સવારે જ તુલસી સાથે એની સગાઈના ચાંદલા થયા છે. ભરુચાએ સાહજિકપણે સહાનુભૂતિનો સૂર પુરાવ્યો : 'હૉસ્પિટલ સ્ટાફની પ્રત્યેક વ્યક્તિ માટે આ બનાવ આઘાતજનક નીવડવાનો... તેમાં આ ગોસ્વામી તો બિચારી કેવી ભલી-ભોળી હતી ! સૌની કેવી લાડકી બની ગઈ હતી !'

કહેતાં અટકી જઈને કાંઈક સૂઝ્યું હોય તેમ પૂછી લીધું : 'બાય ધ વે, એના ઘરનાં હજુ કેમ કોઈ દેખાતાં નથી ?'

'હું એ જ વિચારતો હતો.' શ્રીકાન્તે લેડી ડૉક્ટરને તુલસીના પિતા વિષે જાણ કરીને ઉમેર્યું : 'એના પિતાજીને હજુ સુધી મેં ખબર આપ્યા નથી. નજીકમાં જ રહે છે. જાણ થતાં હમણાં જ દોડી આવશે. પણ...' થૂંક ગળે ઉતારવા માટે થોડું રોકાઈને એણે પૂરું કર્યું : 'એ આવે ત્યારે પ્લીઝ તમે જરા હાજર રહેજો.'

'એઝ યુ સે...' કહીને લેડી ડૉક્ટરે ચાલતી પકડી : 'હજુ મારે પોલીસ માટે રિપૉર્ટ તૈયાર કરવાનો છે.'

પોલીસ ! શ્રીકાન્તના કાનમાં જાણે ધગધગતું સીસું રેડાયું. પોલીસની પંચાતમાં તો વધુ ઊહાપોહ થશે, છાપા દ્વારા જગજાહેર થઈ જશે. કદાચ પોતાની સાથેની સગાઈની પણ ચકચાર થશે... તુલસીને ડ્રેસિંગ હૉલની ફરશ પર કઢંગી હાલતમાં જોઈને પહેલવહેલો પ્રત્યાઘાત બળાત્કાર કરનારનું ખૂન કરી નાખવાનો જાગ્યો હતો. કદાચ એ માણસ સામે ઊભો હોત તો એની ગળચી ભીંસી નાખવાનું ખુન્નસ ચડ્યું હતું અને હવે જગજાહેર થવાની ભીતિથી આખી વાત ભુલાઈ-ભૂંસાઈ જાય અને પોલીસની કામગીરી આગળ ન વધે એવી મનોવૃત્તિ કેમ જાગી ? સમાજમાં ચકચાર ન જાગે એટલા ખાતર ગુનેગારને છટકી જવા દેવાની આ તે કેવી મનોદશા ? શું કામ પોતે લેડી ડૉક્ટર ભરુચાને વિનાસંકોચે કહી ન દીધું કે આ ગોસ્વામી મારી વાગ્દત્તા છે ! એનો સૌથી નિકટનો થનાર સગો હું પોતે છું એમ કહેવામાં ક્ષોભ કેમ આડે આવ્યો ? લગ્ન પછી તુલસીની આવી દશા થઈ હોત તો પોતે એનો પતિ થોડો મટી જવાનો હતો ? મારા જેવો શિક્ષિત ડૉક્ટર જો આવું વર્તન કરે તો પછી પેલી મધ્યમવર્ગની રેવતીનો અર્ધશિક્ષિત બાપ દીકરીને કાળમુખી કહી તેનું મોં જોવાનો ઇન્કાર કરે તેને ધિક્કારવાનો મને શો અધિકાર ?

'મેટ્રન !' એના અવાજમાં અણધાર્યો પલટો આવી ગયો : 'તમારી પાસે તુલસીના પડોશનો ટેલીફોન નંબર તો હશે જ... પ્લીઝ, નંબર લઈને જરા મારા રૂમમાં આવો ને.'

મેટ્રનના ગયા પછી તુલસીના માથાનો ઘાવ તપાસી રહેલા હૉસ્પિટલના ન્યુરોલોજિસ્ટ ડૉક્ટર કેની તરફ શ્રીકાન્તે જોયું. તુલસીના મગજના એક્સ-રે ચકાસીને ડૉક્ટર કેની દર્દીને ફરી તપાસવા આવ્યા હતા. ડોક નીચે થયેલા જખમને આંગળીના ટેરવાથી દબાવ્યો છતાં પણ દર્દી તરફથી કોઈ જાતનો પ્રતિભાવ ન સાંપડ્યો ત્યારે એમના હોઠ ભિડાયા. પ્રશ્નસૂચક દૃષ્ટિથી પોતાને તાકી રહેલા હાઉસ-ડૉક્ટર પર નજર પડી ત્યારે મગજના નિષ્ણાત ડૉક્ટરથી બોલાઈ ગયું : 'બ્રેઈનમાં ઊંડે સુધી ઈજા થઈ છે. મૂર્છાનું કારણ એ હોય કે પછી માનસિક આઘાત...'

'સર !' સામાન્ય રીતે ડૉક્ટરનું સંબોધન વાપરતા શ્રીકાન્તે દર્દીના નિકટના સગાની વિનમ્રતા સાથે 'સર'ના સંબોધનની પૂછી લીધું : 'મૂર્છા વળતાં કેટલી વાર...'

પણ એટલું બોલ્યા પછી પોતાની ભૂલ સમજાઈ ગઈ. ભાનમાં આવતાં કેટલી વાર લાગશે એવું પેશન્ટનાં સગાં પૂછે એ અજુગતું ન ગણાય, પણ પોતે ડૉક્ટર થઈને...

'કેટલી વાર લાગશે એ તો કેમ કહી શકાય ?' ડૉક્ટર કેનીએ અર્ધી પૃચ્છાનો જવાબ આપવાની કોશિશ કરી : 'કદાચ ચોવીસ કલાક અથવા તો...'

કહીને એમણે પણ જવાબનો ઉત્તરાર્ધ ઉચ્ચારવાનું માંડી વાળ્યું.

'તો-તો હવે એનાં ઘરનાંને જાણ કરવી જ રહી.' જાણે ન્યુરોલોજિસ્ટની નજરનો સામનો કરી શકતો ન હોય તેમ ડૉક્ટર શ્રીકાન્તે ઉતાવળાં પગલે બહાર નીકળી જવું પડ્યું.

એ પોતાના રૂમમાં પહોંચ્યો ત્યારે મેટ્રન ટેલીફોન નંબરની ચબરખી સાથે રાહ જોતી ઊભી હતી. ચબરખીમાં નંબર ઉપરાંત મિસિસ મઝુમદારનું નામ વાંચીને એ કહી શક્યો નહીં કે તુલસીનાં પાડોશી યશોદાબહેનને હું ઓળખું છું.

મેટ્રનના ગયા પછી ઑપરેટરને નંબર જોડવા કહ્યું ત્યારે પેલીએ થોડી આનાકાની દર્શાવી : 'ડૉક્ટર, લાઈન બહુ બીઝી છે. કેન યૂ વેટ ?'

'નો, આઈ કાન્ટ !' જરૂર કરતાં વધારે ઉગ્ર અવાજે શ્રીકાન્તથી કહેવાઈ ગયું : 'તમારા મહાનુભાવના મૃત્યુ કરતાં આ વધારે અર્જન્ટ અને ઈમ્પૉર્ટન્ટ છે.'

સાંભળીને હેબતાઈ ગયેલી ઑપરેટરે તત્કાળ નંબર જોડીને લાઈન આપી દીધી : 'યોર ફોન, ડૉક્ટર !'

સામે છેડે વાગતી ઘંટડી સાંભળીને શ્રીકાન્ત ફરી અસ્વસ્થ બની ગયો. હોઠ ભીડી લઈ તેણે મનને ટપાર્યું. ખબર આપતી વખતે મારા અવાજ કે શબ્દોમાં ગભરાટ ન હોવો જોઈએ. સારું છે કે મારે સીધેસીધા ગોસ્વામીજીને ખબર નથી આપવાના !

'કોણ, મિસિસ મઝુમદાર...' શરૂઆત કરવા માટે મનમાં રિહર્સલ કરતો હતો ત્યાં સામેથી ફોન ઊંચકાયો અને સ્ત્રીને બદલે પુરુષના અવાજમાં 'હેલો' સંભળાયું ત્યારે શ્રીકાન્તે શરૂઆત બદલવી પડી : 'હું ડૉક્ટર શ્રીકાન્ત...'

'ઓહ, ડૉક્ટરસાહેબ !' ચિંતને અદબ સાથે ઉત્સાહભેર કહ્યું. ખરેખર તો તુલસીએ તેને ટેલેક્સ કરી આવવાનું કામ સોંપ્યું ત્યારે રસ્તામાં જ એણે જાતને સમજાવી લીધી હતી : તુલસીની સગાઈ થઈ ગયા પછી તેની સાથે મારે તોછડું વર્તન નહીં રાખવું જોઈએ... સોંપેલું કામ કરી આવીને એ ઘેર બેઠો તુલસીની જ રાહ જોતો હતો. રસ્તામાંથી ખરીદેલી મીઠાઈ ખવડાવીને એણે તુલસીનું મોં મીઠું કરાવવાનો સંકલ્પ કરી લીધો હતો.

'શ્રીકાન્તભાઈ !' અવાજમાં આત્મીયતાનો રણકો લાવી ચિંતને સામેવાળાનું સાંભળ્યા વગર કહેવા માંડ્યું : 'ગોસ્વામીકાકાને શો સંદેશો આપવાનો છે એ હું સમજી ગયો. તુલસી મોડી આવવાની છે એ હું કહી દઈશ... પણ તમારે મારી એક વાત માનવી પડશે. ફરીથી પાછા આવો ત્યારે બંનેએ મારે ઘેર આવવું પડશે...'

'સાંભળ, ચિંતન !' શ્રીકાન્તનો સાદ ધીમો થઈ ગયો : 'મારે એવા ખબર નથી આપવાના...' બોલતાંબોલતાં ગળગળા ન થઈ જવાય તેની કાળજી રાખી તેણે કહ્યું : 'તને એક કપરું કામ સોંપવાનું છે.... પ્લીઝ, બરાબર સાંભળજે... અહીં તુલસી કપડાં બદલવા ગઈ તેમાં પગ લપસી જતાં માથામાં ચોટ લાગી છે. એ બેહોશ થઈ ગઈ છે...'

'ચોટ !' વચ્ચેથી જ ચિંતને ચોંકીને તીણા અવાજે પ્રત્યાઘાત આપ્યો : 'બેહોશ થઈ ગઈ !'

'ડોન્ટ શાઉટ, ચિંતન...પ્લીઝ !' શ્રીકાન્તે ધાર્યું નહોતું કે આટલી જ વાત સાંભળતાં ચિંતન આટલો વિહ્વળ બની જશે. એના ઉચાટમાં તુલસી પ્રત્યેની ઉત્કટ લાગણીનો પડઘો સંભળાયો : 'સાંભળ, તારાં મધર સાથે ગોસ્વામીજી પાસે જઈને સાવચેતીપૂર્વક ખબર આપજે. કહેજે કે મને ફોન પર એટલું જ કહ્યું : તુલસીને માથામાં વાગ્યું છે અને તમને હૉસ્પિટલ બોલાવ્યાં છે...'

'એમને તો હું એમ જ કહીશ, ડૉક્ટર ! પણ તમે મને સાચેસાચું કહેજો - તુલસીને ખરેખર બહુ ગંભીર ઈજા થઈ છે ને ?'

'એ બધું ટેલીફોન પર પૂછવું રહેવા દે, ચિંતન.' શ્રીકાન્તને થયું કે પોતે લાંબો સમય સ્વસ્થતા ટકાવી નહીં શકે : 'તું ગોસ્વામીજીને લઈ તરત આવી પહોંચ... સાથે તારાં મધરને પણ લઈ આવજે... અને જો, ડિફેન્સ મિનિસ્ટરનું ડેથ થયું છે એટલે આગલા દરવાજેથી આવવા નહીં મળે. પાછળ નર્સીઝ ક્વાર્ટર્સના રસ્તે સીધો બીજે માળેથી લઈ આવજે.' આટલું કહી પેલો કાંઈ વધુ ન પૂછે એટલા ખાતર ફોન કાપી નાખ્યો.

એક કામ પૂરું થયાનો શ્વાસ ખાઈ લઈ તેણે ડીનનો સંપર્ક સાધવા ઇન્ટરકૉમનું બટન દાબ્યું. ડીન શ્રીવાસ્તવ એમની કૅબિનમાં નહોતા. બીજાં બેત્રણ બટન દાબ્યાં ત્યારે એમનો અવાજ સાંભળવા મળ્યો : 'બોલ, શ્રીકાન્ત, મારે ત્યાં હાજર રહેવું જોઈએ, પણ હું અહીં અટવાઈ ગયો છું... મને ડૉક્ટર ભરુચા અને ડૉક્ટર કેની એમના રિપોર્ટ કહી ગયા. લેડી ડૉક્ટરના રિપોર્ટમાં એટલું આશ્વાસન મળ્યું કે બળાત્કારમાંથી એ બચી ગઈ, પણ...'

'પણ શું, ડીનસાહેબ ?'

'ન્યુરોલોજિસ્ટ કેનીનું માનવું છે કે એના અંદરના મગજને ગંભીર ઈજા પહોંચી હોવી જોઈએ. કદાચ આપણે ધાર્યું હતું એટલી જલદી શુદ્ધિમાં નહીં આવે.' કહીને ડીને ગળું ખંખેર્યું : 'જો, શ્રીકાન્ત, બે દુર્ઘટના એકસાથે બની ગઈ એમાં હું તને હિંમત રાખવા કહેવાનું પણ ચૂકી ગયો...'

'સર, મેં ગોસ્વામીજીને ખબર મોકલ્યા છે. પેલાં યશોદાબહેન અને એમનો સન તુલસીના ફાધરને લઈને પાછળના રસ્તે થોડી વારમાં જ આવી પહોંચશે.... આઈ વિશ કે તમે જ એમને અહીં લઈ આવો. હાર્ટ-પેશન્ટ ગોસ્વામીજીને આપણે સંભાળી લેવા પડશે.'

'ભલે, હું જાતે એમને ઉપર લઈ આવીશ' કહીને ડીનસાહેબે પૂછી લીધું : 'શ્રીકાન્ત, તારે ઘેર ખબર આપ્યા કે નહીં ?'

શો જવાબ આપે શ્રીકાન્ત ? એની ખામોશીમાં જ જવાબ મળી ગયો હોય તેમ ડીનસાહેબે ઉતાવળે કહી દીધું : 'ઠીક છે. એ મારા પર છોડી દેજે.'

ઇન્ટરકૉમનું રિસીવર મૂક્યા પછી પણ ડીનસાહેબનો ધારદાર સવાલ તેના મગજમાં ભોંકાતો રહ્યો : 'તારે ઘેર ખબર આપ્યા કે નહીં ?' દોઢ કલાકમાં અસંખ્ય વાર ઘેર ખબર આપવાનો વિચાર આવ્યો હતો, પણ શા ખબર આપવા ? કેવી રીતે ખબર આપવા ? જાણ થયા પછી ઘરનાંઓના જે પ્રત્યાઘાત આવશે એની કલ્પના કરતાં જ પોતે ધ્રૂજી જતો હતો. બળાત્કારના પ્રયાસનો ભોગ બનેલી કન્યા જસ્ટિસ દીક્ષિત પરિવારની પુત્રવધૂ ?

શ્રીકાન્તે બંને હાથ વચ્ચે માથું દબાવી દીધું. વેદના સહેવાતી ન હોય તેમ ધીમેધીમે તેણે ટેબલ પર માથું ટેકવી દીધું અને જાણે આંખો એ ઘડીની જ રાહ જોતી હોય તેમ વહેવા લાગી.

*

'તુલસી ! બેટી તુલસી !' કાંપતા હાથે પુત્રીનું માથું પસવારતા મધુકર ગોસ્વામી કહી રહ્યા હતા : 'શું થઈ ગયું તને, મારી દીકરી...' જાણે પોતાનો અવાજ તુલસીના અચેતન મન સુધી પહોંચીને તેને જગાડી દેશે એવી ચેષ્ટામાં દરેક શબ્દ તેઓ વાત્સલ્યભાવમાં ઝબોળીને ઉચ્ચારતા હતા : 'જો તો ખરી, યશોદાબહેન અહીં બેઠાં છે. સાંજે આપણે બધાંએ સાથે બેસીને ઘેર લાપસી જમવાની છે...'

અંતિમ વાક્યમાં એમનો અવાજ તરડાઈ ગયો ત્યારે પાસે ઊભેલા ડીને ગોસ્વામીજીનો ખભો દાબ્યો. એ જો આઘાત પચાવી ન શકે તો માત્ર હૃદય જ નહીં, મન પર પણ વિપરીત અસર થવાનું જોખમ તોળાતું હતું. નીચેથી ખબર મળ્યા કે તુલસીના પિતા આવી રહ્યા છે એટલે તરત જ પોતે સામા લેવા ગયા હતા. કાંઈ કહે એ પહેલાં ગોસ્વામી જ બોલી ગયા હતા : 'ચિંતુ પર ડૉક્ટર શ્રીકાન્તનો ફોન આવ્યો કે તુલસી ચાલતાંચાલતાં લપસી પડી... કેટલી વાર થઈ હશે, ડીનસાહેબ ?' એવી પૃચ્છાના જવાબમાં પોતાથી સાચો સમય કહેવાઈ ગયેલો :

'દોઢ-બે કલાક પહેલાં...' અને સાંભળતાં જ ગોસ્વામી ચોંકી જવાના ભાવ સાથે પૂછી બેઠા હતા : 'અને તમે અમને આટલા બધા મોડા ખબર આપ્યા ?' ત્યારે ડીનસાહેબે ડિફેન્સ મિનિસ્ટરના મૃત્યુનું બહાનું આગળ ધરવું પડ્યું હતું : 'તમે તો જોયું ને, હૉસ્પિટલની અંદર-બહાર કેટલું તંગ વાતાવરણ છે...' એ સાંભળ્યા પછી પાંચમા માળે પહોંચ્યા ત્યાં સુધી ગોસ્વામી ખામોશ જ રહ્યા હતા. એમનું એ મૌન ડીનસાહેબને કઠોર મહેણા જેવું લાગ્યું. જાણે તેઓ અબોલ રહીને કહેતા હોય : આવા મહાન માણસ હૉસ્પિટલમાં હોય ત્યારે બિચારી તુલસી માટે કોને પડી હોય ?

જોકે મૃદુભાષી મધુકર ગોસ્વામી આવાં કઠોર વેણ ઉચ્ચારે એવી કલ્પના કરવા માટેય

ડીનસાહેબે પોતાની જાતને ઠપકો આપ્યો હતો. રૂમમાં દાખલ થતાં જ તુલસીને બિછાનામાં જડવત્ પડેલી જોઈને એમણે પહેલો હળવો આઘાત અનુભવ્યો હતો. સારું થયું કે શ્રીકાન્તે અસત્ય ઉચ્ચારી દીધું : 'ગોસ્વામીજી, પીડા બહુ થતી હતી એટલે ઘેનનું ઈન્જેક્શન આપવું પડ્યું...'

ઘેનના ઈન્જેક્શન કરતાંય પિતાના વાત્સલ્યની અસર વધારે સચોટ નીવડશે એવા ખ્યાલથી ગોસ્વામી પુત્રીના માથા પાસે બેસી જગાડવાનો મિથ્યા પ્રયાસ કરતા રહ્યા ત્યારે ખભો દાબીને ડીનસાહેબે કહેવું પડ્યું :

'ગોસ્વામીજી, ઘેન ઊતરે ત્યાં સુધી તમે બાજુના રૂમમાં બેસો તો કેમ...' પછી તરત જ ઉમેર્યું : 'યશોદાબહેન ભલે અહીં તુલસી પાસે રહ્યાં.'

પુત્રીની ભાળ લેવા આવ્યો અને હવે એનાથી દૂર બેસવાનું ? - એવા કોઈક ભાવ સાથે એમણે ડોક ઊંચકીને ડીન સામે જોયું. આજીજી-નીતરતી આંખે તેઓ થોડી વાર બેસવા દેવાની રજા માગવાનું વિચારતા હતા ત્યાં રૂમનું બારણું ઉઘાડી ઉતાવળાં પગલે સબઈન્સ્પેક્ટર પાટિલે પ્રવેશ કર્યો :

'સર, સૉરી ટુ ડિસ્ટર્બ યૂ...' કહેતા એ નજીક આવ્યા : 'કોઈએ કહ્યું કે છોકરીના ફાધર આવ્યા છે.' પછી ગોસ્વામી પર નજર પડી હોય તેમ એમને જોતા રહી સબઈન્સ્પેક્ટરે ઉમેર્યું : 'અમારે એમની થોડી પૂછપરછ કરવી છે.'

પોલીસ અને પૂછપરછ ! મધુકર ગોસ્વામીના ચહેરા પર અણધાર્યો પલટો આવી ગયો. હૃદયમાં ઊપડેલી પીડા દબાવી દેવા માટે તેમના દાંત ભીંસાયા, જડબાં તંગ થવા લાગ્યાં અને કપાળમાં નસ ઊપસી આવી.

'ઇન્સ્પેક્ટર !' ગોસ્વામી તરફ પીઠ રાખી ડીન શ્રીવાસ્તવે પાટિલ સામે ડોળા કાઢ્યા : 'હૉસ્પિટલની નર્સ ચાલતાંચાલતાં લપસી પડી એમાં એના સગાને શેની પૂછપરછ કરવાની ?'

'પણ, સર...'

પાટિલ હજુય બાફવાનું ચાલુ રાખશે એવી દહેશતથી ડીને તેની સામે આંખ મિંચકારી, જે થોડે દૂર ઊભેલા ચિંતનની નજરે ચડી ગઈ.

'જુઓ, સિસ્ટર ગોસ્વામી મિનિસ્ટરસાહેબની ડ્યૂટી પર હતી એ વાત સાચી, પણ એટલા ખાતર એના પડી જવાની વાતને ચોળીને ચીકણી શું કામ કરો છો ?' પછી તેની કોણી પર હાથ રાખી ઈન્સ્પેક્ટરને બાજુના રૂમમાં લઈ જવાની ચેષ્ટા સાથે બધા સાંભળે તેમ સંભળાવ્યું : 'જે પૂછપરછ કરવી હોય તે મને પૂછો.' કહી એ જ રૂમમાં પડતો બાજુના રૂમનો દરવાજો ઉઘાડી પાટિલને અંદર ખેંચી ગયા.

બીજાં બધાં તો તુલસીના બિછાના આસપાસ હતાં તેમ રહ્યાં, પણ ચિંતને ધીમેધીમે

સરકી જઈ બાજુની રૂમના કાચના પાર્ટિશન પાસે બારી બહાર જોતો હોય એવા દેખાવ સાથે ઊભા રહી અંદરની વાત સાંભળવા કાન સરવા કર્યા.

'ઈન્સ્પેટર, તમારે આ રીતે અંદર નહોતું ધસી આવવું જોઈતું.' ખાલી ખાટલાની બાજુમાં ખુરશી પર ગોઠવાઈને ડીનસાહેબે ઠપકો સંભળાવ્યો : 'છોકરીના પિતા હાર્ટ-પેશન્ટ છે. એકાએક એમને ખબર પડે કે બળાત્કારનો કેસ છે તો...'

'આઈ ઍમ સૉરી...' કહી પાટિલે બચાવ રજૂ કર્યો : 'કમિશનરસાહેબનો ઑર્ડર છે, કોઈ પણ શકમંદ આસામીને હૉસ્પિટલની બહાર જવા નહીં દેવા... હવે તમે જ કહો, હાઉ ઈમ્પૉસિબલ ઈટ ઈઝ ?'

'જેને જવા દો એ શકમંદ હોય એટલું તો પૉસિબલ છે ને ?'

'હા, સર, એ તો અમે કરી જ રહ્યા છીએ.... પણ શકમંદ જણાતો માણસ હૉસ્પિટલની બહાર નીકળી ચૂક્યો છે.'

'કોણ ?'

'વૉર્ડબૉય કાશીનાથ...' સબઈન્સ્પેક્ટર પાટિલે નામ ઉચ્ચારવા પૂરતો અવાજ ધીમો કરી ફરી પોતાની રાબેતા મુજબની ઢબે બોલવાનું ચાલુ રાખ્યું : 'ડ્રેસિંગ હૉલની લેડી ગાર્ડને એક મેતરાણી બોલાવવા આવી કે તને મેટ્રન બોલાવે છે. લેડી ગાર્ડ મેતરાણીને દરવાજે ઊભા રહેવાનું સોંપી મેટ્રન પાસે ગઈ. મેટ્રન ટેલીફોન પર બીઝી હતી એટલે વાર લાગી. પછી તેને ખબર પડી કે મેટ્રને બોલાવી જ નહોતી એટલે પાછી ફરી... પણ પાછી ફરી ત્યારે મેતરાણી દરવાજા પર નહોતી. એને કાશીનાથ નામનો વૉર્ડબૉય 'ડૉક્ટર બોલાવે છે' એમ કહી બળજબરીથી ખેંચી ગયો હતો, જેથી ચોકીપહેરા વગરના દરવાજામાંથી અસલ ગુનેગાર અંદર દાખલ થઈ જાય.'

'એક્ઝૅક્ટલી, સર, એવું જ બન્યું છે.' કહી ઈન્સ્પેક્ટરે આગળ ચલાવ્યું : 'હવે એ કાશીનાથ હાથ લાગે એટલે અસલ ગુનેગાર હાથમાં આવી જાય. પણ કાશીનાથની બાબતમાં વિચિત્ર બન્યું છે.'

'નાસી ગયો ?'

'આમ તો નાસી ગયો જ કહેવાય. એની ખોલીમાં તપાસ કરી તો કહ્યું કે એ એને ગામ કોલ્હાપુર જવાનું કહીને જ સવારે ઘેરથી નીકળ્યો હતો.' સબઈન્સ્પેક્ટરે શ્વાસ ખાવા રોકાઈને ઉમેર્યું : 'અહીં હૉસ્પિટલમાં તપાસ કરી તો જાણવા મળ્યું કે કાશીનાથે તો બે દિવસ અગાઉથી રજા માટે અરજી મૂકી હતી.'

'એનો અર્થ....' બબડતાં ડીન અર્થ શોધવા વિચારતા હતા પણ ઈન્સ્પેક્ટરને એટલી ધીરજ નહોતી !

'એનો અર્થ એ થયો કે કાશીનાથે રજા માટે અરજી મૂકી ત્યારે જ ગુનેગારે પ્લાન ઘડી નાખ્યો હશે કે શુક્રવારની સાંજે આવું કાંઈક કરવું... ટાઈમ પણ એવો જ પસંદ કર્યો જેમાં ગુનો કરીને પહેલી પાળીના માણસો છૂટતાં હોય તેમની સાથે બહાર સરકી જવાય.'

ડીન શ્રીવાસ્તવ મૂંગા રહી સબઈન્સ્પેક્ટરને વિચિત્ર નજરે જોતા રહ્યા. ફરી એમની આંખોમાં ઠપકો ઊપસી આવ્યો :

'મને એ ન સમજાયું કે આ બધામાં તમારે નર્સના પિતાને પૂછપરછ કરવી પડે એવું શું છે ?'

'હવે આપને એ સમજાવું.' ચહેરા પર રહસ્યના ભાવ ધારણ કરતાં પાટિલે સમજાવ્યું : 'ડિફેન્સ મિનિસ્ટરને ઑપરેશન થિયેટરમાં લઈ ગયા પછી નર્સ ચાલુ ડ્યૂટીએ બહાર ગઈ હતી.'

'એ તો બધાં જાણે છે. મિનિસ્ટરસાહેબે તેને મંદિરમાં પૂજા માટે મોકલી હતી.' અથરા અવાજે ડીન વચ્ચે બોલી પડ્યા : 'તમારા કમિશનર પણ એ જાણે છે.'

'નર્સ માત્ર મંદિરે નહોતી ગઈ, ઘેર પણ ગઈ હતી.'

'ગઈ હશે...' એવું કાંઈક ડીન કહેવા જતા હતા પણ તેને બદલે પૂછ્યું : 'તમને કોણે કહ્યું ?'

'જે ટેક્સી તેણે ઘર સામેથી લીધી તે ટેક્સી-ડ્રાઈવરે !' કહીને ફરી પાટિલે રહસ્યસ્ફોટ કરવાની ઢબે સંભળાવ્યું : 'ઘેરથી મંદિરે જઈ ટેક્સીને થોભાવી, મંદિરમાં પૂજા-પ્રસાદ પતાવી એ પાછી ફરી... પણ એવી ઉતાવળે ટેક્સીમાંથી ઊતરી ગઈ કે પૈસા ચૂકવ્યા નહીં... કદાચ એણે ટેક્સીને રોકવાનું કહ્યું હશે અથવા પૈસા ચૂકવવાનું ચૂકી ગઈ હશે.'

'પછી ?'

'પંદર-વીસ મિનિટ રાહ જોઈને ટેક્સી-ડ્રાઈવરે નર્સના ક્વાર્ટર્સમાં જઈને પૂછપરછ કરવા માંડી... હૉસ્પિટલ ફરતે અમારો પોલીસ બંદોબસ્ત છે એટલે ત્યાં ઊભેલા હવાલદારોને કાને વાત આવી. ટેક્સી-ડ્રાઈવર તો થોડું બબડીને ચાલ્યો ગયો, પણ એનો નંબર હવાલદારને યાદ રહી ગયો હતો.'

ડીનસાહેબે માત્ર હોંકારો જ ભણ્યો : 'હં...'

'અર્ધા કલાકમાં અમે એ ટેક્સીનો પત્તો લગાવ્યો ત્યારે ખબર પડી કે નર્સે ટેક્સી એના ઘર પાસેથી પકડી હતી અને એ ઉતાવળ સાથે કાંઈક ઉચાટમાં પણ હતી.'

'હશે... પણ એમાં એના પિતાને...'

'સર, અમારે એના પિતા પાસેથી એટલું જ જાણવું હતું કે ઘેર જઈને એણે પિતા સાથે શી વાતચીત કરેલી...'

આ તબક્કે કાચના પાર્ટિશન પાછળથી વાતચીત સાંભળી રહેલા ચિંતનનો હાથ આપોઆપ શર્ટના ખિસ્સામાં પડેલા ટેલેક્સના કાગળ તેમ જ બસો રૂપિયામાંથી વધેલા પૈસા પર ગયો. તેને મન થયું કે હું અંદર જઈને જાણ કરું કે તુલસી આ ટેલેક્સ કરવા કોઈને મોકલવા માટે ઘેર આવી હતી; પણ -

'સર !' સબઈન્સ્પેક્ટરનો અવાજ સંભળાયો : 'હું અમુક મર્યાદામાં રહીને જ આપને કહી શકું એમ છું.'

'શું ?'

'એ જ કે ગુનેગારનો ઇરાદો બળાત્કાર ઉપરાંત પણ બીજો કાંઈક હોવાનો સંભવ છે.'

'બીજો શો ઇરાદો ?'

'ધારો કે એ નર્સે ડિફેન્સ મિનિસ્ટર સાથે એકાન્તમાં વીસેક મિનિટ વિતાવી હતી. એ અરસામાં બાબુજીએ એને કાંઈક મહત્ત્વની વાત કહી હોય... પછી નર્સે ઘેર જઈને ત્યાં કાંઈક ને કાંઈક વાત કરી હોય... કદાચ એવું કાંઈક બન્યું હોય તો તેના પરથી કોઈક કડી મળી આવે.'

'હં !' ડીનસાહેબ થોડી વાર વિચારમાં ગરકાવ થઈ ગયા. હજુય એમને બધું ગૂંચવાયેલું લાગતું હતું. ડિફેન્સ મિનિસ્ટર સાથેના તુલસીના એકાન્ત પર પોલીસવાળા ખોટી દિશામાં દોરવાઈ રહ્યા હોય એવું લાગ્યું, પણ એવું કહેવાનું ત્યારે કવેળાનું લાગ્યું.

'ભલે, નર્સના ફાધર થોડા સ્વસ્થ થાય પછી હું એમને પૂછી જોઈશ અને જે કાંઈ હશે એ તમને જણાવીશ.'

આમ કહી ડીનસાહેબ ઊભા થઈ ગયા. હમણાં બંને રૂમમાં પાછા ફરશે એવી ધારણામાં ચિંતન પાર્ટિશનથી દૂર સરકી ગયો, પણ ડીન અને ઈન્સ્પેક્ટરે રૂમના બહારના દરવાજેથી જ બહાર નીકળી જવાનું પસંદ કર્યું.

બહાર નીકળતાં જ સામેની દીવાલે સંકોચાઈને ઊભેલી મંછી મેતરાણી પર બંનેની નજર એકસાથે જ પડી. જાણે એમના બહાર નીકળવાની જ રાહ જોતી હોય તેમ મંછી બંનેની પાસે ધસી આવી.

'સાહેબ, કાશીનાથ ન મળે તો સખારામની ભાળ કાઢો.' લાંબા સમય સુધી મનમાં ઘોળાતું હોય તેમ મંછી એકીશ્વાસે બોલી ગઈ : 'એ ખૂંટ સિવાય બીજું કોઈ આવું ન કરે... મેં ચાડી ખાધી છે એવું જાણશે પછી મને નહીં મેલે... પણ ભલે મારું જે થવાનું હોય ઈ થાય... એ મૂવાને તો મેલતા જ નહીં ! બિચારી પારેવા જેવી તુલસીને એણે પીંખી નાખી !'

આમ કહીને આજુબાજુ જોતી મંછી સડસડાટ ત્યાંથી સરકી ગઈ અને પેલા બંને એકબીજાની સામે જોતા રહ્યા.

'સખારામ કોણ છે ?' સબઈન્સ્પેક્ટરે પૂછ્યું.

એનો પરિચય આપીને ડીનસાહેબે ઉમેર્યું: 'કદાચ મંછીની વાત સાચી નીકળે.'

'તો હમણાં જ એ બદમાશ અમારા સકંજામાં આવી ગયો સમજો !'

કહી સબઈન્સ્પેક્ટર પાટિલ વિચારમાં પડી ગયા. પ્લાન કરીને બળાત્કાર કરનારો આવી મૂર્ખાઈ કરે ? કાશીનાથ જે મેતરાણીને દરવાજેથી ખેંચી ગયો હતો એ તો બે મિનિટમાં જ એનું નામ આપી દેશે એવો વિચાર તેણે નહીં કર્યો હોય ? કદાચ પેલો સખારામ મૂરખ હોય અથવા તો...

આગળ તર્ક કરવાનું રોકીને સબઈન્સ્પેક્ટર પાટિલે આગળ વધવા માટે પગ ઉપાડ્યા.



# 6

પ્રભાદેવીની 'કિસ્મત' ટૉકીઝમાંથી સવાનવ વાગ્યે બહાર રસ્તો ઓળંગીને બંને પાંડુદાદાના પીઠામાં દાખલ થયા. દસ-બાર ટેબલના અડ્ડામાં ચાર-પાંચ ટેબલ ભરેલાં હતાં. પેલા બંને ખૂણાના ખાલી ટેબલ પર જઈ સામસામા ગોઠવાયા. થડા પર બેઠેલા મારુતિએ બંનેના આગમનની નોંધ લઈ બેવડાની એક બૉટલ અને બે ગ્લાસ છોકરા સાથે પહોંચતાં કર્યાં.

'કસી વાટલી ? (કેવી લાગી ?)' બૉટલ ઊંચકી સામેવાળાનો ગ્લાસ ભરતાં દૂબળા કાશીનાથે મરાઠીમાં પૂછ્યું.

'મજા નાહી આલી. (મજા ન આવી.)' ગ્લાસ ઊંચકીને મોં તરફ લઈ જતાં સામેવાળા સખારામે બોદો જવાબ વાળ્યો.

કાશીનાથે આગળ પૂછવાનું થોડા વખત માટે મુલતવી રાખ્યું. એ જાણતો હતો કે એક-બે ગ્લાસ પેટમાં પધરાવ્યા પછી જ સખારામ ખીલે છે, જ્યારે પોતાની પ્રકૃતિ સાવ ઊલટી હતી. માંડ એક ગ્લાસ પૂરો કરે ત્યાં પોતાની બોલતી બંધ થઈ જતી. કોલ્હાપુરમાં રહેતી બૈરી યાદ આવી જતી. પત્નીની નજરે પોતે નામર્દ ઠરેલો છે એ ભૂલી જવા જેવી વાત યાદ આવી જતી. કોલ્હાપુરમાં બૈરી એના યાર સાથે કેવી મજા લૂંટતી હશે એનાં કાલ્પનિક દશ્યો માનસપટ પર તાદશ થવા લાગતાં ત્યારે ગુમસૂમ બની જઈ કાશીનાથ બીજા એકબે ગ્લાસ ઢીંચી જતો... એટલે જ સખારામ એને સાથે પીવા લઈ જવાનું પસંદ ન કરતો.

સવાબે વરસ પહેલાં કાશીનાથ કોલ્હાપુરનાં એક અડ્ડામાં આ રીતે તેને પીવામાં મળી ગયો હતો. એને પીતાંપીતાં રડતો જોઈને સખારામને દયા આવી. કાશીનાથ એની પત્નીથી દબાયેલો છે એ જાણ્યા પછી સખારામને એનામાં વધુ રસ પડ્યો : 'તને હું અમારી હૉસ્પિટલમાં

વૉર્ડબૉયની નોકરી અપાવી દઉં તો તારી બૈરીને એના યારના સકંજામાંથી છોડાવી શકીશ...' સાંભળીને પીધેલા કાશીનાથે તેના પગ પકડી લીધા હતા : 'તો-તો હું તમારો ગુલામ બની જઈશ, ભાઉ !'

કાશીનાથને મુંબઈ લઈ આવી પોતાની દાદાગીરીના જોરે હૉસ્પિટલમાં નોકરી તો અપાવી દીધી, પણ કાશીનાથની બૈરીએ કોલ્હાપુર છોડીને મુંબઈ આવવાનો ઇન્કાર કરી દીધો. 'તું તો માત્ર કહેવાનો મારો નવરો (ધણી) છો. મુંબઈમાં તારે મારું શું કામ પડવાનું ? દુનિયાને દેખાડવા ખાતર બેત્રણ મહિને કોલ્હાપુર આંટો આવી જજે.' તેનો એ ફેંસલો કાશીનાથ કરતાં સખારામને વધુ આકરો લાગ્યો હતો. કાશીનાથની સખુબાઈ સખારામની 'બાઈ' બની રહે એવી ધારણા પત્તાંના મહેલની જેમ પડી ભાંગી, છતાં કાશીનાથને સખારામે સાચવી લીધો હતો. બંને જણ પોતપોતાના વિચારમાં ખોવાઈ જઈને પીવાની શરૂઆત કરતા હતા ત્યાં પાછળના ટેબલ પર એક આદમી આવીને ગોઠવાઈ ગયો તેનો ખ્યાલ ન રહ્યો.

'ખાસ મજા ન આવી એટલે ?' એકાદ ગ્લાસ પિવાયા પછી કાશીનાથે વાતચીતને આગળ ધપાવવાની હિંમત દર્શાવી : 'પોરી ધારી હતી એવી ન નીકળી ?'

ત્યારે સખારામને સમજાયું કે કાશીનાથ હમણાં જોયેલી ફિલ્મનું નહીં, તુલસી કેવી લાગી એમ પૂછતો હતો !

પૃચ્છાનો સાચો અર્થ સમજાતાં જ સખારામની મોટી આંખનાં ભરાવદાર ભવાં તંગ થયાં : 'સાલો નામર્દ ! મારી મરદાનગીનો અનુભવ જાણવા તલપાપડ થયો...' દારૂથી ભીંજાયેલી મૂછો લૂછતાં એણે સંભળાવ્યું : 'સાલી પેલી મેતરાણી લેડી ગાર્ડને હઠાવી પોતે પહેરો ભરવા ઊભી રહી ગઈ.'

'એને તો મેં હાથ પકડીને ત્યાંથી હઠાવી, પણ રંગમાં ભંગ પાડનારી તો હતી સિસ્ટર કુલકર્ણી.' કહીને પોકળ બડાઈ મારવાની ઢબે કાશીનાથે ઉમેર્યું : 'હું સામે જ સંતાઈને બધું જોતો હતો. કુલકર્ણી અચાનક આવી ચડી. કહેવા લાગી કે મારો બાબો બાલ્કનીમાંથી પડી ગયો એટલે મારે ઘેર જવું પડશે... પછી ડ્રેસિંગ હૉલમાં દાખલ થવા ગઈ પણ દરવાજો અંદરથી બંધ છે એ જાણીને હોહા કરી મૂકી... એ સાલીએ બધી મજા બગાડી નાખી.'

'મજા' શબ્દ પર ભાર મૂકીને બાયલો કાશીનાથ પોતાના પરાક્રમનું વર્ણન સાંભળવા તલપાપડ થયો છે એ સખારામ સમજી તો ગયો, પણ તેને કોઠું આપવા માગતો નહોતો : 'પોરગી નીચે પટકાઈ પડી, બેહોશ થઈ ગઈ, બારણું ઠપકારવાના અવાજ સંભળાવા લાગ્યા, પછી શું મજા પડે ?'

'ભાઉ, તમને જોઈને છોકરી ડરી ગઈ હશે ?'

'છળી પડી.' ભીની મૂછોને ફરી તાવ દેતાં સખારામે કહ્યું : 'સિંહને જોઈ બકરી બેં-બેં કરવા જાય એમ મોં ફાડીને એ ચીસ પાડવા ગઈ, પણ...'

અડ્ડામાં દાખલ થતા એક આદમીને જોઈ સખારામે વાત અટકાવી દેવી પડી : 'સદાનંદ આવી ગયો.'

બીડી ફૂંકતા સદાનંદે સખારામની નજીક ખુરશી ખેંચીને બેઠક લીધી એટલી વારમાં સખારામની ઇશારત પર અડ્ડાનો છોકરો આવીને બેવડાની બીજી બૉટલ અને ત્રીજો ગ્લાસ મૂકી ગયો.

પેલાએ બીડી ચંપલ નીચે દબાવી બેચાર ઘૂંટ લીધા ત્યાં સુધી સખારામે ખબર જાણવાની કોઈ જાતની અધીરાઈ દર્શાવી નહીં. બાતમીદારને એવું ન લાગવું જોઈએ કે હૉસ્પિટલમાં જેની ધાકથી વૉર્ડબૉય - નર્સો ધ્રૂજે છે એ અંદરખાનેથી ગભરાટ અનુભવી રહ્યો છે.

'ભાઉ, પેલી હજુ હોશમાં જ આવી નથી.'

સાંભળીને સખારામે પહોળી થવા માગતી આંખને અંકુશમાં રાખી. પણ કાશીનાથની જીભ પર લગામ રહી નહીં :

'આ તો તમારી મર્દાનગીનો પુરાવો કહેવાય.'

'તું ગપ બસ !' સખારામે તેને ઠપકાર્યો : 'સદાનંદને બોલવા દે.'

'પોલીસની હાજરીમાં બધું બની ગયું એટલે તાબડતોબ તપાસ ચાલુ થઈ.' હૉસ્પિટલની ચાલુ ડ્યૂટી છોડીને બાતમી આપવા સરકી આવેલા સદાનંદે કહેવા માંડ્યું : 'પોલીસે મંછીને બોલાવી પંદર મિનિટે જવા દીધી ત્યારે પેલી રડવા જેવી થઈ ગઈ હતી... મેટ્રન પાસેથી પોલીસે કાશીનાથનું સરનામું પણ મેળવી લીધું.'

એ સાંભળીને કાશીનાથને એવી અંતરાશ આવી ગઈ કે નાકમાંથી દારૂનાં ટીપાં ટપકવા લાગ્યાં.

'પેલીને ક્યાં રાખી છે ?'

'સ્ટાફના સ્પેશ્યલ રૂમમાં.'

'ડ્યૂટી પર કઈ સિસ્ટર છે ?'

'અડવાણી.'

'સિંધણ !' એક ઝાટકે અર્ધો ગ્લાસ ગટગટાવી જઈ સખારામે મોં મરકાવતાં પૂછ્યું : 'વૉર્ડબૉય કોણ છે ?'

'ગંગુ...'

'ત્યાંથી ગંગુને ખસેડી એની જગ્યાએ તું ગોઠવાઈ શકીશ ?'

'પછી...'

પછીનો જવાબ સખારામના મગજમાં તૈયાર હતો પણ જીભ સુધી પહોંચવા ન દીધો :

'એ હું તને બહાર જઈને સમજાવું છું !' કહી બાટલીમાં વધેલું પ્રવાહી ત્રણેના ગ્લાસમાં સરખા ભાગે રેડી દઈ તેણે ઘડિયાળમાં જોયું તો પોણાદસ વાગવા આવ્યા હતા. બીજું બધું તો યોજના મુજબ પાર પડ્યું હતું પણ તુલસીનું બેભાન થઈ જવાનું એની ધારણા બહારનું બની ગયું. લોહી ચાખી ગયેલા આદમખોર જનાવરની જેમ બેત્રણ અનુભવે સખારામને નિર્ભય બનાવી દીધો હતો. ખ્રિસ્તી નર્સ થોમસને હૉસ્પિટલની દવા ચોરી જતી પકડી પાડી ત્યારે તો એ બિચારી પાકેલું ફળ પવનના સ્પર્શમાત્રથી ખરી પડે તેમ એના સકંજામાં આવી ગઈ હતી : 'એક ચોરી છુપાવવી હોય તો બીજી ચોરી કરવી પડશે.' કહીને સખારામે થોમસને વશ કરી દીધી હતી. સખારામના એ ત્રાસમાંથી છૂટવા માટે છ મહિનામાં જ એ બિચારીએ હૉસ્પિટલની નોકરી છોડી દેવી પડી. આબરૂ લૂંટાયા પછી કોઈ બાઈ ફરિયાદ કરવા જતી નથી એવી જડબેસલાક માન્યતા બીજા બે અનુભવ પરથી જડાઈ ગઈ એટલે સખારામે તુલસીને ફસાવવાનો પેંતરો રચ્યો, પણ હુકમનું પાનું ઊતરવાનો મોકો મળે એ પહેલાં જ બાજી સંકેલાઈ ગઈ હતી. હવે બીજો દાવ ખેલીને બાજી પલટાવી નાખ્યા વગર ચાલે તેમ નહોતું.

'કાશીનાથ, અમે બંને ઊઠીએ પછી થોડી વારે તું બહાર નીકળજે.' કહી સખારામે ગ્લાસ ખાલી કર્યો : 'પોલીસ તારી શોધમાં છે. મેં કહેલા ઠેકાણે રાતોરાત રવાના થઈ જા. ભૂલેચૂકે કોલ્હાપુર જતો નહીં અને મારા તરફથી સંદેશો ન મળે ત્યાં સુધી ગામ છોડતો નહીં.'

કહેવાઈ ગયું એટલે ઊભા થઈ, ખાલી ગ્લાસને ટેબલ પર ઊંધો વાળી, નશાના કેફમાં સદાનંદની સાથે એ બહાર નીકળી ગયો.

'કાય સખારામ ભાઉ !' ચારછ ડગલાં આગળ ગયો હશે ત્યાં બાજુમાંથી સાદ સાંભળી તેણે ઊભા રહી જવું પડ્યું. સાદ પાડનાર પાસે ન આવ્યો એટલે સખારામે તેના તરફ જવું પડ્યું. થોડી વાર પહેલાં પોતાની બાજુના ટેબલ પર પીવા બેઠેલા અજાણ્યા આદમીને બહાર નીકળ્યા પછી પોતાના નામની બૂમ મારતો જોઈને તેને નવાઈ લાગી :

'કોણ છો ?' તેણે રુઆબથી પૂછ્યું ત્યારે સામેથી સાવ નરમ અવાજે જવાબ મળ્યો : 'સી. આઈ. ડી. શાનબાગ !'

સાંભળતાં જ સખારામનો નશો મોટી આંખોના ડોળામાં ઊભરાઈ આવ્યો. બે દિવસની વધેલી દાઢી અને ચોળાયેલાં કપડાંમાં મિલમજૂર જેવા દેખાવ સાથે પોતાની બધી વાત સાંભળી ગયેલા સી. આઈ. ડી.ને ગળચી ભીંસી દેવાનું ખુન્નસ જાગ્યું, પણ બીજી વાર બાજી હારી ગયો. અંધારામાંથી સડસડાટ કરતી જીપ આવીને બાજુમાં ઊભી રહી ગઈ. જીપ ડ્રાઈવરની બાજુમાં બેઠેલા સબઈન્સ્પેક્ટર પાટિલના હાથમાં પિસ્તોલ જોતાં જ સખારામનો બધો નશો ઊતરી ગયો અને સદાનંદે તો ઊલટી કરીને બધો જ દારૂ બહાર ઠાલવી દીધો.

બે હવાલદારના હડસેલાની રાહ જોતા હોય તેમ સખારામ અને સદાનંદ સલૂકાઈથી જીપમાં ચડી ગયા.

'હું ત્રીજાને લઈ આવું છું.' કહી સી.આઈ. ડી. શાનબાગ અડ્ડા તરફ ગયો એટલે સખારામ અજાણ્યો થવા ગયો : 'ત્રીજો વળી કોણ ?'

'કાશીનાથ...' આગલી સીટમાં બેઠેલા પાટિલે સંભળાવ્યું : 'તારો ગુલામ.'

'પણ અમને આમ લઈ જવાનું કારણ ?' સખારામે અજાણ્યા થવાનું ચાલુ રાખ્યું : 'સમજાઈ ગયું ! હૉસ્પિટલના સાહેબોને ઘણા વખતથી મારા પર ખાર છે. યુનિયનમાં આગળપડતો ભાગ લેવા બદલ મને ફસાવવાનું કોઈ છટકું ગોઠવ્યું હશે.'

એટલી વારમાં તો કાંઠલો પકડીને ઢસરડી લાવેલા કાશીનાથને શાનબાગે જીપમાં ધકેલી દીધો હતો.

'મેં નહોતું કહ્યું, કાશીનાથ ?' સખારામે લવારો ચાલુ રાખ્યો : 'મને તમારો લીડર ન બનાવો.... જોયું ? હવે આ લોકો કોઈ આરોપ મારા ગળામાં આરોપી દેશે.'

'ગળામાં !' પાછળ ડોક ફેરવીને તેની સામે રહેલા સબઈન્સ્પેક્ટર પાટિલે ડાબા હાથમાં પકડેલી ટૉર્ચની ચાંપ દબાવી તેના મોં પર રોશની ફેંકી : 'સખારામ ખુદ તારું ગળું જ આરોપની ચાડી ખાય છે. હડપચી નીચે કોતરાયેલા ઉઝરડામાં થોડી બળતરા તો થતી જ હશે. એની સારવાર માટે તને લઈ જઈ રહ્યા છીએ.'

ત્યારે સખારામનો હાથ આપોઆપ હડપચી તરફ ઊંચકાયો. તુલસીની આંગળીના નખે ઊતરડી નાખેલી ચામડી પંપાળતો સખારામ ચૂપ થઈ ગયો. ઉઝરડાની સારવારનો અર્થ એ સમજી ચૂક્યો હતો અને એ સારવાર હૉસ્પિટલમાં નહીં પોલીસચોકીમાં થવાની હતી !

*

હૉસ્પિટલની બહાર ઊભેલી ટેક્સીમાં પહેલાં યશોદાબહેન દાખલ થયાં, પછી તેમની બાજુમાં ચિંતન ગોઠવાયો. તુલસીના પિતાને બધાંએ ઘણું સમજાવ્યા : 'તમે ઘેર જઈને આરામ કરો, સવારે ચિંતન તમને હૉસ્પિટલમાં લઈ આવશે...' પણ સમજાવટના જવાબમાં સૌને બે હાથ જોડીને તેઓ આજીજી કરતા રહ્યા કે 'મને તુલસીથી દૂર નહીં મોકલો. હું અહીં ગમે ત્યાં પડ્યો રહીશ. પાસે હોઈશ તો મારા જીવને ઓછો સંતાપ થશે. ઘેર જઈશ તો ચિંતામાં તરફડતો રહીશ...' ત્યારે હાઉસ-ડૉક્ટર શ્રીકાન્તે એક શરતે સંમતિ આપી : 'ગોસ્વામીજી, ભલે અહીં રહો, બાજુના રૂમમાં તમારા બિછાનાની સગવડ પણ થઈ જશે, પરંતુ તમારે ઊંઘી જવું પડશે અને ઊંઘવા માટે કામ્પોઝની ટીકડી લેવી પડશે !' આટલું નક્કી થયા પછી ચિંતને પ્રસ્તાવ મૂક્યો : 'હું ગોસ્વામીકાકાની બાજુમાં રહીશ. આમે તે પરીક્ષા માટે ઘેર મોડી રાત સુધી વાંચું છું. અહીં વધારે સારી રીતે વંચાશે અને જરૂર પડ્યે તમને કામમાં પણ લાગીશ. બાને ઘેર મૂકતો આવું અને મારી બૂક્સ લેતો આવું.'

'બા !' થોડી વાર સુધી મા-દીકરા વચ્ચે મૌન છવાઈ રહ્યા પછી ચિંતને હિંમત કરીને

મોં ખોલ્યું : 'તુલસીને ગંભીર ઈજા પહોંચી હોય એવું લાગે છે. બિચારી પાંચ કલાકથી બેશુદ્ધ પડી છે.'

'ઈજાની તો મને ખબર ન પડે, ચિંતુ, પણ જે કાંઈ બની ગયું એ જરૂર બહુ ગંભીર હોવું જોઈએ.'

સાંભળીને ચિંતન ચોંક્યો : એમને કઈ રીતે ખબર પડી ગઈ કે શું બની ગયું છે ! જેની ગોસ્વામીકાકાને જાણ નથી, ડીનસાહેબ અને સબઈન્સ્પેક્ટર વચ્ચેની વાતચીત કાન સરવા કરીને સાંભળી ન હોત તો મનેય જેની જાણ ન થાત એ વાત...

'તું કંઈક કહેવા માગે છે ને, ચિંતુ ?' યશોદાબહેને પુત્રને ફરી ચોંકાવ્યો : 'જે કહેવું હોય તે કહી દે ! હું કઠણ કાળજું કરીને સાંભળી લઈશ.'

'તુલસી કપડાં બદલવા ગઈ અને ચાલતાંચાલતાં લપસી પડી એ વાત સાચી નથી.'

'તો ?' યશોદાબહેને અધીરાઈભેર પૂછ્યું ત્યારે હકીકતમાં તો પોતે જે ધાર્યું છે એ જ નીકળી પડે એનો ફડકો અવાજમાં હતો : 'સાચી વાત શું છે, ચિંતુ ?'

'બળાત્કાર !'

'હેં !' જાજરમાન યશોદાબહેન કમકમી ઊઠ્યાં. એમણે પુત્રને કહ્યું નહીં કે આટલી વાર હું બેહોશ તુલસીને જોતી રહી તેના પરથી પામી તો ગઈ હતી કે કાંઈક ન બનવા જેવું બની ગયું છે...

'બા ! બળાત્કારનો પ્રયાસ થયો હોય એવું લાગે છે.' ચિંતને માનો આઘાત ઓછો કરવા કહ્યું : 'મને તો કોઈએ કહ્યું નથી, પણ બીજાઓની ગુસપુસ પરથી એટલું જાણ્યું કે સામનો કરવા જતાં તુલસી જમીન પર પટકાઈ પડી અને માથામાં ઊંડો ઘાવ થયો.'

'કયા બદમાશે એનો ભવ બગાડ્યો ?' યશોદાબહેનના એકએક શબ્દમાં રોષ ભભૂકતો હતો : 'કોણ હતો એ ?'

'એની તો મને ખબર નથી, પણ પોલીસવાળા એની પાછળ લાગ્યા છે.'

આટલી વાતચીત થઈ ત્યાં ઘર આવી ગયું. ચિંતને પૈસા ચૂકવ્યા. યશોદાબહેને તુલસીના બંધ ઘર તરફ નજર કરી લઈ નિસાસો નાખ્યો અને પછી મા-દીકરો પોતાના ઘરનો દાદર ચડી ગયાં.

'તારા પપ્પા હયાત હોત તો શું કરત, ખબર છે ?' ઉપર પહોંચી બારીમાંથી તુલસીના ઘરને તાકી રહેલાં યશોદાબહેન પોતાની જાતને કહેતાં હોય એમ પૂછ્યું : 'તુલસી જેવી પવિત્ર કન્યાને અભડાવનારને એ કેવી સજા કરત, જાણે છે તું ?'

ચિંતને જવાબ આપવાને બદલે ચૂપ રહીને સાંભળવાનું મુનાસિબ માન્યું.

'ચિંતુ, એ તેમની ગન લઈ ગુનેગારની શોધમાં નીકળી પડત અને એક જ કલાકમાં એ કાળમુખાને પાતાળમાંથી પકડી લાવી હૉસ્પિટલની ધૂળ ચાટતો કરી દેત...'

માના બોલની પીડા ચિંતનના મર્મસ્થાનને વીંધી ગઈ. પોતાના પિતા મન્મથરાય મઝુમદારની હિંમત માટે તો શંકા કરવા જેવું નહોતું, પણ ગુનેગારને પકડી લાવવાથી ભોગ બનનારની હાલત ક્યાં સુધરવાની હતી ?

'એ ઘણી વાર કહેતા...' યશોદાબહેન બારી પાસેથી હઠી, બાજુની દીવાલ પર લટકતી પતિની છબી પર મીટ માંડીને બોલી ગયાં : 'એ કહેતા કે સજા કરવા માટે રચાયેલી આપણી અદાલતો ક્યારેક તો ગુનેગારને રક્ષણ આપવાનું કામ કરે છે...'

માનો વલોપાત સાંભળતો ચિંતન પોતાનાં પુસ્તકો તૈયાર કરતો રહ્યો.

'તુલસીની આવી હાલત કરનારો કોણ જાણે કેટલી સજા ભોગવશે, પણ તુલસીને હવે જે સજા ભોગવવી પડશે એનો જીવનના અંત સુધી અંત નહીં આવે !'

છેલ્લા શબ્દ સાથે ચિંતનને માનું ધ્રુસકું પણ સંભળાયું. હૃદયનો ભાર ઠાલવી દેવા માગતાં હોય તેમ યશોદાબહેન પુત્ર તરફ પીઠ રાખી બાથરૂમમાં ધસી ગયાં.

હાથમાં આવ્યાં એ પુસ્તકો લઈ ચિંતન રવાના થઈ જવાનું વિચારતો હતો, પણ કોણ જાણે કેમ તેની દૃષ્ટિ પિતાના ફોટા તરફ ખેંચાઈ. માએ કહેલા શબ્દોનો ધક્કો લાગ્યો હોય તેમ પગ અંદરના ઓરડા તરફ ઘસડાયા. પોતે શું કામ અંદર જઈ રહ્યો છે એ સમજાય તે પહેલાં યંત્રવત્ ખિસ્સામાંથી તેણે ચાવી કાઢી અને સ્ટીલની આલમારી ખોલી.

કબાટના છૂપા ખાનાની કળ ફેરવી તેનું બારણું ઉઘાડી અંદર હાથ નાખ્યો ત્યાં ધાતુના સ્પર્શે તેના શરીરમાં ઝણઝણાટી પ્રસરાવી દીધી. કસ્ટમ ઑફિસર થયા પહેલાં પણ નિશાનબાજીમાં પાવરધા થયેલા પિતાએ અંગત ઉપયોગ માટે વસાવેલું હથિયાર બહાર કાઢીને ચિંતન ઘૂંટાતા શ્વાસે એને જોતો રહ્યો. ગનની ટ્રિગર પર આંગળી અડાડતાં જ તેનું મોં લાલઘૂમ બની ગયું. ત્યાં માતાએ બે વર્ષ પહેલાં કહેલા શબ્દો મનમાં પડઘાયા : તારા પિતાની યાદગીરી-રૂપે મેં એ સાચવી રાખી છે. ઘરમાં ગન છે એ તારે યાદ રાખવાનું નથી. તારે તો ડૉક્ટર થઈને લોકોના જખમ રૂઝાવવાના છે !

બાથરૂમનું બારણું ઊઘડવાનો અવાજ સાંભળતાં જ ઝડપભેર ગન ઠેકાણે મૂકી, કબાટ બંધ કરી, 'બા હું જઉં છું. જરૂર લાગશે તો ફોન કરીશ, નહીંતર સવારે રૂબરૂ વાત કરીશ' કહેતો ચિંતન પગથિયાં ઊતરી ગયો.

ટૅક્સીમાં પાછા ફરતાં અચાનક ચિંતનને ખિસ્સામાં પડેલો કાગળ યાદ આવ્યો. સબઈન્સ્પેક્ટર અને ડીનસાહેબ વચ્ચેની વાતચીત સાંભળ્યા પછી એ વાંચી લેવા માટે મન તલપાપડ થયું હતું પણ મોકો મળ્યો નહોતો. પોલીસ ઈન્સ્પેક્ટર એક વાત પર વારંવાર ભાર મૂકતા હતા કે તુલસી ચાલુ ડ્યૂટીએ બહાર ગઈ હતી ત્યારે કોને મળી અને શું-શું વાતચીત થઈ એ

જાણવું બહુ જરૂરી છે... ચિંતને ખિસ્સામાંથી ટેલેક્સનો કાગળ કાઢ્યો. અગાઉ ટેલેક્સ સંદેશો વાંચ્યો હતો ખરો, પણ ત્યારે એનું ખાસ મહત્ત્વ નહીં લાગ્યું એટલે મન પર લીધો નહોતો. સંદેશો ફરી વાંચતાંય એમાં કાંઈ રહસ્યમય લાગ્યું નહીં.

'જલદી આવી જા. કદાચ આપણો મેળાપ ન થાય તો કસ્તૂરબા ગાંધી મેમૉરિયલ હૉસ્પિટલની નર્સ સિસ્ટર તુલસીને મળી, તેની પાસેથી મારી અંતિમ ઇચ્છા જાણી લઈ, આજ્ઞાનું પાલન કરજે... સિસ્ટર તુલસીએ અંતિમ ક્ષણોમાં મારી જે સેવા બજાવી છે એ બદલ એને શ્રીમદ્ ભગવદ્ગીતાનું પુસ્તક ભેટ આપજે...'

સંદેશો તો સાદોસીધો છે. પ્રધાનસાહેબ પોતાની ઇચ્છા લખી શક્યા નહીં હોય એટલે તુલસીને કહી સંભળાવી હશે... એવો તર્ક લડાવતો ચિંતન કાગળમાં લખાયેલા અક્ષરો જોઈને ટટ્ટાર થયો : 'અક્ષર તો તુલસીના નથી !'

પરંતુ એનાથી શો ફરક પડે છે ? પ્રધાનસાહેબે ટેલેક્સનો સંદેશો જાતે લખ્યો તેમ એમની અંતિમ ઇચ્છા પણ લખીને તુલસીને સોંપી દીધી હશે.

કાગળની ગડી કરીને ફરી ખિસ્સામાં મૂકતો હતો ત્યાં મગજમાં ઝબકારો થયો. આટલા મોટા પ્રધાનનું કામ કરવા માટે જોઈએ એટલા માણસો ખડે પગે ઊભા હોય છતાં ટેલેક્સનું કામ તુલસીને શું કામ સોંપ્યું ? એની પાછળ કાંઈક તો ગણતરી હોવી જોઈએ !

ગણતરી ! પોતે ટેલેક્સ મૂકવા માટે ટૅક્સીમાં બેસતો હતો ત્યારે તુલસીએ ગણિતના દાખલા જેવો સવાલ પૂછ્યો હતો : ૭ કરોડ સ્વિસ ફ્રાન્કના કેટલા રૂપિયા થાય ? તુલસીના એ સવાલ સાથે પ્રધાનના ટેલેક્સને કોઈ સંબંધ હશે ખરો ?

'હૉસ્પિટલ આ ગયા !' ટૅક્સી રોકાયા પછી પણ ચિંતન તરફથી ઊતરવાની ચેષ્ટા ન જોવા મળી ત્યારે ડ્રાઈવરે તેને સજાગ કર્યો : 'આપ કો ઊતરના હૈ યા આગે ચલના હૈ ?'

'ઊતરના હૈ, ભાઈસા'બ !' કહેતો પૈસા ચૂકવી બગલમાં બેત્રણ પુસ્તકો દબાવી, હૉસ્પિટલના ગેટ પર પ્રવેશ-પાસ દેખાડી ચિંતન લૉબીમાં દાખલ થયો ત્યારે ડીન શ્રીવાસ્તવ લિફ્ટ તરફ જતા દેખાયા. મનની મૂંઝવણ ટાળવા માટે જ ડીનસાહેબ પર દૃષ્ટિ પડી હોય એવા ભાવથી ચાલની ગતિ વધારી ચિંતન લિફ્ટ પાસે પહોંચી ગયો.

'મધરને મૂકી આવ્યો ?' ડીનસાહેબની પાછળ લિફ્ટમાં દાખલ થતાં ચિંતને હકારમાં ડોકું નમાવ્યું. ખિસ્સામાં રાખેલા કાગળ પર પુસ્તકો દબાયાં એટલે મન મક્કમ થયું.

'સર, આપને મારે બે મિનિટ માટે એકાન્તમાં મળવું છે.'

'એકાન્તમાં ?' ડીનસાહેબે અચરજથી કહ્યું તો ખરું પણ તરત જ સમજી ગયા : તુલસીના બનાવ બાબત એ પૂછવા માગતો હશે...

'હું સેવન્થ ફ્લોર પર પોલીસ કમિશનરને મળવા જઉં છું.' લિફ્ટ પાંચમો માળ વટાવીને આગળ વધતી હતી એ જોઈને ડીને કહ્યું : 'ત્યાર પછી આપણે મળીએ.'

'સર, બે મિનિટ જ લાગશે.' સાતમા માળે લિફ્ટ થોભી અને લિફ્ટમૅને જાળી ખોલી ત્યારે ચિંતનની આજીજી સંભળાઈ : 'પ્લીઝ સર...'

'ઠીક છે, ચાલ હમણાં પતાવી દઈએ.' લિફ્ટમાંથી બહાર નીકળી ડાબી-જમણી તરફ વળવાને બદલે સામેની બાલ્કની તરફ ડીન આગળ વધ્યા.

'સર... આ વાંચી જુઓ.' ખિસ્સામાંથી કાગળ કાઢીને ગંભીરભાવે ચિંતને તેમના હાથમાં સોંપી દીધો.

'તારાં મધરનો કોઈ સંદેશો...' એમ બોલતાં ડીને કાગળની ગડી ખોલી, પણ મથાળે ટેલેક્સ નંબર અને 'ફૉર ઈમિડીએટ એટેન્શન' વાંચતાં જ પોતે એટેન્શનના પોઝમાં આવી ગયા.

'કોણે આપ્યો તને ?'

ડીનની પૃચ્છામાં કુતૂહલ હતું.

'તુલસીએ.'

સાંભળીને કુતૂહલનું સ્થાન ટેન્શને લઈ લીધું.

'સર, બપોરે તુલસી ચાલુ ડ્યૂટીએ ઘેર આવી ત્યારે મને ઘર પાસે મળી ગઈ. કહ્યું કે તારે આ અર્જન્ટ કામ કરી આપવાનું છે... મને સો-સોની બે નોટ આપી અને હું ફ્લોરા ફાઉન્ટન જઈને ટેલેક્સ કરી આવ્યો.'

'કરી આવ્યો !' બબડતાં ડીને ફરી કાગળના લખાણ પર ધ્યાન કેન્દ્રિત કર્યું. બેત્રણ વાર વાંચી ગયા. ટેલેક્સનું કામ સંરક્ષણપ્રધાન તુલસીને શું કામ સોંપે ? એમણે તો તુલસીને મંદિરે જવા કહ્યું હતું ! પોલીસખાતાવાળા બળાત્કાર ઉપરાંત બીજું કાંઈક હોવાની શંકા સેવે છે એ 'બીજું કાંઈક' આ તો નહીં હોય ?

સામે ઊભેલો ચિંતન પોતાને ધારીધારીને નિરખી રહ્યો છે એ ધ્યાનમાં આવતાં ડીને ઝડપથી ચહેરાના ભાવ બદલી નાખ્યા : 'હાં, હવે યાદ આવ્યું.' અસત્ય ઉચ્ચારવામાં ડીનને થોડું કષ્ટ વર્તાયું : 'જગતબાબુએ તુલસીને મંદિરે જવાનું કહ્યું તેની સાથોસાથ આ ટેલેક્સનું કામ પણ સોંપ્યું હોવું જોઈએ.'

'પણ, સર, તુલસીને શું કામ સોંપે ?'

જૂઠું બોલનારે બીજું જૂઠાણું પણ ઉપજાવી કાઢવું પડે છે : 'કેટલીક વાતો બહુ અંગત હોય છે. સંરક્ષણપ્રધાનને એમના પુત્ર સાથે ખાસ બનતું નહીં. જીવનની અંતિમ ક્ષણો છે એવું લાગ્યું એટલે પુત્રને માફ કરી દઈ પોતાની કોઈ અંતિમ ઇચ્છા જણાવી હશે... બીજા કોઈને આ કામ સોંપે તો અંગત વાત ઉઘાડી પડી જાય એટલે તુલસી પર જવાબદારી નાખી હશે...'

છતાં ચિંતનને પૂરતો સંતોષ થયો નથી એવું પામી જઈ ડીનસાહેબે ગંભીર અવાજે કહેવું પડ્યું : 'જો, ચિંતન, આ વાતને ચોળીને ચીકણી કરવા જેવી નથી. કોઈને કહેવાની જરૂર નથી કે પ્રધાનસાહેબે તુલસીને આવું કોઈક કામ સોંપ્યું હતું. નકામી એ બિચારી પર બીજી આફત આવી પડશે.'

કહીને ટેલેક્સનો કાગળ પોતાની પાસે રાખી લેવાનું એ વિચારતા હતા, પણ એમ કરવાથી ચિંતન વધારે વહેમાય એવી દહેશતથી ઇરાદો બદલી નાખ્યો :

'જો, આ કાગળ ફાડી નાખ. તેના ટુકડા કરી ગટરમાં પધરાવી દે.' ડીન શ્રીવાસ્તવના અવાજમાં આજ્ઞાનું વજન વર્તાયું : 'તું આના વિષે કાંઈ જાણે છે એ ભૂલી જજે અને હું પણ આનાથી વાકેફ છું એ યાદ નહીં રાખતો... તુલસીને ખાતર !'

'તુલસીને ખાતર !' એ બે શબ્દો સાંભળ્યા પછી ચિંતને વધુ પૂછવાનું પડતું મૂકી માથું ઝુકાવી આજ્ઞાંકિત અવાજે કહ્યું : 'ભલે, સર, હમણાં જ ફાડીને ફેંકી દઉં છું.'

'ગૂડ !' કહી ડીનસાહેબ પોલીસ કમિશનરને મળવા ચાલતા થયા ત્યારે ચિંતનના મનમાં જુદો જ પડઘો સંભળાયો : 'નહીં, કાગળ સાચવી રાખજે... તુલસી ભાનમાં ન આવે ત્યાં સુધી સાચવી રાખ !'

*

પોલીસ કમિશનર કોટવાલે હૉસ્પિટલની એક રૂમને ચોવીસ કલાક માટે પોતાની કચેરીમાં ફેરવી નાખી હતી. સવારે સંરક્ષણપ્રધાનનો મૃતદેહ સાન્તાક્રુઝ એરપોર્ટ પરથી દિલ્હી રવાના થાય ત્યાં સુધી આ સિવાયના બીજા કોઈ કામમાં એનું મન પરોવાતું નહોતું.

'યસ, કમ ઈન !' બારણે ટકોરા પડતાં જ તેમણે અંદરથી સંમતિ દર્શાવી અને ડીનને પ્રવેશ કરતા જોઈને ટેલીફોનની વાતચીત ઝડપથી આટોપી લીધી : 'શ્રીવાસ્તવજી, હું તમારી જ રાહ જોતો હતો.'

'કોઈ નવું ડેવલપમેન્ટ ?' કમિશનરની ચિરૂટમાંથી નીકળતી ધૂમ્રસેર સામે જોતાં ડીનસાહેબે પૂછ્યું : 'કોઈ કૉમ્પ્લિકેશન ?'

'નહીં-નહીં.' હાથેથી ધુમાડાનું વાદળ વિખેરવાની ચેષ્ટા કરતાં કમિશનરે ખબર આપ્યા : 'તમને એ જાણ કરવી હતી કે આરોપી અમારા કબજામાં આવી ગયો છે.'

સંરક્ષણપ્રધાનને બદલે તુલસીવાળી વાત નીકળી એટલે ડીન શ્રીવાસ્તવ સતર્ક બની ગયા : 'આરોપી એટલે...'

'તમારી હૉસ્પિટલનો માથાભારે વૉર્ડમૅન સખારામ ! થોડી વાર પહેલાં જ એને પોલીસચોકીએ લઈ ગયા. સાથે એના બે ખાંધિયા પણ છે. એકનું નામ કાશીનાથ...' બોલતાંબોલતાં કાગળ પર ટપકાવેલું બીજું નામ વાંચી લઈને એમણે ઉમેર્યું : 'અને બીજો છે વૉર્ડબૉય સદાનંદ.'

ડીનની નજર સમક્ષ સખારામ અને કાશીનાથના ચહેરા તો તરત જ ઊપસી આવ્યા, પણ સદાનંદને યાદ કરવામાં તેઓ ફાવ્યા નહીં.

'એટલે કે આ ત્રણે જણા...'

'નહીં, મુખ્ય વિલન તો સખારામ જ છે.' ચિરૂટને એશટ્રેમાં મૂકી કમિશનરે આગળ ચલાવ્યું : 'નવાઈની વાત તો એ છે કે સખારામે કોઈ પણ જાતની આનાકાની વિના ગુનો કબૂલી લીધો.'

'કબૂલી લીધો ?'

'હા, એણે પોતાના સ્ટેટમેન્ટમાં લખાવ્યું કે મને સિસ્ટર ગોસ્વામી પર ખાર હતો. એ છોકરીને એના રૂપનું ભારે અભિમાન હતું. પોતાને કોઈ સ્પર્શી ન શકે એવા ગુમાનમાં એ રહેતી હતી. મંગળવારે હું હૉસ્પિટલમાં દાખલ થતો હતો ત્યારે પગથિયાં ઊતરતાં એ મારી સાથે અથડાઈ પડી. જાણે મને અડકવાથી પોતે અપવિત્ર બની ગઈ હોય તેમ મને તમાચો મારવા હાથ ઉગામ્યો... સખારામને તમાચો મારી તો કોણ શકે, પણ એવો વિચાર કરનારનેય ભારે પડી જાય... ત્યારે જ મેં નક્કી કરી નાખ્યું હતું કે આને હું પાઠ ભણાવીશ !'

અટકીને કમિશનર ચિરૂટના એકબે દમ ખેંચી લઈ આગળ વધ્યા : 'એના કહેવા પ્રમાણે ગુરુવારે સવારે ડ્રેસિંગ હૉલમાં ઈલેક્ટ્રિક ફિટિંગનું કાંઈ કામ નીકળ્યું ત્યારે ઈલેક્ટ્રિશિયન સાથે હું અંદર હતો. એ અરસામાં મેં ડ્રેસિંગ હૉલના મુખ્ય દરવાજા પર લૉક ફિટ કરી દીધું અને તક મળે ત્યારે તુલસીને ફસાવવાની યોજના તૈયાર રાખી.... મારે તક માટે રાહ જોવી ન પડી. આજે જ એ તેના ચાલુ ટાઈમને બદલે અર્ધો-પોણો કલાક મોડી ડ્રેસ બદલવા અંદર ગઈ અને મેં તરકીબ અજમાવી.'

'પછી ?' ડીન શ્વાસ રોકીને આગળ સાંભળવા ટટ્ટાર થઈ ગયા.

'પછીની વાતમાં જે મહત્ત્વનું છે એ જ તમને કહું. એણે મરાઠીમાં સ્ટેટમેન્ટ લખાવ્યું છે જેની અંગ્રેજી કૉપી થોડી વારમાં મારી પાસે આવશે... પરંતુ મહત્ત્વની વાત એ છે કે છોકરી પર બળાત્કાર કરવામાં એ નિષ્ફળ રહ્યો એનો એને અફસોસ છે. એણે તો ત્યાં સુધી લખાવ્યું કે સખારામ નિષ્ફળતાથી નાસીપાસ થાય એવો નથી, હું એને પાઠ ભણાવ્યા વિના રહેવાનો નથી !'

'બાસ્ટર્ડ !' ડીનના દાંત ભીંસાયા : 'આવાં કાળાં કામને એ પરાક્રમ સમજે છે, નપાવટ !'

'પરંતુ એની કબૂલાતને હું પરાક્રમ નથી સમજવા માગતો, શ્રીવાસ્તવજી !' કમિશનરને ચિરૂટના બે દમ લેવાની ઇચ્છા થઈ. પણ ઇરાદો માંડી વાળતાં ઉમેર્યું : 'બળાત્કારની કબૂલાત કરીને એ અમને આડે માર્ગે દોરી જવા માગે છે.'

'આડે માર્ગે ?'

જવાબમાં કમિશનર ખંધું મલક્યા ત્યારે ડીન સમજી ગયો કે તુલસીની ઘટનાને સંરક્ષણપ્રધાનના સિક્રેટ મિશન સાથે જોડી દેવાની જીદ હજુ પણ એમણે ચાલુ રાખી છે. થોડી વાર પહેલાં ચિંતને દેખાડેલો ટેલેક્સ સંદેશો યાદ આવી ગયો. જો પોલીસવાળાને એની જાણ થાય તો-તો તુલસીની દુર્ઘટનાને રાજકીય જાસૂસીનો રંગ લાગી જાય.

'કમિશનરસાહેબ, અપરાધના કેસો ઉકેલવામાં તમારી સામે મારું કોઈ ગજું નથી.' કાંઈક વિચારી લઈ ડીન શ્રીવાસ્તવે ઠાવકાઈથી શરૂ કર્યું : 'હું દલીલબાજીમાં ઊતરું એ પણ બરાબર નથી, છતાં એક વાત મને સાફ દેખાય છે : સખારામે ગુરુવારે ડ્રેસિંગ હૉલના બારણાને લૉક ફિટ કર્યું ત્યારે એને ક્યાં ખબર હતી કે શુક્રવારે સંરક્ષણપ્રધાન જખમી હાલતમાં હૉસ્પિટલમાં દાખલ થશે અને તુલસીને એકાન્તમાં કાંઈક કહેશે... તો પછી બળાત્કારના પ્રયાસના કેસને બીજા કોઈ ભેદ સાથે સાંકળી લેવાનું...'

'બરાબર નથી, એમ જ ને ?' કમિશનર અધવચ્ચે કાંઈ કહેવા માગતા હતા, પણ ડીને મોકો ન આપ્યો :

'કોટવાલસાહેબ, મારી પૂરી વાત સાંભળી લો, પ્લીઝ...' હવે ડીનના અવાજમાં ભીનાશ આવી ગઈ : 'તુલસી સીધીસાદી છોકરી છે. જે કાંઈ બન્યું છે એ પણ એની સહનશક્તિ બહારનું છે, એટલે જ કદાચ એના આઘાતવશ એ હજુ સુધી શુદ્ધિમાં નથી આવી. હવે તેના પર બીજી કોઈ આફત ન આવે એટલું જોજો. તુલસીને ખાતર નહીં તો જસ્ટિસ દીક્ષિતને ખાતર...'

'જસ્ટિસ દીક્ષિત ?'

'હા, કમિશનર, આ વાતની હજુ બેચાર અંગત માણસો સિવાય બીજા કોઈને જાણ નથી. આજે સવારે જ અમારા હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત દીક્ષિત સાથે તુલસી ગોસ્વામીની સગાઈ મેં મારા હાથે જ કરાવી... એ હવે જસ્ટિસ દીક્ષિતની પુત્રવધૂ બનવાની છે.'

'પુત્રવધૂ બનવાની હતી એમ કહો.'

સાંભળીને ડીન ચોંક્યા : 'બનવાની હતી ? એટલે તમે એવું માનો છો કે તુલસી માટે આ ઘટના જીવલેણ નીવડશે ?'

'ના, શ્રીવાસ્તવજી, જીવન-મૃત્યુનો વિષય તો તમારો છે. મારે તો એટલું જ કહેવાનું છે કે આ બનાવ બન્યા પછી જસ્ટિસ દીક્ષિત એ છોકરીને પુત્રવધૂ બનાવવાનો વિચાર માંડી વાળશે !'

'તમે... તમે...' ડીન કહેવા માગતા હતા કે આવી અમંગળ આગાહી કરીને તમે એક ભલી છોકરીનું ભવિષ્ય ભેંકાર બનાવી રહ્યા છો... પણ એમ કહેવાને બદલે તેઓ ખુરશી પરથી ઊભા થઈ ગયા : 'ભલે, કમિશનર, હું જઉં છું. જસ્ટિસ દીક્ષિતને નિકટથી ઓળખતા હોત તો કદાચ તમે આવો નેગેટિવ અભિપ્રાય ઉચ્ચારવાની ઉતાવળ ન કરત.'

કહીને ડીન શ્રીવાસ્તવે ચાલવા માંડ્યું. બહાર નીકળવા માટે બારણું ઉઘાડ્યું ત્યારે કમિશનર કોટવાલના શબ્દો અફળાયા : 'ખોદાઈજીને મારી પ્રાર્થના છે કે મારો અભિપ્રાય ખોટો પડે !'

'ખોટો પડશે. જ.' એવું બબડતા ડીન શ્રીવાસ્તવ બહાર તો નીકળી ગયા પણ પોતાના જ શબ્દોમાં ખુદ એમને જ ઓછું વજન વર્તાયું. એમને તરત જ ભાન થયું કે શ્રીકાન્તનાં ઘરવાળાંને જાણ કરવાનું ટાળ્યું એ બરાબર નથી થયું. ઘડિયાળમાં જોયું તો પોણા-અગિયાર થયા હતા. વર્લી પહોંચતાં માત્ર પંદર જ મિનિટ લાગવાની હતી. આટલી બધી સાવચેતી છતાં કદાચ સવારના કોઈક છાપામાં તુલસીનો કિસ્સો બહાર પડી જાય તો પોતાને જાણ નહીં કરવા બદલ દીક્ષિતસાહેબનું દિલ દુભાય.

લિફ્ટને પાંચમા માળે થોભાવી એ હાઉસ-ડૉક્ટરની રૂમ તરફ ગયા. જતાં પહેલાં શ્રીકાન્તને જાણ કરવા માગતા હતા, પણ શ્રીકાન્તની રૂમમાં કોઈ ન મળ્યું એટલે લિફ્ટ તરફ પાછા ફર્યા ત્યાં ચિંતન ભટકાઈ ગયો.

'સારું થયું તું મળી ગયો.' કાનમાં કહેતા હોય તેમ એણે કહ્યું : 'ચિંતન, પેલો કાગળ મને આપી દે.' કહી તેમણે હાથ લંબાવ્યો.

ચિંતન ઘડીક એમના મુખભાવને તો ઘડીક એમના લંબાયેલા પંજાને જોતો રહ્યો. કોણ જાણે શું કામ પણ એનું મન માન્યું નહીં : 'સર, એ તો મેં હમણાં જ ફાડી નાખીને ગટરમાં પધરાવી દીધો.'

સાંભળીને ડીનસાહેબ આંચકો અનુભવશે એમ માન્યું હતું, પણ એને બદલે રાહત અનુભવી હોય એવો ઉદ્‌ગાર સાંભળવા મળ્યો : 'સારું થયું, એક પંચાત ટળી.' કહેતાં ડીનસાહેબ લિફ્ટમાં દાખલ થઈ નીચે ઊતરી ગયા.

*

'હવે આપણે મોટેરાંઓ વચ્ચે એક મહત્ત્વની બાબત પર ચર્ચા કરવાની છે.'

જસ્ટિસ દીક્ષિત પરિવારનાં ચાર સભ્યો વચ્ચે બેઠેલા ડીન શ્રીવાસ્તવે આખરે મન મક્કમ કરીને કહેવું પડ્યું. રાત્રે અગિયાર વાગ્યે અચાનક આવી ચડેલા શ્રીવાસ્તવને જોઈ દીક્ષિતસાહેબ કે ધ્રુમનબહેને બહુ આશ્ચર્ય અનુભવ્યું નહોતું. જાણે એમની આતુરતાપૂર્વક રાહ જોવાઈ રહી હોય એવો ઉમળકાભર્યો આવકાર મળ્યો હતો. 'ડ્રાઈવરે આવીને અમને ખબર આપ્યા કે ગોસ્વામીને ઘેર સગાઈની વિધિ આટોપીને તમારે લોકોએ હૉસ્પિટલ દોડી જવું પડ્યું.' જજસાહેબે શરૂઆત કરેલી : 'ડિફેન્સ મિનિસ્ટર જેવા વી. આઈ. પી. પેશન્ટ આવે એટલે ઊભા પગે રહેવું પડે એ બરાબર છે, પરંતુ, ભાઈસા'બ, તમારી હૉસ્પિટલના ફોન ઘુમરડીને થાકી ગયા. એક વાર માંડ ફોન લાગ્યો તો ઑપરેટર કહે કે હાઉસ-ડૉક્ટર દીક્ષિત કે ડીનસાહેબ બેમાંથી કોઈ ફોન પર આવી શકે તેમ નથી.'

'બધું એવું અણધાર્યું બની ગયું કે...' શ્રીવાસ્તવે મોઘમ જવાબ આપેલો.

'મારા કરતાં તમારાં બહેનને બહુ અધીરાઈ હતી. ફોન પર જાણી લ્યો કે સગાઈ નિર્વિઘ્ને પતી ગઈ... ડીનસાહેબને સારા કામનો જશ તો આપો...'

'જશ તો ઠીક છે...' કહી ડીનસાહેબે વાક્ય અધૂરું જ છોડી દેવું પડ્યું હતું.

'અરે, એમ કંઈ હોય !' ધ્રુમનબહેને મહેમાન માટે ઓછી સાકરવાળી ચા બનાવવાનું કહીને ટહુકો કરેલો : 'શ્રીવાસ્તવભાઈ, અમે તો નક્કી કરી લીધું હતું કે ઘરમેળે સગાઈ થઈ એની ખુશાલીમાં કાલે શનિવારે આપણે બધાં સાથે જમીએ. શ્રીકાન્ત, તુલસી અને તમે સાંજે તો જમવા આવી શકો... મેં તો જજસાહેબને કહ્યું કે તમે હૉસ્પિટલ રૂબરૂ જઈને નિમંત્રણ આપી આવો, પણ જજસાહેબ કહે કે પેલા મિનિસ્ટર સિરીઅસ હોય અને હું ત્યાં જઉં તો હાઈકોર્ટના ન્યાયાધીશ સારું લગાડવા ખબર કાઢવા આવ્યા એવું જ લોકો માની લે... પછી તો મોડી સાંજે એમના ડેથના ખબર આવ્યા એટલે કંઈ કહેવા જેવું રહ્યું નહીં.'

'પપ્પા, એ બધું છોડો, મારે અંકલ પાસેથી એ જાણવું છે કે ભાભીએ કેવી સાડી પહેરી હતી ?' શ્રીકાન્તની નાની બહેન શ્રુતિએ વચ્ચે પોતાનો સૂર લગાડ્યો હતો : 'મમ્મી-પપ્પાએ અમને તો ન જવા દીધાં, પણ એક ફોટોગ્રાફરને સાથે મોકલવામાં શો વાંધો હતો ?'

એ જ વખતે ચા આવી. ડીનસાહેબે ચા પી લીધી પછી શ્રીકાન્તનાં ભાઈબહેનને આઘાંપાછાં કરવા 'એક મહત્ત્વની બાબત પર ચર્ચા કરવા'નું ઉચ્ચારી ગંભીર બની ગયા. એમના હાવભાવ જોઈને શ્રુતિ-શ્રવણ વડીલો વચ્ચેથી સરકી ગયાં અને ડીનસાહેબે એકએક શબ્દ જોખી જોખીને તુલસીની દુર્ઘટના કહી સંભળાવી. વાત પૂરી કરતાં સુધીમાં તેઓ ગળગળા બની ગયા.

સામેવાળાના પ્રત્યાઘાત જાણવા માટે શ્રીકાન્તનાં માતાપિતા પર મીટ માંડી. ધ્રુમનબહેનના મુખ પરથી લોહી ઊડી ગયું હતું. તેઓ માથું ઝુકાવીને મૂંગાં થઈ ગયાં હતાં અને જજસાહેબ ભીતરના ભાવ પરખાઈ ન જાય એવી સાવચેતી સાથે ઊંડા વિચારમાં ગરકાવ દેખાયા.

બહુ વારે ગળું ખંખેરી જજસાહેબે બેચાર પૃચ્છા કરી, ક્યારે, કોણ, શું કામના જવાબો સાંભળ્યા પછી ફરી તેઓ વિચારમાં પડી ગયા. દીવાનખંડમાં ધારદાર સન્નાટો છવાઈ ગયો. જજ ન્યાય તોળવાની ઢબે કાંઈક બોલશે એવી આશામાં ડીનસાહેબે ઘણી ધીરજ ધરી, પણ સામેથી કાંઈ સાંભળવા ન મળ્યું ત્યારે ઊભા થયા :

'તમને ખબર આપીને એટલું જ કહેવા આવ્યો હતો કે ટાઈમ મળે તો કાલ તુલસીના પિતા પાસે એક આંટો આવી જાઓ. એમને હિંમત આપી જાઓ... કદાચ ત્યાં સુધીમાં તુલસી પણ શુદ્ધિમાં આવી ગઈ હશે.'

ત્યારે જજસાહેબ ઝાટકા સાથે સોફામાંથી ઊભા થઈ ગયા. થોડી વાર ડીન શ્રીવાસ્તવ સામે એકીટશે તાકી રહ્યા પછી એમણે 'ન્યાય' તોળ્યો :

'શ્રીવાસ્તવજી, જે બની ગયું એ જાણીને દુઃખ થયું, પણ હવે જે નથી બનવાનું એના વિચારે વધારે દુઃખ થાય છે.'

'હું સમજ્યો નહીં.'

'હું સમજાવું...' કહી જસ્ટિસ દીક્ષિતે પત્ની તરફ જોયું. દૃષ્ટિ દ્વારા પત્નીના મનોભાવ વાંચી લઈ કહી દીધું : 'તુલસી માટે અમને હમદર્દી છે, પણ શ્રીકાન્ત સાથેની એની સગાઈની વાત હવે જાહેર કરશો નહીં.'

ડીન શ્રીવાસ્તવને લાગ્યું કે હમણાં જ પગ નીચેથી ધરતી ખસી જશે : 'પણ, જજસાહેબ, એ તો બળાત્કારનો પ્રયાસ જ હતો.'

'પ્રયાસની સાથે બળાત્કાર શબ્દ તો જોડાયેલો ખરો ને ?' જસ્ટિસ દીક્ષિતે ચુકાદાનો અર્થ સમજાવ્યો : 'હવે એ અમારા ઘરની વહુ ન બની શકે... અમારા આ ફેંસલાની જાણ હમણાં કોઈને કરતા નહીં. બિચારા ગોસ્વામીને આઘાત લાગશે. અને શ્રીકાન્તને તો જરાય કહેતા નહીં. અમે બધું સંભાળી લઈશું.'

સંભાળી લઈશું !... ડીનના હૈયામાં તિરાડ પડી ગઈ. મનમાં અમંગળ કલ્પના ઝબકી ગઈ : આના કરતાં તો તુલસી ક્યારેય ભાનમાં ન આવે તો સારું ! બિચારી તુલસી માટે તો શુકનિયાળ માનેલો દિવસ શાપિત પુરવાર થયો !



# 7

રવિવારની પરોઢના પાંચ વાગ્યા ત્યારે તુલસીની મૂર્ચ્છાના છત્રીસ કલાક પૂરા થઈ ચૂક્યા હતા. શુદ્ધ આચારવિચારમાં માનનારી પુત્રીની આ દીર્ઘ બેશુદ્ધિ મધુકર ગોસ્વામીના પિતૃહૃદય માટે અસહ્ય બનતી જતી હતી. શુક્રવારની રાત તો એમણે ઘેનની ટીકડીની અસરમાં નિરાંત વિનાની નિદ્રામાં વિતાવી અને શનિવારનો દિવસ અજંપાની તંદ્રામાં વિતાવ્યો. શનિવારની સવારે સંરક્ષણપ્રધાનના મૃતદેહને દિલ્હી માટે વિદાય કર્યા પછી હૉસ્પિટલ રોજિંદી ઘટમાળમાં પરોવાઈ ગઈ હતી. પોલીસો, પત્રકારો કે સ્ત્રીપુરુષોનાં ટોળાંને હવે હૉસ્પિટલમાં કોઈ રસ રહ્યો ન હોય તેમ અદૃશ્ય થઈ ગયાં હતા. દિવસ દરમ્યાન વારેવારે આશાભરી આંખે તુલસીના બિછાના પાસે આંટો મારવા જતા મધુકર ગોસ્વામી જડ હાલતમાં સૂતેલી પુત્રીને જોઈ ખાલી હૈયે અને ભારે પગે પાછા ફરી જતા. તુલસીની તબિયત તપાસવા આવતા પ્રત્યેક ડૉક્ટર સામે તેઓ પ્રશ્નસૂચક દૃષ્ટિએ જોઈ રહેતા, પણ પૂછવાની હિંમત કરી શકતા નહીં. તેઓ કે મારી દીકરીને કેમ છે. ડૉક્ટર શ્રીકાન્તે એક્સ-રે દેખાડી દાક્તરી ભાષામાં તુલસીના મગજને પહોંચેલી ઈજાની સમજ આપવા માંડી ત્યારે રઘવાયા પિતાએ ભાવિ જમાઈને અધવચ્ચે પૂછી લીધેલું : 'શ્રીકાન્ત, બસ મને એટલું જ કહો કે એની મૂર્ચ્છા ક્યારે વળશે ?' એના જવાબમાં વધારેમાં વધારે બોંતેર કલાકની મુદત સાંભળવા મળી હતી. એ વખતે પૂછવાની હિંમત કરી શક્યા નહોતા કે બોંતેર કલાકમાં મૂર્ચ્છા ન વળી તો ?

ખરેખર તો તેઓ એ કઠોર સત્ય સાંભળવાનું ટાળતા હતા. આપમેળે ડૉક્ટરો-નિષ્ણાતો કઠોર સત્ય કહે એ સહી-સાંભળી લેવાની શક્તિ એકઠી કરતા હોય તેમ તેઓ અબોલ જ રહ્યા હતા. એકમાત્ર યશોદાબહેન સાથે બેચાર શબ્દોની ઔપચારિક આપ-લે કરી લેતા : 'તમે મારા માટે હૉસ્પિટલમાં ટિફિન લાવવાની શું કામ તકલીફ ઉઠાવો છો ? બિચારો ચિંતન પણ

સવારે ઊઠીને નીચે કેન્ટીનમાંથી મારા માટે ચા લઈ આવે છે. સગાં દીકરો-વહુ છે, પણ હજી સુધી ભાળ લેવાય આવ્યાં નથી..'

યશોદાબહેન બિચારાં સત્ય છુપાવીને આશ્વાસન આપતાં : મુકુન્દને ખબર પહોંચાડ્યા ત્યારે એ નોકરીએ ચાલ્યો ગયો હતો. વહુ ફોનથી એને જાણ કરશે એટલે સાંજ સુધીમાં જરૂર બહેનની ખબર કાઢવા દોડ્યો આવશે... આમ કહેતી વખતે તેઓ પોતે તો જાણતાં જ હતાં કે તેઓ ઠગારી આશા આપી રહ્યાં છે. યશોદાબહેને જાતે ચિઠ્ઠી લખીને શેરીના છોકરાને ખાર-દાંડા દોડાવ્યો હતો : તુલસીનો પગ લપસી જતાં પડી ગઈ છે, માથામાં ઈજા થઈ છે, તમે હૉસ્પિટલમાં આવી જજો... પણ એ જ ચિઠ્ઠીના કાગળ પછવાડે તુલસીના ભાઈએ લખી જણાવ્યું કે બહેનનો પગ લપસી જવાનો તો અમને પહેલેથી જ વહેમ હતો. રાતોરાત સગાઈ કરી નાખવાની ઉતાવળમાં જ એ દેખાઈ આવ્યું હતું. રવિવારે સવારે અવાશે તો મોં દેખાડી જઈશું, નહિતર ભાનમાં આવે ત્યારે અમારા વતી ખબર પૂછી લેજો !

રાત પડી ગઈ તોપણ એકનો એક પુત્ર એકની એક બહેનની ખબર કાઢવા ન ડોકાયો ત્યારે મધુકર ગોસ્વામીએ મનોમન દીકરાના નામનું નાહી નાખ્યું હતું. શનિવારની અર્ધી રાત વલોપાતમાં વિતાવ્યા પછી એકાએક એમણે મન પર લગામ નાખી દીધી : ઈશ્વર પરની મારી આસ્થા ક્યાં ગઈ ? જેની હું સારવાર કરી શકવાનો નથી એની આજુબાજુ આંટા મારવાથી એનું શું ભલું થવાનું ? એને બદલે પ્રભુસ્મરણમાં મનને કેમ ન પરોવું ? તુલસીના ભીતર મન સુધી ભલે મારો સાદ ન પહોંચ્યો, પણ ઉપરવાળાને સાદ પાડવાનો પ્રયાસ કેમ નથી કરતો ?... બસ, એ જ ઘડીએ અજંપાનું સ્થાન સંકલ્પે લઈ લીધું : કાલ સવારે જ ઘેર ચાલ્યો જઈશ. ઠાકોરજીનાં ચરણમાં બેસીને તુલસી માટે ભક્તિમાં મન પરોવી દઈશ. પછી જોઉં છું કે જિંદગી આખી જેના પર અપાર આસ્થા રાખીને જીવ્યો છું એ ભગવાન મારી લાડકીની જિંદગી બચાવે છે કે નહીં ? હૉસ્પિટલથી કહીને જઈશ કે હવે તો તુલસી આંખો ઉઘાડે ત્યારે જ મને જાણ કરવા આવજો, એ સિવાય પૂજામાં કોઈ વિક્ષેપ નાખશો નહીં - પછી ભલે ને ભગવાનનાં ચરણોમાં જ મારા પ્રાણ છૂટી જાય !

રવિવાર પરોઢના પાંચ વાગ્યે હૉસ્પિટલની પથારીમાં બેઠા થતાં જ ખાટલાની બાજુમાં નીચે શેતરંજી પર સૂતેલો ચિંતન દેખાયો. વાંચતાંવાંચતાં ઊંઘી ગયો હોય તેમ કૉલેજનું થોથું છાતી પર ઉઘાડું પડ્યું હતું. નીચા નમીને મધુકર ગોસ્વામી હળવેકથી પુસ્તક ઊંચકી બંધ કરીને બાજુમાં મૂકવા જતા હતા ત્યાં એના પૂંઠા પર નજર ગઈ : 'હ્યુમન બ્રેઈન ઍન્ડ ઈટ્સ ફંક્શન' (માનવમગજ અને તેની કામગીરી) ! ગોસ્વામીની દૃષ્ટિ બેચાર વખત પુસ્તકના શીર્ષક પરથી ઊંઘતા ચિંતનના મુખ પર હરતીફરતી રહી : છોકરો પરીક્ષાનું લેસન કરે છે કે પછી તુલસીના મગજને પહોંચેલી ઈજાનો અભ્યાસ ? હૃદય લાગણીથી ગદ્ગદ બની ગયું : મુકુન્દને બદલે ઈશ્વરે ચિંતન જેવો પુત્ર આપ્યો હોત તો ?

ચિંતન જાગી ન જાય એવી સાવચેતી સાથે સ્નાન વગેરે પ્રાતઃકર્મ પતાવી તુલસીને જોઈ

લેવાની ઉત્કંઠાએ એમણે બાજુના રૂમનું બારણું હળવેકથી ઉઘાડ્યું. પહેલવહેલી નજર બિછાનામાં પડેલી પુત્રી પર કરી. જાણે ગાઢ નીંદરમાં પોઢી હોય એવી એ દેખાતી હતી. આગળ વધવા માટે પગ ઉપાડતા હતા ત્યાં ખાટલાની બાજુમાં ખુરશી પર બેઠેલી નર્સ દેખાઈ. રાતના ઉજાગરા પછી સિસ્ટરને પરોઢનું ઝોકું આવી ગયું હતું : 'બિચારીની અલપઝલપ નીંદરમાં શું કામ ખલેલ પહોંચાડવી ?' આગળ વધવાનો ઇરાદો બદલી નાખી નીચે કેન્ટીનમાં જઈ ચા પી આવવા માટે એમણે પગ પાછા વાળી લીધા.

પાંચમા માળની લૉબીમાં આગળ વધ્યા ત્યાં ફરસ પર ફિનાઈલનાં પોતાં ફેરવતો વૉર્ડબૉય પોતાને જોઈ થોડી વાર માટે થંભી ગયો. તેની આંખોમાં ગોસ્વામીને પોતા પ્રત્યે હમદર્દી નીતરતી દેખાઈ. કદાચ એ હમદર્દી તુલસી માટેની હશે... હૉસ્પિટલનાં ડૉક્ટર, નર્સ, વૉર્ડબૉય અને મેતર-મેતરાણી સુધ્ધાંમાં મારી તુલસી કેટલી બધી લાડકી થઈ ગઈ છે ! જે કોઈ એના રૂમ પાસેથી પસાર થાય છે એ બે ઘડી માટે બારણે રોકાઈ જાય છે. અંદર જવાની સખત મનાઈ હોવાથી બહાર ઊભા રહી પોતાની લાગણી વ્યક્ત કરીને આગળ વધી જતાં હોય છે... આટલાં બધાંની માયામમતા હોય પછી તુલસીને શું કામ આંચ આવે ?

લિફ્ટ પાસે પહોંચીને મધુકર ગોસ્વામીએ લિફ્ટનું બટન દબાવવા માટે લંબાયેલો હાથ પાછો ખેંચી લીધો : શું કામ બિચારાને સવારના પહોરમાં કષ્ટ આપવું ? મને સીડી ચડવાની મનાઈ છે, ઊતરવામાં હરકત શી !

દાદર ઊતરતાં એમણે સ્ફૂર્તિ અનુભવી. સવારના બ્રાહ્મમુહૂર્તમાં કરેલા સંકલ્પે નવું જોમ બક્ષ્યું હોય એવું મહેસૂસ કરતા પાંચ દાદરા ઊતરીને તેઓ સીડી પછવાડે આવેલી કૅન્ટીનમાં પહોંચી ગયા. સવારના છ વાગ્યે પણ ચાના આઠ-દસ બંધાણી આવીને બેસી ગયા હતા. ખૂણામાં બેઠેલા બે વૉર્ડબૉય તેમને જોઈને ગુસપુસ કરવા લાગ્યા તેના પરથી ગોસ્વામીએ અનુમાન કર્યું કે તુલસીના પિતા તરીકે તેઓ મને ઓળખી ગયા લાગે છે. થડા પર બેઠેલો પારસી છાપામાંથી મોં બહાર કાઢી તેમને તાકવા લાગ્યો. મધુકર ગોસ્વામીએ ચાનો ઑર્ડર આપ્યો એટલે કેન્ટીનનો છોકરો ચાના કપ સાથે થડા પરથી સવારનું 'એક્સ્પ્રેસ' અખબાર પણ ટેબલ પર મૂકી ગયો. થડાવાળા પારસીએ છાપું મોકલીને દર્શાવેલી સહાનુભૂતિ બદલ આંખોથી જ આભાર વ્યક્ત કરીને 'એક્સ્પ્રેસ'નાં પાનાં પર નજર દોડાવી. છાપાનું પહેલું પાનું સંરક્ષણપ્રધાનના અહેવાલ તથા ફોટાથી ભરેલું હતું. મુંબઈની ચિરવિદાય અને પાટનગરની ભવ્ય સ્મશાનયાત્રાના ફોટા જોવામાં ગોસ્વામી ઘડીભર તો ચાનો કપ પણ વીસરી ગયા...

ડીન શ્રીવાસ્તવ શ્વાસભેર લૉબીમાં દાખલ થતાં લિફ્ટ તરફ ધસી ગયા. રવિવારની સવારે એમના અણધાર્યા આગમને લિફ્ટમૅનની સુસ્તી ઉડાડી દીધી. આંખમાંથી ઉજાગરો ખંખેરી એણે લિફ્ટનું દ્વાર ખોલી આપ્યું : 'ગૂડ મૉર્નિંગ, સર !'

'ફિફ્થ ફ્લોર લઈ લે !' કહીને ડીનસાહેબે હાથમાં પકડેલા 'એક્સ્પ્રેસ'નો વીંટો વાળી કોટના અંદરના ખિસ્સામાં ખોસી દીધું. લિફ્ટ પાંચમા માળે પૂરી થોભે એટલી વાર પણ ધીરજ ન રહેતી હોય તેમ દરવાજાની જાળી હજી અર્ધી ઊઘડી ત્યાં જ બહાર નીકળી ડીન તુલસીના

રૂમ તરફ ફંટાયા. બારણું ખોલીને જોયું તો ગોસ્વામીનો ખાટલો ખાલી હતો અને નીચે ચિંતન ઘસઘસાટ ઊંઘતો હતો.

કદાચ તુલસીના રૂમમાં હશે એમ માની ધીરેથી બારણું હડસેલી અંદર ડોકિયું કર્યું તો દર્દીના ખાટલા પાસે એકમાત્ર નર્સ સિવાય બીજું કોઈ દેખાયું નહીં. પછી ખ્યાલ આવ્યો કે પ્રાતઃકર્મનો સમય છે એટલે રૂમના છેવાડે આવેલા બાથરૂમ તરફ ગયા. બેમાંથી એક બાથરૂમ ખુલ્લો દેખાયો અને બીજા બંધ બાથરૂમમાંથી શાવર ચાલતો હોવાનો અવાજ સંભળાયો. ડીન શ્રીવાસ્તવે થોડી ધરપત અનુભવી : એ નાહીને બહાર આવે એટલી વારમાં શ્રીકાન્તને નીચે બોલાવી લઉં... હાઉસ-ડૉક્ટર રૂમમાં જઈ ઈન્ટરકૉમની બઝર વગાડી શ્રીકાન્તને જગાડ્યો : 'હું તારા ટેબલ પરથી વાત કરું છું. બે મિનિટમાં આવી જા. બીજાં બધાં છાપાંથી તો બચી ગયા, પણ ''એક્સ્પ્રેસ''વાળાએ છાપી માર્યું. તું આવ પછી ગોસ્વામીને બધી વાત કરી દઈએ.'

ઈન્ટરકૉમ મૂકીને તેઓ શ્રીકાન્તની જ ખુરશી પર બેસી પડ્યા. જાણે હવે એમને પોતાની ભૂલનો ભાર લાગતો હતો. તુલસીની બાબતમાં એના પિતાને શું કામ અંધારામાં રાખ્યા ? હાર્ટ-પેશન્ટ છે એટલે સાચવી-સાચવીને કહેવું જોઈએ તે વાત સાચી, પણ જે વાત જગજાહેર થવાની છે એ કહી દેવામાં વિલંબ કરવાથી શો લાભ થયો ? આગલી સાંજે જ એમને 'ટાઈમ્સ'ના ખબરપત્રીનો ફોન આવ્યો હતો : 'શ્રીવાસ્તવસાહેબ, તમારી હૉસ્પિટલમાં કોઈ નર્સને ઍક્સિડન્ટ નડ્યો છે ?' એવું ચીફ રિપોર્ટર શેષનાગે પૂછ્યું ત્યારે પોતે ના કહી શકે તેમ નહોતા એટલે ખબરપત્રીને વિશ્વાસમાં લેવો પડ્યો : 'તમે જે કંઈ સાંભળ્યું છે એ ચોવીસ કલાક માટે ન સાંભળ્યું કરી નહીં શકો ? પ્લીઝ, કાલે હું જાતે જ તમને વિસ્તારથી માહિતી આપીશ...' સદ્ભાગ્યે 'ટાઈમ્સ'વાળો માની ગયો તેમાં 'એક્સ્પ્રેસ'વાળો સૌપ્રથમ સમાચાર ચમકાવવાનો ચાન્સ ઝડપી ગયો !

આમ તો શનિવારે જ વાત જાહેર થઈ જવાની હતી. ધરપકડ પછી આરોપીને ચોવીસ કલાકમાં કૉર્ટમાં પેશ કરવા પડે, પણ સંરક્ષણપ્રધાનના દેહાન્તને કારણે શનિવારે કૉર્ટ બંધ રહી અને રવિવારે રજા આવી ગઈ એટલે વાત સોમવાર પર ઠેલાઈ ગઈ, તેમાં એમણે તુલસીના પિતાને આઘાતજનક સમાચાર આપવાનું ચોવીસ કલાક માટે મુલતવી રાખી દીધું. એમ ન કર્યું હોત તો અત્યારે આમ પોતાનો મોભો વીસરી જઈને બાવરાની જેમ દોડી આવવું ન પડત ને...

'સર !' બુશકોટનાં બટન બંધ કરતો શ્રીકાન્ત આવી પહોંચ્યો : 'શું છાપી માર્યું ?'

જવાબમાં ડીને ભૂંગળું વાળેલું છાપું ખિસ્સામાંથી કાઢી તેની ગડી ખોલી પહેલા પાનાને તળિયે છપાયેલા સમાચાર પર આંગળી મૂકી : 'વાંચ !'

'સંરક્ષણપ્રધાનના ઑપરેશન સમયે જ હૉસ્પિટલની નર્સ પર બળાત્કારનો હુમલો !'

મોટા અક્ષરોમાં છપાયેલું મથાળું વાંચીને શ્રીકાન્તનો શ્વાસ અધ્ધર થઈ ગયો. અહેવાલમાં 'એક્સ્પ્રેસ ન્યૂઝ સર્વિસ'ના હવાલા સાથે લખ્યું હતું : 'કે.જી.એમ. હૉસ્પિટલમાં સંરક્ષણપ્રધાનને અકસ્માતમાં દાખલ કર્યા પછી અને ઑપરેશન પહેલાં તુલસી ગોસ્વામી નામની નર્સ સાથે

માનનીય પ્રધાને થોડો વખત માટે એકાન્તની માગણી કરેલી. કહેવાય છે કે આ એકાન્ત દરમ્યાન બાબુ જગત નારાયણે નર્સ પાસે ગીતાનું પઠન કરાવ્યું અને પછી ઑપરેશન થિયેટરમાં જતાં પહેલાં તુલસી ગોસ્વામીને પોતાના વતી મંદિરમાં જઈ પૂજા કરવાનું સૂચવ્યું. મહાનુભાવની આજ્ઞા મુજબ મંદિરમાં જઈ આવી સિસ્ટર ગોસ્વામી હૉસ્પિટલના ડ્રેસિંગ હૉલમાં પોશાક બદલવા ગઈ ત્યાં એકાન્તનો લાભ લઈ હૉસ્પિટલના જ કોઈ કહેવાતા માણસે તેના પર હિચકારો હુમલો કર્યો. ઑપરેશન ટેબલ પર ડિફેન્સ મિનિસ્ટરનું અવસાન થતાં નર્સ પર થયેલા આ બળાત્કારના હુમલાની વાત દબાઈ ગઈ. આ દુર્ઘટના અંગે પોલીસ તેમ જ હૉસ્પિટલના સત્તાવાળા તરફથી સત્તાવાર સમર્થન મળતું નથી !'

પૂરું વાંચવામાં ત્રાસ થતો હોય તેમ શ્રીકાન્તે છેલ્લી બે લીટી પડતી મૂકીને છાપું ટેબલ પર પછાડ્યું : 'હવે શું કરીશું, સર ?'

'જે પહેલાં કરવું જોઈતું હતું તે !' કહી ખુરશીમાંથી ઊભા થતાં શ્રીકાન્તના ખભે હાથ મૂક્યો : 'એટલા ખાતર તો હું છાપું વાંચતાંની સાથે જ દોટ મૂકીને આવ્યો. હજુય આપણે મોડા નથી. ગોસ્વામી બાથરૂમમાં સ્નાન કરી રહ્યા છે. બહાર નીકળે એટલે તું એમને અહીં લઈ આવ. પછી મામલો હું સંભાળી લઉં છું.'

'ભલે.' કહેતો શ્રીકાન્ત બહાર ગયો, પણ બે મિનિટ પછી ગોસ્વામીને બદલે ચિંતનની સાથે પાછો ફર્યો :

'સર, બાથરૂમ તો બંને ખાલી છે. આ ચિંતન પણ ઊઠીને ગોસ્વામીને શોધતો હતો.'

'તો પછી ક્યાં ગયા હશે ?' કહેતા ડીન બહાર આવ્યા. શ્રીકાન્ત અને ચિંતન પણ એમની પાછળપાછળ આગળ વધ્યા.

ડીનસાહેબ અચાનક આવી ચડ્યા છે એ સમાચાર હૉસ્પિટલમાં ચેપી રોગની ઝડપે ફેલાઈ ગયા એટલે બધા સાબદા થઈને ફરજ પર લાગી જવા માંડ્યા હતા. કેન્ટીનમાં ચા પીતાં ગપ્પાં મારી રહેલા પેલા બંને વૉર્ડબૉય પણ જલદીજલદી ચા ગટગટાવી પાંચમા માળે આવી પહોંચ્યા.

'તમે કોઈએ સિસ્ટર ગોસ્વામીના ફાધરને જોયા ?' શ્રીકાન્તે તો પૂછવા ખાતર જ પૂછ્યું, પણ જવાબ અણધાર્યો મળ્યો.

'હા, સાહેબ, એ કેન્ટીનમાં ચા પીતાં છાપું વાંચી રહ્યા છે.'

સાંભળતાં જ ડીન અને હાઉસ-ડૉક્ટરની નજર ટકરાઈ. હવે મોડા ન પડવું જોઈએ એવા ભાવ સાથે બંને લિફ્ટમાં દાખલ થયા ત્યારે એમની શોધખોળનું કારણ સમજવા નહીં પામેલો ચિંતન પણ બંધ થતી લિફ્ટમાં ઘૂસી ગયો...

ચાનો છેલ્લો ઘૂંટડો લઈ, છાપાને બેવડ વાળી, ટેબલ પર મૂકીને મધુકર ગોસ્વામી ખુરશી પરથી ઊભા થવા જતા હતા ત્યાં જ તુલસીના સમાચાર એમની આંખમાં ભાલાની જેમ ભોંકાયા. ઝાપટ મારીને તેમણે છાપું નજીક લીધું. આંખો ફાડીને સમાચાર વાંચવા લાગ્યા, પણ અર્ધે પહોંચ્યા ત્યાં તો કપાળેથી પરસેવો ફૂટી નીકળ્યો અને પગ ડગમગી ગયા. હાથમાંથી

છાપું પડી ન જાય એટલા માટે શરીરમાં હતું એટલું જોર અજમાવ્યું ત્યારે છાતી પર જોરદાર ભીંસ વર્તાઈ. ઝીણા અક્ષરો આઉટ-ફોક્સ થઈ ગયા અને મથાળાના માત્ર બે શબ્દો 'બળાત્કારનો હુમલો' જ આંખોમાં જડાઈ ગયા. એ બે શબ્દોએ હૃદય પર હુમલો કર્યો હોય તેમ છાપું બંને હાથમાંથી વછકી પડ્યું અને બંને હાથ ભીંસાતી છાતી પર ચંપાઈ ગયા.

બરાબર એ જ વખતે આગળ શ્રીકાન્ત, પાછળ ચિંતન અને છેલ્લે ડીન શ્રીવાસ્તવ કેન્ટીનમાં દાખલ થયા. દેહનું સમતોલપણું ગુમાવીને ગોસ્વામી જમીન પર પટકાઈ પડવાની તૈયારીમાં હતા ત્યાં જ ચિંતને છલાંગ મારી એમને પકડી લીધા. એટલી વારમાં તો ગોસ્વામીનું પહેરણ પરસેવાથી લથબથ થઈ ગયું હતું અને મુખ પર વિશ્વની તમામ વેદના એકઠી થઈને થીજી ગઈ હતી.

ત્યાં ને ત્યાં જ ગોસ્વામીને ચત્તા સુવાડી શ્રીકાન્તે એમની છાતી પર મસાજ ચાલુ કરી દીધું. ડીનસાહેબે હાંક મારી સ્ટ્રેચર મંગાવ્યું. હૉસ્પિટલના હાર્ટ-સ્પેશ્યાલિસ્ટ ડૉક્ટર પટેલને ડ્યૂટી પર બોલાવી લીધા અને સાત મિનિટમાં મધુકર ગોસ્વામીને ધબકારા ચૂકી રહેલા હૃદય સાથે ઈન્ટેન્સિવ કેર યુનિટમાં દાખલ પણ કરી દીધા.

છાપામાં પ્રગટ થયેલા તુલસીના સમાચાર ગોસ્વામીને વાંચતાં રોકવામાં ડીન અને હાઉસ-ડૉક્ટર અર્ધી મિનિટ માટે મોડા પડ્યા હતા, પણ એમના બંધ પડું-પડું થતા હૃદયને ચાલતું રાખવામાં સમયસર પહોંચ્યા હતા.

*

દિલ્હી-મુંબઈની સવારની ફ્લાઈટ સાન્તાક્રુઝ એરપૉર્ટ પર સમયસર લૅન્ડ થઈ બીજા બધા ઉતારુઓ સામાન લેવા રોકાયા હતા ત્યારે સૌપ્રથમ બહાર નીકળી જનાર પૅસેન્જરે ક્યૂમાં ઊભેલી પહેલવહેલી ટૅક્સી પકડી લીધી. સામાનમાં સાથે લીધેલી એકમાત્ર હૅન્ડબૅગને પોતાની બાજુમાં ટૅક્સીની સીટ પર ગોઠવી તેણે ડ્રાઈવરને સૂચના આપી : 'તાજ હોટેલ જાના હૈ. બીચ મેં થોડી દેર કે લિયે દાદર રૂકના હૈ.'

'અચ્છા, સા'બ !' કહી સરદારજી ટૅક્સી ડ્રાઈવરે લાંબે સુધીનું ભાડું મળી ગયું એવી રાહત સાથે પૂછ્યું : 'દાદર કોનસી બાજુ, સા'બ ?'

'કસ્તૂરબા ગાંધી મેમૉરિયલ હૉસ્પિટલ !'

વચ્ચે રોકાવાનું ઠેકાણું સૂચવતાં સૂરજનારાયણના અવાજમાં ઉત્તેજના વર્તાતી હતી. માણસ વર્ષોથી જે પ્રતીક્ષા કરતો હોય એ ઘડી નજીક આવવાની થાય ત્યારે જાગતી અધીરાઈમાં એકએક ક્ષણ તેને અતિ લાંબી લાગવા માંડે છે. સૂરજનારાયણે ઘડિયાળમાં જોયું : નવ ને વીસ મિનિટ ઉપર બત્રીસ સેકન્ડ થઈ હતી.

આમ તો સૂરજનારાયણ પોતાની મંજિલે પહોંચવામાં પચીસ કલાક મોડો હતો. શુક્રવારે લંડન ટાઈમ મુજબ બપોરના સાડાબારે ટેલેક્સ મળ્યો ત્યારે ૨૫-૩૦ કરોડ રૂપિયાની લૉટરી લાગી ગઈ હોય એવો આંચકો સૂરજનારાયણે અનુભવ્યો હતો. પ્રધાન પિતા જગતનારાયણ મૃત્યુપથારીએ છે એનો રતીભાર ખેદ તેના મનમાં ઊપજ્યો નહોતો. પિતા-પુત્ર વચ્ચેનો સંબંધ

જ એવો હતો. એકબીજા પર વિશ્વાસ નહીં રાખવો અને છતાં કોઈએ કોઈની સાથે દગો નહીં કરવો એવી વિચિત્ર સમજૂતી બંને વચ્ચે છેલ્લાં પંદર વર્ષથી ટકી રહી હતી. પ્રધાન થયા પછી પહેલાં પાંચ વર્ષ તો જગતનારાયણ મહાત્મા ગાંધીના જનસેવાના સિદ્ધાંતને દઢપણે વળગી રહેલા, પણ પછી ધીરેધીરે ગાંધીજીનો રંગ ઊતરતો ગયો અને સત્તાનો મોહ ચડતો ગયો. મહાત્માજી એક વાર બોલી ગયેલા કે દેશની સૌથી પછાતજાતિનો પ્રતિનિધિ સ્વતંત્ર ભારતનો વડાપ્રધાન બને એવું મારું સ્વપ્ન છે... બસ, ત્યારથી જગતનારાયણે મનમાં ગાંઠ વાળી લીધેલી કે વડાપ્રધાનપદે પહોંચનાર પછાતજાતિનો એ પ્રતિનિધિ પોતે જ હશે. પરંતુ ધીમેધીમે એમને સમજાવા લાગ્યું કે દેશના એ સર્વોચ્ચ સ્થાને પહોંચવા માટે ગાંધીજીના આદર્શને તિલાંજલિ આપવી પડશે. રાજકારણમાં તો એ જ જીતે જે સામ, દામ, દંડ અને ભેદની અનીતિ અપનાવે. એ અનીતિ અપનાવવામાં એમના એક જુવાન પુત્રનું પીઠબળ તેમને મળ્યું : 'બાબુજી, સત્તા પરથી ફેંકાઈ જશો પછી કોઈ તમારો ભાવ નહીં પૂછે. માલ એકઠો કરતા જાઓ તો એના જોરે સત્તા પણ ટકાવી શકશો.'

બસ, ત્યારથી પિતા-પુત્ર વચ્ચે વણલખી ભાગીદારી બંધાઈ ગઈ. પિતાએ પુત્રને વિદેશ મોકલી દીધો : ભારતની સમગ્ર પ્રજા મારે મન સંતાન જેવી છે. મારા પુત્રને મારું નામ કે મારો મોભો વટાવી ખાવાનો મોકો ન મળે એ માટે આજથી હું એનો પિતા મટી જઉં છું. શાસ્ત્રની આજ્ઞા મુજબ પિતાનો અગ્નિસંસ્કાર પુત્રને હાથે થવો જોઈએ એટલો જ હક્ક મારા મૃત્યુ પછી સૂરજનારાયણનો રહેશે...

અને એ હક્ક (કે ફરજ) બજાવવા સૂરજનારાયણે લંડનના હીથરો એરપોર્ટ પરથી સવારે મુંબઈ પહોંચાડતું એર ઈન્ડિયાનું પ્લેન પકડ્યું ત્યારે પહેલાં ટેલીફોન દ્વારા અને બીજો સંદેશો પણ મળી ચૂક્યો હતો કે બાબુજીનો દેહાન્ત થયો છે, એમના મૃતદેહને સવારે મુંબઈથી દિલ્હી લઈ જવાના છે એટલે તમારે હવે મુંબઈને બદલે દિલ્હી પહોંચવું ! જોકે એણે તો મનોમન નક્કી કરી લીધું હતું કે પોતાને એ બીજો સંદેશો મળ્યો જ નથી એવા બહાનાસર મુંબઈ ઊતરી, હૉસ્પિટલની નર્સ પાસેથી દસ્તાવેજ હાથ કરી લીધા પછી જ અગ્નિસંસ્કાર આપવા દિલ્હી જવું. કદાચ દિલ્હી જવાની કોઈ ફ્લાઈટ નહીં હોય તો ચાર્ટર પ્લેન કરીને પહોંચીશ... પચીસ-ત્રીસ કરોડ મળવાના હોય ત્યારે પચીસ-ત્રીસ હજારના ખર્ચની શી વિસાત ?

બે કલાક મોડા પડેલા લંડનના વિમાનમાંથી ઊતરીને એ મુંબઈના કસ્ટમ વિભાગ તરફ ધસી જવાનું વિચારતો હતો ત્યાં જ મહારાષ્ટ્ર સરકારના મુખ્ય સચિવે અપશુકન કર્યાં : 'મિસ્ટર સૂરજનારાયણ આપ જ ને ?' એવી ખાતરી કરીને સચિવ ગોખલેએ ખરખરો કરી લીધા પછી પોરસ કર્યો : 'તમને તત્કાળ દિલ્હી લઈ જવા માટે પ્લેન રોકી રાખ્યું છે. વડાપ્રધાનનો આગ્રહ છે કે તમારા પિતાની સ્મશાનયાત્રામાં તમે અચૂક સામેલ થાઓ ! તમારા પહોંચ્યા પછી જ ફ્યુનરલ પ્રોસેશન નીકળશે...'

પિતાની સ્મશાનયાત્રા કે અગ્નિસંસ્કાર કરતાંય સૂરજનારાયણને સ્વિસ બેન્કના દસ્તાવેજ કબજે કરી લેવાની અર્જન્સી વધારે હતી. છતાં કમને મુંબઈ એરપોર્ટની બહાર નીકળ્યા વિના

જ દિલ્હીનું વિમાન પકડવું પડ્યું. સંરક્ષણપ્રધાનને અંતિમ વિદાય આપવા સમગ્ર ભારતના રાજનેતાઓ સહિત માનવમહેરામણ ઊમટ્યો હતો, અસંખ્ય લોકોને આંસુ સારતા નિહાળ્યા હતા અને અગ્નિસંસ્કાર વેળાએ વડાપ્રધાને અશ્રુભીની અંજલિ આપતાં કહ્યું હતું : પોતાનું સમસ્ત જીવન દેશસેવામાં વિતાવી દેનાર એક મહાન સપૂતને આપણે આજે ગુમાવી બેઠા છીએ... આવી શરૂઆત કરીને અંતિમ વાક્યમાં એમણે કહ્યું હતું કે તમને સૌને સુખદ આશ્ચર્ય થાય એવી હકીકત તો એ છે કે સ્વર્ગસ્થ સંરક્ષણપ્રધાનની બૅન્ક બૅલેન્સ માત્ર બસો-પિસ્તાલીસ રૂપિયા અને સાઠ પૈસાની જ છે. એ સિવાય એમની કોઈ સ્થાવર-જંગમ મિલકત નથી !

આ જાહેરાતના પડઘારૂપે જનમેદનીએ 'બાબુ જગત નારાયણ ઝિન્દાબાદ'ના પોકારો પાડ્યા ત્યારે સ્વર્ગસ્થના પુત્ર સૂરજનારાયણના મનમાં જુદો જ પડઘો પડ્યો હતો : આ દેશની પ્રજા પોતાના નેતાઓ પર કેટલો બધો અંધવિશ્વાસ ધરાવે છે ! જે મહાનુભાવની દિલ્હી બૅન્ક બૅલેન્સ માત્ર બસો-પિસ્તાલીસ રૂપિયા અને સાઠ પૈસાની હોવાનું કહેવાય છે એ સ્વિસ બૅન્કમાં પચીસ-ત્રીસ કરોડ રૂપિયા જમા કરાવીને ગયા છે એની પ્રજાને ક્યાંથી જાણ હોય ? અન્નપ્રધાનથી સંરક્ષણપ્રધાન સુધીનાં ખાતાં માટેની અબજો રૂપિયાની વિદેશની ખરીદીમાં તેઓ પોતાનું કમિશન પહેલાં લઈ લેતા હતા એની અત્યારે આ બધાને હું જાણ કરી દઉં તો કદાચ લોકો મને જ મૂરખ માની બેસે.

'સાહેબ, કસ્તૂરબા ગાંધી હૉસ્પિટલ ક્યા રસ્તેથી લઉં ?' ટૅક્સી-ડ્રાઈવરે બાંદ્રાના હાઈ-વે પર ફાંટો આવ્યો એટલે પૂછ્યું : 'માહિમના રસ્તેથી કે ધારાવી-વડાલાના રસ્તેથી ?'

સૂરજનારાયણ મુંબઈના રસ્તાથી વિશેષ વાકેફગાર નહોતો, પણ વડાલા પાસે પિતાને જીવલેણ અકસ્માત નડ્યો હતો એવું છાપામાં વાંચ્યું હોવાનું યાદ આવતાં એ માર્ગ ચીંધીને ફરી વિચારે ચડી ગયો :

સ્વિસ બૅન્કમાં ગુપ્ત ખાતું ખોલવાનું નક્કી થયું ત્યારે પોતે જ જીનિવા જઈને એક અનોખી બૅન્ક શોધી આવ્યો હતો. દુનિયાભરના વી. આઈ. પી.ઓ માટે એ બૅન્ક સૌથી વધુ સલામત હતી. સ્વિત્ઝરલૅન્ડની ઘણી બૅન્કોમાં છૂપાં ખાતાં રાખનારાના અબજોના અબજો ફ્રાન્ક ખાતેદારના મૃત્યુ પછી નકામા થઈને સંઘરાઈ રહેતા. તેમના વારસદારને એની કદાચ જાણ પણ નહીં હોય અને જાણ હોય તો બૅન્કના કાયદાને આધીન એનો લાભ લઈ શક્યા ન હોય... જ્યારે ઈન્ટરનેશનલ સ્વિસ બૅન્કનો ખાતેદાર મૃત્યુ વખતે સભાન હોય તો તેને આપવામાં આવતા ચમત્કારિક પેપર પર માત્ર તેણે એટલું જ લખવાનું રહેતું કે મારા ખાતાની તમામ રકમ ફલાણી વ્યક્તિના નામે ટ્રાન્સફર કરી આપજો.

આગલા વર્ષે બાબુજી લશ્કરી ખાતા માટે શસ્ત્રોની ખરીદી અંગે વાટાઘાટ કરવા લંડન આવેલા ત્યારે પોતે એમને સમજાવેલું : તમે ભલે મરતાં પહેલાં સ્વિસ બૅન્કનો કાગળ મને ન આપો પણ એ લખીને તો તૈયાર રાખો. કદાચ એવું બને કે તમારું મૃત્યુ દિલ્હી બહાર ઘર કે કચેરીથી દૂર નીપજવાના સંજોગો ઊભા થાય અને સ્વિસ બૅન્કનો કાગળ મંગાવવા જેટલો અવકાશ ન રહે તો હું રખડી જઈશ.... પુત્રની એ દલીલને બાબુજીએ ખંધા હાસ્યથી

હસી કાઢી હતી : 'દીકરા મારા, તું એ ચિંતા કરતો જ નહીં. બૅન્કનો એ અતિ કિંમતી કાગળ હું સદા મારી સાથે જ રાખું છું અને જીવની જેમ એનું જતન કરું છું. અરે, ખુદ યમરાજ મારો જીવ લેવા આવે ત્યારે હું એમની પાસેથીય પંદર મિનિટની મુદત માગી લઈને સ્વિસ બૅન્કના કોરા કાગળ પર લખાણ ટપકાવ્યા વગર તો નહીં જ મરું !'

બાપના બોલની જેમ એમણે એ શબ્દોને સાચા પાડ્યા હતા એવું તો ખુદ મહારાષ્ટ્રના ગવર્નર સ્મશાનયાત્રા વખતે કહેતા હતા : 'ડૉક્ટરો ઉતાવળ કરાવતા હતા છતાં તમારા પિતાજીએ ઑપરેશનમાં અર્ધા કલાકનો વિલંબ કરાવીને પણ એકાન્તમાં ગીતાપાઠ સાંભળવાનો આગ્રહ છોડ્યો નહોતો !'

'સા'બ, યે વહી જગા હૈ જહાં દો દિન પહલે ઈસી વક્ત ભારત કે રક્ષામંત્રી કા મોટર ઍક્સિડન્ટ હુઆ થા.'

વડાલાના ટ્રાફિક સિગ્નલ પાસે બ્રેક મારીને સરદારજી ટૅક્સી-ડ્રાઈવરે કહ્યું ત્યારે સૂરજનારાયણ તંદ્રામાંથી અચાનક ઝબકી ગયો હોય તેમ ચોંક્યો. ડ્રાઈવરે ચીંધેલી અકસ્માતની જગ્યા તરફ જોવાને બદલે અરીસામાં દેખાતો સરદારજીનો ચહેરો જોઈ લીધો : 'કદાચ એ જાણી તો નહીં ગયો હોય ને કે હું એ જ સંરક્ષણમંત્રીનો પુત્ર છું... ! પછી આ રીતે ભડકી જવા બદલ પોતાની જાતને ટપારી : 'મને ઓળખી જાય એ શક્ય જ નથી. સૂટ-ટાઈનો મારો આ ઈંગ્લૅન્ડનો પોશાક જોઈને કોઈ માને નહીં કે હું એ મહાન ખાદીધારી રાજનેતાનો પુત્ર હોઈ શકું... દિલ્હીથી મુંબઈ આવું છું એની પણ મેં કોઈને જાણ થવા દીધી નથી. બિહારના અમારે ગામ જઈ બાબુજીને ભગવાનની જેમ પૂજનારા ગામલોકો પાસે પહોંચી જવાની મારી ફરજ છે. બેચાર દિવસ હું દિલ્હીમાં નહીં હોઉં એવું કહીને મહાનુભાવોનાં ટોળાં વચ્ચેથી પોતે સરકી ગયો હતો.

'સા'બ, અકસ્માત પછી મિનિસ્ટરસા'બને એ જ હૉસ્પિટલમાં લઈ ગયા હતા જ્યાં અત્યારે આપ જઈ રહ્યા છો.'

ગ્રીન સિગ્નલ મળતાં ટૅક્સી ચાલુ કરીને ટૅક્સી-ડ્રાઈવરે ફરી માહિતી આપી ત્યારે સૂરજનારાયણે તેનું બોલવું સાંભળ્યું ન હોય એવો દેખાવ કરવો પડ્યો.

હૉસ્પિટલના પ્રવેશદ્વારમાં દાખલ થઈને ટૅક્સી થોભી એટલી વારમાં તેણે સોની એક નોટ પાકીટમાંથી કાઢીને તૈયાર રાખી : 'સરદારજી, મને કદાચ થોડી વાર લાગે કે વધુ વાર પણ લાગે... ફિકર કર્યા વગર રાહ જોજો.' કહી ડ્રાઈવર પોતાને અચંબાથી જોઈ રહ્યો છે એ જોવાની પરવા દેખાડ્યા વગર, હેન્ડ-બૅગ ઊંચકીને એ સડસડાટ કે. જી. એમ. હૉસ્પિટલનાં પગથિયાં ચડી ગયો.

ઈન્ક્વાયરી કાઉન્ટર પર પહોંચતાં સુધીમાં એણે ગળાની ટાઈ સરખી કરી લીધી. એ જાણતો હતો કે પોતાનો બેડોળ ચહેરો અને કાળો ઘેરો રંગ જોઈને પહેલી નજરે એ કોઈના પર પ્રભાવ પાડી શકતો નથી એટલે તેને મોંઘા પોશાક અને લંડન સ્ટાઈલની અંગ્રેજી બોલી પર વધારે મદાર રાખવો પડતો.

'તમે મને કહી શકશો કે સિસ્ટર તુલસી ગોસ્વામી ક્યાં મળી શકે ?'

પૃચ્છા સાંભળીને ઈન્ક્વાયરી કલાર્ક ઘડીભર તો તેને તાકી રહી.

'પ્લીઝ, આઈ એમ ઈન હરી.' પેલીને વિચાર કરવાનો વખત ન આપવો હોય તેમ સૂરજનારાયણે ઉતાવળ દર્શાવી ત્યારે તેને તુલસી ગોસ્વામી સુધી પહોંચવાનું ઠેકાણું મળી ગયું : પાંચમા માળે. લિફ્ટની જમણી તરફ જશો ત્યાં સ્ટાફ સ્પેશિયલ રૂમનું પાટિયું જોવા મળશે... જેના પર નંબર વન લખ્યું હોય એ જ રૂમ સિસ્ટર ગોસ્વામીનો.

જાણે ચાલીસ ચોરના છૂપા ખજાનાનો 'ખૂલ જા સીમસીમ'નો ગુપ્ત સંકેત મળી ગયો હોય એવી ઝણઝણાટી સાથે ઠેકાણું ચીંધનારનો લળી-લળીને બે-ત્રણ વાર આભાર માની લઈ સૂરજનારાયણ લિફ્ટમાં પ્રવેશી ગયો. પાંચમા માળ તરફ લિફ્ટ ઊંચકાઈ રહી હતી ત્યારે જાણે પોતે ઇન્દ્રલોકમાં જઈ રહ્યો હોય એટલો બધો ઉત્તેજનામાં તે આવી ગયો.

રૂમ નંબર વનમાં સિસ્ટર ગોસ્વામી કોઈ પેશન્ટની ડ્યૂટી બજાવી રહી હશે એવી કલ્પના સાથે તે પહોંચ્યો ત્યારે દરવાજે 'પ્રવેશની સખત મનાઈ'ની ચેતવણી વાંચવા મળી. પરંતુ ઇન્દ્રલોકના આંગણે પહોંચીને આવી ચેતવણીની કાંઈ પરવા કરાતી હશે ? ઝડપથી આજુબાજુ જોઈ લઈ, પ્રવેશની મનાઈને બદલે પ્રવેશનો હક્ક ધરાવતો હોય તેમ રૂમનું બારણું ખોલીને એ અંદર ઘૂસી ગયો. સામેથી કોઈ પૂછપરછ થાય એ પહેલાં અને ખાટલે સૂતેલી દર્દી તરફ જોયા વિના જ સ્ટૂલ પર બેઠેલી નર્સને એણે કહ્યું :

'સિસ્ટર, મારે આપનું એક અર્જન્ટ કામ છે.'

'મારું ?' તેને પગથી માથા સુધી નિહાળી લઈને સિસ્ટર ડિસોઝાએ ઉમેર્યું : 'હું આપને ઓળખતી નથી.'

'જરા બહાર આવશો ? નામ સાંભળતાં જ ઓળખાણ પડી જશે.' સૂરજનારાયણનો એ પ્રસ્તાવ નર્સ ડિસોઝાને રહસ્યમય લાગ્યો. પેશન્ટને છોડી બહાર જવા માટે એ ખચકાટ અનુભવે છે એવું કળી ગયેલા સૂરજનારાયણે વિચાર કરવાનો વધુ વખત ન આપવાની અધીરાઈથી કહ્યું :

'અહીં વાત કરવાથી પેશન્ટને ડિસ્ટર્બ થશે. પ્લીઝ...'

એના 'પ્લીઝ'માં રહેલી અર્જન્સી પામી ગયેલી ડિસોઝાએ ખચકાટ ખંખેરી નાખ્યો. આમેય તે ચાલીસ કલાકથી બેહોશ પડેલી તુલસી પાસેથી ચાર-પાંચ મિનિટ દૂર જવાનું શી હરકત હતી ? 'એક્ઝ યૂ પ્લીઝ...' કહી ડિસોઝા તેની પાછળપાછળ રૂમની બહાર નીકળી.

'જુઓ, સિસ્ટર ગોસ્વામી...' અવાજમાં અત્યંત આત્મીયતા અને નમ્રતા નિતારી એ આગળ કાંઈ કહેવા જાય તે પહેલાં જ ડિસોઝાએ તેનો ભ્રમ ભાંગી નાખ્યો :

'તમારી કાંઈ ગેરસમજ થઈ છે. હું સિસ્ટર ગોસ્વામી નહીં, ડિસોઝા છું.'

'ડિસોઝા !' સાકરના ગાંગડાનો સ્વાદ અચાનક કડવો બની ગયો હોય તેમ સૂરજનારાયણનું મોં બગડી ગયું : 'પણ નીચેથી મને કહેવામાં આવ્યું કે સિસ્ટર ગોસ્વામી આ રૂમમાં છે !'

'હા, આ રૂમમાં જ છે.' ડિસોઝાના અવાજમાં ભીનાશ આવી ગઈ : 'પણ પેશન્ટ તરીકે...' કહીને સામું પૂછ્યું : 'પણ આપ કોણ ?'

'તમે નહીં ઓળખો.' પોતાનો પરિચય આપવાનું ટાળી તેણે કહ્યું : 'મને સમજાયું નહીં. તમે એમ કહેવા માગો છો કે આ હૉસ્પિટલની સિસ્ટર ગોસ્વામી અત્યારે અહીં પેશન્ટ છે...?'

'એક્ઝૅક્ટલી !' કહીને ડિસોઝાએ ઉમેર્યું : 'બે દિવસ પહેલાં એક અકસ્માતમાં એને ઈજા થઈ...'

'ત્યારે તો મારે એના ખબર પૂછવા જોઈએ.' કહી એ ઉતાવળે આગળ વધી રૂમનું બારણું ખોલવા જતો હતો, પણ નર્સ ડિસોઝા તેના કરતાં વધુ ઝડપી પુરવાર થઈ. દરવાજા આડી ઊભી રહી જઈને એણે કહ્યું : 'સૉરી, સર, તુલસીને મળી શકાય તેમ નથી.'

'પણ હું એને મળવા ખાસ...' એટલું બોલી સૂરજનારાયણે જીભ સંભાળી લીધી. 'લંડનથી આવ્યો છું' એમ કહેવાને બદલે 'બહારગામથી આવ્યો છું' કહી આજીજી કરી : 'પ્લીઝ, હું માત્ર બે જ મિનિટ વાત કરીશ.'

'વાત કરીશ !' એનો અર્થ કે આ માણસ તુલસીની હાલતથી અજાણ છે. હવે એને અંદર જવા દઈને ડીનસાહેબનો ઠપકો સાંભળવાનું જોખમ ન વહોરી લેવાય.

'સર, તમે એક કામ કરો.' ડિસોઝાએ નમ્રતા છતાં મક્કમતાથી કહ્યું : 'હાઉસ-ડૉક્ટર દીક્ષિત હૉસ્પિટલની ઉપર જ રહે છે. એમની રજા લઈ આવો.'

ત્યારે સૂરજનારાયણને ઓછી દેખાવડી ડિસોઝા વધુ બેડોળ લાગી, પણ વિવેકનો ડોળ રાખ્યા વિના ચાલે તેમ નહોતું : 'સિસ્ટર, તમે બહુ કાઇન્ડ છો. મને આટલું માર્ગદર્શન આપ્યું છે, તો હવે એક વધારે હેલ્પ ન કરી શકો ? મારી સાથે ફોનથી સંપર્ક કરાવી આપો ને, પ્લીઝ...'

ફરી એના 'પ્લીઝે' ડિસોઝાને પિગળાવી દીધી. કદાચ એનું કારણ એ પણ હોઈ શકે કે સૂરજનારાયણ પોતાના જેવો જ કદરૂપો હતો એટલે એને નાસીપાસ નહીં કરવો જોઈએ !

'ચાલો, મારી પાછળ આવો.' કહી સિસ્ટર તેને બાજુના હાઉસ-ડૉક્ટરના ઑફિસરૂમમાં દોરી ગઈ. ઈન્ટરકૉમ પર ડૉક્ટર શ્રીકાન્તના નંબરનું બટન દબાવ્યું. સામેથી રીસીવર ઊંચકાયું એટલે ડિસોઝાએ 'હેલો' એટલું જ કહ્યું ત્યાં તેનો અવાજ પારખી ગયેલા ડૉક્ટર શ્રીકાન્તનો અધીરો પ્રશ્ન સંભળાયો : 'સિસ્ટર, એ ભાનમાં આવી રહી છે ?'

'નો-નો, ડૉક્ટર !' ડિસોઝાએ ગળું ખંખેરીને કહેવું પડ્યું : 'તુલસી ગોસ્વામીને મળવા કોઈક આવ્યું છે.'

'કોણ છે ?' એવું પુછાય એટલી વારમાં તો સૂરજનારાયણે ડિસોઝાના હાથમાંથી રીતસર રીસીવર ઝૂંટવી લીધું : 'હેલો ડૉક્ટર, સૉરી ટુ ડિસ્ટર્બ યુ ઑન સન્ડે !' કહી પોતાનું નામ આપ્યા વગર ઉમેર્યું : 'હું દિલ્હીથી આવું છું. મારે તુલસીને મળવું અત્યંત જરૂરી છે.'

ત્યારે વિચારમાં પડી ગયો હોય એમ અર્ધી મિનિટ ખામોશ રહી શ્રીકાન્તે કહ્યું : 'તમે અત્યારે જ્યાં છો ત્યાં વેટ કરો, હું બે મિનિટમાં જ આવીને મળું છું.'

બે મિનિટને બદલે પાંચ મિનિટ વીતી ગઈ ત્યારે સૂરજનારાયણના આખા શરીરે કીડીઓ ચટકા ભરતી હોય એટલો બધો તે બેચેન બની ગયો. છઠ્ઠી મિનિટે રૂમના બારણામાંથી એકને બદલે બે વ્યક્તિને દાખલ થતી જોઈને તેની બેચેનીમાં ગભરાટ પણ ઉમેરાયો.

દિલ્હીથી માણસ મળવા આવ્યો છે એટલે કોઈ જુદો જ તર્ક કરીને શ્રીકાન્તે ડીનને જાણ કરીને બોલાવી લીધા. કદાચ સરકાર તરફથી કોઈ ઈન્ક્વાયરી આવી હશે એવું તેણે ધારેલું.

ડીને પોતાનો અને હાઉસ-ડૉક્ટરનો પરિચય આપી દિલ્હીવાળા આસામીનો પરિચય માગ્યો ત્યારે ખામોશ થઈ જવાનો સૂરજનારાયણનો વારો આવ્યો. બે ઘડી બંનેની સામે જોઈ લઈ તેણે નમતું જોખી લીધું. વાણીથી પરિચય આપવાને બદલે ખિસ્સામાંથી વિઝિટિંગ કાર્ડ કાઢીને ડીનના હાથમાં ધરી દીધું.

કાર્ડ પર નામ વાંચતાં જ ડીનની આંખો પહોળી થઈ ગઈ. જોકે સૂરજનારાયણ નામની પાછળ જગતનારાયણ છપાયેલું નહોતું છતાં લંડનનું ઠેકાણું જોતાંની સાથે જ એમને પેલો ટેલેક્સ યાદ આવી ગયો.

બાપનું નામ આપ્યા વગર જ હૉસ્પિટલના ડીન આટલી જલદી પોતાને ઓળખી ગયાના ભાવ દર્શાવ્યા એ બદલ હરખાવું કે ગભરાવું એ નક્કી નહીં કરી શકતા સૂરજનારાયણે ભારપૂર્વક કહ્યું : ‘હું જાણું છું, શ્રીવાસ્તવજી ! કે સિસ્ટર ગોસ્વામીને કોઈ અકસ્માત નડ્યો એની ટ્રીટમેન્ટ ચાલી રહી છે. પરંતુ હું માત્ર બેચાર મિનિટથી વધારે નહીં લઉં.’

તેના કથનના પૂર્વાર્ધ બાબત તો ડીનને આશ્ચર્ય ન ઊપજ્યું : પેપરમાંથી તુલસીના અકસ્માત(બળાત્કાર)ના સમાચાર એણે જાણી લીધા હશે... પણ છેલ્લે એણે બેચાર મિનિટની વાત ઉચ્ચારી એ કોયડા જેવી લાગી : ‘પેપરમાં તો સ્પષ્ટ લખ્યું છે કે સિસ્ટર ગોસ્વામી હજુ સુધી ભાનમાં આવી નથી, તો પછી આ માણસ તેને જોવા માગે છે એમ કહેવાને બદલે મળવાની વાત કેમ ઉચ્ચારે છે ?’

‘તમે તો જાણો છો, ડીનસાહેબ !’ ગળગળા અવાજે સૂરજનારાયણે શ્રીવાસ્તવનો હાથ પણ પકડી લીધો : ‘મારા પિતાની અંતિમ ક્ષણોમાં આ સિસ્ટર ગોસ્વામીએ ગીતાનું પઠન કરીને એમની સારી સેવા બજાવી હતી !’

સાંભળીને ડીન ધારદાર નજરે એને જોતા રહ્યા. આ માણસ થોડુંક કહીને ઘણુંબધું છુપાવી રાખવાની પેરવી કરી રહ્યો છે, પણ એને ખબર નથી કે લંડન કરેલા ટેલેક્સની મને ખબર છે !

‘ચાલો, તમે કહો છો તો તુલસી સાથે તમને મેળવી આપું.’ ડીનના બોલવામાં કટાક્ષ હતો તેમ કરુણા પણ હતી.

‘વેરી કાઈન્ડ ઑફ યૂ, સર !’ કોઈ પેશન્ટ પાસે જતી વખતે હોવી જોઈતી ગમગીનીને બદલે સૂરજનારાયણના બોલવામાં ઉત્સાહનો રણકો આવી ગયો. એની ચાલની તેજ ગતિ પણ ડીનના ધ્યાન બહાર નહોતી.

ડીન અને હાઉસ-ડૉક્ટરની સાથોસાથ કદમ મિલાવતો સૂરજનારાયણ રૂમમાં દાખલ થયો ત્યારે અગાઉ કરતાં સાવ ઊલટી જ ચેષ્ટા દાખવી. પેલી નર્સની સામેય જોયું નહીં અને બિછાનામાં આંખ મીંચીને 'સૂતેલી' તુલસીને એકીટશે તે જોતો રહ્યો.

'આ છે સિસ્ટર તુલસી ગોસ્વામી.'

ડીને આપેલો પરિચય બિનજરૂરી લાગ્યો હોય તેમ આગળ સાંભળવા એ બાઘાની જેમ જોતો જ રહ્યો.

'બિચારીને બહુ ઈજા થઈ લાગે છે !'

જવાબમાં ડીને હકારમાં માથું હલાવ્યું.

'ઊંઘતી લાગે છે ?'

આ વખતે ડીને નકારમાં ડોકું ધુણાવ્યું.

'તો પછી પ્લીઝ, એને કહો કે હું...'

હવે તેને વાક્ય પૂરું કરવા દીધા વગર શ્રીવાસ્તવે આંચકો આપ્યો : 'કહેવાથી એ નહીં સાંભળે.'

'તો શું એ બહેરી...'

એટલું સાંભળતાં જ ડીનની આંખોમાંથી રોષના તણખા ખર્યા : 'મિસ્ટર, ઍક્સિડેન્ટ થયા પછી એ ભાનમાં જ આવી નથી.'

'હેં !' જાણે ચક્કર આવી જવાનાં હોય તેમ પ્રધાનપુત્રે બંને હાથે માથું પકડી લીધું : 'ઓહ, માય ગૉડ !'

તુલસીને બેહોશ કરીને કુદરતે પોતાને ટટળાવવાનું કાવતરું ઘડ્યું હોય એવા આઘાત સાથે એ બેહોશ દર્દીને જોતો રહ્યો.

'મને એમ કે તમે પેપરમાંથી એ જાણ્યું હશે.'

'પેપરમાં ?' સૂરજનારાયણની જીભ લોચા વાળવા લાગી : 'દિલ્હીનાં બધાં જ અખબારો ઝીણવટથી વાંચી ગયો, પણ આ સમાચાર...'

'ચાલો મારી સાથે !' કહીને ડીને બહાર નીકળવા માટે પીઠ ફેરવી છતાં સૂરજનારાયણ હઠવા ન માગતો હોય તેમ જમીન પર એના પગ જકડાયેલા જ રહ્યા.

'પ્લીઝ કમ વિથ મી.' જાણે એને પરાણે ઘસડી જતા હોય તેમ ડીન શ્રીવાસ્તવે એનું બાવડું પકડ્યું ત્યારે એણે પગ ઘસડતાં બહાર નીકળી જવું પડ્યું.

જોકે બહાર જઈને ડીન ફરી અર્ધી મિનિટ માટે અંદર જઈ આવી ડિસોઝાને તાકીદથી સૂચના આપવાનું ચૂક્યા નહીં : 'સિસ્ટર, પેશન્ટના આખા શરીરે ગરમ પાણીનું સ્પન્જ આપજે. ગઈ કાલે મેં મનાઈ કરી હતી, પણ હવે ચાલે તેમ નથી. એના શરીરમાંથી વાસ આવી રહી છે.'

*

બીજી દસબાર મિનિટ સુધી ડીન અને દિલ્હીવાળા વચ્ચે ચાલેલી લમણાંઝીકનો શ્રીકાન્ત મૂક સાક્ષી બનીને બેસી રહ્યો. ડીને શ્રીકાન્તના ટેબલ પર પડેલું 'એક્સ્પ્રેસ' ધરીને તુલસી

પર થયેલા બળાત્કારના પ્રયાસના સમાચાર વંચાવ્યા. વાંચીને ડઘાઈ ગયેલા સૂરજનારાયણે અત્યાર સુધી હાથમાં સતત પકડી રાખેલી હેન્ડબૅગ ખોલી 'એક્સ્પ્રેસ'ની દિલ્હી એડિશન બતાવી : 'જુઓ, પહેલા પાના પર એ સમાચાર દિલ્હીવાળાએ જ લીધા નથી.'

કદાચ મુંબઈના 'એક્સ્પ્રેસ'વાળાએ છેલ્લી ઘડીએ સમાચાર છાપવાનું નક્કી કર્યું હોય અને એ દિલ્હી પહોંચ્યા ત્યારે દિલ્હી એડિશન પ્રેસમાં છપાવા ચાલી ગઈ હોય અથવા તો દિલ્હી એડિશનના તંત્રીએ સમાચારની ચોક્સાઈનો આગ્રહ રાખી અને છાપવાની ઉતાવળ ન કરી હોય, વગેરે તર્કમાં ચારપાંચ મિનિટ વિતાવ્યા પછી ડીન ને દિલ્હીવાળા બંનેને થયું કે હવે આ ચર્ચાનો કોઈ અર્થ નથી.

'સર, જરા આ વાંચી જુઓ.'

ઘણી વાર સુધી પાનાં ઊંધાં રાખીને બ્લાઈન્ડ બાજી પર દાવ ખેલતા જુગારીએ છેવટે પાનાં 'ઓપન' કર્યા વગર ચાલે નહીં તેમ સૂરજનારાયણે ડીન શ્રીવાસ્તવના હાથમાં ટેલેક્સની કૉપી સોંપવી પડી. હાઉસ-ડૉક્ટરની હાજરી તેને ખટકતી હતી છતાં એને ખસેડવા જતાં પોતાને જ નુકસાન થવાની દહેશત લાગી : 'કોને ખબર, હૉસ્પિટલના કયા માણસનું ક્યારે કામ પડે ?' એવું વિચારી શ્રીકાન્તની હાજરીનો વાંધો ન ઉઠાવ્યો તેની સાથોસાથ એ માણસ સાંભળે તેમ કંઈ બોલી ન જવાય એ બાબતની સાવચેતી પણ રાખી. એટલે જ ટેલેક્સ શબ્દ ઉચ્ચાર્યા વિના તેણે ડીનને એની કૉપી આપી હતી.

પહેલી જ વાર વાંચતા હોય એવા દેખાવ ખાતર ડીને સંદેશો ઉકેલવામાં થોડો સમય લીધો.

'હવે સમજાય છે કે તુલસીને મળવાની તમારે ખાસ જરૂર છે !' ડીને બહુ ઠાવકાઈથી કહ્યું : 'તમારા પિતાએ મૃત્યુ પહેલાં દર્શાવેલી અંતિમ ઇચ્છા શકય એટલી જલદી તમારે જાણવી જ જોઈએ.' કહીને હળવેકથી ઉમેર્યું : 'પણ શું થાય, છોકરી ભાનમાં આવે ત્યાં સુધી રાહ જોવી જ રહી.'

અણધારી ઉપાધિથી મગજ બહેર મારી ગયું હોય તેમ ફરી અર્ધી મિનિટ માટે સૂરજનારાયણે અવાક્ બની જવું પડ્યું. ત્યાં તેના મગજમાં ઝબકારો થયો :

'સર, હું એ છોકરીનાં માતાપિતા કે ઘરના કોઈકને મળી શકું ? કદાચ નર્સે કોઈકને મારા પિતાજીની અંતિમ ઇચ્છા બાબત કાંઈક કહ્યું હોય.'

'એ શક્ય નથી.' કહીને ડીન સાવધ થઈ ગયા : 'વાત એમ છે કે ઘરમાં એકમાત્ર પિતા જ છે જેમને સવારે છાપામાં આ સમાચાર વાંચતાં જ હાર્ટ-એટેક આવી ગયો. તેઓ પણ અત્યારે ઈન્ટેન્સિવ કેરમાં છે અને તુલસી વિષેની કોઈ પણ પૃચ્છા કરવી એ તેમના મૃત્યુને નોતરવા જેટલું જોખમી છે... નહીં, એમને મળવાની પરમિશન હમણાં તો ન જ આપી શકીએ.'

'તો પછી...' ભુલભુલામણીમાં અટવાઈ ગયેલા માણસની જેમ ફરી મગજ કસવા લાગેલા સૂરજનારાયણના નૂર વગરના ચહેરા પર ઉજાસ પથરાયો :

'તો એક મહેરબાની કરો... હૉસ્પિટલમાં નર્સની ચીજ-વસ્તુ રહેતી હોય એ મને એક વાર જોઈ લેવા દો... કદાચ એનાં કપડાંમાંથી પિતાજીના લખાણનો કોઈ કાગળ-બાગળ મળી આવે.'

ત્યારે એની લુચ્ચાઈ પર ખંધું હસી લેવાની ડીનને ઇચ્છા થઈ, પણ તેઓ ગંભીર રહ્યા : 'મિસ્ટર, તમારા પિતાજીએ મૌખિક રીતે અંતિમ ઇચ્છા વ્યક્ત કરી હોય તો એનું લખાણ ક્યાંથી હોય ?'

'કોને ખબર, કદાચ પોતાના હસ્તાક્ષરમાં કાંઈક લખી ગયા હોય.'

સૂરજનારાયણે આગ્રહ ચાલુ રાખ્યો ત્યારે ડીને ફરી તેને નિરાશ કરવો પડ્યો :

'વાત એમ છે કે આ ઘટના અંગે પોલીસ તપાસ ચલાવી રહી છે. એમના તરફથી અમને તાકીદ થઈ છે કે તુલસી ગોસ્વામીના લૉકરમાં પડેલી કોઈ ચીજને હાથ નહીં લગાડવો. એ લોકો તો ખાનાને સીલ મારી જવાના હતા, પણ છોકરી ભાનમાં આવે ત્યાં સુધી વિચાર મુલતવી રાખ્યો... હવે પોલીસની પરમિશન વગર અમારાથી એના ખાનાને હાથ સુધ્ધાં ન લગાડાય.'

સાંભળીને સૂરજનારાયણની આંખે અંધારાં આવવા લાગ્યાં : પોલીસવાળા એ ખાનું ખોલે અને પેલો કોરો દેખાતો કાગળ એમના કબજામાં જાય તો કોને ખબર પચીસ-ત્રીસ કરોડ ક્યારે હાથમાં આવે ! અરે, પોલીસવાળા એ કોરો ચેક - અરે, પોલીસવાળા એ કોરા કાગળને નકામો સમજીને ગુમાવી બેસે તો-તો મારે હંમેશને માટે હાથ ધોઈ નાખવા પડે !

ડૂબતો માણસ તરણું પકડવાના ફાંફાં મારે તેમ સૂરજનારાયણ બોલવા જતો હતો કે હું હમણાં જ પોલીસ કમિશનર પાસેથી ખાનું ખોલાવવાની પરમિશન લઈ આવું છું...

પણ એને એ બોલવાનો મોકો જ ન મળ્યો. બાજુના રૂમમાંથી હૈયું વીંધી નાખે એવી તીણી ચીસ ત્રણેના કાન સોંસરવી નીકળી ગઈ. ત્રણે એકસાથે થથરી ગયા.

'આ તો તુલસીની ચીસ !' કહેતા શ્રીકાન્તે આવેગમાં દોટ મૂકી. ડીન પણ સફાળા ઊભા થઈ ગયા. અમાસના ઘનઘોર આકાશમાં અચાનક ચન્દ્રનો પ્રકાશ ઝળહળી ઊઠે તેમ તુલસીની શુદ્ધિમાં આવવાની એ એંધાણીથી બંનેના ચહેરા ઝગમગી ઊઠ્યા.

સૂરજનારાયણનો ચહેરો એ બંને કરતાં સવાયો ઝગમગતો હતો, કારણ કે તુલસીની ચીસમાં તેને 'ખૂલ જા સીમસીમ'ના ભણકારા સંભળાયા હતા !



# 8

વીજળીનો શૉક લાગે તેમ તુલસીની તીણી ચીસ સાંભળીને સિસ્ટર ડિસોઝા પાંચ ફૂટ દૂર હડસેલાઈ ગઈ. મડદાને અચાનક બેઠું થતું જોઈને માણસ હેબતાઈ જાય તેમ જડ તુલસીના હૃદયવિદારક ચિત્કારથી નર્સ હેબતાઈને થરથર કાંપતી હતી ત્યાં જ ડીન શ્રીવાસ્તવ અને ડૉક્ટર શ્રીકાન્ત રૂમમાં દાખલ થતા દેખાયા.

'શું થયું ?' બારણું ખોલીને અંદર ધસી આવતા ડીને પૂછ્યું ત્યારે ધબકતી છાતી પર હાથ દાબીને ઊભેલી ડિસોઝા ઘડીભર તો જવાબ પણ આપી શકી નહીં. પાછળપાછળ આવેલા શ્રીકાન્તે જોયું તો બિછાનામાં ચત્તી સુવડાવેલી તુલસી અત્યારે પડખાભેર સૂતી હતી, એ સિવાય તેનામાં બીજી કોઈ ચેતના વર્તાતી નહોતી. ડીન અને હાઉસ-ડૉક્ટરની પાછળ અધીરાઈભેર રૂમમાં ઘૂસી આવેલો સૂરજનારાયણ બિછાનામાં પડેલી તુલસીને જોતો દરવાજા પાસે મોં ફાડીને ઊભો હતો. એ તો એમ જ માનતો હતો કે પોતે ચાલીસ ચોરે છુપાવેલા કરોડોના ખજાનાની ભેદી ગુફા પાસે પહોંચી ચૂક્યો છે અને હવે પેલી છોકરી મોં ખોલે એટલી જ વાર છે.

એ ત્રીજી વ્યક્તિની હાજરીએ સિસ્ટર ડિસોઝાને સાવધ બનાવી દીધી. 'શું થયું ?'ની ડીનની પૃચ્છાનો જવાબ આપતાં પહેલાં તુલસીના બિછાના પાસે પહોંચી જઈ દર્દીની ઉઘાડી કમર પર ચાદર ઓઢાડી દીધી.

'સર ! આપની સૂચના પ્રમાણે મેં તેના બૉડી પર સ્પન્જ કરવાનું શરૂ કર્યું. 'ધ્રૂજતા અવાજે ડિસોઝા બોલતી હતી : 'પીઠ પર ભીનું કપડું ફેરવવા મેં એની કમરમાં બે હાથ વીંટાળીને તેને પડખાભેર સુવાડવા માટે જેવી ઊંચકી ત્યાં જ તેણે ચીસ પાડી...'

ગભરાટથી છાતી પર હાથ મૂકી તેણે ઉમેર્યું : 'આઈ ઍમ સૉરી, સર, હું એટલી બધી ડરી ગઈ કે સ્પન્જ કરવાનું છોડીને મારે દૂર ખસી જવું પડ્યું.'

'એ ચીસ જ એવી હતી.' તેને ધરપત આપતાં ડીને બિછાના પાસે જઈ તુલસીનું કાંડું હાથમાં લીધું. તેની નાડીની ગતિ સતેજ થયેલી માલૂમ પડી. ડૉક્ટર શ્રીકાન્તે પડખાભેર સૂતેલી તુલસીની છાતી પર સ્ટેથોસ્કોપ મૂકી તેના ધબકારા સાંભળ્યા તો અત્યંત ભયથી છળી પડેલી વ્યક્તિના હૃદયની જેમ તુલસીનું દિલ ધકધક થતું હતું. પોતાની વાગ્દત્તા બનેલી તુલસીના હૃદય-ધબકારા પહેલવહેલા આ રીતે સાંભળવા પડશે એવું તો એણે ધાર્યું પણ નહોતું. કદાચ તુલસી સભાન હોય તો આ રીતે પોતાને સ્પર્શ સુધ્ધાં કરવા દીધો ન હોત. આ તે કેવી કરુણતા કે જેનો હાથ પકડીને હૈયા સુધી પહોંચવાનું હતું તેને અત્યારે એક જડ દર્દીની જેમ ડૉક્ટર તરીકે તપાસવાના વિચિત્ર સંજોગો સર્જાયા !

તુલસીની છાતી પરથી સ્ટેથોસ્કોપ હઠાવી લઈ શ્રીકાન્તે ડીન સામે જોયું. બંનેની દૃષ્ટિએ સાંકેતિક આપ-લે કરી લીધા પછી ડીને ડોક ફેરવી લઈ નર્સ સામે જોયું. સિસ્ટર ડિસોઝાને બ્લડપ્રેશર માપવાનું સાધન લઈ આવવાનું કહેવા જતા હતા ત્યાં એમની નજર તુલસીના કોટ લગોલગ આવીને ઊભેલા સૂરજનારાયણ પર પડી. એને જોતાં જ ડીનની ભ્રમરો તણાઈ : 'મિસ્ટર સૂરજનારાયણ !' એમના અવાજમાં તીવ્રતા આવી ગઈ. જે નામ અત્યાર સુધી સભાનપણે છાનું રાખ્યું હતું એ અણગમા સાથે અજાણપણે ઉચ્ચારાઈ ગયું : 'તમારે અહીં રૂમમાં આવવાની જરૂર નહોતી. પ્લીઝ, વેટ આઉટસાઈડ.'

'આઈ એમ સૉરી.' ભોંઠપના ભાવ સાથે સૂરજનારાયણ બેત્રણ ડગલાં પાછળ હઠી ગયો : 'મને એમ કે એ ભાનમાં...'

'પ્લીઝ...' ડીને સખતાઈ સાથે તેને અધવચ્ચે રોકી દઈને સંભળાવ્યું : 'એ શુદ્ધિમાં આવે એની તમારા કરતાં અમને વધારે ઉતાવળ છે, છતાં અમે ધીરજ રાખીને બેઠા છીએ. તમારે મારું કાંઈ કામ હોય તો પ્લીઝ બહાર બેસો.'

'ઍઝ યૂ સે !' સૂરજનારાયણે હસતા મોંએ કડવા શબ્દો સાંભળી લઈ બહાર જવા માટે પગ ઉપાડ્યા ત્યાં ડીન તરફથી અણગમતું એક વધુ વાક્ય સાંભળવા મળ્યું : 'આમ તો તમારે અહીં વેટ કરવાની પણ જરૂર નથી. ફોનથી ખબર પૂછી લેશો તોય ચાલશે.'

'નહીં-નહીં, આઈ કેન વેટ ઍઝ લૉંગ ઍઝ યૂ સે !' કહી ખંધું હસતો સૂરજનારાયણ બહાર નીકળી ગયો.

એના ગયા પછી ડીને નર્સ ડિસોઝાને બ્લડપ્રેશરનું સાધન લેવા બહાર રવાના કરી દીધી.

'શ્રીકાન્ત, આપણી ધારણા ઠગારી નીવડી.' તુલસીના માથા પર વાત્સલ્યભાવે હાથ પસવારતાં ડીને નિસાસો નાખ્યો. 'બેભાન-અવસ્થામાં જ એણે ચીસ પાડી હતી.'

'છતાં, સર, કોઈકના સ્પર્શનો એણે આટલો તો રિસ્પોન્સ આપ્યો !' તુલસીની બંધ આંખો અને ભાવહીન ચહેરાને તાકી રહેલા શ્રીકાન્તે આશાવાદી સૂર ઉચ્ચાર્યો : 'ધૅટ વૉઝ એ પૉઝિટિવ સાઈન.'

'મે બી !' શ્રીકાન્તની આશા ટકાવી રાખવા પૂરતું કહેતા હોય તેમ બોદા અવાજે બોલીને ડીને ઉમેર્યું : 'હું ડૉક્ટર શાહ (ન્યુરોલૉજિસ્ટ) અને ડૉક્ટર શેઠ (સાઈકિયાટ્રિસ્ટ)ને તત્કાલ બોલાવી લઉં છું.'

એટલું કહી ડીન શ્રીવાસ્તવ રૂમની બહાર નીકળ્યા ત્યાં એમનાં જડબાં તંગ થાય એવું દશ્ય જોવા મળ્યું. પરાણે બહાર કાઢી મૂકેલો સૂરજનારાયણ નર્સ ડિસોઝાનો રસ્તો રોકી એની સાથે વાતચીત કરતો દેખાયો. સિસ્ટર ડિસોઝા બ્લડપ્રેશરનું સાધન લઈ આવવાની ઉતાવળ દર્શાવતી હોવા છતાં પેલો તેને ઉતાવળે કાંઈક સમજાવી રહ્યો હતો. આગળ વધતા અટકી ગયેલા ડીનના પગરવે ડિસોઝાને સજાગ કરી દીધી. ડોક ફેરવીને પાછળ જોયું તો ડીન ઊભેલા દેખાયા.

'સર !' ડીન કે ડિસોઝા કાંઈ બોલે એ પહેલાં સૂરજનારાયણે જ ખુલાસો ઉપજાવી કાઢ્યો : 'હું નર્સને કહી રહ્યો હતો કે મારી હેન્ડબૅગ અંદરના રૂમમાં રહી ગઈ છે.' એણે હાઉસ-ડૉક્ટરની રૂમ તરફ આંગળી ચીંધતાં કહ્યું : 'વાંધો ન હોય તો હું લઈ આવું.'

તેનો પાંગળો ખુલાસો પામી ગયેલા ડીનને તેના પર દાઝ તો ચડી પણ ચહેરા પર દેખાવા ન દીધું : 'તમારી બૅગ લઈ આવવા માટે તમારે કોઈની પરમિશન લેવાની જરૂર નથી, મિસ્ટર ! મારી તમને એક જ રિક્વેસ્ટ છે કે અત્યારે અમારા કામમાં દખલ ન કરો. થોડી વારમાં બીજા ડૉક્ટર્સ આવી પહોંચશે. એ બધાની સમક્ષ મારે તમારો પરિચય આપવો ન પડે એટલા ખાતર પણ બૅગ લઈને તમે રવાના થઈ જાઓ તો સારું !'

'યૂ આર રાઈટ, ડૉક્ટર શ્રીવાસ્તવ !' આજ્ઞાંકિતપણે કહેતો સૂરજનારાયણ ડીનની પાછળ હાઉસ-ડૉક્ટરની રૂમમાં જઈ પોતાની હેન્ડબૅગ લઈને બહાર આવી ગયો, પણ હૉસ્પિટલની બહાર જતાં પહેલાં હજુ તેણે એક કામ પતાવવાનું બાકી હતું...

તુલસીના રૂમમાં એકલો પડેલો શ્રીકાન્ત ઘડીભર તો અનુકંપાની નજરે તેને નિહાળતો રહ્યો હતો. તુલસીની બેશુદ્ધિની એકએક કલાક અને પ્રત્યેક મિનિટ ગણતાંગણતાં તેણે બેતાલીસ કલાક ને બાર મિનિટ વસમા વલોપાતમાં વિતાવી હતી. બીજાં દર્દીના કેસ તપાસતી વખતે તેનું મન તો તુલસીના વિચારમાં જ અટવાયેલું રહેતું. ક્યારેક ડૉક્ટર મટી જઈ દર્દીના સ્વજન જેવા બની જઈને ઇચ્છા જોર કરી જતી કે મુંબઈના ટોચના ડૉક્ટર પાસે દોડી જઈને કહું કે ગમે તેમ કરીને મારી તુલસીની બેહોશી દૂર કરવાનો ઇલાજ અજમાવો... પછી ડૉક્ટર તરીકે ખ્યાલ આવતો કે બીજાં કોઈ દર્દીનાં સગાંવહાલાં આવી આજીજી કરતાં ત્યારે પોતે એમને ધીરજ રાખવાની સલાહ આપવા સિવાય કાંઈ જ કરી શકતો નહોતો ! ક્યારેક એના મનમાં ખુન્નસ ભરાઈ આવતું કે પેલા દુષ્ટ સખારામ પાસે પહોંચી જઈ તુલસીની આવી દશા કરવા બદલ એને મરણતોલ માર મારીને ખતમ કરી નાખું ! પરંતુ લાચાર માનવીની માફક દરેક વિચારને દબાવી દઈ વારેવારે જ્યાં હોય ત્યાંથી આવીને જડવત્ તુલસીને નીરખી લેવા સિવાય બીજું કાંઈ જ તે કરી શકતો નહોતો.

પણ અત્યારે જડ પડેલી તુલસી સાથેના બે-ચાર ઘડીના એકાન્તે તેના મનમાં જગાડેલી

ઇચ્છાને એ દબાવી શક્યો નહીં. તુલસીની કમર સુધી ઓઢાડેલી ચાદરને તેણે ધ્રૂજતા હાથે ખસેડી. પોણાબે દિવસ સુધી પીઠભર પડી રહેલી તુલસીના વાંસાની ગોરી ચામડીમાં પડેલી સળ દેખાઈ. સિસ્ટર ડિસોઝાએ બે હાથે તેને કમરથી ઊંચકી તે કારણે એ ચીસ પાડી ઊઠી હતી, પણ હું મૃદુ હાથે એની પીઠ પસવારું તો કદાચ એ સ્પર્શ તેના અચેતન અંતરમાં ચેતનાની લહેર પ્રસરાવશે....એવા બાલિશ વિચારે શ્રીકાન્તે તેની ધ્રૂજતી આંગળીનાં ટેરવાંથી તુલસીની ગોરી પીઠને સહાનુભૂતિભર્યો મુલાયમ સ્પર્શ આપ્યો. એ સુંવાળા સ્પર્શથી પોતાના સમગ્ર શરીરમાં ઝણઝણાટી વ્યાપી ગઈ, પરંતુ તુલસી તરફથી કોઈ સળવળાટ ન થયો ત્યારે માત્ર આંગળીનાં ટેરવાંને બદલે પાંચે આંગળીના પંજાથી તેની પીઠ પસવારી જોઈ. બેચાર સેકન્ડની એ ચેષ્ટા પછી તેને લાગ્યું કે પોતે કોઈ ચેતનહીન પદાર્થને પંપાળી રહ્યો હોય એટલી બધી જડ તુલસીની કાયા બની ગઈ છે.

ઊંડો નિઃશ્વાસ નાખીને એ હાથ ખસેડી લેવા જતો હતો ત્યાં જ રૂમનું બારણું ઉઘાડી સિસ્ટર ડિસોઝા દાખલ થતી દેખાઈ. પોતે કાંઈક ન કરવા જેવું કર્યું હોય એવી ભોંઠપ ક્ષણવાર માટે જાગી ગઈ, પણ સત્વર સ્વસ્થ થઈ જઈને એણે કહ્યું :

'સિસ્ટર, આની પીઠ તો જો... ચામડી ચીમળાવા લાગી.'

'ડૉક્ટર, હું સ્પન્જ કરીને ત્યાં પાઉડર લગાડવાની જ હતી !' એક હાથમાં બ્લડપ્રેશર માપવાના સાધન સાથે અંદર આવતી ડિસોઝા પોતાના ફ્રૉકના ઉપરના ભાગમાં કાંઈક છુપાવી રાખવા માગતી હોય તેમ બીજો હાથ છાતી પર દાબેલો રાખીને ઉતાવળે બોલી ગઈ : 'સ્પન્જ કરું એ પહેલાં તો એણે ચીસ નાખી. કહેતા હો તો હવે તમારી હાજરીમાં જ સ્પન્જ કરીને પાઉડર લગાડું...'

'નૉટ નાઉ.' કહી શ્રીકાન્તે તેના હાથમાંથી બી. પી. ઈન્સ્ટ્રુમેન્ટ લઈ તુલસીનું બ્લડપ્રેશર માપવા માંડ્યું.

*

સાડાચાર વાગ્યે હૉસ્પિટલનાં પગથિયાં ઊતરતી ડિસોઝાની ચાલ જરૂર કરતાં થોડી વધારે તેજ હતી અને હાથમાં પકડેલું પર્સ રોજ કરતાં થોડું વધારે ભારે હતું. રોજની જેમ માહિમ જતી બસના સ્ટૅન્ડ પર જવાને બદલે થોડું પગે ચાલી એક ગલીમાં વળી જઈને તેણે ટૅક્સી રોકી :

'તાજમહલ હોટેલ !' બોલી હંકારી જવાની સૂચના આપતી વખતે તેના અવાજમાં એક પ્રકારની ઉત્તેજના ઊછળી આવી. પછી કપડાં પર નજર પડતાં વિચાર આવ્યો કે ફાઈવસ્ટાર હોટેલમાં જવા માટે હોવો જોઈએ એવો સુઘડ પોશાક નથી. મિડી ફ્રૉકની બેચાર કરચલી પર હાથ ફેરવી લેતાં એને થયું : આવી ખબર હોત તો મારી નવી સિવડાવેલી મૅક્સી પહેરી આવત ને... પછી પોતાના એ બાલિશ વિચાર પર તેને જ હસવું આવી ગયું : આજે આવું કાંઈ વિચિત્ર બનશે એની ખબર ક્યાંથી હોય ?

કપડાં બદલતી વખતે ડ્રેસિંગ હૉલના મિરરમાં મેક-અપ કરેલો ચહેરો ધારીધારીને જોઈ લીધો હોવા છતાં પર્સમાંથી ટચૂકડો અરીસો કાઢીને ફરી મોં જોઈ લેવાની ઇચ્છા જોર કરી ગઈ. પરંતુ જેવી પર્સ ખોલી કે બીજું જ કાંઈક જોઈ લેવાની ઇચ્છા જાગી ગઈ. છાપાના કાગળમાં વીંટાળેલી સો-સોની પાંચ નોટ ગણી જોવામાં આછી ઝણઝણાટી અનુભવી. સાથોસાથ ટેલીફોન પર સંભળાયેલા શબ્દોના પડઘા તાજા થયા : 'સિસ્ટર ડિસોઝા, મેં આપેલું પૅકેટ ખોલીને જોવાની તને હજુ સુધી તક નહીં મળી હોય.' બહુ લાડભર્યા સાદે એ કહી રહ્યો હતો : 'એમાં સો-સોની માત્ર પાંચ નોટો છે. મેં કહ્યા પ્રમાણે હૉસ્પિટલથી સીધી હોટેલ પર આવી જા. રૂમ નંબર છે થ્રી નૉટ થ્રી... અને મારું નામ છે મિસ્ટર સેન !'

'મિસ્ટર સેન !' ટેલીફોનનું રીસીવર મૂક્યા પછી ઘણી વાર સુધી એ નામ ડિસોઝાના મનમાં પડઘાતું રહ્યું હતું. ફોન બંધ કરતાં પહેલાં પોતે એને સમજાવવાની કોશિશ કરી કે હું કલાક- દોઢ-કલાક પછી ઘેર જઈ ડ્રેસ બદલીને આવું, પણ પેલાએ ભારપૂર્વક કહ્યું : 'નહીં, હૉસ્પિટલથી સીધી જ આવી જા. આ પાંચ નોટ તો માત્ર એડવાન્સ જ છે. આપણા બંને વચ્ચે મેળ જામી જશે તો તારા આખા વરસના પગાર જેટલી કમાણી કરી શકીશ, ડાર્લિંગ ડિસોઝા !'

ડાર્લિંગ ડિસોઝા !

એ બે શબ્દોએ તેને કેવી પલાળી દીધી હતી ! તુલસીની ખબર કાઢવા અચાનક આવી ચડેલો પુરુષ આ રીતે પોતાના જીવનમાં આટલી ઝડપથી પ્રવેશ કરી જશે એવું એણે તો ક્યાંથી ધાર્યું હોય !

જીવનમાં નહીં, ગાંડી, આ તો માત્ર મતલબી મુલાકાત છે... એના 'ડાર્લિંગ' સંબોધનમાં સ્વાર્થની ગંધ હતી એ જાણવા છતાં શું કામ અજાણી થાય છે ?

સો-સોની પાંચ નોટો પર્સમાં સાચવીને ગોઠવી દેતી ડિસોઝાએ પોતાના મનને ટપાર્યું તો ખરું છતાં તેને સંતોષ ન થયો : બટ વાય ? આ માણસ તુલસીની ખબર જાણવા માટે આટલો બધો બેચેન કેમ છે ? પહેલવહેલો એ તુલસીની રૂમમાં દાખલ થયો ત્યારે મને સિસ્ટર ગોસ્વામી માની લીધી એનો અર્થ એ કે પોતે પણ તુલસીથી અજાણ્યો હતો. તુલસી બેશુદ્ધ છે એનીય તેને જાણ નહોતી, તો પછી એની ખબર કાઢવા શું કામ આવ્યો ?

ચીસ સાંભળીને ડીન તથા હાઉસ-ડૉક્ટરની સાથે એ રૂમમાં ધસી આવ્યો ત્યારેય કેવો અધીરો દેખાતો હતો ! ડીનસાહેબે સખતાઈ દેખાડીને એને બહાર મોકલી દીધા પછી પણ એ બારણા સામે લૉબીમાં જ ચીટકી રહ્યો હતો. હું બી.પી. ઈન્સ્ટ્રુમેન્ટ લેવા ગઈ એટલે હાથ આડા ધરીને મને રોકી પાડી : 'મારે તમારું માત્ર એક જ મિનિટનું કામ છે.' કહીને મારું નામ પૂછ્યું. પછી બે મિનિટ માટે તેની સાથે એક બાજુ આવવાનો આગ્રહ કર્યો. મેં આનાકાની કરી એટલે એણે લાલચ આપી : 'આમાં તમારાં લાભની જ વાત છે. તમે મને ઓળખતાં નથી, પણ હું લંડનથી આવું છું...' એટલું કહ્યું ત્યાં તુલસીના રૂમમાંથી ડીનસાહેબ બહાર નીકળ્યા એટલે એણે વાત પડતી મૂકી દીધી.

ત્યારે મેં માનેલું કે એ મારો પીછો છોડી દેશે, પણ બી.પી. ઈન્સ્ટ્રુમેન્ટ લઈને પાછી ફરી એટલે ફરી એ મારી આડે ઊતર્યો. હાથમાં તૈયાર રાખેલું છાપાના કાગળનું પૅકેટ પરાણે મને વળગાડી દેતાં એણે કહ્યું : 'જતાં પહેલાં હું તમને આ આપી જવા માગું છું.' કહીને એણે પૂછી લીધું : 'તમારી ડ્યૂટી ક્યારે પૂરી થાય ?' મારાથી કહેવાઈ ગયું : 'ચાર વાગ્યે.' એટલે કહ્યું : 'તો હું ઍક્ઝૅક્ટલી ચાર ને પાંચ મિનિટે તમને ફોન કરું છું. તમે ફોનની પાસે જ રહેજો.' અને પછી પોતાની હેન્ડબૅગ સાથે લિફ્ટ તરફ પગ ઉપાડતાં એણે તાકીદ કરી : 'આ પૅકેટ સાચવીને ક્યાંક સંતાડી દેજો. એમાં સો-સોની નોટો છે.'

હું કાંઈ કહું કે પૂછું તે પહેલાં તો તે અદશ્ય થઈ ગયો અને મારે નોટોનું પૅકેટ ફ્રૉકમાં સરકાવી દેવું પડ્યું. ચાલુ ડ્યૂટીએ વચ્ચે ટૉઇલેટ જવાને બહાને બાથરૂમમાં પૅકેટ કાઢીને જોયું તો સાચે જ સો-સોની પાંચ નોટ હતી... પહેલાં તો કાંઈક ખોટું થયું હોવાનો ભાવ જાગ્યો. રવિવારની રજા જતી કરીને હું તુલસીની સરભરા માટે રોકાઈ તેનો મારે કોઈ બદલો જોઈતો નહોતો. એ બિચારીને ખાતર આટલો ભોગ આપવાથી જિસસ ક્રાઈસ્ટના બ્લેસિંગ્સ મળશે એવું માનેલું, પણ આ તો એક અજાણ્યા માણસ તરફથી કોઈ કારણ વગરની બક્ષિસ મળી છે !

કારણ વગરની બક્ષિસ ? ના, કારણ વગર આ જગતમાં કોઈને કાંઈક આપનાર કોઈક જ મળે છે. પેશન્ટ તરફથી બક્ષિસ લેવાની હૉસ્પિટલ તરફથી નર્સો માટે સખત મનાઈ છે, છતાં કોઈ-કોઈ પેશન્ટ રોકડને બદલે પ્રેઝન્ટ આપી જતા હોય છે. રંગીલા પુરુષો નર્સ સાથે ગમ્મત કરી લેતા હોય છે અને બદલામાં સેન્ટ - પર્ફ્યુમ કે રિંગ કે સાડી જેવું કાંઈક આપી જતા હોય છે. પરંતુ એ તો પેશન્ટ નહોતો. રંગીલોય દેખાતો નહોતો. તુલસી ભાનમાં આવે તેની તાલાવેલીમાં ઊંચો-નીચો થતો હતો. ડીનસાહેબે તેને કેવું સંભળાવી દીધું કે મિસ્ટર સૂરજનારાયણ, તમે બહાર ચાલ્યા જાઓ...

સૂરજનારાયણ !

મહમ્મદઅલી રોડ પર આગળ વધી ટૅક્સીમાં બેઠેલી ડિસોઝા અચાનક ચોંકી. થોડી વાર પહેલાં ટેલીફોન પર તો એણે પોતાનું નામ મિસ્ટર સેન કહ્યું હતું... કદાચ એ તેની અટક હશે, પણ બંગાળી અટક ધરાવતા એ માણસની બોલીમાં બંગાળી જેવા પહોળા ઉચ્ચાર નહોતા...

હવે ડિસોઝાને એ માણસ માત્ર વિચિત્ર નહીં, રહસ્યમય પણ લાગવા માંડ્યો. આંખો મીંચીને મનોમન ચારપાંચ વખત સૂરજનારાયણના નામનું રટણ કરતાંકરતાં આપોઆપ એની જીભે જગતનારાયણનું નામ આવી ગયું ! સૂરજનારાયણ અને જગતનારાયણ... બંને નામ મળતાં આવે છે. તુલસી જેની ડ્યૂટી પર હતી એ ઈન્ડિયાના ડિફેન્સ મિનિસ્ટર જગતનારાયણનો પુત્ર પિતાના ફ્યુનરલ માટે લંડનથી આવ્યો હોવાનું આજે જ છાપામાં વાંચ્યું હતું.

'તાળો મળી ગયો !' આવેશમાં ડિસોઝા મોટેથી બોલી ગઈ ત્યારે ટૅક્સી-ડ્રાઈવરે ચોંકીને પાછળ જોયું : 'મને કાંઈ કહ્યું ?' તેની પૃચ્છાથી ડિસોઝા ભોંઠી પડી ગઈ : 'નહીં-નહીં, મને લાઉડ થિંકિંગ કરવાની હૅબિટ છે.'

કહીને ફરી એ સાવધપણે વિચારે ચડી ગઈ : આવડા મોટા માણસનો સન હોવા છતાં એણે પોતાની ઓળખાણ શું કામ છુપાવી ? એણે ડીનસાહેબનું અપમાન હસતા મોંએ કેમ સહી લીધું ? ટેલીફોન પર એણે મને ડાર્લિંગ કહીને કેમ સંબોધી ?

પહેલી વાર લિલિયન ડિસોઝાએ આછી ધ્રુજારી અનુભવી : 'હું કોઈ લફરામાં તો ફસાઈ નથી ને ? તેને બૉયફ્રેન્ડ પિન્ટો યાદ આવી ગયો. સન્ડેની રજા જતી કરીને હું ડ્યૂટી પર આવી એથી પિન્ટો થોડો નારાજ થઈ ગયેલો : લિલિ, તને બે મહિને માંડ એકબે સન્ડે ઑફ મળે છે એમાં તું કોઈક રેપ થયેલી નર્સ ખાતર મારી ડેટ વેડફી નાખે એ કેમ ચાલે ? બપોર સિવાય આપણી વચ્ચે રોમાન્સ થઈ શકતો નથી, કારણ કે સાંજે હું પીધેલો હોઉં છું અને પીધા પછીનો મારો બકવાસ સાંભળીને તું બોર થઈ જાય છે... આટલું કહીને એણે સમાધાન કર્યું હતું : 'ડાર્લિંગ, તું હૉસ્પિટલમાંથી છૂટીને પાંચ સુધીમાં પાછી આવી જજે. હું સાંજે છને બદલે સાત વાગ્યે પીવાનું શરૂ કરીશ, બસ...'

પણ અત્યારે પોણાપાંચ વાગ્યે પોતે માહિમને બદલે વિરુદ્ધ દિશામાં તાજમહલ તરફ જઈ રહી હતી અને ફોનથી પિન્ટોનો કૉન્ટૅક્ટ થઈ શકે તેમ નહોતો, નહિતર એને કહેત કે તું તાજમહલ પાસે આવી જા. આપણે ગેટ વે ઑફ ઇન્ડિયા પર બોટિંગ કરતાંકરતાં રોમાન્સ કરીશું !

ગેટ વે ઑફ ઈન્ડિયા સામે આવેલી તાજમહલ હોટેલના આંગણે ટેક્સી ઊભી રહી અને દમદાર પોશાકમાં ઊભેલા ડૉરમૅને ટેક્સીનો દરવાજો ખોલી આપ્યો ત્યારે ડિસોઝાને ફરી પોતાના ચોળાયેલા ડ્રેસ માટે ક્ષોભ જાગ્યો.

સ્કર્ટના કરચલીવાળા ભાગ આડે પોતાની પર્સ રાખી, આજુબાજુ જોયા વગર પગથિયાં ચડી જઈને કાઉન્ટર પર રૂમ નંબર થ્રી નૉટ થ્રીની પૃચ્છા કરવા જતી હતી, પણ છેલ્લી ઘડીએ ઇરાદો બદલી લિફ્ટ પકડી લીધી : મારે એને સરપ્રાઈઝ આપવી છે !

ત્રણસોત્રણ નંબરના રૂમ પર બે ટકોરા માર્યા ત્યાં જ અંદરથી પ્રતિસાદ સંભળાયો : 'પ્લીઝ કમ ઈન !' આતુરતાથી રાહ જોવાતી હોય તેમ મિસ્ટર સેને દરવાજો લૉક કર્યા વગરનો જ રાખ્યો હતો !

'વેલકમ, મિસ ડિસોઝા !' ચાર ડગલાં આગળ આવીને સૂરજનારાયણે હાથ લંબાવ્યો. પોતાના પંજામાં ડિસોઝાનો હાથ ઉમળકાભેર દબાવીને ઉમેર્યું : 'આઈ વૉઝ સ્યોર કે તમે આવશો !'

હાથ પકડેલો રાખીને જ તે તેને અંદર દોરી ગયો : 'પ્લીઝ સીટ ડાઉન !' પોતે પલંગ પર ગોઠવાઈને ડિસોઝાને સામેની ખુરશી પર બેસાડી.

ઘડીભર તેના ચહેરાના ભાવ નીરખી લઈ ડિસોઝા રૂમમાં નજર ફેરવવા લાગી. ટિપાઈ પર પડેલી 'શિવાઝ રિગલ' સ્કૉચ વિસ્કીની બૉટલ અને બાજુમાં અર્ધા ભરેલા ગ્લાસને એ તાકી રહી.

'સૉરી, તારા આવતાં પહેલાં મેં શરૂ કરી દીધું.' કહી ઊભા થઈને બીજા ખાલી ગ્લાસમાં વિસ્કી ભરવા માંડી : 'વિથ સોડા ઑર વૉટર ?'

સાંભળીને ડિસોઝા ચોંકી. આ માણસ બહુ જલદી મૂળ વાત પર આવી જવામાં માને છે. પોતે ક્યારેક વિસ્કી પી લેતી હતી છતાં જલદી હા પાડી દેવાની ઇચ્છા ન થઈ :

'મિસ્ટર સેન, હું તમારા પૈસા પાછા આપવા આવી છું.' કહી તેણે પર્સ ખોલવા માંડી : 'આ રીતે અમારાથી કોઈની પાસેથી પૈસા લેવાય નહીં.'

તેણે ધરેલી સો-સોની પાંચ નોટ સામે તાકી રહેલો સૂરજનારાયણ મલક્યો : 'કોઈનું કામ કરી આપવાના બદલામાં પૈસા ન લેવાય એવું તો મેં આજે જ સાંભળ્યું.'

'પણ મેં તમારું કોઈ કામ...'

'હજુ કર્યું નથી, એમ જ ને ?' કહી વિસ્કીમાં પાણી ઉમેરીને તેની સામે ગ્લાસ ધર્યો : 'કેટલાંક કામ એવાં હોય છે કે એમાં દસ ટકા એડવાન્સ આપવા પડે.'

કહેતા સૂરજનારાયણે તેના હાથમાં ગ્લાસ પકડાવી દીધો : 'પ્લીઝ, મિસ ડિસોઝા, એ નોટો હતી ત્યાં સાચવીને મૂકી દે ઍન્ડ લેટ અસ સે ચિયર્સ...' કહી તેના ગ્લાસ સાથે પોતાનો ગ્લાસ ટકરાવ્યો.

ડિસોઝા પામી ગઈ કે સામા માણસ પાસેથી કામ કઢાવવામાં આ માણસ કાબો છે. એની સાથે બહુ સાવધ રહીને વર્તવું પડશે.

'બાય ધ વે, ડિસોઝા, તારું ફર્સ્ટ નેઈમ શું ?'

'લિલિયન ડિસોઝા.' ગ્લાસમાંથી એક નાનો ઘૂંટ પી લઈને તેણે કહ્યું : 'પણ મને બધાં લિલિ જ કહે છે.'

'ડાર્લિંગ, હું પણ લિલિ કહું તો હરકત નથી ને ?'

'લિલિ કહો એની હરકત નથી, પણ...' ડિસોઝા જાણી-કરીને અટકી. આગળ સાંભળવાની પેલાની આતુરતા તીવ્ર બની એટલે વાક્ય પૂરું કર્યું : 'મને ડાર્લિંગ કહી એનું ઑબ્જેક્શન જરૂર છે.'

'ભલે, ડાર્લિંગ, હવે તને ડાર્લિંગ નહીં કહું !' કહીને પોતે જ પોતાની મજાક પર ખડખડાટ હસી પડ્યો.

ત્યાર પછી થોડી વાર માટે બંને વચ્ચે ચુપકીદી છવાઈ ગઈ. વિસ્કીના ઘૂંટ લેતી ડિસોઝાને તેના ચોળાયેલા સ્કર્ટ પર વારંવાર હાથ ફેરવતી જોઈ સૂરજનારાયણે વાત ઉપાડી લીધી :

'ફોન પર તું કહેતી હતી કે ડ્રેસ બદલીને આવું, પણ મને તો તારા ડ્રેસમાં કોઈ ખામી દેખાઈ નહીં.'

'સ્હેજ ચોળાયેલો છે ને એટલે. લૉકરમાં રાખવાથી ગડી બગડી જાય છે.'

ડિસોઝા આવું કહે એની જ રાહ જોતો હોય એમ સૂરજનારાયણની આંખમાં ચમક ઊપસી આવી, છતાં ઉતાવળ ન કરવાની ઠાવકાઈથી વિસ્કીનો એક ઘૂંટ પીવા જેટલો સમય લીધો :

'લૉકરમાં કપડાં ચોળાઈ જાય એ સ્વાભાવિક છે.' કહીને ફરી એ થોડું રોકાયો. વાત બહુ સાવચેતીપૂર્વક આગળ વધારવાની હતી : 'લિલિ, પેલી ગોસ્વામી બિચારી બહુ આફતમાં આવી ગઈ. કપડાં બદલવા ગઈ તેમાં એના પર બળાત્કાર...'

કહીને એ અટકી ગયો ત્યારે ડિસોઝા કળી ગઈ કે તે મૂળ વાત પર આવી રહ્યો છે. પણ મૂળ મુદ્દો શો છે એ સમજ્યા વગર પોતે કાંઈ બોલવું નથી.

'લિલિ, મને એ ન સમજાયું કે પેલી ગોસ્વામી ચીસ પાડીને ફરી કેમ બેહોશ થઈ ગઈ ? તને શું લાગે છે ? ડૉક્ટરો શું કહે છે ?'

હવે સીધો પ્રશ્ન પૂછ્યો એટલે ડિસોઝાએ બોલવું જ રહ્યું : 'ડૉક્ટરો કહે છે કે બળાત્કારના પ્રયાસ વેળાએ દબાઈ ગયેલી ચીસ હવે બહાર આવી.'

'છેક આટલા બધા વખત પછી ?' સૂરજનારાયણે અજ્ઞાનતા દર્શાવીને જાણકારી હાંસલ કરી લેવાનો કીમિયો અજમાવ્યો : 'બળાત્કારના ચાલીસ-બેતાલીસ કલાકે ચીસ પાડવાની વાત મારા જેવાના મગજમાં બેસતી નથી.'

'તુલસી બેહોશ થયા પછી પહેલી વાર મેં તેને કમરથી ઊંચકી. સાઈકિયાટ્રિસ્ટ ડૉક્ટર શેઠના મત મુજબ પેલા બાસ્ટર્ડ સખારામે તેને કમરેથી પકડી હશે એ વાત મેં તેને કમરેથી ઊંચકી ત્યારે તુલસીના સુષુપ્ત મનમાં તાજી થઈ એટલે ચીસ પાડી.'

'બનવાજોગ છે. આપણા કરતાં ડૉક્ટર વધારે જાણે. હવે ડૉક્ટરોનું શું માનવું છે - એ છોકરીને ભાનમાં આવતાં કેટલો ટાઈમ લાગશે ?'

જવાબ સાંભળવાની તીવ્ર ઉત્કંઠા સાથે પોતાની સામે તાકી રહેલા મિસ્ટર સેનને ટટળાવવા માટે ડિસોઝાએ વિસ્કીનો ગ્લાસ હોઠે જ અડાડી રાખ્યો. એ જાણી-કરીને ચરણામૃતની જેમ વિસ્કીની ચૂસ્કી લેતી હતી :

'મિસ્ટર સેન, તમારો ગ્લાસ ખાલી છે.'

'લિલિ, તારો ખાલી થાય એની હું રાહ જોઉં છું. પછી બંનેનો પેગ સાથે જ બનાવું.'

'નહીં, મને વધારે પીવાની આદત નથી.'

'પણ આ અસલ સ્કૉચ વિસ્કી છે - શિવાઝ રિગલ... વન ઑફ ધ બેસ્ટ વિસ્કી... છતાં તારી ઇચ્છા ન હોય તો પરાણે નહીં પિવડાવું.' કહી સૂરજનારાયણે પોતાનો ગ્લાસ ભરવા માંડ્યો, પણ એના મનમાં તો પેલો સવાલ જ ઘુમરાતો હતો :

'હં તો, મિસ લિલિ, એ છોકરીને ભાનમાં આવતાં કેટલો ટાઈમ લાગશે ?'

'એ તો કેમ ખબર પડે ?'

'નિષ્ણાત ડૉક્ટરને તો ખબર પડે ને ?'

'એ લોકો પણ ચોક્કસપણે કાંઈ કહી શકતા નથી.' ડિસોઝાએ ઠાવકાઈથી કહીને ઉમેર્યું : 'એમને કેસ બહુ કૉમ્પ્લિકેટેડ લાગે છે. ન્યુરોલોજિસ્ટને એવું બોલતા સાંભળ્યા કે કદાચ...' કહીને એ જાણી-કરીને અટકી ગઈ.

'કદાચ શું ?' વિસ્કીનો ગ્લાસ હોઠ પરથી પાછો ખેંચી લઈ સૂરજનારાયણે ચોંકી જવાના ભાવ સાથે અધીરાઈભેર પૂછ્યું : 'મિસ લિલિ, મારે એ જાણવું બહુ જરૂરી છે.'

'મારે પણ એ જાણવું એટલું જ જરૂરી છે, મિસ્ટર સેન, કે તમે ગોસ્વામીના કેસમાં આટલો બધો રસ કેમ ધરાવો છો ?'

શતરંજની રમતમાં કોઈક અણધારી ચાલ ચાલીને સામેના ખેલાડીને હેબતાવી દે એવું કાંઈક ડિસોઝાએ કરી બતાવ્યું. છોકરી પોતે ધારી હતી એવી ભોળી ન નીકળી. સૂરજનારાયણે ચાલ બદલવી પડી :

'ઓહ, વાત શરૂ કરતાં પહેલાં જ મારે તને મારો પરિચય આપી દેવો જોઈતો હતો.' ખોટું બોલવા માટે તેણે વચ્ચે વિસ્કીનો એક ઘૂંટ પી લીધો : 'ડિફેન્સ મિનિસ્ટર જગતનારાયણના પુત્ર સૂરજનારાયણનો હું બિઝનેસ મૅનેજર છું. તું કદાચ જાણતી હોઈશ કે સૂરજનારાયણનો લંડનમાં બહુ મોટો બિઝનેસ છે. મૃત્યુ પહેલાં જગતનારાયણ એકમાત્ર સિસ્ટર ગોસ્વામીને જ એકાન્તમાં મળ્યા હતા. એ એકાન્ત દરમ્યાન સંરક્ષણમંત્રીએ પોતાની ઇચ્છા વ્યક્ત કરી હોય તો એ જાણવા માટે મને સૂરજનારાયણે અહીં મોકલ્યો છે.'

'પણ એમાં હું તમને કેવી રીતે મદદ કરી શકું ?' પોતાની અસલિયત છુપાવવાની પેરવી કરનારને ડિસોઝાએ ભોળાભાવે પૂછ્યું : 'એ તો તુલસી ભાનમાં આવે ત્યારે જ ખબર પડે ને !'

'એટલે તો હું તને ક્યારનો પૂછી રહ્યો છું કે નિષ્ણાત ડૉક્ટરોએ તેના ભાનમાં આવવા બાબત શો અભિપ્રાય આપ્યો ?'

સૂરજનારાયણના અવાજમાં અધીરાઈ સાથે હવે થોડી ઉગ્રતા પણ આવી ગઈ હતી.

'ડૉક્ટરોના કહેવા પ્રમાણે એ બિચારી કદાચ ક્યારેય ભાનમાં નહીં આવે.'

જાણે પગમાં સાપ વીંટળાયો હોય તેમ સૂરજનારાયણે આંચકા સાથે પગ ઊંચા કરી પલંગ પર પલાંઠી વાળી લીધી :

'ઓહ ગૉડ ! ત્યારે તો મારે તારી મદદની વધુ જરૂર પડશે.'

'એ કઈ રીતે ?'

'કદાચ સંરક્ષણમંત્રીએ તેમની અંતિમ ઇચ્છા કોઈ કાગળ પર લખીને પેલી છોકરીને

સુપરત કરી હોય.' સૂરજનારાયણે મનમાં ઘૂંટાતી વાત છેવટે રજૂ કરી દેવી પડી : 'લખાણનો કાગળ એ નર્સે પોતાની પર્સમાં રાખ્યો હોય અને બળાત્કાર વખતે એની પર્સ લૉકરમાં રહી ગઈ હોય.'

'એ તો તમે ડીનસાહેબને કહીને લૉકર ખોલાવી પર્સ તપાસી શકો છો.'

'એ જ વાંધો છે ને ! તમારા ડીન બહુ જક્કી છે. તેઓ કહે છે કે પોલીસની રજા સિવાય અમારાથી લૉકર ખોલી ન શકાય.'

'તો તમે પોલીસની મદદ માગી શકો છો.'

'પોલીસને બદલે હું તારી મદદ માગું છું, લિલિ !' કહેતાં સૂરજનારાયણે ડિસોઝાનું કાંડું પકડી લીધું : 'પ્લીઝ, આ બહુ ગંભીર બાબત છે. બીજાને જાણ થયા વગર હું આ કામ પાર પાડું તો મને બહુ મોટો લાભ થાય તેમ છે અને મને જે લાભ થાય તેમાંથી હું તને દસ ટકા કમિશન આપવા તૈયાર છું.'

લોઢું તપેલું હોય ત્યારે હથોડો મારવો જોઈએ એ સિદ્ધાંતમાં માનતો સૂરજનારાયણ ઊભો થઈને કબાટમાંથી પોતાની હૅન્ડબૅગ લઈ આવ્યો. પલંગ પર હૅન્ડબૅગ મૂકી ચાવીના નંબર ઘુમાવી તેની સામે ઉઘાડી. હૅન્ડબૅગમાં ઉપર પડેલાં બેત્રણ કપડાં હઠાવીને તેને દેખાય તેમ સામે ધરી ત્યારે ડિસોઝાની આંખો પહોળી થઈ ગઈ. નોટોની થપ્પીથી બૅગ છલોછલ ભરી હતી.

'આમાં કેટલા લાખ રૂપિયાની ફૉરિન કરન્સી છે એ તને નહીં કહું.' સૂરજનારાયણે તપેલા લોઢા પર હથોડો ફટકાર્યો : 'પણ એટલું જરૂર કહું છું કે મારે જોઈતો કાગળ તું તુલસીની પર્સમાંથી મેળવી આપે તો તને સવાલાખની લૉટરી લાગી ગઈ એમ માની લેજે !'

સવાલાખ રૂપિયા ! ડિસોઝાના હોઠ પરની લિપસ્ટિક પીગળવા લાગી. ગલ્ફ કન્ટ્રીમાં પોતાને નર્સિંગની ઊંચા પગારની નોકરી મળી શકે તેમ હતી, પણ એ માટે એજન્ટને ચૂકવવાના દસ-બાર હજાર રૂપિયા એકઠા કરી શકતી નહોતી. એક વાર દુબઈ પહોંચી જાય તો છ-સાત હજારની નોકરીમાંથી વરસે અર્ધો લાખ બચાવી શકે અને બેત્રણ વરસે સવા-દોઢ લાખ રૂપિયા સાથે પાછી ફરે તો પિન્ટો સાથે પરણીને પોતાનું ઘર વસાવી શકે એ સપનું જાણે અત્યારે બે વરસને બદલે બે મિનિટમાં જ સાકાર થતું દેખાયું.

'પણ તુલસી ગોસ્વામીનું લૉકર મારે ખોલવું કઈ રીતે ?'

'એ રીત હું તને બતાવું.' તપેલા લોઢાનો ઘાટ ઘડાઈ ચૂક્યો છે એની ખાતરી થતાં સૂરજનારાયણ વિસ્કીનો અર્ધો ગ્લાસ એકસામટો ગટગટાવી ગયો. હોઠના બંને ખૂણે વહેતા વિસ્કીના રેલા લૂછીને તેણે ડિસોઝા સાથે નજર મિલાવી. વાઘ શિકાર પર તરાપ મારતાં પહેલાં ત્રાટક કરે તેમ થોડી વાર એકીટશે એ તેને તાક્તો રહ્યો :

'ડાર્લિંગ લિલિ, દરેક લૉકરની ડુપ્લિકેટ ચાવી તો હોય જ છે.'

સાંભળીને ડિસોઝા ન તો ડાર્લિંગ કહેવા સામે વિરોધ દર્શાવી શકી કે ન ડુપ્લિકેટ ચાવી હોવાનો ઇન્કાર કરી શકી.

'હવે ધાર કે તારા લૉકરની ચાવી ખોવાઈ જાય તો તું શું કરે ?'

'હું મેટ્રનને કહી ડુપ્લિકેટ ચાવીથી લૉકર ખોલું.'

'એટલે બધાં જ લૉકરની ડુપ્લિકેટ ચાવી મેટ્રન પાસે રહે છે.'

'હા.'

'સિસ્ટર ગોસ્વામીના લૉકરનો નંબર તો તું જાણતી જ હશે.'

'નંબર...' ડિસોઝાએ યાદ કરવાનો દેખાવ કર્યો. નંબર જાણતી હતી છતાં કહેવો નહોતો એટલે અર્ધસત્ય ઉચ્ચાર્યું : 'મારો નંબર ત્રણસો એક છે અને ગોસ્વામીનું ખાનું મારી આજુબાજુમાં જ છે એટલે એનો નંબર પણ થ્રી હન્ડ્રેડની સીરીઝમાં જ હોવો જોઈએ.'

'વેરી ગૂડ !' તોરમાં આવી જઈને સૂરજનારાયણે કહ્યું : 'કાલે હૉસ્પિટલમાં જા ત્યારે ચાવી ઘેર ભૂલીને જજે. મેટ્રન પાસેથી ડુપ્લિકેટ ચાવીનો ઝૂડો માગી લેજે. તારી પર્સમાં સાબુની એક ગોટી લેતી જજે. મેટ્રન ચાવીનો ઝૂડો આપે એ લઈને ડ્રેસિંગ હૉલમાં જવાનું. જઈને પહેલાં ગોસ્વામીનું લૉકર કયું છે એની ખાતરી કરી લેવાની. પછી કોઈ ન જુએ તેમ એ નંબરની ચાવીની છાપ સાબુની ગોટી પર પાડી દેવાની.'

'પછી ?' ડિસોઝાએ અજાણ્યા થઈને પૂછ્યું ત્યારે બધું જ મનમાં અગાઉથી ગોઠવી રાખ્યું હોય તેમ સૂરજનારાયણે સમજાવ્યું :

'પછીની વાત તો સાવ સહેલી છે. સાબુની ગોટી કોઈ પણ ચાવી બનાવનારને આપીશ એટલે તેના પરથી બીજી ચાવી બનાવી આપશે.'

'પછી ?'

'પછી શું ? બીજે દિવસે ડ્રેસિંગ હૉલમાં કોઈ ન હોય ત્યારે ડુપ્લિકેટ ચાવીથી ગોસ્વામીનું લૉકર ખોલી, અંદરથી પર્સ તફડાવીને મારી પાસે લઈ આવવાની.'

મારાથી એવી ચોરી નહીં થઈ શકે - એવું ડિસોઝા કહી દેવા માગતી હતી, પણ કોણ જાણે કેમ, સાફ ના પાડી દેવાની મનમાં આનાકાની જાગી. પહેલાં પિન્ટોને આ બધી વાત કહેવી જોઈએ. એનો મત જાણી લીધા પછી જ હા-નાનો ફેંસલો કરીશ.

'હું વિચાર કરીને કાલે જણાવું.'

'નહીં, એ રીતે એક દિવસ બગાડવાનું મને પાલવે તેમ નથી.' સૂરજનારાયણે મક્કમ અવાજે સંભળાવ્યું : 'કદાચ આપણે મોડાં પડીએ તો પોલીસવાળા લૉકરને સીલ મારી જાય...'

'પણ આવું જોખમી...'

'દરેક જોખમી કામની કિંમત હોય છે.'

'ભલે, તો હું કાલે જ ટ્રાય કરીશ.' કહેતી એ ઊભી થઈ ગઈ.

'ટ્રાય નહીં, યૂ મસ્ટ ડુ ઈટ.' કહેતો એ પણ ઊભો થયો.

'ઓકે, આઈ વિલ ડુ ઈટ !'

'પ્રૉમિસ ?' સૂરજનારાયણે નશાખોર આંખો લડાવતાં પૂછ્યું ત્યારે ડિસોઝાએ હાથ લંબાવ્યો :

'યસ, પ્રૉમિસ !'

પણ સૂરજનારાયણે સામો હાથ લંબાવ્યો નહીં.

'ડાર્લિંગ, જબાનથી આપેલા કૉલ માટે હાથ મિલાવવાના ન હોય.' કહી તેને પોતાની નજીક ખેંચી : 'એ માટે તો જબાનથી જબાન મિલાવવી જોઈએ... એ પ્રૉમિસ વિથ એ કિસ !'

કહી સૂરજનારાયણે તેને બાહુપાશમાં જકડી લઈ દીર્ઘ ચુંબન ચોડી દીધું. ઘડીભર માટે લિલિ વીસરી ગઈ કે સામે પિન્ટો નહીં પણ મિસ્ટર સેન ઉર્ફે સૂરજનારાયણ ઊભો છે. સજાગ બની ત્યારે સમજાયું કે બાહુપાશમાંથી છૂટવામાં વિલંબ થશે તો પોતે બહુ મોડી પડશે.

'પ્લીઝ...' કહીને ઝાટકા સાથે એ એનાથી અળગી થઈ ગઈ : 'મારા બૉયફ્રેન્ડને ખબર પડશે તો...'

'તારા બૉયફ્રેન્ડને તો જ ખબર પડે જો હું તેને કહી દઉં.' સૂરજનારાયણની આંખોમાથી ખંધાઈ નીતરતી જોઈને ડિસોઝા ચોંકી :

'એટલે ?'

'એટલે એમ કે મારું કામ કરવાના પ્રૉમિસમાંથી તું છટકી જાય તો તારા બૉયફ્રેન્ડને આ ખાનગી મુલાકાતની જાણ થઈ જાય.'

'ઈટ ઈઝ ઈમ્પૉસિબલ.'

'ઈટ ઈઝ ક્વાઈટ પૉસિબલ, લિલિ ડાર્લિંગ !' કહીને સૂરજનારાયણે કુરતાના ખિસ્સામાંથી મેચ-બૉક્સ સાઈઝનું એક સાધન બહાર કાઢ્યું : 'આ મિની માઈક્રો-ટેપરેકૉર્ડરમાં આપણી વચ્ચેની બધી જ વાતચીત ટેપ થઈ ગઈ છે.'

ડિસોઝાને ધ્રૂજી જતી જોવામાં પોતાને ગમ્મત પડતી હોય એવા લહેકા સાથે એણે છેલ્લો ફટકો માર્યો :

'અને, માય ડાર્લિંગ, આ ટેપરેકૉર્ડર એટલું બધું સેન્સિટિવ છે કે ચુંબનનો અવાજ પણ ઝીલી લે !'

ડિસોઝાના દાંત ભીંસાયા. આંખોમાં રોષ ઉછાળી એ તેને ગાળ દેવાનું વિચારતી હતી, પણ સિફતથી ઇરાદો બદલી નાખ્યો. લાડ કરતી હોય તેમ એની છાતી પર હળવી મુક્કી મારતી તુંકારમાં બોલી ગઈ : 'તું માત્ર ચાલાક નહીં, રોમૅન્ટિક પણ છે.'

'હજુ તો તેં માત્ર મારી એક કિસનો જ સ્વાદ ચાખ્યો. કામ પતાવી આવ પછી તને મારી મર્દાનગીનો સ્વાદ ચખાડીશ !'

ડિસોઝાને તેના પ્રત્યે ઘૃણા જાગી, પણ તેણે દેખાવા ન દીધી :

'કામ પતી ગયા પછી ચાલાકી કરીને તું પૈસા ન ચૂકવે તો ?'

'ડાર્લિંગ, મરદ માણસો બોલીને ફરી જતા નથી. ગોસ્વામીનું પર્સ લઈ આવ અને મને જોઈતી ચીજ તેમાંથી મળી આવે એટલે આ હોટેલમાંથી બહાર નીકળતી વખતે તું લખપતિ બની ચૂકી હોઈશ.'

'અને ધાર કે એની પર્સમાંથી તારે જોઈતી ચીજ ન નીકળી તો ?'

'તો મારી વિસ્કીની માફક તારી મહેનત પણ પાણીમાં !' એવો જવાબ તો સૂરજનારાયણની જીભ પર હાજર જ હતો, પણ તેણે એને હોઠ પર આવવા ન દીધો :

'ડાર્લિંગ, મને સો ટકા ખાતરી છે કે મારે જોઈતી ચીજ એની પર્સમાંથી ચોક્કસ મળી આવશે.'

'અને હું બે દિવસમાં ચોક્કસ લખપતિ બની જઈશ, એમ જ ને ?'

'હન્ડ્રેડ પર્સેન્ટ યસ !' કહીને સૂરજનારાયણ તેને ફરી નજીક ખેંચવા જતો હતો, પણ લિલિયન ડિસોઝાએ ચાન્સ ન આપ્યો. રમતિયાળ અદાથી સરકી જઈને એ બહાર નીકળી ગઈ.

*

આખરે સાંજના પોણાછ વાગ્યે શ્રીકાન્તે ઘેર ફોન કરવા માટે નંબર ઘુમાવ્યો. સામા છેડે ઘંટડી વાગતી રહી ત્યાં સુધી એનો શ્વાસ ઘૂંટાતો રહ્યો. સામેથી ફોન ઊંચકાયો અને 'હેલો' સંભળાયું ત્યારે શ્રીકાન્તને થયું કે જવાબ વાળ્યા વગર જ રીસીવર પાછું મૂકી દઉં, પણ વાસ્તવિકતાનો સામનો કર્યા વગર ચાલે તેમ નહોતું.

'કોણ, જજસાહેબ ?' પિતાને બહારનાંની જેમ ઘરનાં પણ એ જ સંબોધનથી બોલાવતાં : 'હું શ્રીકાન્ત.'

'અરે, શ્રીકાન્ત, આજે રવિવાર છે છતાં તું કેમ આવ્યો નહિ ?'

'જજસાહેબ, એ જ સવાલ તમને પૂછવા માટે તો મેં ફોન જોડ્યો.' શ્રીકાન્તે સ્વસ્થતાથી વાત કરવાનું નક્કી કર્યું હોવા છતાં અવાજમાં અથરાપણું આવી ગયું : 'તુલસીને બેહોશ થયાને ઓગણપચાસ કલાક પૂરા થયા છતાં તમે કે મમ્મી કોઈ ખબર કાઢવા ન આવ્યાં !'

'ઓહ !' જજસાહેબ તરફથી જવાબને બદલે ઉદ્‌ગાર જ મળ્યો.

'સવારે એના પિતા ગોસ્વામીજીને સીવીઅર હાર્ટ-એટેક આવી ગયો.' બોલતાંબોલતાં શ્રીકાન્ત ગદ્‌ગદ બની ગયો : 'છતાં તમારા બેમાંથી કોઈ ડોકાયું નહીં !'

'હાર્ટ-એટેકની જાણ મને બપોરે શ્રીવાસ્તવજીએ કરી.' જજસાહેબના અવાજમાં શ્રીકાન્તને ભાવશૂન્યતા વર્તાતી હતી : 'બહુ ખોટું થયું કહેવાય. દીકરીની ઉપાધિ બાપને પણ નડી.'

'તમે અહીં ખબર કાઢવા ન આવો એ પણ એટલું જ ખોટું કહેવાય, જજસાહેબ !'

'ખબર કાઢવા આવીને અમારે શું બે દિવસની ઓળખાણનો ઢંઢેરો પિટાવવાનો છે ?' જસ્ટિસ દીક્ષિત વધુ વાર સંયમ ટકાવી શક્યા નહીં : 'શ્રીવાસ્તવજીને મેં સાફસાફ કહી દીધું છે કે આપણે હવે એમની સાથે કોઈ જ સંબંધ રહ્યો નથી.'

શ્રીકાન્તે આંચકો અનુભવ્યો. ડીનસાહેબને પોતે પૂછ્યું કે તમે પિતાજીને મળી આવ્યા, ત્યારે ડીનસાહેબે વાત ઉડાવી દીધેલી. પોતાને તો એ વખતે જ સમજાઈ ચૂક્યું હતું કે માનવતા કરતાં પિતાજીએ પોતાની પ્રતિષ્ઠાને વધારે મહત્ત્વ આપવાનું વલણ અપનાવ્યું હશે.

'આપણે કોઈ સંબંધ રહ્યો નથી એમ ન કહો, પિતાજી !' શ્રીકાન્તે પહેલી વાર 'જજસાહેબ'ને બદલે 'પિતાજી' સંબોધન વાપર્યું : 'એ આપણેમાં મને નહીં ગણતા.'

'એટલે ?' પુત્રના બોલવામાં બળવાની ગંધ વર્તી ગયેલા પિતાએ અવાજમાં ઉગ્રતા લાવીને સંભળાવ્યું : 'સગાઈ અમારા કહેવાથી થઈ હતી અને અમે જ એને ફોક કરી નાખી !'

'સગાઈ મારી થઈ હતી અને મેં હજી સુધી ફોક નથી કરી.' શ્રીકાન્ત પણ એટલો જ મક્કમ રહ્યો : 'જજસાહેબ, તમે શું અદાલતમાં પણ આ રીતે જ ન્યાય તોળતા રહો છો ?'

'શ્રીકાન્ત !' સામેથી ગર્જના સંભળાઈ : 'તું મારી પ્રામાણિકતા પર ઘા કરે છે !' પછી એકાએક ઠાવકાઈ ધારણ કરી લીધી હોય તેમ સાંભળવા મળ્યું : 'જો, શ્રીકાન્ત, લાગણી અને વાસ્તવિકતા બંને જુદી વસ્તુ છે. નિર્ણય લેતી વેળાએ બંને બાજુનો વિચાર કરવો જોઈએ. હવે તુલસી જસ્ટિસ દીક્ષિતના ઘરની પુત્રવધૂ કોઈ કાળે નહીં બની શકે.'

'આ તમારો આખરી ચુકાદો છે ?'

'ચુકાદો હંમેશાં આખરી જ હોય છે.'

'તો મારો ચુકાદો પણ સાંભળી લો.' શ્રીકાન્તે છાતી પર હાથ દાબી દઈ ઘૂંટાતા અવાજે કહ્યું : 'હવે મારી ઘેર આવવાની ક્યારેય રાહ નહીં જોતા.'

આમ કહીને તેણે ફોન કાપી નાખ્યો.



# 9

સોમવાર સવારનું છાપું તાકીને બેઠેલો ચિંતન ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયો. ઘરમાં આવતાં ગુજરાતી-અંગ્રેજી બંને છાપાંના મથાળે એકસરખા સમાચાર છપાયા હતા : 'હૉસ્પિટલની નર્સ પર બળાત્કારનો પ્રયાસ. બે દિવસ પછી પણ નર્સ બેશુદ્ધ.' સમાચાર સાથે છપાયેલા મુખ્ય આરોપી સખારામ કોલ્હાપુરેના ફોટા પર ચિંતનને થૂંકવાની ઇચ્છા થઈ આવી. પછી તિરસ્કારને અંકુશમાં લઈ લેવો પડ્યો : 'મુંબઈના દરેકેદરેક છાપામાં આ સમાચાર અને ફોટા છપાયા હશે. ગુસ્સો થૂંકી નાખવાને બદલે એને ઘૂંટવો જોઈએ.' સમાચારના અન્તે છપાયેલી એક માહિતી તેના મનમાં ઘૂંટાતી રહી હતી : 'પોલીસે અટકાયતમાં લીધેલા મુખ્ય આરોપી તથા બે સાગરીતોને આજે સેશન્સ કૉર્ટમાં રજૂ કરવામાં આવશે !'

મારે થૂંકવું જ હોય તો ભરી કૉર્ટમાં એ બદમાસના મોં પર થૂંકવું જોઈએ !

ચિંતનનાં દાંત ભીંસાયા. બે દિવસથી એ પોતે જ સતત સંતાપમાં ભીંસાતો રહ્યો હતો. રવિવારે સવારે તુલસીના પિતાને બીજો હાર્ટ-એટેક આવ્યો ત્યારે એ પોતે જ અર્ધો ભાંગી પડ્યો હતો : ઈશ્વર સારા માણસની આવી ક્રૂર કસોટી શું કામ કરતો હશે ? હૉસ્પિટલેથી ઘેર ફોન કરી યશોદાબહેનને જાણ કરી ત્યારે એમના હાથમાંથી પણ ફોનનું રીસીવર નીચે પડી ગયેલું. યશોદાબહેને આવીને દીકરાને ખાર-દાંડા દોડાવ્યો : 'જા, જઈને મુકુન્દ અને તેની વહુને કહે કે હવે ત્રાગાં કરવાનું છોડી બાપને મોં દેખાડવા આવી જાઓ ! સમાજની લાજશરમ ખાતર તો ખબર પૂછવા આવો !' જોકે ચિંતન જવા માટે નીકળ્યો ત્યારે રોષ ગળી જઈને કહેવડાવ્યું : 'એમને હાથ જોડીને સારા શબ્દોમાં સમજાવજે - કહેજે કે તમને ત્યાંથી ખબર કાઢવા આવવાનું આઘું પડે તો થોડા દિવસ દાદરના ઘરમાં આવીને રહો...'

ચિંતનનો સવારનો પહેલો ફેરો તો ફોગટ ગયો. તુલસીનાં ભાઈ-ભાભી બૅન્ક સ્ટાફની પિકનિક પર ગયાં હતાં અને સાંજે પાછાં આવવાનાં હતાં એટલું એના પડોશી પાસેથી જાણવા મળ્યું. હૉસ્પિટલ પાછો આવ્યો ત્યાં તુલસીએ પાડેલી ચીસની ઘટના જાણવા મળી. મનની ભીંસ થોડી ઓછી થતી લાગી, પણ નિષ્ણાત ડૉક્ટરોની મસલત પછી ડીન શ્રીવાસ્તવ કે ડૉક્ટર શ્રીકાન્તના ચહેરા પર આશાની કોઈ ચમક જોવા ન મળી. ફફડતા હૈયે પૂછ્યું ત્યારે શ્રીકાન્તે એટલું જ કહ્યું : 'કાલે બીજા બેચાર નિષ્ણાતોને બોલાવી ડૉક્ટરો કાંઈક અભિપ્રાય આપી શકશે. બાકી અત્યારે તો હતા ત્યાં જ છીએ !'

અધૂરામાં પૂરું બપોર પછી છાપાંના રિપૉર્ટરોએ આવીને હૉસ્પિટલનું વાતાવરણ તંગ કરી દીધું. બબ્બે દિવસ સુધી સમાચાર દબાવી રાખવા માટે હૉસ્પિટલના સત્તાવાળા પર જાતજાતના આક્ષેપો થયા : તમે તમારી હૉસ્પિટલના વૉર્ડમૅનનું અપકૃત્ય છુપાવી રાખવા માગો છો. ઈન્ડિયાના ડિફેન્સ મિનિસ્ટરની સારવાર પાછળ તમે એક બિચારી નર્સને સમયસર ટ્રીટમેન્ટ આપવામાં દુર્લક્ષ સેવ્યું. અમારે સિસ્ટર ગોસ્વામીનો ફોટો જોઈએ, વગેરે બાબતમાં બોલાચાલી ઉગ્ર બની ગઈ ત્યારે ડીનસાહેબે તુલસીના રૂમ બહાર પોલીસપહેરો ગોઠવી દેવો પડ્યો. આ વાદવિવાદનો પડઘો છાપાના અહેવાલમાં પણ પડ્યો હતો : એવી શંકા સેવવામાં આવે છે કે આ કેસમાં હૉસ્પિટલના સત્તાવાળા કાંઈક મહત્ત્વની બાબત છુપાવી રહ્યા છે. ડૉક્ટરનું સાચું નિદાન જાહેર નહીં કરીને નર્સનાં સગાંવહાલાંને અંધારામાં રાખવાના પ્રયાસ થઈ રહ્યા હોવાનું સંભળાઈ રહ્યું છે. અમને જાણવા મળ્યા પ્રમાણે બળાત્કારનો ભોગ બનેલી નર્સ 'કોમા'માં છે, જેની મૂર્છા હવે ક્યારેય વળશે નહીં. અમદાવાદમાં 'કોમા'નો એક દર્દી છેલ્લાં સાત વર્ષથી શુદ્ધિમાં આવ્યા વિના હૉસ્પિટલમાં પડ્યો છે. એ જોતાં આ કમનસીબ નર્સ પણ 'કોમા'માં રિબાવાને બદલે વહેલી છુટકારો પામે એવું એની આજુબાજુવાળા વિચારતા હોય તો નવાઈ નહીં !

આ ટકોર વાંચીને અત્યારે ચિંતનને ઝાળ લાગી હતી, પણ વધારે કાળ તો એને તુલસીનાં ભાઈ-ભાભી પર આગલી સાંજે ચડ્યો હતો. હૉસ્પિટલમાં ખબર કાઢવા અને દાદરના ઘેર રહેવા આવી જવાનું સમજાવવા માટે પોતે ખાર-દાંડાનો બીજો ધક્કો ખાધો ત્યારે તુલસીની ભાભીએ આજુબાજુવાળાં સાંભળે એટલા ઊંચા અવાજે છણકો કરેલો : બાપદીકરી બેય હૉસ્પિટલના ખાટલે પડ્યાં ત્યારે અમે યાદ આવ્યાં ! અમે બે માણસ ઘેરથી પહેરેલ લૂગડે નીકળતાં હતાં ત્યારે કેમ કોઈએ અમને રોક્યાં નહોતાં ? એ વખતે અમારી જરૂર નહોતી અને હવે હૉસ્પિટલના ખર્ચા માથે આવ્યા ત્યારે અમને તેડાં મોકલે છે... તમે બંને ત્યાં રહેવા આવી જાઓ એવું ચિંતને કહ્યું ત્યારે સંભળાવ્યું કે હવે એ ઘરમાં પગ મૂકશું તો ક્યારેય નીકળશું નહીં. બ્લૉક અમારા નામે કરી દેવાના હો તો જ આવીએ !

સ્વજનો આટલી હદે નિષ્ઠુર બની શકે છે એનો ચિંતનને આ પહેલો જ અનુભવ હતો. પત્નીથી દબાયેલો મુકુન્દરાય થોડે સુધી મૂકવા આવ્યો ત્યારે માંડ બોલ્યો કે કાલે હું બૅન્કમાંથી બે કલાકની રજા લઈ ખબર કાઢવા આવી જઈશ, પરંતુ મારી વાઈફને એની જાણ થવા નહીં દેતા. બેએક દિવસમાં અમે ત્યાં રહેવા પણ આવી જશું...

'શેના વિચારમાં પડી ગયો, ચિંતન ?' ટિફિન ભરીને ઘણી વાર સુધી પુત્રની સામે ઊભાં રહેલાં યશોદાબહેને તેને ટપાર્યો : 'દીકરા, બહુ વિચાર કરીએ તો જે કરવાનું છે એ ચૂકી જઈએ. હિંમત રાખીને સામનો કર્યા વગર ચાલે તેમ નથી.'

ઊભા થઈને ચિંતને એક હાથમાં કૉલેજનાં પુસ્તકો અને બીજા હાથમાં ટિફિન ઊંચકી દાદરો ઊતરવા પગ ઉપાડ્યા ત્યાં માએ કહ્યું : 'આ બધું વાંચ્યા પછી વિચારે તો હુંય ચડી ગઈ હતી. મોટા ઘરનાં માણસો તુલસીની સગાઈ તો ફોક નહીં કરી નાખે ને ? તો-તો બાપ-દીકરી માટે પડ્યા પર પાટુ વાગવા જેવું વસમું લાગશે.'

એનો કોઈ પ્રત્યાઘાત આપ્યા વગર ચિંતને ફરી પગ ઉપાડ્યા અને બેચાર પગથિયાં ઊતર્યો ત્યાં યશોદાબહેનના બોલ કાને અફળાયા : 'તારે તો બંને બોજા ખભે ઊંચકેલી કાવડની જેમ ખેંચવા પડશે, ચિંતન !' એટલું સંભળાતાં જ તેણે ઝાટકા સાથે મા તરફ ડોક ફેરવી અને યશોદાબહેને અધૂરું કથન પૂરું કર્યું: 'એક તરફ કૉલેજની પરીક્ષા અને બીજી તરફ ફરજ બજાવવાની કસોટી. બેમાંથી એકેયમાં ઊણા ઊતરવાનું નથી હો !'

'હો.' હોંકારો ભણીને એ કૉલેજ જવા નીકળી તો ગયો, પણ મનમાં ગાંઠ વાળી લીધી કે બે પિરિયડ ભરીને અગિયાર પહેલાં સેશન્સ કૉર્ટમાં પહોંચી જવું છે...

...સેશન્ટ કૉર્ટમાં સમયસર પહોંચ્યો હોવા છતાં અંદર ગયા પછી ચિંતનને સમજાયું કે પોતે મોડો પડ્યો છે. અદાલતનો ખંડ ચિક્કાર ભરાયેલો હતો છતાંય લોકોનો ધસારો ચાલુ હતો. ચિંતન અંદર ઘૂસી ગયા પછી બીજી જ મિનિટે દરવાજે ઊભેલા ચોકીદારે બહારનાઓ માટે પ્રવેશ બંધ કરી દીધો. ભીડ વચ્ચેથી સરકતો ચિંતન એક ખૂણા સુધી પહોંચી ભીંતના ટેકે ઊભો રહી ગયો. તેને નવાઈ લાગી : હજુ તો સવારે છાપામાં સમાચાર આવ્યા ત્યાં આટલા બધા માણસો આવી પહોંચ્યા ! કોઈ પરિચિત ચહેરો શોધી કાઢવા તેણે નજર ફેરવવા માંડી, પણ હૉસ્પિટલના ડીન કે હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત જેવા કોઈ જાણીતા માણસો દેખાયા નહીં.

'આપણો સખારામ ત્યાં હશે !'

ધીમા અવાજે થતી ગુસપુસ ચિંતનના કાને પડી. તેણે એ દિશામાં જોયું તો હૉસ્પિટલના બે વૉર્ડબૉય સામી ભીંત પાસે લોખંડની જાળી પાછળ પોલીસપહેરા હેઠળ ઊભેલા એકાદ ડઝન જેટલા આરોપીમાંથી સખારામને શોધી રહ્યા હતા.

ચિંતનના મોઢામાં થૂંક ઊભરાવા લાગ્યું. વધેલી દાઢી અને લઘરવઘર કપડામાં લોખંડની જાળી પાછળ ઊભેલા આરોપીઓમાંથી સખારામને ઓળખી કાઢવા માટે તેણે નજર તાણી, પણ સવારે છાપામાં જોયેલા ફોટાવાળો ચહેરો જોવા ન મળ્યો. ચોર, બદમાશ, ગુંડા અને ખૂની જેવા એ આરોપીઓ ચિંતનને પ્રાણીબાગના પીંજરામાં ઊભેલાં પશુ સમાન લાગ્યા. કેટલાક હિંસક પ્રાણી જેવા દેખાતા હતા તો કોઈકોઈ હરણા જેવા રાંક લાગતા હતા.

અચાનક અદાલતના ખંડમાં સળવળાટ થયો. ન્યાયમૂર્તિના આગમનની છડી પોકારાઈ.

નાટકના તખતા જેવા સ્ટેજ પર ચશ્માંવાળા નીચા કદના ન્યાયાધીશે પ્રવેશ કર્યો એટલે બધાએ ઊભા થઈને માન આપ્યું. આગલી હરોળમાં બેઠેલા કાળા કોટવાળા વકીલોમાંથી બેએક સિવાયના બધા પોતપોતાની બેઠક પર ગોઠવાઈ ગયા. ચશ્માંવાળા ન્યાયાધીશ પોતાની સામે પડેલા કાગળ પર ધ્યાન કેન્દ્રિત કરીને બેસી રહ્યા. એક પોલીસ ઈન્સ્પેક્ટર વકીલ સાથે વાત કરતા દેખાયા એના પરથી ચિંતને માની લીધું કે એ સરકારી વકીલ હોવો જોઈએ અને તુલસીનો કેસ પહેલવહેલો હાથ ધરાવો જોઈએ.

તુલસીનો કેસ ! તેણે મનને ટપાર્યું. તુલસીનો કેસ તો હૉસ્પિટલમાં, અહીંયાં તો સખારામનો કેસ કહેવો જોઈએ.

અને તેના વિચારનો પડઘો પડતો હોય તેમ ન્યાયાધીશની પાછળ ઊભેલા છડીદારે ઊંચા અવાજે નામ ઉચ્ચાર્યું : સખારામ નથુરામ કોલ્હાપુરે ! નામ પડતાં જ અદાલતમાં સન્નાટો છવાઈ ગયો. બીજા બધાની જેમ ચિંતન પણ ડોક ઊંચી કરી આરોપીના પીંજરાને તાકવા લાગ્યો. સખારામની સાથોસાથ ઉચ્ચારવામાં આવેલાં બીજાં બે નામ તો સાંભળ્યાં-ન-સાંભળ્યાં કર્યાં.

લોખંડની જાળી પાછળ હિલચાલ થતી દેખાઈ. પોલીસ હવાલદારે 'ચલા, ચલા'ની હાંક મારી અંદરથી ત્રણ આસામીને બહાર કાઢ્યા ત્યારે સૌથી મોખરે ચાલતા સખારામને જોઈ ચિંતનન આંખોમાં ક્રોધ ભભૂકવા લાગ્યો. પોતે કોઈ પરાક્રમ કર્યું હોય તેમ છટાથી ચાલતો. મૂછોને વળ દેતો એ આરોપીના પીંજરામાં પ્રવેશ્યો ત્યારે અસંખ્ય આંખો તેને નીરખી રહી હતી. પણ ન્યાયાધીશ તો નિર્લેપપણે નીચી ડોક રાખી કાગળનું લખાણ વાંચવામાં જ મગ્ન રહ્યા. ચિંતનને થયું કે રોજરોજ દુષ્ટ માણસોના ચહેરા જોઈને ધરાઈ ગયેલા ન્યાયમૂર્તિને બીજા લોકોની જેમ આરોપીને જોઈ લેવાની અધીરાઈ ક્યાંથી હોય ?

સખારામની પાછળપાછળ તેના બંને સાગરીતો પીંજરામાં ગોઠવાયા ત્યારે સરકારી વકીલે 'યોર ઑનર !'ના સંબોધન સાથે કાંઈક કહ્યું જે દૂર ઊભેલા ચિંતનના કાને તો ન પડ્યું પણ ન્યાયમૂર્તિના કાને પડ્યા પછી એમની ડોક ઊંચી થતી દેખાઈ. જાણે પરાણે જોતા હોય તેમ આરોપીના પીંજરા તરફ દૃષ્ટિ કરી ત્રણેને જોવા ખાતર અલપઝલપ જોઈ લઈ સરકારી વકીલ તથા પોલીસ ઇન્સ્પેક્ટર તરફ દૃષ્ટિ ફેરવી લીધી.

ઉપર બેઠેલા ન્યાયાધીશ અને નીચે ઊભેલા વકીલ વચ્ચે બેચાર વાક્યોની આપ-લે થઈ જે દૂર ઊભેલા ચિંતનને સંભળાઈ નહીં પણ 'નવ મે'ની તારીખ સાંભળતાં જ સમજાઈ ગયું કે આરોપીઓને ૧૪ દિવસ માટે પોલીસ કસ્ટડીમાં રિમાન્ડ પર રાખવાની અદાલતે મંજૂરી આપી દીધી.

રિમાન્ડ-મંજૂરીની એ વિધિ દરમ્યાન સખારામ કૌતુકભેર બધાની હિલચાલ નિહાળતો લાપરવાહીના ભાવ સાથે પાંજરામાં ઊભો હતો. પહેલાં ન્યાયાધીશને, પછી વકીલને અને છેલ્લે ખંડમાં બેઠેલા સૌકોઈને ખંધા દીપડાની જેમ નિહાળતો મૂછોના છેડાને તાવ દેતો રહ્યો

હતો - જાણે કહેતો હોય : તમે કોઈ મારો વાળ પણ વાંકો નહીં કરી શકો ! પીંજરામાંથી હઠી જવાની રુખસદ મળી ગયા પછીય ત્યાંથી હઠવા ન માંગતો હોય તેમ છાતી કાઢીને એ ચોતરફ જોતો રહ્યો. અચાનક તેની નજર પાંચમી હરોળની પાટલી પર બેઠેલા એક ટાલિયા માણસ પર પડી ત્યારે એના જાડા હોઠ મલક્યા. ચિંતને એ ટાલિયા પર દૃષ્ટિ સ્થિર કરી. પોતે એની પાછળ ઊભો હતો એટલે એનો ચહેરો જોવા ન મળ્યો પણ સખારામના સ્મિતના જવાબમાં એનું ટાલિયું માથું ધરપત આપવાના સંકેતમાં એકબે વાર નમતું દેખાયું !

બીજી જ મિનિટે ત્રણે આરોપીને પીંજરામાંથી ખસેડી પોલીસ હવાલદારો ખંડની બહાર દોરી ગયા અને ત્રીજી મિનિટે તો ખંડ ખાલી કરી જવાની અધીરાઈમાં મોટા ભાગના લોકો બહાર ધસી જતા દેખાયા. દાંત ભીંસતા ચિંતનને હવે સમજાયું કે તેણે ખૂણામાં ઘૂસી જવાની ભૂલ કરી હતી. દરવાજા પાસે રહ્યો હોત તો ઝડપથી બહાર નીકળીને એ સખારામના બચ્ચાને આંતરી શકત...

આવેશમાં ધક્કામુક્કી કરતો ચિંતન ભીંસ વચ્ચેથી બહાર નીકળ્યો ત્યાં સુધીમાં પોલીસના જાપ્તા હેઠળ ત્રણે આરોપી અદાલતનો દાદરો ઊતરી ચૂક્યા હતા. પોતે મોડો પડ્યો એવા અફસોસ સાથે ક્ષણવાર માટે દાદર પાસે એ ઊભો રહી ગયો, પણ મનમાં ઘૂંટાતા ખુન્નસે તેના પગને પડકાર્યો : અહીં ખોડાઈ કેમ ગયો ? શું બીજા બધાની જેમ તમાશો જોઈ કુતૂહલ સંતોષીને પાછા ફરી જવા માટે તું અહીં સુધી આવ્યો હતો ? તુલસીની આવી દશા કરનાર એ દુષ્ટ છાતી કાઢીને ચાલ્યો જાય છતાં કોઈ એને તિરસ્કારનો પડકાર પણ નહીં કરે ?

અને એના પગમાં ઝનૂન ઊભરાયું. સીડી ઊતરતા લોકો વચ્ચેથી પાગલની જેમ એ નીચે ધસી ગયો. કૉર્ટના કમ્પાઉન્ડમાં ટોળા વચ્ચેથી રસ્તો કરી આરોપીને લઈ જવાની પોલીસવાન સુધી પહોંચવામાં પોલીસવાળાને જરા વાર લાગી એટલે ચિંતનને લાગ મળી ગયો. પોતાના બે સાગરીતોને પોલીસવાનમાં હડસેલી સખારામ લોકોના ટોળા પર છેલ્લી નજર ફેંકી લેવા માટે ટટ્ટાર ડોકે ઘડીભર ઊભો રહ્યો ત્યાં સુધીમાં શિકાર પર તરાપ મારતા ચિત્તાની જેમ કૂદીને ચિંતન તેની સામે ખાબક્યો.

પોલીસ ઈન્સ્પેક્ટર, હવાલદાર કે ખુદ સખારામને કાંઈ સમજાય એ પહેલાં ખુન્નસથી લાલઘૂમ ચિંતનના થૂંક વડે સખારામનો ચહેરો ખરડાઈ ગયો. 'બદમાશ ! દુષ્ટ ! રાક્ષસ !' ક્રોધથી ફૂંફાડા મારતા ચિંતને ઊંચા અવાજે તેને પડકાર્યો : 'બહાદુરી દેખાડવી હોય તો કોઈ મરદ સાથે બાથ ભીડવી હતી ને ?'

ઘડીભર માટે તો સખારામ એવો હેબતાઈ ગયો કે આંખ, નાક અને મૂછ પર ચોંટેલું ચિંતનનું થૂંક લૂછવાનુંય તેને ભાન ન રહ્યું. પડકાર ફેંકીને ચિંતન તેના પર લાત ઉગામવા જતો હતો ત્યાં જ એક પોલીસ હવાલદારે બાવડાથી ઝાલીને તેને પાછો ખેંચી લીધો અને બીજો હવાલદાર 'એય છોકરા !' કહેતો તેના પર દંડૂકો ઉગામવા જતો હતો ત્યાં લોકોના ટોળામાંથી બૂમો પડવા લાગી : 'એય, ક્યા કરતા હૈ ?'

મામલો વીફરવાની દહેશતથી પોલીસ ઈન્સ્પેક્ટરે મોં પરનું થૂંક લૂછતા સખારામને હડસેલો મારી વાનમાં ચડાવી લીધો ત્યારે અંદરથી ડોક કાઢી ચિંતન સામે ત્રાડ નાખી :

'ક્યું ? વો છોકરી તુમારી બહન લગતી હૈ ક્યા ?'

ઝનૂનથી ઊછળતા ચિંતનને પોલીસ હવાલદારો દૂર ઢસરડી ગયા ન હોત તો સામી ત્રાડ પાડીને એણે સંભળાવી દીધું હોત : આનો જવાબ તને ગાળથી નહીં પણ ગોળીથી આપત, જો ઘેરથી ગન સાથે લઈ આવ્યો હોત !

*

સાડાત્રણ વાગ્યે મેડિકલ કૉલેજમાંથી નીકળીને એ જ કમ્પાઉન્ડમાં આવેલી કે. જી. એમ. હૉસ્પિટલ તરફ જઈ રહેલા ચિંતનના મનનો ઉકળાટ હજુ શમ્યો નહોતો. સવારે સેશન્સ કૉર્ટના કમ્પાઉન્ડમાં બનેલી ઘટનાએ હજુ તેનો પીછો છોડ્યો નહોતો. સખારામના મોં પર થૂંકવાથી મનનો આક્રોશ મોળો પડી જશે એવી ધારણા ખોટી ઠરી. નફ્ફટ માણસ પર આવા અપમાનની કોઈ અસર થતી નથી. એવાને તો નર્કમાં યાતનાથી રિબાવવા જોઈએ, જીવતાં ચામડી ઊતરડી લેવી જોઈએ. સખારામ તેની જે મૂછને તાવ દીધા કરતો હતો એના એકએક વાળ ખેંચીખેંચીને જડમૂળથી ઉખેડી નાખવા જોઈએ !

ઊલટાનું ઈન્સ્પેક્ટરનું મહેણું સાંભળવું પડ્યું : 'મિસ્ટર, તમારા જેવા એજ્યુકેટેડ માણસે આ રીતે નહીં વર્તવું જોઈએ. આરોપી અદાલતમાં ગુનેગાર પુરવાર ન થાય ત્યાં સુધી એ નિર્દોષ જ ગણાય. એને અપમાનિત કરવાનો તમને કોઈ હક્ક નથી. તમારી આ ચેષ્ટામાં અદાલતનું પણ અપમાન થયું ગણાય. એ માટે તમારા પર પોલીસ-કેસ પણ થઈ શકે.'

સાંભળીને ચિંતન સમસમી ગયો હતો. પોલીસ ઈન્સ્પેક્ટરને સામું સંભળાવી દેવાનું મન થયું કે એ નીચ માણસ પોતાના ગુનાનો એકરાર કરી ચૂક્યો છે છતાં અદાલતમાં ગુનેગાર ન ઠરે ત્યાં સુધી તમે એને નિર્દોષમાં ખપાવવા માગો છો ? જે માણસને પોતાના પાપી કર્મનો પસ્તાવો થતો નથી - અરે, જે માણસ પાપને પરાક્રમમાં ખપાવવા માગે છે એનાં માન-અપમાનની તમે ફિકર કરો છો અને પેલી તુલસી, એના પિતા કે અમારા જેવાની પીડાની તમને કંઈ જ પરવા નથી ?

વણપુછાયેલા આ સવાલોએ ચિંતનનો વલોપાત વધારી દીધો હતો. તેમાં ટોળે વળેલા લોકોમાંથી કેટલાકને રહીરહીને શૂરાતન ચડ્યું હોય તેમ પોલીસ ઈન્સ્પેક્ટરના ગયા પછી બબડતા હતા : બહેન-દીકરીઓની લાજ લૂંટનારાઓની આવી બધી આળપંપાળ શાની ? ચાર-છ મહિના સુધી કૉર્ટમાં કેસ ચાલે, જેની આબરૂ લૂંટાઈ હોય એ કુટુંબની રહીસહી આબરૂના અદાલતમાં ધજાગરા થાય, છાપામાં બળાત્કારના અહેવાલ છપાય અને છેવટે ? ગુનેગારોને બેચાર વરસની સજા થાય... અરે, આવા લોકોને તો આઝાદ મેદાનમાં ઊભા રાખી કોરડા ફટકારવા જોઈએ, જાહેરમાં ફાંસીએ લટકાવવા જોઈએ, એમના હાથ-પગ કાપી નાખવા જોઈએ, એમની આંખો ફોડી નાખવી જોઈએ, અરે બળાત્કારવાળાનું તો ગુપ્ત અંગ જ વાઢી નાખવું જોઈએ... તેને

બદલે કોર્ટમાં ન્યાયાધીશો અને વકીલો વચ્ચે પુરાવા-દલીલોની પીંજણ થયા પછી એ જેલમાં જાય અને ત્યાં ખાઈ-પીને રીઢો ગુનેગાર બની પાછો આવે તેમાં દેશનું શું ભલું થવાનું ?

લોકોનાં આ ઉચ્ચારણો પણ ચિંતનને થૂંકવાની મિથ્યા ચેષ્ટા જેવાં નિર્માલ્ય લાગ્યાં હતાં. તેના મનમાં વેરની આગ ભડકે બળતી હતી, પણ એ આગને ઠારવાનો કોઈ ઇલાજ સૂઝતો નહોતો. કૉલેજનાં બાકીનાં બે લૅક્ચર્સ દરમ્યાન પણ પ્રોફેસર થૂંક ઉડાડી રહ્યા હોય તેમ બેધ્યાનપણે બેસી રહ્યો હતો. તેનું ધ્યાન તો કૉલેજથી બસો ડગલાં દૂર હૉસ્પિટલના પાંચમા માળની રૂમમાં બેહોશ પડેલી તુલસીમાં જ પરોવાયેલું રહ્યું હતું.

કૉલેજ અને હૉસ્પિટલ વચ્ચેના નર્સ તથા ડૉક્ટર્સના ક્વાર્ટર્સ વટાવી એ ડાબી તરફ વળવા જતો હતો ત્યાં એને યાદ આવ્યું કે હાથમાં ઊંચકેલું ટિફિન તો ભરેલું છે. હૈયામાં આગ સળગતી હોય ત્યારે માણસ પેટની આગ ઠારવાનું ભૂલી જતો હોય છે. ભરેલું ટિફિન ઘરે પહોંચશે તો બા નકામી ચિંતા કરશે. કોઈક ગરીબ માણસને ખાવાનું આપી દેવાનો વિચાર આવ્યો, પણ કૉલેજ હૉસ્પિટલમાં ભિખારી ક્યાં મળવાનો ? આજુબાજુમાં ક્યાંક કૂતરા દેખાય તો ભલે ને એ બિચારાનું પેટ ભરાય એવા તર્ક સાથે એણે ચોતરફ દૃષ્ટિ દોડાવી, અચાનક તેની નજર આંબાના ઝાડના ઝુંડ વચ્ચે એકઠા થતા રહેલા લોકો તરફ ખેંચાઈ. હૉસ્પિટલના વૉર્ડબૉયની મીટિંગ ભરાઈ રહી હોય એવું લાગ્યું. બસો-અઢીસોની સંખ્યામાં અર્ધા યુનિફૉર્મમાં અને બાકીના ચાલુ પહેરવેશમાં દેખાયા, એટલે ચિંતનનું કુતૂહલ વધ્યું. પછી ઘડિયાળમાં જોતાં સમાધાન થયું કે હૉસ્પિટલ કામદાર યુનિયનની મીટિંગ લગભગ આ ટાઈમે જ મળતી હોય છે. પહેલી શિફ્ટ ચાર વાગ્યે પૂરી થાય અને બીજી શરૂ થાય એ ગાળામાં બંને શિફ્ટના વૉર્ડબૉય હાજર રહી શકે એવી રીતે મીટિંગ ગોઠવાતી હોય છે. પહેલી પાળીવાળા પોતાના યુનિફૉર્મમાં આવે અને બીજી પાળીના કામે ચઢતાં પહેલાં ચાલુ પોશાકમાં મીટિંગ એટેન્ડ કરી પંદર-વીસ મિનિટ મોડા ડ્યૂટી પર લાગે. યુનિયનની આવી મીટિંગ ભરાય ત્યારે અર્ધા કલાક સુધી હૉસ્પિટલમાં એકેય વૉર્ડબૉય ડ્યૂટી પર ન હોવા છતાં હૉસ્પિટલના સત્તાવાળા વાંધો ન લઈ શકે એવી યુનિયને ધાક બેસાડી દીધી હતી.

નજર પાછી વાળી લઈ ચિંતન હૉસ્પિટલ તરફ આગળ વધવા પગ ઉપાડતો હતો ત્યાં વૉર્ડબૉય્ઝની મીટિંગને સંબોધવા માટે એક સ્ટૂલ પર ઊભા થયેલા આસામીએ તેની દૃષ્ટિને ખેંચી રાખી. નમતા સૂરજનાં ત્રાંસાં કિરણમાં ચળકતી એની ટાલે ચિંતનના મગજમાં ઝબકારો કર્યો : 'અરે, આ કૉર્ટમાં હતો એ... તેની સામે સખારામ મલક્યો ત્યારે એણે ટાલિયું માથું નમાવી સંકેતથી કાંઈક સમજાવ્યું હતું... એ જ છે આ માણસ !'

ચિંતનના પગ આપોઆપ એ તરફ ખેંચાયા : સાંભળવા તો દે, યુનિયનનો આ આગેવાન હૉસ્પિટલના વૉર્ડબૉય્ઝની મીટિંગ ભરીને શું કરવા માગે છે ?

થોડાં ડગલાં આગળ વધ્યા પછી ચિંતન સચેત બની ગયો : એમને લાગવું ન જોઈએ કે હું ભાષણ સાંભળી રહ્યો છું. કદાચ એ ટાલિયો કૉર્ટના કમ્પાઉન્ડમાં સખારામ પર થૂંકતાં

મને જોઈ ગયો હતો... જાણે પોતાનું એ દિશામાં ધ્યાન ન હોય તેમ આગળ વધતો ચિંતન એક એવા ઝાડની આડશે બેસી ગયો જ્યાંથી મીટિંગની કારવાઈ દેખાય-સંભળાય. વધારાની સાવચેતી ખાતર મેડિકલ કૉલેજના વિદ્યાર્થીની જેમ પુસ્તક ખોલીને વાંચવાનો ડોળ પણ અજમાવ્યો.

'પહેલાં તમારામાંથી જે ભાઈઓ ઊભા છે તે બેસી જાય અને હું જે કાંઈ કહેવા માગું છું તે સૌ શાંતિથી સાંભળો.' ટાલિયો કામગાર નેતા બંને હાથ ઊંચા કરી ઊંચા અવાજે બોલતો દેખાયો : 'આજની આપણી મીટિંગ બહુ જ મહત્ત્વની છે.'

ચિંતને જોયું તો મોટાભાગના વૉર્ડબૉય બેસી ગયા હતા. જે પાંચસાત જણા ઊભા હતા તેમને બેસી જવા માટે ટાલિયા નેતાની પડખે ઊભેલો નાનો નેતા સમજાવી રહ્યો હતો : 'આપણા યુનિયનના નેતા ભાઉસા'બ ગોવાકરે બીજાં બધાં કામ પડતાં મૂકીને આ અર્જન્ટ મીટિંગ બોલાવી છે. આપણા કામદારભાઈઓ વિરુદ્ધ ઘડાયેલા કાવતરાની એ તમને જાણ કરવા માગે છે.'

કાવતરું શબ્દ સાંભળીને ત્યાં બેઠેલા બીજા બધાની જેમ સંતાઈને સાંભળી રહેલા ચિંતનના કાન પણ ચમક્યા.

'મેરે પ્યારે કામગારબંધુઓ !' ભાઉસાહેબ ગોવાકરે મરાઠી ઉચ્ચારની ગોવાનીઝ હિન્દીમાં ભાષણ શરૂ કર્યું : 'તમે સૌ જાણો છે કે તમારી હૉસ્પિટલના આપણા યુનિયનના એક કાર્યકર અત્યારે પોલીસ કસ્ટડીમાં છે. ...શું કામ ?' એણે ઊંચા અવાજે પૂછીને આગળ ચલાવ્યું : 'એવો આરોપ મૂકવામાં આવ્યો છે કે આપણા સખારામ કોલ્હાપુરેએ હૉસ્પિટલની એક નર્સ પર બળાત્કાર કરવાનો પ્રયાસ કર્યો. સખારામની સાથોસાથ તમારા બીજા બે નિર્દોષ બંધુઓને પણ તેમાં સંડોવી લેવામાં આવ્યા છે.'

સાંભળીને ચિંતનના દાંત ભીંસાયા. રાડ પાડીને કહેવાની ઇચ્છા થઈ કે એ નપાવટને તું આ બધાની નજરે નિર્દોષ ઠરાવવા મથે છે ?

'આજે આપણા એ સખારામ અને બીજા બે ભાઈઓને કૉર્ટમાં પેશ કર્યા ત્યારે હું તમારા સૌ વતી ત્યાં હાજર હતો. અદાલતમાં કેસ ચાલતો હોય ત્યારે આપણાથી એના વિષે કોઈ ટીકા ન થઈ શકે, પણ હજુ કેસ ચાલુ થયો નથી ત્યારે આપણને ચૂપ બેસી રહેવાનું પાલવે નહિ...'

ચોતરફ ડોક ફેરવી હાથ ઊંચા કરીને વચ્ચેવચ્ચે હાથની મુઠ્ઠીઓ હવામાં હલાવી ગોવાકર શ્રોતાઓને પ્રભાવિત કરવા જોરદાર જહેમત ઉઠાવી રહ્યો હતો :

'યુનિયનમાં આગળપડતો ભાગ લેનાર પર દરેક જગ્યાએ માલિકો ખાર રાખતા હોય છે. સખારામ સાથે પણ એ જ થયું છે. હૉસ્પિટલના સત્તાવાળાની આંખમાં એ ખટકતો હતો, કારણ કે એ તમારા બધાના હક્ક માટે લડતો હતો. અગાઉ તમે પાડેલી હડતાલમાં એણે જ તમારી સૌની આગેવાની લઈને તમારી માગણીઓ મંજૂર કરાવી હતી... તમારે સૌએ આજે તમારી જાતને એ જ સવાલ પૂછવાનો છે કે હૉસ્પિટલના સત્તાવાળાએ સખારામને બદનામ કરીને નોકરીમાંથી હકાલપટ્ટી કરવા માટે બળાત્કારનું કાવતરું કેમ ઘડ્યું ન હોય ?'

'પણ અમારી જાતને આવો સવાલ પૂછતાં પહેલાં મારે તમને એક સવાલ પૂછવાનો છે.' વચ્ચે બેઠેલા એક વૉર્ડબૉયે ઊભા થઈ હિંમતભેર પૂછી લીધું : 'તમે કહો છો કે હૉસ્પિટલવાળાએ બળાત્કારનું કાવતરું ઘડ્યું છે, પણ તો પછી સખારામે પોલીસ પાસે કબૂલાત શું કામ કરી ?'

સવાલ સાંભળીને ગોવાકરના મોં પર અણગમાની રેખા ઊપસી આવી, પણ સંતાઈને સાંભળતા ચિંતનને ત્યાં દોડી જઈ સવાલ પૂછવાની હિંમત કરનારની પીઠ થાબડી આવવાની ઇચ્છા જોર કરી ગઈ.

'એય ! તું બીચમેં કાયકો ગરબડ કરતા હૈ ?' ગોવાકરના ઉપનેતાએ તેને બેસાડી દેવા માટે પેરવી કરી : 'પહેલાં ભાઉસાહેબને ભાષણ કરી લેવા દે.'

ગોવાકર એની પેરવીથી ખુશ થયો, પણ સભામાં બેઠેલા બેચાર જણાએ એકીસાથે ઊભા થઈને સામનો કર્યો : 'તમે અમને વચ્ચે બોલવા ન દો એ કેમ ચાલે ?'

તરત મીટિંગનો મિજાજ પારખી ગયેલા ગોવાકરે ઠાવકાઈ ધારણ કરી લીધી : 'આપણા યુનિયનના દરેક સભ્યને બોલવાનો પૂરો અધિકાર છે... સવાલ પૂછનારને મારે એટલું જ કહેવાનું છે કે પોલીસવાળા કસ્ટડીમાં લઈ જઈને નિર્દોષ માણસ પર જોર-જુલમ કરે તો ગમે તેવા મજબૂત માણસે પણ કબૂલાત કરી લેવી પડે છે, એટલે તો પોલીસને આપેલી કબૂલાત કૉર્ટમાં ચાલતી નથી.'

એનું એ નિશાન પાર પડ્યું હોય તેમ ઊભા થનારા ફરી આગળ સાંભળવા બેસી ગયા અને ચિંતન ફરી હતાશ બની ગયો.

'આ બુર્ઝવા (શ્રીમંત) લોકો ગરીબ કામદારોને હંમેશાં પોતાના પગ હેઠળ કચડેલા રાખવા માગે છે અને એ કામમાં આપણા જ ભાઈઓ તેમના હાથા બની જતા હોય છે.' ગોવાકરનો વાણીપ્રવાહ વહેવા લાગ્યો : 'આપણા સખારામને બદનામ કરવામાં હૉસ્પિટલની નર્સે સત્તાવાળાને સાથ આપ્યો...'

હજુ તો એ વાક્ય પૂરું કરે તે પહેલાં જ દસ-પંદર જણા ઊભા થઈ ગયા : 'તુલસી ગોસ્વામી બહુ સારી છોકરી છે. એ બિચારીને તમે બદનામ કરી રહ્યા છો.'

એકસામટા અવાજો સાંભળીને ચિંતન ટટ્ટાર થઈ ગયો, પણ ખુરશી પર ઊભેલા ગોવાકરની ગરદન ઝાટકા સાથે ઝૂકી ગઈ. નર્સની વિરુદ્ધ બોલીને પોતાની બાજી બગાડી નાખી એનું ભાન થતાં તેણે શ્રોતાઓની ગડબડ વચ્ચે કહેવા માંડ્યું :

'તમે કહો છો તેમ નર્સ સારી છોકરી હોય તો એવું કેમ ન બને કે બીજા કોઈએ કરેલા કાળા કામનો આરોપ સખારામ પર ઢોળી દેવામાં આવ્યો હોય ?'

ચિંતનના દાંત ભીંસાયા. હૉસ્પિટલના જ ગ્રાઉન્ડ પર આ માણસ હૉસ્પિટલના સત્તાવાળા સામે આ રીતની ઉશ્કેરણી જગાવે છતાં એને કોઈ રોકતું નથી ?

'તમે ધ્યાનથી સાંભળો.' ગોવાકરે છેલ્લો મરણિયો પ્રયાસ આદર્યો : 'હૉસ્પિટલવાળા

તમારામાંથી કોઈને સખારામ વિરુદ્ધ અદાલતમાં સાક્ષી આપવા સમજાવશે, લલચાવશે, પણ તમે મક્કમ રહેજો. જરૂર પડે તો એમના આ કાવતરા વિરુદ્ધ સંગઠન કરીને હડતાલ પાડવા પણ આપણે તૈયાર રહેવું પડશે.'

તેના એ મરણિયા પ્રયાસના પ્રભાવમાં આવવાને બદલે દસ-બાર વૉર્ડબૉય ઊભા થઈ મીટિંગ છોડીને ચાલી જતા દેખાયા, એટલે ઉપનેતાએ આવેશમાં આવી જઈ હાંક મારી : 'સત્તાવાળાના ચમચાઓ ! એમ તમે અમારા વચ્ચે ફાટફૂટ પડાવી નહિ શકો ! તમારી ખેર નહીં રહે !'

અને એ ધમકીએ ઊલટી જ અસર ઉપજાવી. બેઠા હતા એ બધા જ ઊભા થઈ ગયા : 'તમે ચમચા કોને કહો છો ?' હોહા વધી ગઈ. એક જણાએ ત્રાડ નાખીને કહ્યું : 'તુલસી ગોસ્વામી ભાનમાં આવીને સખારામને નિર્દોષ જાહેર ન કરે ત્યાં સુધી તમારી કોઈ વાત અમે સાંભળવાના નથી.'

આ અલ્ટીમેટમે ભાઉસાહેબ ગોવાકરને હચમચાવી દીધો. આવેશમાં આવી જઈ ચિંતન પણ ટોળામાં સામેલ થઈ ગયો.

'આપણા નેતાની વાત ધ્યાનથી સાંભળવાને બદલે આવી ચેલેન્જ ફેંકો છો ?' ઉપનેતાએ એની પીપૂડી ચાલુ રાખી : 'આનું પરિણામ શું આવશે એ તમે જાણો છો ?'

'પરિણામ એ આવશે કે અમે દત્તા સામંતના યુનિયનમાં જોડાઈ જશું.' કહીને સૌ હૉસ્પિટલ તરફ ચાલવા મંડ્યા. ભાઉસા'બ ગોવાકરે તેના ઉપનેતા સામે દાંત કચકચાવ્યા : 'ધમકી આપવાનું દોઢડહાપણ ક્યાં ડોળ્યું ?'

'જતાંજતાં સાંભળતા જાઓ.' સમુદ્રની ઓટને રોકવા જેવા મિથ્યા પ્રયાસમાં ગોવાકરે પાછા ફરી રહેલા યુનિયનના સભ્યોની પીઠ પંપાળવાની ચેષ્ટા કરી : 'એ નર્સ શુદ્ધિમાં આવે ત્યાં સુધી આપણે રાહ જોઈશું... પણ મારાં વચનો યાદ રાખજો, સખારામ નિર્દોષ છે !'

જાણે બેશુદ્ધ તુલસીની અનુકંપાએ બધાનાં દિલમાં રામ જગાડ્યા હોય તેમ ગોવાકરનાં વચન કાને ધર્યા વગર સૌ સભાનો ત્યાગ કરી હૉસ્પિટલભેગા થઈ ગયા.

સવારથી ધગી રહેલા હૈયા પર જાણે અમીછાંટણાં થતાં હોય તેમ ચિંતનની આંખોમાં ચેતનાની ચમક ઊપસી આવી : 'અદાલતમાં ન્યાય થાય ત્યારે સાચો, પણ તુલસીના આ સહકાર્યકરોએ તો અત્યારે જ ન્યાય તોળી દેખાડ્યો !'

આ જાણીને પોતાની જેમ ડૉક્ટર શ્રીકાન્ત પણ રાજી થશે એવું વિચારતો ચિંતન ઉત્સાહભેર હૉસ્પિટલમાં દાખલ થયો. લિફ્ટ તરફ જતાં રસ્તામાં ટેલીફોન ઑપરેટરના કાઉન્ટર પર કાને ફોનનું રિસીવર લગાવીને ઊભેલી સિસ્ટર ડિસોઝાને પણ એ કહી દેવાની ઇચ્છા થઈ આવી, પરંતુ તેને જોઈને પીઠ ફેરવી લઈ ડિસોઝા ફોનની વાતમાં મશગૂલ બની જતી દેખાઈ એટલે ચિંતને આગળ વધી જવું પડ્યું.

'મિસ્ટર સેન !' બીજા કોઈ સાંભળી ન જાય એ રીતે ફોનના ભૂંગળા આડે હથેળીનો પંજો રાખી ડિસોઝાએ કહી દીધું : 'પહેલું કામ તો આજે પતી ગયું.'

'પર્સ મળી ગઈ ?' સામેથી અધીરો સવાલ સંભળાયો.

'નહીં, પહેલું કામ એટલે તુલસીના લૉકરની ચાવીનું...' ટેલીફોન ઑપરેટર દૂર હતી એનો લાભ લઈને ડિસોઝાએ સમજાવ્યું : 'સાબુની ગોટી પર મેં ચાવીની છાપ લઈ લીધી.'

'બ્રેવો !' સામેવાળાએ ઉત્સાહમાં આવી જઈ અવાજ ઉછાળ્યો : 'તો હવે કાલે લૉકરની પર્સ આપણા હાથમાં.'

'ધીમેથી બોલો.' ડિસોઝાએ કાનમાં કહેવાની ઢબે ધીમેથી સંભળાવ્યું : 'કાલે લાગ મળશે તો કાલે, નહિતર પરમ દિવસે બુધવારે તો નક્કી જ.'

'કાલે જરૂર લાગ મળશે, ડાર્લિંગ !' ધીમેથી બોલવાની સૂચના છતાં સૂરજનારાયણ અવાજનું વૉલ્યૂમ ઓછું કરી શક્યો નહીં : 'કાલે પર્સ મારા હાથમાં અને સવા લાખ તારા...'

એ આટલે સુધી પહોંચ્યો ત્યાં ટેલીફોન ઑપરેટરને નજીક આવતી જોઈને ડિસોઝાએ ફોન કટ કરી નાખ્યો. પછી ઑપરેટરને ભ્રમમાં રાખવાં આંખ મિચકારતી બોલી ગઈ : 'સાલો બૉયફ્રેન્ડ બહુ તંગ કરે છે !'

*

ત્યારપછીના અડતાલીસ કલાક સૂરજનારાયણે બહુ તંગ હાલતમાં વિતાવ્યા. અત્યારે તેને બાન્દ્રા લઈ જઈ રહેલી ટૅક્સીની ગતિ કરતાં તેનું મન વધારે ઝડપથી વિચારે ચડી ગયું હતું. સોમવારે ચાર વીસે ડિસોઝાએ લૉકરની ચાવીની છાપ મેળવી લીધાના ખબર આપીને ફોન કાપી નાખ્યો કે તરત જ શિવાઝ રિગલના બેત્રણ પેગ એ ગટગટાવી ગયો હતો. મંગળની સાંજે ફરી સવાચારે ફોન જોડ્યો ત્યારે પેલીએ કહ્યું કે ડુપ્લિકેટ ચાવી બનીને હાથમાં આવી નથી, એ સાંભળીને તેણે દાંત કચકચાવ્યા હતા : 'સાલા ચાવી બનાવનારને ડબલ - ત્રણત્રણ ગણા પૈસા આપી રાતોરાત કામ કેમ ન પતાવ્યું ?' તેના જવાબમાં પેલીએ કહ્યું હતું : 'મિસ્ટર સેન, બુધવાર મારો લકી ડે રહ્યો છે એટલે મેં ઉતાવળ ન કરાવી. હવે માત્ર ચોવીસ કલાક ખમી જાઓ. ટુમોરો આઈ વિલ બી એ લખપતિ !'

'સાલીએ લકી બુધવાર માટે ચોવીસ કલાકની મુદત નાખીને મારી ઊંઘ હરામ કરી દીધી !' સીટ પર બાજુમાં પડેલી ઈમ્પૉર્ટેડ બ્રીફકેસ પર હાથ ફેરવતાં તેનાથી બબડી જવાયું. પછી ટેક્સી ડ્રાઈવરની હાજરીથી સજાગ બની જઈ મનને ચગવા દીધું.

બુધવારની સાંજ પડે તેની રાહમાં વારેવારે ઘડિયાળ જોઈ રહેલા સૂરજનારાયણને મિનિટનો કાંટો તીક્ષ્ણ કાંટાની જેમ ભોંકાયા કર્યો. બપોરના બે વાગ્યાથી પીવાનું ચાલુ કરી દીધું પછી ભાન થયું કે આ રીતે પીતો રહીશ તો ચાર પહેલાં જ હોશ ગુમાવીને ઢળી પડીશ. જાત પર અંકુશ રાખીને માંડ ચાર વગાડ્યા. 'તાજ'ની ઑપરેટરને કહી રાખ્યું હતું : 'મને એક્ઝૅક્ટલી

ચાર ને પાંચ મિનિટે આ નંબર જોડી આપી મિસ ડિસોઝા સાથે મેળવી આપજે. હોટેલ છોડતી વખતે તારી ટેલીફોનસેવાની કદર કરવાનું હું બરાબર યાદ રાખીશ...'

ચાર ને છ મિનિટે ઑપરેટરે કહ્યું : 'સર, મિસ ડિસોઝા ઑન લાઈન.' ત્યારે સૂરજનારાયણને થયું કે છાતી ચીરીને હૃદય બહાર ઊછળી આવશે.'

'બોલ, ડાર્લિંગ, કામ થયું ને ?'

'હા, થયું...' એટલું સાંભળતાં જ તેના મોંમાંથી રિસીવરના ભૂંગળામાં લાળ પડી ગઈ હતી. ત્યાં ડિસોઝા બોલતી સંભળાઈ : 'કામ તો થયું, પણ...'

'પણ શું ?' હૃદય બંધ પડી જવાનું હોય એવી ભીંસ તેણે અનુભવેલી : 'તેં પર્સ ખોલીને જોઈ લીધી ?'

'નૉટ એટ ઑલ !' મક્કમપણે કહ્યું : 'તમે ના પાડ્યા પછી હું કેમ ખોલું ? પણ...'

'તો પછી તારું પણ-બણ બંધ કરીને અહીં ધસી આવ.'

'ત્યાં આવવાનું નહીં બને...' કહીને ડિસોઝાએ સમજાવ્યું : 'અહીંથી હું વિગતવાર સમજાવી નહીં શકું. બહાર જઈને તમને તાબડતોબ ફોન જોડું છું.'

પેલીએ ફોન મૂકી દીધો ત્યારે સૂરજનારાયણને ભીંત પર પોતાનું જ માથું અફળાવવા જેવો રોષ ચડ્યો હતો, પણ ત્રણ મિનિટ પછી ફોનની ઘંટડી વાગી અને ડિસોઝાનો અવાજ સંભળાયો ત્યારે રાહત અનુભવી : 'ડાર્લિંગ, તારાથી ન અવાય એવું હોય તો હું આવીને તને લઈ જાઉં.'

'હું એ જ કહેવા માગતી હતી, ડિયર સેન !' ડિસોઝાનો અવાજ તેને સૅક્સી લાગવા માંડ્યો : 'આવવું તો તારે જ પડશે, પણ મને ત્યાં લઈ જવા નહીં.'

'તો ?'

'તાજને બદલે આપણે બાન્દ્રાની સી-શોર હોટેલમાં મળીએ.'

'શું કામ ?' સૂરજનારાયણ અધીરો થઈને તેને ધમકાવી નાખવા માગતો હતો, પણ સંયમ જાળવી રાખીને પૂછ્યું : 'ડાર્લિંગ, તારી બાન્દ્રાની એ હોટેલ કરતાં અહીં તાજમાં વધારે મજા કરી શકશું. પછી તું કહેતી હોઈશ તો તારા સવા લાખ સાથે તને હું તારા ઘર સુધી મૂકવા આવીશ.'

'નહીં, ડિયર સેન, મારાથી તાજમાં નહીં આવી શકાય.' ડિસોઝા દૃઢ રહી હતી : 'તમે સવા લાખ લઈને સી-શોર આવી જાઓ. ત્યાં આપણે મોડી રાત સુધી સાથે રહીશું. પછી હું મારા ઇનામ સાથે મારે ઘેર અને તમે તુલસીની પર્સ સાથે તમારી તાજમહલ હોટેલ !'

'આમાં તારી કોઈ ચાલબાજી તો નથી ને, ડાર્લિંગ !'

'ડાર્લિંગ કહીને પાછી મને ચાલબાજ કહે છે ?' એણે છણકો કરેલો : 'ગયા વખતે

તાજમાં મળવા આવી ત્યારે જતી વખતે ત્યાંના સિક્યુરિટી ગાર્ડે મારી પૂછપરછ કરી હતી. એ લોકોને હું કોઈ કૉલગર્લ જેવી લાગી હોઈશ. તાજવાળા આ બાબતમાં બહુ સ્ટ્રિક્ટ છે. હવે મારાથી એવું જોખમ નહીં થાય.'

'તો ભલે !' સૂરજનારાયણે આખરે નમતું જોખવું પડ્યું હતું : 'શું નામ કહ્યું - બાન્દ્રાની સી-શોર હોટેલ ? હું હમણાં જ નીકળું છું.'

'હમણાં નહીં.' ડિસોઝાએ ફરી તેને ટટળાવ્યો : 'હું માહિમ મારે ઘેર જઈ, ડ્રેસ ચેન્જ કરીને હોટેલ પર સાડાપાંચ વાગ્યે પહોંચીને ડબલ બેડનો રૂમ બુક કરાવું ત્યારપછી આવવાનું...'

'એટલે છ વાગ્યે આવું.'

'કરેક્ટ, ડિયર સેન.' ડિસોઝાનો ઘૂંટાતો અવાજ સૂરજનારાયણને ઓગાળી નાખતો હતો : 'અને જોજો, ખાલી હાથે ન આવતા...'

'એમ તે કાંઈ હોય ? પ્રૉમિસ ઈઝ પ્રૉમિસ... સવા લાખ લઈને આવું છું.'

'અને જોજો, તમારું પેલું ટેપરેકૉર્ડર ખિસ્સામાં સંતાડીને નહીં લાવતા.'

'ઓહ ! ફરગેટ ઈટ, ડાર્લિંગ !' તેણે અવાજમાં આત્મીયતા નિતારતાં કહ્યું હતું : 'હું ખાલી ખિસ્સે અને ભરેલી બ્રીફકેસ સાથે આવું છું.'

વાર્તાલાપ પૂરો થયા પછી પણ બંને બાજુ ટેલીફોનનું રિસીવર ઊંચકાયેલું જ રહ્યું હતું. પંદર-વીસ સેકન્ડ સુધી અબોલ રહીને બંને પરસ્પરના શ્વાસોચ્છ્વાસ સાંભળતાં રહ્યાં હતાં. જાણે શ્વાસ દ્વારા એકબીજાનો વિશ્વાસ સંપાદિત કરી રહ્યાં હતાં !

'સા'બ, આપકે લેફ્ટ હૅન્ડ તરફ દેખીએ.' માહિમની ખાડી વટાવી સિગ્નલ પાસે ટૅક્સી ઊભી રહી એટલે ડ્રાઈવરે કહ્યું : 'સમુદ્રના ખડક પર ઊભેલી દેખાય છે એ જ સી-શોર હોટેલ !'

સંધ્યાની ગુલાબી ઝાંયમાં ચમકતી ઊંચી હોટેલની ટોચ જોઈને સૂરજનારાયણે રોમાંચ અનુભવ્યો, પરંતુ જેમજેમ ટૅક્સી હોટેલ તરફ વધતી ગઈ તેમતેમ મનમાં ભીતિ પણ લાગવા માંડી : દરિયાકિનારાના આવા એકાન્ત સ્થળે આવેલી હોટેલમાં મળવા બોલાવીને ડિસોઝા મને ફસાવવા તો નહીં માગતી હોય ને ? પોતાની રિવૉલ્વર સાથે નહીં લાવવા માટે હવે તેને અફસોસ જાગ્યો. પણ હોટેલ સામે ટૅક્સી ઊભી રહી અને ત્યાંની ફાઈવસ્ટાર ઝાકઝમાળ જોઈને અફસોસની જગ્યા રુઆબે લઈ લીધી. ટૅક્સી-ડ્રાઈવરના હાથમાં સોની નોટ પકડાવી દીધી : 'હું કલાકમાં પાછો આવું છું' કહીને ફરી મનમાં સાવચેતીની ઘંટડી વાગી એટલે બીજી નોટ કાઢી : 'કલાકમાં ન આવું તો રિસેપ્શન કાઉન્ટર પર જઈને પૃચ્છા કરજે કે મિસ્ટર સેન બિઝનેસ મીટિંગ માટે કયા રૂમમાં છે ? મારે તેમને એક અર્જન્ટ મેસેજ આપવાનો છે. હું ઉપર જતાં પહેલાં રૂમ નંબર જાણી લઈ રિસેપ્શનમાં મારું નામ અને નંબર આપતો જઈશ.'

'ભલે, સાહેબ.' ટૅક્સી-ડ્રાઈવરે કાંડાઘડિયાળમાં જોયું : 'એક કલાક પછી સાત વાગ્યે આપ પાછા ન ફરો તો આપને હું યાદ કરાવીશ.'

તેના આજ્ઞાંકિત જવાબે ધરપત આપી હોય તેમ સૂરજનારાયણે કાળી બ્રીફકેસ સાથે આત્મવિશ્વાસભેર 'સી-શોર' હોટેલમાં પ્રવેશ કર્યો. દાખલ થયા પછી વિચાર આવ્યો : ડિસોઝા કોના નામે રૂમ બૂક કરવાની છે એ પૂછવાનું તો સાવ ભુલાઈ ગયું ! કદાચ એ મારી રાહ જોતી બેઠી હશે એવું વિચારી લૉબીમાં નજર ફેરવી, પણ ડિસોઝા ક્યાંય દેખાઈ નહીં. હવે સૂરજનારાયણે રિસેપ્શન કાઉન્ટર પર ઇન્ક્વાયરી કર્યા વગર ચાલે તેમ નહોતું.

તેને આવતો જોઈ રિસેપ્શનિસ્ટ ગર્લે દૂરથી જ આવકારનું સ્મિત આપ્યું. સૂરજનારાયણને એનું સ્મિત સેક્સી લાગ્યું, પણ વાસનાવૃત્તિ પર લગામ ચડાવી દઈ ગંભીર મુખભાવ સાથે પોતાની ઓળખાણ આપી : 'આઈ ઍમ મિસ્ટર સેન. અહીં...'

હજુ તો એટલું કહે ત્યાં જ સ્ફૂર્તિલી છોકરીએ તેને જોઈતી માહિતી આપી દીધી : 'યૂ આર વેલકમ, મિસ્ટર સેન ! આપની સેક્રેટરીએ થોડી વાર પહેલાં જ આપના નામે ''સ્વીટ'' બૂક કરાવ્યો... ''સ્વીટ'' નંબર ફોર ફાઈવ સિક્સ !'

'સ્વીટ' ! સેક્રેટરી ! ડિસોઝાની ચાલાકી પર ખુશ થવું કે ખફા એ સૂરજનારાયણ નક્કી કરી શક્યો નહીં : 'સાલી હાથમાં પૈસા આવતાં પહેલાં જ ઉડાઉ થઈ ગઈ !

લિફ્ટમાં ચોથા માળે પહોંચતાં સુધીમાં નિર્ણય કરી લીધો કે સિસ્ટર ગોસ્વામીની પર્સનો કબજો લઈ અત્યારે બહાર નીકળી જવું છે... પોતે હજુ તો 'સ્વીટ' પાસે પહોંચીને ૪૫૬ નંબર વાંચે ત્યાં જ દરવાજો ઊઘડી ગયો :

'પધારો, સેનસાહેબ !' પર્ફ્યુમની તીવ્ર સુગંધ સાથે આવકાર આપતી ડિસોઝા સામે ઊભી હતી. બદલાયેલી હેર સ્ટાઈલ, ફ્રેશ મેક-અપ અને આકર્ષક મૅક્સી ડ્રેસમાં લુચ્ચું હસતી ડિસોઝા અત્યારે તદ્દન જુદી જ દેખાતી હતી. સામું સ્મિત આપતા મિસ્ટર સેને 'સ્વીટ'માં પ્રવેશ કર્યો : 'યૂ લૂક વેરી સ્માર્ટ, ડાર્લિંગ !'

'તમારી સેક્રેટરી તરીકે સ્માર્ટ તો દેખાવું જ જોઈએ ને, માય બૉસ !' કહીને એણે દરવાજો બંધ કરી દીધો.

'પણ મેં દરવાજો નૉક કર્યા પહેલાં જ તેં કેમ ખોલી નાખ્યો ?'

'નીચે મેં કહી રાખ્યું હતું.' 'સ્વીટ'નો બહારનો બેઠકરૂમ વટાવી તેને અંદર દોરી જતી ડિસોઝાએ આંખોની કીકીઓ ઉછાળતાં કહ્યું : 'રિસેપ્શનિસ્ટ ગર્લને સમજાવ્યું હતું કે મારા બૉસ ઉપર આવે એ પહેલાં મને જાણ કરી દેજે. હી ઈઝ વેરી હૉટ ટેમ્પર્ડ. રૂમમાં કાંઈ આડુંઅવળું જોશે તો મને ધમકાવી નાખશે.'

'રૂમ નહીં, ''સ્વીટ'' કહે.' અંદર પલંગ સામેની ખુરશી પર બેઠક લેતાં સેને સુધાર્યું : 'કલાકના કામ માટે કોસ્ટલી ''સ્વીટ'' બૂક કરવાની શી જરૂર હતી ?'

'રૂમ કોઈ ખાલી નહોતા !' કહી ડિસોઝા વિસ્કીની બૉટલ લઈ આવી, પલંગ પર ગોઠવાઈ : 'અને આટલા પૈસા ખર્ચ્યા પછી કલાકમાં આપણે ''સ્વીટ'' કયાં ખાલી કરી જવાનાં ? પીશું, ખાશું અને મોજ...'

'પણ હું ઑલરેડી પીને આવ્યો છું.'

'એ તો તમારા ફેસની લાલી કહી આપે છે.' વિસ્કીમાં પાણી ઠાલવી ગ્લાસમાં આઈસના ટુકડા મૂકતી એ બોલી ગઈ : 'બૉસની સરભરા ખાતર સ્કૉચ વિસ્કી લઈ આવી.' કહીને તેના હાથમાં ગ્લાસ પકડાવતાં રમતિયાળ અદાથી ઉમેર્યું : 'મૂંઝાશો નહીં, આ બધું મારા ખર્ચે છે. "સ્વીટ"નું પેમેન્ટ પણ એડવાન્સમાં કરી દીધું છે. સવા લાખ રૂપિયાના ઇનામની ખુશાલી સેલીબ્રેટ તો કરવી જોઈએ... ચીઅર્સ !'

'ચીઅર્સ !' ડિસોઝાના ગ્લાસ સાથે પોતાનો ગ્લાસ ટકરાવીને હોઠે માંડ્યો. વિસ્કી ટેસ્ટ કરી. જ્હોની વૉકર બ્લેક લેબલની સામે પડેલી બૉટલ મુજબ સ્કૉચનો ટેસ્ટ આવ્યો એટલે એકબે ઘૂંટ પી લીધા. પછી રૂમમાં આજુબાજુ નજર દોડાવી. દૃષ્ટિ ફરતીફરતી પલંગના ઓશીકા પાસે પડેલી પર્સ પર થંભી ગઈ. એ જ વખતે ડિસોઝાની આંખો સૂરજનારાયણના પગ પાસે પડેલી કાળી બ્રીફકેસને ટાંપી રહી હતી. પછી બંને એકબીજાની નજરની સંતાકૂકડી સમજી ગયાં હોય તેમ હસી પડ્યાં.

'પેલી ગોસ્વામીનું લૉકર ખોલવામાં કોઈ હરકત નહીં નડી હોય.' સૂરજનારાયણની અધીરાઈ અંકુશમાં રહી નહીં.

'હરકત તો ન થઈ, પણ લૉકર ઉઘાડતી વખતે ચોરી કરવાના ખ્યાલથી પરસેવો છૂટી ગયેલો.'

'સાચું કહેજે, પર્સ ખોલીને જોવાની લાલચ જાગેલી કે નહીં ?'

'બાય ગૉડ, લાલચ જાગી હતી.' ગળામાં લટકતા ક્રૉસને હાથ લગાડી ડિસોઝાએ અવાજમાં સચ્ચાઈનો રણકો ઉછાળ્યો : 'પણ પ્રૉમિસ ન પાળું તો જિસસ ક્રાઈસ્ટ સવા લાખનું ઇનામ નહીં અપાવે એવી બીકે પર્સ ખોલવાની હિંમત ન ચાલી.'

'ગૂડ ગર્લ !' હાથ લંબાવી તેના ડાબા હાથનો પોંચો પંપાળતાં સૂરજનારાયણે કહ્યું : 'તો હવે મને પર્સ આપી દે એટલે તને તારું ઇનામ મળી જાય.'

'શી ઉતાવળ છે ?' એનો હાથ પકડી લઈ ઉષ્માભેર દબાવતી ડિસોઝા બેસી ગઈ : 'પહેલાં થોડું પી લઈએ.'

'મને એમ કે તને ઇનામની ઉતાવળ છે.'

'સાચું કહું ?' પોતાનો ગ્લાસ ખાલી કરી ડિસોઝાએ તેની આંખો સાથે આંખો મિલાવી : 'રવિવારે તાજમાં તમે મને આલિંગનમાં ભીંસી ત્યારે હું બરફની જેમ ઓગળવા લાગી હતી. સવા લાખ ઉપરાંત આજની મુલાકાતમાં તમારી મર્દાનગી માણવા મળશે એ લાલચ પણ એટલી જ જોરદાર હતી.'

કહેતી એ ઊભી થઈ, સૂરજનારાયણના ખભા પર હાથ ટેકવી બીજા હાથની આંગળીઓ તેના વાળમાં પરોવવા લાગી : 'મનમાં એક ત્રીજી પણ લાલચ છે.' પોતાની છાતી તેના માથા પર ઝુકાવતી એ બોલી ગઈ : 'તમારી સેક્રેટરી બનાવીને મને લંડન ન લઈ જાઓ ?'

હવે સૂરજનારાયણને ખાતરી થઈ ગઈ કે આ છોકરી જાળમાં ફસાઈ જવા તૈયાર થઈ ગઈ છે. વિસ્કીનો ગ્લાસ ટિપાઈ પર મૂકી દઈ પોતાના બંને હાથ પાછળ લંબાવ્યા અને ઝાટકા સાથે ડિસોઝાને પોતાના ખોળામાં ખેંચી લીધી : 'લિલિ ડાર્લિંગ !' ચુંબન ચોડીને ઘૂંટાતા શ્વાસે પૂછ્યું, 'લિલિ ડાર્લિંગ, પેલીની પર્સ ક્યાં છે ?'

'અહીંયાં...' સામું ચુંબન આપતી તે બોલી ગઈ : 'આ રૂમમાં જ છે, પણ તમને દેખાય છે એ પર્સ તો મારી છે. તમારી તો સંતાડીને રાખી છે. પહેલાં પ્યાર પછી પર્સ !'

સૂરજનારાયણની અધીરાઈ ઘટ્ટ બની ગઈ. પર્સ પામવાની ઉત્તેજના સાથે એણે એને આલિંગનમાં ભીંસી ત્યાં જ પ્રકાશનો અણધાર્યો ઝબકારો થયો. ઉન્માદના આવેશમાં સૂરજનારાયણને એ ઝબકારાની અસર વર્તાઈ નહીં, પણ બીજો, ત્રીજો, ચોથો એમ ઉપરાઉપરી ઝબકારા થતા ગયા ત્યારે ચોંકીને ઝાટકા સાથે ગરદન ઘુમાવી તેણે જોયું તો પાંચ ફૂટના અંતરે ઊભેલો એક જુવાન કૅમેરાની ચાંપ દબાવી તેના ફોટા ઝડપી રહ્યો હતો.

'યૂ... સ્ટુપિડ !' કહેતો સૂરજનારાયણ ડિસોઝાથી અળગો થઈ બરાડી ઊઠ્યો : 'તું કોણ છે ?'

એનો જવાબ આપવાને બદલે પેલા જુવાને ફરી એક વાર કૅમેરાની ચાંપ દાબી ફ્લૅશનો ઝબકારો કર્યો. પોતાના ખોળામાં બેઠેલી ડિસોઝાને હડસેલી સૂરજનારાયણ લાલઘૂમ આંખે ફોટોગ્રાફર તરફ ધસી જવા માગતો હતો, પણ ડિસોઝાએ તેને રોકી રાખ્યો. એટલી વારમાં પેલા ફોટોગ્રાફરે જીન્સ પૅન્ટના હિપપૉકેટમાંથી કાઢેલી ચપ્પુની સ્પ્રિંગ દબાવી. છ ઈંચની ધારદાર ચપ્પુની તીક્ષ્ણ અણી જોતાં જ સૂરજનારાયણ થથરી ઊઠ્યો : 'ડિસોઝા, તેં મારી સાથે કપટ કર્યું ?' તેના અવાજમાં રોષ સાથે ભયનો કંપ પણ હતો : 'કોણ છે આ ?'

'હું ઓળખાણ કરાવું છું, મિસ્ટર સેન !' કહેતી ડિસોઝા તેની ગોદમાંથી ઊભી થઈ. કૅમેરા અને ચપ્પુ સાથે ઊભેલા યુવાન તરફ ઇશારો કરતાં એણે કહ્યું : 'આ છે મારો બૉયફ્રેન્ડ માઈકલ પિન્ટો.'

'તારો બૉયફ્રેન્ડ !' સૂરજનારાયણના દાંત ભીંસાયા : 'તમે બંનેએ મળીને મારી સાથે કપટ...'

'જસ્ટ એ મિનિટ, મિસ્ટર સેન !' તેના તરફ દુર્લક્ષ કરી, ડિસોઝા સ્વસ્થપણે બોલી ગઈ : 'હજુ મારે તમારી ઓળખાણ આપવી બાકી છે. પિન્ટો, આ મારા બૉસ છે મિસ્ટર સેન ઉર્ફે મિસ્ટર સૂરજનારાયણ, એટલે કે ઇન્ડિયાના ડિફેન્સ મિનિસ્ટર લેઇટ શ્રી જગતનારાયણના સન !'

'ડિસોઝા !' પોતાની અસલિયત ઉઘાડી પડી જતાં સૂરજનારાયણને કમકમાં આવી ગયાં : 'નો-નો ! આઈ ઍમ મિસ્ટર સેન...'

'માય ડિયર બૉસ, હવે બનાવટ છોડો.' ડિસોઝાએ તેના ગાલે ટાપલી મારીને ઉમેર્યું : 'જેમ અત્યારે હું તમારી બનાવટી સેક્રેટરી છું, તેમ તાજમાં તમે સૂરજનારાયણના બનાવટી મૅનેજર સેન બની ગયા હતા.'

'પણ તું કરવા શું માગે છે, ડિસોઝા ?'

'મારા આ બૉયફ્રેન્ડ પિન્ટોએ હમણાં રોમૅન્ટિક હાલતમાં આપણા જે ફોટા ખેંચી લીધા એ કાલ સવારના પેપર્સમાં છપાય તો ?' સાંભળતાં જ સૂરજનારાયણને થરથર કાંપતો જોઈ ડિસોઝા ખંધું હસી : 'એ ફોટાની નીચે કૅપ્શનમાં લખાય કે ભારતના મહાન દેશસેવક શ્રી જગતનારાયણના મૃત્યુના પાંચમા દિવસે એમના એકના એક સુપુત્ર મુંબઈની એક ફાઈવસ્ટાર હોટેલમાં આવી હાલતમાં ઝડપાઈ ગયા હતા... તો કેવી સનસનાટી ફેલાય ?'

'યૂ...' ડિસોઝાની ગળચી દાબી દેવા માગતો હોય એવા ખુન્નસથી તેણે દાંત પીસ્યા, પણ પેલીના બૉયફ્રેન્ડે તાકેલા હથિયારે તેને લાચાર બનાવી દીધો : 'ડિસોઝા, તમે બંને મળીને મને બ્લૅકમેલ કરવા...'

'નહીં, બ્લૅકમેલ નહીં ! ટીટ ફૉર ટૅટ.' ડિસોઝાએ સંભળાવ્યું : 'તાજમાં તેં મારી સાથેની વાતચીત ટેપ કરી લીધી હતી. હવે અહીં મેં તારી સાથેની પ્રણયક્રીડા કૅમેરામાં કેદ કરી લીધી.'

કહેતી ડિસોઝાએ પોતાના પગ પાસે પડેલી કાળી બ્રીફકેસ ઊંચકી લીધી. સૂરજનારાયણ ઝાપટ મારીને બ્રીફકેસ ઝૂંટવી લેવા આગળ વધ્યો, પણ પિન્ટોએ ચપ્પુવાળો હાથ તેના તરફ લંબાવીને તેને રોક્યો : 'ડૉન્ટ મુવ !'

'વૉટ ડુ યુ વૉન્ટ ?' સૂરજનારાયણે પિન્ટોને પૂછ્યું.

'માલ !' પિન્ટોએ કૅમેરા ખભામાં ભરાવતાં કહ્યું : 'જેટલી રકમ અંદર છે એ અમારી.'

એટલી વારમાં ડિસોઝાએ બ્રીફકેસ ખોલીને જોયું તો સો-સોની નોટોથી બૅગ ભરેલી હતી.

'ડિસોઝા, સોદાબાજીમાં દગાબાજી ન ચાલે.' સૂરજનારાયણે વાટાઘાટનું વલણ અપનાવ્યું : 'પર્સના બદલામાં મારે તને એ રકમ આપવાની હતી.'

'હવે રકમ મળી ગઈ એટલે તને પર્સ આપું છું.' કહેતી ડિસોઝાએ ડબલ બેડના બિછાના હેઠળ હાથ ખોસી પર્સ બહાર કાઢી : 'આ તારી પર્સ !' કહી તેને આપી દેવાને બદલે દેખાડી.

થોડી વાર સુધી પર્સને તાકી રહ્યા પછી ચમકતી આંખે સૂરજનારાયણે પૂછ્યું : 'તારી પાસે પર્સ હતી તો પછી ફોટોગ્રાફરના આ નાટકની શી જરૂર પડી ?'

'કારણ કે મને તારા પર ભરોસો નહોતો. કદાચ પર્સ મળી ગયા પછી તું પૈસા આપવામાં ફરી જાય તો ? એટલા માટે મારે પિન્ટોનો સાથ લેવો પડ્યો.'

'હવે તો ભરોસો પડ્યો ને ?' પર્સ માટે હાથ લંબાવતાં એણે ઠાવકાઈથી કહ્યું : 'માલ તારા હાથમાં આવી ગયો, હવે પર્સ આપી દે.'

ડિસોઝા અને પિન્ટો એકબીજાની સામે જોવા લાગ્યાં એટલે યાદ આવ્યું હોય તેમ સૂરજનારાયણે ઉમેર્યું : 'પિન્ટો, તારે કૅમેરામાંથી ફિલ્મનો રોલ પણ કાઢી આપવો પડશે.'

પિન્ટોએ ડિસોઝાના હાથમાંથી રૂપિયાની બ્રીફકેસ લઈ તેને કૅમેરા સોંપી દીધો : 'હું માલ લઈને જાઉં છું. મારા ગયા પછી પાંચ મિનિટે તું કૅમેરામાંથી રોલ કાઢી નાખજે અને તેને પર્સ સોંપી દેજે.'

કહી ચપ્પુ ડિસોઝાના હાથમાં સોંપી દઈ, બ્રીફકેસ સાથે પિન્ટો સડસડાટ બહાર નીકળી ગયો. જતાં પહેલાં બાથરૂમના બારણાની સ્ટોપર લગાવતો ગયો એટલે સૂરજનારાયણને સમજાઈ ગયું કે મારા આવતાં પહેલાં જ ડિસોઝાએ તેને બાથરૂમમાં સંતાડી રાખ્યો હતો.

ડિસોઝા સાથે એકલા પડેલા સૂરજનારાયણને તેના પર તરાપ મારી કૅમેરા અને પર્સ બંને પડાવી લેવાની ઇચ્છા થઈ, પણ હવે એનો કોઈ અર્થ નહોતો. એ લુચ્ચીએ હોટેલની રૂમ મિસ્ટર સેનના નામે બૂક કરાવી હતી. ધાંધલધમાલ થાય તો પોતાની અસલિયત ઉઘાડી પડી જાય. પોલીસની ધમકી આપવાથી પણ કાંઈ વળવાનું નહોતું. હવે તો ડિસોઝા પોતાની અસલિયત બાબત મોં બંધ રાખે એ જ મહત્ત્વનું હતું.

'યસ, મિસ્ટર સેન !' ડિસોઝાએ કૅમેરા ખોલી અંદરથી રોલ ખેંચી કાઢ્યો : 'બસ, હવે આપણી વચ્ચેની પ્રણયક્રીડાનો પુરાવો નાબૂદ થઈ ગયો ને ?'

તેનો જવાબ આપવાને બદલે સૂરજનારાયણે ડિસોઝાના બીજા હાથમાંથી પર્સ ઝૂંટવી લીધી : 'મારે આની વધારે જરૂર હતી.' કહેતાં એણે અધીરાઈભેર સિસ્ટર ગોસ્વામીનું પર્સ ખોલીને વીંખવા માંડ્યું. અંદરથી નાનો અરીસો, પાંચ-સાત રૂપિયાની નોટો, થોડું પરચૂરણ અને ભગવાનની એક છબી નીકળી... સૂરજનારાયણની છાતી હાંફવા લાગી. આવેશમાં પર્સનાં બંને પડ ખેંચીને ઊતરડી નાખ્યાં છતાં પણ અંદરથી પોતાને જોઈતો કાગળ ન નીકળ્યો ત્યારે દાંત ભીંસીને સામે ઊભેલી ડિસોઝાના મોં પર પર્સ ફટકાર્યું : 'સાચું કહેજે, આ સિસ્ટર ગોસ્વામીની જ પર્સ હતી ?'

'નહીં !' ચપ્પુ ધરી રાખી પાછા પગલે દરવાજા તરફ સરકતી ડિસોઝાએ એકરાર કર્યો : 'પર્સ પણ બનાવટી ઊભી કરવી પડી, મિસ્ટર સેન ! કારણ કે તુલસી ગોસ્વામીના લૉકર પર તો સોમવારે સવારે જ પોલીસે સીલ મારી દીધાં હતાં.'

'ઓહ ગૉડ !' કહેતો સૂરજનારાયણ ડબલ બેડમાં ફસડાઈ પડ્યો. દાંત ભીંસીને એણે રાડ પાડી : 'યૂ ડબલ ચીટ ! તું ભલે મને છેતરી ગઈ, પણ યાદ રાખજે, તું ખુદ છેતરાઈ ગઈ છે. તારો બૉયફ્રેન્ડ જે બ્રીફકેસ લઈને ગયો તેમાં એક લાખ પચીસ હજાર પૂરા નથી. એક મીડું ઓછું છે અને એ સાડાબાર હજાર પણ તારા હાથમાં આવવાના નથી..'

દરવાજાનો નૉબ ઘુમાવવા લંબાવેલો ડિસોઝાનો હાથ પાછો ખેંચાઈ ગયો. સવા લાખના સાડાબાર હજાર થઈ ગયા એનો આઘાત જીરવી લેવા માટે હૃદય કઠણ કર્યું ત્યાં સૂરજનારાયણે ફરી સંભળાવ્યું :

'જે બૉયફ્રેન્ડ બ્લૅકમેલિંગ માટે પોતાની ગર્લફ્રેન્ડને પર-પુરુષ સાથે રોમાન્સ કરાવી ફોટા

પાડવા ઊભો રહે એ બૉયફ્રેન્ડ કદાપિ સાચો પ્રેમી પુરવાર નહીં થાય. તું મને છેતરી ગઈ તેમ એ તને છેતરી જવાનો !'

'મારો પિન્ટો એવો નથી !' કહેતી ડિસોઝા ઝડપભેર બહાર નીકળી ગઈ. નીચે ઊતરી બૉયફ્રેન્ડ સાથે નક્કી કર્યા મુજબ માહિમના મધર મેરી ચર્ચ પર મારતી ટૅક્સીએ પહોંચી ગઈ. કૉર્નર પર ટૅક્સીની બહાર ઊભો રહી પોતાની રાહ જોતો પિન્ટો દેખાયો એટલે ડિસોઝાએ નિરાંત અનુભવી. થોડી વાર પહેલાં સૂરજનારાયણને પોતે જ કહેલા શબ્દોનો મનમાં પડઘો સંભળાયો : 'મારો પિન્ટો એવો નથી !

'આ તું રાખ !' જેવી ડિસોઝા ટૅક્સીમાંથી ઊતરી કે તરત જ પિન્ટોએ તેના હાથમાં પૈસાની બૅગ સોંપી દીધી અને તેના હાથમાંથી કૅમેરા લઈ લીધો : હું કૅમેરો સ્ટુડિયોવાળાને આપી આવું છું, ત્યાં સુધીમાં તું ચર્ચમાં જઈ આવ.' કહી એ ટૅક્સીમાં રવાના થઈ ગયો.

તેની ટૅક્સી દેખાતી બંધ થયા પછી ડિસોઝા ચર્ચ તરફ આગળ વધી. દર બુધવારે માહિમના આ ચર્ચમાં સેંકડો ખ્રિસ્તી-બિનખ્રિસ્તીઓ મધર મેરીની પ્રતિમા સમક્ષ મીણબત્તી પ્રગટાવી પોતપોતાની માનતા માનવા આવતાં હોય છે. રવિવારની સવારે તુલસી ગોસ્વામીએ ચીસ પાડી ત્યારે જ ડિસોઝાએ મનોમન નક્કી કરી લીધું હતું : 'હે મધર મેરી ! આ બિચારી સાજી થઈ જાય એવા બ્લેસિંગ્સ આપજે. નવ બુધવાર સુધી હું તારી સમક્ષ કૅન્ડલ લાઈટ પ્રગટાવતી રહીશ.'

ચર્ચના ચોગાનમાં ઊભેલી મધર મેરીની પ્રતિમા સમક્ષ મીણબત્તી પ્રગટાવી પચીસ મિનિટ પછી ડિસોઝા બહાર નીકળી ત્યારે મનનો ઘણો ભાર હળવો થઈ ચૂક્યો હતો. પિન્ટોને પાછા ફરતાં વાર કેમ લાગી હશે - એવા આછા ઉચાટમાં એ ચર્ચ પાસે આંટા મારતી હતી ત્યાં અચાનક એને ભાન થયું કે પોતે ઊંચકેલી કાળી બૅગ હળવી કેમ લાગે છે ?

પોતાને ભ્રમ થયો છે એવું મન મનાવી બેચાર મિનિટ પિન્ટોની રાહ જોતી રહી, પછી રહેવાયું નહીં એટલે એક ખૂણામાં જઈ, કોઈ જોઈ ન જાય તેમ બૅગ ઉઘાડી. અંદર ડોકિયું કર્યું ત્યાં એના હૃદયમાં તિરાડ પડી ગઈ. બૅગ ખાલી હતી !

'તું મને છેતરી ગઈ તેમ એ તને છેતરી જવાનો !'

સૂરજનારાયણનાં સાચાં પડેલાં વેણ તેને પગથી માથા સુધી કંપાવી ગયાં !



# 10

'વરલી લે લો.'

ટેક્સી-ડ્રાઈવરને સૂચના આપી યશોદાબહેન હોઠ ભીડીને વિચારે ચડી ગયાં. બાજુમાં બેઠેલો ચિંતન માતાના મુખભાવ નીરખતો એમના મનમાં ચાલતા વિચારનો અણસાર પામવા મથી રહ્યો. થોડી વાર પહેલાં કૉલેજનું એકસ્ટ્રા લેક્ચર પતાવી હૉસ્પિટલના ઇન્ટેન્સિવ કેરમાં ગોસ્વામીકાકા પાસે એ જતો હતો ત્યાં દરવાજા પાસે જ યશોદાબહેને તેને રોક્યો હતો. 'ચિંતુ, ચાલ મારી સાથે !' કહેતાં યશોદાબહેન આગળ થયાં અને પોતે ચૂપચાપ તેમની પાછળ હૉસ્પિટલની બહાર નીકળ્યો હતો. 'કઈ તરફ જવું છે, બા ?' ટેક્સી પાસે પહોંચ્યાં ત્યાં સુધીમાં ધીરજ રહી ન હોય એમ એણે માતાને પૂછ્યું હતું.

'તુલસીના સાસરિયે.' કહીને યશોદાબહેન ટેક્સીમાં ગોઠવાઈ ગયાં હતાં. 'ત્યાં મારું શું કામ છે ?' એવું કંઈક પૂછવાની ઇચ્છા રોકી રાખીને ચિંતને ટેક્સીમાં ગોઠવાઈ જવું પડ્યું હતું. માતાના ગંભીર મુખભાવ જોઈને ચિંતન સમજી ગયો કે કોઈક મહત્ત્વની બાબતસર જજસાહેબને ત્યાં જવાનું બન્યું છે. પણ એમાં શ્રીકાન્તભાઈને બદલે મને શું કામ સાથે લઈ જાય છે ? બે મિનિટ પહેલાં ડૉક્ટર શ્રીકાન્ત હૉસ્પિટલની લિફ્ટમાં મળી ગયા ત્યારે તેઓ પણ બોલ્યા નહોતા કે મારે બાને લઈને એમને ઘેર જવાનું છે. બંને વચ્ચે માત્ર બે જ વાક્યોની આપલે થઈ હતી : 'આજે તુલસીને કેમ છે ?' એ પૃચ્છાના જવાબમાં શ્રીકાન્તે કહ્યું : 'ઍઝ ઈટ વૉઝ યસ્ટરડે.'

છેલ્લા એક અઠવાડિયાથી તુલસીની તબિયત અંગેની પૃચ્છાનો લગભગ આવો જ જવાબ મળતો હતો. હૉસ્પિટલનાં ડૉક્ટર, નર્સ કે વૉર્ડબોય દરેકેદરેક વચ્ચે તુલસીની તબિયતની પૃચ્છા

અચૂક થતી અને પ્રત્યેક પાસે તેનો એક જ ઉત્તર હતો : 'યથાવત્ !' કોઈ સુધારો નથી એવું કહેવાને બદલે 'જેમ છે તેમની તેમ' કહેવામાં કદાચ ઓછો ખટકો લાગતો હશે!

'બા, તુલસીના સાસરિયે ફોનથી જાણ કરી છે ?'

'ના, આપણે અચાનક જઈ ચડવું છે !'

માતાનો જવાબ સાંભળીને ચિંતન ટટ્ટાર થઈ ગયો. વગર કહ્યે જજસાહેબને ત્યાં જવાનું તેને અજુગતું લાગ્યું. રસ્તામાં ટેક્સી રોકી કોઈક દુકાનેથી ફોન જોડી પૂછી લેવાનો પ્રસ્તાવ મૂકવાનું એ વિચારતો હતો, પણ તેને બદલે બીજો પ્રશ્ન પૂછી લીધો :

'શ્રીકાન્તભાઈને જાણ છે કે આપણે એમને ઘેર...'

'નહીં, ચિંતુ, તારા સિવાય કોઈને જાણ નથી કે હું જજસાહેબને મળવા જવાની છું.'

એના જવાબ પરથી ચિંતનને એટલું તો સમજાઈ ગયું કે મા કોઈક મક્કમ મનસૂબો કરીને પગલું ભરી રહી છે અને એક વાર મક્કમતા ધારણ કરી લીધા પછી એ પાછું પગલું ભરતી નથી ! ગોળીથી ઠાર થયેલા પિતાનો મૃતદેહ લઈને કસ્ટમવાળા ઘેર આવ્યા હતા ત્યારે સૌએ માની લીધેલું કે પતિની લાશ જોઈને મિસિસ મઝુમદાર ચિત્કાર કરી ઊઠશે, પછાડ ખાઈ બેહોશ બની જશે... પરંતુ યશોદાબહેને એવું કાંઈ જ બનવા દીધું નહોતું. અગિયાર વરસના ચિંતને એ દશ્ય જોયેલું તે એને અત્યારે પણ એટલું જ તાજું હતું. પ્રાણ સમા પતિના પ્રાણ વગરના દેહને જોઈ ભીની થતી આંખોને એમણે દઢ મનોબળથી કોરી કરી નાખી હતી અને કિશોરવયના પુત્રને પડખામાં લેતાં કહ્યું : 'દીકરા મારા, આપણે શું ગુમાવી બેઠાં છીએ એ હું જાણું છું, મોટો થઈને તું પણ સારી રીતે જાણી જઈશ... છતાં આપણા બેમાંથી કોઈએ રોકકળ કરવાની નથી, એમના મૃત્યુની અદબ રાખવાની છે. એમણે ફરજ બજાવતાં પ્રાણ ન્યોછાવર કર્યા એ વાત યાદ રાખવાની છે. જિંદગીમાં ક્યારેય આપણે ફરજ બજાવવામાં પીછેહઠ ન કરીએ એ જ એમનું સાચું તર્પણ કરવા બરાબર છે.'

અત્યારે ટેક્સીમાં તુલસીના સાસરિયે જતી વેળાએ માના મુખ પર કોઈક એવી જ ફરજ બજાવવાની દઢતા ચિંતનને દેખાઈ રહી હતી.

'જે કામસર જઈ રહ્યાં છીએ એના વિષે તમે મને કાંઈ કહ્યું નથી.' ચિંતને ફરી માના વિચારપ્રવાહમાં વિક્ષેપ પાડ્યો : 'ત્યાં ગયા પછી જે કાંઈ થાય તે મારે મૂંગામૂંગા જોયા-સાંભળ્યા કરવાનું છે ને, બા ?'

ત્યારે યશોદાબહેને વિચારો ખંખેરીને પુત્ર તરફ લક્ષ આપવું પડ્યું. જતાં પહેલાં પોતે આટલાં બધાં ગંભીર થઈ જવાની જરૂર નથી એવો ખ્યાલ આવ્યો હોય તેમ એમના ભિડાયેલા હોઠ છૂટા પડ્યા : પુત્રને વિશ્વાસમાં લીધા વગર સાથે લઈ જવાનો શો અર્થ છે ?

'ચિંતુ, તુલસીના અકસ્માતને આજે એક અઠવાડિયું પૂરું થયું.'

સાંભળીને ચિંતનથી કાંડાઘડિયાળમાં જોવાઈ ગયું. પોણાછ વાગી ચૂક્યા હતા : 'હા. બા, ગયા શુક્રવારે પોણાપાંચના સુમારે અકસ્માત થયો હતો. અત્યારે આઠ દિવસ ઉપર એક કલાક થઈ ગયો.'

'છતાં તુલસીના સાસરિયામાંથી કોઈ ખબર કાઢવા નથી આવ્યું.'

કહીને યશોદાબહેન અટકી ગયાં. વરલી નજીક આવી રહ્યું હતું છતાં ઝડપથી કાંઈ કહેવાતું નહોતું.

'મનેય થયું તો ખરું કે તુલસી કે ગોસ્વામીકાકાની ખબર કાઢવા શ્રીકાન્તભાઈનાં બા-બાપુજી આવ્યાં કેમ નહીં હોય ?'

'કેમ નહીં આવ્યાં એનું કારણ તો સમજાઈ જાય એવું છે, ચિંતુ ! મોટા ઘરનાં માણસો પીછેહઠ કરવા માગે છે.'

'તમને કોણે કહ્યું, બા ?'

'આમાં કોઈના કહેવાની જરૂર નથી.' યશોદાબહેને હવે કહેવાની ઝડપ વધારી : 'ગોસ્વામીજીય મનમાં તો સમજી ગયા છે પણ મોઢેથી બોલતા નથી. રવિવારથી રોજ હું એમની પાસે બેસવા જઉં છું ત્યારે અચૂક પૂછે છે : 'બહેન આજે તુલસીની ખબર કાઢવા કોણ આવ્યું હતું ?' પહેલા બે દિવસ તો થયું કે એ તુલસીનાં ભાઈ-ભાભી ખબર કાઢવા આવ્યાં હોય તો જાણવા માગે છે, પણ મંગળવારથી મુકુન્દ આવવા લાગ્યો છતાંય ગોસ્વામીજીની એ પૃચ્છા ચાલુ રહી ત્યારે એમના દિલનો વલોપાત સમજાઈ ગયો.'

'પણ બા, ખબર કાઢવા ન આવવાનું કારણ જાણી લીધા છતાં એવું પૂછવા જવાનું યોગ્ય ગણાય ?'

'એમ તો સંબંધ બાંધીને ફરી જવાનું યોગ્ય ન ગણાય.'

માના બોલવામાં પડકારનો રણકો હતો. કદાચ જજસાહેબને ત્યાં બોલાચાલી થઈ જવાનો તેને ફડકો પડ્યો. તુલસીના સંબંધ બાબત આ રીતે મા સાથે પોતાનું જવું તેને અજુગતું લાગ્યું :

'બા, મારે બદલે તુલસીના ભાઈને સાથે લીધો હોત તો ?'

'પહેલાં મુકુન્દને જ સાથે લઈ જવાનું વિચાર્યું હતું.' કહી યશોદાબહેને વરલીના 'ઉત્તમ એપાર્ટમેન્ટ્સ'ની ઊંચી ઈમારતો દૂરથી જોતાં ટેક્સી-ડ્રાઈવરને સૂચના આપી : 'આગે યુ ટર્ન લેના.'

'જી, બહેનજી !'

સાંભળી લઈ યશોદાબહેને ચિંતન તરફ લક્ષ આપ્યું : 'મુકુન્દને સાથે લઈ જવામાં એક જોખમ હતું, એ ગમે તેમ બોલી નાખે તો વાત વણસી જાય.'

'એ વાત પણ સાચી.' ચિંતને માના મંતવ્યમાં સૂર પુરાવ્યો.. તુલસીના ભાઈની પ્રકૃતિ

બહુ વિચિત્ર હતી. પત્નીથી દબાયેલો મુકુન્દ બહાર બહુ જોરાવર દેખાવાની સાચી-ખોટી તક અચૂક ઝડપી લેતો. બુધવારથી એ દાદર પિતાના ઘરમાં એકલો રહેવા આવી ગયો, કારણ કે પત્ની થોડા દિવસ માટે પિયર ગઈ હતી, પણ ઇન્ટેન્સિવ કૅરમાં સારવાર લેતા પિતાને તો એણે એમ જ કહ્યું કે અનુને ન આવવું હોય તો કાંઈ નહીં, હું તો તમારી ચાકરી કરવા દાદર જ રહેવાનો... તુલસીના કેસમાં તેને કાંઈ ગતાગમ પડતી નહોતી, છતાં ડૉક્ટર સાથે ચર્ચા કરવા આતુર રહેતો અને ન સમજાય એટલે ડૉક્ટરનો માન-મોભો જોયા વગર સંભળાવી દેતો : 'તમને લોકોને જ કેસમાં કાંઈ સમજ પડતી નથી, પછી મને શું સમજાવવાના ?'

આવો મુકુન્દ જજસાહેબ સાથે બાખડી પડે તો ? શ્રીકાન્તભાઈનુંય અપમાન કરવા જેવું થઈ જાય.

'તમને નથી લાગતું કે શ્રીકાન્તભાઈને કહીને આપણે એમને ઘેર આવ્યાં હોત તો વધારે સારું થાત ?'

ચિંતને પૂછવા-ન-પૂછવાની ગડમથલ પછી પૂછી જ નાખ્યું. ટૅક્સીએ યુ ટર્ન લીધો ત્યાં સુધી ચૂપ રહી યશોદાબહેને જુવાન પુત્ર સામે જોયું. થોડા જ દિવસમાં ચિંતન છોકરો મટીને પીઢ બની ગયો હોય એવું મહેસૂસ કર્યું. તુલસીની સગાઈ શ્રીકાન્ત સાથે થઈ ત્યારે એમને ભીતિ લાગેલી : તુલસી સાથે ચિંતનનો જીવ એટલો બધો મળી ગયો છે કે આ અણધાર્યા સંબંધની વાતથી પુત્ર વિહ્વળ બની જશે, તે ક્યારેક બેજવાબદારીભર્યું વર્તન કરી બેસશે... પણ તેને બદલે આ એક અઠવાડિયા દરમ્યાન તો એ પરિપક્વ પુરુષની જેમ વર્તવા લાગ્યો હતો.

'ચિંતુ, તું કહે છે તેમ શ્રીકાન્તને જાણ કરીને જ એમને ઘેર જવાનું પહેલાં વિચારેલું. એમનાં ઘરવાળાં સાથે વાતચીત કરતાં પહેલાં શ્રીકાન્તનું મન જાણી લીધું હોય તો સારું એ વિચાર આવેલો, પણ...'

'પણ શું, બા ?' યશોદાબહેન બોલતાં અટકી ગયાં એટલે ચિંતનની જિજ્ઞાસા તીવ્ર બની ગઈ : 'મને ન કહેવા જેવું કાંઈ...'

'ના-ના, દીકરા, હવે તને ન કહેવા જેવું મેં કાંઈ રાખ્યું જ નથી.' યશોદાબહેનના બોલમાં વિશ્વાસનો રણકો હતો : 'બે દિવસ અગાઉ શ્રીકાન્ત મારી પાસે બોલી ગયેલો : યશોદામાસી, કદાચ એવો સમય આવે કે લગ્ન કરીને હું તુલસી સાથે તમારે ઘેર રહેવા આવી જઉં તો ચિંતનની જેમ મને દીકરો માનીને રાખશો ને ?'

સાંભળીને ચિંતન ચોંક્યો :

'એમણે ગંભીરપણે આમ કહેલું, બા ?'

'કહેવાનો પ્રયત્ન તો મજાક-સ્વરૂપે જ કરેલો, પણ બોલતાંબોલતાં એના કંઠની રૂંધામણ મારાથી અજાણ રહી નહોતી.'

શ્રીકાન્તના એ ઉદ્‌ગારનો માએ શો જવાબ આપ્યો એ પૂછવાનો કોઈ અર્થ નહોતો અને અવકાશ પણ નહોતો.

અર્થ એટલા માટે નહોતો કે માનો જવાબ ચિંતન ધારી લઈ શકતો હતો. એમણે શ્રીકાન્તને એમ જ કહ્યું હશે : 'મારા ચિંતનના જન્મનાં પાંચ વર્ષ પહેલાં મારી કૂખે પ્રથમ પુત્ર અવતર્યો હતો. છ મહિનામાં જ અમે એને ગુમાવી બેઠેલાં. હવે તું મારો દીકરો થઈને ઘેર રહેવા આવીશ તો માની લઈશ કે મને મારો પહેલો પુત્ર પાછો મળી ગયો...'

અને અવકાશ એટલા માટે નહોતો કે ટૅક્સી જસ્ટિસ પી. એન. દીક્ષિતના મકાન પાસે આવીને ઊભી રહી ચૂકી હતી.

'કેમ છો, ધ્રુમનબહેન ?' જસ્ટિસ દીક્ષિતના ફ્લૅટનો દરવાજો ખોલનાર તુલસીનાં ભાવિ સાસુને ઓળખી જતાં યશોદાબહેને પૂછ્યું ત્યારે જજસાહેબનાં પત્ની વિમાસણમાં પડી ગયાં : 'મેં તમને ઓળખ્યાં નહીં, બહેન !'

પરંતુ યશોદાબહેને ઉંબરે ઊભાંઊભાં ઓળખાણ આપવાનું ટાળ્યું : 'અંદર આવીને ઓળખાણ આપું તો ચાલશે ?'

'અરે આવો ને !' ધ્રુમનબહેને વગર ઓળખાણે આવકાર આપવો પડ્યો : 'તમે મને ઓળખો છો એ પૂરતું છે.' કહી એમને દીવાનખંડમાં દોરી લાવ્યાં : 'બેસો.'

યશોદાબહેન તો તરત સોફા પર ગોઠવાઈ ગયાં, પણ ચિંતને ડ્રૉઈંગરૂમની સજાવટ જોઈ લેવા માટે ચારે તરફ નજર ફેરવી લઈને બેઠક લીધી.

'જજસાહેબ ઘરમાં નથી ?' ખાતરી કરી લઈને જ ઓળખાણ આપવાની ઠાવકાઈથી પૂછ્યું.

'છે ને !' શ્રીકાન્તની માતાએ અંદરના રૂમ તરફ નજર નાખી લઈને કહ્યું : 'હમણાં જ કૉર્ટથી આવ્યા. તમે બંને એમને મળવા આવ્યાં છો ?' પૂછીને એ થોડું અટક્યાં. ઓળખાણ આપવાના સામા પક્ષના વિલંબથી એમની જિજ્ઞાસા તીવ્ર બનવા લાગી હતી : 'તમે તો મને ઓળખી લીધી, પણ અગાઉ આપણે મળ્યાં હોય એવું યાદ નથી.'

'આ મારો પુત્ર ચિંતન છે.' યશોદાબહેન ઊંધી શરૂઆત કરી : 'મેડિકલ કૉલેજમાં ભણે છે.'

યશોદાબહેને પુત્રનું નામ ઉચ્ચાર્યું ત્યારે ધ્રુમનબહેનને એ સાવ અજાણ્યું લાગ્યું નહીં. ક્યાંક સાંભળ્યું હોય એવો આભાસ થયો પણ યાદ આવ્યું નહીં. મેડિકલ કૉલેજમાં ભણે છે એ જાણીને પહેલાં માન્યું કે પુત્રના અભ્યાસ બાબત કોઈ મદદ લેવા આવ્યાં હશે, પરંતુ મા-દીકરાના સુઘડ દેખાવ પરથી એવું અનુમાન અજુગતું લાગ્યું. ચિંતનને ધારીધારીને જોઈ રહેલાં ધ્રુમનબહેનના મનમાં એક વિચાર સ્ફુરી ગયો : આવો સોહામણો છોકરો મારી શ્રુતિ માટે મળી જાય તો...

'લ્યો, એ આવી ગયા.' અંદરના ખંડમાંથી પતિને આવતા જોઈ ધ્રુમનબહેને ચિંતનનો વિચાર પડતો મૂકવો પડ્યો.

'કોણ આવ્યું છે...' બબડતા જજસાહેબે દીવાનખંડમાં પ્રવેશ કર્યો એટલે યશોદાબહેનની જેમ ચિંતને પણ ઊભા થઈ હાથ જોડ્યા.

'બેસો-બેસો !' કહી પોતે ભરાવદાર શરીર સાથે પોતાની ઝૂલતી ચેરમાં ગોઠવાયા એટલે ચિંતન એમને નીરખવા લાગ્યો : મોટું કપાળ, પહોળાં જડબાં, લાંબું નાક અને માથે કાળા-ધોળા પાંખા વાળ... બંને ખભા પર બારીક કારીગીરીવાળો રેશમી ઝભ્ભો અને ટૂંકા પાયચાનો સફેદ પાયજામો...

'તમારી ઓળખાણ નહીં પડી.' પત્નીની જેમ જજસાહેબ પણ ગડમથલમાં પડ્યા. એમણે ધારી લીધેલું કે આવનાર સ્ત્રી એમની પત્નીની પરિચિત હશે અને કોઈ કેસ બાબત લાગવગ લગાડવા માગતી હશે.

'મેં હજુ ઓળખાણ આપી જ નથી, જજસાહેબ !' યશોદાબહેને નજીક આવી રહેલી કપરી ઘડી માટે માનસિક તૈયારી કરી લઈને કહ્યું : 'હું મિસિસ મન્મથરાય મઝુમદાર અને આ...' હજુ તો ચિંતનની ઓળખાણ આપે એ પહેલાં જ મન્મથરાય મઝુમદારના નામનો પ્રતિભાવ જજસાહેબના ચહેરા પર છપાઈ ગયો હતો ! ચિંતને બેવડી નવાઈ અનુભવી : માએ મિસિસ મઝુમદાર કહેવાને બદલે મન્મથરાય મઝુમદારનું આખું નામ ઉચ્ચાર્યું અને એ સાંભળીને જજસાહેબના ચહેરા પર ઝડપથી ભાવપલટો કેમ આવી ગયો ?

'મિસિસ મન્મથરાય મઝુમદાર...' જાણે ઓળખાણ ન પડતી હોય તેમ અજાણ્યા થઈને તેઓ યશોદાબહેન સામે તાકી રહીને કાંઈક યાદ કરવાનો ડોળ કરતા રહ્યા, પરંતુ ખરેખર તો એમને બધું જ યાદ આવી ગયું હતું. આશ્ચર્ય એ વાતનું થતું હતું કે આટલાં વર્ષે એમને મારે ઘેર આવવાનું કેમ થયું ?

'આ મારો સન છે ચિંતન.' જાણે જજસાહેબને બહુ વિચારવા દેવા ન માગતાં હોય તેમ યશોદાબહેન બોલ્યા : 'મેડિકલ કૉલેજમાં ભણે છે.'

'હં ! કદાચ દીકરાની બાબતમાં કાંઈક સહાય લેવા આવ્યાં હશે...' પત્નીની માફક જ જજસાહેબે તર્ક તો કર્યો, પણ પછી પોતાનો તર્ક તકલાદી લાગ્યો : 'મઝુમદારની વિધવા કોઈની સામે હાથ લાંબો કરે એવી ન હોય ! છોકરો ચહેરેમહોરે એના બાપ જેવો દેખાય છે. સિદ્ધાંતનિષ્ઠ પિતાનો પુત્ર સ્વભાવે પણ બાપ જેવો હશે...'

'હવે વધારે ઓળખાણ આપું !' યશોદાબહેન જજસાહેબના મગજમાંથી પહેલી ઓળખાણની અસર ભૂંસી નાખવા માગતાં હોય તેમ બોલી ગયાં : 'મારું નામ યશોદા. અમે મધુકર ગોસ્વામીનાં પાડોશી.'

અને જસ્ટિસ દીક્ષિતની ઝૂલતી ચેર સ્થિર થઈ ગઈ. પતિ-પત્ની બંનેનાં મુખ પર એ

ઓળખાણે અણગમો ઉપસાવી દીધો. જજસાહેબે કરડી આંખે પત્ની સામે જોયું - જાણે કહેતા હોય કે પૂરી ઓળખાણ પામ્યા પહેલાં એમને મારી સામે પેશ શું કામ કર્યાં ?

ધ્રુમનબહેન નીચું જોઈ ગયાં : દૂર રહીને એક અઠવાડિયાથી જે ટાળતાં રહ્યાં હતાં એ ઘડી હવે સામે આવી ગઈ. પહેલાં ઓળખાણ મળી ગઈ હોત તો અંદર જઈને પતિને સમજાવી આવત કે જોજો, બહુ સખતાઈ નહીં વાપરતા, ઠાવકાઈથી કામ લેજો !

'આમ તો આપણી મુલાકાત ગયા શુક્રવારે સવારે ગોસ્વામીજીને ત્યાં થવી જોઈતી હતી.' બહુ સાચવીસાચવીને યશોદાબહેન બોલી ગયાં : 'તુલસી સાથે ડૉક્ટર શ્રીકાન્તના વેવિશાળની વિધિમાં તમારા તરફથી શ્રીવાસ્તવ આવ્યા એટલે તમને બંનેને મળવાનું ન થયું.'

જજસાહેબને થયું : બાઈ ભારે ચાલાક છે. કોઈ બાહોશ વકીલની જેમ અદાલતમાં કેસ રજૂ કર્યો !

'એ વિધિ વેવિશાળની તો નહીં, શ્રીફળચાંદલાની ગણાય.' સરકારી વકીલ સામે પોતે જજ બની ગયા હોય તેમ દીક્ષિતસાહેબે સંભળાવ્યું : 'વેવિશાળની વિધિ તો અમે ધામધૂમથી કરવા માગતાં હતાં.'

'હા, પણ હવે બધું વિલંબમાં પડી ગયું !'

અને યશોદાબહેનના આ વાક્યે જજસાહેબની સ્વસ્થતા છીનવી લીધી. આગળના ચાર નકલી દાંત વચ્ચે જીભ દબાવતાં એમણે આંખો પહોળી કરી : 'વિલંબમાં પડી ગયું એમ ન કહો, મિસિસ મઝુમદાર, વાત પૂરી થઈ ગઈ એમ બોલો !'

'એટલે ?' ધાર્યું હતું એ જ સાંભળવા મળ્યું છતાં યશોદાબહેન હેબતાઈ ગયાં : 'જજસાહેબ, હજુ તો સંબંધની શરૂઆત...'

'સંબંધની શરૂઆત પહેલાં જ અન્ત આવી ગયો.' જજસાહેબ દૃઢતાપૂર્વક બોલી ગયા : 'અમે સંબંધને બંધ વાળી દીધો અને શ્રીવાસ્તવજીને હું જાણ પણ કરી ચૂક્યો છું.'

'શ્રીવાસ્તવજીને ?' યશોદાબહેન ચોંકી ગયાં : 'ક્યારે ?'

'પહેલે દિવસે મને મળવા આવ્યા ત્યારે...'

'પણ, જજસાહેબ, તુલસી પહેલાં જેટલી જ પવિત્ર છે !' આજીજીના સ્વરે યશોદાબહેન બોલતાં હતાં : 'એ બિચારીને આમ તરછોડી નહીં દો !'

'અને, જજસાહેબ !' હવે ચિંતનથી બોલ્યા વગર રહેવાયું નહીં : 'તુલસીની તબિયતમાં સુધારો પણ જણાય છે. બે દિવસથી એને મોંમાં નળી વાટે ખોરાક આપવાનું શરૂ કર્યું છે. થોડા દિવસ ખોરાકનું પૂરતું પોષણ મળશે એટલે શુદ્ધિમાં આવી...'

'એ બધી તમારી ભ્રમણા છે.' જજસાહેબે ચિંતનને અધવચ્ચે જ રોકી પાડ્યો : 'હવે એ છોકરી ક્યારેય ભાનમાં નહીં આવે. મેં એક્સ્પર્ટ ડૉક્ટરોનો અભિપ્રાય જાણી લીધો.'

'કયા એક્સ્પર્ટ ડૉક્ટરનો અભિપ્રાય ?' ચિંતનથી પુછાઈ ગયું. પછી ભાન થયું કે પોતાની પૃચ્છા ઉપર ઊલટતપાસ જેવી હતી એટલે સત્વર સુધારી લીધું : 'જજસાહેબ, હૉસ્પિટલની વિઝિટે આવેલા તમામ ડૉક્ટરોમાંથી કોઈ હજુ ફાઈનલ અભિપ્રાય આપી શક્યા નથી.'

'એ ડૉક્ટરની પૉલિસી હોય છે - વેટ ઍન્ડ વૉચ ! દર્દીનાં સંબંધીઓ આઘાત જીરવી શકે એ હેતુથી તેઓ ધીમેધીમે કહેતા હોય છે... બાકી મારી દૃષ્ટિએ તુલસીનો કેસ ખોટો છે.'

કેસ ખોટો છે !... યશોદાબહેન આંખો મીંચીને કડવો ઘૂંટડો ગળે ઉતારી ગયાં : પોતાનો કેસ સાચો ઠરાવવા માટે આ ન્યાયમૂર્તિ તુલસીના કેસને ખોટો ઠરાવી રહ્યા છે !

'જજસાહેબ, હું તો હાથ જોડીને આપને એટલું જ કહેવા આવી હતી કે તમારો નિર્ણય તુલસી ભાનમાં આવે ત્યાં સુધી મુલતવી રાખો તો...'

'એ ક્યારેય ભાનમાં આવવાની નથી.' જજને બદલે નિષ્ણાત ડૉક્ટર હોય તેમ તેમણે સંભળાવ્યું : 'તમે બધાં ભાનમાં - ભાનમાં બોલ્યા કરો છો, પણ તમને એટલું ભાન છે ખરું કે ભાનમાં આવશે તોપણ એ સાનમાં નહીં આવે ! મગજની ચોટ એનું મગજ ચસકાવી દેશે ! એ જીવતી રહેશે તો ગાંડી થઈને ઘરવાળાંને ગળે વળગશે !'

ગાંડી ! ... યશોદાબહેનના મગજમાં રોષ ધૂંધવાયો, ચિંતનના દાંત પિસાયા. જજસાહેબનું અપમાન કરીને ઊભાં થઈ જવાની ઇચ્છા થઈ, પણ પોતે તોડવા નહીં, સાંધવા આવ્યાં હતાં અને તુલસી પોતાની નહીં, ગોસ્વામીની પુત્રી હતી.

'તમારા નિર્ણયની ડૉક્ટર શ્રીકાન્તને જાણ છે ખરી ?'

યશોદાબહેનના આ પ્રશ્ને જજસાહેબના ચહેરાનો ખુમાર ખંખેરી નાખ્યો. ઊંડો શ્વાસ લેતાં એમણે પત્ની સામે જોયું. પત્નીએ નજર વાળી લીધી એટલે મા-દીકરા સામે જોઈ લઈને એમણે કહ્યું :

'મારો ચુકાદો હંમેશાં અફર હોય છે - અદાલતમાં તેમ ઘરમાં પણ !'

હવે યશોદાબહેનના હોઠ ભિડાયા. ધારદાર નજરે જજસાહેબને તેઓ તાકતાં રહ્યાં. ચુકાદાની વાત ઉચ્ચારીને એમણે યશોદાબહેનનો એક જખમ ખોતર્યો હતો. પીડા પચાવી લેવા માટે યશોદાબહેને હોઠ ભીડી લીધા છતાં મનમાં તો પડઘો પડ્યો : તમારો ચુકાદો કેટલો અફર હોય છે એ હું જાણું છું. દેશને ખાતર ફરજ બજાવતાં ગોળીથી ઠાર થયેલા મારા પતિના શકમંદ હત્યારાને તમે નિર્દોષ ઠરાવતો ચુકાદો આપ્યો હતો - એટલા માટે કે હત્યારાને ગોળી છોડતો કોઈએ નજરે નિહાળ્યો નહોતો અને પોલીસે રજૂ કરેલા બીજા પુરાવા તમને પાંગળા લાગ્યા હતા. પુરાવા પાંગળા એટલા માટે બની ગયા કે શકમંદ હત્યારાના દાણચોર બૉસે તમને ખરીદી લીધા હતા. ટોચના કસ્ટમ ઑફિસર મારી સમક્ષ અફસોસ કરી ગયા હતા કે આ દેશમાં શહીદ થનારા કરતાં ખરીદાઈ જનારાઓનું રાજ ચાલે છે !

'બા, હવે ઊઠીશું !' યશોદાબહેનના ચહેરાની તાણ જોઈને ચિંતનને થયું કે વધારે વાર બેસવાથી બોલાચાલી વધી જશે. પુત્રનો ઊઠવાનો પ્રસ્તાવ સાંભળવા છતાં ન સાંભળ્યો હોય તેમ યશોદાબહેન શૂન્યમનસ્ક બેસી રહ્યાં ત્યારે જજસાહેબનાં પત્ની ઊઠ્યાં : 'હું તમારે માટે પાણી લઈ આવું... આવ્યાં છો તો ચા પીધા વિના ન જવાય.'

ચિંતન ઊંચોનીચો થતો હતો : હજુ મા બેસી રહી છે ? આ નામાંકિત જજ અપમાન કરીને કાઢી મૂકે એ ઘડી શું કામ આવવા દેવી ?

ટ્રેમાં પાણીના ત્રણ ગ્લાસ લઈને આવીને પત્નીએ ટિપાઈ પર મૂક્યા. જજસાહેબ ગ્લાસ ઊંચકીને ગટગટાવી ગયા, પણ ચિંતન કે યશોદાબહેને ગ્લાસ લેવા હાથ ન લંબાવ્યા.

'હવે અમારા ઘરનું પાણી પણ નહીં પીઓ ?'

જજના એ ધારદાર વેણે યશોદાબહેનને ખળભળાવી મૂક્યાં : તમારા ઘરનું પાણી પીવાનું તો શું, પગથિયું ચડવાનુંય હું પસંદ ન કરત... પણ બિચારી તુલસીને ખાતર દિલનો જખમ દબાવીને આવી હતી ! - આવું કાંઈક કહી દેવા માટે જીભ સળવળી હતી ત્યાં જ ડૉરબેલ વાગી અને ચારેય ચમકીને એકબીજા સામે જોવા લાગ્યાં.

'હું જઉં છું, કદાચ શ્રુતિ આવી હશે.' કહેતાં જજ-પત્ની ઊભાં થયાં. બેચાર ડગલાં આગળ વધ્યાં હશે ત્યાં કાંઈક યાદ આવ્યું : 'યશોદાબહેન, તમને મારી એક વિનંતી છે : મારી પુત્રી આવી હોય તો એની હાજરીમાં આ વાત છેડતાં નહીં... આ પ્રકરણને કારણે અમારા ઘરનું વાતાવરણ ડહોળાઈ ગયું છે.'

'ભલે, તમારી પુત્રીની હાજરીમાં કાંઈ નહીં બોલું !' કહીને યશોદાબહેન વિચારમાં પડી ગયાં. આ પ્રકરણને કારણે ઘરનું વાતાવરણ ડહોળાઈ જવાનો અર્થ શો થાય ? એ જ કે પિતાનો ચુકાદો ઘરનાં બધાંને માન્ય નથી. શ્રીકાન્તના તુલસી પ્રત્યેના ભાવમાં કોઈ પરિવર્તન જોવા મળ્યું નથી અને તુલસીની નણંદ યુવાન છે એટલે કદાચ એ પણ પિતાનો વિરોધ કરતી હોય.

'હમણાં ઘરમાં મહેમાન બેઠાં છે.' જજ-પત્ની દરવાજો ઉઘાડીને કહેતાં સંભળાયાં, ત્યાં આગંતુકનો અવાજ દીવાનખંડમાં પડઘાયો : 'હું અંદર નથી આવતી. મહેમાનને જોયાં એટલે જ કાંઈક કહેવા આવી છું.'

જજસાહેબના કાન સરવા થયા. પડોશી લલિતાબહેનનો અવાજ પારખી એમની ભ્રમર તણાઈ. એ બાઈ આખા બિલ્ડિંગમાં વાત વહેતી કરી દેશે એવી દહેશતથી તેઓ ઊભા થઈ દરવાજા તરફ ધસી ગયા, પણ પૅસેજ વટાવીને આગળ વધ્યા ત્યારે પહેલાં તો દરવાજો બંધ થવાનો અવાજ સંભળાયો એટલે પાછા વળી જવા પગ ઉપાડ્યા ત્યાં -

'જજસાહેબ, જરા એક મિનિટ !'

દ્યુમનબહેને પતિને પાછા બોલાવી લીધા ત્યારે યશોદાબહેને ચોંકીને કાન સરવા કર્યા,

પણ 'બાજુવાળાં લલિતાબહેન આવ્યાં હતાં' એટલું જ એમના કાને પડ્યું. બાકીની પતિ-પત્ની વચ્ચેની વાતચીત ગુસપુસ અવાજમાં આટોપાઈ ગયા પછી જજસાહેબ પહેલાં પાછા ફર્યા અને ધ્રુમનબહેન ટ્રેમાં ચાના કપ સાથે અંદર આવ્યાં.

'બહેન, જતાં પહેલાં તમે બંને ચા પીતાં જાઓ.' કહીને જજસાહેબનાં પત્નીએ ચાનો કપ યશોદાબહેન સામે ધર્યો. ઇન્કાર કરવાથી વધારે અનર્થ સર્જાશે અને ચા પીવાના બહાને રોકાવાથી થોડી વધુ વાતચીત થઈ શકશે એવી ગણતરીથી તેમણે કપ લઈ લીધો :

'બહેન, તમે હમણાં બોલી ગયાં કે તમારા ઘરનું વાતાવરણ ડહોળાઈ...'

'અમારા ઘરની તમે ફિકર ન કરો, મિસિસ મઝુમદાર !' પત્નીને બદલે જજસાહેબે અધીરા અવાજે સંભળાવી દીધું : 'તમે ત્યાંનું સંભાળી લો.'

'ત્યાંનું સંભાળી લેવામાં તમારી સહાય લેવા તો આવી છું, જજસાહેબ !' મોકો મળી ગયો હોય તેમ ચાનો કપ હોઠેથી આઘો કરી યશોદાબહેન બોલી ઊઠ્યાં : 'એક વાર તમે હૉસ્પિટલમાં ખબર પૂછવા આવી જાઓ તો...'

'જે શુદ્ધિમાં ન હોય તેની ખબર પૂછવા આવવાનો શો અર્થ છે ? બાકી અહીં બેઠાં મને બધા ખબર મળતા રહે છે.'

'હું તુલસીની ખબર પૂછવાનું નથી કહેતી, એના પિતા ગોસ્વામીને મોં દેખાડી જાઓ તો એ જલદી સાજા થઈને ઇન્ટેન્સિવ કેરમાંથી બહાર આવી જશે.'

'તમે તો થીગડાં મારવાની વાત કરો છો, બહેન ! હાર્ટ-પેશન્ટને સધિયારો આપવા આવીને હું એના મનમાં ખોટી આશા જગાડું અને પછી સાચી વાતની જાણ થાય ત્યારે એને ત્રીજો એટેક આવે એવું તમે ઇચ્છો છો ?'

ચાના ઘૂંટ સાથે એમની કટુ દલીલ પણ યશોદાબહેન ગળે ઉતારી ગયાં : 'હું આપની પાસે થોડી હમદર્દી માગવા આવી છું, જજસાહેબ...' સાંભળીને ચિંતનને લાગ્યું કે માનો અવાજ ઊતરડાઈ રહ્યો છે અને પોતે સાવ મૂંગો બેઠો છે. એ કાંઈક કહેવા જતો હતો, પણ યશોદાબહેન ગળું ખંખેરીને કહેવા તૈયાર થઈ ગયાં હતાં :

'જજસાહેબ, તુલસી જેવી કન્યા દીવો લઈને શોધવા જતાં જલદી નથી મળતી. આંગણાના તુલસીક્યારા જેટલી જ એ પવિત્ર છે.'

'તો પછી એ તુલસીક્યારાને તમે તમારા આંગણામાં કેમ લઈ જતાં નથી ?' જજસાહેબને થોડી વાર પહેલાં બાજુવાળાં લલિતાબહેને આપેલી બાતમી તેમને કામ લાગી. આવું જ કાંઈક કહેવાની તક તેઓ શોધતા હતા : 'તમારો આ પુત્ર કુંવારો છે, એને તુલસી સાથે સારી દોસ્તી પણ હતી... તો પછી તમે જ તુલસીને તમારી પુત્રવધૂ બનાવી લો ને !'

ચાનાં કપ-રકાબી પકડેલો યશોદાબહેનનો હાથ ધ્રૂજી ઊઠ્યો. એમના ભીના હોઠ ભીંસાયા, આંખો તણાઈ, જજસાહેબનો પડકાર ઝીલી લેવા માટે તૈયાર હોય તેમ તેઓ ટટ્ટાર થયાં, પણ...

'જજસાહેબ, હું શ્રીકાન્તની મા હોત અને મારા પતિ જીવતા હોત તો એમની સામે માથું ઊંચકીને પણ તુલસીને મારી પુત્રવધૂ બનાવત !'

'તમે શ્રીકાન્તની મા નથી, મિસિસ મઝુમદાર ! પણ આ ચિંતનની મા તો છો ને ? શ્રીકાન્તની માની જેમ તમને તો રોકનાર પતિ પણ નથી, પછી શેની વાટ જુઓ છો ?'

'વાટ !' યશોદાબહેનના મગજમાં વિદ્રોહ સળવળી રહ્યો હતો. મહામહેનતે તેઓ સંયમની લગામ જાળવી શક્યાં હતાં : 'વાટ જોઉં છું તુલસીના ભાનમાં આવવાની !'

'તો જિંદગીભર વાટ જોતાં રહો !' જજસાહેબ હવે કટુતા છુપાવ્યા વગર બોલી રહ્યા હતા : 'ભાનમાં આવ્યા પહેલાં તમે એને પુત્રવધૂ જાહેર કરો તો તમને ખરાં ગણું !'

'જજસાહેબ ! તમારી સલાહ માટે આભાર !' આવેશમાં ઊભો થતો ચિંતન બોલી ઊઠ્યો : 'તુલસી ભાનમાં આવે કે નહીં, પણ જે દિવસે તમારા પુત્ર શ્રીકાન્ત તમારી જેમ આવી હાલતમાં તુલસીને તરછોડી દેવા તૈયાર થશે તે દિવસે એ મિસિસ મઝુમદારની પુત્રવધૂ જાહેર થશે !'

જજ અને તેમનાં પત્ની કરતાં ચિંતનનો પડકાર સાંભળી યશોદાબહેન વધુ ચોંક્યાં. ગર્વભેર એમણે પુત્ર સામે જોયું. પોતે કહી ન શક્યાં એ દીકરાએ સંભળાવી દીધું.

'જજસાહેબ ! તમે સાંભળી લીધું ?' ચાનો પોણો કપ પડતો મૂકીને ઊભાં થતાં યશોદાબહેને કહ્યું : 'હવે બીજી વાત પણ સાંભળી લો. તમારો શ્રીકાન્ત ક્યારેય તુલસીને તરછોડી દેવાનો નથી.'

'તો એ જસ્ટિસ પી. એન. દીક્ષિતનો પુત્ર નહીં રહે !'

'તો એ મિસિસ મઝુમદારનો પુત્ર બની જશે, જજસાહેબ !'

'એટલે તમે બાપ-દીકરા વચ્ચે ફાટફૂટ પડાવવા આવ્યાં છો ?'

'નહીં, જજસાહેબ ! હું આવી તો હતી સાંધવા. પણ આવ્યા પછી ખાતરી થઈ ગઈ કે તમારા ચુકાદા એકતરફી જ હોય છે - અદાલતમાં તેમ ઘરમાં પણ !'

જજસાહેબ ઝાટકા સાથે ઝૂલતી ખુરશીમાંથી ઊભા થવા ગયા, પણ ભારેખમ શરીરે સાથ ન આપ્યો એટલે પાછા ખુરશીમાં ફસડાઈ ગયા અને યશોદાબહેન એમને બોલવાની તક આપ્યા વગર ચિંતનનો હાથ પકડી બહાર નીકળી ગયાં.

ધ્રુમનબહેન તેમને લિફ્ટ સુધી મૂકવા જવાના બહાને દિલની વાત કહેવા માગતાં હતાં, પણ એ બારણે પહોંચ્યાં ત્યાં જ જજસાહેબનો ઑર્ડર સંભળાયો :

'જેમને જાકારો આપવાનો હોય તેમને વળાવવા ન જવાય... ખબરદાર... ઘરની બહાર નીકળ્યાં છો તો !'

અને પત્નીના પગ લોહચુંબકની જેમ ઉંબરે જ ચોંટી ગયા !

*

પિતાનો કરોડોનો વારસો પ્રાપ્ત કરવાનો સૂરજનારાયણે હવે અંતિમ પ્રયાસ અજમાવવાનો હતો. પિતા જગતનારાયણના મૃત્યુને આઠ દિવસ પૂરા થઈ ચૂક્યા હતા. પોતે મુંબઈ આવ્યાનો છઠ્ઠો દિવસ વીતી રહ્યો હતો અને દિલ્હીમાં એના પાછા ફરવાની વાટ જોવાઈ રહી હતી. શુક્રવારની રાત સિસ્ટર ગોસ્વામીના ઘરમાં વિતાવવાની ગોઠવણ પણ થઈ ચૂકી હતી...

...પેલી ડિસોઝા બનાવટ કરીને સાડાબાર હજાર પડાવી ગઈ ત્યારે કહી ગઈ હતી કે તુલસી ગોસ્વામીના લૉકર પર તો સોમવારથી પોલીસનાં સીલ લાગી ચૂક્યાં છે, એટલે સૂરજનારાયણે પોલીસને સાધ્યા વગર કોઈ વિકલ્પ રહ્યો ન હતો. પરંતુ એ પહેલાં તાજમહલ હોટેલ છોડીને ઑબેરોય હોટેલમાં ટ્રાન્સ્ફર થઈ જવાનું એને જરૂરી લાગ્યું હતું : પેલી ડિસોઝા મારું ઠેકાણું જાણી ચૂકી છે,

હવે હોટેલ અને નામ બંને બદલી નાખવાં જોઈએ !

મુંબઈનાં પોલીસ કમિશનરનો સંપર્ક સાધવા માટે ઑબેરોય હોટેલને બદલે પબ્લિક ફોનનો જ ઉપયોગ કર્યો હતો :

'કમિશનર કોટવાલસાહેબ ! હું દિલ્હીથી વાત કરું છું - સ્વર્ગીય ડિફેન્સ મિનિસ્ટર જગતનારાયણનો સન સૂરજનારાયણ.'

નામ સાંભળીને કોટવાલસાહેબે માનભેર કહ્યું હતું : 'ફરમાવો, મિસ્ટર નારાયણ ! મને કેમ યાદ કર્યો ?'

'વાત એમ છે કે...' કહી તેણે ડિફેન્સ મિનિસ્ટર અને હૉસ્પિટલની નર્સ વચ્ચેના એકાન્તનો પ્રસંગ કમિશનરને યાદ કરાવ્યો. પછી હળવેકથી કહ્યું : 'સાહેબ, મારું માનવું છે કે એ એકાન્તમાં મારા પિતાજીએ નર્સ સમક્ષ પોતાની અંતિમ ઇચ્છા વ્યક્ત કરી હોવી જોઈએ. તમે તો જાણો છો, સાહેબ, અમારા હિન્દુઓમાં મૃત્યુ પછી પોતાની પાછળ શું દાન-પુણ્ય કરવું એ ઇચ્છા મરતાં પહેલાં માણસ વ્યક્ત કરતો હોય છે.'

'બરાબર.'

'હવે જો પિતાજીએ આવી કોઈ ઇચ્છા દર્શાવી હોય તો એ પૂર્ણ કરવાની એકના એક પુત્ર તરીકે મારી ફરજ છે. પેલી નર્સને એમણે આ અંગેની સૂચના લખાવી હોય તો મારે એ જાણવું બહુ જરૂરી છે; પણ કમનસીબે બિચારી નર્સ એ ઘટના પછી અકસ્માતનો ભોગ બનીને બેહોશ પડી છે. મેં અહીંથી મુંબઈ હૉસ્પિટલના ડીનનો સંપર્ક સાધ્યો હતો. હજુ એ ભાનમાં આવી નથી એમ ડીનસાહેબે કહ્યું અને એમ પણ કહ્યું કે નર્સના લૉકર પર પોલીસે સીલ માર્યું છે, એટલે એ બાબતમાં મને એ લોકો કોઈ મદદ કરી શકે તેમ નથી.'

'કરેક્ટ.'

'તો પ્લીઝ, કોટવાલસાહેબ, તમે એ છોકરીની પર્સમાં આવા લખાણનો કોઈ કાગળ છે કે નહીં એટલું જાતે જોઈ આપશો ?'

'લૉકરનું સીલ તો ગઈ કાલે જ અમે ખોલી નાખ્યું.'

'ખોલી નાખ્યું ?' સૂરજનારાયણ ફોન પર પોતાનો આંચકો છુપાવી શક્યો નહીં : 'તો સાહેબ, એમાંથી...'

'નહીં, મિસ્ટર નારાયણ, લૉકરમાંથી નર્સની એક પર્સ સિવાય કાંઈ જ મળ્યું નથી.'

'પણ એ પર્સમાં...'

'સૉરી, મિસ્ટર નારાયણ, એની પર્સમાં પણ તમે કહો છો એવા લખાણનો કોઈ કાગળ નીકળ્યો નથી.'

'કોઈ જ કાગળ નહીં !'

'નહીં....' કહેતાં એમણે થોભી જવા કહેલું : 'તમારા સંતોષ ખાતર પર્સમાંથી નીકળેલી ચીજોની યાદી તમને વાંચી સંભળાવું છું.' કહીને તેઓ લિસ્ટ બોલી ગયા હતા, જેમાં સૂરજનારાયણને જેની તલાશ હતી એવા કાગળનો સમાવેશ નહોતો. કોટવાલે ભારપૂર્વક ઉમેર્યું પણ હતું : 'મિસ્ટર નારાયણ, એમાંથી કાગળની એક ચબરખી સુધ્ધાં નીકળી નથી.'

'થૅંક્યૂ' કહી ફોન મૂકીને સૂરજનારાયણે ઉપર-નીચેના દાંત વચ્ચે નીચલો હોઠ કરડી ખાધો હતો : 'પાંચપાંચ દિવસ મેં જેની પાછળ વેડફી નાખ્યા અને જેને માટે પેલી ડિસોઝા મને મૂરખ બનાવી ગઈ એ પર્સમાં મારી ચીજ જ નહોતી ! એનો અર્થ તો એ કે છોકરી હૉસ્પિટલમાંથી ઘેર ગઈ હતી ત્યાં જ ક્યાંક કાગળ સંતાડી આવી હશે. એના હાર્ટ-પેશન્ટ પિતા ગોસ્વામીને ડીન શ્રીવાસ્તવે મને મળવા દીધો હોત તો આટલા દિવસમાં એ કાગળ સાથે હું દિલ્હીભેગો થઈ ગયો હોત.

હૉસ્પિટલના ડીન, હાઉસ-ડૉક્ટર કે પેલી નર્સ ડિસોઝાની નજરે ચડી ન જવાય એવી સાવચેતીથી શુક્રવારે સાંજે મધુકર ગોસ્વામીને મળવા માટે એ હૉસ્પિટલનાં પગથિયાં ચડતો હતો એ જ વખતે યશોદાબહેન ચિંતનને લઈ જજસાહેબને મળવા જવા માટે પગથિયાં ઊતરી રહ્યાં હતાં.

ચિંતને અગાઉ એકાદ વાર એને જોયો હોત તો ખાદીના લેંઘા-ઝભ્ભા અને ગૉગલ્સ ચડાવીને આવનાર સૂરજનારાયણને એ જરૂર ઓળખી લેત. એક હાથમાં ભગવદ્ગીતાનું પુસ્તક અને બીજા હાથમાં નવી ખરીદેલી બ્રીફકેસ સાથે એ સડસડાટ પગથિયાં ચડતો અંદર પ્રવેશી ગયો હતો. રવિવારે પહેલી વાર હૉસ્પિટલમાં આવ્યો ત્યારે ઇન્ટેન્સિવ કેર યુનિટનો વિભાગ દૂરથી જોઈ રાખ્યો હતો.

'મારે મધુકર ગોસ્વામીજીને મળવું છે.' આઈ. સી. સી. યુનિટના પ્રવેશદ્વાર પર ઊભેલા પહેરેગીરને ભગવદ્ગીતાનું પુસ્તક દેખાય એ રીતે તેણે કહ્યું હતું : 'એમને હાથોહાથ આ ગીતાજી આપવાનાં છે.'

પહેરેગીર હા-ના કાંઈ કહે એ પહેલાં તો નજીકના બાંકડા પર બેઠેલો ગોસ્વામીનો પુત્ર વચ્ચે ટપકી પડ્યો હતો : 'એ મારા પિતાજી થાય. આપને એમનું શું કામ છે ? આપ કોણ છો ?' વગેરે પૂછપરછ તે કરવા મંડ્યો. સૂરજનારાયણે આવા વિઘ્નનું અનુમાન કર્યું નહોતું, પણ અણધાર્યાં વિઘ્નો પાર કરવાની એને ફાવટ આવી ગઈ હતી.

'ઓહ ! તમે એમના પુત્ર છો ?' આશ્ચર્ય વ્યક્ત કરી એ મુકુન્દને એક તરફ લઈ ગયો હતો : 'જુઓ, ભાઈ, હું દિલ્હીથી આવું છું. તમારા પિતાજી સાથે મારે માત્ર પાંચ જ મિનિટ વાત કરવાની છે. એમાં તમારા લાભની વાત છે. આ વાત મારી અને તમારી વચ્ચે જ રાખજો.' કહી પોતાની બ્રીફકેસ તેણે મુકુન્દના હાથમાં સોંપી દીધી હતી : 'આમાં થોડું જોખમ છે. હું અંદર જઈને આવું ત્યાં સુધી તમે જ સાચવજો.'

'લાભની વાત' સાંભળતાની સાથે જોખમનું પાકીટ સોંપાયું એટલે મુકુન્દે તરત નમતું જોખી દીધું હતું : 'જરૂર જઈ આવો. પિતાજી તમને મળીને રાજી થશે.'

પાછા ફરતાં એને બેના બદલે પાંચ મિનિટ લાગી હતી. સિસ્ટર ગોસ્વામી ઘેર આવી હતી અને મહાનુભાવ પેશન્ટ માટે મંદિરે પૂજા કરવા જવાનું છે એમ કહી તેની પર્સ લઈને ઘેરથી નીકળી ગઈ હતી એટલું જાણવા મળ્યું. પિતાને એણે કોઈ ચીજ સાચવવા આપી નહોતી, પણ પુત્રી અંદરના રૂમમાં કાંઈક ઉઘાડ-બંધ કરતી હતી એટલી બાતમી એને ગોસ્વામીજી પાસેથી મળી એટલે એના પગમાં જોર આવી ગયું હતું.

'ચાલો, આપણે બહાર જઈને નિરાંતે વાતો કરીએ.' ઇન્ટેન્સિવ કેરના દરવાજે ઊભેલા મુકુન્દનું બાવડું પ્રેમથી પકડી તેને સાધી લેવાનો કીમિયો તેણે અજમાવ્યો હતો : 'તમે મારા પછી બે મિનિટે બહાર નીકળી હૉસ્પિટલ સામેની રેસ્ટોરાંમાં મળો... તમારા લાભની જ વાત છે.'

અને પાસા પોબાર પડતા હોય તેમ મુકુન્દ કહ્યાગરો બનીને તેની હામાં હા ભણતો રહ્યો હતો : 'બસ, મારે તારે ઘેર ચાર-છ કલાક રહેવું છે. તમે એકલા છો એટલે બીજા કોઈને એની જાણ નહીં થાય. તમારી બહેને મારા પિતાજીની અંતિમ ઇચ્છાનો પત્ર સાચવીને રાખ્યો હશે એટલે શોધતાં વાર નહીં લાગે. મારે તો પિતાજી પાછળ લાખ-સવાલાખનું દાન-પુણ્ય કરવું છે. તમારા પિતાની માંદગીના ખર્ચ માટે પાંચ-સાત હજાર આપું તો તમને ખરાબ તો નહીં લાગે ને ?'

'પિતાજી કોઈનો પૈસો સ્વીકારતા નથી, પણ તમે મને આપી રાખજો.' મુકુન્દની હથેળીમાં ખંજવાળ આવવા લાગી હતી : 'આખરે તો બહેન તથા પિતાજીનાં હૉસ્પિટલનાં બિલ મારે જ ચૂકવવાં પડશે ને ?'

'લ્યો, અત્યારે આ બે હજાર રાખો.' સો-સોની વીસ નોટ તેના હાથમાં પકડાવી દઈને તેણે પાકું કરી દીધું : 'તમે આપેલ એડ્રેસ પર હું રાત્રે અગિયાર વાગ્યે આવી પહોંચું છું.'

કહી છૂટા પડતાં પહેલાં ઉમેર્યું હતું : 'તમને વાંધો ન હોય તો સાથે સ્કૉચ વિસ્કીની બૉટલ લેતો આવું, જરા ગમ્મત પડશે.' કહીને તેણે આંખ મિચકારી ત્યારે મુકુન્દે હોઠ પર જીભ ફેરવવા માંડી હતી.

અને પિતાનો કરોડોનો વારસો હાથ કરવા માટેના અંતિમ મરણિયા પ્રયાસરૂપે શુક્રવારની રાતના અગિયાર વાગ્યે મધુકર ગોસ્વામીના દ્વાર પર સૂરજનારાયણે ત્રણ ટકોરા માર્યા. ત્રીજો ટકોરો મારીને હજુ તો હાથ પાછો ખેંચે ત્યાં જ બારણું ઊઘડ્યું અને ઘરમાલિક પોતે ચોરને ઘરમાં ઘુસાડતો હોય તેમ મુકુન્દે આગંતુકને અંદર લઈ લીધો : 'તમે કહેલું એટલે વાટ જોતો દરવાજે જ બેઠો હતો.'

ધીમા અવાજે બોલતા મુકુન્દના મોંમાંથી દારૂની દુર્ગંધ વછૂટી એટલે મોં બગાડવાને બદલે ખંધું હસી લઈ સૂરજનારાયણે સંભળાવ્યું : 'તમે તો ચાલુ કરી દીધું !'

'હૉસ્પિટલથી નીકળીને બારમાં જતો આવ્યો.' કહી મુકુન્દે બચાવ કર્યો : 'દેશી દારૂનું આ જ તો દુઃખ છે ! પીએ થોડો છતાં વાસ વધુ આવે !'

'તો હવે મારી સ્કૉચ પી જુઓ.' હાથમાં ઊંચકેલી પ્લાસ્ટિકની થેલી દેખાડતાં કહ્યું : 'ગમે એટલી પીઓ, છતાં વાસ બિલકુલ ન આવે.'

'ચાલો, અંદર જ બેસીએ.' કહી મુકુન્દ તેને અંદર દોરી ગયો એટલે સૂરજનારાયણે આજુબાજુ નજર ઘુમાવતાં સિફતથી કહી દીધું : 'તમારી સિસ્ટરના રૂમમાં જ બેસીએ... પીતાંપીતાં કામ ચાલુ કરી દઈએ.'

તુલસીની સાંકડી રૂમમાં પ્રવેશ કરતી વખતે તેણે રોમાંચ અનુભવ્યો, પણ અંદર ગયા પછી અકળામણ થવા લાગી : 'અહીંયાં તો ગરમી લાગે છે.'

'તો સામેની બારી ખોલી નાખું !' કહેતો મુકુન્દ પલંગ પાસેની જાળીવાળી બારી ખોલવા જતો હતો પણ સૂરજનારાયણે તેને રોકી પાડ્યો : 'રહેવા દો. રસ્તા પર પડતી બારી ખોલવામાં જોખમ છે. આપણે પંખાથી ચલાવી લઈશું... તમે જલદી બે ગ્લાસ અને પાણી લઈ આવો.'

'અબઘડી આવું છું.' કહેતો મુકુન્દ રસોડામાં ગયો એટલે એકલા પડેલા સૂરજનારાયણે રૂમનું નિરીક્ષણ કરવા માંડ્યું. પહેલી નજર પડી કાચ વગરના લોખંડના કબાટ પર. તેની બાજુમાં હતું જૂના જમાનાનું એક ડ્રેસિંગ ટેબલ. એક દીવાલ પાસે લોખંડનો પલંગ હતો અને સામેની દીવાલ પાસે લખવાનું ટેબલ જેના પર થોડાં પુસ્તકો ગોઠવીને રાખ્યાં હતાં. ચોથી ભીંત પર નજર કરી તો બંધ પડેલું એલાર્મક્લૉક અને તેની બાજુમાં શ્રીનાથજીની છબી ટિંગાતી દેખાઈ...

'એ અમારા વૈષ્ણવોના શ્રીનાથજીબાવા છે.' ગ્લાસ, પાણી અને એક સ્ટૂલ લઈને રૂમમાં દાખલ થતાં મુકુન્દે માહિતી આપી : 'અમારી ગોસ્વામી અટક પરથી તમે સમજી ગયા હશો કે આ ઘર ચુસ્ત વૈષ્ણવનું છે. પહેલી જ વાર આ ઘરમાં દારૂના ગ્લાસ ભરવાના છે.'

કહી પ્લાસ્ટિકની થેલીમાંથી સ્કૉચની બૉટલ કાઢી તેણે પોતે જ ગ્લાસ ભરવા માંડ્યા. એની અધીરાઈ જોઈ સૂરજનારાયણને ફડકો પડ્યો : આ ઝડપથી પીને હોશ ગુમાવી દેશે તો ઘર ફેંદવાનું કામ બાજુએ રહી જશે.

'સ્કૉચની મજા ધીમેધીમે પીવામાં છે.' કહેતો એ લોખંડના કબાટ પાસે પહોંચ્યો : 'મને લાગે છે, પહેલાં આપણે આમાં જોઈ લઈએ... એની ચાવી ક્યાં ?'

કહી તેણે ચાવી માટે હાથ લંબાવ્યો ત્યારે સ્કૉચનો સ્વાદ ચાખી લેવાની તાલાવેલીથી ચીયર્સ કર્યા વિના જ એકબે ઘૂંટ પી લઈને મુકુન્દે કહ્યું :

'મારી બહેન પાસે એવી શી મિલકત હોય કે કબાટને ચાવી મારવી પડે ?'

સાંભળીને સૂરજનારાયણના મનમાં પડઘો પડ્યો : મૂરખ, તારી બહેન પાસે ભલે ને કાંઈ ન હોય, પણ મારો કાગળ જો અંદર રાખ્યો હશે તો, બેવકૂફ, એ કરોડોની કિંમતનો છે !

કબાટના વચલા ખાનામાં સાડીની થપ્પીઓ જોઈ સૂરજનારાયણે હળવા હાથે એની ગડી ખોલવા માંડી. સ્ત્રીઓ મોટા ભાગે સાડીની બેવડમાં પૈસા સંતાડતી હોય છે એ વિચારે તેણે શરૂઆત ત્યાંથી કરી. બેચાર સાડી સાચવીને ખોલી જોયા પછી વિચાર બદલ્યો હોય તેમ કપડાંની આખી થપ્પી ઊંચકીને પલંગ પર મૂકી. 'બેઠાંબેઠાં વધારે ફાવશે.' કહી તેણે મુકુન્દ સામે જોયું તો એણે પહેલો ગ્લાસ પતાવી પણ નાખ્યો હતો.

'મિસ્ટર, હું એકલો શોધખોળ કરતો રહીશ તો ક્યારે પાર આવશે ? તમારેય કામે લાગવું પડશે.' કહી તેને બીજો ગ્લાસ ભરતો રોક્યો : 'કબાટનું ખાનું તમે સંભાળો.'

ખાલી ગ્લાસ અને ભરેલી બૉટલ તરફ નજર નાખી લઈ મુકુન્દે કબાટ તરફ વળવું પડ્યું : 'તમને એક વાત કહેતાં તો ભૂલી ગયો. આ કબાટમાં એક ચોરખાનું છે.'

સાંભળતાં જ સાડીઓ પડતી મૂકી સૂરજનારાયણ ફરી કબાટ પાસે પહોંચી ગયો : 'ભલા માણસ, પહેલેથી કહેવું જોઈએ ને ! ક્યાં છે ? ચોરખાનું ખોલો જલદી !'

મુકુન્દે બે ફૂટ પહોળા ચોરખાનાનું હૅન્ડલ ઘુમાવતાં જ એ ખૂલી ગયું ત્યારે અંદર વ્યવસ્થિતપણે ગોઠવેલા કાગળો દેખાયા. ઝાપટ મારી બંને હાથના પંજા વચ્ચે અંદરના બધા જ કાગળ દબાવી, સૂરજનારાયણે પલંગના બિછાના પર પાથરી દીધા. મકાનભાડાની રસીદો, ઇલેક્ટ્રિક બિલો વગેરે કાગળો વચ્ચે પોતાને જોઈતો ચળકતો સફેદ કાગળ નજરે પડ્યો નહીં એટલે અધીરાઈભેર તેણે પરબીડિયા પર લક્ષ કેન્દ્રિત કર્યું. એકમાંથી જીવનવીમાની પૉલિસી નીકળી. બીજામાંથી બૅન્કની ચેકબૂક-પાસબૂક નીકળી અને ત્રીજા લાંબા કવરમાંથી મધુકર ગોસ્વામીનું વસિયતનામું નીકળ્યું.

મુકુન્દે બૅન્કની પાસબૂક પર ઝાપટ મારી : 'જોવા તો દે, મારી ગેરહાજરીમાં બાપાએ

કેટલા પૈસા ભેગા કર્યા છે ! કહેતો એ પાસબૂક જોવા જતો હતો, પણ તેના શબ્દોએ સૂરજનારાયણને ચોંકાવી દીધો હતો :

'તમારી ગેરહાજરીમાં એટલે ? તમે શું લાંબા સમયથી બહારગામ હતા ?'

'બહારગામ તો નહીં, સાહેબ, પણ ત્રણેક વરસથી હું જુદો રહું છું... ત્યાર પછી ત્રણ દિવસ અગાઉ પહેલી જ વાર આ ઘરમાં પગ મૂક્યો.'

સૂરજનારાયણથી નિસાસો નંખાઈ ગયો : ત્રણ વરસથી ઘરમાં રહેતો નથી એ જ મારા નસીબમાં ભટકાયો ! એનો ભરોસો છોડીને મારે જ શોધખોળમાં લાગી જવું પડશે...

બેવડા જોરથી કામે લાગી જઈ કબાટની એકએક ચીજ ફેંદી નાખી છતાં કાગળ હાથ ન લાગ્યો ત્યારે થાકી જઈને તેણે વિસ્કીના ગ્લાસનો આશરો લેવો પડ્યો. પેલો મુકુન્દ તો એનું ધ્યાન ચુકાવી બીજો ગ્લાસ ચડાવી જઈ ત્રીજો પકડીને બેઠો હતો.

કબાટ પછી વારો આવ્યો ટેબલનો. ટેબલનાં ત્રણે ખાનાં બહાર કાઢી ચકાસી જોયાં. નર્સિંગના લેસનની નોટબૂકો અને ભણવાની થોડી ચોપડીઓ જ જોવા મળી. ટેબલ પર પડેલાં પુસ્તકો જોવા લીધાં તો સ્વામી વિવેકાનંદ, પૂજ્ય વલ્લભાચાર્ય, મહાત્મા ગાંધી, વગેરે મહાપુરુષોનાં જીવનચરિત્ર જોવા મળ્યાં, પણ તેનાં પાનાંઓ વચ્ચે પોતાના પિતાના ચારિત્ર્યનું પ્રકરણ સંતાડેલું દેખાયું નહીં !

કપાળ પરથી પસીનાના રેલા લૂછતા સૂરજનારાયણની દૃષ્ટિ શ્રીનાથજીની છબીવાળી દીવાલના ખૂણે પડેલી નેતરની પેટી પર ખેંચાઈ : 'આ પેટી શેની છે ?'

'સેવા-પૂજાની !' ઘેન ચડવા લાગ્યું હોય તેમ ડોલતી ડોકે મુકુન્દે માહિતી આપી : 'એમાં અમારા ઠાકોરજીની છબીઓ સિવાય કાંઈ નહીં હોય. પહેલાં મારી બા સેવા કરતી. એ ગુજરી ગયા પછી તુલસી...'

'હું જરા જોઈ તો લઉં.' કહી સૂરજનારાયણે પેટી ઊંચકી લીધી ત્યારે મુકુન્દે લથડતી જીભે ટકોર કરી : 'ખોલી જુઓ ને તમતમારે ! બિચારા ઠાકોરજીને સ્કૉચ વિસ્કીની સુવાસનો લાભ ક્યાંથી મળવાનો...'

પૂજાની પેટી વીંખવાની મહેનત માથે પડી અને પાછી મૂકવા માટે વાંકા વળેલા સૂરજનારાયણને લોખંડના પલંગ નીચે પડેલી પતરાની ટ્રન્ક દેખાઈ. ગોઠણભેર અંદર સરકી જઈ તેણે ટ્રન્ક બહાર ખેંચી એટલે મુકુન્દ ટહુક્યો : 'એ મારી માની પેટી છે. દીકરીનાં લગ્ન માટે બિચારી સાચવીને સેલાં-સાડી મૂકતી ગઈ. પણ હવે મારી બહેનનાં લગ્ન થાય ત્યારે સાચાં...'

કહેતાં મુકુન્દને પોક મૂકીને રડવાની તૈયારીમાં જોઈ સૂરજનારાયણે પેટી પડતી મૂકી તેના તરફ ધસી જઈને મુકુન્દના પહોળા થતા મોઢા પર હાથ દાબી દેવો પડ્યો : 'બેવકૂફ ! રડવા માટે તને અત્યારે જ મોકો મળ્યો ?' કહી વાંસો પંપાળીને ટાઢો પાડ્યો : 'બધાં સારાં વાનાં થઈ રહેશે...'

પતરાની ટ્રન્ક ફેંદી નાખ્યા પછી સૂરજનારાયણે ફરી પોરો ખાવો પડ્યો. હતાશા ખંખેરી નાખવા ત્રીજો ગ્લાસ ખાલી કર્યો ત્યાં સુધીમાં પેલો મુકુન્દે પલંગને ટેકે માથું ઢાળીને ઘોરવા માંડ્યું હતું. સૂરજનારાયણના દાંત ભીંસાયા : સાલો ઢળી પડ્યો ! પછી આશ્વાસન લીધું-એ સૂતેલો જ સારો... જગાડીશ તો પાછો પીવા માંડશે અને પીશે તો ફરી પાછો પોક મૂકવાની ચેષ્ટા કરશે.

પરસેવાથી પલળી ગયેલો ઝભ્ભો ઉતારીને ફરી તેણે જે હાથ આવ્યું એ ફેંદવા માંડ્યું. કલાક, બે કલાક, ત્રણ કલાક... જડભરતની જેમ એ મજૂરી કરતો રહ્યો. વચ્ચેવચ્ચે બહાર કૂતરા ભસી ઊઠતા કે રસ્તા પરથી વાહન પસાર થવાનો અવાજ સંભળાતો ત્યારે એ થથરી જતો. રાત્રે ત્રણ વાગ્યે ઘરમાં કોઈના આવી ચડવાની કોઈ જ વકી નહોતી, છતાં જરાસરખો અવાજ સાંભળીને એ સમસમી જતો.

તુલસીના રૂમની કોઈ ચીજ ફેંદવાની બાકી રહી નહીં ત્યારે નાસીપાસ થઈને એ ભીંતને ટેકે ફસકી પડ્યો. બેઠાંબેઠાં શ્રીનાથજીની છબી પર ધ્યાન ગયું : આપોઆપ તેનાથી હાથ જોડાઈ ગયા : 'હે તુલસીના ઠાકોરજી ! મારા પર દયા કરો... અહીંથી હું ખાલી હાથે ન જાઉં એવું કરશો તો હું તમારો ભંડાર ભરી દઈશ !'

આંખ મીંચીને આજીજી કરતાંકરતાં તેને સાચેસાચ બેચાર ઝોકાં આવી ગયાં. પહેલાં પોતાની જાત પર ખીજ ચડી અને પછી ઘસઘસાટ ઊંઘતો બેઠેલો મુકુન્દ આંખે ચડ્યો : 'પૈસા આપ્યા છતાં સાલો મારી પાસે મજૂરી કરાવે છે !' બબડતો એ બેઠાંબેઠાં જ સરકીને તેની તરફ ગયો. પાસે પડેલા કૂંજામાંથી ખોબામાં પાણી લઈ એના મોં પર છાંટ્યું, એટલે મુકુન્દે ઝબકીને આંખો ઉઘાડી : 'શું થયું ? શું થયું ? તમારો માલ મળી ગયો ?'

'અરે બેવકૂફ ! હજુ કાંઈ જ મળ્યું નથી. આખો રૂમ વેરણછેરણ પડ્યો છે એ કોણ સરખો કરશે ?'

'તમતમારે તમારું કામ પતાવીને જતા રહેજો ને.' મુકુન્દ ઝોકાં ખાતાં બોલ્યો : 'ફેંદાયેલું ઘર જોઈને સવારે કોઈ પૂછશે તો કહીશ કે રાતે ચોર આવ્યા હશે...'

'અરે બેવકૂફ !' સૂરજનારાયણે દાંત કચકચાવી તેના ખમીસનો કાંઠલો પકડ્યો : 'એવું બોલીને પોલીસનું લફરું કરતો નહીં ! આ બધું કરવા માટે તો મેં તને માલ આપ્યો ?'

'માત્ર બે હજાર રૂપિયા જ આપ્યા છે, સાહેબ !' આંખો ખોલ્યા વગર જ હાથ લંબાવીને તેણે ઉમેર્યું : 'બાકીના પાંચ આપવાના હજુ બાકી છે. એ આપી દો કે તરત મારી ઊંઘ ઊડી જવાની.'

ડિસોઝાની જેમ આ પણ માથાનો મળ્યો ! પોતાની જાતને બહુ શાણા માનતા સૂરજનારાયણને હવે થયું કે આ રીતે ફાંફાં મારીને હું પોતે જ મૂરખ ઠરવાનો... પણ એ સિવાય બીજો કોઈ ઉપાય નહોતો.

ફરી મનોબળ એકઠું કરીને એણે ઘરના બાકીના ભાગમાં શોધખોળ આગળ વધારી. બેઠકખંડ, ગોસ્વામીની સૂવાની ઓરડી, રસોડાનાં વાસણ, અનાજના ડબ્બા - જે કાંઈ નજરે પડ્યું તે ચકાસી જોયું. શરીર પરસેવાથી નિચોવાઈ ગયું, પણ પેલો કોરો કાગળ હાથ ન લાગ્યો. બહાર પંખીઓનો કલરવ સંભળાવા લાગ્યો ત્યારે ચોંકીને કાંડાઘડિયાળમાં જોયું તો પરોઢિયાના પોણાપાંચ વાગી ચૂક્યા હતા. હતાશાનો પહાડ માથે પડ્યો હોય તેમ એની ગરદન ઝૂકી ગઈ : 'હવે ઘર છોડીને સરકી જવામાં જ સલામતી છે... કોઈની નજરે ચડી જતાં પહેલાં બહાર નીકળી જવા માટે ઝભ્ભો ચડાવી એ પગ ઉપાડતો હતો ત્યાં એની પીઠ પર અવાજ અફળાયો :

'બસ, જાઓ છો ?' મુકુન્દ નફ્ફટાઈથી હસતો કહી રહ્યો હતો : 'એમ ચોરની જેમ મને ઊંઘતો રાખીને ચાલ્યા જવાનું સારું ન કહેવાય.' કહી નજીક આવી તેણે હાથ લંબાવ્યો : 'બાકીના પાંચ હજાર...'

સૂરજનારાયણને કાળ તો એવો ચડ્યો કે બંને પંજાથી એનો ટોટો પીસી નાખે... પણ લાચાર હતો. ચૂપચાપ સો-સોની પચાસ નોટની થોકડી તેના લંબાવેલા હાથમાં મૂકી દેવી પડી : 'હજુ પણ મેં આશા છોડી નથી.' વધારે લાલચ આપવાની ઢબે એણે સંભળાવ્યું : 'છેવટે તારી બહેન ભાનમાં આવશે ત્યારે કાગળ તો હાથ લાગવાનો જ... એ વખતે હજુય આના કરતાં વધુ માલ તને મળશે એ યાદ રાખજે.'

'તો-તો હું એ દિવસની રાહ જોતો રહીશ.'

'પણ અત્યારે તો દિવસ ઊગે એ પહેલાં ઘરમાં બધું ઠીકઠાક કરી નાખજે... આપણે ફરી મળીશું.'

ટટ્ટાર છાતીએ આવેલો સૂરજનારાયણ ઝૂકેલી કમરે ગોસ્વામીજીના ઘરની બહાર નીકળી ગયો ત્યારે મુકુન્દે તેની પીઠ પર ખંધું સ્મિત ફેંકી સો-સોની નોટ ગણવા માંડી.

નાકા પર પહોંચી ઑબેરોય હોટેલ પહોંચવા માટે ટેક્સી પકડીને એ બેસવા જતો હતો ત્યાં છાપાનો ફેરિયો પસાર થયો. કુતૂહલ ખાતર ઈંગ્લિશ પેપર ખરીદી, ટેક્સીને ઑબેરોય લઈ જવા કહી એણે સમાચાર વાંચવા માંડ્યા. આમ તો સમાચારનાં મથાળાં પર માત્ર નજર જ ફરતી હતી, મન પર તેનો કોઈ પ્રતિભાવ પડતો નહોતો. ઊંઘી ન જવાય એટલા ખાતર છાપું સામે રાખ્યું ત્યાં ઊંઘ ખંખેરી નાખે એવું કાંઈક વાંચવા મળ્યું : 'હૉસ્પિટલની નર્સની હત્યાનો પ્રયાસ !'

ટટ્ટાર થઈ જઈ 'એક્સપ્રેસ'ના પ્રથમ પાના પર વચ્ચોવચ છપાયેલા એક નાનકડા બૉક્સ પર હત્યાના પ્રયાસનું મથાળું ટાંકી અંદર લખ્યું હતું : 'મુંબઈની કસ્તૂરબા ગાંધી હૉસ્પિટલની નર્સ તુલસી ગોસ્વામી જે આઠ દિવસ પહેલાં બળાત્કારના પ્રયાસનો ભોગ બની બેહોશ થઈ ગઈ હતી તેની હત્યા કરવાનો હિચકારો પ્રયાસ આજે રાત્રે અગિયાર વાગ્યાના સુમારે થયો

હોવાના બિનસત્તાવાર સમાચાર જાણવા મળ્યા છે. સિસ્ટર ગોસ્વામીને સ્ટાફ માટેના સ્પેશિયલ રૂમમાં રાખવામાં આવી છે અને બહાર પોલીસનો પહેરો રહે છે, છતાં પણ કોઈક ભેદી કારણસર બેહોશ તુલસીની પાંચમા માળે આવેલી તેની રૂમની ઉઘાડી બારીમાંથી દાખલ થઈ, તેને ઝેરનું ઇન્જેક્શન આપીને ખતમ કરવાનો નિષ્ફળ પ્રયાસ અજમાવવામાં આવ્યો હતો. હત્યારો બારી દ્વારા રૂમમાં પ્રવેશ કરવા જતો હતો એ જ વખતે બેહોશ દર્દીની સરભરામાં રાખેલી નર્સ અચાનક જાગી જતાં તેણે ચીસ પાડી, એટલે બારીમાંથી અંદર આવવા માગતા માણસના હાથમાંથી ઇન્જેકશનની સિરિંજ રૂમમાં પડી ગઈ અને હોહા થાય તે પહેલાં જ હત્યાના પ્રયાસ માટે આવનાર શખ્સ નાસી છૂટ્યો. ઇન્જેક્શનની સિરિંજમાંથી ઢોળાયેલા પ્રવાહીમાં પૉઈઝન ભેળવેલું હોવાની શક્યતા નકારી કાઢવામાં આવતી નથી.'

એટલું વાંચતાંની સાથે જ સૂરજનારાયણની આંખોમાંથી આંસુની ધાર વહેવા લાગી : 'હું જેના ભાનમાં આવવાની રાહ જોઉં છું એને કોઈક ખતમ કરી નાખવા માગે છે ! પણ શું કામ ?'



# 11

સવારના સવાછ વાગ્યે મુકુન્દને જગાડવા માટે ચિંતને તુલસીના ઘરની ડૉરબેલ ધીમેથી દબાવી. થોડી વાર રાહ જોઈને ફરી બેલનું બટન દબાવવા જતો હતો ત્યાં યાદ આવ્યું કે આજે ૧લી મેની રજા છે. અત્યારમાં જગાડીને શું કામ એમની નીંદર બગાડવી ? માઠા સમાચાર આપવાની ઉતાવળ કરવાનો કોઈ અર્થ નહોતો. આગલી રાત્રે જે કાંઈ બની ગયું એ જાણ્યા પછી બિચારાનો ઉચાટ વધી જશે...

બગાસાં ખાતા ચિંતને પોતાના ઘર તરફ પગ ઉપાડ્યા. રોજ તો હૉસ્પિટલમાં મોડી રાત સુધી વાંચી વહેલી સવારે ચારેક કલાકની ઊંઘ લઈને તે આવતો, પણ ગઈ રાત્રે ન તો મોડે સુધી વંચાયું કે ન વહેલી સવારે ઊંઘવા મળ્યું. વારેવારે એક જ સવાલ તેને સંતાપી રહ્યો હતો : તુલસીની હત્યાનો પ્રયાસ કરનાર કે કરાવનાર કોણ હોઈ શકે ?

સીડીનાં પગથિયાં ચડી પોતાની પાસે રહેતી બીજી ચાવીથી તેણે ઘરનો દરવાજો ઉઘાડ્યો. યશોદાબહેન સવારના છ વાગ્યે પ્રાતઃકર્મથી પરવારી પૂજામાં બેસી જતાં હોવાના ખ્યાલે ચિંતને ચૂપચાપ ઘરમાં પ્રવેશ કર્યો : પૂજા પત્યા પછી જ બાને ખબર આપીશ, નહીંતર એમની પૂજા પણ બગડશે...

પુસ્તકો ટેબલ પર મૂકી તેણે હીંચકા પર લંબાવ્યું. એકલા પડ્યાપડ્યા વિચારમાં ઝૂલવા માટે તેને ઘરનો હીંચકો અચૂક યાદ આવી જતો. તુલસીને પણ આ હીંચકો એટલો જ વહાલો હતો ને ! સ્કૂલનું લેસન વાંચવા માટે બંને સાથે હીંચકતાં, અન્તકડી રમતી વખતે બંને હીંચકાને બહુ ચગાવતાં અને સુખદુઃખની વાત કરવી હોય ત્યારે ધીમી ઠેસે હીંચકો હલાવતાં... ચિંતનને પાંચેક વરસ પહેલાંની એ સાંજ યાદ આવી ગઈ. યશોદાબહેન બહાર ગયાં હતાં, પોતે ફ્લુના

તાવમાં પટકાયો હતો અને તુલસી બાજુમાં બેસીને હળવે હીંચકે તેને ગીત સંભળાવતી હતી. એક ગીત પૂરું થતું ત્યાં તુલસી બીજું ઉપાડતી અને પડ્યોપડ્યો ચિંતન આછા અંધારામાં તેનો ચહેરો નીરખ્યા કરતો હતો. સાંજ અને રાત વચ્ચેનો એ સંધ્યાકાળ જાણે શાશ્વત બની રહેવાનો હોય તેમ બંને ગીતના ઝૂલે ઝૂલતાં હતાં. યશોદાબહેન ક્યારે બહારથી આવ્યાં એનું પણ બંનેને ભાન રહ્યું નહીં. દરવાજા પાસેની સ્વિચ દબાવીને એમણે બત્તી કરી ત્યારે ગીત-સમાધિનો ભંગ થયો હોય તેમ બંને ચોંકી ગયાં હતાં.

'બત્તી કેમ નહીં કરી, દીકરી તુલસી !' યશોદાબહેને બહુ જ સ્વાભાવિકપણે કહીને ઉમેર્યું હતું : 'અંધારામાં આમ એકલાં ન બેસાય. હવે તમે બંને મોટાં થયાં.'

ત્યારે પોતાને થયેલું કે તુલસીને બાના કહેવા પર ખોટું લાગી જશે, પણ તેને બદલે તુલસીને બાનું કહેવું સાચું લાગ્યું હોય તેમ એ એક જ સાંજમાં મોટી થઈ ગઈ હતી. ત્યાર પછી એક વાર એ બોલી ગયેલી : 'ચિંતુ, મને હવે અંધારામાં બીક લાગવા માંડી છે. રાત્રે સૂતી વખતે પણ લાઈટ ચાલુ રાખું છું.'

'લાઈટ ચાલુ અને બારી બંધ રાખીને સૂએ છે તે તને ઊંઘ કેમ આવે છે, તુલી ?'

'તો જ ઊંઘ આવે, ચિંતુ ! બારી ઉઘાડી હોય અને કોઈ બારીમાંથી ડોકાય તો ?'

'તો શું થાય ?'

'તો-તો હું એવી ચીસ પાડી ઊઠું કે તારા ઘર સુધી સંભળાય !'

ચીસ...

હીંચકા પર આડો પડેલો ચિંતન સફાળો બેઠો થઈ ગયો. રાત્રે તુલસીના રૂમમાંથી સંભળાયેલી ચીસ તાજી થઈ. પહેરો ભરતા કોન્સ્ટેબલે પોણા અગિયાર વાગે ઊંધું ઘાલીને વાંચી રહેલા ચિંતનને કહેલું : 'નીચે કેન્ટીનમાંથી ચા પીને આવું છું. અગિયાર પછી કેન્ટીન બંધ થઈ જાય છે.'

તુલસીના રૂમની બહાર પહેરો ભરવા અને અંદર ધ્યાન રાખવા માટે કોન્સ્ટેબલ અને નર્સ બદલાતાં, પણ ઘરના માણસ તરીકે જાગનારો તો એક ચિંતન જ રહેતો. ત્રણચાર દિવસ પહેલાં ડીન શ્રીવાસ્તવે એને સમજાવ્યું હતું : 'તારે હવે રાતે રોકાવાની જરૂર નથી. પેશન્ટ ભાનમાં હોય તેને સગાંવહાલાંની હાજરી સારી લાગે, પણ તુલસી માટે કોઈ ફરક પડતો નથી, છતાં અમે એક નર્સને ડ્યૂટી પર રાખીએ જ છીએ...' ત્યારે એણે આજીજી કરતો હોય એવી ઢબે કહેલું : 'સર, પરીક્ષા છે ત્યાં સુધી મને અહીં રાત રોકાવા દો તો વાંચવાનું વધારે ફાવશે. ઘરના શાંત વાતાવરણમાં જલદી ઊંઘી જવાનું મન થઈ જાય છે...' રાત્રે બે વાગ્યા સુધી અભ્યાસ કરીને ત્રણચાર કલાકની ઊંઘ ખેંચી કાઢવા બાંકડા પર સૂઈ રહેતા ચિંતનને હાઉસ-ડૉક્ટર શ્રીકાન્તે પણ સમજાવ્યું હતું : 'ઊંઘવા માટે તું ઉપર મારા કવાર્ટરમાં આવી જતો હોય તો ? હું બીજો એક કૉટ મુકાવી દઉં...' પણ ચિંતને એનેય સમજાવી દીધો હતો :

'શ્રીકાન્તભાઈ, પથારીમાં ઊંઘીશ તો સવારે આઠ વાગ્યા સુધી ઘોરતો રહીશ અને કૉલેજ જવાનું ચૂકી જઈશ. તેને બદલે અહીંયાં સવારે સાડાપાંચ-છ વાગ્યાથી માણસોની અવરજવર શરૂ થઈ જાય છે એટલે વગર એલાર્મે ઊઠી જઉં છું !

હૉસ્પિટલની ઘણીખરી નર્સ તો ચિંતનને ઓળખી ગઈ હતી, પણ રોજ ડ્યૂટી પર બદલાતો પોલીસ કોન્સ્ટેબલ તેને અચૂક પૂછતો : આ છોકરી તમારે શું થાય ? તમે આવડાં મોટાં થોથાંમાં શું વાંચતા રહો છો ?'

'તુલસી અમારી પડોશમાં રહે છે, અમે સ્કૂલમાં સાથે ભણતાં.' એટલી ઓળખાણ આપીને ચિંતન કહેતો : 'આ પુસ્તકો વાંચી હું ડૉક્ટર બનવા માંગું છું અને અહીં હૉસ્પિટલમાં અભ્યાસ કરવાથી જલદી યાદ રહી જાય છે !'

આગલી રાતે કોન્સ્ટેબલે નીચે કેન્ટીનમાં ચા પીવા જવાની વાત ઉચ્ચારી ત્યારે પોતે કહેલું : 'ભલે, જઈ આવો, પણ બીજી વખતની ચા માટે ચિંતા રાખતા નહીં.' કહીને તેણે બાંકડા નીચેથી થર્મોસ કાઢ્યું હતું : 'દોઢ-બે કલાક પછી, તમને ઘરની ચા પિવડાવીશ.'

પોણાઅગિયારે ચા પીવા નીચે ગયેલો કોન્સ્ટેબલ જાધવ અગિયારને દસે પાંચમા માળે પાછો ફરી લિફ્ટની બહાર પગ મૂકતો હતો ત્યાં તુલસીના રૂમમાંથી તીણી ચીસ સંભળાઈ. ચોંકી ગયેલા ચિંતનના હાથમાંથી પુસ્તક વચકીને નીચે પડ્યું, લિફ્ટમાંથી બહાર નીકળેલા કોન્સ્ટેબલના દાંત વચ્ચે દબાયેલી બીડી કચડાઈ ગઈ અને લિફ્ટની જાળી બંધ કરી નીચે જવાનું બટન દબાવવા માટે લંબાયેલો લિફ્ટમૅનનો હાથ અધ્ધર રહી ગયો...

સૌપ્રથમ ચિંતન તુલસીના રૂમ તરફ ધસી ગયો, બારણાને ધક્કો માર્યો, પણ રૂમ અંદરથી બંધ હતો. ડ્યૂટી બજાવતી નર્સને અગિયાર વાગ્યે અંદરથી રૂમને સ્ટૉપર ચડાવી દેવાની સૂચના હતી. ચિંતને બારણા પર હાથની મુક્કી પછાડી : 'ખોલો ! જલદી ખોલો !'

ત્યાં સુધીમાં કોન્સ્ટેબલ જાધવ, લિફ્ટમૅન તેમજ ચીસ સાંભળનારા બીજા પાંચસાત જણા 'શું થયું ? કોણે ચીસ પાડી ?' બોલતા આજુબાજુથી ધસી આવ્યા હતા.

'ક્યા હુઆ... દરવાજા ખોલો !' કોન્સ્ટેબલે રૂમનાં બારણાં હલબલાવ્યાં ત્યારે અંદરથી નર્સનો તરડાયેલો સાદ સંભળાયો :

'ખોલું છું... ખોલું છું.'

એના અવાજમાં ભયની ધ્રુજારી હતી.

બારણાં ઊઘડતાં જ થરથર કાંપતી સિસ્ટર કુલકર્ણી દેખાઈ. ભૂતને જોઈને માણસ છળી પડે એવો ભય તેની કીકીઓમાં થીજી ગયો હતો, જ્યારે ખાટલામાં પડેલી તુલસી ગાઢ નિદ્રામાં હોય તેમ ઘસઘસાટ ઊંઘતી હતી.

'ચીસ કોણે પાડી ?' કોન્સ્ટેબલે નર્સને મરાઠીમાં પૂછ્યું ત્યારે હેબતાઈ ગયેલી સિસ્ટર કુલકર્ણીની સ્થૂળ કાયા વધારે જોરથી કાંપવા લાગી. આંખોમાં થીજી ગયેલો ભય સામે

ઊભેલાને જોઈને ઓગળવા લાગ્યો હોય તેમ આંસુ ઊભરાવા માંડ્યાં. ગળામાંથી પહેલાં ડૂસકું બહાર આવ્યું, પછી શબ્દો સંભળાયા : 'મી... મારાથી ચીસ પડાઈ ગઈ.' કહેતી કુલકર્ણીએ ધ્રૂજતા હાથની આંગળી બારી તરફ ચીંધી : 'બારીમાંથી એક માણસને મેં અંદર આવતો જોયો.'

સાંભળતાં જ ચિંતન અને કોન્સ્ટેબલ બારી તરફ ધસી ગયા. પરદો હઠાવીને બંને એકીસાથે બારી બહાર ડોકાયા - કાંઈ જોવા મળ્યું નહીં એટલે જાધવે નીચા નમી ડોકું બહાર કાઢી બારી નીચેની પાળી જ્યાં સુધી લંબાતી હતી ત્યાં નજર દોડાવી, પણ એ જ વખતે તેના પગ નીચે કાંઈક કચડાવાનો અવાજ આવ્યો એટલે તેણે ડોકું અંદર ખેંચી લેવું પડ્યું. પોતાના વજનદાર બૂટ હેઠળ કચડાઈને તૂટી ગયેલી ઇન્જેક્શનની સિરિંજ જોતાં જ બંને એકસરખા ચોંકી ગયા. ચિંતને નીચા નમીને સિરિંજ તરફ હાથ લંબાવ્યો ત્યાં કોન્સ્ટેબલે તેને રોક્યો : 'તેને હાથ ન લગાડશો.' કહેતો એ પોતે પણ સિરિંજથી દૂર ખસી ગયો.

ઇન્જેક્શનની સિરિંજ અહીંયા ક્યાંથી - એવું પૂછવા માટે નર્સ તરફ ડોક ફેરવે ત્યાં જ પેલીએ વગર પૂછ્યે ખુલાસો કર્યો : 'ચોપડી વાંચતાંવાંચતાં મને ઝોકું આવી ગયું. પવન આવે એ માટે મેં બારી ઉઘાડી જ રહેવા દીધી હતી. અચાનક કાંઈક ખખડાટ થતાં હું ઝબકી અને બારી તરફ જોયું તો કોઈક અંદર દાખલ થતું દેખાયું. મારાથી ચીસ પડાઈ ગઈ અને એટલી વારમાં તો બારીમાંથી પગ પાછો ખેંચી લઈ પેલો માણસ અદૃશ્ય થઈ ગયો...' એકીશ્વાસે બોલી ગયેલી કુલકર્ણી થોડું રોકાઈ, પછી ઇન્જેક્શનની સિરિંજ પર દૃષ્ટિપાત કરતાં બોલી : 'જતાંજતાં એના હાથમાંથી એ પડી ગઈ.'

બેચાર ક્ષણ માટે રૂમમાં સન્નાટો છવાઈ ગયો.

'એને પૂછપરછ કરવાનું પછી રાખો. પેલો છટકી જાય એ પહેલાં એનો પીછો પકડો.' કહેતાં ચિંતને દોટ મૂકી. લૉબીમાં દોડતો એ પાંચમા માળની બાલ્કનીમાં પહોંચી ગયો. કોઈ દેખાયું નહીં એટલે દરવાજે બેઠેલા ચોકીદારને ધીમો સાદ પાડ્યો : 'તમે અહીંથી કોઈને નાસી જતો જોયો ?' પણ જે ચોકીદારે તીણી ચીસ નહોતી સાંભળી એ તેનો ધીમો સાદ ક્યાંથી સાંભળે ?

સડસડાટ પાંચ દાદર ઊતરતો ચિંતન નીચે પહોંચી ગયો. કોઈ શકમંદ માણસ દેખાય તો પકડી પાડવા હૉસ્પિટલના મકાનને ચક્કર મારી આવ્યો. ચોકીદારને પૂછપરછ કરીને એ ઉપર પાછો ફરવા જતો હતો ત્યાં પોલીસની જીપ કમ્પાઉન્ડમાં દાખલ થતી દેખાઈ અને લિફ્ટમાં ઉપર પહોંચ્યો ત્યારે હાઉસ-ડૉક્ટર શ્રીકાન્ત સહિત બીજા ત્રણચાર ડૉક્ટરો પણ હાજર થઈ ગયા હતા.

પહેલાં અંદરઅંદર પૂછપરછ થઈ, પછી પોલીસની પૂછપરછ ચાલી. તૂટી ગયેલી ઇન્જેક્શનની સિરિંજ અને તેમાં રહી ગયેલું થોડું પ્રવાહી સાચવીને લઈ લેવામાં આવ્યાં. પોલીસ ફોટોગ્રાફરે બારીની અંદર તેમ જ બહારના ભાગના હાથ-પગનાં આંગળાંની છાપ માટે ફોટા ઝડપી લીધા. ડૉક્ટર શ્રીકાન્તે માણસ દોડાવી ડીનસાહેબને બોલાવી લીધા. સબઇન્સ્પેક્ટર

કદમે એના ઉપરી સાવંતને ઘેર ફોન જોડી આ રહસ્યમય ઘટનાની જાણ કરી એટલે તેઓ પણ મારતી જીપે આવી પહોંચ્યા. હૉસ્પિટલનાં બીજાં પેશન્ટ ડિસ્ટર્બ ન થાય એ રીતે પાંચમા માળે પોલીસની કામગીરી ચાલુ થઈ ગઈ. વહેલી સવારના ચાર વાગ્યા સુધી પોલીસના ચોપડે બધાંનાં બયાન નોંધાતાં રહ્યાં તેમાં સૌથી વધુ કષ્ટ કુલકર્ણીએ ભોગવવું પડ્યું. બારીમાંથી અંદર દાખલ થવા માગતા આસામીનું વર્ણન એ કરી શકતી નહોતી. બહુ વાર સુધી મગજ કસ્યા પછી એ કહી શકી : 'મને એનું મોં જોવા મળ્યું જ નહોતું. પિંડી સુધીનો એક પગ અને રબ્બરના મોજાવાળો એક હાથ બારીના કઠોડા પર હતા ત્યાં જ મેં ચીસ પાડી અને તે અદૃશ્ય થઈ ગયો... પોતે વાંચતાંવાંચતાં ઝોકે ચડી ગઈ એ કબૂલાત પર કુલકર્ણી રડી પડી હતી. ચીસ પાડ્યા પછી બારી સુધી દોડી જવાની પોતાની હિંમત ચાલી નહીં એ વાત પર બિચારી ગદ્ગદ બની ગઈ હતી.

ચિંતને પોતાનું સ્ટેટમેન્ટ તો લખાવ્યું, પણ મનમાં ઘોળાતી શંકા તેણે હોઠ પર આવવા દીધી નહોતી. ડીન શ્રીવાસ્તવ અને ડૉક્ટર શ્રીકાન્ત વિલાઈ ગયેલા ચહેરે આપસમાં ચર્ચા કરતા હતા ત્યારેય ચિંતને મનની શંકા મનમાં જ ધરબી રાખેલી. સવારના પાંચ વાગ્યા. બધા વીખરાઈ ગયા ત્યારે પોતે એકલો પાંચમા માળની બાલ્કનીમાં ઊભોઊભો તર્કના અંકોડા જોડતો હતો : 'ગોસ્વામીકાકાને ગીતાનું પુસ્તક ભેટ આપી જનાર આસામી રાત્રે બનેલી ઘટના સાથે સંકળાયેલો તો નહીં હોય ને ?'

સવાસાતે જજસાહેબને ઘેરથી પાછો ફરી પોતે ગોસ્વામીજી પાસે ગયો ત્યારે એમના તકિયા પાસે પડેલી ભગવદ્ગીતા જોઈને તેણે સાહજિકપણે પૂછ્યું હતું : 'કાકા, ડૉક્ટરે વાંચવાની રજા આપી ?'

'નહીં રે ! આ તો કોઈ દિલ્હીવાળા સજ્જન ભેટ આપી ગયા.'

'દિલ્હીવાળા સજ્જન ?' ચોંકીને પોતે પૂછ્યું ત્યારે અસત્ય નહીં ઉચ્ચારતા ગોસ્વામીજીએ વાત બદલવાનો માર્ગ અપનાવ્યો હતો : 'ઘણા લોકો હૉસ્પિટલનાં દર્દીઓ પાસે જઈને આવાં સેવાકાર્ય કરતાં હોય છે.'

એટલે પોતે ઇન્ટેન્સિવ કેર યુનિટનાં બીજાં દર્દીઓ તરફ નજર ફેરવી લઈને કહ્યું હતું : 'કાકા, તમારા સિવાય બીજા કોઈ દર્દીને ગીતાજી ભેટ મળ્યાં નથી લાગતાં.'

'જુઠ્ઠું બોલતાં શીખ્યા ન હોય તેનું જુઠ્ઠાણું તરત જ પકડાઈ જાય છે, ચિંતન !' ભોળાભાવે એમણે કબૂલાત કરી લીધી હતી : 'દિલ્હીવાળો માણસ સજ્જન હતો કે દુર્જન એની તો ખબર નથી, પણ વાતચીતમાં બહુ ભાવનાશાળી લાગ્યો. સદ્ગત સંરક્ષણપ્રધાનના પુત્રનો પોતે સેક્રેટરી છે એવા પરિચય સાથે એણે કહ્યું કે મને પ્રધાનપુત્રે ખાસ દિલ્હીથી આપની પાસે મોકલ્યો છે. આપની પુત્રીએ સંરક્ષણમંત્રી સમક્ષ અંતિમ પળોમાં ગીતાજીના શ્લોકનું પઠન કર્યું એ બદલ આ પુસ્તક ભેટ આપવા મને મોકલ્યો.'

'પુસ્તક ભેટ આપવા માટે છેક દિલ્હીથી એ દોડી આવ્યો ?'

'ના, સંરક્ષણપ્રધાનના પુત્રે તેને બીજું એક ખાસ કામ સોંપ્યું હતું...' સાંભળીને પોતે ટટ્ટાર થઈ ગયો હતો : 'મૃત્યુ પહેલાં એના પિતાએ અંતિમ ઇચ્છા લખીને કદાચ તુલસીને સોંપી હોય એવી ધારણાથી એ આવ્યો હતો. જગતનારાયણ સાથે એકાન્ત પછી તુલસી ઘેર આવી ત્યારે એણે એવો કોઈ કાગળ તમને સાચવવા આપેલો એવી પૂછપરછ કરીને એ બિચારો ચાલ્યો ગયો.'

બિચારો !

એ વખતે પોતાને પેલો ટેલેક્સ વાંચી લેવાની તાલાવેલી જાગી હતી. સંરક્ષણપ્રધાને મૃત્યુપથારીમાં લંડન રહેતા પુત્રને એવું કંઈક લખ્યું હતું કે હૉસ્પિટલની નર્સ સિસ્ટર ગોસ્વામીએ મારી બહુ સેવા કરી છે. તું આવીને એને મળજે અને ભગવદ્‌ગીતાનું એક પુસ્તક ભેટ આપજે ! પોતાને તુલસીએ આ ટેલેક્સ કરવા મોકલ્યો ત્યારે પૂછેલો પ્રશ્ન પણ તાજો થયો હતો : 'ચિંતુ, સેવન્ટી મિલિયન સ્વિસ ફ્રાન્ક એટલે કેટલા રૂપિયા થાય ?'

'કાકા, દિલ્હીવાળો એ માણસ મુંબઈનું એનું ઠેકાણું આપતો ગયો ?'

'ના, જતાંજતાં એ બિચારાએ મારી તથા તુલસીની સારવાર માટે આર્થિક મદદ કરવાની ઇચ્છા દર્શાવી, પણ મેં વિવેકથી ના પાડી દીધી.'

'ફરી પાછા આવવાનું કહી ગયો ?'

'ના, એવું કાંઈ કહ્યું તો નથી.' કહીને પોતાને તાકી રહેલા ગોસ્વામીકાકાએ આંખો ઝીણી કરીને પૂછી લીધું હતું : 'ચિંતન, એના વિશે તું આટલી બધી પૂછપરછ કેમ કરે છે ?'

ત્યારે આડુંઅવળું સમજાવીને પોતે ત્યાંથી છટકી જવું પડ્યું હતું, બહાર નીકળીને ઇન્ટેન્સિવ કેર યુનિટના દરવાજે ઊભેલા વૉચમૅનને પૂછ્યું કે ગોસ્વામીજીના પુત્ર ક્યારે ગયા ? ત્યારે એનો જવાબ સાંભળીને પોતે ચોંકી ગયેલો : 'એ તો પેલા કોઈક ખાદીધારી સાહેબ ગીતાનું પુસ્તક ગોસ્વામીને આપવા આવેલા તેમની સાથે જ બહાર ગયા.'

સાંભળીને પોતે બંનેનો પીછો પકડવા માટે દોટ મૂકી હતી પણ પત્તો લાગ્યો નહીં. મુકુન્દ કદાચ એને ઘેર લઈ આવ્યો હોય એવી ગણતરીથી ઘેર તપાસ કરી તો દરવાજે તાળું લટકતું દેખાયું હતું ! ઘેર આવીને માને પૂછ્યું તો એણે એટલું જ કહ્યું : એ રોજ રાત્રે બહાર જમીને મોડો આવે છે. સાંજ પછી મને દેખાયો જ નથી...'

મુકુન્દ પાસે બાતમી કઢાવવા માટે જ પોતે હૉસ્પિટલેથી સવારે છ વાગ્યે નીકળી તુલસીના ઘરની ડૉરબેલ દબાવી હતી, પણ જવાબ નહીં મળ્યો એટલે પોતાના ઘરના હીંચકે સમગ્ર ઘટના વાગોળતો આંખો મીંચીને પડ્યો હતો. તર્કના અંકોડા મેળવવામાં તેને એક જ સવાલ ખટકતો હતો : સંરક્ષણપ્રધાનના પુત્ર તરફથી આવેલો એ માણસ તુલસી પાસેથી કાંઈક પ્રાપ્ત કરવા માગતો હોય તો ઇન્જેક્શનથી તેની હત્યાનો પ્રયાસ શું કામ કરે ?

'ક્યારે આવીને ઊંઘી ગયો, ચિંતુ !'

પુત્રના માથા પર યશોદાબહેનના વાત્સલ્યભર્યા હાથનો સ્પર્શ થતાંની સાથે જ ચિંતન ઝબકીને બેઠો થઈ ગયો.

'ઊંઘ આવતી હોય તો અંદર જઈને સૂઈ જા ને, ભાઈ !' પૂજામાંથી પરવારી આવેલાં યશોદાબહેનના મુખ પર પ્રસરેલું દિવ્ય તેજ જોઈને ચિંતનને થયું : એમને પણ અત્યારે માઠા સમચાર ક્યાં આપવા ?

'આજે કૉલેજમાં રજા છે. થોડી ઊંઘ ખેંચી લે... કાલે રાત્રે તો આખી રાત ઊંઘવા નહીં મળ્યું હોય.'

માનું એ વાક્ય સાંભળતાં જ ચિંતનની આંખોમાંથી ઊંઘ ખંખેરાઈ ગઈ. થોડી વાર એકીટશે જોતા રહીને તેણે હિંમત કરી : 'બા, કાલ રાતની વાતની તમને જાણ થઈ ગઈ ?'

'મને શું આખા શહેરને જાણ થઈ ગઈ.' કહેતાં સોફા પર પડેલ છાપું પુત્રના હાથમાં આપ્યું : 'વાંચ્યા પછી પૂજામાં માંડમાંડ મન પરોવ્યું. ઈશ્વરને વારેવારે પૂછતી રહી : બિચારી તુલસીને આટલી યાતના ઓછી હતી કે તું એને આવા ક્રૂર અત્યાચારથી રિબાવે છે ?'

'શો જવાબ આપ્યો તારા ઈશ્વરે ?'

પતિના જેવા જ નાસ્તિક પુત્રે માતાને કટાક્ષમાં પૂછ્યું ત્યારે પણ યશોદાબહેનના મુખ પરનું તેજ ઓસર્યું નહીં :

'જવાબ તો મારા આત્માએ આપ્યો... હે ઈશ્વર ! તું એકલી તુલસીની જ નહીં, અમારી સૌની કપરી કસોટી કરી રહ્યો છે... અને એ અગ્નિપરીક્ષાથી તને આનંદ મળતો હોય તો થાય એટલી કસોટી કરી લે, અમે ડગવાનાં નથી.'

માતાનો જુસ્સો જોઈને ચિંતનથી બોલાઈ ગયું : 'આમ જુઓ તો તમારા ઈશ્વરે તુલસીની રક્ષા જ કરી કહેવાય... ઇન્જેક્શન આપવા આવેલો માણસ બારી ઓળંગીને અંદર ઘૂસી શક્યો નહીં.'

'પોલીસને કોના પર વહેમ છે ?'

'બા, એમ પોલીસ થોડું આપણને કાંઈ કહે છે ?... એ તો ઇન્જેક્શનની સિરિંજના ભરેલા પ્રવાહીનું પૃથક્કરણ થાય ત્યારે ખબર પડે કે એમાં ખરેખર શું હતું. છતાં આ છાપાવાળાએ લખી નાખ્યું કે પોઈઝન આપીને નર્સની હત્યા કરવાનો પ્રયાસ !'

'ચિંતુ, જે બેહોશ છે એને ઘેનનું ઇન્જેક્શન આપવા તો કોઈ આવે જ નહીં...'

'પણ તુલસીની હત્યા કરવાથી કોને લાભ થવાનો હતો ?'

'તુલસી ક્યારેય ભાનમાં આવે જ નહીં એવું જે ઇચ્છતું હોય તેને !'

'એવું કોણ...' બોલવા જતો ચિંતન અટકી ગયો. વૉર્ડબૉય યુનિયનની મીટિંગમાં નેતાએ

પડકાર ફેંકતાં કેટલાક બોલી ઊઠ્યા હતા કે તુલસી ભાનમાં આવ્યા પછી સખારામને નિર્દોષ ઠરાવે તો અમે માનીએ ! યુનિયનના નેતા ગોવાકરે કોઈને સાધી તુલસીની હત્યાનું કાવતરું કેમ ન ઘડ્યું હોય ? હૉસ્પિટલના માણસો ઇન્જેક્શન આપવાનું જાણતા હોય છે. પૉઈઝન પણ એમને આસાનીથી મળી શકે. કામ પતાવીને નાસી જવામાંય હત્યારાને મુશ્કેલી ન પડે. હૉસ્પિટલમાં જ ભરાઈ રહે...

'તું નકામો એમના પર વહેમાય છે.'

સાંભળતાં જ ચિંતન ચોંક્યો : માને કેમ ખબર પડી ગઈ કે હું કોના પર વહેમાઉં છું ?

'જજસાહેબ એટલા ઘાતકી નથી.' સાંભળીને ચિંતન વધારે ચોંક્યો : પોતે જજસાહેબની શક્યતા તો વિચારી જ નહીં !

'કેટલાક માણસો પોતાના સ્વાર્થ ખાતર કોઈનું અહિત કરે, પણ હત્યાનો વિચાર સુધ્ધાં ન કરે.' પુત્રના મનમાંથી જજસાહેબ પ્રત્યેનો રોષ ઓગાળી નાખવા માગતાં હોય તેમ તેઓ બોલ્યાં : 'વગર વિચાર્યે નિર્દોષ પર દોષ ઢાળી દેવો એ પણ માણસના ચારિત્ર્યની હત્યા કરવા જેવું ઘાતકી કામ ગણાય.'

પોતે આવું કાંઈ જ વિચારતો નહોતો એવો ખુલાસો કરવાનું ટાળી ચિંતને બારીમાંથી સામેના મકાન પર નજર માંડી. તુલસીના રૂમની બારી ઉઘાડી જોઈને એ ઊઠ્યો : 'બા, તમે ચા બનાવો... ત્યાં સુધીમાં હું મુકુન્દભાઈને લઈ આવું છું.'

જરૂર કરતાં વધારે ઝડપથી પગથિયાં ઊતરી ગયેલા ચિંતનના મનમાં ખરેખર તો મુકુન્દની 'ચોરી' પકડી પાડવાની તાલાવેલી હતી. દરવાજાની જાળીમાંથી નજર નાખતાં જ બેઠકખંડમાં ચાના કપ સાથે બેઠેલો મુકુન્દ દેખાયો.

'અરે, હું તો તમને ચા માટે બોલાવવા આવ્યો અને તમે...' પછી તેની લાલઘૂમ આંખો જોઈને અનુમાન કર્યું : 'મુકુન્દભાઈ, રાત્રે ઊંઘ નથી આવી લાગતી...' પણ સાવ નજીક જઈને બેઠા પછી તેના મોઢામાંથી આવતી વાસ વર્તીને અનુમાન બદલ્યું : 'રાતનો નશો હજુ આંખમાંથી ઓસર્યો નથી લાગતો.'

'એટલે જ ગંધાતું મોં લઈને યશોદાબહેન સામે ચા પીવા ન આવ્યો.' મુકુન્દ ચાનો ઘૂંટ પીવાને બહાને નીચું જોઈ ગયો : 'તું એમને આ વાત કરતો નહીં.'

ચિંતને બેઠકખંડમાં નજર ફેરવી લઈને ચકાસી જોયું. રાત્રે કોઈ આવ્યું હોવાનો અણસાર ન મળ્યો. સવારનું છાપું પણ જોવા ન મળ્યું એટલે માની લીધું કે હૉસ્પિટલમાં બની ગયેલી ભેદી ઘટનાથી હજુ એ અજાણ જ છે. કહી દેવાની ઉતાવળ કરવાને બદલે એ ઊભો થયો : 'ગોસ્વામીકાકાએ એમનાં એક જોડી કપડાં મંગાવ્યાં છે. થોડી વારમાં બા હૉસ્પિટલે જાય ત્યારે લેતાં જશે.' કહેતો તેને અંદર જતો જોઈ મુકુન્દે કોઈ ખચકાટ દર્શાવ્યો નહીં એટલે માની લીધું કે પોતાની ધારણા ખોટી ઠરવાની.

તુલસીના રૂમમાં નજર કરી તો થોડુંઘણું અવ્યવસ્થિત પડેલું દેખાયું, પણ ગૃહિણી વગરના ઘરમાં એ નવાઈની વાત ન ગણાય એવું વિચારતો ચિંતન ગોસ્વામીજીની ઓરડીમાં ગયો. લાકડાનું કબાટ ખોલી, અંદરથી એમનાં કપડાં લઈને એ કપડાં રાખવાની ઝોળી શોધવા લાગ્યો. ત્યાં કાગળની કોથળી કે કપડાંની થેલી ન દેખાઈ એટલે તુલસીના ઓરડામાં ગયો. ફરતીફરતી એની નજર લોખંડના પલંગ નીચે પડેલી પ્લાસ્ટિકની થેલી તરફ ખેંચાઈ. નીચે નમીને થેલી ખેંચી તો એ ભરેલી હતી. થેલીમાં ડોકિયું કર્યું તો અંદર સ્કૉચ વિસ્કીની ખાલી બૉટલ જોઈને તેની આંખો ચમકી. ઝડપથી બૉટલને પલંગ નીચે ખૂણામાં સરકાવી દઈ પ્લાસ્ટિકની ખાલી થેલીમાં ગોસ્વામીજીનાં કપડાં ખોસતો એ બેઠકખંડમાં પાછો ફર્યો.

તુલસીવાળી વાત કહેવા માટે પ્લાસ્ટિકની થેલી પર હાથ પસરાવતો શરૂઆત કરવાના શબ્દો શોધતો હતો ત્યાં પેલી થેલી પર છાપેલું લખાણ નજરે ચડ્યું. ડ્યૂટી ફ્રી શૉપનું નામ અને લંડનના હીથરો એરપૉર્ટનું સરનામું વાંચી એની આંખો પહોળી થઈ. પોતે જે છુપાવવા માગતો હતો એ ચિંતને પકડી પાડ્યું છે એનો ખ્યાલ આવી જતાં : 'હું નાહવા જાઉં છું.' કહેતો એ ઊભો થયો, પણ ચિંતને પ્લાસ્ટિકની થેલી રેડ સિગ્નલની જેમ તેની આંખ સામે ધરી દીધી ત્યારે એના પગમાં બ્રેક લાગી ગઈ.

'નાહવા પછી જજો, મુકુન્દભાઈ !' ચિંતને અવાજમાં આજ્ઞાનું વજન ઉમેરીને કહ્યું : 'પહેલાં આપણે આ માણસની થોડી વાત કરી લઈએ.'

'કયો માણસ ?' કહેતો મુકુન્દ બેસી ગયો એટલે ચિંતને અવાજની દૃઢતા વધારી દીધી :

'જે માણસ કાલે સાંજે ઇન્ટેન્સિવ કેરમાં ગોસ્વામીકાકાને ભગવદ્‌ગીતા ભેટ આપી ગયો એ માણસ.'

મુકુન્દનું મોં અધખુલ્લું રહી ગયું એટલે ચિંતને ચાલુ રાખ્યું :

'જે માણસ પછી તમને બહાર લઈ ગયો હતો અને રાત્રે પ્લાસ્ટિકની આ થેલી સાથે આ ઘરમાં આવ્યો હતો એ.'

'કોણે કહ્યું ?'

'કહ્યું નથી, બાએ અમારા ઘરની બારીમાંથી એ જોયું.' ચિંતને ધાપ મારી : 'ખાદીના ઝભ્ભા-પાયજામાવાળો એ માણસ દરવાજે ઊભો હતો અને અગાઉથી નક્કી કર્યા પ્રમાણે એને તમે ઘરમાં ઘુસાડી દીધો.'

'એ... એ.... બહુ આજીજી કરતો હતો.' મુકુન્દ માંડ એટલું બોલી શક્યો ત્યાં ચિંતને આગળ ચલાવ્યું :

'આજીજી એટલા માટે કરતો હતો કે તેને સ્વર્ગસ્થ સંરક્ષણપ્રધાન જગતનારાયણે પોતાની અંતિમ ઇચ્છા લખીને તુલસીને સોંપેલું લખાણ પ્રાપ્ત કરવું હતું.'

'તને એ કોણે કહ્યું ?'

'દિલ્હીવાળાએ પોતે જ !' ચિંતને અસત્યનો ભરડો લઈને તેને ભીંસ્યો : 'સાંજે પોણા-છ વાગ્યે હું હૉસ્પિટલનાં પગથિયાં ઊતરતો હતો ત્યારે એણે મને જ પૂછેલું કે ઇન્ટેન્સિવ કેર યુનિટમાં જવાનો રસ્તો કઈ તરફ છે ? મેં રસ્તો ચીંધીને પૂછ્યું : કોની પાસે જવું છે ? ત્યારે એણે ગોસ્વામીજીનું નામ આપ્યું. મેં કહ્યું કે ગોસ્વામીકાકા પાંચ નંબરના બેડમાં છે, એટલે એણે મને પૂછ્યું : એ તમારા કાકા થાય છે ? મેં કહ્યું : ના, પડોશીને નાતે હું એમને કાકા કહું છું... પછી એક બાજુ લઈ જઈને તેણે મને પોતાની ઓળખાણ આપી. પોતે સંરક્ષણ-પ્રધાનનો કાગળ મેળવવા આવ્યો છે એવું પણ કહ્યું. નર્સ અને તેના હાર્ટ-પેશન્ટ પિતાને આર્થિક મદદ કરવાની ઇચ્છાય દર્શાવી... પણ મેં સાથ આપવાનો ઇન્કાર કર્યો. ગોસ્વામીકાકા થોડા દિવસમાં ડિસ્ચાર્જ લઈને ઘેર જાય પછી તમને ઘરમાં જવા મળે એમ મેં કહ્યું એટલે મને પડતો મૂકી એણે તને ફસાવ્યો.'

'એમાં મારે ફસાવાનું શું હતું ?' મુકુન્દે અપરાધભાવથી નમેલી ડોક ટટ્ટાર કરતાં કહ્યું : 'એને તપાસ કરવી હતી એ કરીને ચાલ્યો ગયો.'

'તપાસમાં કાંઈ મળ્યું ?'

'ના.'

'તમને પણ કાંઈ ન મળ્યું ?'

સાંભળીને મુકુન્દના હોઠ ભિડાયા. ચિંતનને થયું કે હમણાં એ બરાડી ઊઠશે. ખોટો માણસ વધારે ઊંચા અવાજે બોલતો હોય છે, પણ એવું ન બન્યું. તેણે ધીમેથી જ પૂછ્યું :

'મને શું મળવાનું હતું ?'

'એટલે કે તમે માત્ર સ્કૉચ વિસ્કીની એક બૉટલથી જ સંતોષ માની લીધો ?'

'તો બીજું શું હોય ?

ચિંતનની નજર વારેવારે મુકુન્દના નાઈટડ્રેસના પાયજામા પર ફરતી રહી હતી. એના એક ખિસ્સામાં ઊપસેલા ભાર પર દૃષ્ટિ સ્થિર કરતાં એણે કહ્યું : 'મુકુન્દભાઈ, એને ભલે કાંઈ ન મળ્યું હોય, પણ આપણને તો કાંઈક લાભ મળવો જોઈએ ને ! તમે માગવામાં મોળા નથી પડ્યા ને ?'

'એણે પાંચ હજાર આપ્યા.' કહી ખિસ્સામાં હાથ નાખી સો-સોની નોટોની થપ્પી બહાર કાઢી : 'પિતાજીની સારવારનું બિલ ચૂકવવા માટે જ મેં લીધા હતા.'

'સરસ !' કહી ચિંતને તેના હાથમાંથી નોટોની થોકડી કબજે કરી લીધી : 'બાની સાથે આ પાંચ હજાર હૉસ્પિટલમાં મોકલીને ગોસ્વામીજીના બિલ સામે જમા કરાવી દઈએ. કહીશ કે મુકુન્દભાઈએ પોતાની બચતમાંથી ઉપાડીને આપ્યા છે... સાંભળીને એ કેટલા રાજી થશે !'

પરંતુ પ્લાસ્ટિકની થેલીમાં સો-સોની નોટોની થપ્પી સરકી જતી જોઈને મુકુન્દ રાજી ન થયો.

'ચિંતુ, પ્લીઝ તું કોઈને આ વાત કરતો નહીં !'

'આવી વાત તે કોઈને કરાતી હશે ?' કહેતો એ ઊઠ્યો; પણ હજુ એક મહત્ત્વની વાત પૂછવાની બાકી હતી :

'એ માણસ અહીં કેટલા વાગ્યે આવ્યો હતો, મુકુન્દભાઈ ?'

'લગભગ અગિયાર વાગ્યે.'

'લગભગ નહીં, ચોક્કસ કેટલા વાગ્યે આવ્યો હતો ?'

'ચોક્કસ અગિયાર વાગ્યે જ આવ્યો હતો.' કહીને એ ચિંતન સામે તાકી રહ્યો : 'કેમ આટલી બધી ચોકસાઈ કરવી પડી, ચિંતું ?'

'કારણ કે અગિયાર વાગ્યા પછી હૉસ્પિટલમાં એક ભયાનક ઘટના બની ગઈ.'

'ભયાનક ઘટના ?' અધું કહીને અટકી ગયેલા ચિંતનને જોતો મુકુન્દ સફાળો બેઠો થઈ ગયો હતો : 'શું બની ગયું ?'

'તુલસીની હત્યા માટે કોઈએ રૂમની પાછલી બારીમાંથી અંદર પ્રવેશ કરવાનો પ્રયાસ કર્યો હતો. એના હાથમાં ઇન્જેક્શનની સિરિંજ હતી. તેને અંદર દાખલ થતો જોઈને નર્સે ચીસ પાડી અને એ નાસી છૂટ્યો.

સાંભળીને હેબતાઈ ગયેલો મુકુન્દ અધ્ધર શ્વાસે કયાંય સુધી મૂંગોમંતર બેસી રહ્યો ત્યારે ચિંતને કહી દીધું :

'છાપામાં પણ આવી ગયું.' કહીને તેણે પગ ઉપાડ્યા : 'હવે પોલીસ હત્યાનો પ્રયાસ કરનારની શોધ ચાલવશે, એટલે રાત્રે અહીં જે કાંઈ બની ગયું એ ભૂલી જજો, નહીંતર પાંચ હજારના બદલામાં પાંચ લાખના નુકસાન જેટલું પસ્તાવાનો વખત આવશે.'

પોતાની ધમકીની ધારી અસર થઈ હોય તેમ મુકુન્દ દીવાન પર ફસકાઈ પડ્યો ત્યારે ચિંતન ધરપત સાથે ત્યાંથી રવાના થઈ ગયો.

*

કૉલેજમાં તો ૧લી મેની રજા હતી. સવાર સુધી પોતે હૉસ્પિટલમાં જ હોય એટલે ત્યાં પાછા જવાની પણ જરૂર નહોતી, છતાં ગોસ્વામીજીએ ઘેરથી મંગાવેલાં કપડાં આપવાને બહાને ચિંતન ત્રણ કલાકમાં જ પાછો હૉસ્પિટલ પહોંચી ગયો. બેહોશ તુલસીથી દૂર કે નજીક રહેવામાં કોઈ ફરક પડતો નહોતો, છતાં હરીફરીને ચિંતનનું મન હૉસ્પિટલ પહોંચી જવા માટે વિહ્વળ બની જતું. ડૉક્ટર, નર્સ, વૉર્ડબૉય અને કારકુનોને ચિંતનની હાજરી હવે અચરજ પમાડતી નહીં. દરેકની સામે એ નિખાલસ સ્મિત ફરકાવતો, છતાં એના સ્મિતમાં છુપાયેલી વ્યથા કોઈથી અજાણી રહેતી નહીં. ચિંતનને જોતાં જ પ્રત્યેકને તુલસી યાદ આવી જતી અને દરેકની નજરમાંથી અનાયાસે અનુકંપા નીતરવા લાગતી. પરસ્પર તુલસીના ખબર પૂછવા જેવું

હવે ખાસ કંઈ રહ્યું નહોતું. એ શુદ્ધિમાં આવે કે નહીં એ પૂછવાનો કોઈ અર્થ નહોતો, કારણ કે બધાંને ખાતરી હતી કે તુલસી શુદ્ધિમાં આવશે ત્યારે હૉસ્પિટલ હરખઘેલી દેખાવાની !

પ્રવેશદ્વાર પર ગોઠવાયેલી પોલીસ આગલી રાતે બનેલી ઘટનાની ચાડી ખાતી હતી. પગથિયાં ચડીને દાખલ થતાંની સાથે જ લૉબીમાં આંટા મારતા પ્રેસ રિપૉર્ટર્સને જોઈ ચિંતને લિફ્ટની દિશા ચાતરી જઈ ડીનની કૅબિન તરફ જવું પડ્યું. આગલી રાતના ઉજાગરા પછી રજાની સવારે ડીન આવે જ નહીં એવી ગણતરીથી ચિંતન ઝડપભેર શ્રીવાસ્તવની કૅબિન પાસેથી પસાર થઈ જવા માગતો હતો ત્યાં કેબિનનું દ્વાર ઊઘડતું જોઈને એ થોડે દૂર થંભી ગયો. કૅબિનમાંથી બહાર નીકળતાં સબઈન્સ્પેક્ટર કદમને જોતાં એનું કુતૂહલ જોર કરી ઊઠ્યું : ‘કદાચ પોલીસને રાતની ઘટનાનું કોઈ પગેરું મળી ગયું હશે...’

બાજુમાંથી પસાર થતા સબઈન્સ્પેક્ટરને ‘ગૂડ મૉર્નિંગ, ઈન્સ્પેક્ટર !’ કહેતા ચિંતન શ્રીવાસ્તવની કૅબિન તરફ સરક્યો. કૉલેજ તેમ જ હૉસ્પિટલના સર્વોપરી ડીનસાહેબની કૅબિનમાં વગર બોલાવ્યે પ્રવેશ કરવામાં અવિનય થતો હતો છતાં ચિંતને હળવેકથી દરવાજો હડસેલી અંદર ડોકિયું કરી લીધું. બીજું કોઈ બેઠું નથી એ જોઈ લીધા પછી નમ્રભાવે પરમિશન માગી : ‘મે આઈ કમ ઈન, સર ?’

‘કોણ.... ચિંતન ?’ કામના પેપર્સ તપાસી રહેલા ડીને ઊંચે જોઈને કહ્યું : ‘કાંઈ કામ હોય તો યૂ આર વેલકમ !’

ડીન શ્રીવાસ્તવની એ વિશિષ્ટતા હતી. ગમે એટલા કામના બોજા હેઠળ હોય, ગંભીર વિચારમાં હોય કે મગજ પર તાણ હોય છતાં એ ચહેરા પર ક્યારેય દેખાવા દેતા નહીં.

કાંઈ કામ હોય તો આવવાની મંજૂરી મળી એટલે ચિંતને સત્વર કામ શોધી કાઢ્યું : ‘કામમાં તો કાલ રાતની બાબતમાં એક વાત કહેવી હતી.’

‘એ તો તારી ઉજાગરાવાળી આંખો જોઈને જ સમજી ગયો કે ઘેર જઈને ઊંઘી જવાને બદલે કાંઈક યાદ આવ્યું હશે એટલે કહેવા દોડ્યો આવ્યો.’ ડીનની આ બીજી વિશિષ્ટતા હતી. તેઓ માણસના હાવભાવ કે ચહેરાની હાલત પારખી લેતા : ‘બેસ, શું કહેવા આવ્યો છે ?’

‘સર !’ સામેની ખુરશી પર બેઠક લઈ, સાથે લઈ આવેલ ગોસ્વામીનાં કપડાંનું પૅકેટ ખોળામાં ગોઠવી એ કાંઈક કહેવા જતો હતો ત્યાં ટેલીફોનની ઘંટડીએ તેને બોલતો રોકી દીધો.

‘સર, યોર કૉલ ફ્રૉમ દિલ્હી.’ હૉસ્પિટલની ઑપરેટરે ડીનસાહેબને કહ્યું, એ સામે બેઠેલા ચિંતનના કાને પણ પહોંચ્યું. દિલ્હીનો કૉલ છે એ જાણ્યા પછી ડીનસાહેબે ખોંખારો ખાઈ લીધો : ‘હેલો, શ્રીવાસ્તવ સ્પીકિંગ.’

‘હેલો, શ્રીવાસ્તવજી, મૈં સૂરજનારાયણ બોલ રહા હૂં.’

‘ઓહ, મિસ્ટર સૂરજનારાયણ !’

જાણીતા નામના ઉચ્ચારણ સાથે જ સામે બેઠેલો ચિંતન સતર્ક બની ગયો. સામેવાળો શું બોલે છે તે ઝીલી લેવા તેણે કાન સરવા કરી દીધા, પણ એને અર્ધુંપર્ધું જ સંભળાતું હતું.

'દિલ્હીનાં પેપર્સમાં પણ એ આવી ગયું ?' ડીને ચમકીને પેલાને પૂછ્યું ત્યારે ચિંતન સમજી ગયો કે રાતવાળી ઘટના અંગે સૂરજનારાયણ પૂછપરછ કરે છે.

'જુઓ, શ્રીમાનજી, હૉસ્પિટલની સિક્યુરિટીને દોષ દેવાનો કોઈ અર્થ નથી.' ડીનસાહેબના ચહેરાની રેખા થોડી તંગ થતી ચિંતનને દેખાઈ : 'સિસ્ટર ગોસ્વામીના રૂમની બહાર પોલીસ-પહેરો હતો છતાં આમ બની ગયું... પાછળની બારીમાંથી કોઈ દાખલ થવાનો પ્રયાસ કરશે એની તો કલ્પના જ ક્યાંથી હોય ?'

સામેથી સૂરજનારાયણે 'સૉરી' કહ્યું એ ચિંતનના કાને પડ્યું, પછી શું પૂછ્યું એ સાંભળવા ન મળ્યું.

'હજુ સુધી કાંઈ પત્તો લાગ્યો નથી.' ડીન કહેતા હતા : 'થોડી વાર પહેલાં જ પોલીસ ઇન્સ્પેક્ટર આવી ગયા. ના... ના, હજુ કેમિકલ એનેલાઈઝરનો રિપૉર્ટ મળ્યો નથી. પછી ખબર મળે.'

'મગર પેપર્સ મેં...' સૂરજનારાયણ વાક્યની શરૂઆત ઊંચા અવાજે કરીને નરમાશ ધારણ કરી લેતો હતો...

'પેપર્સવાળાને કોણ રોકી શકે ? અમને હજુ ખબર નથી પડી કે સિરિંજમાં પૉઈઝન હતું યા નહીં... છતાં એમણે છાપી માર્યું.'

ત્યારે પછી સામેથી જ કહેવાયું તેના પ્રતિભાવ-રૂપે ડીન શ્રીવાસ્તવ થોડા અસ્વસ્થ બની જતા દેખાયા :

'જુઓ, શ્રીમાન સૂરજનારાયણ, સિસ્ટર ગોસ્વામી અમારી હૉસ્પિટલની લાડકી નર્સ છે. સૌને એના પ્રત્યે સંપૂર્ણ હમદર્દી છે. મારા માટે તો એ પુત્રી સમાન છે. એની હિફાજતની તમારા કરતાં અમને ઓછી ફિકર ન હોય.'

ફરી સામેથી બોલાતું 'સૉરી' ચિંતનના કાન સુધી પહોંચ્યું. પછી જે કાંઈ બોલાયું એનું અનુમાન કરવા માટે ડીનસાહેબ જવાબ આપે ત્યાં સુધી ધીરજ રાખવી પડી.

'પોલીસનો જાપ્તો પૂરો છે. ફરી આવું કાંઈ બનવાનો સંભવ નથી. છતાં તમારા સંતોષ ખાતર તમે હોમમિનિસ્ટરને ભલામણ કરવા માગતા હો તો તમારી મરજી.'

બેચાર સેકન્ડ સામે છેડે ખામોશી છવાઈ ગઈ એટલે ફોન કપાઈ ગયો માની શ્રીવાસ્તવજી કાન પરથી રિસીવર ખસેડવા જતા હતા ત્યાં ફરી અવાજ અફળાયો :

'હા નંબર બોલો.' કહી ડીન બૉલપેન શોધવા ટેબલ પર હાથ લંબાવતા હતા ત્યાં ચિંતને જ શર્ટના ખિસ્સામાંથી બૉલપેન ખેંચી એમની હાથમાં ધરી દીધી.

'બોલો...' કહી એ કાગળ પર નંબર ટપકાવવા લાગ્યા : 'સિક્સ સેવન, સેવન નાઈન, સિક્સ ટુ.' નંબર લખાઈ ગયા પછી ડીને પાકું કરવા ફરી નંબર બોલી સંભળાવ્યો એટલી વારમાં ચતુર ચિંતને એ ગોખી નાખ્યો : 'સડસઠ ઓગણાએંશી બાંસઠ...'

'જરૂર ! જરૂર !' ડીન એનાથી છુટકારો પામવા માગતા હોય તેમ ખુરશીમાં ઊંચાનીચા થઈ કહી રહ્યા હતા : 'તુલસી ભાનમાં આવે એટલે તરત જ તમને જાણ કરીશ. હા-હા, કૉલ કરીશ...'

છતાં પેલાને ધરપત થતી ન હોય તેમ તે બોલતો રહ્યો એટલે ડીને અધીરાઈ દર્શાવી : 'જુઓ, મારી કૅબિનમાં કોઈ પ્રવેશ કરી રહ્યું છે.... હેં ? સાતમીએ ફરી મુંબઈ આવો છો ? ઓહ ! તો-તો કાંઈ સવાલ જ નથી. ના-ના, ત્યાર પહેલાં શુદ્ધિમાં આવે તો જરૂર જાણ કરીશ, બસ !'

છતાં પેલો આટલેથી બસ કરવા માગતો નહોતો, પણ એને આગળ બોલવાનો મોકો આપ્યા વગર જ ડીનસાહેબે રિસીવર મૂકી દીધું. પછી અર્ધી મિનિટ આંખો મીંચીને બેસી રહ્યા ત્યારે યાદ આવ્યું કે સામે ચિંતન બેઠો છે અને પોતે એની હાજરીમાં ટેલીફોન પર બધું બોલતા હતા ! સંરક્ષણપ્રધાને એમના પુત્ર પર મોકલેલા ટેલેક્સથી ચિંતન વાકેફ છે એટલે સૂરજનારાયણનું નામ પણ તેનાથી અજાણ્યું નથી...

'હં... બોલ, તું શું કહેતો હતો ?' પૂછતાંપૂછતાં એમણે ચિંતનના મુખનું નિરીક્ષણ કરી લીધું. એના ચહેરા પર ટેલીફોનની વાતચીતની ઉત્તેજના કે ઉત્કંઠા દેખાઈ નહીં એટલે ધરપત અનુભવી : 'શું ખાસ કામ હતું ?'

'સર, પેપરવાળાએ લખ્યું છે તેમ ખરેખર જો કોઈ તુલસીને પૉઈઝનનું ઇન્જેક્શન આપવા જ આવ્યું હોય તો એ કોણ હોઈ શકે એનો વિચાર કરતાંકરતાં મને યાદ આવ્યું.'

'શું ?' ડીન પોતાની ઉત્કંઠા છુપાવી શક્યા નહીં, સાથેસાથે ચિંતન પાસેથી કોઈ મહત્ત્વની કડી મળવાની અપેક્ષા પણ સેવી નહીં : 'તને શું યાદ આવ્યું ?'

'ગયા સોમવારે બપોરે હૉસ્પિટલના પાછલા કમ્પાઉન્ડમાં વૉર્ડબૉય્ઝ યુનિયનની મીટિંગ મળી હતી એ તો આપને યાદ હશે.'

'હા, એમાં સખારામને નિર્દોષ દર્શાવવાનું યુનિયન લીડરે ભાષણ કર્યું હતું, પણ એમાં એ ફાવ્યો નહીં.'

'સર, મીટિંગમાં વચ્ચે ગરબડ થઈ હતી. એકબે જણાએ સવાલ કર્યો કે સખારામ નિર્દોષ છે, તો પછી એણે પોલીસ પાસે ગુનો શું કામ કબૂલી લીધો ?'

'એના જવાબમાં પેલા લીડરે કહેલું કે પોલીસ પાસેની કબૂલાત હંમેશાં સાચી નથી હોતી, અદાલત પણ એને માન્ય રાખતી નથી.' ડીને બધું જ જાણતા હોય તેમ બોલીને ઉમેર્યું : 'મીટિંગનો અહેવાલ એ સાંજે જ મારી પાસે આવી ગયો હતો.'

'તમને મળેલા અહેવાલમાં એવું કાંઈ જાણવા મળ્યું ખરું કે તુલસી ભાનમાં આવીને સખારામને નિર્દોષ ઠરાવે ત્યારે જ અમે એ સાચું માનીશું ?'

'એવું કોણ બોલ્યું હતું ?' ડીન સહેજ ચમક્યા પણ દેખાવા દીધા વગર પૂછી લીધું : 'તને એવું કોણે કહ્યું ?' 'સર, ત્યારે હું બાજુમાંથી પસાર થતો હતો. છેલ્લેછેલ્લે ચારપાંચ જણાએ લીડર ગોવાકરને આવું સંભળાવ્યું એ મેં કાનોકાન સાંભળેલું.'

'ચિંતન, આને તું ગઈ રાતની ઘટના સાથે કઈ રીતે જોડવા માગે છે ?'

'સર, તુલસી ભાનમાં આવે અને સખારામને ગુનેગાર ઠરાવે એ પહેલાં...'

'એને ઇન્જેક્શન આપીને હંમેશને માટે બોલતી બંધ કરી દેવાનો પ્રયાસ થયો હતો એવું તું કહેવા માગે છે ?' ઠપકો આપવાની ઢબે બોલતાં ડીને ઉમેર્યું : 'બીજા કોઈ સમક્ષ તેં આવી શંકા વ્યક્ત...'

'નહીં-નહીં, સર, તમારા સિવાય મેં કોઈને આવું કહ્યું નથી.'

'તો હવે કોઈને કહેતો પણ નહીં !'

મનાઈ સાંભળીને ચિંતન વેધક નજરે ડીનને તાકવા લાગ્યો. ડીનસાહેબ મને કેમ ચૂપ રાખવા માગે છે ? સૂરજનારાયણ ઉપરનો ટેલેક્સ વંચાવ્યો ત્યારે પણ એમણે એ ફાડી નાખવાની આજ્ઞા આપી હતી. વિનાકારણ તુલસી કોઈ મોટા લફરામાં સંડોવાઈ ન જાય એવી અગમચેતી ખાતર તેમણે સાવચેતીનો સૂર સંભળાવ્યો હતો... પણ અત્યારે ફરી એવું જ વલણ કેમ અપનાવે છે ? શું એમને એવી ભીતિ હશે કે આવી શંકા જાહેર થાય તો હૉસ્પિટલ સંડોવાઈ જાય ?

'સાંભળ, ચિંતન !' એના મુખનું નિરીક્ષણ કરીને મન વાંચી લીધું હોય તેમ ડીનસાહેબ સૌમ્ય સ્વરે બોલ્યા : 'તને જે શંકા આટલા કલાક પછી જાગી એ પોલીસવાળાને તત્કાળ નહીં જાગી હોય એમ તું માને છે ?'

'પરંતુ તમારી માફક પોલીસવાળાને પણ યુનિયનની મીટિંગમાં બેચાર જણાએ ફેંકેલા પડકારની જાણ ન હોય...'

'મીટિંગમાં આવું કાંઈ ન બોલાયું હોય તોપણ પહેલેવહેલી શંકા પોલીસને સખારામ પ્રત્યે જ જાગે ચિંતન !' વિદ્યાર્થીને સમજાવતા હોય એવી ઢબે ડીન શ્રીવાસ્તવ કહી રહ્યા હતા : 'પોલીસ પહેલવહેલો વિચાર એ કરે કે તુલસીની હત્યા થાય તેમાં લાભ કોને ? અને એના જવાબમાં સખારામ જ નજર સમક્ષ આવે. સખારામ પર કેસ ચાલુ થશે ત્યારે બળાત્કારના પ્રયાસની ઘટના નજરોનજર નિહાળનાર કોઈ સાક્ષી પોલીસવાળા અદાલતમાં ઊભો નહીં કરી શકે, કારણ કે એ વખતે ડ્રેસિંગ હૉલમાં બીજું કોઈ જ હાજર નહોતું... એટલે કૉમન સેન્સથી સમજી શકાય એવી વાત છે કે સખારામના હુમલાનો ભોગ બનનાર વ્યક્તિ જે બયાન આપે એ જ સૌથી મહત્ત્વનો પુરાવો બની જાય.'

'હું પણ એ જ કહેવા માગતો હતો, સર....'

'પરંતુ આમાં કોઈને કહેવા જેવું શું છે, ચિંતન ?'

પહેલી વાર ડીનસાહેબ થોડા ઉગ્ર બની જતા દેખાયા, પરંતુ ચિંતન પર તેનો પ્રભાવ વર્તાયો નહીં. મોટા માણસ ક્યારેય ભૂલ ન જ કરે એવું એ માનતો નહોતો અને નાનાએ હંમેશાં મૂંગા થઈ જવું જોઈએ એવું એ સ્વીકારતો પણ નહોતો.

'સર, પોલીસને જે શંકા તત્કાળ જાગી એ મને થોડી મોડી સૂઝી એટલા ખાતર બીજાને મારે ન કહેવી એ વાત મને...'

'તને મંજૂર નથી, એમ જ ને ?' ડીન શ્રીવાસ્તવ ધીરજ ખોઈ બેઠા હોય તેમ તેને ઘૂરકવા લાગ્યા.

'સર, હું એમ કહેતો હતો કે એ વાત મને સમજાતી નથી...'

'અને તને નહીં સમજાતી દરેકેદરેક વાત મારે અત્યારે જ તને સમજાવી દેવી એવું...'

'નહીં, સર !' ખુરશી પરથી ઊભા થઈ જતાં ચિંતને કહ્યું : 'અત્યારે જ સમજાવી દેવી એવું જરૂરી નથી... આઈ ઍમ સૉરી, સર, આપના મગજ પર ઘણો બોજો છે, ગઈ રાતનો ઉજાગરો પણ છે. મારે તમને આ રીતે પજવવા...'

'વેટ એ મિનિટ !' હાથ આડો ધરી શ્રીવાસ્તવે તેને આગળ બોલતો કે બહાર જવા માટે પગ ઉપાડતો રોક્યો : 'મારે આ રીતે ઉશ્કેરાઈ જવું નહોતું જોઈતું.' એમના અવાજમાં તેમ જ હાવભાવમાં સદાની સૌમ્યતા પાછી ફરી ગઈ : 'શિક્ષક વિદ્યાર્થીને બરાબર સમજાવી ન શકે ત્યારે ઉશ્કેરાઈ જવું એ સાચા શિક્ષકનું લક્ષણ ન ગણાય... સાંભળ, કોઈ શંકા પોલીસને આપોઆપ જાગે અને આપણામાંથી કોઈકના કહેવાથી જાગે એના પરિણામમાં ગંભીર તફાવત રહે છે. સખારામને બચાવવામાં હૉસ્પિટલની કોઈ વ્યક્તિ - પછી એ નર્સ, વૉર્ડબૉય કે ડૉક્ટર સંકળાયેલ હોય - તેની તપાસ પોલીસ પોતાની રીતે કરવાની જ છે, પરંતુ મારા તરફથી આવી શંકા વ્યક્ત થઈ છે એવું બહાર આવે તો ? તો જે ડૉક્ટર, નર્સ કે વૉર્ડબૉયની આકરી ઊલટતપાસ લેવાશે તેને એમ જ લાગશે કે ડીન શ્રીવાસ્તવ પોતે જ અમારી ઊલટતપાસ લઈ રહ્યા છે. સો માણસો પર શંકા થાય તેમાંથી ગુનેગાર તો એક, બે કે ત્રણ જ નીકળવાના, પરંતુ બાકીના ઊલટતપાસનો ભોગ બનેલા સત્તાણું માણસોની સહાનુભૂતિ તુલસી ગુમાવી બેસશે... અને એમાં હું નિમિત્ત નથી બનવા માગતો !'

એકધારું બોલીને શ્વાસ ખાવા રોકાયેલા ડીન શ્રીવાસ્તવે પૂરું કરતાં પહેલાં ઉમેર્યું : 'તેને બદલે તુલસીની હત્યાનો પ્રયાસ એ હૉસ્પિટલની પ્રત્યેક વ્યક્તિને પોતાની સામે ફેંકાયેલા પડકાર જેવો લાગે એવું આ ઘટનાનું પરિણામ આવવું જોઈએ. તારી જેમ આપણામાંથી દરેકેદરેકને ગુનેગારને પકડી પાડવાની તાલાવેલી જાગે એવું વાતાવરણ મારે પેદા કરવું છે... હવે સમજાય છે મારી વાત તને ?

'યસ, સર, !' કહેતાં ચિંતને શિર ઝુકાવી દીધું : 'સૉરી સર !' કહી પગ ઉપાડવા

જાય ત્યાં ડીનસાહેબના હાથમાં રહેલી બૉલપેન યાદ આવી : 'સર, આપને બૉલપેનની જરૂર હોય તો...'

'નહીં-નહીં, લેતો જા !' કહી ડીને બૉલપેન તેના હાથમાં પકડાવી દીધી ત્યારે એ ઝડપભેર બહાર નીકળી જવા આગળ વધ્યો. કેબિન બહાર નીકળી ભીંતનો ટેકો લઈ તેણે ડાબા હાથની હથેળી પર દિલ્હીનો નંબર લખી લીધો : 'સિક્સ સેવન, સેવન નાઈન, સિક્સ ટુ !'

લખાણની શાહી સુકાઈ જાય એ રીતે હથેળી ખુલ્લી રાખીને આગળ વધતો હતો ત્યારે જ મુંબઈના પોલીસ કમિશનર કોટવાલ ડીનસાહેબની કેબિનમાં દાખલ થતા દેખાયા...

....'ગૂડ મોર્નિંગ' અને 'વેલકમ !'ની ઔપચારિકતા પતાવી કમિશનર અને ડીન મૂળ વાત પર આવી ગયા.

'બહાર પત્રકારો તમારી રાહ જોઈ રહ્યા છે.' કોટવાલે હળવી ઢબે શરૂઆત કરી : 'એમને બહુ ટટળાવવા સારા નહીં; ઈરીટેટ થઈ જાય તો રિપોર્ટમાં ગુસ્સો ઠાલવવાનું ચૂકે નહીં.'

'હું આપની જ રાહ જોતો હતો. પોલીસખાતા તરફથી કંઈ જાણવા મળે તો હું એમને કાંઈક કહી શકું ને.'

'તો-તો તમે કાંઈ જ નહીં કહી શકો.'

'કેમ ?' ડીન ચોંક્યા : 'હજુ પણ એનેલાઈઝરનો રિપોર્ટ નથી આવ્યો ?'

'આવ્યો છે !' કોટવાલે બુશકોટનું ઉપલું બટન ખોલી છાતી પરનો પરસેવો લૂછતાં કહ્યું : 'સિરિંજના પ્રવાહીમાં કાતિલ ઝેર હોવાની ધારણા ખોટી ઠરી.'

'માણસને ઘેન ચડે એટલી જ માત્રા મળી.' કહીને પોલીસ કમિશનરે ઉમેર્યું : 'અને જે બેહોશ છે એને ઘેનનું ઇન્જેક્શન આપવાનો પ્રયાસ કોઈ શું કામ કરે ?'

'તો પછી...' પોતાનું અનુમાન ઉચ્ચારવા જતાં ડીને જીભને રોકી દીધી, મનોમન વિચાર્યું : 'બેહોશ પેશન્ટને બદલે કદાચ તેની સારવારમાં રોકાયેલી નર્સને ઇન્જેક્શન આપવા માટે પેલો માણસ આવ્યો હતો... પરંતુ તરત જ મનમાં સામો પ્રશ્ન જાગ્યો : 'નર્સ કુલકર્ણીને ઘેનથી બેહોશ કરવામાં એને શું મળે ? કદાચ એનો બેહોશીનો લાભ લઈને તુલસી સાથે રૂમમાં એકલો રહી શકે... પણ એથી એને લાભ શો ? એક અનુમાન ઉચ્ચારીને બીજાં અનેક અનુમાનો જગાડવાનું ડીનસાહેબને આ તબક્કે અજુગતું લાગ્યું, એટલે દાક્તરી દલીલની લાઈનદોરી અપનાવી.

'મને એક શક્યતા દેખાય છે... જેના બ્રેઈનને સખત ઈજા પહોંચી હોય એને માટે માત્ર ઘેનનું ઇન્જેક્શન પણ જીવલેણ નીવડી શકે.'

'એ તમારો મેડિકલ સબ્જેક્ટ થયો. ટેબલ પર પેપરવેટના ગોળાને ઘુમાવતાં કમિશનરે કહ્યું : 'અમે પોલીસવાળા આ અભિપ્રાય સામે એવો તર્ક કરીએ કે હત્યા કરવા માગતો હોય એ પૉઈઝનને બદલે ઘેનના ઇન્જેક્શનની અજમાયશ કરીને ફેલ જવાનું થોડુંક પણ જોખમ શું કામ લે ?'

'કદાચ ઘેનનું ઇન્જેક્શન આપવામાં તેને ઓછું જોખમ લાગ્યું હોય.' ડીને ટેબલ પર ડાબા હાથની મુઠ્ઠી પછાડતાં સંભળાવ્યું : 'પૉઈઝનથી મૃત્યુ થાય તો મૃતદેહ પર તેનાં નિશાન ઊપસી આવે... કદાચ ધ્યાન બહાર રહે તોપણ પોસ્ટમૉર્ટમમાં પૉઈઝન ચાડી ખાધા વગર ન રહે.'

'યોર લાઈન ઑફ થિન્કિંગ ઈઝ પૉઝિટિવ મિસ્ટર શ્રીવાસ્તવ.' જાણે ડીનની પરીક્ષા લઈ લીધી હોય એ રીતે દાદ આપીને કમિશનર કોટવાલ આગળ વધ્યા : 'હવે જો તમે કહો છો તેમ હત્યાનો પ્રયાસ કરનારે આટલી બધી સાવચેતી લીધી હોય તો એ દાક્તરી જ્ઞાન ધરાવતો હોય કે નહીં ?'

ત્યારે ડીને હકારમાં ડોકું નમાવવું પડ્યું.

'હવે ધારી લઈએ કે હત્યાનો પ્રયાસ કરનાર માત્ર ઇન્જેક્શન આપી જાણનારની કક્ષાના હોય તોપણ આ પ્રકારનું ઇન્જેક્શન આપવું જોઈએ એવી સલાહ આપનાર તો એ બાબતે એક્સપર્ટ હોવો જોઈએ કે નહીં ?'

તેનો જવાબ પણ શ્રીવાસ્તવે હકારમાં જ આપવો પડે તેમ હતું... અને તેમના પ્રત્યેક હકારે કમિશનર કોટવાલની આંખોની ચમક વધારે તેજ બનતી જતી હતી.

'હવે તમે એવું કહી શકશો કે આરોપી સખારામના હાથ શું એટલા બધા લાંબા છે કે એને બચાવવા ખાતર કોઈ મેડિકલ એક્સપર્ટ કક્ષાનો માણસ તૈયાર થાય ખરો ?'

સવાલ સમજતાં થોડી વાર લાગી હોય તેમ ડીન વિચારમાં પડી ગયા. કોટવાલ પૂછવા માગતા હતા કે સખારામ શું એટલો મહત્ત્વનો માણસ છે જેને બચાવવા નર્સને હંમેશને માટે બોલતી બંધ કરવાના આવા કાવતરામાં સ્વાર્થ વગર કોઈ દાક્તર-કક્ષાનો માણસ સાથ આપે ?

'ના !' ડીનસાહેબે કહેવું પડ્યું : 'સખારામની એવી કોઈ પહોંચ હોઈ શકે નહીં... મોટી રકમ ચૂકવીને ભાડૂતી ખૂની રોકવાની પણ એની ત્રેવડ નથી.'

'તો પછી મારી થિયરી હવે તમારે ગળે ઊતરવી જોઈએ.' કમિશનર કોટવાલે ચીરૂટ સળગાવતાં કહ્યું : 'હું પહેલેથી કહેતો આવ્યો છું કે આ ઘટનામાં કોઈ મહત્ત્વની વ્યક્તિ સંડોવાયેલી હોવી જોઈએ... સખારામ તો માત્ર એનું પ્યાદું બન્યો છે.'

'તો પછી સખારામના મોઢેથી તમે એ વ્યક્તિનું નામ કેમ કઢાવી લેતા નથી ?'

'એમાં અમે ફેલ ગયા... અને હવે એ શક્ય નથી.'

કેમ શક્ય નથી એવું ડીન પૂછવા જતા હતા ત્યાં ઇન્ટરકૉમનું બઝર ગર્જી ઊઠ્યું. ઑપરેટરે કહ્યું : 'એ લોકો કહે છે ડીનસાહેબ અહીં ન આવતા હોય તો અમે ત્યાં જઈએ.'

સાંભળતાં જ શ્રીવાસ્તવ સફાળા ઊભા થઈ ગયા : 'નહીં-નહીં, એમને કહે કે અર્ધી મિનિટમાં આવું છું.'

ઇન્ટરકૉમનું રિસીવર જરૂર કરતાં વધુ જોરથી મૂકતાં તેઓ બબડ્યા : 'આ શિરદર્દમાંથી બચવાનો કોઈ ઉપાય નથી.... મારે ત્યાં જઈને રિપોર્ટર્સને કહેવું શું ?'

'પોલીસ-કેસ વિશે તમે કાંઈ કહેવા બંધાયેલા નથી, ડીન શ્રીવાસ્તવ !' પ્રેસવાળા સાથેના વર્ષોના અનુભવથી પીઢ બનેલા કમિશનરે કેબિનમાં ચીરૂટની ધૂમ્રસેર ફંગોળતાં સંભળાવ્યું : 'મેડિકલી તમે એ લોકોને કાંઈક એવો મસાલો આપી દો કે બીજું કાંઈ પૂછવાને બદલે લખવા માટે પ્રેસમાં દોટ મૂકે.'

'પણ એવું શું...'

'એવું કાંઈક કે જે જાહેર થાય અને તુલસીની હત્યાના બીજા પ્રયાસને બ્રેક લાગી જાય.' કહી ખંધું હસતા કમિશનરે સમજાવ્યું : 'એમને એવું કહી દો કે સવારે કેટલાક ન્યુરોલોજિસ્ટની કૉન્ફરન્સ થઈ તેમાં તુલસીના કેસ અંગે ફાઈનલ અભિપ્રાય આવી ગયો.'

'શું ?'

'એ જ કે હવે તુલસી ક્યારેય પાછી ભાનમાં આવશે નહીં અને કદાચ આવશે તો પણ એની યાદદાસ્ત કોઈ હિસાબે પાછી નહીં આવે !'

ડીન શ્રીવાસ્તવ ફાટી આંખે કોટવાલને જોઈ રહ્યા. એમનું સૂચન તુલસી માટે આશીર્વાદરૂપ નીવડે તેમ હતું, પણ તુલસીનાં સગાંવહાલાં માટે આઘાતજનક !

કોટવાલે એનો રસ્તોય સૂચવ્યો : 'એ છોકરીનાં સાવ નિકટનાં વડીલ હોય તેમને વિશ્વાસમાં લઈને સમજાવી દો કે તુલસીની સલામતી ખાતર અમે અસત્ય વહેતું કર્યું છે.'

અસત્ય !... ડીનનાં મનમાં પડઘો પડ્યો : કોટવાલ જેને અસત્ય કહી રહ્યા છે તે અર્ધસત્ય અથવા તો સંપૂર્ણ સત્ય પણ હોઈ શકે. તુલસી ફરી ક્યારેય ભાનમાં આવે એવી આશા હવે તેમને પોતાને જ મૃગજળ જેવી ભ્રામક લાગવા માંડી હતી.



# 12

ડાબા હાથની હથેળીમાં લખેલો દિલ્હીનો ફોન નંબર જોડીને કાંઈક જાણી લેવાની તાલાવેલી સાથે ચિંતન હૉસ્પિટલમાં ગોસ્વામીજી પાસે વધુ વાર રોકાયા વિના તાબડતોબ ઘેર પાછો તો ફરી ગયો, પણ દિલ્હીનો એસ.ટી.ડી કોડ 'ઝીરો વન વન' ડાયલ કરીને જ તેણે અટકી જવું પડ્યું : ફોન પર સામે સૂરજનારાયણ આવે તો વાત શી કરવી ? મારી ઓળખાણ શી આપવી ? મારે કંઈક જાણી લેવું છે, પણ શું જાણી લેવું છે એ જ હું જાણતો નથી !

ફોન જોડવાની ચાનક ઓસરવા લાગી, એટલે ચિંતને જિજ્ઞાસાની અણીથી મનને ખોતરવા માંડ્યું : મારે એ જાણવું છે કે આ સૂરજનારાયણ શું પ્રાપ્ત કરવા માટે આટલા બધા ધમપછાડા મારે છે ? એના પિતા જગતનારાયણ જેવા મહાનુભાવે મરતાં પહેલાં એવી કઈ વાત તુલસીને કહી છે કે સૂરજનારાયણે તેના બિઝનેસ મૅનેજરને મુંબઈ મોકલી તુલસીનું ઘર ફેંદાવ્યું ? મરતાં પહેલાં ડિફેન્સ મિનિસ્ટરે બીજા કોઈને બદલે તુલસી સાથે ટેલેક્સ શું કામ મોકલ્યો ? ગઈ રાતે તુલસીની હત્યાનો પ્રયાસ થયો એ જાણીને સવારે જ ડીનસાહેબને દિલ્હીથી ફોન લગાડી તેની સલામતી બાબત આટલી બધી ચિંતા શું કામ દર્શાવી ?

આટલા બધા સવાલો જાગી ઊઠ્યા ત્યારે ચિંતનને થયું કે જાણવાનું તો ઘણુંબધું છે, પણ એ જાણી લેવાની રીત શી ? ફોન પર વાતચીતની શરૂઆત શી રીતે કરવી ? પહેલો પ્રશ્ન શો પૂછવો ?

બીજી દસ-બાર મિનિટ આવી અકળામણમાં વેડફાઈ ગયા પછી અચાનક સામે ટિંગાતી સ્વર્ગસ્થ પિતાની છબી પર ધ્યાન ખેંચાયું. જાણે એમનું માર્ગદર્શન માગતો હોય તેમ ચિંતન એકીટશે મન્મથરાય મઝુમદારના ફોટાને નિહાળતો રહ્યો. બારેક વર્ષ પહેલાં ફરજ

બજાવતાં મૃત્યુ પામેલા પિતાએ કોઈકને ટેલીફોન પર કહેલા શબ્દો તેને યાદ આવવા લાગ્યા. પિતાએ કોને કહ્યું હતું એ યાદ આવતું નહોતું : પણ એમના શબ્દોના અક્ષરશઃ પડઘા સંભળાયા : જુઓ, મિસ્ટર, હું કોઈને મળવા જઉં છું ત્યારે એ પહેલેથી વિચારતો નથી કે શું બોલીશ અને એ આમ પૂછશે તો હું એનો આમ જવાબ આપીશ... મનોબળ મક્કમ હોય તો મન આપોઆપ આપણને શું કહેવું - શું પૂછવું એ સુઝાડી દે છે. સ્વયંસ્ફુરણાથી ઉચ્ચારેલા શબ્દો વધુ સચોટ પુરવાર થતા હોય છે એવું મારો અનુભવ બોલે છે !'

વર્ષો પહેલાં બોલાયેલા પિતાના એ શબ્દો જાણે અત્યારે પોતાને પ્રેરણા આપી રહ્યા હોય તેમ ચિંતનની અકળામણ આપમેળે ઓગળી ગઈ અને સ્ફૂર્તિથી ટેલીફોનના ડાયલ પર આંગળી ઘૂમવા લાગી. સામે છેડે ઘંટડી વાગતી સંભળાઈ ત્યારે ઘડીભર આત્મવિશ્વાસ ડગી ગયો. ફોન કોઈ ન ઊંચકે તો સારું, પણ સામેથી 'હેલો' સાંભળવા મળ્યું ત્યારે પિતાના અનુભવની અજમાયશ કરી જોવાની વૃત્તિ જોર કરી ઊઠી :

'હેલો... ઈઝ ઈટ સિક્સ સેવન, સેવન નાઈન, સિક્સ ટુ ?'

'યસ, કરેક્ટ !' સામેથી એટલી જ ત્વરાથી જવાબ મળ્યો અને સવાલ પણ પુછાયો : 'હુમ ડુ યૂ વૉન્ટ ?'

'મિસ્ટર સૂરજનારાયણ !' કોઈ જાતના થડકા વગર ચિંતને નામ ઉચ્ચારી દીધું ત્યારે પૂછનારના અવાજનો રણકો બદલાઈ ગયો : 'આપનું નામ ?'

'મારું નામ કે કામ ન પૂછો તો સારું...' ચિંતન સહેજ થોથવાઈને તરત સ્વસ્થ થઈ ગયો : 'સૂરજનારાયણજીને કહો કે મુંબઈથી ફોન છે અને મારે અર્જન્ટ મૅટર બાબત વાત કરવાની છે... એમણે મને ખાસ કહ્યું હતું કે આજે આ સમયે તેઓ આ નંબર પર અચૂક મળશે.'

'ઓહ !' પેલો ઘડીભર વિચારમાં પડી ગયો હોય તેમ સામો છેડો ખામોશ રહ્યો ત્યારે ચિંતન ઉચાટમાં પડી ગયો : 'અવળી અસર તો નહીં થાય ને ?'

'યૂ આર રાઈટ !' બોલનાર ઈંગ્લિશ-હિન્દી બંને ભાષાનું મિશ્રણ કરતો હતો : 'આપ ઠીક કહતે હૈં... અત્યારે આ ટાઈમે તેઓ અહીં પહોંચી જવા જોઈતા હતા, પરંતુ બમ્બઈની મૉર્નિંગ ફ્લાઈટ પોણાબે કલાક લેટ છે.'

'બમ્બઈની ફ્લાઈટ !' ચિંતનની જીભ કચરાઈ ગઈ. એ માણસ સવારે મુંબઈથી નીકળીને દિલ્હી પહોંચવાનો હતો. પછી ડીન શ્રીવાસ્તવને એણે સવા કલાક પહેલાં ફોન ક્યાંથી કર્યો ? તેના આશ્ચર્યનો આંચકો સામાવાળા સુધી પહોંચી ચૂક્યો હતો.

'દેખિયે, હું એમ કહેવા માગતો હતો કે મુંબઈથી કોઈ ગેસ્ટ આવવાના છે એમને લેવા માટે એ એરપૉર્ટ ગયા છે અને ફ્લાઈટ મોડી પડવાથી હજુ અહીં પાછા ફર્યા નથી.'

'વાહ ! તેં આબાદ ફેરવી તોળ્યું ! પણ એમ હું તને ફાવવા નહીં દઉં.' ચિંતનને ચાનક ચડી :

'શ્રીમાનજી ! એમની ફ્લાઈટ મોડી પડી છે એ વાત સાચી, બાકી એ કોઈને એરપોર્ટ લેવા ગયા છે એ તમારે બીજા બધાને કહેવાનું છે, મને નહીં... કાલે રાત્રે તો અમે મુંબઈમાં સાથે હતા.'

'તમારું નામ ?' પેલાની અધીરાઈ ઊછળી પડી : 'પ્લીઝ તમારો નંબર આપો એટલે હું આવતાંની સાથે જ તમને ફોન જોડી એમની સાથે વાત કરાવી દઉં.'

'મારું નામ અને નંબર એ જાણે છે...' ચિંતને સૂઝ્યું એ કહી નાખ્યું : 'અર્ધા-પોણા કલાકમાં એમનો ફોન નહીં આવે તો હું જ ફરીથી જોડીશ... થેન્ક્સ !'

કહીને તેણે ધીમેથી રિસીવર મૂકી દીધું. કોઈ ગૂઢ રહસ્ય શોધી કાઢ્યું હોય તેમ તેની આંખો ચમકી ઊઠી : વાહ રે સૂરજનારાયણ ! કમાલ કરો છો તમે તો... ગઈ રાતે તુલસીને ઘેર આપ પોતે જ પધાર્યા હતા છતાં મુકુન્દને ઓળખાણ જુદી આપી. ગોસ્વામીજીને ગીતા ભેટ આપી ગયા ત્યારેય અસલિયત છાની રાખી અને સવારે મુંબઈથી જ ડીનસાહેબને ફોન કર્યો છતાં દિલ્હીથી વાત કરતા હો એવો દેખાવ કર્યો... ડીનસાહેબને તમે ગઈ રાતની ઘટના વિશે પૂછપરછ કરી ત્યારે એમને આશ્ચર્ય થયું હતું કે ગઈ રાતના સમાચાર દિલ્હીના પેપર્સમાંય છપાઈ ગયા ? પરંતુ સૂરજનારાયણ, તમે તો મુંબઈનું છાપું વાંચીને મુંબઈથી જ ફોન કરતા હતા. કદાચ દિલ્હીના પેપરવાળા સુધી તુલસીની હત્યાના પ્રયાસવાળા સમાચાર પહોંચ્યા પણ નહીં હોય !

ખરેખર દિલ્હીનાં સવારનાં છાપાંમાં એ સમાચાર આવ્યા છે કે નહીં એ પહેલાં જાણી લેવું જોઈએ... ચિંતનનું મગજ કામે લાગી ગયું. પરંતુ એની ખબર કેમ પડે ? સૂરજનારાયણ સાથે ફોન પર વાત થાય એ પહેલાં આટલી જલદી ખાતરી કેવી રીતે કરવી ? અને તેને વેન્કટરામન યાદ આવી ગયા. ચિંતનના પિતા સાથે મુંબઈ કસ્ટમમાં કામ કરતા જુનિયર ઑફિસર વેન્કટરામન ચારેક વર્ષથી દિલ્હીમાં ઊંચી પોસ્ટ પર પહોંચ્યા હતા. છ મહિના પહેલાં મુંબઈ આવ્યા ત્યારે બાને મળવા ઘેર આવેલા : 'તમે મધર-સન એકાદ વાર દિલ્હી જરૂર આવો. અમારાં મહેમાન બનશો તો અમને આનંદ થશે. એમ. એમ.(મન્મથરાવ મઝુમદાર)સાહેબના મારા પર ઘણા ઉપકાર છે.' કહી પોતાનું વિઝિટિંગ કાર્ડ આપતા ગયા હતા... એમને ફોન જોડીને પૂછી લઉં કે ત્યાંનાં પેપરમાં આવા કોઈ સમાચાર છપાયા છે ખરા ? ચિંતને ટેબલ પરથી ટેલીફોનની ડાયરી ખેંચી તેમાંથી વેન્કટરામનસાહેબનો નંબર શોધી કાઢ્યો અને ડાયલ ઘુમાવવાની શરૂઆત સુધ્ધાં કરી ત્યાં હાથ પાછો ખેંચાઈ ગયો : ના, ફોન લગાડીશ એટલે એ બા સાથે વાત કરવા માગશે અને મધરને આ વાતની મારે જાણ થવા દેવી નથી...

તો પછી સૂરજનારાયણ દિલ્હીને બદલે મુંબઈમાં જ હતા એની ખાતરી કરવાનો બીજો ઉપાય શો ? તેણે ફરી મગજને ચકાસવા માંડ્યું. બ્રેઈન વિશેનાં મેડિકલ પુસ્તકોના અભ્યાસમાંથી ચિંતને એક વાત બરાબર સમજી લીધી હતી - માનવી પોતાના મગજની શક્તિનો એક ટકા જેટલોય ઉપયોગ કરતો નથી. માણસ ધારે તો મગજ પાસેથી અદ્ભુત કામ લઈ શકે...

અને ચિંતનને ઉપાય સૂઝી આવ્યો. સંરક્ષણપ્રધાનના અવસાન પછી છાપામાં કોઈક જગ્યાએ તો એમના પુત્ર સૂરજનારાયણનો ફોટો છપાયો જ હશે ને ? વિચાર આવતાં જ ટેબલ નીચેથી જૂનાં છાપાંની થપ્પી ખેંચીને ચિંતન હીંચકા પર ગોઠવાઈ ગયો. ૨૩મી એપ્રિલે સંરક્ષણપ્રધાન મૃત્યુ પામ્યા હતા એટલે ત્યારથી ૧લી મે સુધીનાં પેપર્સ અલગ કર્યાં. એક પછી એક તારીખવાર છાપાં લઈ, હીંચકા પર પહોળાં કરી જગતનારાયણ વિશેના સચિત્ર અહેવાલો પર નજર ફેરવતો ગયો. એમની સ્મશાનયાત્રાના છપાયેલા સંખ્યાબંધ ફોટા ધારીધારીને જોવા લાગ્યો, ફોટા નીચેના લખાણમાં સૂરજનારાયણનું નામ શોધતો રહ્યો. પંદર-વીસ મિનિટની મહેનત પછી તેણે પ્રયત્ન પડતો મૂકવો પડ્યો. ક્યાંક કોઈ ફોટામાં સૂરજનારાયણ જોવા ન મળ્યો ત્યારે હતાશા સાથે નવાઈ ઊપજી : આવડા મોટા માણસના મૃત્યુપ્રસંગે એના એકના એક પુત્રનો એક ફોટો પણ છપાય નહીં !

'આટલાં બધાં છાપાંનો ઢગલો કરીને શું શોધી રહ્યો છે, ચિંતુ ?

રસોડામાંથી બહાર આવતાં યશોદાબહેનની પૃચ્છાએ તેને ચમકાવ્યો. મોટા ભાગે મા પાસે ખોટું નહિ બોલવાનો નિયમ એ પાળતો હતો, એટલે જવાબ આપવામાં વાર લાગી.

'રાતનો ઉજાગરો છે છતાં ઊંઘ ખેંચી લેવાને બદલે છાપાં ઉખેળવા શું બેઠો ?' માએ લાડભર્યો ઠપકો આપ્યો : 'સવારથી તું બેચેન દેખાય છે. શી બાબત છે, ચિંતુ ?'

'બેચેન તો નહીં, બા, પણ મને એક વિચાર સૂઝ્યો.' કહીને એ અટક્યો. શું વિચાર સૂઝ્યો છે તે ઉપજાવી કાઢવા માટે મગજ કસ્યું ત્યાં જવાબ જડી ગયો : 'તુલસીની બેશુદ્ધિનો આજે નવમો દિવસ ચાલે છે.... કોણ જાણે ક્યાં સુધી આ ચાલતું રહેશે...'

'તારી ધીરજ ખૂટવા લાગી છે, દીકરા ?'

'નહીં, બા, હું વિચારતો હતો કે તુલસી ભાનમાં આવે ત્યારે વચગાળાના અરસામાં શું બની ગયું એની તો એને કાંઈ જ જાણ નહીં હોય... તો પછી શું કામ આ બધાં છાપાં સાચવીને ન રાખવાં ? એ ભાનમાં આવે ત્યારે તારીખવાર છાપામાંથી મુખ્યમુખ્ય સમાચાર વાંચી સંભળાવીશ... તમને કેમ લાગે છે મારો આઈડિયા ?'

'આઈડિયા તો સારો છે, પણ માથે પરીક્ષા છે એ યાદ રાખીને જે કરવું હોય તે કરજે.' કહી યશોદાબહેન રસોડામાં પાછાં ફરી ગયાં ત્યારે છાપાંનો સંકેલો કરવા માંડેલા ચિંતને જાતને ઠપકો આપ્યો : ખોટું બોલીને શો ફાયદો કર્યો ? નકામાં બા ઉચાટ કરશે....

ત્યાં મનમાંથી જ ઠપકાનો જવાબ સંભળાયો : ખોટું બોલ્યો તેને સાચું શું કામ નથી કરી દેખાડતો ? તુલસી ભાનમાં આવે ત્યારે એને છાપાં વાંચી સંભળાવવાનો વિચાર ખોટો નથી !

પણ તુલસીને છાપાંના સમાચાર ઉપરાંત તેની આસપાસ જે બની રહ્યું છે એ જાણવાની વધારે ઉત્સુકતા હશે...

આ વિચારનોય મનમાંથી સત્વર ઉત્તર સાંપડી ગયો : તો પછી જે કાંઈ બની રહ્યું છે એની નોંધ રાખતો જા. રોજ ડાયરી લખતો જા. ભાનમાં આવ્યા પછી હૉસ્પિટલમાં પડ્યાંપડ્યાં તુલસી એ વાંચતી રહેશે... ક્યારેક મોઢેથી કહેવા કરતાં લખાણમાં કહેલું વધારે સારું લાગે છે !

જાણે ડાયરી લખવાની તુલસીએ જ સ્ફુરણા આપી હોય તેમ ચિંતને તત્કાલ સંકલ્પ કરી લીધો : બસ, આજથી જ શરૂઆત કરી દઉં છું. તુલસીને કહેવા જેવું મનમાં કેટલું બધું એકઠું થતું જાય છે ! એમાં ઠીક લાગે એ બધું શબ્દો દ્વારા કાગળ પર શું કામ ઠાલવી ન દઉં ? આજથી જ શું કામ, હમણાંથી જ કેમ નહીં ?

મનોમન બબડતો એ છાપાંની થપ્પી લઈ અંદરના ઓરડા તરફ જવા પગ ઉપાડે ત્યાં એને દિલ્હીનો ફોન યાદ આવ્યો : પહેલો કૉલ જોડ્યાને પોણો કલાક થવા આવ્યો. હવે તો સૂરજનારાયણ પહોંચી ગયો હશે. પેલાએ તેને જાણ કરી દીધી હશે કે મુંબઈથી કોઈનો અર્જન્ટ ફોન આવ્યો હતો... સૂરજનારાયણ એના પર વધુ વિચાર કરે એ પહેલાં જ બીજો ફોન લગાડી મારે એને બોલતો કરી દેવો જોઈએ...

અને તેણે દિલ્હીનો ફોન ડાયલ કર્યો. સામેથી જાણે એની જ રાહ જોવાતી હોય તેમ એક જ ઘંટડીમાં ફોન ઊંચકાયો. અગાઉ કરતાં જુદો અવાજ સાંભળવા મળ્યો એટલે ચિંતને પોતાનો અવાજ બદલીને સીધું પૂછ્યું : 'પહોંચી ગયા, શ્રીમાન સૂરજનારાયણ ?'

'હા જી ! આપ કોણ મહાશય વાત કરો છો ?'

'મુંબઈનો મહાશય વાત કરું છું.'

સાંભળતાં જ સામે છેડે ઉત્તેજના વધી ગઈ હોય એવો પડઘો પડ્યો : 'બોલો, મહાશય, થોડી વાર પહેલાં...'

'હા, મેં જ ફોન કર્યો હતો.' ચિંતનના હૃદયના ધબકારા વધી ગયા. હવે જ બરાબર સચેત રહેવાનું હતું. કાંઈ કહેવાને બદલે પૃચ્છાથી શરૂઆત કરવી સારી :

'શ્રીમાન, આપ પોતે જ સૂરજનારાયણ છો એની મને કેમ ખબર પડે ?'

'ખબર ન પડે તો હું શું કરી શકું ?'

'ખાતરી કરાવવા તમારે કોઈક નિશાની આપવી જોઈએ.'

'શું કામ ?' દિલ્હીવાળાએ ઉગ્ર અવાજે પૂછ્યું ત્યારે ચિંતને વલણ બદલ્યું : 'શું કામ એવું ન પૂછો. હું ફોન મૂકી દઈશ તો નુકસાન તમને જ જવાનું.'

'પણ મારે તમને ખાતરી કઈ રીતે કરાવવી કે હું પોતે જ સૂરજનારાયણ છું ?...' એ ઉતાવળે અધીરા અવાજે કહી ગયો એટલે ચિંતનનો રુઆબ વધ્યો : 'તમે એકાદ નિશાની આપી શકો છો... ધારો કે ભગવદ્ગીતાનું પુસ્તક !'

'હેં !' એક જ મુક્કાથી બૉક્સિંગની રમતમાં ઊતરેલો પ્રતિસ્પર્ધી નીચે પછડાઈ પડે તેમ સૂરજનારાયણ જડબાની પીડા જેવા અવાજે બોલી ઊઠ્યો : 'ભગવદ્‌ગીતાનું શું છે ?'

'નિશાની આપો, શ્રીમાન સૂરજનારાયણ ! એ પુસ્તક ક્યાં પહોંચતું કર્યું ?'

'મેં કોઈને પહોંચતું નથી કર્યું.'

'કોણે પહોંચાડ્યું કે કોને પહોંચાડ્યું એવું હું ક્યાં પૂછું છું ? ક્યાં પહોંચાડ્યું એ કહો. હૉસ્પિટલના કયા વિભાગમાં પહોંચાડ્યું એ કહો એટલે મને ખાતરી થઈ જાય કે તમે પોતે જ શ્રીમાન સૂરજનારાયણ છો !'

'ગીતાનું પુસ્તક....' કહેવા-ન-કહેવાની ગડમથલ પછી તેણે કહેવું જ પડ્યું : 'હૉસ્પિટલના ઇન્ટેન્સિવ કૅર યુનિટમાં પહોં....'

'બરાબર ! હવે તમે સૂરજનારાયણ સાચા.'

'બસ, તો બોલો, કઈ અર્જન્ટ બાબતમાં તમે મારી સાથે વાત કરવા માગતા હતા ?'

સામા માણસનો ચહેરો જોયા વિના ચિંતન સમજી ગયો કે એના ચહેરાની એકએક રેખા તંગ થઈ ગઈ હોવી જોઈએ. એને હજુ થોડો વધારે ટટળાવવો જોઈએ.

'શ્રીમાન, હવે મને એટલું કહો કે આપ પેલી બિચારી નર્સની પાછળ શું કામ પડી ગયા છો ?'

'કઈ નર્સ ?' સૂરજનારાયણે બોલવાનો ઢંગ બદલી નાખ્યો : 'તમે શી વાત કરો છો ? મને તો કાંઈ સમજાતું...'

'હું સમજાવું. પેલી બિચારી સિસ્ટર ગોસ્વામી હૉસ્પિટલમાં બેહોશ પડી છે અને ગઈ રાતે તમે એના ઘરમાં...'

'ચિંતને જાણી કરીને વાક્ય અધૂરું છોડી દીધું, એટલે પેલાની અધીરાઈ ઊછળી પડી : 'મહાશય, તમે છો કોણ ? મારી ઊલટતપાસ લેતા હો તેમ આ બધું શું બકી રહ્યા છો ?'

'ઠીક છે, તો હું બકવાનું બંધ કરી દઉં.' કહી એ ઘડીભર ચૂપ થઈ ગયો ત્યાં સામેથી 'હેલો... હેલો, મહાશય, તમે મૂંગા કેમ થઈ ગયા ?'ના આજીજીભર્યા અવાજો આવવા લાગ્યા... તેની લાચારીએ ચિંતનને ચાનક ચડાવી. અવાજમાં ધાર લાવીને તેણે સંભળાવ્યું : 'શ્રીમાન, વાતચીત ચાલુ રાખવી હોય તો બનાવટી જવાબ આપીને વખત વેડફી નાખવાનું રહેવા દો. એક વાર ફોન કપાઈ ગયા પછી આપણા અવાજનું ફરી ક્યારેય મિલન થવાનું નથી.'

'નહીં-નહીં, એવું ન કરતા.' કહી પેલાએ ગળું ખંખેરીને આગળ ચલાવ્યું : 'મહાશય, તમે મને પૂછો એના મારે સાચા જવાબ આપવાના હોય, તો હું પૂછું તેના તમારે પણ જવાબ આપવા જોઈએ કે નહીં ?'

'નામ સિવાય જે પૂછવું હોય તે પૂછી શકો છો, શ્રીમાન !'

'ભલે, નામ નહીં પૂછું.' કહી સૂરજનારાયણે સવાલ વિચારવા અર્ધી સેકન્ડ લીધી : 'તમને દિલ્હીનો આ નંબર ક્યાંથી મળ્યો ?'

'ક્યાંથી મળ્યો એટલે ?'

'કોણે આપ્યો... પેલા શ્રી... શ્રી....'

શ્રીવાસ્તવનું નામ ઉચ્ચારવું કે નહીં એની દ્વિધામાં પડેલા સૂરજનારાયણને ઊંધે રવાડે ચડાવવા ચિંતને ઉતાવળ કરવી પડી.

'કોઈ શ્રી... શ્રી...નું નામ યાદ કરવાની જરૂર નથી, શ્રીમાન ! એ નંબર મેં આપશ્રીના સ્વમુખેથી જ સાંભળ્યો હતો.'

'મારા સ્વમુખે ?' સૂરજનારાયણે દૃઢતાથી સંભળાવ્યું : 'ઈમ્પૉસિબલ ! તમે જૂઠું બોલો છો.'

'તમે મને સાચું બોલવાની ફરજ પાડો છો, શ્રીમાન !' ચિંતને ઘટ્ટ અવાજે કહ્યું : 'આજે સવારે નવ વાગ્યે તમે કોઈને ફોન પર આ નંબર લખાવતા હતા...'

'ત્યારે તમે મહાશય તેમની પાસે બેઠા હતા !'

'નહીં, હું એ મહાશય આપની પાછળ ઊભો હતો !'

ચિંતનને આ જવાબ કેમ સૂઝી આવ્યો એ તો સમજાયું નહીં, પણ સામેવાળાની જીભ થોથવાઈ ગઈ : 'મેં ફોન પર દિલ્હીનો ફોન નંબર લખાવ્યો ત્યારે પબ્લિક ફોનની કેબિનનું બારણું બંધ હતું, મહાશય !'

સાંભળતાં જ ચિંતને ડાબા હાથની ચપટી વગાડી : પકડાઈ ગયો ! પબ્લિક ફોનની કેબિન અને દિલ્હીની ફ્લાઈટ પકડવા પહેલાંનો સમય...

'શ્રીમાન, તમારી વાત સાચી છે. તમે સાન્તાક્રુઝ એરપૉર્ટના પબ્લિક ફોનમાંથી વાત કરતા હતા ત્યારે હું કેબિનની બહાર જ ઊભો હતો. વાતચીત સાંભળવાની ઇચ્છાથી મેં કેબિનનું બારણું ઉઘાડ્યું ત્યારે તમે કોઈને તમારો દિલ્હીનો ફોન નંબર લખાવીને કહી રહ્યા હતા કે જરૂર ફોનથી તમને જાણ કરવી...'

'ઓહ !' સૂરજનારાયણે સાચું માની લીધું હોવાનો પડઘો તેના 'ઓહ' ઉદ્ગારમાંથી ચિંતનને સંભળાઈ ગયો. તેને થયું કે તે હવે મૂળ વાત પર જલદી આવશે.

'મહાશય, એનો અર્થ એમ કે તમે મારી પાછળપાછળ ફરો છો.'

'નહીં, શ્રીમાન, અત્યારે પાછળપાછળ નહીં, હું આપની સામે છું... ટેલીફોન પર !'

'મહાશય, તમે ભારે સ્માર્ટ છો.'

'શ્રીમાન, તમારા જેટલો સ્માર્ટ તો નહીં જ.'

ઉંદર-બિલાડીના જેવી આ રમત લંબાઈ રહી હતી એવું બંને મહેસૂસ કરતા હતા છતાં બેમાંથી કોઈ રમત અધૂરી છોડવા માગતા નહોતા.

'મુંબઈના મહાશય, હવે કહો જોઈએ, મારી પાછળ આ રીતે જાસૂસી કરીને તમે શું મેળવવા માગો છો ?'

'તમે જે મેળવવા માગો છો એમાં અર્ધો હિસ્સો !'

'અર્ધો હિસ્સો !' સૂરજનારાયણનો શ્વાસ અધ્ધર થઈ ગયો હોય એવું ચિંતને અનુમાન કર્યું. થોડી વાર ધીરજ ધરીને તેને આગળ બોલવા દીધો : 'જુઓ, તમે સ્પષ્ટ શબ્દોમાં બોલી નાખો કે તમે મારી પાસેથી શું જાણવા માગો છો ?'

'ભાવ !' ચિંતને ચાલ બદલી.

'ભાવ ? શેના ભાવ ?'

'એક સ્વિસ ફ્રાન્કના કેટલા રૂપિયા થાય ?'

'સ્વિસ ફ્રાન્ક !' ટેલીફોનના ભૂંગળામાંથી સાપનો ફૂંફાડો સંભળાયો હોય એટલો બધો ભડકીને સૂરજનારાયણ બોલી ઊઠ્યો : 'તમે ફૉરીન ઍક્સચેન્જના ભાવ જાણવા માટે ક્યારના મારી સાથે આટલી બધી લમણાઝીંક કરી રહ્યા છો, મહાશય ?'

'શ્રીમાન, ગણિતમાં હું કાચો છું એટલે તમારી મદદ માગી.' ચિંતને હવે બૉમ્બ ફેંકવો જ પડે તેમ હતો : 'સાત કરોડ સ્વિસ ફ્રાન્કના કેટલા રૂપિયા થાય એ જરા કહો ને...'

અને રકમ સાંભળતાં જ કોઈએ મોંમાંથી જીભ ખેંચી લીધી હોય તેમ પેલાની વાચા હરાઈ ગઈ. ચિંતનને થયું, અત્યારે એના ચહેરાના હાવભાવ જોવા જેવા હશે... પણ ખરેખર તો સામે અરીસો હોય તો એના પોતાના જ પલટાયેલા હાવભાવ જોવા જેવા થઈ ગયા હતા ! મનમાં સૂઝ્યું એ બોલી નાખવાનો આટલો જડબેસલાક પ્રભાવ સર્જાઈ જશે એવું એણેય ક્યાં ધાર્યું હતું ?

'મુંબઈના મહાશય !' જાણે હોશ પાછા આવતા હોય તેમ પેલાનો અવાજ પાછો સંભળાયો : 'આવો અઘરો દાખલો ગણવા માટે તો રૂબરૂ મળવું જોઈએ.'

'તો મળીએ.' ચિંતને લાપરવાહીથી કહી દીધું : 'બોલો, ક્યારે અને ક્યાં ?'

'તમે સાંજે જ દિલ્હી આવી જાઓ.'

'નહીં, દિલ્હી આવવાનું મને નહીં ફાવે.' ચિંતન હવે ફાવે તેમ બોલી શકતો હતો : 'મળવું હોય તો મુંબઈમાં જ !'

'ભલે તો હું મુંબઈ આવું છું.' જાણે હમણાં જ પ્લેન પકડવાનો હોય એટલી ઉત્તેજના સાથે તેણે કહ્યું ત્યારે ચિંતને ઢીલ મૂકવી પડી : 'નહીં, શ્રીમાન, એટલી બધી ઉતાવળનો કોઈ અર્થ નથી. હજુ પેલી નર્સ ભાનમાં ક્યાં...'

અને ચિંતન ચાલ ચાલવામાં ગફલત કરી ગયો. પેલી નર્સ ભાનમાં ન આવે ત્યાં સુધી પોતે આગળ બાજી રમી શકે તેમ નથી એવું કહીને તેણે પોતાની પોલ ઉઘાડી પાડી દીધી.

'એમ વાત છે ત્યારે !' સૂરજનારાયણના બોલવાનો લહેકો અને રણકો બંને બદલાઈ ગયા : 'એમ કરોડોની રકમનો આંકડો બોલવાથી હિસ્સો ન મળી જાય... પેલીના ભાનમાં આવ્યા પહેલાં જોજો, મહાશય, તમે પોતે ભાન નહીં ગુમાવી બેસતા ! અને બીજી વાત, ખોટું સાહસ કરવા જશો તો જાનથી જશો ! અને ત્રીજી વાત...'

પણ એ ત્રીજી વાત કહે ત્યાર પહેલાં આપોઆપ જ ફોનનું કનેકશન તૂટી ગયું. ચિંતને પોતે ફોન જોડ્યો હતો એટલે સામેવાળો ફોન કાપી શકે નહીં, છતાં જાણે કુદરતે જ વાર્તાલાપ અટકાવી દેવાનું કાવતરું ઘડ્યું હોય તેમ લાઈન કપાઈ ગઈ ! પેલો પોતાને ફોન જોડી શકે તેમ નહોતો, કારણ કે એ નંબર જાણતો નહોતો અને ચિંતન ફરીથી ફોન જોડી શકે તેમ હતો, પણ એમ કરીને પોતે વધારે ઉઘાડો પડવા માગતો નહોતો.

હવે ? ચિંતને શાંત ચિત્તે ફોનની વાતચીત વાગોળવા માંડી. તુલસીએ ટેલેક્સ કરવા મોકલતાં પહેલાં પૂછેલા સાત કરોડ સ્વિસ ફ્રાન્કના કેટલા રૂપિયા થાય એ સવાલનું પગેરું તો તેને મળી ગયું. દેશસેવાની વાતો કરનારા પ્રધાનો ભ્રષ્ટાચાર કરીને સ્વિસ બૅન્કના ગુપ્ત ખાતામાં કરોડો રૂપિયા જમા કરાવે છે એ વાત તો જગજાહેર હતી... પણ જગતનારાયણ જેવા દેશસેવક માટે એવું માની લેવા મન માનતું નહોતું. મરતી વખતે જેમની બૅન્ક બૅલેન્સ માત્ર બસો પિસ્તાલીસ રૂપિયા અને થોડા પરચૂરણ જેટલી બોલાતી હોય એ માણસ પડદા પાછળ આવો દેશદ્રોહી હશે ?

ચિંતનના દાંત ભીંસાયા. પોતાના પિતાએ ફરજ ખાતર જાન કુરબાન કરી દીધો. દેશની રક્ષા ખાતર હજારો-લાખો સૈનિકો યુદ્ધમાં ખપી જાય છે અને કરોડો ગરીબોને એક ટંકનું ખાવાનું મળતું નથી... ત્યારે એમની સેવા કરવા માટે ચૂંટાયેલા આ મહાનુભાવો...

ચિંતનનો આક્રોશ ઘૂંટાવા લાગ્યો. કૌભાંડની વાતો કરવી એ જુદી વાત છે અને જાણી લેવી એ તદ્દન જુદી સ્થિતિ છે. સાત કરોડ સ્વિસ ફ્રાન્કનું કૌભાંડ પોતાની મુઠ્ઠીમાં આવી ગયું હોય તેમ ચિંતનના બંને હાથની મુઠ્ઠી સજ્જડ બની ગઈ : હવે હું આ મુઠ્ઠી ખોલી નાખું તો ? જે વાત કોઈ જાણતું નથી એ જગજાહેર થઈ જાય... પણ હું પોતેય ક્યાં પૂરી વાત જાણું છું ? એકમાત્ર તુલસી જ આ રહસ્યની સંપૂર્ણ જાણકાર છે અને એનો અર્થ એ કે સંરક્ષણપ્રધાને મરતાં પહેલાં એકાન્તમાં તુલસી સમક્ષ આ રહસ્ય છતું કરી દેવું પડ્યું હશે. તુલસી આ રહસ્ય પોતાના પુત્રને સુપરત કરે એવી એ સૂચના આપતા ગયા હશે અને હવે એમનો પુત્ર એ હાથ કરવા માટે આકાશપાતાળ એક કરી રહ્યો છે.

તો શું સંરક્ષણપ્રધાને તુલસી પાસે સ્વિસ બૅન્કના ચેક પર રકમ લખાવી પોતાની સહી કરીને ચેક તુલસીને સાચવવા આપ્યો હશે ? અને સૂરજનારાયણે એ ચેક મેળવવા માટે જ

તુલસીનું ઘર ફેંદી નાખ્યું હશે ? એટલે કે પિતાની અંતિમ ઇચ્છા જાણવાની પુત્રની ભાવનામાં સાત કરોડ સ્વિસ ફ્રાન્કનો સ્વાર્થ જ છુપાયેલો હતો !

ત્યાં અણધાર્યા એક આંચકાએ ચિંતનના હાથની મુઠ્ઠીઓ ઉઘાડી નાખી. તુલસી ભાનમાં આવે અને તેની પાસેથી સૂરજનારાયણ સ્વિસ બૅન્કનો ચેક હાંસલ કરી લે પછી શું તેને જીવતી રહેવા દે ખરો ? ચિંતન થથરી ઊઠ્યો : તુલસી બેશુદ્ધ છે ત્યાં સુધી એની સલામતીની આટલી બધી ખેવના રાખનાર સૂરજનારાયણ પોતાનું કામ પત્યા પછી બીજી જ પળે એને બોલતી બંધ કરી દે !

તુલસી શુદ્ધિમાં આવે એની પ્રતીક્ષામાં એકએક પળ વિતાવી રહેલા ચિંતનના મનમાં પહેલી વાર એક વિચિત્ર ઇચ્છા જાગી : ભલે એ થોડા દિવસ મોડી ભાનમાં આવે. સૂરજનારાયણ દેશ છોડી ચાલ્યો જાય ત્યાં સુધી ભલે એ બેહોશ રહે !

ચકરાવે ચડેલા મનને ખીલે બાંધવા માટે ચિંતને બાકીનો અર્ધો દિવસ અને અર્ધી રાત તુલસી સાથે વાતો કરતો હોય એ રીતે ડાયરી લખવામાં ચિત્ત પરોવી રાખ્યું. એ નોંધને ડાયરીનું નામ આપવાને બદલે 'નોટબૂક નંબર એક' એવું શીર્ષક બાંધ્યું. શરૂઆત કરવામાં થોડું કષ્ટ પડ્યું. શું કહેવું અને કેટલું કહેવું એ વિચારી લીધું. સૂરજનારાયણની અમુક વાત લખાણમાં ન આવી જાય એ માટે સાવધ રહેવાની ગાંઠ વાળી લીધી.

- તુલસી, આમ તો આ સંબોધન તને પરાયા જેવું લાગશે. મેં તને હંમેશાં તુલી કહીને જ બોલાવી છે, પણ લખવાની વાત આવી ત્યારે તુલી તોછડું લાગ્યું. સંબોધન બદલાય એથી સંબંધો બદલાતા નથી, પણ સંબંધ બદલાય ત્યારે સંબોધન બદલાય છે એવું કોઈક જગ્યાએ મેં વાંચ્યું હોવાનું અત્યારે યાદ આવી ગયું.

- હું ઘણી વાર વિચારે ચડી જતો ત્યારે તું ટકોર કરતી કે ચિંતુ, હું સામે જોઉં ત્યારે વિચારવાનું છોડીને વાતચીત કર તો મને વધારે સારું લાગે... પણ આજે હવે મને મારી ભૂલ સમજાય છે. ૨૩ એપ્રિલથી તું બોલતી બંધ થયા પછી તારી સાથે વાતચીત કરવા માટે મન કેટલું બધું તલપાપડ બની ગયું છે ! મારી વાત તું સાંભળી શકવાની સ્થિતિમાં નથી એટલે મારે લખીને કહેવાનો આ ઉપાય અજમાવવો પડ્યો.

- રોજ તો નહીં પણ જ્યારે-જ્યારે તારી સાથે વાતચીત કરવાની ઇચ્છા તીવ્ર બની જશે ત્યારે આ નોટબૂક લઈને બેસી જઈશ...

ચિંતને નોટબૂકમાં દરેક ઘટના ક્રમબદ્ધ લખવાનું વિચારેલું, પણ પછી તો જેમ યાદ આવતું ગયું તેમ લખાતું રહ્યું. અમુક વાત લખવી તો કેટલું લખીને કેટલું વણલખ્યું રાખવું એની અકળામણ અનુભવી. પછી નક્કી કર્યું કે ન લખવા જેવું લાગે તેની બાજુમાં કૌંસમાં એટલું લખી નાખવું કે તુલસી, આ બાબત તું મને પૂછજે એટલે હું તને વિગતવાર કહી સંભળાવીશ...

'હું બા સાથે શ્રીકાન્તભાઈને ત્યાં જઈ આવ્યો' એ પ્રસંગ ટપકાવતી વખતે એણે બહુ સાચવીને લખ્યું : 'એમનું ઘર બહુ સરસ છે, પણ જજસાહેબનો સ્વભાવ બહુ સખત છે. શ્રીકાન્તભાઈના બા બિચારાં એમની હાજરીમાં છૂટથી બોલી પણ શકતાં નહોતાં, જોકે તું નસીબદાર છે કે શ્રીકાન્તભાઈ અત્યંત લાગણીશીલ છે. તારા "અકસ્માત" પછી આટલા દિવસમાં એમણે એકેય વાર હૉસ્પિટલની બહાર પગ સુધ્ધાં મૂક્યો નથી. રવિવારે ઘેર જવાનુંય બંધ કરી દીધું.' આટલું લખ્યા પછી ચિંતને સિફતથી સગાઈ ફોક કરવાનો ઉલ્લેખ ટાળી દીધો. એ લોકો તારી ખબર પૂછવા હૉસ્પિટલમાં એક આંટોય આવ્યાં નથી - એ વાત જતી કરીને કૌંસ બનાવ્યો : ('જજસાહેબને ત્યાં શી ચર્ચા થઈ એ તું મને પૂછજે. મેં એકેએક શબ્દ બરાબર યાદ રાખ્યો છે.')

બપોરે અને રાત્રે જમતી વેળાએ પણ ચિંતન નોટબૂકમાં લખવાની ઘટનાઓ જ વાગોળતો રહ્યો હતો. 'ભાઈ, એક દિવસ અભ્યાસ નહીં કરે તો નાપાસ નહીં થઈ જા.' યશોદાબહેને ટકોર કરી ત્યારે ચિંતનને હસવું આવી ગયું. બા સવારે પરીક્ષા માથા પર છે એ યાદ રાખવાનું કહેતાં હતાં અને અત્યારે અભ્યાસ નથી કરતો છતાં પરીક્ષાનું વાંચું છું એમ માનીને ઊંઘી જવાની શિખામણ આપે છે !

૮૦ પાનાંની નોટબૂકનાં છેલ્લાં પાનાં બાકી રહ્યાં ત્યારે બને એટલું વધારે સમાવવા તેણે કાગળની બંને બાજુ લખવા માંડ્યું. ૧લી મેની રાત સુધીનું બધું જ લખાઈ જાય પછી જ ઊઠવું છે એવા જુસ્સામાં હૉસ્પિટલ જવાનું વીસરાઈ ગયું અને લખતાંલખતાં જ પથારીમાં ક્યારે આંખ મીંચાઈ ગઈ તેનુંય ભાન ન રહ્યું.

સવારે સાડાછ વાગ્યે આંખ ઊઘડી ત્યારે ચિંતનને ખ્યાલ આવ્યો કે રોજ રાત્રે હૉસ્પિટલ જવાનો ક્રમ ચૂકી જવાયો હતો. પલંગની બાજુમાં નાઈટલૅમ્પ ચાલુ રહી ગયો હતો અને અંતિમ પૃષ્ઠ સુધી લખાયેલી નોટબૂક પર માથું રાખીને પોતે ઊંઘી ગયો હતો.

આળસ મરડતાં, બગાસાં ખાતાં, બેડરૂમના બારણાની સ્ટૉપર ઉઘાડીને એ બહાર આવ્યો ત્યારે યશોદાબહેન પૂજામાં બેઠાં હતાં. ડાબા હાથના પંજાથી જમણા હાથના કાંડામાં થતી કળતર દબાવતો-દબાવતો એ હીંચકા પર ગોઠવાયો ત્યાં સવારના છાપા તરફ ધ્યાન ખેંચાયું. આદત મુજબ મોટાં મથાળાં વાંચી લઈને છાપું બાજુએ મૂકી દેવાનું વિચાર્યું હતું, પણ ત્યાં તુલસીના સમાચાર તેની આંખોમાં ભોંકાયા.

*'બેશુદ્ધ નર્સ ક્યારેય ભાનમાં નહીં આવે - કદાચ !*

*શુદ્ધિમાં આવશે તો સ્મૃતિ ગુમાવી ચૂકી હશે !'*

*- હૉસ્પિટલના ડીન એચ. કે. શ્રીવાસ્તવનું નિવેદન.*

પંદર-વીસ લીટીના એ સમાચાર અધ્ધર શ્વાસે ચિંતન વાંચી ગયો. કે. જી. એમ. હૉસ્પિટલના ડીન શ્રીવાસ્તવસાહેબે મુંબઈના કેટલાક ન્યુરોલોજિસ્ટ(મગજનિષ્ણાત)નો હવાલો

આપીને આવું નિવેદન કર્યું એથી ચિંતને વધુ વસમો આંચકો અનુભવ્યો. ગઈ કાલ સુધી ડીનસાહેબ શ્રદ્ધાપૂર્વક કહેતા રહ્યા કે તુલસી અચૂક ભાનમાં આવશે, એની બેશુદ્ધિ એ 'કોમા'નો કેસ નથી અને બાર કલાકમાં એમણે અભિપ્રાય ફેરવી તોળ્યો ! આવું નિવેદન આપતાં પહેલાં તેમણે તુલસીનાં સ્વજનોનો વિચાર કેમ નહીં કર્યો ? ગોસ્વામીકાકાના નબળા હૃદય માટે આ આઘાત જીવલેણ નીવડશે એટલો તો ખ્યાલ કરવો જોઈતો હતો ને...

તેને હૉસ્પિટલ પર ધસી જવાનું ઝનૂન ઊભરાયું : જઈને પહેલાં ગોસ્વામીકાકાની હાલત જોઈ લઉં, પછી ડીનસાહેબની ખબર લઈ નાખું...

પછી વિચાર બદલ્યો. હૉસ્પિટલ સુધી જવાનીય ધીરજ ન રહી એટલે ટેલીફોન લગાવ્યો. હાઉસ-ડૉક્ટર શ્રીકાન્તને ફોન આપવા ઑપરેટરને રિક્વેસ્ટ કરી ત્યારે એનો જીવ બળ્યો : 'રવિવારે સવારે બિચારા શ્રીકાન્તભાઈને આ રીતે જગાડીને હેરાન કરું છું...' પણ ત્યાં સુધી શ્રીકાન્ત લાઈન પર આવી ચૂક્યો હતો.

'તમે છાપું વાંચ્યું ?' 'ગૂડ મૉર્નિંગ'ની કે બીજી કોઈ ઔપચારિકતા દર્શાવ્યા વગર જ તેણે ઊભરો ઠાલવ્યો : 'ડીનસાહેબે આવું નિવેદન આપતાં પહેલાં કાંઈ વિચાર...'

'બધો વિચાર કરીને જ એમણે નિવેદન આપ્યું છે, ચિંતન !' શ્રીકાન્તના અવાજમાં પૂર્ણ સ્વસ્થતા વર્તાઈ એટલે ચિંતન વધારે ચોંક્યો. શ્રીકાન્તનો અવાજ થોડો વધારે ધીમો થયો : 'અંદરની વાત અત્યંત ગુપ્ત રાખવાની છે. પરમ દિવસે તુલસીની હત્યાનો પ્રયાસ થયો એનું પુનરાવર્તન ન થાય એટલા ખાતર ડીનસાહેબે આવા અસત્યનો આશ્રય લેવો પડ્યો છે.'

'પણ ગોસ્વામીકાકા જાણશે...'

'એમને અગાઉથી ડીનસાહેબે જાણ કરી દીધી છે.' શ્રીકાન્ત કહી રહ્યો હતો : 'તને સમજાવી દેવાની જવાબદારી એમણે મને સોંપી હતી, પણ તું રાત્રે હૉસ્પિટલ પર ન આવ્યો. મોડેથી તારે ઘેર ફોન કર્યો તો યશોદાબહેને કહ્યું કે તું થાક્યો-પાક્યો ઊંઘી ગયો છે એટલે પછી મેં એમને બધું સમજાવીને કહ્યું કે તને સમજાવી દે... આ વાત અમે બે અને તમે ત્રણ સિવાય બીજું કોઈ જાણે નહીં એનું આપણે પાંચેય જણાંએ ખાસ ધ્યાન રાખવાનું છે. તુલસીના ભાઈનેય કહેવાનું નથી.'

'ભલે !' ચિંતનનું ઝનૂન ઓસરી ગયું. તુલસીની સલામતી માટે ડીનસાહેબ આટલી બધી ખેવના રાખે છે એથી થોડું ગદ્‌ગદ થઈ જવાયું, છતાં મનમાં થતો સળવળાટ હોઠે આવ્યા વગર રહ્યો નહીં : 'શ્રીકાન્તભાઈ ! સાચું કહેજો, એ ભાનમાં આવ્યા પછી સ્મૃતિ ગુમાવી બેસે એવી શક્યતા ખરી ?'

તેનો જવાબ શ્રીકાન્ત પાસેથી અત્યારે ન મળ્યો. 'એવી શક્યતા....' એટલું બોલીને એ થોડું ચોંક્યો હતો, પછી કહ્યું : 'સ્મૃતિભ્રંશની શક્યતા સાવ નકારી શકાય નહીં.'

'ઓહ ગૉડ !' ઉદ્‌ગાર સાથે ચિંતને રિસીવર લટકતું જ છોડી દીધું.

*

'આ છોકરો ક્યારેય બૉલપેન ઠેકાણે રહેવા દેતો નથી.'

એક હાથમાં શાકભાજી લાવવાની ખાલી ઝોળી અને બીજા હાથમાં કોરા કાગળની કાપલી લઈને બૉલપેન શોધતાં યશોદાબહેન ચિંતનનું ટેબલ ફંફોળતાં હતાં. સાંજનાં શાકભાજી લેવા જતી વખતે રસ્તામાં દાણાવાળા મોદીને ઘરવખરી માટે મંગાવવાની ચીજોની યાદી આપતાં જવાનો એમણે નિયમ રાખ્યો હતો. ચિંતનના પિતાની હયાતીમાં પણ ઘરનો હિસાબ કે બહારનો બધો વ્યવહાર યશોદાબહેન જ સંભાળતાં. વિધવા થયા પછી પતિની દોઢ-બે લાખની થાપણનો કારોબાર પણ અગિયાર વર્ષથી બહુ વ્યવસ્થિતપણે સંભાળતાં રહ્યાં હતાં. થોડી રકમ શૅરમાં, થોડી બૅન્કમાં અને બાકીની રકમ સારે ઠેકાણે વ્યાજે મૂકી દીધી હતી. મૂડી સચવાઈ રહે અને વ્યાજની આવકમાંથી જીવનનિર્વાહ ચાલ્યા કરે એવી જોગવાઈથી મા-દીકરો સ્વમાનભેર જીવી રહ્યાં હતાં. બાપની ગેરહાજરીમાં દીકરાને કોઈ વાતની ઊણપ ન વર્તાય એની કાળજી રાખતાં, તેમ ખોટી આળપંપાળથી ચિંતન બેજવાબદાર ન બની જાય એ માટે પણ સતત સાવધ રહેતાં. ચિંતનના ખિસ્સાખર્ચનો હિસાબ ક્યારેય માગતાં નહીં, પણ દર બે-ત્રણ દિવસે એનું પાકીટ જોઈ લેતાં. વપરાયેલા પૈસાની નોંધ કરી લઈ પાંચ-દસ રૂપિયાની નોટ પુત્રના પાકીટમાં તેઓ અચૂક મૂકી દેતાં. દીકરો ખિસ્સાખર્ચનો હિસાબ ન રાખે તેની સામે યશોદાબહેનને વાંધો નહોતો, પણ પોતાની હિસાબની ડાયરીમાંથી મનફાવે ત્યારે ચિંતન બૉલપેન લઈ જાય તો તેઓ બેચેન બની જાય. સવારની સેવા-પૂજા અને સાંજનો હિસાબ આ બે નિયમનું યશોદાબહેન ચુસ્તપણે પાલન કરતાં આવ્યાં હતાં.

'બૉલપેન લઈ જાય એનો તો વાંધો નહીં, પણ પાછો ઠેકાણે મૂકે તો એની માના સોગંદ !' બબડતાં યશોદાબહેન ચિંતનનાં કૉલેજનાં પુસ્તકો ફંફોસવા મંડ્યાં. 'ઘરમાં અર્ધો ડઝન બૉલપેન લાવી રાખું છું તોપણ એ છોકરો મારા માટે એકે રહેવા નહીં દે.' બોલતાંબોલતાં ચિંતનની એક નોટબૂક વચ્ચે ભરાયેલી બૉલપેન તેમને દેખાઈ : 'બસ, આ જ તો એનું દુઃખ છે... વાંચતાંવાંચતાં ચોપડીમાં મૂકી દે અને લખતાંલખતાં નોટબૂકમાં...'

બબડતાં બૉલપેન લેવા એમણે નોટબૂક ઉઘાડી ત્યાં અંદરના લખાણ પર અનાયાસે નજર પડી :

'તુલસી, પરીક્ષાની તૈયારીમાં છું એટલે બધું બહુ વિસ્તારથી લખાતું નથી...'

તુલસીને સંબોધીને લખાયેલા એ વાક્યે યશોદાબહેનની જિજ્ઞાસા વધારી દીધી : પહેલેથી વાંચવાની ઇચ્છા જગાડી દીધી : 'છોકરાએ આ વળી ક્યારથી લખવા માંડ્યું !'

નોટના પ્રથમ પાના પરનું લખાણ વાંચીને એમનું વિસ્મય બેવડાઈ ગયું : 'નોટબૂક નંબર બે, તારીખ ૧૦ મે ૧૯૭૬.'

'એનો અર્થ એ કે આ પહેલાં પણ તેણે એક નોટ લખી નાખી છે...' પછી સામેના કૅલેન્ડર પર નજર કરી : 'આજે ૧૬મી મે છે એટલે ચિંતને અઠવાડિયા અગાઉ આ લખ્યું છે... જે બૉલપેન શોધવા માટે યશોદાબહેન ક્યારનાં આંટાફેરા કરતાં હતાં એને પડતી મૂકી

ચિંતનની બે નંબરની નોટબૂક વાંચવાની અધીરાઈ સાથે હીંચકા પર ગોઠવાઈ ગયાં. મનોમન વિચારી પણ લીધું : 'કાંઈ ખાનગી જેવું લાગશે તો નોટ બંધ કરી દઈશ !'

- તુલસી, ૧લી મેની મધરાત સુધી જાગીને એક નોટબૂક પૂરી કર્યા પછી આજે આઠ દિવસે આગળ લખવા બેઠો છું. જોકે બા તો એમ જ માનતાં હશે કે હું અભ્યાસ કરું છું. આવું લખાણ એમના વાંચવામાં આવે તો કદાચ માની લે કે દીકરાનું મગજ ચસકી ગયું છે...

- આમ તો બીજી મેની સવારે છાપું વાંચ્યું ત્યારે થોડી વાર માટે મગજ ચસકી જવા જેવું લાગ્યું હતું. 'ક્યારેય શુદ્ધિમાં નહીં આવે' એવું ડીનસાહેબનું નિવેદન વાંચીને હચમચી ગયો હતો. એ તો સારું થયું કે શ્રીકાન્તભાઈએ નિવેદન પાછળનો ભેદ સમજાવ્યો... પણ ડીનસાહેબના નિવેદનનો ઉત્તરાર્ધ ઓછો આંચકો આપનારો નહોતો. તું ભાનમાં આવીશ તોપણ તારી યાદદાસ્ત ચાલી ગઈ હશે એ જાણીને હું ક્યાંય સુધી વિચારે ચડી ગયેલો. ખરેખર તું યાદદાસ્ત ગુમાવી બેસે તો શું થાય ? ધાર કે આવતી કાલે તારી મૂર્છા વળે ત્યારે અમે સૌ તારી સામે ઊભાં હોઈએ અને તું અમારામાંથી કોઈને ઓળખી જ ન શકે તો ? અરે, તું તને પોતાને પણ પિછાણી ન શકે તો શું કરવું ?

- સાચે જ એવું બનવાનું હોય તેમ મેં વિચાર્યા કર્યું કે પહેલવહેલાં તો હું તને તારી જ ઓળખાણ આપીશ : તારું નામ તુલસી છે. તું ઓગણીસ વરસની બહુ સુશીલ અને શાણી છોકરી છે. આ હૉસ્પિટલમાં નર્સ તરીકે કામ કરતી હોવાથી સૌ તને સિસ્ટર ગોસ્વામીના નામે ઓળખે છે. સામે ઊભા છે આ તારા પિતા મધુકર ગોસ્વામી... એ હાર્ટ-પેશન્ટ છે અને તારી ચિંતામાં એમને બીજો હાર્ટ-એટેક આવ્યો છતાં અડીખમ રહ્યા છે. એમની બાજુમાં ઊભેલા આ હૉસ્પિટલના હાઉસ-ડૉક્ટર શ્રીકાન્તને ઓળખી નહીં લે તો તો તારો સંસાર જ આગળ નહીં વધે. હું તને યાદ કરાવું. જે સાંજે તને અકસ્માત નડ્યો એ સવારે જ એમની સાથે તારી સગાઈ થઈ. એ શહેરના પ્રતિષ્ઠિત જજસાહેબના પુત્ર છે. એમનું ઘર બહુ મોટું ગણાય છે અને હવે પરણીને એ તને ત્યાં લઈ જવાના છે...

- મારી ઓળખાણ તને કેમ આપવી એ હજુ નક્કી નથી થઈ શકતું. કદાચ એટલું જ કહીશ કે તારા ઘરની સામે રહેતાં આ યશોદાબહેનનો પુત્ર ચિંતન... આપણે સાથે ભણતાં. તું મને ચિંતુ કહેતી અને હું તને તુલી...

- આ લખું છું ત્યારે નવમી તારીખ થઈ છે અને હું હજુ બીજીની સવાર પર જ અટકી બેઠો છું. તું ભાનમાં આવે એનું જ અત્યારે મહત્ત્વ છે, બાકી યાદદાસ્તનું તો દેખા જાયગા ! બીજી મેની બપોરે ગોસ્વામીજીને ઇન્ટેન્સિવ કેરમાંથી તારી બાજુની રૂમમાં શિફ્ટ કર્યા ત્યારે તને એક અઠવાડિયા પછી જોઈને એમની આંખો ભીની થઈ ગઈ હતી. વ્હીલચેરમાં તારા બેડની બાજુમાં બેસી તેઓ થોડી વાર તારા માથા પર હાથ ફેરવતા રહ્યા ત્યારે અમે બધાં જ ગળગળાં બની ગયાં હતાં. વ્હીલચેરમાં એમને બાજુના રૂમમાં લઈ જતા હતા ત્યારે તને સંબોધીને તેઓ બોલી ગયા હતા : તુલસી - મારી દીકરી ! હવે મેં તો તને ઠાકોરજીને અર્પણ કરી દીધી છે ! એ પરમપિતા પરમેશ્વર

બહુ કૃપાળુ છે ! એમને હવે એક જ પ્રાર્થના કરું છું કે મારું જે કરવું હોય તે કરજે પણ મારી લાડકીને.... બોલતાંબોલતાં એમનો કંઠ રૂંધાઈ ગયો હતો.

- ગોસ્વામીકાકા તારી બાજુની રૂમમાં ત્રણ દિવસ રહ્યા તેમાં તેમણે એક વાર ઇચ્છા દર્શાવી કે તુલસીને તમે પ્રવાહી ખોરાક આપો છો એ મને જોવા દો... પણ શ્રીકાન્તભાઈએ દાદ ન દીધી. તને તો ક્યાંથી ખબર હોય, પણ તારા ગળામાં નળી ખોસીને જે રીતે પ્રવાહી ખોરાક અંદર ધકેલે છે એ જોઈને મનેય કમકમાં આવી ગયાં હતાં. બહાર જઈને મારે ઊલટી કરી નાખવી પડેલી... પણ, તુલસી, શરીરની શક્તિ ટકાવી રાખવા માટે એ સિવાય બીજો કોઈ ઉપાય નથી. તને કેટલો ત્રાસ થતો હશે - એવું હું બોલ્યો ત્યારે શ્રીકાન્તભાઈએ મને સમજાવેલું : ચિંતન, તું તો મેડિકલ સાયન્સ ભણે છે. બેશુદ્ધ વ્યક્તિને કોઈ પીડા સ્પર્શતી નથી. મગજમાં ચેતન હોય તો જ ફીલિંગ પેદા થાય ! એમની વાત સાચી હશે, પણ આપણા માણસ પર આવું વીતતું હોય ત્યારે મારા જેવો માણસ બધું ભણતર ભૂલી જાય...

ચિંતનની નોટબૂક વાંચવામાં તલ્લીન બની ગયેલાં યશોદાબહેન બહાર જવાનું વીસરી ગયાં. કોઈ વિક્ષેપ આવે એ પહેલાં બધું જ વાંચી લેવા માટે તેમણે ઝડપ વધારી :

- ૬ ઠ્ઠી તારીખે ગોસ્વામીકાકાને હૉસ્પિટલમાંથી રજા મળી એટલે બા અને મુકુન્દભાઈ તેમને ઘેર લઈ આવ્યા. અનુભાભીને તારા ભાઈએ પિયરથી તેડાવી લીધેલાં અને બાએ તેમને દાદરના જ ઘરમાં રહેવા સમજાવી દીધાં હતાં. બાની શિખામણ મુજબ અનુભાભીએ ઘરના ઉંબરે ઊભેલા ગોસ્વામીકાકાને પ્રણામ કર્યા ત્યારે એ શું બોલ્યા, ખબર છે ? પુત્રવધૂને આશીર્વાદ આપતાં કહ્યું : 'વહુ-બેટા, જાણ-અજાણ્યે તમને મેં દુઃખ પહોંચાડ્યું હોય તો તમારા આ શ્વશુરની હૃદયની બીમારીને લક્ષમાં લઈને વીસરી જજો. ઘરમાં આમેય તે આપણે ચાર જ માણસ હતાં. તેમાંથી તમે બે જતાં રહ્યાં અને તુલસી હૉસ્પિટલના ખાટલે પડી... હવે થોડુંઘણું જે જીવવાનું રહ્યું છે તેમાં મને એકલો છોડીને જતાં નહીં રહેતાં ! જોકે અનુભાભીએ 'આવું નહીં બોલો, બાપુજી' એવો વિવેક તો ન દર્શાવ્યો, પણ મૂંગાંમૂંગાં સાંભળી લઈને સમય સાચવી લીધો એય એમને માટે ઘણું કહેવાય. મને શંકા છે, બાએ ભાભીને એવી આશા આપી હશે કે ગોસ્વામીકાકાને સમજાવી દાદરનો ફ્લૅટ મુકુન્દભાઈના નામે કરાવી આપીશું. બાએ એમની સ્ટાઈલમાં કહ્યું હશે : 'આખરે પિતાનું ઘર પુત્રને જ મળે ને ? તુલસી તો હવે ક્યાં ઝાઝા દિવસ આ ઘરમાં રહેવાની... હૉસ્પિટલેથી આવે એટલે સાદાઈથી પરણાવીને સાસરે વળાવી દઈશું !'

- સાતમી તારીખનો દિવસ જરા જુદી રીતે વીત્યો. પેલા સૂરજનારાયણ દિલ્હીથી આવી પહોંચ્યા. નોટબૂક નંબર એકમાં હું તને એમની ઓળખાણ તો આપી ચૂક્યો છું. એમના સ્વર્ગસ્થ સંરક્ષણપ્રધાન પિતાની શ્રાદ્ધક્રિયા પતાવી લંડન જતાં પહેલાં તેઓ મુંબઈ આવ્યા ત્યારે મેં તો એમને પહેલી વાર જોયા. એમના પિતા સમક્ષ મૃત્યુ પહેલાં તેં ગીતાજીના શ્લોકનું પઠન કર્યું હતું એટલે તેઓ તારી બહુ 'ચિંતા' કર્યા કરે છે. (ચિંતાનું ખરું કારણ તું મને પૂછજે.) ઇન્જેક્શન આપીને તારી હત્યાનો પ્રયાસ થયા પછી એ બિચારાની ચિંતા વધી પડી. તેમાં તું કદી ભાનમાં

નહીં આવે એવા ડીનસાહેબના નિવેદને તો એમની ઊંઘ હરામ કરી દીધી હશે. તને સાજી કરવા પાછળ ગમે એટલો ખર્ચ થાય તો પોતે ભોગવવા તૈયાર છે એવું કહી ડીનસાહેબને સમજાવી, મુંબઈના ત્રણ ટૉપ-મોસ્ટ ન્યુરોલોજિસ્ટ ડૉક્ટર સાથે કોન્ફરન્સ ગોઠવી. આવી મહત્ત્વની મંત્રણામાં મને તો કોણ હાજર રહેવા દે, પણ શ્રીકાન્તભાઈ પાસેથી થોડું જાણી લીધું... 'સિસ્ટર ગોસ્વામીને સારવાર માટે લંડન લઈ જવામાં આવે તો તમને વાંધો છે ?' એવું પૂછીને મંત્રણા આગળ વધારી. કોઈ ડૉક્ટર એવું તો કેમ કહી શકે કે વિદેશના નિષ્ણાત સર્જનની સારવારથી દર્દીને લાભ નહીં થાય ? જોકે ત્રણમાંથી બે ડૉક્ટર્સે મંતવ્ય આપ્યું કે અહીં જે કંઈ સારવાર થાય છે એથી વિશેષ ત્યાં પણ નહીં થાય અને બ્રેઈન સર્જરીમાં તો દર્દીના જીવનું પૂરું જોખમ છે !... અર્ધો કલાક ચાલેલી આ મંત્રણાના અંતે એવું નક્કી થયું કે અહીંના ડૉક્ટર્સ તારા કેસની હિસ્ટરી લખી આપે તે તથા છેલ્લામાં છેલ્લા એક્સ-રે લઈ સૂરજનારાયણજી પોતાની સાથે લંડન લઈ જાય અને ત્યાંના એક્સ્પર્ટ સ્ટડી કરીને અભિપ્રાય આપે પછી જ દર્દીને લંડન જવા અંગેનો નિર્ણય લેવો જોઈએ...

- સૂરજનારાયણે આ વાત સ્વીકારી લીધી અને આઠમી તારીખે તારા કેસની તમામ વિગત સાથે લંડનની ફ્લાઈટ પકડી લીધી. જોકે જતાં પહેલાં મુકુન્દભાઈને મળીને સમજાવ્યું હતું કે તમારાં બહેનને બચાવી લેવા હું લાખ રૂપિયા ખર્ચવા પડે તોપણ પાછું વાળીને નહીં જોઉં. તને લઈ જવાનું નક્કી થાય તો સાથે હૉસ્પિટલના ડીન શ્રીવાસ્તવ અથવા તો બીજા કોઈ સિનિયર ડૉક્ટર ઉપરાંત મુકુન્દભાઈ અને ભાભીનેય લંડન જવા-આવવાનો ખર્ચ ભોગવવાની એમણે ઉદારતા દાખવી હતી. લંડનના પોતાના ટેલીફોન તથા ટેલેક્સ નંબર પણ આપી ગયા. (ટેલેક્સ શું એ તો તું જાણે છે. ભૂલી ગઈ હોઈશ તો હું તને યાદ કરાવીશ.) પોતે લંડન પહોંચીને બે દિવસમાં જ આ કેસની પાછળ લાગી જશે અને ટ્રન્કકૉલથી જાણ કરશે એવું ડીનસાહેબને એ કહેતા ગયા, એટલું જ નહીં, મુંબઈથી ગમે ત્યારે લંડન કૉલ કરવો હોય તો એમના પોતાના ખર્ચે કઈ રીતે આપણે કૉલ કરી શકીએ એ પણ સમજાવતા ગયા. લંડન જવાનો ચાન્સ મળશે એવા ખ્યાલથી તારાં ભાઈ-ભાભીના વર્તનમાં ગજબનું પરિવર્તન આવી ગયું.

- હવે નવમી મે છોડીને દશમી તારીખ પર આવું છું. આજે સવારે કૉર્ટમાં તને અકસ્માતનો ભોગ બનાવનાર આરોપી પર કેસ હતો. હું ત્યાં ગયો હતો, પણ આ વખતે જે થાય તે ચૂપચાપ જોયા કરવાનું નક્કી કર્યું હતું. ગુનેગાર પર ઘૂંટાતો રોષ થૂંકી નાખવાને બદલે એને સતત ઘૂંટતા રહેવાનું નક્કી કરીને ગયો હતો...

યશોદાબહેન એકચિત્તે ચિંતનનું લખાણ આગળ વાંચતાં હતાં ત્યાં ટેલીફોનની ઘંટડીએ વિક્ષેપ નાખ્યો. બેચાર વાર ઘંટડીને વાગવા દીધી. કદાચ આપોઆપ વાગતી બંધ થઈ જાય તો બાકીનું વાંચી લેવાય... પણ ઘંટડી બંધ થઈ નહીં ત્યારે તેમણે નોટબૂક બંધ કરીને ફોન લેવા હીંચકા પરથી ઊઠવું પડ્યું. ફોન ચિંતનનો જ હતો.

'બા, ફોન ઊંચકતાં વાર લાગી એટલે મને થયું કે તમે બહાર નીકળી ગયાં હશો.'

'હું જવાની તૈયારી કરતી જ હતી. કેમ ?' યશોદાબહેને ઉચાટ સાથે પૂછ્યું : 'કાંઈ અજુગતું...'

'નહીં-નહીં. અજુગતું તો નહીં, પણ અણધાર્યું...'

'શું અણધાર્યું, ચિંતન ?'

'લંડનથી પેલા સૂરજનારાયણનો જવાબ આવ્યો છે.' કહીને ચિંતને ઉમેર્યું : 'તમને યાદ છે ને, બા, એ તુલસીના કેસ-પેપર્સ પોતાની સાથે લઈ ગયા હતા.'

'હા, યાદ છે !' કહી યશોદાબહેનને ઉમેરવાનું મન થયું કે 'ભૂલી ગઈ હોત તો પણ તારી નોટબૂક વાંચીને યાદ આવી ગયું.'

'એમણે તુલસીને લંડન લઈ જવા માટે બધી વ્યવસ્થા કરી લીધી છે.'

'એટલે ?'

'એટલે.... લંડનના ટોચના ન્યુરોલોજિસ્ટે આશા આપી છે કે સર્જરીથી તુલસીનો કેસ સુધરી શકે તેમ છે. એ ડૉક્ટરે પણ વિગતવાર કેસની ચર્ચા લખી મોકલી છે. સૂરજનારાયણે તો મુંબઈ-લંડન જવા-આવવાની ચાર રીટર્ન ટિકિટોય સાથે મોકલી છે !'

'તો હવે ?'

'હવે આપણે બધાંએ નક્કી કરવાનું છે કે શું કરવું !' ચિંતનના અવાજમાં ઉત્તેજના જણાવા લાગી : 'ડીનસાહેબ આ બાબતમાં બહુ ઉત્સાહી નથી, પણ તુલસીના ઘરનાં કહે એ પ્રમાણે નિર્ણય લેવો જોઈએ એવું તેઓ બોલ્યા.'

યશોદાબહેન વચ્ચે કાંઈક પૂછવા જતાં હતાં, પણ ચિંતને જ બોલવાનું ચાલું રાખ્યું.

'ડીનસાહેબ શ્રીકાન્તભાઈને લઈને ગોસ્વામીકાકા પાસે આવવા તૈયાર થયા છે. મુકુન્દભાઈને બૅન્કમાં ફોન કરીને ઘેર આવી જવા જણાવી દીધું છે. તમારે પણ ગોસ્વામીકાકાને ત્યાં પહોંચી જવું એવું કહેવા માટે ડીનસાહેબે મારી પાસે ફોન કરાવ્યો.'

'પણ હું...'

'નહીં, બા, તમારી તો ખાસ જરૂર પડશે.' ચિંતનના બોલવામાં આવેશ ઊછળ્યો : 'એમ વગર વિચાર્યે આપણાથી તુલસીને મોકલી ન દેવાય.'

'પણ એ જો સાજી થઈ જતી હોય તો....'

'નહીં, બા, એવું માની લઈને લંડન મોકલવાનું જોખમ ન ખેડાય.' બોલતાંબોલતાં એ ગદ્ગદ બની ગયો : 'મારું ચાલે તો હું કોઈ પણ ભોગે એને ન લઈ જવા દઉં... પણ આ બધા મોટેરા સામે મારું શું ચાલવાનું ?' કહી સ્વસ્થ થવા માટે સમય લઈને ફોન બંધ કરતાં પહેલાં એટલું જ બોલ્યો : 'અમે બધા ત્યાં આવીએ છીએ. જોઈએ શું થાય છે તે !'



13

સાત સભ્યોની કોઈ કૉન્ફરન્સ મળી હોય તેમ બધા મધુકર ગોસ્વામીના બેઠકખંડમાં ગોળાકારમાં ગોઠવાઈ ગયાં હતાં. ચિંતને હૉસ્પિટલમાંથી ટેલીફોન કરી યશોદાબહેનને જાણ કરી કે તુલસીને સારવાર માટે લંડન લઈ જવા અંગે ઘરમેળે નિર્ણય કરવા માટે અમે ગોસ્વામીકાકાને ઘેર આવી રહ્યા છીએ અને તમને પણ ત્યાં બોલાવ્યાં છે, એટલે યશોદાબહેન પુત્રે લખેલી નોટબૂકનો છેલ્લો પેરગ્રાફ વાંચવાનું પડતું મૂકી, નોટબૂક હતી એ જ જગ્યાએ બૉલપેન સહિત પાછી સાચવીને મૂકી દઈ સામે પહોંચી ગયાં હતાં. જઈને એમણે ગોસ્વામીજીને માત્ર એટલી જ જાણ કરેલી કે થોડી વારમાં આ લોકો હૉસ્પિટલથી અને મુકુન્દ બેન્કમાંથી આવી પહોંચે એટલે આ બાબતની ચર્ચા થવાની છે. ચિંતને આ અંગે વ્યક્ત કરેલી ચિંતા ગોસ્વામીજીને કહી દેવાની યશોદાબહેન ઉતાવળ કરી નહોતી. ગમે તેમ તોય ચિંતન હજુ છોકરામાં ખપી જાય. એના અભિપ્રાયને વધુપડતું વજન ન આપી શકાય. તુલસીના હિતચિંતક ડીનસાહેબ આખી વાત સમજાવે ત્યાર પછી જ સાચી પરિસ્થિતિની સમજ પડે...

હૉસ્પિટલેથી તુલસીના ઘેર ટેક્સીમાં જતાં ડ્રાઈવરની બાજુમાં બેઠેલો ચિંતન પાછળની સીટ પર ડીનસાહેબ અને ડૉક્ટર શ્રીકાન્ત વચ્ચે ચાલી રહેલી વાતચીત ઊંચક જીવે સાંભળી રહ્યો હતો. ડીન શ્રીવાસ્તવ ધીરગંભીર અવાજે શ્રીકાન્તને બ્રિટનના ખ્યાતનામ ન્યુરોસર્જન ડૉક્ટર થોમ્સન વિશે કહી રહ્યા હતા. વિશ્વના કાબેલ નિષ્ણાતોમાં એમનું નામ ગણાય છે. તુલસીને એમની સારવારનો લાભ મળે એ તો સદ્ભાગ્ય ગણાય. પરંતુ બ્રેઈન સર્જરી સફળ થાય છતાં પણ બેચાર અઠવાડિયાંમાં પેશન્ટ પ્રાણ ગુમાવી બેસે એવા દાખલા એમના જેવા નિષ્ણાતના કોઈ-કોઈ કેસમાં નોંધાયા છે. એટલે જ નિર્ણય લેવાનું આપણે તુલસીનાં સ્વજનો પર છોડવું રહ્યું.

એ ત્રણે ગોસ્વામીજીને ઘેર પહોંચ્યા તેની પાંચ જ મિનિટમાં મુકુન્દ બેન્કમાંથી રજા

લઈને મારતી ટેક્સીએ આવી પહોંચ્યો હતો. ડીનસાહેબનો બૅન્કમાં ફોન આવ્યો ત્યારે એણે જ કહ્યું હતું કે હું હમણાં જ નીકળીને ઘેર પહોંચું છું, તમે લોકો પછી આવી પહોંચો. એ ઇચ્છતો નહોતો કે આ લોકો મારા પહેલાં પહોંચીને પિતાજી સાથે આ અંગે ચર્ચા શરૂ કરી દે. શરૂઆત જ એવી રીતે થવી જોઈએ કે તુલસીને લંડન લઈ જવા સામે કોઈનો વિરોધ જ ઊભો ન થાય. સૂરજનારાયણે લંડનથી કોઈ અંગત સથવારા સાથે જેમ હૉસ્પિટલના ડીનસાહેબને હાથોહાથ સુપરત કરવા માટે પૅકેટ મોકલ્યું હતું, તેમ એક પત્ર બૅન્કમાં મુકુન્દ ગોસ્વામીને હાથોહાથ પહોંચતો કરવાની ચીવટ રાખી હતી. એ પત્રમાં લખ્યું હતું કે હું તમારી બહેન માટે બધું જ કરી છૂટવા માગું છું. હજુ આપણો દેશ આવી ગંભીર બીમારીની સારવારમાં પછાત છે, એટલે નિર્ણય લેવામાં તમે મક્કમ રહેજો. આખરે તો સિસ્ટર ગોસ્વામીજીના મોટા ભાઈ તરીકે તમે જ એના સાચા હિતેચ્છુ ગણાઓ. તમે અને તમારાં મિસિસ અહીં આવીને મારી મહેમાનગતિ માણી જુઓ.'

મહેમાનગતિ માણવાની વાત ત્રણચાર વાર લખીને સૂરજનારાયણે ખાસ ભાર મૂક્યો હતો. એટલે બૅન્કમાંથી ટેક્સીમાં ઘેર જતી વખતે મુકુન્દ એવા ઉત્સાહમાં આવી ગયો હતો કે જાણે ઘેર પહોંચી, બૅગમાં સામાન પેક કરી, લંડનની ફ્લાઈટ પકડવા સીધા એરપૉર્ટ પહોંચવાનું હોય !

શ્રીકાન્ત અને ડીનસાહેબને પોતાના પહેલાં પહોંચી ગયેલા જોઈને મુકુન્દ થોડો અસ્વસ્થ બની ગયેલો, પણ ઘરમાં દાખલ થતાં જ પિતાજીના શબ્દો કાને પડ્યા હતા : 'શ્રીવાસ્તવજી, પરિશ્રમ ન પડે એટલા માટે તમે લોકોએ મને થોડા દિવસ સિતાર નહીં વગાડવાની તાકીદ કરી છે એ મનાઈહુકમ પાછો ખેંચી લો તો મારા જીવને થોડી શાતા વળે...' આ સાંભળીને મુકુન્દના જીવે ધરપત અનુભવેલી કે હજુ એ લોકોએ મૂળ ચર્ચાની શરૂઆત નથી કરી !

હાથ-મોં ધોવાને બહાને અંદર એ પત્નીના કાનમાં ફૂંક મારવાનું ચૂક્યો નહોતો : 'વિદેશની સફર માટેની તૈયારી કરવા માંડ. હવે આપણાં નસીબ પલટાઈ રહ્યાં છે...' જોકે મહેમાનો માટે ચા-કૉફીના કપ ભરતી અનુએ પતિના પોરસને વધાવી લેવાને બદલે પડકાર્યો હતો : 'પુરુષના નસીબ આડે પાંદડું હોય એ તો જાણે સમજ્યાં, પણ તમારા નસીબ આડે તો પથરો છે પથરો ! કોણ જાણે એ ક્યારે ખસવાનો...'

છતાં મુકુન્દનો આત્મવિશ્વાસ ડગ્યો નહોતો : 'અરે, જોજે ને, હવે આપણને સૂરજનારાયણ જેવો સમર્થ માણસ મળી ગયો છે. તે પથરો તો શું, મોટો ખડક સુધ્ધાં ખસેડી નાખે !'

ચા-કૉફી પિવાયાં ત્યાં સુધીમાં સવાપાંચ વાગી ગયા હતા. દરેકના મનમાં ચર્ચા શરૂ કરવાનો ચચરાટ હતો, પણ ચિંતનના મનમાં ચર્ચાના પરિણામનો ઉચાટ ઘૂંટાતો હતો.

'હવે આપણે શરૂ કરીએ ?' ડીન શ્રીવાસ્તવે સૂરજનારાયણ તરફથી મળેલ પૅકેટમાંથી પેપર્સ કાઢી પ્રસ્તાવ મૂકતાંની સાથે જ છયે જણાં ટટ્ટાર થઈ ગયાં. મુકુન્દે ઊભા થઈ

દરવાજાની જાળી પર પડદો પાડી દીધો. એનો થનગનાટ જોતાં જ ચિંતન પામી ગયો કે ચર્ચાનો પડદો ઉઘાડવા માટે એ કેટલો બધો અધીરો થઈ રહ્યો છે !

'પહેલાં હું સૂરજનારાયણનો પત્ર વાંચી સંભળાવું.' કહી શ્રીવાસ્તવે એક પરબીડિયામાંથી ટાઈપ કરેલા કાગળ બહાર કાઢ્યા. 'અંગ્રેજીમાં લખાયેલો પત્ર અક્ષરશઃ વાંચવાને બદલે હું એનો સાર વાંચી સંભળાવીશ.'

'બરાબર છે.' દીવાન પર તકિયાને અઢેલીને બેઠેલા મધુકર ગોસ્વામીએ તેમના પ્રસ્તાવને સમર્થન આપતાં કહ્યું : 'એ સારમાંથી આપણા નિર્ણયનો અણસાર મળી રહેશે.'

મુકુન્દને વચ્ચે કાંઈક બોલવું હતું, પણ પિતાજીના કથનનો મર્મ સમજાયો નહીં એટલે મૂંગા રહેવું પડ્યું.

'મને સંબોધીને લખાયેલા પત્રના પ્રારંભમાં શ્રીમાન સૂરજનારાયણે પ્રસ્તાવના લખી છે કે હું મુંબઈથી સિસ્ટર ગોસ્વામીની કેસ-હિસ્ટરી, એક્સરે રિપૉર્ટ્સ તેમ જ ત્યાંના નિષ્ણાતોના જે અભિપ્રાય લઈ આવ્યો એ અહીંના ટોપમૉસ્ટ ન્યુરોસર્જન થોમ્સનને દેખાડ્યા છે. તમને કદાચ એવું થશે કે આ કેસમાં હું આટલો ઊંડો રસ શું કામ લઈ રહ્યો છું. એનું કારણ તો એ છે કે મારા પરમ પૂજ્ય પિતાશ્રીની અંતિમ ક્ષણોને જે યુવતીએ ગીતાના પવિત્ર શ્લોક સંભળાવીને પુણ્યશાળી બનાવી એની બેશુદ્ધ હાલત મારા દિલને સતત ડંખ્યા કરે છે. એને માટે હું મારાથી બનતું બધું જ કરી ન છૂટું તો મારા પિતાના આત્માને પરમ શાંતિ નહીં સાંપડે એવું હું હૃદયપૂર્વક માનું છું.'

'સાચું લખ્યું છે એમણે !' મુકુન્દની જીભ વચ્ચે સળવળ્યા વગર રહી નહીં ત્યારે ગોસ્વામીજીએ ત્રાંસી આંખે તેની સામે જોયું - જાણે કહેતા હોય : શું સાચું લખ્યું છે ? એ પણ તારી જેમ બાપ સાથે બાઝીને જુદો રહેતો હતો !

દીકરાને આમ ન કહી શકેલા ગોસ્વામીજીએ માત્ર નાક પર આંગળી મૂકી, વચ્ચે નહીં બોલવાનું સંકેતથી સમજાવી શ્રીવાસ્તવજીને આગળ વધવા વિનંતી કરી.

'સૂરજનારાયણ આગળ લખે છે...' ડીનસાહેબે પત્રના બીજા પાના પર દૃષ્ટિ ફેરવતાં સંભળાવ્યું : 'છતાં એની પાછળ મારો એક સ્વાર્થ છે જે મેં કોઈથી અજાણ રાખ્યો નથી. સિસ્ટર ગોસ્વામી શુદ્ધિમાં આવીને મારા પિતાજીએ મૃત્યુ પહેલાં વ્યક્ત કરેલી અંતિમ ઇચ્છા જો મને જણાવી દે તો હું એ પરિપૂર્ણ કરીને પિતૃઋણમાંથી થોડોઘણો મુક્ત થઈ શકું. હું એટલો બધો શ્રીમંત તો નથી છતાં બ્રિટનમાં દિવસ-રાત મહેનત કરીને જે દસ-બાર લાખ રૂપિયા જેટલી મૂડી એકઠી થઈ છે તેમાંથી દસ ટકા જેટલો ખર્ચ કરી શકવાની મારી ત્રેવડ છે એટલા ખાતર આ હિંમત કરી શક્યો છું. પિતાજી મને ઘણી વાર શિખામણ લખતા કે ધન રળવું એ જ માત્ર ધ્યેય નથી, આપણું ધન કોઈકના કામમાં આવે તેમાં જીવનની સાર્થકતા છે... એ શિખામણ હવે રહીરહીને મને સમજાઈ રહી છે !'

સાંભળીને મુકુન્દ મલક્યો, પણ ચિંતનનાં જડબાં તંગ થયાં : હળાહળ વિષ જેવું જુઠ્ઠાણું !

આગળ વાંચતાં પહેલાં ડીનસાહેબે સૌ પર એક નજર ફેરવી લીધી : 'શ્રીવાસ્તવજી, તમે તો જાણો છો કે આવા ગંભીર કેસમાં પેશન્ટ સ્વસ્થ થઈ જશે એવું કોઈ ડૉક્ટર લેખિત વચન આપે નહીં, એટલે ડૉક્ટર થોમ્સને કેસ સુધરવાનો માત્ર ૫૦ ટકા ચાન્સ દર્શાવ્યો છે. હકીકતમાં તો એમની સાથેની મૌખિક ચર્ચામાં એમણે આડકતરો ઇશારો કર્યો હતો કે આ કેસ મારા માટે જરાય જોખમી નથી. ખોટો કેસ હોય તો હાથમાં લઈને હું મારી પ્રેસ્ટીજ શું કામ ખરાબ કરું ? એટલે એમના લેખિત અભિપ્રાયને જ લક્ષમાં રાખી તમે સિસ્ટર ગોસ્વામીને ટ્રીટમેન્ટ માટે વહેલી તકે લંડન લઈ આવવા સ્વજનોને મારા વતી સમજાવવા નમ્ર વિનંતી છે.'

આટલું વાંચીને ડીન શ્રીવાસ્તવ પત્રના ત્રીજા પાના પર આવ્યા :

'મારી આપને બીજી પણ એક વિનંતી છે. હૉસ્પિટલની મુલાકાત પરથી હું એટલું તો જાણી શક્યો છું કે સિસ્ટર ગોસ્વામી પર તમને બહુ ભાવ છે. તમારો સમય બહુ કિંમતી છે એય હું સારી રીતે જાણું છું, છતાં કહું છું કે સિસ્ટર ગોસ્વામીનાં બે સ્વજનો સાથે તમે પણ લંડન આવો. આ સાથે મિસ તુલસી ગોસ્વામી તથા એમનાં ભાઈ-ભાભીની મુંબઈ-લંડનની બ્રિટિશ એરવેઝની રિટર્ન ટિકિટ તો બીડી જ છે. તમારાથી આવવાનું બને તો અત્યારે તમારી ટિકિટ પણ મોકલી દઉં, નહીંતર તમે જે ડૉક્ટરનું નામ સૂચવશો એમની ટિકિટ તરત જ પહોંચતી કરી દઈશ. મિસ ગોસ્વામીના પિતા હાલમાં જ હાર્ટ-એટેકમાંથી બેઠા થયા છે એટલે તેમને પ્લેનની આટલી લાંબી સફરની પરવાનગી નહીં મળે એમ માનીને એમની ટિકિટ મોકલી નથી. અહીં જે કોઈ આવશે તેમને રહેવા કે ખાવા-પીવાની કોઈ વાતે હું અગવડ પડવા નહીં દઉં. અહીં ઘરમાં કોઈને રસોઈયો કે ડ્રાઈવર પરવડે નહીં, પરંતુ મેં રસોઈયા-કમ-ડ્રાઈવર રાખ્યો છે જે ચુસ્ત શાકાહારી છે, એટલે તમને કોઈને ભોજનમાં બાધા આવશે નહીં, અને કારમાં જવા-આવવાનીય સુવિધા રહેશે.'

અહીં ડીન થોડું અટક્યા એટલે મુકુન્દરાયે ઉતાવળે ટહુકો કર્યો : 'આ જમાનામાં બીજાને માટે આટલું બધું કરી છૂટવા કોણ તૈયાર થાય ?... શું કહો છો, ડીનસાહેબ ?'

'પત્રનો છેલ્લો પેરા હજુ બાકી છે.' કહી ડીનસાહેબે ફરી માથું ઝુકાવી દીધું : 'છેલ્લે લખે છે કે સિસ્ટર ગોસ્વામીને પ્લેનમાં સુવડાવીને લાવવા માટે બ્રિટિશ એરવેઝે વિશેષ ફેસિલિટી આપવા સંમતિ દર્શાવી છે. તમારા તરફથી જે કોઈ ડૉક્ટર અહીં સાથે આવશે એમની ફી ચૂકવવાની મારી ફરજ છે એની પણ નોંધ લેશો. તમે ક્યારે આવો છો એ જાણવા માટે ટ્રંકકૉલ દ્વારા હું સત્વર સંપર્ક સાધીશ. શ્રીમાન ગોસ્વામીને મારા સાદર પ્રણામ !'

પત્ર પૂરો થતાં જ બેઠકખંડમાં સન્નાટો છવાઈ ગયો. સૌકોઈ પરસ્પરના ચહેરાના ભાવ વાંચીને પ્રતિભાવ પારખવા મથી રહ્યાં હતાં. એટલી વારમાં શ્રીવાસ્તવજીએ સૂરજનારાયણનો પત્ર પરબીડિયામાં સરકારી દઈ ગોસ્વામી સામે જોયું :

'બોલો, ગોસ્વામીજી, શો વિચાર કર્યો ?'

'આમાં હવે વિચારવા જેવું શું છે ?' પિતાને બદલે મુકુન્દે અભિપ્રાય આપી દીધો : 'આવી તક જવા કેમ દેવાય ?'

પુત્ર તરફથી મળેલો વણમાગ્યો અભિપ્રાય મધુકર ગોસ્વામીને કઠ્યો, છતાં નારાજ થવાને બદલે તેમણે સ્વસ્થતા જાળવી રાખી :

'ભાઈ, આપણે અભિપ્રાય આપતાં પહેલાં ત્યાંના ડૉક્ટરનો અભિપ્રાય જાણી લઈએ.' કહી ડીન તરફ જોયું : 'જરા એ નિષ્ણાતે શું લખ્યું છે એ કહી સંભળાવો ને, શ્રીવાસ્તવજી !'

'હં !' ડીનસાહેબે ડૉક્ટર થોમ્સનનો કાગળ ઉઘાડ્યો. આઠદસ વાક્યોમાં એમણે દર્શાવેલા અભિપ્રાયમાં જે બેચાર વાક્યો મેડિકલ ભાષામાં હતાં એ જતાં કરી ડીનસાહેબે સાર સમજાવ્યો :

'મિસ ગોસ્વામીનો કેસ-રિપૉર્ટ જોતાં લાગે છે કે એ ઇન્ક્યોરેબલ (અસાધ્ય) નથી. પરંતુ પેશન્ટને પ્રત્યક્ષ તપાસ્યા વિનાનું નિદાન અધુરું ગણાય. ફિફ્ટી-ફિફ્ટી ચાન્સ ગણાય. ત્યાંના નિષ્ણાતો સંમત થાય અને દર્દીનાં રિલેટિવ્સ જોખમ લેવા તૈયાર હોય તો હું મારાથી બનતું બધું કરવા મથીશ. બાકી બધો આધાર પેશન્ટની આવરદા પર અવલંબે છે.'

ફરી અર્ધી મિનિટ માટે મૌન છવાઈ ગયું. અન્તે મધુકર ગોસ્વામીએ જ પહેલ કરવી પડી :

'શ્રીમાન સૂરજનારાયણના પત્રમાં દર્શાવ્યો છે એવો આશાવાદનો પડઘો ડૉક્ટરના પત્રમાં પડતો નથી.' કહીને તેમણે ડીનને પૂછ્યું : 'શ્રીવાસ્તવજી, તુલસીના સ્વજન તરીકે તમે અમારી સંમતિ માગો એ સમજી શકાય એવું છે, પરંતુ તબીબી દૃષ્ટિએ માર્ગદર્શન તો તમારે જ આપવું રહ્યું. આમેય તે તુલસીને તમે હંમેશાં સગી દીકરીની જેમ સાચવી છે.'

'એ જ તો મારા માટે ધર્મસંકટ છે, ગોસ્વામીજી !' ડીનસાહેબનો અવાજ ધીરગંભીર બની ગયો : 'અહીં અમે સારવારમાં કોઈ કમી રાખી નથી, છતાં વિદેશના આધુનિક ઉપચારની સરખામણીએ કદાચ અમે થોડા ઊણા ઊતરીએ ખરા. અહીંના આપણા સર્જન બ્રેઈન સર્જરીમાં ઓછા ઊતરે એવા નથી, છતાં વિદેશીઓની નિપુણતા સ્વીકારવી રહી.'

'તમારું શું માનવું છે, શ્રીકાન્ત ?' અત્યાર સુધી વણમાગ્યો કોઈ અભિપ્રાય નહીં ઉચ્ચારનાર ડૉક્ટર તરફ સ્નેહાળ દૃષ્ટિ માંડી ગોસ્વામીજીએ કહ્યું : 'તુલીસના તમે પણ એટલા જ આત્મીય જન ગણાઓ.'

'મારા કરતાં વધુ કાબેલ અને અનુભવી ડૉક્ટર્સ હોય ત્યાં મારું બોલવું નાના મોઢે મોટી વાત જેવું ગણાય, છતાં...' કહીને એ જરા અટક્યો, પછી ડીનસાહેબ તરફ જોઈ લઈને ઉમેર્યું : 'અમારી હૉસ્પિટલની પ્રત્યેક વ્યક્તિ તુલસી જલદી સાજી-સારી થઈ જાય એવું અંતઃકરણપૂર્વક ઝંખી રહી છે. સ્ટાફ-મેમ્બર તરીકે એને બધી જ ટ્રીટમેન્ટ ફ્રી મળે છે. દરેક નર્સ તેને માટે પોતાની રજા જતી કરીને એક-એક દિવસની ડ્યૂટી આપે છે. સૌને શ્રદ્ધા છે કે એ જલદી શુદ્ધિમાં આવી જશે.'

મુકુન્દ આવા જ કોઈક મોકાની રાહ જોતો હોય તેમ બોલી ઊઠ્યો : 'હજુ થોડા દિવસ પહેલાં તો શ્રીવાસ્તવસાહેબે છાપાંવાળાને નિવેદનમાં કહી દીધું કે એના ભાનમાં આવવાની કોઈ આશા રહી નથી.'

તુલસીની ભાભી સિવાય એના શબ્દો સાંભળી બાકીનાં બધાં ચોંક્યાં. ગોસ્વામી દીકરાને ધમકાવી એ નિવેદન પાછળનો ભેદ કહી દેવાના આવેશમાં આવી ગયા, પણ એ પહેલાં ડીનસાહેબે વાત વાળી લીધી :

'મુકુન્દભાઈ, એ નિવેદન મેં અહીંના નિષ્ણાતોના અભિપ્રાય પરથી આપ્યું હતું અને તેમાં બ્રેઈન સર્જરીની વાત આવતી નહોતી. બ્રેઈન સર્જરી કરવા માટે આપણે સંમત થઈએ તો કદાચ અહીં પણ ફિફ્ટી-ફિફ્ટી ચાન્સ છે જ !'

ડીનસાહેબની ઠાવકાઈએ બીજાં બધાંને ધરપત આપી, પણ મુકુન્દને એ જવાબ માન્ય નહોતો. સૂરજનારાયણે પત્રમાં કરેલી તાકીદ મુજબ પોતે મક્કમ રહેવાનું હતું.

'જુઓ, પિતાજી, મુંબઈના કોઈ શ્રીમંતને ઘેર આવો કેસ બન્યો હોત તો એ આટલા દિવસ હાથ જોડીને બેસી રહ્યા ન હોત. આપણી સ્થિતિ વિદેશ જવાની નથી એટલે કાંઈ બોલતાં નહોતાં, પણ જ્યારે કોઈક આપણો હાથ પકડવા તૈયાર થયું છે ત્યારે ચોળીને ચીકણું કરવાને બદલે વહેલી તકે બેસ્ટ ટ્રીટમેન્ટનો લાભ લઈ લેવો જોઈએ.'

પહેલી વાર પુત્રની દલીલમાં ગોસ્વામીને કાંઈક વજૂદ લાગ્યું. દેશના ડૉક્ટર્સ ગમે એટલા નિપુણ હોય તોપણ વિદેશની સારવારને આપણે ઉત્તમ માનતા આવ્યા છીએ. દલીલ ખાતર મુકુન્દ સાચો હતો, પણ મૂળ મુદ્દાથી આઘો હતો.

'સૌપ્રથમ તો આપણે એ નક્કી કરવું છે કે બ્રેઈન-સર્જરીમાં જવું જોઈએ યા નહી ?' ગોસ્વામીએ ધારદાર પ્રશ્ન છેડ્યો : 'પચાસ ટકાની આશા છે તેમ પચાસ ટકાનું જોખમ પણ છે...' બોલતાંબોલતાં એમનો કંઠ રૂંધાયો : 'મારી તુલસી જીવતી અહીંથી જાય અને એનો મૃતદેહ જ પાછો લાવવો પડે એવો વિકલ્પ મને મંજૂર નથી.'

'અને અહીં જીવતી છતાં જડ જેવી દિવસો - મહિનાઓ સુધી પથારીમાં પડી રહે એ તમને મંજૂર છે !' ઉશ્કેરાટમાં ઊભા થઈ જતાં મુકુન્દે સંભળાવ્યું : 'છાપામાં મેં વાંચ્યું કે આવા કેસમાં દર્દી વર્ષો સુધી બેશુદ્ધ રહે છે... તુલસીની બાબતમાં આવું બને તો એને કોણ સાચવવાનું છે ? હૉસ્પિટલના ડૉક્ટર-નર્સો પણ થોડા દિવસમાં થાકી જશે. સત્તાવાળા પણ એક દિવસ કહી દેશે કે બહુ થયું, હવે ખાટલો ખાલી કરો, એ વખતે એને કોણ સંઘરશે ? કોણ એની સેવા-ચાકરી કરશે ?'

'હું ! હું એનો બાપ હજી જીવતો બેઠો છું. અને તુલસીની ચાકરી કરવા ખાતર હૃદયને પથ્થર બનાવીને હું જીવતો રહેવા મથીશ' - મધુકર ગોસ્વામી દીકરાને સંભળાવી દેવાના ઝનૂનમાં આવી ગયા, પણ અત્યારની ચર્ચામાં એ મુદ્દો અસ્થાને હતો. પહેલાંની જેમ હવે

પોતે દીકરા-વહુને ગમે તેમ સંભાળવી દેવાની સ્થિતિમાં નહોતા. અત્યારે લાડકી તુલસી પોતાની પડખે નહોતી... એમની નજર યશોદાબહેન પર પડી. તેઓ હંમેશાં એમના દુઃખમાં પડખે રહ્યાં છે, ગમે તેવી મુશ્કેલીમાં માર્ગ ચીંધવાની કોઠાસૂઝ ધરાવે છે.

'યશોદાબહેન, તમે કેમ કંઈ બોલતાં નથી ?'

એ પ્રશ્ન થતાંની સાથે જ બધાં તાકવા લાગ્યાં ત્યારે યશોદાબહેનની વિમાસણ વધી પડી. ચર્ચા વધુ લંબાશે તો પિતા-પુત્ર બાખડી પડશે. માંડ ભેગા થયેલા બાપ-દીકરા ફરી છૂટા પડશે તો ક્યારેય એકબીજાનું મોં નહીં જુએ. કદાચ એનો આઘાત હવે ગોસ્વામીજીનું નબળું હૃદય જીરવી નહીં શકે. તુલસીનું ભલું તો થતું થશે, પણ એ પહેલાં બિચારી બાપવિહોણી બની જશે... માણસની કઠણાઈ બેઠી હોય ત્યારે ભોંયમાંથી ભાલા ભોંકાય છે. આવી પડેલી આપત્તિનો સામનો કરવા માંડ મનોબળ મક્કમ કર્યું ત્યાં દાનેશ્વરી સૂરજનારાયણે ઘરમાં કંકાસ જાગે એવી સ્થિતિ સર્જી દીધી.

'તમે મૂંગાં રહો એ કેમ ચાલે, યશોદાબહેન !'

ગોસ્વામીજીની જેમ બધાં જ આતુર નજરે એમને હજુ તાકી રહ્યાં હતાં. યશોદાબહેને માર્ગ કાઢ્યા વગર ચાલે તેમ નહોતું અને માર્ગ પણ એવો કાઢવાનો હતો કે પિતા-પુત્ર બંનેનું મન સચવાઈ જાય - અરે, ખુદ પોતાની દ્વિધા પણ ટળી જાય. કોને ખબર, આની પાછળ ઈશ્વરનો શો સંકેત હશે...

ઈશ્વર !... યશોદાબહેનની આંખોમાં ચમક ઊપસી આવી.

'મને એક માર્ગ સૂઝે છે.'

તેઓ બોલ્યાં ત્યાં જ સૌ એમને આગળ સાંભળવા સચેત બની ગયાં. ચિંતન ચિંતિત થઈ ગયો : મુકુન્દભાઈને સાચવી લેવા માટે બા એમની તરફેણ કરી બેસશે તો...

'માણસને માર્ગ ન સૂઝે ત્યારે એ ઈશ્વર પાસે રસ્તો સુઝાડવાની માગણી કરે છે. આપણે એમ કરીએ : તુલસીને શ્રીનાથજી પર અટલ શ્રદ્ધા હતી. એ એક વાર બોલી ગયેલી કે મારી મતિ મૂંઝાઈ જાય ત્યારે હું તો ઠાકોરજીની છબી સમક્ષ આંખો મીંચીને ઊભી રહી જઉં. પછી મનમાં જે સ્ફુરણા થાય એને ઈશ્વરની આજ્ઞા માનીને સ્વીકારી લઉં.'

'પણ આપણામાંથી બધાંને એકસરખી સ્ફુરણા ક્યાંથી થવાની ?' તુલસીની ભાભી પહેલી વાર વચ્ચે બોલી ઊઠી : 'એમાં તો દરેકના મનમાં હશે એ જ હોઠે આવશે.'

'હું એવું કરવાનું નથી કહેતી, અનુ-વહુ.' યશોદાબહેન સૌને ચમકાવ્યાં : 'આપણે શ્રીનાથજીની છબી સમક્ષ બે ચિઠ્ઠી નાખીએ. મુકુન્દ એક ચિઠ્ઠી ઉપાડે. એમાં હા આવે તો તુલસીને લંડન લઈ જવાની હા સમજવી, નહીંતર ના !'

સાંભળીને મુકુન્દ માથું ખજવાળવા મંડ્યો. ગોસ્વામીજી વિચારમાં પડી ગયા. પણ ચિંતનનો ઉચાટ પરાકાષ્ઠાએ પહોંચી ગયો : 'બા આ શું કરી બેઠાં ? ચિઠ્ઠીમાં હા આવી

તો ?' મગજમાં ઘૂમરાતા વિચારને વાચા આપી દેવા માટે મન જોર કરવા લાગ્યું : 'કહી દે આ બધાંને કે સૂરજનારાયણ લાખ રૂપિયાનો ખર્ચ કરીને બદલામાં શું મેળવવા માગે છે... જણાવી દે સૌને કે તુલસી જે રહસ્ય જાણે છે એ બીજું કોઈ ન જાણી જાય એટલા ખાતર પોતાનો સ્વાર્થ સરી ગયા પછી એ તુલસીને જીવતી જ નહીં રહેવા દે ! ઑપરેશનથી તુલસી સાજી થાય, એની પાસેથી જે જાણવું છે એ જાણી લેવાય ત્યાર પછી તુલસીને ખતમ કરી દે તો કોઈને શંકા પણ ન જાય કે એની હત્યા થઈ છે ! લંડનમાં એના હાથ બહુ લાંબા હોય અને આપણા હાથ તો ત્યાં સુધી પહોંચી શકવાનાય ન હોય.. ચિઠ્ઠી નાખવાની વાતમાં સંમતિ અપાય એ પહેલાં તને જે લાગે છે એ કહી નાખ. નહીંતર મોડો પડીશ તો સદાને માટે તુલસીને ગુમાવી દઈશ !' પરંતુ એ ખરેખર મોડો જ પડ્યો....

'યશોદાબહેનની વાત મને કબૂલ છે.' ગોસ્વામીજીએ સંમતિ દર્શાવી દીધી એટલે સૌએ મુકુન્દ તરફ મીટ માંડી.

'મને પણ ચિઠ્ઠી નાખવામાં વાંધો નથી.' મુકુન્દે અર્ધી મિનિટ વિચાર કરીને કહ્યું.

'તો પછી અમને તો શો વાંધો હોય ?' શ્રીવાસ્તવે પોતાની સાથે શ્રીકાન્તનીય સંમતિ આપી દઈને ઉમેર્યું : 'આપણામાં ચિંતન સૌથી નાનો છે. ચિંતન, તું જ બે ચિઠ્ઠી તૈયાર કરીને ભગવાનની છબી આગળ મૂક.'

ચિંતન ડઘાઈ ગયો : ઈશ્વર ફેંસલો આપે, બા એમાં નિમિત્ત બને અને હું એનો કારણભૂત થઉં... ના, મારાથી એ નહીં બને ! ઈશ્વર જો ખરેખર એવો કૃપાળુ હોત તો તુલસીની આ વલે જ શું કામ કરત ?

'ચિંતન, તેં સાંભળ્યું નહીં ?' યશોદાબહેન આજ્ઞાવાહક સ્વરે તેને સજાગ કર્યો : 'મોટાં કહે તે માથે ચડાવી લેવું જોઈએ. જા, ઊભો થા અને અંદર જઈને 'હા' તથા 'ના'ની ચિઠ્ઠી લખીને લઈ આવ !'

ઘડીભર તો એવી પરિસ્થિત સર્જાઈ ગઈ કે પિતા-પુત્રના મનનું સમાધાન કરવા જતાં માતા-પુત્ર વચ્ચે અંટસ ઊભી થઈ જાય... પણ ચિંતને ચતુરાઈપૂર્વક કટોકટી નિવારી દીધી. આજ્ઞાંકિતપણે ઊભા થઈ જઈને એણે મુકુન્દને કહ્યું : 'જરા અંદર આવો ને ! મારી પાસે બૉલપેન નથી.'

'ચાલ, હું આપું.' કહેતો મુકુન્દ તેની સાથે અંદરના ખંડમાં ગયો એટલે તેણે હળવેકથી તુલસીના ભાઈના કાનમાં ફૂંક મારી : 'મુકુન્દભાઈ, મારી જીત થાય તો મારું ધ્યાન રાખજો, મને પણ તમારી સાથે લંડન આવવા મળે એવી પેલા સાહેબને સિફારસ કરજો.'

'એમ વાત છે !' મુકુન્દ પોરસાયો : 'એટલે અત્યાર સુધી તું ગુમસૂમ બેસી રહ્યો હતો ! અરે ચિંતુડા, પહેલાં અમારું નક્કી થઈ જવા દે, પછી જો, હું તારું પણ ગોઠવી આપું છું કે નહીં !' કહીને એણે ચિંતનના વાંસામાં ધબ્બો માર્યો.

'હવે તમે બહાર જઈને બેસો, નહીંતર આ લોકો આપણા પર શંકા કરશે. હું ચિઠ્ઠી બનાવીને આવું છું.'

મુકુન્દ ડાહ્યોડમરો થઈને બહાર બધા વચ્ચે ગોઠવાઈ ગયો. તેની બીજી જ મિનિટે ચિંતન હાથમાં કાગળની બે કાપલી સાથે પાછો ફર્યો : 'જોઈ લો, એકમાં હા લખી છે અને બીજીમાં ના. કહી એણે દરેકની સામે કાપલીની ધરી દીધી. પછી 'બરાબર છે ને ?' કહી બંને કાપલીની ગડી વાળી દઈ અંદર સરકી ગયો : 'હું ભગવાનની છબી આગળ ધરી આવું છું.'

'ચાલો, હવે આપણે સૌ અંદર જઈએ.' કહેતાં યશોદાબહેન ઊભાં થયાં એટલે મુકુન્દ અને તેની પત્ની ઉતાવળાં શ્રીનાથજીની છબીવાળા તુલસીના રૂમમાં પહોંચી ગયાં. ગોસ્વામી ધીમેધીમે ઊભા થયા ત્યારે ડીનસાહેબે કહ્યું :

'હું અને શ્રીકાન્ત અહીં જ બેઠા છીએ. ઠાકોરજીની શી આજ્ઞા થાય છે એ જણાવો એટલે નિર્ણય લેવાઈ જાય.'

યશોદાબહેન સાથે ગોસ્વામી તુલસીના રૂમમાં ગયા ત્યાં સુધીમાં ચિંતને ઠાકોરજીની છબી નીચે બે ચિઠ્ઠી ધરી દીધી હતી અને મુકુન્દ ચિઠ્ઠી ઉપાડતાં પહેલાં નેત્ર બીડીને પ્રભુસ્મરણમાં તન્મય બની બેસી ગયો હતો. તુલસીની ભાભી પતિની પાછળ ઊભીઊભી શ્રીનાથજીની છબીને એકીટશે તાકી રહી હતી. પોતાનું ધાર્યું ન થાય ત્યારે બાજી ફગાવીને ઊભા થઈ જવાના મિજાજની અનુને ચિઠ્ઠી ઉપાડીને નિર્ણય લેવાનું સૂચન રુચ્યું નહોતું, પણ શ્રીવાસ્તવ જેવા મોટા માણસની હાજરીએ વિરોધ કરવાની તેની હિંમત હરી લીધી હતી.

બહાર બેઠેલા શ્રીકાન્ત અને ડીનસાહેબ ચુકાદાની પ્રતીક્ષા કરતા બચાવપક્ષના વકીલની જેમ અંદરના રૂમ તરફ આતુરતાથી તાકી રહ્યા હતા ત્યાં ચિંતન દોડતો બેઠકખંડમાં આવ્યો. એમની પાછળપાછળ તુલસીનાં ભાઈ-ભાભી પણ ધસી આવ્યાં.

'લ્યો, ડીનસાહેબ ! તમારા હાથે જ ચિઠ્ઠી ઉઘાડો.' કહી મુકુન્દે ઉપાડેલી ચિઠ્ઠી ચિંતને ડીનસાહેબના હાથમાં પકડાવી દીધી. જમણા હાથની ખુલ્લી હથેળીમાં ચિઠ્ઠી રાખીને ડીનસાહેબે સૌને થોડી રાહ જોવડાવી. ધીમેધીમે બહાર આવતા ગોસ્વામીજી એમની બેઠક પર ગોઠવાયા એટલે તેઓ બોલ્યા : 'ચિઠ્ઠી ખોલ્યા પછી જે નિર્ણય જાહેર થાય તેને આપણે સૌએ ખેલદિલીથી વધાવી લેવાનો છે... બરાબર ને ?'

એમણે કહ્યું તો બધાંને, પણ દૃષ્ટિ રાખી હતી મુકુન્દ પર. એટલે ધીરજ ખૂટી જવા આવી હોય તેમ એણે કહ્યું : 'બરાબર છે... હા કે ના જે નિર્ણય આવે તે ખેલદિલીથી સ્વીકારી લઈશું, બસ ?'

'બસ.' કહીને શ્રીવાસ્તવજીએ ચિઠ્ઠીની ગડી ધ્રૂજતી આંગળીએ ઉઘાડવા માંડી. ઈશ્વરનો આદેશ બીજા કોઈને જણાવતાં પહેલાં પોતે વાંચી લીધો, પછી પિતા-પુત્રની સામે વારાફરતી જોઈ લઈને ચિઠ્ઠી ગોસ્વામીજીના હાથમાં ધરી દીધી. ચુકાદો સાંભળવાના ઉત્સુકતાથી બધાં

જ મધુકર ગોસ્વામીને જોવા લાગ્યાં, પણ ચિઠ્ઠીનો જવાબ વાંચીને કંઈ કહેવાને બદલે કોઈ પણ જાતના પ્રતિભાવ દર્શાવ્યા વિના કાગળની કાપલી મુકુન્દ તરફ લંબાવી. લૉટરીનું મોટું ઇનામ લાગવાનું હોય તેમ મુકુન્દે ઝાપટ મારીને પિતાના હાથમાં ચિઠ્ઠી પડાવી તો લીધી, પણ અંદરનો એક જ અક્ષર વાંચતાંની સાથે તેના ચહેરા પરથી લોહી ઊડી ગયું અને હાથમાંથી ચિઠ્ઠી નીચે પડી ગઈ.

કોઈના કાંઈ પણ કહ્યા વગર બાકીનાં ચારેય જણાં એના પ્રત્યાઘાતથી જ ફેંસલો કળી ગયાં. નીચે પડેલી ચિઠ્ઠી ઊંચકવાનીય કોઈએ તસ્દી ન લીધી. કોઈ કાંઈ બોલે એ પહેલાં ચિંતને બુશકોટના ખિસ્સામાંથી બીજી ચિઠ્ઠી કાઢીને શ્રીવાસ્તવને સોંપી દીધી : 'જુઓ, સાહેબ, હવે આ બીજી ચિઠ્ઠી જોઈ લો.'

'એમાં જોવાનું શું હોય ?' કહેતાં ચિંતને આપેલી ચિઠ્ઠી ખોલીને ઉમેર્યું : 'મુકુન્દરાયે ઊંચકેલી ચિઠ્ઠીમાં 'ના' નીકળી એટલે આમાં 'હા' જ હોય ને !'

'એ તો હું જાણતી જ હતી.' તુલસીની ભાભી પતિ સામે ઘૂરકી : 'એમના નસીબની આડે પથરો છે ! એમને બધેથી જાકારો જ મળવાનો !' કહીને ધૂઆંફૂઆં થતી એ અંદરના રૂમમાં જઈ બીજી જ ક્ષણે શ્રીનાથજીની છબી સાથે પાછી ફરી. આંખોમાં ભભૂકતા રોષ સાથે બંને હાથે શ્રીનાથજીની છબી સૌની સામે ધરતી એ બરાડી : 'લો, તુલસીના ઠાકોરજીનો આદેશ માથે ચડાવીને હવે આ ફોટો પણ હૉસ્પિટલમાં નણંદબાને માથે લટકાવજો !'

એનાં વર્તન અને વાણીએ ગોસ્વામીજીને ચોંકાવી દીધા. પોતાનું ધાર્યું ન થયું એટલે આ બાઈ ઇષ્ટદેવને ઘરમાંથી જાકારો આપવાની ધૃષ્ટતા કરે છે ! એમના ચહેરાના પલટાતા ભાવ જોતાં જ યશોદાબહેને મામલો સંભાળી લીધો : 'અનુ-વહુ, તમે બહુ સારું સૂચન કર્યું.' કહેતાં એના હાથમાંથી ઠાકોરજીની છબી લઈ લેતાં ઉમેર્યું : 'અમને કોઈને આ કેમ ન સૂઝ્યું ? જે કામમાં આ બે હાથવાળા ડૉક્ટરો કારગત નથી નીવડતા ત્યાં આ ચાર હાથવાળો જ ચમત્કાર કરી દેખાડે છે !'

પછી તુલસીની ભાભીનાં કડવાં વેણની ધાર બુઠ્ઠી કરી નાખવી હોય તેમ યશોદાબહેન ડીનસાહેબ તરફ ફરીને બોલ્યા : 'શ્રીવાસ્તવજી પરવાનગી આપે તો આજે જ તુલસીના રૂમમાં ઠાકોરજીની છબી લગાવી દઈએ... જેવી ભાનમાં આવે ત્યારે સૌપ્રથમ એમનાં જ દર્શન થાય.'

'તમે પરવાનગીની વાત કરો છો, મિસિસ મઝુમદાર !' ડીનસાહેબે ઊભા થઈ તેમના હાથમાંથી છબી લઈ લીધી : 'હું મારા હાથે જ એને તુલસીની સન્મુખ દીવાલ પર લટકાવી દઈશ, બસ !' ડીનસાહેબની જેમ શ્રીકાન્ત ઊભો તો થયો, પણ શ્રીવાસ્તવજીને હજુ કાંઈક કહેવાનું બાકી હોય તેમ મુકુન્દને જોતા ઊભા રહ્યા. ખેલદિલીથી નિર્ણય સ્વીકારવાનું વચન આપી ચૂકેલો તુલસીનો ભાઈ મૂઢની જેમ જમીન પર પગ ખોડી ગરદન ઝુકાવી ઊભો હતો. એના મનમાં ધૂંધવાતી હતાશા પર આશ્વાસનના મલમપટ્ટા કર્યા વિના ચાલ્યા જવાનું ડીનસાહેબને અજુગતું લાગ્યું :

'ભાઈ મુકુન્દ, આ નિર્ણય તો આપણી વચ્ચેનો છે, પરંતુ સૂરજનારાયણને હું સાફ ના નથી લખવાનો.' એમના એ શબ્દોની ધારી અસર થઈ. ગૂંગળાતા માણસને ઑક્સિજન મળતાંની સાથે જ એ રાહત અનુભવવા લાગે તેમ મૂઢતા ખંખેરતા મુકુન્દે આગળ સાંભળવા એમની સામે જોયું.

'સૂરજનારાયણની ઑફર પર પરદો ન પડી જાય એ રીતે હું એમને જણાવીશ કે હાલ તરત આરોપી સખારામ પર કૉર્ટમાં કેસ ચાલે છે એટલે તુલસીને અહીંથી તત્કાળ બહાર લઈ જવાની પરવાનગી પોલીસખાતું નહીં આપે. આપણે આશા રાખીએ કે બે-ત્રણ મહિનામાં કેસની કામગીરી સમાપ્ત થઈ જાય ત્યાં સુધીમાં તુલસીની સ્થિતિમાં કોઈ સુધારો નહીં જણાય તો એને સારવાર માટે લંડન લઈ આવવાની વિચારણા તુલસીનાં સગાંવહાલાં જરૂર કરશે.'

ડીનસાહેબનો એ પ્રસ્તાવ ચિંતનને કઠ્યો, પણ મુકુન્દ ફરી ગેલમાં આવી ગયો : 'આપની વાત બરાબર છે. ના પાડી દેવાને બદલે ઑફર પેન્ડિંગ રાખવામાં આપણું શું જાય ? કેમ, બાપુજી, બરાબર છે ને ?'

પહેલી વાર મુકુન્દે પિતાના સમર્થનની માગણી કરી ત્યારે ડીનસાહેબની સમાધાનવૃત્તિ પાછળ રહેલી દીર્ઘદૃષ્ટિ પારખી ગયેલા ગોસ્વામીએ સંમતિનો અસ્પષ્ટ સૂર પુરાવ્યો : 'જે થાય તે સારા માટે !'

તંગ વાતાવરણ હળવું બનતું જોઈ યશોદાબહેને ધરપત અનુભવી. ડીનસાહેબે પકડેલી શ્રીનાથજીની છબી તરફ દૃષ્ટિ કરીને એમણે શ્રદ્ધા ઉચ્ચારી : 'ચાર હાથવાળા ઠાકોરજી જરૂર તુલસીની રક્ષા કરશે... શ્રીવાસ્તવજી, આપ તુલસીના રૂમમાં આ છબીને જડાવી દો અને પછી જુઓ એનો ચમત્કાર !'

'આખરે તો તમે લોકો ચાર હાથવાળાને જ જશ આપવાના !' ડીનસાહેબે વાતાવરણ વધારે હળવું બનાવતાં કહ્યું : 'જઈને પહેલું કામ એ જ કરું છું... કમ ઑન, ડૉક્ટર શ્રીકાન્ત !'

કહેતાં તેઓ શ્રીનાથજીની છબી સાથે પગથિયાં ઊતરી ગયા. આશ્વાસન ખાતર ઈશ્વરનું અવલંબન લેતાં એ સાતમાંથી કોઈને પણ જાણ નહોતી કે ઘરબહાર જઈ રહેલી શ્રીનાથજીની એ છબી પાછળ તુલસીએ સાત કરોડ સ્વિસ ફ્રાન્કનો ભેદી દસ્તાવેજ છુપાવેલો છે !

અને ચિંતન સિવાય બાકીનાં છમાંથી કોઈને એ પણ ક્યાં ખબર હતી કે શ્રીનાથજીની છબી સમક્ષ મૂકેલી ચિઠ્ઠીઓમાં બંને ચિઠ્ઠીમાં 'ના' જ લખેલી હતી... તેણે બેને બદલે ત્રણ ચિઠ્ઠી બનાવી હતી, જેમાંથી 'હા'ની ચિઠ્ઠી ચિંતને બુશકોટના એક ખિસ્સામાં જ સંતાડી રાખેલી !

*

'શ્રીકાન્ત, આમ તો આજે રવિવાર છે એટલે મેં તમને આગ્રહ કરીને ઘેર જમવા બોલાવ્યા.' થાળી પીરસતાં યશોદાબહેન શરૂઆત કરી : 'સવારે કેલેન્ડર જોયું ત્યારે ખ્યાલ આવ્યો કે આજે ૨૩ મે થઈ. તુલસી સાથેની તમારી સગાઈને બરાબર એક મહિનો પૂરો થયો.'

ડાઈનિંગ ટેબલ પર શ્રીકાન્તની બાજુમાં બેઠેલા ચિંતનને એમની આ પ્રસ્તાવના રુચી નહીં, પણ યશોદાબહેને તરત જ એનું કારણ રજૂ કર્યું. બંનેની થાળીમાં પૂરણપોળી પીરસતાં કહ્યું : 'સગાઈ પછી પહેલી વાર ઘેર જમવા આવ્યા છો એટલે સાદી રોટલી પીરસીને અપશુકન કેમ કરાય ?'

'હં !' એમનું મન રાખવા શ્રીકાન્ત પૂરણપોળીનો ઇન્કાર ન કરી શક્યો : 'યશોદામાસી, આજે અમારી સગાઈને એક મહિનો પૂરો થયો તેમ તુલસીની મૂર્છાને પણ...'

બાકીના શબ્દો ગળી રોટલીના કોળિયા સાથે એણે ગળા હેઠળ ઉતારી જવા પડ્યા. ન ઉચ્ચારાયેલા એ શબ્દોએ થોડી વાર માટે ત્રણેને અબોલ કરી દીધાં.

છેલ્લા એક મહિનાથી આમ જ બનતું આવ્યું હતું... કોઈ વાત નીકળે કે તરત જ તુલસી એનું કેન્દ્ર બની જતી. અભાન તુલસી દરેકના ચિત્તમાં સભાનપણે સતત સળવળ્યા કરતી. તુલસીની ચિંતામાં હૉસ્પિટલનાં અન્ય દર્દીઓની સારવાર પ્રત્યે દુર્લક્ષ ન થઈ જાય એ માટે શ્રીકાન્ત મનને વારેવારે ટપારતો રહેતો. દિવસમાં ત્રણચાર વખત તુલસીની રૂમમાં જઈને પેશન્ટના બિછાના પાસે રહેતો ચાર્ટ તપાસવાના બહાને પોતાની બેશુદ્ધ વાગ્દત્તાનું મુખ નિહાળી આવતો. તુલસીની ઘટના પછી પોતાના સ્વભાવ કે વર્તનમાં કોઈ પરિવર્તન આવ્યું નથી એવા દેખાવ માટે તે સભાનપણે સજાગ રહેતો. તુલસીના વિચારમાં રાત્રે ઊંઘ ન આવતી ત્યારે તે પથારી છોડીને વૉર્ડની વિઝિટે નીકળી પડતો. થોડા દિવસ પહેલાં ઘેરથી ફોન કરીને માએ ગળગળા અવાજે પૂછેલું : 'દીકરા, તું કામમાં એટલો બધો ગૂંથાઈ ગયો કે ઘર અને માબાપ પણ યાદ નથી આવતાં ?' ત્યારે એણે ભીના અવાજે કહ્યું હતું : 'મમ્મી, હું દુ:ખ ભૂલી જવા ખાતર કામમાં રચ્યોપચ્યો નથી રહેતો... તુલસીને માટે બીજાં દર્દીઓની દુવા ભેગી કરું છું.'

ત્યાર પછી સામે છેડેથી માનું ધ્રુસકું સંભળાયું એટલે રૂંધાતા કંઠે એણે ફોન મૂકી દીધો હતો.

'શ્રીકાન્ત, એક મહિને તમે ઘરની રસોઈ જમવા પામ્યા.' કહી યશોદાબહેને તેના ભાણામાં એક વધુ ગળી રોટલો પીરસી દીધી : 'હવે તમારે મારી એક વાત માનવાની છે. રોજ આવવાનો હું આગ્રહ નથી કરતી, પણ દર રવિવારે તો અચૂક અહીં જમવા આવવાનું છે.'

સાંભળીને શ્રીકાન્ત તેમની સામે જોતો રહ્યો. ના પાડવાનું કારણ મળી ગયું એટલે કહ્યું : 'તમે તો જાણો છો, હમણાં મારાથી ઘેર જવાતું નથી. રવિવારે ઘેર જવાને બદલે તમારે ત્યાં જમવા આવું તો મમ્મીને કેવું ખરાબ લાગે ?'

'એમને ખરાબ નહીં લાગે.' કહીને યશોદાબહેને શ્રીકાન્તને ચોંકાવ્યો : 'મેં તમારાં મમ્મીની રજા લઈ લીધી છે.'

'રજા ?' પહોળી આંખે એ તેમને જોતો રહ્યો. કોળિયો ગળે ઉતારવા માટે તેણે એક ઘૂંટડો પાણી પીવું પડ્યું. પછી પૂછ્યું : 'તમે મારાં મમ્મીને ક્યારે....'

'એમને મળવા માટે મારે તમારી રજા થોડી લેવાની હોય !' વાતચીત ગંભીર સ્વરૂપ ધારણ ન કરી લે એવી સાવચેતીથી યશોદાબહેન આગળ વધ્યા : 'ક્યારેક તેઓ મને ફોન કરે છે, ક્યારેક હું....'

'મમ્મી તમને ફોન કરે છે ?' આંચકો અનુભવતાં શ્રીકાન્તે એમને પૂરું બોલવા દીધા વિના જ પૂછી નાખ્યું : 'તમને વળી શું કામ ફોન કરવો જોઈએ ?'

'કેમ, હું તમને હૉસ્પિટલ રોજ મળતી હોઉં તો મને તમારા ખબર પૂછે કે નહીં ?'

'મારા ખબર ?' ભાત નહીં ખાતો શ્રીકાન્ત હાથ ધોવા ઊભો થયો : 'જે સાજોસારો છે એના ખબર પૂછવા ? એને બદલે તુલસીના ખબર પૂછે તો...'

'તુલસીના ખબર તો હું એમને આપું જ છું.' વાત વાળી લેવાની ઢબે યશોદાબહેને કહ્યું તો ખરું, પણ શ્રીકાન્તે તેમના પ્રયાસને નિષ્ફળ બનાવી દીધો : 'યશોદામાસી, તુલસીના ખબર જાણવામાં જેને રસ ન હોય તેને ખબર આપવાનો શો અર્થ ?'

ચર્ચા હવે ગંભીર સ્વરૂપ ધારણ કરી ચૂકી છે એ કળી ગયેલા ચિંતને અગાઉથી બા સાથે નક્કી કર્યા મુજબ વચ્ચે બોલવું પડ્યું : 'બા, હું ગોસ્વામીકાકા પાસે જઉં છું. મુકુન્દભાઈ અને ભાભી બપોરના શોમાં ફિલ્મ જોવા જવાનું કહેતાં હતાં. કાકાને કાંઈ જોઈતું-કારવતું હોય તો પૂછી આવું.'

કહી એ સિફતથી બંને વચ્ચેથી સરકીને સીડી ઊતરી ગયો ત્યારે યશોદાબહેને આવી રહેલી નાજુક ઘડી માટે માનસિક તૈયારી કરી લેવી પડી :

'શ્રીકાન્ત, થોડી વારમાં તમારાં મમ્મી પણ અહીં આવવાનાં છે.'

'અહીં ?' મોંમાં મૂકેલી એલચી દાંત વચ્ચે કચડતાં શ્રીકાન્તે ચોંકીને પૂછ્યું : 'તમને મળવા ?'

'ના, તમને મળવા !' યશોદાબહેને સાચવીને કહેવું પડ્યું : 'પરમ દિવસે એમનો ફોન આવ્યો ત્યારે મારાથી કહેવાઈ ગયું કે તમે રવિવારે મારે ઘેર જમવા આવવાના છો... એક મહિનાથી દીકરાનું મોં જોયું ન હોય એ માને હું કેમ ના પાડી શકું ?'

'દીકરાનું મોં જોવા માટે તેઓ હૉસ્પિટલ પર આવી શક્યાં હોત.' શ્રીકાન્તના બોલવામાં આછી કટુતા આવી ગઈ : 'માસી, હવે તમે બધું જ જાણી ચૂક્યાં છો ત્યારે મા-દીકરાના આ મેળાપ વખતે તમારે હાજર રહેવું પડશે.' કહીને તેણે હળવાશથી ઉમેર્યું : 'ચિંતનની જેમ તમેય આઘાંપાછાં ન થઈ જતાં, પ્લીઝ !'

'જેણે જોડવાનું હોય એનાથી આઘુંપાછું કેમ થઈ જવાય ?'

યશોદાબહેનનું એ વાક્ય સાંભળીને શ્રીકાન્તના હોઠ ભિડાયા. 'જેણે તોડ્યું છે એણે જ જોડવું જોઈએ.' એવું કંઈક તુલસી સાથેની સગાઈના સંદર્ભમાં બોલવા માટે એ હોઠ

ખોલવા જતો હતો ત્યાં દાદરાનાં પગથિયાં ચડવાના અવાજે તેના હોઠ પાછા ભિડાઈ ગયા. એક મહિના પછી સામે આવતી માને જોઈ લાગણીવશ ન થઈ જવાય, નમતું ન જોખાઈ જાય તે માટે મન મક્કમ કરીને તેણે બંને હાથનાં આંગળાંના અંકોડા ભીડી દીધા.

યશોદાબહેનના આવકાર પછી પુત્ર પર નજર પડતાં જ ધ્રુમનબહેનના હૈયામાં મમતા ઊભરાવા લાગી. કંઠમાં રૂંધામણ થવા માંડી. એક સીડી ચઢવામાં આટલો બધો પરિશ્રમ ન પડવો જોઈએ છતાં હાંફ ચડી ગઈ હોય તેમ ચૂપચાપ એકીટશે શ્રીકાન્તને જોતાં તેઓ હીંચકા પર બેસી ગયાં.

'કેમ છો, મમ્મી ?' જાણે દર રવિવારે ઘેર મળવા જવાનો નિયમ જળવાઈ રહ્યો હોય એવ સાહજિકતાથી શ્રીકાન્તે ખબર પૂછ્યા : 'શ્રુતિ અને શ્રવણ મજામાં છે ને ?'

'કોઈ મજામાં ક્યાંથી હોય, શ્રીકાન્ત !' બોલતાંબોલતાં એઓ ગળગળાં થઈ ગયાં, પણ પછી નક્કી કર્યા મુજબ મનોબળ ટકાવી રાખ્યું : 'તારા પપ્પાના ખબર નહીં પૂછે, દીકરા ?'

'મારા પપ્પા તુલસીના ખબર નહીં પૂછે, મમ્મી ?'

કોઈ પણ જાતની આળપંપાળ વગર મૂળ વાત પર આવી જવાની તૈયારી સાથે બેઠેલા શ્રીકાન્તે ધ્રુમનબહેનને થોડી વાર માટે અવાક્ બનાવી દીધાં. બાપ-દીકરાના અક્કડ વલણ વચ્ચે ભીંસાતી માતાને શબ્દો શોધવામાં થોડો સમય લાગ્યો.

'મને હતું કે આટલા વખતે મળવાનું બન્યું છે તો જીવને શાતા થાય એવી બે વાત કરીશ...'

'મને હતું કે મળવા માટે તમે હૉસ્પિટલે આવશો.'

'એ તો શક્ય નથી.' ધ્રુમનબહેન લાચારી-નીતરતા અવાજે બોલી ગયાં : 'મારી ગમે એટલી ઇચ્છા હોય તોપણ જજસાહેબની આજ્ઞા ઉલ્લંઘીને હું ત્યાં કેમ આવું, શ્રીકાન્ત ?'

'મને અહીં મળવા આવ્યાં છો એની જજસાહેબને જાણ કરી છે ?'

'ના. એક દિવસ માટે બહારગામ ગયા છે. સવારે આવશે ત્યારે એમને કહીશ.'

'અને હવે પછી ફરી વાર ક્યારેય નહીં મળવાની આજ્ઞા આપશે તો ?' શ્રીકાન્તનો અવાજ ભીનાશ પકડવા લાગ્યો હતો : 'મમ્મી, તમારે એમની સાથે રહેવાનું છે, તો શું કામ એમની નારાજગી વહોરી લઈને...'

'મારે તો તમારી બંનેની સાથે રહેવાનું છે.' બોલતાંબોલતાં ધ્રુમનબહેનની આંખોના ખૂણા ભીંજાઈ ગયા : 'પિતાપુત્રની તમારી આ અંટસમાં તમે બંને અમને શું કામ પજવો છો ? શ્રુતિ અને શ્રવણ બિચારાં કેવાં હિજરાયાં કરે છે ? શ્રીકાન્ત, તારી ઇચ્છા ન હોય તો તું જજસાહેબને ભલે મોં નહીં દેખાડતો, પણ એઓ ઘરમાં ન હોય ત્યારે તને ઘેર આવવામાં શો વાંધો છે ? તમારી પિતાપુત્રની લડાઈમાં તારાં ભાઈબહેનને તું શું કામ સંડોવી રહ્યો છે ?'

માનો વલોપાત શ્રીકાન્તને સ્પર્શી ગયો, ભાઈબહેનની યાદ તેને હલાવી ગઈ, છતાં ઘેર જવાની 'હા' તેની જીભ પર જરા પણ આવી નહીં.

'શ્રીકાન્ત !' પુત્ર પર થોડી અસર થઈ છે એવા ખ્યાલથી માતાએ ઉતાવળે વાત આગળ વધારી : 'હું માત્ર તને જ મળવા નથી આવી, તને અને યશોદાબહેનને લઈ સામે ગોસ્વામીજી પાસે પણ જવાની છું.'

એ અણધારી વાતે શ્રીકાન્ત પર ધારી અસર ઉપજાવી

'આટલા વખતે તુલસીના પિતા પાસે જઈને શું કરશો ?'

'કહીશ કે મારાથી એમની ખબર પૂછવા હૉસ્પિટલ અવાયું નહોતું.'

'અને હજુય એમની બેહોશ પુત્રીની ખબર પૂછવા હૉસ્પિટલ જઈ શકું એમ નથી એવું પણ કહેશો ને ?'

પુત્રના ધારદાર સવાલે ધ્રુમનબહેનને ધ્રુજાવી દીધાં. હરીફરીને વાત તો તુલસી પર જ આવી જાય છે ! જવાબ આપવાનું સૂઝ્યું નહીં એટલે મદદ માગતાં હોય એવી દૃષ્ટિથી ચિંતનની માતા તરફ જોયું ત્યારે યશોદાબહેનને મૂંગાં રહેવાનું અજુગતું લાગ્યું.

'શ્રીકાન્ત, તમારાં મમ્મીની વાત વાજબી છે. જજસાહેબની ઇચ્છા વિરુદ્ધ એઓ તમને તથા ગોસ્વામીજીને મળવા આવ્યાં છે, તેમ તમારે પણ જજસાહેબની ગેરહાજરીમાં એક વાર ઘેર જઈ આવવું જોઈએ. અંતર ઓછું કરવું હોય તો બંને દિશામાં એકએક પગલું આગળ વધતા રહેવું જોઈએ.'

'યશોદામાસી, તમે જાણતાં નથી...' પોતાની માતાને તાકી રહેલા શ્રીકાન્તે કહ્યું : 'એક વાર હું ઘેર જઈશ એટલે બધાં ભેગાં મળીને મને સમજાવવાનું શરૂ કરી દેશે કે તુલસીને ભૂલી જા.'

'નહીં, હું એ વાત ઉચ્ચારીશ સુધ્ધાં નહીં !'

ધ્રુમનબહેને કહ્યું, પણ માનો સ્વભાવ જાણતા શ્રીકાન્તને એ ગળે ન ઊતર્યું ત્યારે યશોદાબહેને ફરી મદદે આવવું પડ્યું :

'આજ સુધી તમને મેં એક વાત કહી નથી, શ્રીકાન્ત... ઘણા દિવસ પહેલાં એ માટે જ હું તમારે ઘેર જઈ આવી છું.'

'એ માટે એટલે ?' શ્રીકાન્ત તરફથી ધાર્યો પ્રત્યાઘાત પડ્યો : યશોદામાસી જજસાહેબને મળી આવ્યાં છતાં આટલા દિવસ સુધી પોતાને એની જાણ થવા ન દીધી ! કદાચ જજસાહેબે એમનું અપમાન કર્યું હશે : તમારે અમારી અંગત બાબતમાં માથું મારવાની શી જરૂર છે એવું સંભળાવી દીધું હશે... એવા વિચારથી શ્રીકાન્તની મુખરેખા તંગ થવા લાગી : 'માસી, જજસાહેબને તમે શું સમજાવવા ગયાં હતાં ?'

'સમજાવવા તો ગઈ હતી તુલસીની ખબર પૂછવા માટે હૉસ્પિટલ પર એકાદ વખત આવી જવાનું...'

એટલું કહીને યશોદાબહેન અટક્યાં ત્યારે શ્રીકાન્તે અધીરાઈ દર્શાવી : 'અને જજસાહેબની સખતાઈનો પરચો લઈને પાછાં ફરી ગયાં, એમ જ ને ?'

'ના, હું એમને સામું સંભળાવતી આવી... સગાઈ ચાલુ રાખવી કે નહીં એનો નિર્ણય તો શ્રીકાન્ત અને તુલસી જ લેશે... તમે તુલસીને પુત્રવધૂ તરીકે સ્વીકારવા તૈયાર ન હો તો શ્રીકાન્ત અને તુલસીને હું મારે ઘેર રાખીશ.'

એમના બોલમાં સચ્ચાઈનો રણકો સાંભળીને શ્રીકાન્ત માનભેર યશોદાબહેનને નિહાળવા લાગ્યો ત્યારે યશોદાબહેને ઉમેર્યું :

'તમને આ લોકો ભલે ને સમજાવે, આપણે પોતે મક્કમ હોઈએ ત્યાં સુધી બીજાની સમજાવટથી પીગળી જવાનો ડર શું કામ રાખવો ? જજસાહેબની ગેરહાજરીમાં ઘેર જવામાં શો વાંધો ? આજે તેઓ બહારગામ ગયા છે અને મમ્મી તમને લેવા આવે છે તો પછી જઈ આવો ને !'

શ્રીકાન્ત આનાકાની કરવાનું વિચારે એ પહેલાં જ ધ્રુમનબહેન આવેશમાં ઊભાં થઈ ગયાં : 'ચાલો પહેલાં આપણે સામે જઈ આવીએ.' કહીને ચંપલ પહેરવા લાગ્યાં એટલે શ્રીકાન્તે ઊભા થવું પડ્યું. બીજું કાંઈ નહીં તો મમ્મી ગોસ્વામીજીને મળે એ પણ એક સારી શરૂઆત છે એવું માની તેણે પગ ઉપાડ્યા.

પરંતુ ગોસ્વામીજી આ મુલાકાતમાં ધડાકો કરી બેસશે એવું તેની કલ્પનામાંય નહોતું. ઔપચારિક વાત પત્યા પછી તુલસીના પિતાએ ત્રણેને ચોંકાવ્યાં :

'ધ્રુમનબહેન, તમે ન આવ્યાં હોત તોપણ હું જજસાહેબને મળવા આવવાનો જ હતો.' એમના અવાજમાં વેદના વર્તાતી હતી : 'ડૉક્ટર તરફથી બહાર જવાની રજા મળે એની જ રાહ હું જોતો હતો. હવે તમે આવી ગયાં એટલે અહીં જ કહી દઉં... જજસાહેબને કહેજો કે આ દુર્ઘટના બન્યા પછી તમને લોકોને સગાઈના બંધનમાં જકડી રાખવાનું યોગ્ય ન ગણાય. ઘરમેળે જ એને ફોક કરી નાખીએ.'

ધ્રુમનબહેન માટે તો આ સુખદ આંચકો નીવડ્યો, યશોદાબહેનને એ પ્રસ્તાવ કવેળાનો લાગ્યો, પણ શ્રીકાન્તને એમાં કાવતરાની ગંધ આવી. જજસાહેબની શિખામણથી બધાંએ ભેગાં મળીને આ વ્યૂહરચના ઘડી હશે. ગોસ્વામીજી પર દબાણ લાવી એમની પાસે જ સગાઈ ફોક કરવાનો પ્રસ્તાવ વિચારી કાઢ્યો હશે. પહેલાં મા સામે અને પછી યશોદાબહેન તરફ તેણે વીંધી નાખતી નજરે જોયું. એની દૃષ્ટિમાં ડોકાતો વિશ્વાસઘાતના આરોપનો ભાવ પામી ગયેલાં યશોદાબહેન થથરી ઊઠ્યાં. શ્રીકાન્તની નજરમાં કપટી ઠરવા કરતાં કડવું સત્ય સંભળાવી દેવાનું વલણ તેમણે અપનાવી લેવું પડ્યું.

'ગોસ્વામીજી, આપણે વડીલો આપણાં મનમાં શું સમજી બેઠાં છીએ ?' એમના શબ્દોમાં રોષના તિખારા હતા. વડીલોની વાતચીતમાં વચ્ચે ન આવવા માટે બહાનું કાઢીને અંદર જતો રહેલો ચિંતન પણ માનો ઉગ્ર અવાજ સાંભળીને બેઠકખંડમાં ધસી આવ્યો હતો.

'સગાઈ ફોક કરવાનો તમને કે જજસાહેબને કોઈ અધિકાર નથી, ગોસ્વામીજી ! સંબંધ બાંધવાનો પ્રસ્તાવ શ્રીકાન્તે સૌપ્રથમ તુલસી સમક્ષ મૂક્યો ત્યાર પછી જ વડીલોએ સંમતિ આપી હતી. હવે એ સંબંધ ચાલુ રાખવો કે નહીં તે તમે વડીલો એકલાં જ કેમ નક્કી કરી શકો ?'

'મને થયું કે આપણે આ લોકોને શું કામ મૂંઝવણમાં મૂકવા ?'

'એ તમારી ખાનદાની ગણાય, ગોસ્વામીજી ! પણ આ વાત ફરી તમારે ઉચ્ચારવી ન પડે એમાં જ સૌની ખાનદાની ગણાય.'

યશોદાબહેને વાતને ત્યાં જ દાબી દીધી એથી શ્રીકાન્તની માતાનો આનંદનો ઊભરો શમી ગયો, છતાં જજસાહેબને આ વાત કહીશ તો એ જરૂર રાજી થશે એવી ધરપત સાથે શ્રીકાન્તને લઈને તેઓ ઘેર જવા રવાના થયાં. મા-દીકરાને સાથે જતાં જોઈને યશોદાબહેનની આંખો ઠરી. જુદાં પડેલાંને ભેગાં કરી આપવાનું કર્તવ્ય બજાવ્યાનો સંતોષ અનુભવ્યો, પણ એમને ખબર નહોતી કે જજસાહેબે બિછાવેલી જાળમાં પોતે પોતાના જ હાથે ધક્કો મારીને શ્રીકાન્તને ધકેલી દીધો હતો !



# 14

'ભાઈ આવ્યા ! મોટાભાઈ આવ્યા !'ની ચિચિયારીથી ઘર ગુંજી ઊઠ્યું. મમ્મી શ્રીકાન્તભાઈને લઈને જ આવશે એવી ઉત્કંઠા સાથે રાહ જોતાં તેનાં ભાઈબહેન ડૉરબેલ સાંભળતાં જ બારણું ઉઘાડવા દોડી ગયાં હતાં. દરવાજો ઊઘડતાં જ સામે ઊભેલાં શ્રવણ-શ્રુતિને જોઈ શ્રીકાન્તે બંનેને પડખામાં લઈ લીધાં ત્યારે દ્યુમનબહેનની આંખોમાં હર્ષનાં ઝળઝળિયાં આવી ગયાં. 'આવી ગયા, શ્રીકાન્તભાઈ !' કહેતાં રસોડામાંથી બહાર આવેલા મા'રાજે પોરસ કર્યો : 'આજે તો તમને બહુ ભાવતું તુરિયાં-પાતરાંનું શાક બનાવ્યું છે.' ત્યાં કપડાં ઇસ્ત્રી કરવાનું પડતું મૂકી ઘરઘાટી 'આપલે ડૉક્ટરસા'બ આલે કાય !' કહેતો દોડી આવ્યો. શ્રીકાન્તના આગમનથી જડવત્ ઘરમાં ચેતન પ્રસરવા લાગ્યું હોય તેમ ઉનાળાની બપોરે વરલીના દરિયાનો પવન બારીના પડદા ફરફરાવતો હતો.

દીવાનખંડમાં પગ મૂકતાંની સાથે શ્રીકાન્તની નજર જજસાહેબની ખાલી ખુરશી પર પડી. અક્કડ માણસની જેમ એ ઝૂલતી ખુરશી અત્યારે સાવ સ્થિર હતી. શ્રીકાન્તને યાદ આવ્યું : એક વાર જજસાહેબ રમૂજમાં બોલી ગયા હતા : હું ચાલ્યો જઉં પછી પણ મારી આ ઝૂલતી ખુરશીને અહીં જ રહેવા દેજો... ગેરહાજરીમાંય તમને મારી હાજરીનો ભાસ થશે ! અત્યારે પણ જજસાહેબ ઘરમાં ન હોવા છતાં ઘડીભર એમની હાજરીની ભાસ થયો હોય તેમ શ્રીકાન્તની મુખરેખા તંગ બની ગઈ.

'ચાલો મોટા ભાઈ, આપણે કેરમ રમીએ.' કહેતો શ્રવણ હાથ પકડી તેને પોતાના રૂમમાં ખેંચી ગયો : 'એક મહિનાથી મારું કૅરમબૉર્ડ ધૂળ ખાય છે. એકેય વાર મેં હાથ પણ નથી લગાડ્યો !'

'એ ખોટું બોલે છે, શ્રીકાન્તભાઈ !' કહેતી શ્રુતિ પાછળપાછળ દોડી આવી : 'મેં એને એકબે વાર કેરમબૉર્ડને હાથ લગાડતાં જોયેલો. પાર્ટનર વગર કોની સાથે રમે ?... હું તો પરીક્ષાનું વાંચવામાં પડેલી.'

'પરીક્ષા !' શ્રીકાન્તને વાતચીતનો વિષય મળી ગયો હોય તેમ બોલી ઊઠ્યો : 'કેરમબૉર્ડ પછી, પહેલાં તમે બંને સાચેસાચો રિપોર્ટ આપો કે પરીક્ષામાં કેવું ઉકાળ્યું ?'

'એણે ઉકાળ્યું તો નથી, પણ બાફ્યું છે ખરું !' શ્રુતિએ આદત મુજબ નાના ભાઈની ફિરકી ઉતારવા માંડી : 'બીજે દિવસે સાયન્સનું પેપર હતું અને આપણા શ્રવણકુમાર આગલી રાતે મૅથેમેટિક્સની તૈયારી કરીને પરીક્ષા આપવા પહોંચી ગયા હતા !'

'પછી ?'

'પછી શું ? ભાઈસાહેબે વિજ્ઞાનના સવાલોના જવાબ ગણિતના દાખલાથી આપ્યા !'

'ખોટાડી !' જાડા કાચનાં ચશ્માં પાછળથી ઘૂરકતી આંખે જોતાં શ્રવણે સંભળાવ્યું : 'શ્રીકાન્તભાઈ, આ જજસાહેબની દીકરીએ સાઇકૉલોજીનાં પેપર્સ બાજુવાળી સ્ટુડન્ટમાંથી ચોરી કરીને લખી નાખ્યાં !'

'એ ફૅકોલોજી ચલાવે છે, મોટાભાઈ !' શ્રુતિએ નાના ભાઈનો કાન પકડ્યો : 'જજસાહેબનો દીકરો થઈને એ ખોટી જુબાની આપે છે !'

ત્યાં ધ્રુમનબહેન આવી ચડ્યાં. ત્રણેને મજાક-મશ્કરી માણતાં જોઈને હરખાતાં હોય તેમ ઠપકો સંભળાવ્યો : 'આટલા વખતે આવ્યો છે એને તમે નિરાંતે બેસવાય નથી દેતાં... પાછો કોને ખબર ક્યારે ઘેર આવશે !'

બોલતાં તો બોલાઈ ગયું, પછી સમજાયું કે આવું સાંભળીને વાતાવરણની હળવાશ વિખેરાઈ જશે એટલે સત્વર તેમણે ઉમેરી લીધું : 'તમે રમવાનું ચાલુ કરો, હું આપણા બધા માટે કૉફી લઈને આવું છું.'

શ્રીકાન્ત એમને જતાં જોઈ રહ્યો. એક મહિના પછી ઘેર આવવાથી ઘરનાં બધાં કેટલાં આનંદમાં આવી ગયાં ! પોતે પણ કેટલો હળવો બની ગયો ! યશોદાબહેનનું કહ્યું માન્યું એ સારું થયું. ફરી કોણ જાણે જજસાહેબ રવિવારે ક્યારે બહારગામ જશે અને પોતે એમની ગેરહાજરીમાં ક્યારે આવી શકશે !

'ચાલો, મોટા ભાઈ, તમે શરૂ કરો.' કેરમબૉર્ડની વચ્ચોવચ નવનવ કાળી-ધોળી અને એક લાલ કુકરી ગોઠવી દઈ શ્રવણે તેના તરફ સ્ટ્રાઈકર સરકાવ્યું : 'આપણી વ્હાઈટ અને આ કાળીની બ્લૅક.'

'એય ચશ્મીસ ! કાળી કોને કહે છે ?'

'ભૂલ થઈ ગઈ ! શામળી શબ્દ યાદ ન આવ્યો.'

નાના ભાઈની ચાતુરી પર મરકમરક હસતાં શ્રીકાન્તે સ્ટ્રાઈકરથી કુકરીનું ઝૂમખું તોડી ત્રણ ખાનાંમાં ત્રણ ધોળી કુકરી હડસેલી દીધી એટલે ગેલમાં આવી ગયેલા શ્રવણે તેના તરફ હાથ લંબાવ્યો : 'હાથ મિલાવો, પાર્ટનર ! આજે શ્રુતુડીને એવી જોરદાર હાર ખવડાવવી છે કે રાત્રે જમવાનું જ ન માગે !' કહી મોટા ભાઈ સાથે હાથ મિલાવ્યા.

છેલ્લાં ત્રણ વર્ષથી ત્રણે ભાઈબહેનનો આ નિયમ બની ગયો હતો. શ્રીકાન્ત દર રવિવારે હૉસ્પિટલથી ઘેર આવે અને સાંજે ત્રણે જણાં કેરમબૉર્ડ ફરતાં બેસી જાય. બંને ભાઈઓ પાર્ટનર થાય અને પાર્ટનર વગરની શ્રુતિ બંને બાજુથી દાવ લેવા માટે વારેવારે જગ્યા બદલતી રહે. બીજો નિયમ એ પણ હતો કે બંને ભાઈઓ સામે શ્રુતિ અચૂક હારી જતી અને નાનો ભાઈ એને અચૂક ચૅલેન્જ ફેંકતો : 'અમારી બંનેની પાર્ટનરશિપ સામે તું જિંદગીમાં ક્યારેય જીતી શકવાની નથી.'

એના જવાબમાં શ્રુતિ મોટા ભાગે સામું એ જ સંભળાવતી કે 'બહુ ચિબાવલો નહીં થા ! ભાભી આવ્યા પછી ભાઈ તને પાર્ટનર તરીકે પડતો મૂકી દેશે એટલે તારે મારી જ પાર્ટનરશિપમાં રમવું પડશે.'

પરંતુ આજે શ્રુતિ એવું સંભળાવી શકવાની નહોતી. મમ્મીએ તાકીદ કરી હતી : 'એ આવે પછી ''ભાભી'' શબ્દ સુધ્ધાં ઉચ્ચારવાનો નથી. આપણી રમતની એને જરાસરખી ગંધ ન આવવી જોઈએ.'

એટલે જ દરેક ગેમમાં શ્રુતિ હસતીહસતી હાર સહી લઈને વચ્ચેવચ્ચે બેધ્યાન બની જઈ કાંડાઘડિયાળ પર નજર નાખી લેતી હતી.

'વારેવારે ઘડિયાળ કેમ જુએ છે, શ્રુતિ ?' શ્રીકાન્તે પોતાની ચેષ્ટા પકડી પાડી એટલે તેણે બનાવટી સ્મિત કરવું પડ્યું. ત્યાં શ્રીકાન્તે ઉમેર્યું : 'ક્યાંય બહાર જવાનો પ્રોગામ છે કે ?'

'નહીં-નહીં' તો કહ્યું, પણ ખુલાસો કરવાનું સૂઝ્યું નહીં એટલે શ્રવણ તેની મદદે આવ્યો : 'કેમ, ભૂલી ગયા, મોટાભાઈ ! આજે સન્ડે છે એટલે છ વાગવાની રાહ જુએ છે. ગમે એવી કચરો ફિલ્મ હશે તોપણ ટેલિવિઝની સામે ચીટકી રહેવાની.'

દરેક વખતે શ્રવણને સામું સંભળાવી દેવાનું નહીં ચૂકતી શ્રુતિને અત્યારે શ્રવણનું બોલવું સારું લાગ્યું : 'મોટાભાઈ, આજે તો 'પ્યાસા' ફિલ્મ દેખાડવાના છે.'

ત્યાં જ ધ્રુમનબહેનનો સાદ પડ્યો : 'શ્રુતિ, તારો ફોન છે.'

અને એ સાંભળવાની પ્રતીક્ષા કરતી હોય તેમ શ્રુતિ સફાળી ઊભી થઈ ગઈ : 'હું હમણાં આવી.' કહેતી એણે એવી દોટ મૂકી કે શ્રીકાન્તે વિચારમાં પડી જવું પડ્યું : 'નાની બહેન કૉલેજના કોઈ છોકરા સાથે...'

વિચારને અધવચ્ચે અટકાવી દઈ નાના ભાઈને આડકતરું પૂછી લીધું : 'શ્રવણ, એ દાવ પડતો મૂકી ફોન લેવા દોડી ગઈ ?'

આંચકા સાથે શ્રવણનાં ચશ્માં નાક પરથી સરકીને નીચે આવી ગયાં. એણે ફરી બાજી સંભાળી લીધી : 'હશે કૉલેજની બહેનપણીનો ફોન. વૅકેશનમાં કૉલેજની ટ્રિપ સિલોન જવાની છે એની દોડધામ કર્યા કરે છે.'

શ્રવણના એ ખુલાસા પર શ્રીકાન્ત વિચારે એ પહેલાં તો શ્રુતિ એટલી જ ઝડપે દોડતી પાછી આવી :

'મોટા ભાઈ, સુરુચિ તમને મળવા માગે છે.'

'મને મળવા માગે છે ?' શ્રીકાન્તને સહેજ આશ્ચર્ય થયું : 'સુરુચિ કોણ - તારી બહેનપણી ?'

'નહીં, મારી બહેનપણીની મોટી બહેન સુરુચિ દફતરી.' શ્રુતિએ સાચવીને કહી દીધું : 'એ ફાઈનલ એમ.બી.બી.એસ.માં છે. પરીક્ષામાં હું વાંચવા માટે અંજુના ઘરે જતી ત્યારે સુરુચિબહેન મને પૂછતાં હતાં કે તારા મોટા ભાઈ ડૉક્ટર છે એટલે મારે એમને મળીને થોડી સલાહ લેવી છે. મેં એમને કહેલું કે મોટા ભાઈ તો રવિવારે જ ઘેર આવે છે, એટલે એણે આજે ફોન કર્યો.'

'ફોન કર્યો તો ભલે કર્યો.' અચાનક પાછળ આવીને ઊભેલાં ધ્રુમનબહેન એટલું બોલીને અટકી ગયાં ત્યારે શ્રીકાન્તે માન્યું કે મમ્મી હમણાં ના કહી દેશે. ચાર રવિવાર પછી ભાઈ ઘેર મળવા આવ્યો છે તેમાં બહારનાંને બોલાવી આપણા આનંદમાં ભંગ શું કામ પાડવો ? પરંતુ તેને બદલે જુદું જ કહ્યું : 'શ્રુતિ, તારી બહેનપણીની એ મોટી બહેનને કહી દે કે સલાહ માટે આવવાની ના નથી, પણ પંદર-વીસ મિનિટમાં કામ પતાવીને રવાના થાય.'

'ભલે, તો હું એમને બોલાવી લઉં છું.' કહેતી શ્રુતિ હોંશભેર પીઠ ફેરવે છે ત્યાં શ્રવણે ટહુકો કર્યો : 'અને એમને એમ પણ કહેજે કે અમારા મોટા ભાઈ કોઈને મફત સલાહ નથી આપતા. એમણે ફી ચૂકવવી પડશે.'

એની ટકોર પર બધાં હસી પડ્યાં પણ ફોનમાં જવાબ આપવા જઈ રહેલી શ્રુતિ નાના ભાઈને સંભળાવ્યા વગર રહી શકી નહીં : 'જા-જા, મોટાભાઈના ચમચા ! વકીલની જેમ ડૉક્ટરો સલાહ આપવાના પૈસા નથી લેતા...'

શ્રુતિ પાછી આવે એ પહેલાં શ્રવણે કાનમાં કહેતો હોય એવી ઢબે શ્રીકાન્તને ફૂંક મારી : 'મોટા ભાઈ, પેલી સલાહ લેવા આવે છે ને એને આપણે કેરમ રમવા બેસાડી દઈએ ! એ શ્રુતિની પાર્ટનર બને અને આપણને હરાવી દે તો જ તમારી સલાહ મળે એવી શરત રાખીએ તો ?'

'પહેલાં એને આવવા તો દે !' શ્રીકાન્ત કાંઈક ગડમથલમાં હોય એમ બબડ્યો : 'સલાહ લેવા માટે મારા કરતાં ઘણા પીઢ અને અનુભવી ડૉક્ટરો આ મુંબઈ શહેરમાં મળી રહે, છતાં...'

બોલતાંબોલતાં એ અટકી ગયો ત્યારે શ્રવણે નીચું જોઈ જવું પડ્યું અને ધ્રુમનબહેને પુત્રની નજર ચુકાવી બહાર સરકી જવું પડ્યું.

શ્રીકાન્તે ધારેલું કે બીજી બેત્રણ ગેમ રમાશે એટલો સમય તો એને આવતાં લાગશે, પણ ચાલુ ગેમ હજુ તો પૂરી ન થઈ ત્યાં જ ડૉરબેલ રણકી ઊઠી અને શ્રુતિ એવા જ રણકાથી 'સુરુચિબહેન આવી ગયાં' કહેતી બારણું ખોલવા દોડી ગઈ.

'ચાલો, હવે બાજી સંકેલી લઈએ.' કહેતો શ્રીકાન્ત હજુ ઊભો થવા જતો હતો ત્યાં શ્રુતિ તેને લઈને આવી પહોંચી : 'મોટા ભાઈ, આ છે સુરુચિ દફતરી - મારી બહેનપણી અંજલિનાં મોટાં બહેન !'

શ્રુતિની બાજુમાં ઊભેલી ઊંચી, ગોરી અને માંજરી આંખોવાળી સુરુચિ પ્રથમ દૃષ્ટિએ જ ધ્યાન આકર્ષી લે એવી પ્રભાવશાળી શ્રીકાન્તને લાગી. થોડી વાર સુધી એ તેના પરથી દૃષ્ટિ હઠાવી શક્યો નહીં. સહજપણે તુલસી સાથે તેની તુલના થઈ ગઈ. તુલસી કરતાં સ્માર્ટ દેખાય છે, પણ તુલસીની મુગ્ધતા એનામાં નથી. તુલસી કરતાં બે ઇંચ વધારે ઊંચી દેખાય છે, પણ... વિચાર કરતાંકરતાં અનાયાસે એની નજર સુરુચિના પગ તરફ ઢળી. એણે ઊંચી એડીનાં સૅન્ડલ પહેર્યાં છે એ ધ્યાનમાં આવ્યું એટલે મનોમન ગણતરી માંડી : ખરેખર તો એ તુલસી કરતાં અર્ધો ઇંચ નીચી હોવી જોઈએ !

'જોઈ ને અમારા મોટા ભાઈની ખાસિયત !' શ્રુતિએ પરિચયની કડી સાંધતાં કહ્યું : 'પહેલી મુલાકાતમાં જ સામી વ્યક્તિને પગથી માથા સુધી નીરખી લઈને પારખી લેવામાં એ ભારે પાવરધા છે.'

'ઇટ્સ વેરી ઈન્ટરેસ્ટિંગ.' ગમે તેમ બકબક કરવા માટે શ્રીકાન્ત નાની બહેનને ઠપકો આપવા જતો હતો ત્યાં સુરુચિ જ વચ્ચે બોલી ઊઠી : ડૉક્ટર શ્રીકાન્ત, આઈ વુડ બી ગ્લૅડ ટુ નો કે મને નીરખીને તમે શું પારખી લીધું ?'

'તમારા આવવાનું સાચું કારણ !' શ્રવણે વચ્ચે બોલીને બીજાં બધાંને ચોંકાવી દીધાં. એણે બાફી માર્યું છે એવા ભાવથી ધ્રુમનબહેને નાના પુત્ર સામે આંખો કાઢી ત્યાં જ એણે ભૂલ સુધારી લીધી : 'દફતરીબહેન, તમે એમની સલાહ લેવા આવ્યાં છો એ અમારા મોટા ભાઈ પારખી ગયા.'

સાંભળીને બાકીનાં બધાં જ ખડખડાટ હસી પડ્યાં ત્યારે એ હળવા વાતાવરણનો ધ્રુમનબહેને લાભ લઈ લીધો :

'જો, શ્રવણ, મોટાં વાતચીત કરતાં હોય ત્યારે નાનાંએ વચ્ચે નહીં બોલવાનું. ચાલ જોઈએ, એ તેનું કામ પતાવે એટલી વારમાં તું નીચે જઈને આઈસ્ક્રીમનું પૅકેટ લઈ આવ... અને શ્રુતિ, તું કંપની આપજે, હું રસોડામાં જઉં છું.'

'નહીં, મમ્મી, મારાથી આ ટાઈમે કોઈને કંપની નહીં અપાય.' કહેતી એણે દીવાનખંડમાં

નજર દોડાવી : 'ટેલિવિઝન પર હમણાં જ ફિલ્મ શરૂ થવાની... તેમાંય આજે તો ''પ્યાસા'' છે - માય ફેવરિટ ફિલ્મ !'

ત્રણે જણાં એક યા બીજા બહાને બંનેને રૂમમાં એકલાં મૂકી ચાલ્યાં ગયાં ત્યારે મનોમન મલકતા શ્રીકાન્તે મહેમાનને સામેની ખુરશી દેખાડી : 'પ્લીઝ બી સીટેડ...' પછી પોતે બીજી ખુરશી પર ગોઠવાતાં પૂછ્યું : 'બોલો, તમારે કઈ બાબતમાં સલાહ જોઈએ છે, મિસ...' બોલતાંબોલતાં એ થોડો અચકાઈ ગયો : 'આઈ મીન, તમે મિસ છો કે મિસિસ એની જાણ વગર...'

'છું તો મિસ જ... મિસમાંથી મિસિસ થવામાં ચોખાના દાણા જેટલું અંતર રહી ગયું એટલે ડૉક્ટરનું ભણી શકી.'

શ્રીકાન્ત ચોંક્યો : વાતચીતના પ્રારંભમાં જ એક અજાણી વ્યક્તિને આ યુવતીએ એના જીવનની આવી અંગત વાત કેમ ઉચ્ચારી દીધી ? 'ચોખાના દાણા જેટલું અંતર રહી ગયું' વાક્યપ્રયોગ પણ તેને રહસ્યમય લાગ્યો. તેની સ્પષ્ટતા માગી લેવાની ઇચ્છા થઈ પણ એ પહેલાં તો સુરુચિ મૂળ વાત પર આવી ગઈ:

'ડૉક્ટર, હું જી. એસ.(મેડિકલ કૉલેજ)માં ફાઈનલ યીઅરમાં છું. પાસ થયા પછી શું કરવું એ અંગે તમારું માર્ગદર્શન જોઈતું હતું.'

શ્રીકાન્તે જવાબ આપતાં પહેલાં એને ધારીધારીને જોયા કર્યું. એની બિલોરી કાચ જેવી આકર્ષક માંજરી કીકીઓમાં એક પ્રકારની આછેરી ઉદાસી અંજાયેલી દેખાઈ. આછા ગુલાબી પંજાબી પોશાક સાથે મૅચ થતી આછી ગુલાબી લિપ્સ્ટિકવાળા એના હોઠ પરના સ્મિતમાં પણ વિષાદની આછેરી ઝલક વર્તાઈ.

'બટ, મિસ દફતરી, પાસ થઈને તમે શું કરવા વિચાર્યું છે એ જાણ્યા વગર...'

'તમને જણાવું, ડૉક્ટર !' કોઈ જાતની ઉતાવળ ન હોય તેમ સુરુચિ સ્વસ્થપણે બોલતી હતી : 'મારી ઇચ્છા સ્કીન સ્પેશ્યાલિસ્ટ થવાની છે.'

'સ્કીન સ્પેશ્યાલિસ્ટ ?' બહુ વિચિત્ર લાગ્યું હોય તેમ ચોંકીને બોલતો શ્રીકાન્ત તેને એકીટશે જોઈ રહ્યો.

'તમને નવાઈ લાગે છે ને ?' સુરુચિ શુષ્ક સ્મિત સાથે બોલી ગઈ : 'થોડી વાર પહેલાં મેં તમને કહ્યું કે મિસમાંથી મિસિસ થવામાં ચોખાના દાણા જેટલું અંતર રહી ગયું...'

હવે આગળ સાંભળવા માટે શ્રીકાન્ત ઉત્કંઠાભેર ટટ્ટાર થઈ ગયો.

'વાત એમ છે, ડૉક્ટર શ્રીકાન્ત ! કે હું ઇન્ટર સાયન્સમાં ભણતી હતી ત્યારે મારી સગાઈ થઈ ગયેલી.' ગાલ પર વીખરાતી છૂટા વાળની લટને સરખી કરતી એ બોલી : 'તમે વૃન્દાવન ધનજી ઝવેરી નામ તો સાંભળ્યું હશે... એ કુટુંબનો છોકરો હતો. આમ તો મારા પિતાનું કુટુંબ એમની તુલનામાં સામાન્ય ગણાય, પરંતુ મારું મોસાળ ઝવેરી કુટુંબ જેટલું જ જાણીતું છે. ઉત્તમચંદ વીરચંદ નામ તમારાથી તો અજાણ્યું ન જ હોય.'

'ક્યાંથી હોય ? એમના આ ''ઉત્તમ એપાર્ટમેન્ટ''માં તો અમે રહીએ છીએ.' શ્રીકાન્તે આગળ સાંભળવાની જિજ્ઞાસાથી સૂર પુરાવ્યો : 'ઉત્તમચંદના પુત્ર નવલચંદભાઈ સાથે અમારા જજસાહેબને બહુ સારો સંબંધ પણ છે.'

'એ નવલચંદભાઈની હું ભાણેજ.' કહીને પેલી વાતની કડી જોડતી એ આગળ વધી : 'સગાઈ પહેલાં મારે જે વાત કહી દેવી જોઈતી તે મેં સગાઈ પછી છોકરાને કહી...' બોલતાંબોલતાં એણે ગળું ખંખેરવું પડ્યું : 'જોકે વડીલોની તાકીદ પ્રમાણે તો લગ્ન સુધી મારે એ વાત ઉચ્ચારવાની નહોતી.'

'કઈ વાત?'

'મારા જમણા પગની પિંડી પાસે સફેદ ડાઘ હોવાની વાત.'

'ઓહ !' શ્રીકાન્તથી સહાનુભૂતિભર્યો નિઃશ્વાસ નંખાઈ ગયો : 'યૂ મીન...'

'યસ આઈ મીન વીટીગો !' કોઈ જાતના સંકોચ વગર કહેતાં ઉમેર્યું: 'લ્યુકોડર્મા અથવા તો આપણી દેસી ભાષામાં કોઢ !'

'હું...'

'આમ તો એ સફેદ ડાઘ ચણાના દાણા જેવડો છે, પરંતુ તેના સફેદ રંગના કારણે ચોખાના દાણા સાથે સરખાવતાં મેં કહ્યું કે મિસિસ થવામાં ચોખાના દાણા જેટલું અંતર રહી ગયું.'

'યૂ આઈ વેરી સ્પૉર્ટિંગ.' ખેલદિલી માટે શ્રીકાન્તની દાદ સાંભળી એ લુખ્ખું હસી.

'તમે જેને ખેલદિલી કહો છો એને વડીલોએ બેવકૂફી ગણાવી.' એના બોલવામાં ધાર હતી પણ કડવાશ નહોતી : 'સફેદ ડાઘની વાત જાણી છોકરાનો ચહેરો ફિક્કો પડી ગયો. એણે પૂછ્યું : આનો કોઈ અકસીર ઇલાજ નથી ? મેં કહ્યું : ઇલાજ છે પણ બધા જ કેસમાં અકસીર નીવડતો નથી. કેટલાકને મટી જાય, કેટલાકનો ડાઘ એટલો ને એટલો જ રહે, તો કોઈકોઈ કેસમાં વરસો પછી પણ આખા શરીરે કોઢ ફેલાઈ જાય.'

'તમારો જવાબ ડૉક્ટર જેવો સચોટ હતો.'

'ત્યારે તો હું ઇન્ટર સાયન્સમાં હતી. ડૉક્ટરનું ભણવાની ઇચ્છાય જાગી નહોતી. પરંતુ મારા ડૉક્ટર પાસેથી કોઢ વિષે જાણેલી માહિતી મેં એને જણાવી અને જે થવું જોઈતું હતું એ થયું.'

'કદાચ ન થવું જોઈતું હતું એ થયું એમ પણ કહી શકાય.'

'સારું લગાડવા માટે તમે એમ કહી શકો.' સ્પષ્ટ કહી દેવાની તેની શૈલીથી શ્રીકાન્ત પ્રભાવિત થઈ ગયો : 'પછી શું થયું, દફતરી ?'

'બસ, પછી મેં મેડિકલ જોઈન કરવાનું નક્કી કર્યું. એક કારણ એ હતું કે આ બહાને થોડા દિવસ વડીલો લગ્નની વાત નહીં ઉચ્ચારે...'

'અને બીજું કારણ ?'

'બીજું કારણ એ હોઈ શકે કે ડૉક્ટર થઈને સફેદ ડાઘના ઇલાજ પર હું રિસર્ચ કરું.'

'હવે સમજાયું.' શ્રીકાન્તના અવાજમાં આત્મીયતાનો રણકો આવી ગયો : 'તમે સ્કીન સ્પેશ્યાલિસ્ટ થવાનું નક્કી કર્યું એનું કારણ હવે સમજાઈ ગયું.'

'ત્યાર પહેલાં મારું અહીં આવવાનું કારણ પણ તમને સમજાઈ ગયું હશે, ડૉક્ટર શ્રીકાન્ત !' કહેતી સુરુચિ દીવાનખંડ તરફ જોવા લાગી એટલે શ્રીકાન્તનું આશ્ચર્ય વધી ગયું. થોડી વાર એના મુખભાવ નીરખી લઈને પેલી બોલી :

'તમે આશ્ચર્ય દાખવો છો એ તમારો વિવેક છે, પણ મારા આવતાંની સાથે મને નીરખી લઈને પારખી ગયા હતા ને કે મને અહીં શું કામ બોલાવવામાં આવી છે ?'

'તમને બોલાવવામાં ક્યાં આવ્યાં છે ? તમે તો ફોન...'

'ફોન કરીને આવી એ વાત સાચી, પણ મારે ઘેરથી મોકલવામાં અને તમારી ઘેરથી બોલાવવામાં આવી હોય એવી રીતે આવી છું એ તો આટલી વાત સાંભળ્યા પછીય તમે જાણી ગયા હશો.'

છતાં શ્રીકાન્તે જવાબ આપવાને બદલે મૌન ધારણ કરી તેને જોતા રહેવાનું પસંદ કર્યું.

'વડીલોની ઇચ્છા વિરુદ્ધ અગાઉ જે ભૂલ કરી હતી એવી જ બીજી ભૂલ હવે કરવાની છું.'

તેની નિખાલસતા શ્રીકાન્તને સ્પર્શી ગઈ : 'બીજી ભૂલ ?'

'આપણી બંનેની પરિચયવિધિ પતાવીને તમારાં ભાઈ-બહેન અને મમ્મી અદૃશ્ય થઈ ગયાં ત્યારે જ તમને ખાતરી થઈ ગઈ હતી ને કે હું શું કામ આવી છું ?'

જવાબમાં શ્રીકાન્ત ના ન પાડી શક્યો તેમ હા પાડવાની જરૂર પણ ન લાગી.

'એ લોકો આવે તે પહેલાં આપણી વચ્ચેની વાતચીત પૂરી થઈ જાય એટલે હવે થોડી ઉતાવળ કરું છું.' કહીને તેણે બોલવાનું ચાલુ રાખ્યું : 'સગાઈ ફોક કરવામાં છોકરાનો કોઈ જ વાંક નહોતો, છતાં મને એનું બહુ દુઃખ થયેલું.... એટલે જ તુલસી સાથેની તમારી સગાઈ ફોક કરાવવામાં હું નિમિત્ત બનવા નથી માગતી.'

સાંભળતાં જ શ્રીકાન્તના શરીરમાં ઝણઝણાટી વ્યાપી ગઈ. તે મુગ્ધભાવે તેને જોતો રહ્યો. ત્યાં સુધી એની આંખોમાંથી લાગણી નીતરતી રહી, પણ આંખો મીંચીને વિચારવા લાગ્યો ત્યાં મનમાં રોષ પ્રગટી ઊઠ્યો : 'આ માટે જજસાહેબ બહારગામ ચાલ્યા ગયા, આટલા ખાતર મમ્મી મને મનાવવા યશોદાબહેનને ઘેર આવ્યાં અને પછી ગોસ્વામીજીને મળવા તૈયાર થયાં...

'ડૉક્ટર, તમારા ઘરનાં કોઈ આવી ચડે અને તમારા ચહેરાના ભાવ જુએ તો તરત જ આપણી ચોરી પકડી પાડે.'

'આમાં ચોરી...'

'બીજાથી છાનું રાખવાનું હોય એ ચોરી જ ગણાય.' કહીને એ ગંભીર થઈ ગઈ.

'તમે તુલસી સાથેની મારી સગાઈ ફોક કરવામાં નિમિત્ત નહોતાં બનવા માગતાં છતાં...'

'છતાં અહીં કેમ આવી એ કહી દઉં.' સુરુચિ પાસે જાણે બધા સવાલના જવાબ તૈયાર હોય તેમ બોલી : 'વડીલો છેલ્લાં ત્રણ અઠવાડિયાંથી મારી પાછળ લાગી ગયાં હતાં. મારા મામા અને તમારા પિતા વચ્ચે આ યોજના ગોઠવાઈ ચૂકી હતી. હું વિરોધ કરું તો મામાની નારાજગી વહોરી લેવી પડે. વર્ષો પહેલાં પિતાનું અવસાન થયું ત્યારથી મામા જ અમારું ધ્યાન રાખતા આવ્યા છે. નેપિયન્સી રોડ પર એક ફ્લૅટ છે. મામાએ મારા ભાઈને એમના એક ધંધામાં ભાગીદાર બનાવ્યો છે. અમને ત્રણેને ભણાવીગણાવીને પરણાવવાની જવાબદારી પણ એમણે જ સ્વીકારી લીધી છે. આ સંજોગોમાં મારાથી જાહેર વિરોધ થઈ શકે તેમ નહોતો.'

'પરંતુ અહીંથી ઘેર ગયા પછી તમને પૂછશે તો તમે શું કહેશો ?'

'એ આપણે બંનેએ નક્કી કરવાનું છે.' કહીને એણે ઝડપથી ઉમેર્યું : 'એક વાત નક્કી છે - પહેલી વાર ભૂલ કરીને ઘરનાંને કહી દેવાની જે ભૂલ કરી હતી એવી ભૂલ આ બીજી વાર નથી કરવાની.'

'સમજાયું નહીં.'

'પહેલી વાર ઘેર જઈને બધું સાચેસાચું કહી દીધેલું. એવું આ વખતે નથી કરવા માગતી... તમારો સહકાર મળે તો !'

દીવાનખંડમાં ટી.વી. ચાલતું હતું, 'પ્યાસા'નું ગીત વાગતું હતું એટલે બંને વચ્ચેની વાતચીતનો અવાજ કે અણસાર પણ કોઈને આવી શકે નહીં એવી સગવડ આપોઆપ સર્જાઈ ગઈ હતી.

'બોલો, મારે શો સહકાર આપવાનો છે, મિસ દફતરી ?'

'હું તમારી એ સલાહ લેવા આવી હતી કે સ્કીન સ્પેશ્યાલિસ્ટ થવા માટે અહીં અભ્યાસ કરવો સારો કે પરદેશ જવું સારું ?'

'આને માટે સલાહમાં તમને શું કહેવાનું છે ?'

એ પ્રશ્ન પર પૂછનાર અને સાંભળનાર બંને હસી પડ્યાં. બંનેના સ્મિતની એ આપલે કદાચ દૂર દીવાનખંડમાં બેઠેલાં ધ્રુમનબહેનની નજરે ચડી હોય તો તેઓ પણ મનમાં હરખાયાં હશે.

'તમે મને એવી સલાહ આપી શકો કે આ અભ્યાસ માટે વિદેશ જવાની જરૂર નથી.'

સુરુચિનું બોલવું શ્રીકાન્તને ગૂઢ લાગ્યું : 'આવી સલાહથી તમને શો લાભ ?'

'મને અને તમને બંનેને એ લાભ કે વિદેશ જવા કરતાં મારું અહીં રહેવું તમને પસંદ છે.'

'કારણ કે તમે પસંદ પડી ગયાં છો, એમ જ ને ?'

'હા, વડીલો માટે એવો ભ્રમ ઊભો કરી શકીએ તો હાલ તરત માટે મારા અને તમારા બંને પરથી દબાણ હઠી જાય.'

શ્રીકાન્ત સમજી ગયો કે સગાઈ ફોક કરવા માટે મારા પર થઈ રહેલા દબાણની જાણ આ છોકરીને થઈ ચૂકી છે.

'પરંતુ, મિસ દફતરી, આવો ભ્રમ આપણે ક્યાં સુધી ટકાવી શકીશું ?'

'તમારી તુલસી શુદ્ધિમાં આવી જાય ત્યાં સુધી.'

તમારી તુલસી ! - એ કથને શ્રીકાન્તને ગદ્‌ગદ બનાવી દીધો. આવેશમાં તેના હાથ લંબાઈ ગયો : 'મિસ દફતરી, ઈટ ઈઝ ડન !'

સુરુચિએ પણ એટલી જ ત્વરાથી પોતાનો હાથ તેના હાથમાં આપી દીધો : 'બસ તો, વડીલોનો ભ્રમ જાળવી રાખવા માટે ક્યારેક-ક્યારેક આપણે મિત્ર તરીકે મળતાં રહીએ તેમાં તો તમને વાંધો નથી ને ?' સાંભળતાં જ શ્રીકાન્તના પંજામાંથી ઉષ્મા ઓસરવા લાગી હોવાનું ચાલાક સુરુચિથી અજાણ ન રહ્યું. હાથ છોડાવી લેતાં તેણે સુધારી લેવું પડ્યું :

'હમણાં થોડો વખત તો હું પરીક્ષામાં પડી જઈશ. ફાઈનલમાં બહુ વાંચવું પડે એ તો વડીલો પણ સમજતાં હશે. પરીક્ષા પછી કેમ કરવું એ તમે વિચારજો.'

'પાસ થયા પછી તમારે વિદેશ જવું ન હોય તો કોઈ હૉસ્પિટલમાં ઈન્ટર્નશિપ કરવાની થશે.'

'યસ...' કહીને તે અટકી ગઈ. એની માંજરી કીકીઓમાં અણધારી ચમક ઊપસી આવી : 'આઈડીઆ ! પાસ થયા પછી અમારી કે. ઈ. એમ. હૉસ્પિટલને બદલે તમારી કે. જી. એમ. હૉસ્પિટલમાં ઈન્ટર્નશિપ કરવાનું નક્કી કર્યું છે એવું વડીલોને કહી દઉં તો ?'

'એથી શો ફેર પડે ?'

'કેમ, તમારી હૉસ્પિટલમાં સતત તમારા સહવાસમાં રહું એથી ફેર તો પડે જ ને ?'

'એટલે ?' શંકાની ધાર સાથે એ પૂછી બેઠો : 'સહવાસમાં રહેવાથી ફેર પડવાનો અર્થ ?'

'અર્થ એ જ કે વડીલો એવો જ અર્થ કરે કે એક જ વ્યવસાયની બે યુવાન વ્યક્તિ સતત સાથે રહે પછી આપોઆપ જીવનસાથી બનવાના સંજોગો ઊભા થાય જ... આ માન્યતા પર મદાર રાખીને વડીલો ભલે ને રાજી રહેતાં !'

એના એ પ્રસ્તાવ પર શ્રીકાન્ત વિચારતો હતો ત્યાં જ દીવાનખંડમાંથી શ્રુતિ આવી ચડી : 'ઇન્ટરપ્શન !'

સાંભળીને બંને ચોંક્યાં. શ્રીકાન્ત કહેવા જતો હતો કે તારા આવવાથી અમને ઇન્ટરપ્શન (દખલ) જેવું શું કામ લાગે ? પણ એ પહેલાં બોલકી શ્રુતિએ જ મોં બગાડતાં બોલી નાખ્યું :

'ફિલ્મ કપાઈ ગઈ અને સ્ક્રીન પર ટી.વી.વાળાએ ઇન્ટરપ્શનનું બૉર્ડ ઝુલાવી દીધું !'

'ઓહ !' શ્રીકાન્તે રાહતનો ઉદ્ગાર વ્યક્ત કર્યો અને સુરુચિએ ઊભા થવાનો મોકો ઝડપી લીધો : 'થૅન્ક્સ, ડૉક્ટર, તમારી સલાહ પર હું જરૂર વિચાર કરીશ... મને લાગે છે કે મેડિકલ ફીલ્ડમાં આપણા દેશે ઘણી પ્રગતિ કરી છે. આગળ અભ્યાસ કરવા માટે વિદેશ જવાની કોઈ જરૂર નથી.'

બંનેનાં મુખ પર પ્રસન્નતાના ભાવ જોતી રહેલી શ્રુતિ આનંદમાં આવી ગઈ : 'જોયું ને, સુરુચિબહેન ! અમારા મોટા ભાઈની સલાહ કેટલી સચોટ હોય છે ! સાંભળ્યા પછી અમલ કર્યા વિના ચાલે જ નહિ !'

'યૂ આર રાઇટ, શ્રુતિ !' કહીને એના ગાલે લાડથી ટપલી મારીને એણે ઉમેર્યું : 'અને જો, શ્રુતિ ! હવેથી મને સુરુચિબહેનને બદલે રુચિબહેન કહીશ તો ચાલશે. તું તો જાણે છે, ઘરમાં મને બધાં જ રુચિ કહે છે.'

'ઓકે !' શ્રુતિ એ વાત પર ખુશ થઈ : 'હું શ્રુતિ અને તમે રુચિ... નામ કેવાં સરખાં લાગે છે !'

'માત્ર સરખાં નહીં...' શ્રીકાન્તે તેની ભ્રામક ખુશાલીમાં વધારો કરવા કહ્યું : 'કેવાં સરસ લાગે છે એમ કહે, શ્રુતિ !'

ત્યાં આગળ શ્રવણ અને પાછળ ધ્રુમનબહેન બંને હાથમાં આઈસ્ક્રીમની પ્લેટ સાથે આવી પહોંચ્યા : 'અરે સુરુચિ, ઊભી કેમ થઈ ગઈ ? શ્રવણને આઈસ્ક્રીમ માટે છેક બ્રીચકેન્ડી જવું પડ્યું.'

'છતાં સમયસર આવી ગયો !'

સુરુચિએ તીરછી નજરે શ્રીકાન્ત સામે જોઈને આ વાક્ય ઉચ્ચાર્યું તેમાં એ તો સમજી ગયો કે અમારી વાતચીત લાંબી ચાલે એટલા માટે આઈસ્ક્રીમને આવતાં વાર લાગી... પણ શ્રુતિ જુદો અર્થ સમજી બેઠી : 'સમયસર એટલે ટી.વી.ના ઈન્ટરપ્શન વખતે, એમ જ ને ?'

એનો જવાબ આપવાને બદલે સુરુચિ અને શ્રીકાન્ત બંને એકીસાથે આઈસ્ક્રીમ ખાવામાં ઓતપ્રોત થઈ ગયાં. બાકીનાં ત્રણે એ બંનેને જોઈને મનોમન વિચારતાં રહ્યાં કે આ પહેલી મુલાકાતનું પરિણામ ધાર્યું હતું એવું જ આવી રહ્યું છે કે ?...

એમના વિચારને વળ ચડાવવા માગતો હોય તેમ શ્રીકાન્ત ઉત્સાહભેર સુરુચિને

વળાવવા દરવાજા સુધી ગયો. પેલીએ જતાંજતાં શિષ્ટાચારથી 'થૅન્ક્સ' માન્યા ત્યારે શ્રીકાન્તે 'યૂ આર વેલકમ'નો એવો જ વિવેક દર્શાવ્યો.

પરંતુ ઘરનાંએ તો 'યૂ આર વેલકમ'નો એવો જ મતલબ તારવ્યો કે સુરુચિને આ ઘરની પુત્રવધૂ તરીકે વેલકમ કરવા માટે હવે બહુ વેઈટ નહીં કરવું પડે !

*

'સખારામ, તને શું થઈ ગયું છે ? કેમ કંઈ બોલતો નથી ?' યુનિયનના આગેવાન ગોવાકર આર્થર રોડ જેલની મુલાકાતની સાંકડી ખોલીમાં સ્ટૂલ પર બેઠેલા તગડા સખારામને સમજાવી રહ્યો હતો : 'પોલીસવાળા ટૉર્ચર ન કરે એટલા ખાતર અંડર-ટ્રાયલ પ્રિઝનર તરીકે પોલીસ કસ્ટડીમાંથી જેલમાં તારી ટ્રાન્સફર કરાવી, યુનિયન તરફથી કેસ લડવા માટે બાહોશ વકીલ રોક્યો અને હવે તું અમને સહકાર ન આપે એ કેમ ચાલે ?'

'હવે મને સમજાય છે કે આ બધું કરવાની જરૂર નહોતી.' ભરાવદાર શરીરવાળો સખારામ ઉઘાડા પગનાં બંને તળિયાં જમીન પર ઘસતો ગોવાકર સાથે નજર મેળવ્યા વગર બોલી ગયો : 'ગુનો કર્યો જ છે તો સજા ભોગવી લેવામાં પીછેહઠ શું કામ કરવી ?'

'તેં ગુનો કર્યો જ નથી, ભાઉ !' ગોવાકરથી થોડા ઊંચા સાદે બોલાઈ ગયું એટલે સાંકડી ખોલીના દરવાજે બેઠેલા જેલના પોલીસ તરફ ડોક ફેરવીને પોકળ હસી લીધું : 'કેટલી બધી લાગવગ લગાડીને મેં આ મુલાકાતની ગોઠવણ કરી ત્યારે માંડ પંદર મિનિટ મળવા માટે આપી, તેમાં પાંચ મિનિટ તો તેં મોં ઉઘાડવા માટે વેડફી નાખી !' કહેતાં ગોવાકરે અધીરા અવાજે પૂછ્યું : 'સાચું કહેજે, અઠવાડિયા અગાઉ દેશમાં ઈમર્જન્સી દાખલ થઈ એટલે તું ડરી તો નથી ગયો ને ?'

ત્યારે સખારામની મોટી આંખો ગોવાકરના દાઢીવાળા ચહેરાને તાકવા લાગી : 'મારે ઈમર્જન્સી સાથે શું લાગેવળગે ?'

'એટલું જ લાગેવળગે કે તારો કેસ કોર્ટમાં કદાચ ઝડપથી હાથ ધરાશે અને ફેંસલોય સત્વર આવી જશે.'

'તો-તો સારું ને !'

'સારું શેનું ? બચાવ કરવામાં ઢીલો રહીશ તો પાંચસાત વરસ જેલભેગો થઈ જઈશ.' કહીને તેણે ઉત્સાહભેર ઉમેર્યું : 'પણ અમે એવું નથી થવા દેવાના... આપણા વકીલ કહેતા'તા કે તું મક્કમ રહે, બળાત્કારનો પ્રયાસ કર્યો જ નથી એ વાતને દઢતાથી વળગી રહે તો સરકારી વકીલ અદાલતમાં ગુનો પુરવાર કરી શકે તેમ નથી.'

તેનો જવાબ આપવાને બદલે સખારામ લુખ્ખું હસ્યો.

'ભાઉ, આપણા વકીલ રણજિતરામ કહેતા હતા કે ફરિયાદ-પક્ષના સાક્ષીઓ તરફથી

હજુ સુધી કોઈ જુબાની પડી નથી. સાલો કાશીનાથ તાજનો સાક્ષી ન બની ગયો હોત તો-તો એ લોકોનો કેસ સાવ લૂલો થઈ જાત.'

ઘણી વાર સુધી તેની સામે જોયા કરીને આખરે સખારામે મોં ખોલ્યું : 'બળાત્કારનો પ્રયાસ પુરવાર થાય તો એ ગુનાની સજા કેટલી થાય ?'

'પ્રયાસની સજા તો એટલી બધી ન થાય, પણ પેલી નર્સ ઈજા પામી અને બે મહિનાથી બેહોશ પડી છે એને ધ્યાનમાં લઈને અદાલત છોકરી પ્રત્યેના દયાભાવથી વધુમાં વધુ સખત સજા ફટકારવાનું વિચારે ખરી.'

'વધુમાં વધુ એટલે કેટલી, ગોવાકર ?'

'સાતેક વર્ષ તો ખરી જ.'

સાંભળીને સખારામે માથું ઝુકાવી દીધું. થોડી વાર ખામોશ રહીને સ્ટૂલ પરથી ઊભા થતાં એણે ધીમા અવાજે કહ્યું : 'તો સાત વરસ જેલમાં જઈ આવીશ.'

જાણે મુલાકાત આટોપી લેવા માગતો હોય એવી ઢબે એ બોલી ગયો ત્યારે યુનિયનના આગેવાનની અસ્વસ્થતા પરાકાષ્ઠાએ પહોંચી ગઈ :

'સખારામ, મહેરબાની કરીને તું મને એટલું તો કહે કે તને થયું છે શું ?' ગોવાકર બંને હાથની મુઠ્ઠીઓ વાળીને બોલતો હતો : 'પહેલાં તો તું છાતી કાઢીને અદાલતમાં ઊભો રહેતો, મૂછના છેડાને વળ ચડાવીને સૌને સંભળાવી દેતો કે મારો વાળ સુધ્ધાં વાંકો નહીં થાય ! કોની તાકાત છે મને જેલમાં મોકલવાની... અને એકાએક આમ તું બદલાઈ ગયો ? હિંમત કેમ હારી ગયો ?'

'પેલી નર્સ બેશુદ્ધ બની ગઈ ન હોત તો હું પણ બદલાયો ન હોત.'

'એની બેશુદ્ધિ સાથે તને શું લાગેવળગે ?' ચોંકીને ગોવાકરે ભીતરની વાત કઢાવવાની ચેષ્ટા અજમાવી : 'ઊલટાની એની બેશુદ્ધિ તારા લાભમાં છે. ગુનો થતો કોઈએ નજરે નિહાળ્યો નથી. પેલી બેહોશ થઈ ગઈ એના કારણમાં તું મક્કમપણે અદાલતને કહે કે હું ચોરી કરવા માટે અંદર ગયો હતો ત્યાં એ આવી ચડી. મને જોઈને ચીસ પાડવા જતી હતી એટલે મેં એનું મોં દાબી દીધું... એમાં એ ગભરાઈને નીચે પડી ગઈ.'

'નહીં, ગોવાકર, સખારામ કોલ્હાપુરે ચોર ઠરવા તૈયાર નથી. એમાં મારી મર્દાનગીને ડાઘ લાગે.'

'અને ગુનો કબૂલી લેવાથી તારી મર્દાનગીના ધજાગરા ફરકશે એમ તું માને છે ?' ગોવાકર આવેશમાં બોલી ગયો : 'તું કહેવા નથી માગતો, સખારામ, પણ તારી આંખોમાં ડર ડોકાય છે. કોઈ છાનો ભય તારી છાતી પર સવાર થઈ ગયો છે.'

'મારી છાતી પર શું સવાર થયું છે એ જાણવું છે ને તમારે ?' સખારામના અવાજમાં

ધાતુનો રણકો સંભળાયો, મોટી આંખોમાં તિખારો તગતગ્યો : 'રોજ રાત્રે કોઈનો વજનદાર પગ મારી છાતી ભીંસતો હોય એવી યાતના હું ભોગવું છું. આંખો મીંચાય ન મીંચાય ત્યાં એ આવી પહોંચે છે અને મારી છાતી ભીંસાવા લાગે છે.'

'કોણ ? કોણ આવી પહોંચે છે, સખારામ ?'

'એ જ સમજાતું નથી... કોઈ સ્ત્રીના પોચા પગ હોત તો-તો હું હસીને સહી લઉં, પણ આ તો જાણે હાથી એનો એક પગ મારી છાતી પર ગોઠવીને ઊભો રહી જાય એવો ભાસ થાય છે.'

'હાથી ? તારું ચસકી તો નથી ગયું ને, સખારામ ?'

'એ છોકરી સિદ્ધિવિનાયકની ભક્ત હતી એ તો તમને ખબર છે ને, ગોવાકર ?'

'એથી શું થયું ? ગોવાકર ગિન્નાયો : 'દર મંગળવારે સેંકડો માણસો સિદ્ધિવિનાયકનાં દર્શને જાય છે, માનતા માને છે... એ તો એક જાતનું તૂત છે. તારા મનમાં આવો ભ્રમ કોણે ઘુસાડ્યો ?'

'એટલે જ તો હું કંઈ બોલતો નહોતો.' વાત કાપી નાખવા માગતો હોય તેમ સખારામે સંભળાવ્યું : 'આવું કાંઈક કહીશ એટલે તમે હસી કાઢશો, દેવને તૂત કહેશો.'

'હું દેવને તૂત નથી કહેતો, સખારામ !' તેના ભક્તિભાવને ઠેસ પહોંચાડવાની ભૂલ સુધારી લેતાં ગોવાકરે કહ્યું : 'તને જે થાય છે, રાત્રે તારી છાતી ભીંસાય છે, હાથીએ પગ મૂક્યો હોય એવો ભાર લાગે છે તે તારી ભૂતાવળ છે. જેલમાં ગયા પછી ઘણાને જાતજાતના ભય સતાવે છે, મન નબળું પડી જાય છે. ડૉક્ટરનો ઇલાજ કરવાથી સારું પણ થઈ જાય.'

'ગઈ કાલે પાર્વતી આવી હતી.'

'પાર્વતીબાઈ આવેલી ?' ગોવાકરને આ વિષયાન્તર થોડું ખટક્યું છતાં કહ્યું : 'આખરે તો પત્ની છે, ક્યાં સુધી જીદ ટકાવી શકે ?'

'એ જાતે નહોતી આવી, મેં એને બોલાવી હતી.' સખારામે ફરી માથું ઝુકાવી દીધું : 'એક વાર મળવા આવી જા. મારું મોં નહીં જોતી - પણ મારી વાત સાંભળી જા એવું કહેવડાવ્યું ત્યારે એ આવી અને ભૂલથી પણ મારું મોં જોવાઈ ન જાય એટલા ખાતર પીઠ ફેરવીને જ ઊભી રહી.'

'શું વાતચીત થઈ એની સાથે ?'

'વાતચીત...' સખારામે નિસાસો નાખ્યો : 'એણે એક હરફ સુધ્ધાં ઉચ્ચાર્યો નહીં, પછી વાતચીત શેની થાય ? હું બોલતો રહ્યો, એ સાંભળતી રહી. ''હા-ના''ના જવાબ પણ ડોકું ધુણાવીને જ આપતી હતી.'

'તેં શું કહ્યું એને ?'

'એ જ કે આવતી કાલે મંગળવાર છે. સિદ્ધિવિનાયકના મંદિરે જઈ આવજે... દેવબાપાને કહેજે કે સખારામ એના ગુનાની સજા ભોગવવા તૈયાર છે, પણ તમે રોજ રાત્રે મને જે યાતના આપો છો એ મારાથી સહેવાતી નથી...'

'યૂ ફૂ.... લ !' ગોવાકરથી દાંત ભીંસીને બોલાઈ ગયું : 'દેવને પ્રાર્થના કરવાથી યાતના ઓછી થઈ જતી હોય તો આ દુનિયામાં કોઈ દુ:ખી ન હોત.'

ત્યાં પાછળથી અવાજ આવ્યો : 'ભાઉ, પંદરને બદલે મેં વીસ મિનિટ ચાલવા દીધું.' જેલના પોલીસે કાંડાઘડિયાળવાળો હાથ લંબાવતાં કહ્યું : 'હવે તમારી માથાફોડી બંધ કરો.'

હતાશ ગોવાકરે પોતાનો ગુસ્સો બંને હાથની મુઠ્ઠીમાં ભીંસી દીધો : 'સખારામ, હજુ વિચાર કરી જો. કાલ સવારે કોર્ટમાં આપણા વકીલ મળે ત્યારે કહી દેજે કે "હું ગુનેગાર નથી" એ જ લાઈન પર આપણે આગળ વધવાનું છે.'

પરંતુ સખારામે સાંભળ્યું-ન-સાંભળ્યું કરી પોતાને જે કહેવાનું હતું તે સંભળાવી દીધું :

'પાર્વતીને તો મેં એમ પણ કહ્યું છે કે નર્સ ગોસ્વામી દર મંગળવારે દર્શને જતી... એ ભાનમાં ન આવે ત્યાં સુધી એના વતી તું સિદ્ધિવિનાયક જવાનું ચાલુ રાખજે.'

હવે ગોવાકરે સાંભળ્યું-ન-સાંભળ્યું કરી અણગમા સાથે પીઠ ફેરવી લઈ બહાર નીકળી જવું પડ્યું. એ સામ્યવાદીને સિદ્ધિવિનાયક પર એવી તો દાઝ ચડી કે મંદિરે જઈને દેવને શ્રીફળ ફટકારી દઉં !

*

'બા, જલદી નીચે આવો !' ઘર પાસે ટેક્સી થોભે-ન-થોભે ત્યાં બારણું ઉઘાડી ટૅક્સીની બહાર નીકળી ચિંતને ઊંચા અવાજે સાદ પાડ્યો ત્યારે ગભરાટના હાવભાવ સાથે યશોદાબહેન બારીમાં ડોકાયાં. પુત્રના ચહેરા પર આનંદની લહેરખી જોઈ ધડકતી છાતી પર રાહતનો હાથ મૂકી ત્યાં ઊભાંઊભાં જ પૂછ્યું : 'શું થયું, ચિંતન ?'

'પહેલાં તમે નીચે આવો.' ફરી તેના અવાજમાં આનંદ ઊછળ્યો : 'એ ખબર ગોસ્વામીકાકાને પહેલાં આપવાના છે. તમે ત્યાં આવો.' કહેતો ટૅક્સીના પૈસા ચૂકવીને ચિંતન સામેના ઘર તરફ સરકી ગયો ત્યારે સારા ખબર સાંભળવા માટે યશોદાબહેનને બારીમાંથી પડતું મૂકવા જેવી અધીરાઈ જાગી ગઈ. સડસડાટ સીડી ઊતરતાં તેઓ તુલસીને ઘેર પહોંચી ગયાં ત્યારે ચિંતન મલકમલક હસતો બેઠકખંડમાં ગોસ્વામીજીની બાજુમાં ગોઠવાઈ ગયો હતો.

'શું થયું, ચિંતન ? પરીક્ષામાં પહેલા નંબરે પાસ થયો હોય એવા ઉછાળા મારતો આવ્યો !' યશોદાબહેનના મનમાં તો બીજા જ કોઈ ખબર સાંભળવાની તાલાવેલી હતી, પરંતુ તુલસી ભાનમાં આવી હોય તો ચિંતને ઘેર સુધી આવવાને બદલે તાબડતોબ ટેલીફોનથી જ જાણ કરી દીધી હોત : 'આટલા મોટા અવાજે સાદ પાડીએ તો મારા જેવી મજબૂત હૃદયવાળીને પણ આંચકો લાગી જાય.'

કહી ચિંતનને તેમણે આડકતરો ઇશારોય કરી દીધો કે જે કહેવાનું છે તે સાચવીને કહેજે. હાર્ટ-પેશન્ટ માટે તો આનંદનો આંચકોય ક્યારેક જીવલેણ નીવડે છે !

'ગોસ્વામીકાકા, આજે તુલસીએ સૂપ ન પીધો.'

ગોસ્વામીજી કે યશોદાબહેનને એમાં ચોંકવા જેવું કાંઈ ન લાગ્યું.

'ચિંતન, તુલસી જાતે ક્યાં સૂપ પીતી હોય છે.' ગોસ્વામીએ સ્વસ્થપણે કહ્યું : 'એને તો નળી વાટે...'

'હા, પણ નળી વાટે ટોમેટો સૂપ પાયો તે એણે બધો જ પાછો કાઢી નાખ્યો.'

'એટલે ઊલટી કરી ?' યશોદાબહેન અધીરાઈ દબાવી શક્યાં નહીં : 'તુલસીએ ઊલટી કરી નાખી ?'

'એને ઊલટી તો ન કહેવાય, બા, પણ તુલસીએ સૂપ લેવાની અરુચિ દર્શાવી એમ કહેવાય.'

'તુલસીને ટોમેટો સૂપ પહેલેથી જ નથી ભાવતો, ચિંતન.'

'એ જ તો મેં શ્રીકાન્તભાઈને કહ્યું.'

'પણ, ચિંતન, એમાં તું આટલો બધો આનંદમાં શું આવી ગયો ?' યશોદાબહેને પુત્રને ઠપકો સંભળાવ્યો : 'જે ન ભાવતું હોય તે પેટમાંથી બહાર નીકળી જ જાય ને !'

'પણ, બા, આજ સુધી તુલસી રોજ આ સૂપ પી જતી.' ચિંતને દૃઢતા સાથે કહ્યું : 'પહેલી વાર તેણે પોતાનો અભાવ દર્શાવ્યો.

મારી વાત ધ્યાનથી સાંભળો. આજ સુધી તુલસીની પાંચેય ઇન્દ્રિયો જડ હતી. એક વાર ચીસ પાડવા સિવાય ક્યારે ય કોઈ વાતનો એણે પ્રતિકાર કર્યો નથી. સ્પર્શ, ગંધ, સ્વાદ, વગેરે તેની બધી જ ઇન્દ્રિયો બુઠ્ઠી બની ગઈ હતી. આજે પહેલી વાર એણે ન ભાવતી ચીજ ખાવાનો પ્રતિકાર કર્યો.'

'કદાચ એને ખાવાની રુચિ જ ન હોય.'

'નહીં, બા, થોડી વાર પછી એને સાબુદાણાની કાંજી આપી તો વિનાવિરોધે એ પી ગઈ.'

'હેં !' હવે ગોસ્વામીજી તકિયાનો ટેકો છોડી ટટ્ટાર થઈ ગયા : 'સાબુદાણાની કાંજી તો તુલસીને બહુ ભાવે છે. એ ઘણી વાર કહેતી : આ કાંજી મળે એટલા ખાતર પણ ક્યારેક માંદા પડવાનું મન થાય છે.'

'જોયું ને, બા !' હવે ચિંતન રુઆબમાં આવી ગયો : 'એનો અર્થ એ જ થયો કે મગજના જ્ઞાનતંતુને સૂક્ષ્મપણે ભાવ-અભાવનું જ્ઞાન જાગ્રત થયું.'

'તો-તો પરમાત્માની પરમકૃપા !' ગોસ્વામીજીએ ગદ્ગદ થતાં કહીને પૂછ્યું : 'ડૉક્ટરો શું કહે છે ?'

'ડીનસાહેબને જાણ કરી એટલે તેઓ દોડતા આવ્યા. એમણે નિષ્ણાત ડૉક્ટરોને ખબર આપી એમનો અભિપ્રાય મેળવ્યો, તો સૌ એક વાતમાં સંમત થયા કે ધિસ ઈઝ એ વેરી ગૂડ સિમ્પ્ટમ... કાલે નવા એક્સરે લે પછી વધારે ખબર પડશે.'

ચિંતન બોલવાનું પૂરું કરે એ પહેલાં સ્થિર બની ગયેલા ગોસ્વામીજીની આંખોમાંથી હર્ષનાં આંસુ ઊભરાતાં દેખાયાં.

ઘણી વારે રૂંધાયેલા કંઠમાંથી તેઓ માત્ર એટલું જ બોલી શક્યા : 'શ્રીનાથજીબાવાની છબી તેની સામે ધરી એનો જ આ પ્રભાવ !'



# 15

મેડિકલ કૉલેજથી હૉસ્પિટલના પાંચમા માળે તુલસીના રૂમ સુધી પહોંચવામાં પાંચ-સાત મિનિટથી વધારે સમય લાગે તેમ નહોતો છતાં ચિંતન એટલો બધો ઉત્તેજનામાં આવી ગયો હતો કે પાંખો હોય તો ઊડીને તુલસી પાસે પહોંચી જઉં એમ એને થવા લાગ્યું. રસ્તામાં મળતાં નર્સ-ડૉક્ટરો સામે રોજ કરતાં જુદી જ ઢબે મલકતો-મરકતો ઉતાવળે પસાર થઈ જતો હતો. હરખની ચાડી ખાતો પોતાનો ચહેરો લિફ્ટના અરીસામાં જોયા પછી જીન્સ પૅન્ટના ખિસ્સામાંથી રૂમાલ કાઢી તેણે મુખ પર એવી રીતે ફેરવી દીધો કે જાણે ઊભરાઈ જતી ખુશાલી સાચવીને રૂમાલમાં સંતાડી દેવા માગતો હોય.

તુલસીના રૂમની બહાર પહેરો ભરતા રાઇફલધારી પોલીસ સામે સહેજ હસી લઈ, મુલાકાતીઓના પ્રવેશ સામે મનાઈ ફરમાવતા બારણે લટકતા બૉર્ડ પર તીરછી નજર નાખી લઈ ચિંતને હળવેકથી ટકોરો માર્યો. હૉસ્પિટલના સ્ટાફ કે પહેરો ભરતા પોલીસ માટે હવે ચિંતન બહારના માણસ જેવો રહ્યો નહોતો. દિવસમાં એકાદ વખત તો તુલસીનું મોં જોવા તે અચૂક રૂમમાં જઈ આવે છે એ વાત હૉસ્પિટલમાં હવે કોઈથી અજાણ પણ નહોતી.

'યસ !' ના ઉદ્‌ગાર સાથે અર્ધુ બારણું ઉઘાડતી સિસ્ટર ડિસોઝા દેખાઈ એટલે 'ગૂડ મૉર્નિંગ, સિસ્ટર !' કહેતો એ મરકમરક હસવા લાગ્યો : 'મે આઈ...'

પ્રવેશ માટેની તેની વિનંતી પર વિચારવું પડે તેમ હોય એવા ભાવ સાથે ડિસોઝા અર્ધાં ઉઘાડાં બારણાં વચ્ચે ઊભી રહી તેને શરારતથી જોતી રહી, પછી ગંભીર ભાવ ધારણ કરી લઈ બારણે ઝૂલતું બૉર્ડ દેખાડ્યું : 'વાંચતાં આવડે છે ?'

ચિંતને પણ સામે એવી જ રમતિયાળ ઢબે માથું ધુણાવ્યું.

'ડીનસાહેબની પરમિશન લીધી છે ?'

જવાબમાં ચિંતને ફરી ડોકું ધુણાવતાં કહ્યું : 'આપની પરમિશન માગું છું ! મેં આઈ...'

'પેશન્ટ સાથે તમારે નિકટનું સગપણ છે ?'

ડિસોઝાના એ સવાલ સામે ચિંતન ન તો ડોકું ધુણાવી શક્યો કે ન સગપણનું નામ આપી શક્યો, એટલે ડિસોઝાને ગમ્મત પડતી હોય તેમ તે બોલી : 'પેશન્ટ સાથે બ્લડ રિલેશન ન ધરાવતા હોય એવા કોઈ વિઝિટરને મારાથી અંદર આવવા ન દેવાય.'

'તો-તો તમે મને અંદર આવતો રોકી જ ન શકો, સિસ્ટર !' ચિંતને હક્કના રણકા સાથે સંભળાવ્યું : 'તુલસી ગોસ્વામી સાથે મારે બ્લડ રિલેશન છે.'

ત્યારે ડિસોઝાની આંખો પહોળી થઈ : 'તો પછી ક્યારના કહેતા કેમ નથી કે શું રિલેશન છે ?'

'ત્રણ વરસ પહેલાં તુલસીની નાખોરી ફૂટી અને નાકમાંથી ઘણું લોહી વહી ગયું ત્યારે મારું બ્લડ એના શરીરમાં ચઢાવ્યું હતું.'

સાંભળતાં જ ડિસોઝા ઘડીભર ડ્યૂટી પરની નર્સનો શિષ્ટાચાર વીસરી જઈ ખડખડાટ હસી પડી :

'તમારી આ જોક પર તમને અંદર આવવાની પરમિશન આપું છું.' કહીને તેણે બારણું જરા વધારે ઉઘાડ્યું, પણ રસ્તો તો રોકી જ રાખ્યો : 'પ્લીઝ, પેશન્ટને મળવાનો હેતુ કહી શકશો ?'

'એક ગૂડ ન્યૂઝ આપવા છે.'

બોલતાંબોલતાં ચિંતનના ચહેરા પર ઊપસી આવેલી સુરખીએ ડિસોઝાને ગેલમાં લાવી દીધી : 'શું ગૂડ ન્યૂઝ છે, ચિંતન ?'

'સૌપ્રથમ તુલસીને જ સંભળાવવા જોઈએ એવા ખુશખબર છે.'

હવે ડિસોઝાના ચહેરાની રેખાઓ એકાએક તંગ થઈ ગઈ. અત્યાર સુધી જોક કહી-સાંભળીને હસી લીધું. હમણાં કહેલી વાત જોકમાં ખપાવી શકાય એમ નહોતી. તુલસીની બાબતમાં ચિંતન આવી જોક કરે પણ નહીં... જેને સાન-ભાન નથી એ તુલસીને પહેલવહેલા સંભળાવવાની ચેષ્ટામાં બીજા કોઈકને તો ચસકી ગયેલા મગજનું લક્ષણ દેખાત, પણ ડિસોઝાને તો એમાં ખુશખબર સંભળાવનારની કરુણતાનાં જ દર્શન થયાં.

'પ્લીઝ કમ ઈન.' અંદર આવવાનો રસ્તો કરી આપી પોતે ત્યાંની ત્યાં જ ઊભી રહીને બોલી : 'તમે ખુશખબર સંભળાવી દો ત્યાં સુધી હું બહાર ચાલી...'

'નહીં-નહીં, સિસ્ટર, ખુશખબર ખાનગી નથી.' કહેતાં ચિંતને શર્ટના ખિસ્સામાંથી ગડી કરેલો કાગળ કાઢ્યો : 'પરીક્ષાનું રિઝલ્ટ લઈને આવ્યો છું.'

'રિઅલી ?' ડિસોઝાના અસુંદર ચહેરા પરથી ગંભીરતા ઓસરવા લાગી : 'ધૅટ મીન્સ કે તમે એક્ઝામમાં...' કહેતીકહેતી એ હાથ લંબાવતી હતી, પણ ચિંતને તેનાં હાથ અને વાક્ય બંનેને અધવચ્ચે જ રોકી લીધાં : 'સિસ્ટર, તુલસીને મેં વચન આપેલું કે રિઝલ્ટ લઈને સીધો જ હું તારી પાસે આવી પહોંચીશ.' પછી તુલસીના બિછાના પાસે જઈ માથા નજીક સ્ટૂલ ખેંચી લઈ તેણે ઉમેર્યું : 'હું એને ખબર આપીશ અને એ મને વધાઈ...'

ચિંતને સમજીને છેલ્લો શબ્દ અધ્યાહાર રાખ્યો હતો એ સમજી ગયેલી ડિસોઝા જાણે એમના એકાન્તમાં વચ્ચે આવવા ન માગતી હોય તેમ રૂમની બારી બહાર નજર રાખતી ઊભી રહી ગઈ.

રોજની જેમ થોડી વાર તુલસીનું મુખ એકીટશે નિહાળી લીધા પછી ચિંતને રિઝલ્ટ વાંચી સંભળાવવા માટે કાગળની ગડી ખોલવા માંડી : 'બંને તરફ પીઠ રાખીને બારી બહાર ડોકાતી ડિસોઝાના કાન પર આત્મીયતાની લાગણીથી ટહુકતા ચિંતનના શબ્દો સંભળાવા લાગ્યા. સાચોસાચ તુલસી આ ખુશખબર સાંભળવા માટે ઉત્કટ હોય, પોતાનો શબ્દેશબ્દ ઝીલી લેવાની ચેતના સાથે આંખો બીડીને એકચિત્તે પડી હોય એમ ચિંતન સંભળાવતો હતો :

'તુલી, તું મને વારંવાર ચીડવતી રહેતી કે મેડિકલ કૉલેજમાં લાગવગથી તને એડમિશન અપાવી દીધું, પણ પરીક્ષામાં મારી લાગવગ માગવા નહીં આવતો. પહેલા વરસની એક્ઝામમાં જ તું ઉકાળીને આવવાનો. એ વખતે તારું મોઢું જોવા જેવું હશે. પહેલવહેલો તારું એ રૂપાળું મોં દેખાડવા મારી પાસે જ આવજે... આવું કહીકહીને તેં મને પજવવામાં કાંઈ જ બાકી રાખ્યું નહોતું, તુલી ! અને આજે ફર્સ્ટ એમ.બી.બી.એસ.માં ફર્સ્ટ ક્લાસ પાસ થઈને પુરાવા સાથે તારી સામે આવ્યો છું ત્યારે આંખો મીંચી રાખવાની અંચી કરે છે ? કાંઈ વાંધો નહીં. કાન તો તું બંધ કરી શકે તેમ નથી, એટલે સાંભળ્યા વગર તારે છૂટકો નથી...'

પછી ચિંતને માર્કશીટમાંથી દરેક વિષયમાં કેટલામાંથી કેટલા માર્ક્સ મળ્યા એ સંભળાવીને ટોટલ માર્ક્સના પર્સન્ટેજ પણ કાઢી આપ્યા : 'પૂરા સિક્સ્ટી સેવન પર્સન્ટ માર્ક્સ લઈ આવ્યો છે બંદો !'

તેના જવાબમાં ચિંતનના કાને ડૂસકું અફળાયું. ત્રાટક-દૃષ્ટિથી તુલસીને તાકી રહેલી તેની આંખની પાંપણો ફરકી ગઈ ત્યાં બીજું ડૂસકું સંભળાયું. તુલસીના મુખ તરફ ઝૂકેલા ચિંતને હવે ટટ્ટાર થઈ જઈને બારી તરફ ડોક ફેરવવી પડી.

'સિસ્ટર !' સ્ટૂલ પરથી ઊભો થતો એ બે ડગલાં આગળ વધ્યો ત્યારે હીબકાં ગળી જવાની ચેષ્ટામાં ડિસોઝાની પીઠ ધ્રૂજતી દેખાઈ.

'સિસ્ટર ડિસોઝા, મારા ફર્સ્ટક્લાસ પાસ થયાના ગૂડ ન્યૂઝ સાંભળીને તમને હર્ષનાં હીબકાં આવી ગયાં કે ?'

ત્યારે પીઠ ફેરવતાં પહેલાં ઝટપટ આંસુ લૂછી નાખવા ડિસોઝા પોતાનો કર્ચીફ શોધવા સ્કર્ટનાં ખિસ્સાં ફંફોળતી દેખાઈ.

'લો, સિસ્ટર !' પોતાના રૂમાલ સાથે ચિંતને તેના તરફ હાથ લંબાવ્યો : 'અંતરની નિર્મળ લાગણી ક્યારેક પીગળીને આંસુરૂપે ઊભરાઈ આવે છે... એને સાચવીને આ રૂમાલમાં સંઘરી લો.'

ચિંતનના શબ્દો હૃદયને સ્પર્શી ગયા હોય તેમ આંસુ લૂછતી ડિસોઝાને એક ડૂસકું વધારે આવી ગયું. પછી પરાણે હસવાના પ્રયાસ સાથે તે ચિંતન તરફ ફરી :

'તુલસીની સાથે તમને આ રીતે વાત કરતા સાંભળીને મને...'

'તમને એમ થયું કે ચિંતનનું ચસકી ગયું છે ?'

'નહીં, એવું ન બોલો.' ઠપકાભર્યા સ્વરે બોલતી ડિસોઝાએ ઉમેર્યું : 'મને મારો બૉયફ્રેન્ડ પિન્ટો યાદ આવી ગયો.'

'અને એની યાદમાં આંસુ આવી ગયાં ?'

'ના, મનોમન મારાથી કમ્પેરિઝન થઈ ગઈ... તુલસીના બૉયફ્રેન્ડ સાથે મારાય બૉયફ્રેન્ડની સરખામણી થઈ ગઈ.'

'સિસ્ટર લિલિયન ! પ્લીઝ, મને તુલસીનો બૉયફ્રેન્ડ નહીં, માત્ર ફ્રેન્ડ જ કહો.' ચિંતને સ્પષ્ટતા કરવી પડી : 'અમારા સમાજમાં બૉયફ્રેન્ડ શબ્દ ક્યારેક ગેરસમજ ઊભી કરી દે છે.'

'અને અમારા સમાજમાં ફ્રેન્ડ જેવો ન હોય એવા છોકરાનેય બૉયફ્રેન્ડ તરીકે ઓળખવામાં માટે છોકરીઓ અધીરી બની જાય છે.'

રૂમનાં અધખુલ્લાં બારણાં તરફ નજર નાખી લઈ ડિસોઝાએ આગળ ચલાવ્યું :

'ચિંતન, પેલો પિન્ટો પણ મારો એવો જ બૉયફ્રેન્ડ હતો. લાભ લઈને છટકી ગયો... એક વાર પૈસા હાથમાં આવ્યા પછી મોં દેખાડવા પણ રોકાયો નહીં.'

'ઓહ !' ચિંતનને હવે સમજાયું કે ડિસોઝાના રુદનમાં લૂંટાઈ ગયાનો આઘાત હતો. 'સિસ્ટર, તમારા કેટલા પૈસા પડાવી ગયો પિન્ટો ?'

'સાડાબાર હજાર !'

રકમ સાંભળીને ચિંતનની આંખો પહોળી થઈ ગઈ : 'સાડાબાર હજાર રૂપિયા ! આ તો તમારા આખા વરસના પગાર જેટલી રકમ !'

'નહીં-નહીં ! એ મારા પોતાના પૈસા નહોતા, અમે બંનેએ ભેગા મળીને ત્રીજા માણસ પાસેથી તુલસીના નામે સાડાબાર હજાર પડાવ્યા હતા.'

સાંભળતાં જ ચિંતનની ગરદન ટટ્ટાર થઈ : 'તુલસીના નામે ?' પૂછતાંપૂછતાં આંખોમાં ઊભરાઈ આવતા રોષને એ માંડ રોકી શક્યો : 'સિસ્ટર, તમે આ શું બોલી ગયાં ?'

'જે ઘણા વખતથી મનમાં સંઘરીને સંતાપ વેઠી રહી હતી એ બોલી ગઈ.' ફરી દરવાજા તરફ એક નજર નાખી લઈ ડિસોઝાએ આગળ ચલાવ્યું : 'મનનો ભાર હળવો કરવા સન્ડેની સવારે ચર્ચમાં જઈ પ્રીસ્ટ પાસે કન્ફેશન કરી આવી હતી છતાં પણ હૃદયનો સંતાપ ઓછો થયો નહીં એટલે તમારી હાજરીમાં તુલસી સમક્ષ કબૂલાત કરી દેવા માગું છું.'

સાચું બોલવાના વિચારમાત્રથી માણસનો ચહેરો કેવો સુંદર લાગવા માંડે છે ! સિસ્ટર ડિસોઝાને સ્નિગ્ધ દૃષ્ટિથી ચિંતન નિહાળતો રહ્યો. પછી પૂછી નાખ્યું : 'પણ એ કબૂલાતમાં મારી હાજરીની શી જરૂર ?'

'હમણાં તુલસીને ખુશખબર આપવામાં તમે મારી હાજરીનો વાંધો લીધો નહોતો, મિસ્ટર મઝુમદાર !' રણકતા અવાજે ડિસોઝા બોલી ગઈ : 'મૂર્ચ્છામાં સૂતેલી તુલસી કાંઈ જ સાંભળવાની નથી, છતાં પરીક્ષામાં પાસ થયાના ગૂડ ન્યૂઝ સૌપ્રથમ તુલસીને સંભળાવવા તમે આવી પહોંચ્યા. મારી હાજરીમાં આવી ચેષ્ટા કરવા માટે તમને સંકોચ ન જાગ્યો. હું તમારા વર્તનને વેદિયાપણામાં ખપાવી દઈશ એવોય તમે વિચાર નહોતો કર્યો, તેમાંથી મને એક વાત સમજાઈ.'

'શી ?' એમ પૂછવાની અધીરાઈ દબાવી રાખીને ચિંતને તેને આપમેળે જ બોલવા દીધી :

'લાગણીમાં ચેતન હોય તો કોઈ ચીજ જડ નથી રહેતી એ મને હમણાં સમજાયું. કોઈ વ્યક્તિ આપણી સામે હાજર ન હોવા છતાં આપણે એના જડ ગણાતા ફોટા સાથે શું કામ વાત કરી લઈએ છીએ ? ચર્ચના ફાધરને અનેક વાર બોલતા સાંભળ્યા કે જડ જણાતી આ જીસસની મૂર્તિમાં સમગ્ર વિશ્વનું ચેતન ભર્યું છે અને આપણે હાલતાં-ચાલતાં અને ચેતનવંતાં ગણાતાં માનવી વારંવાર જડની જેમ પાપ કરતાં રહીએ છીએ... એમનાં વચન દ્વારા સમજવામાં બહુ અઘરો લાગતો એ ઉપદેશ અત્યારે તમારા વર્તન દ્વારા સાવ સહેલાઈથી સમજાઈ ગયો... એટલે જ તમારી હાજરીમાં હું તુલસી સમક્ષ કબૂલાત કરવા માગું છું કે માય સિસ્ટર ગોસ્વામી, તને નિમિત્ત બનાવીને મેં પેલા સૂરજનારાયણ પાસેથી સાડાબાર હજાર રૂપિયા પડાવ્યા હતા !'

સૂરજનારાયણ ! નામ સાંભળતાં જ ચિંતનના શરીરમાં ઝણઝણાટી પ્રસરી ગઈ. કેમ, ક્યારે, કેવી રીતે પૈસા પડાવ્યા એ પૂછવાની ઉત્તેજના તે માંડ દબાવી શક્યો.

'તમારા હાવભાવ જોતાં લાગે છે, ચિંતન ! કે સૂરજનારાયણ તમને પણ ભટકાઈ ગયો હોવો જોઈએ.'

ચિંતન આનાકાની કરવાનું વિચારતો હતો, પણ ડિસોઝાએ જવાબ સાંભળવાની રાહ જોયા વગર કહેવાનું ચાલુ રાખ્યું :

'તુલસીના ઍક્સિડન્ટ પછીના પહેલા રવિવારે એ અહીં આવેલો. હું ત્યારે તુલસીની ડ્યૂટીમાં હતી. આમ તો એ પ્રધાનપુત્રે પોતાની આઈડેન્ટિટી છુપાવીને બધી હિલચાલ કરી હતી, પણ એની અસલિયત મારી જાણમાં આવી ગયેલી એટલે મેં પણ તેની સામે ચાલબાજી ખેલવા માંડી. ડિફેન્સ મિનિસ્ટર મરતાં પહેલાં પોતાની અંતિમ ઇચ્છા તુલસીને કાગળમાં લખીને

આપતા ગયા હોવાના ખ્યાલે તેને બાવરો બનાવી દીધો હતો. કદાચ લખાણનો એ કાગળ તુલસીએ ઍક્સિડન્ટ પહેલાં તેના લૉકરમાં મૂક્યો હશે એવી માન્યતાથી મારી મારફત લૉકરની ચાવી મેળવવાની તેની મુરાદ હતી.'

'પછી ?'

ડિસોઝા શ્વાસ ખાવા રોકાઈ એટલે ચિંતને એક જ વાર તેને પૂછવું પડ્યું, ત્યાર પછી ડિસોઝાએ અટક્યા વગર બાન્દ્રાની 'સી-શોર' હોટેલ સુધીની બધી જ વાત એકીશ્વાસે કબૂલાત કરવાની ઢબે ધીમા અવાજે કહી સંભળાવી. પછી છેલ્લે નિઃશ્વાસ નાખીને વાત પૂરી કરતાં કહ્યું :

'સવાલાખ રૂપિયાને બદલે અમને સાડાબાર હજાર મળ્યા, છતાં હું અને પિન્ટો ખુશ હતાં, પણ માહિમના ચર્ચમાં મધર મેરી સમક્ષ તુલસીના સાજા થવાની માનતામાં હું કેન્ડલ પ્રગટાવવા ગઈ એટલી વારમાં પૈસા સાથે પિન્ટો રફુચક્કર થઈ ગયો.'

'ઓહ !' હમદર્દી દાખવવા જતાં ચિંતનથી બોલાઈ ગયું : 'આઈ ઍમ વેરી સૉરી !'

'શેને માટે, ચિંતન ?' જાણે પોતાની વાત જ આ માણસ સમજ્યો ન હોય એવા ઉદ્વેગ સાથે ડિસોઝા બોલી ઊઠી : 'આવું કરવા માટે હું ઠપકાને પાત્ર છું છતાં તમે સૉરી શું કામ કહો છો ? પેલા માણસને મેં છેતર્યો કે પિન્ટો મને છેતરી ગયો એની કોઈ દિલગીરી રહી નથી, પરંતુ તુલસીને નામે આવી છેતરપિંડી કરવા બદલ મારો આત્મા સતત ડંખ્યા કરતો હતો.'

ચિંતન વિચારમાં પડી ગયો : 'ડિસોઝાની કબૂલાતના કેન્દ્રમાં તો પેલો સૂરજનારાયણ જ હતો. મુકુન્દની જેમ તેણે ડિસોઝાનેય પૈસાની લાલચમાં લપટાવી. છતાં બંનેમાં ફાવ્યો નહીં, કદાચ ડિસોઝાએ બીજા કોઈને આ વાત કરી દીધી હશે તો તુલસીની જિંદગીનું જોખમ વધી જશે. તુલસી સાત કરોડ સ્વિસ ફ્રાન્કનું રહસ્ય જાણીને બેહોશ બની ગઈ છે એની કોઈને પણ ગંધ આવવી ન જોઈએ, નહીંતર....

'સિસ્ટર ! જે વાત તમે હમણાં કહી એ બીજા કોઈને અગાઉ...'

'નૉટ ઍટ ઑલ !' ડિસોઝા મક્કમ અવાજે બોલી ગઈ : 'કોઈને આવી વાત કરવા જઉં તો હું જ હલકી ઠરું ને.... અત્યારે પણ મહામહેનતે મનોબળ એકઠું કરીને કબૂલાત કરી શકી.'

'કદાચ પેલા પિન્ટોએ કોઈને....'

'નૉટ પૉસિબલ ! એના હાથમાં પૈસા આવ્યા એટલે પંદર દિવસમાં તો એને દુબઈનો જૉબ મળી ગયો.'

'કદાચ પિન્ટો એને ઘેર પત્રમાં કોઈને આવું કાંઈક લખી નાખે... કદાચ ચાર-છ મહિને પાછો આવીને કોઈકની પાસે બોલી નાખે !'

'એ હવે ક્યારેય પાછો નહીં આવે.' કહેતાં ડિસોઝાનો કંઠ રૂંધાવા લાગ્યો : 'ત્યાં પહોંચીને એની મધર પર તેણે ખુશીખબરનો એક લેટર લખ્યો હતો અને ત્યાર પછી કાલ રાત્રે એને ઘેર એક તાર આવ્યો કે પિન્ટો લોસ્ટ હિઝ લાઈફ ઈન એ ટ્રક ઍક્સિડન્ટ !'

'ઓહ ગૉડ !' ચિંતને ચીસ પાડવા જેવી પીડા અનુભવી : 'સો ટેરિબલ !'

'ધૅટ ઈઝ ડેસ્ટિની !' ડિસોઝા જાણે એક રાતમાં આઘાત પચાવી ગઈ હોય તેમ ભીના છતાં સ્વસ્થ અવાજે બોલી : 'સાચું કહું, ચિંતન, તુલસીના નામે છેતરપિંડી કરીને મેળવેલા એ પૈસામાંથી મને મારો હિસ્સો મળ્યો હોત તો કદાચ મારો પણ એવો જ અંજામ આવત.'

ડિસોઝાના બોલવામાં ભારોભાર સચ્ચાઈ વર્તાઈ, છતાં ચિંતનને ગળે વાત ઊતરી નહીં. જગતમાં જો આવો ન્યાય તોળાતો હોત તો-તો અન્યાય કરનારાઓનું નિકંદન નીકળી ગયું હોત.

'મારી વાત માનવામાં નથી આવતી ને, મિસ્ટર મઝુમદાર !' જાણે એના મનોભાવ વાંચી લીધા હોય તેમ ડિસોઝા બોલી ગઈ : 'કેટલાક માણસો એટલા બધા પ્યોર હોય છે કે એમને દૂભવનારા પર દુઃખના પહાડ તૂટી પડે છે. તુલસી એવી જ નિર્મળ છે. તમે જોજો, એને રિબાવનારને જિસસ ક્રાઈસ્ટ ક્યારેય માફ નહીં કરે. એને છેતરનારો કુદરતની સજામાંથી ક્યારેય છટકી નહીં શકે.'

જાણે હમણાં જ ચર્ચમાંથી ધર્મગુરુનો ઉપદેશ સાંભળીને આવી હોય એવી ઢબે બોલતી ડિસોઝાને સાંભળી ચિંતનને દલીલ કરવાનું મન થયું કે તુલસી જેવી નિર્મળ વ્યક્તિને તારા જિસસ ક્રાઈસ્ટે આવી ક્રૂર સજા કરી જ શું કામ ?

પરંતુ આવું બોલીને સિસ્ટર ડિસોઝાની ધાર્મિક લાગણી શું કામ દૂભવવી - એવું વિચારતો ચિંતન જવા માટે ઊભો થતો હતો ત્યાં રૂમનું અધખુલ્લું બારણું આખું ઊઘડી ગયું :

'અરે, ચિંતન, તું અહીંયાં છે ?' હાથમાં બપોરના છાપા સાથે ડૉક્ટર શ્રીકાન્ત અંદર ધસી આવ્યા : 'આપણને કોઈને યાદ કેમ ન રહ્યું કે આજે સખારામના કેસનો ચુકાદો આવવાનો હતો ?' કહી તેણે 'સંધ્યાકાળ' નામ ધરાવતું બધાં છાપાં કરતાં વહેલું બહાર પડતું મરાઠી છાપું તેની સામે ધર્યું : 'સેશન્સ કોર્ટમાં સખારામને સાડાછ વર્ષની કેદ થઈ.'

'બસ, સાડાછ જ વર્ષ !' દાંત ભીંસીને બબડતાં ચિંતને તેના હાથમાંથી 'સંધ્યાકાળ' લઈને વાંચવા માંડ્યું : 'કે. જી. એમ. હૉસ્પિટલના વૉર્ડમૅન સખારામ કોલ્હાપુરેએ એ જ હૉસ્પિટલની નર્સ પર ત્રણ માસ અગાઉ બળાત્કારનો પ્રયાસ કર્યો હતો એ ગુનો પુરવાર થતાં ઍડિશનલ સેશન્સ જજ દેવીદત્ત રાંગણેકરે આરોપીને સાડાછ વર્ષની સખત કેદની સજા ફરમાવી. આરોપીને આ કાર્યમાં દૂર રહીને સાથ આપનાર બીજા આરોપી સદાનંદને અદાલતે માત્ર ત્રણ માસની સાદી સજા ફરમાવી હતી, જ્યારે સખારામને મદદ કરનાર ત્રીજો આરોપી કાશીનાથ તાજનો સાક્ષી બન્યો હોવાથી અદાલતે તેને માફી બક્ષી દીધી...

સખારામ કોલ્હાપુરેએ બચાવપક્ષના વકીલની ઉપરવટ જઈને પોતાના ગુનાનો એકરાર કરી એ પાપમાંથી છુટકારો અપાવવા યોગ્ય સજા ફરમાવવાની ન્યાયમૂર્તિને અરજ કરી ત્યારે અદાલતખંડમાં આશ્ચર્ય પ્રસરી ગયું હતું. આ ચુકાદા સામે હાઈકોર્ટમાં તે અપીલ કરી શકે છે એવું કહેવામાં આવ્યું ત્યારે પણ સખારામે અપીલમાં જવાનો સાફ ઇન્કાર જાહેર કરી દીધો હતો... એટલે આ કેસનો કાયમી નિકાલ આવી ગયો એમ કહી શકાય, પણ સખારામની અધમતાનો ભોગ બનેલી નર્સ તુલસી ગોસ્વામી છેલ્લા ત્રણ માસથી બેશુદ્ધ હાલતમાં પડી છે ત્યાં સુધી બીજા બધા માટે તો આ કેસ લટકતો જ ગણાય.'

અહેવાલનું છેલ્લું વાક્ય ચિંતનને સ્પર્શી ગયું : તુલસીની જિંદગીનો કેસ કોણ જાણે ક્યાં સુધી લટકતો રહેશે !

ડૉક્ટર શ્રીકાન્તના હાથમાં છાપું પાછું આપતી વખતે ચિંતનને કહેવાનું મન થયું કે મારી પરીક્ષાનો ચુકાદો પણ આજે જ આવ્યો એય કેવો જોગાનુજોગ !

*

શનિવારે બપોરે બૅન્કમાંથી છૂટીને ઘેર આવેલા પુત્રનાં પગલાંમાં ગોસ્વામીજીને રોજ કરતાં વધારે સ્ફૂર્તિ અને ગતિનો ભાસ થયો. હંમેશ એ ઘરમાં દાખલ થતો ત્યારે 'આવી ગયો ?' એવા પિતાના ઉદ્‌ગારનો જવાબ મોટા ભાગે મુકુન્દ માથું હલાવીને કે પાંપણ પટપટાવીને આપી અંદર પત્ની પાસે ચાલ્યો જતો. ક્યારેક ઘેર મોડા આવતા પુત્રને 'કેમ આજે મોડું થયું, ભાઈ ?' એવી પૃચ્છા કરતા પિતાને બેએક વાર સરખો જવાબ નહીં મળ્યા પછી ગોસ્વામીજીએ એવું પૂછવાનું બંધ કરી દીધું હતું.

'કેમ છો, બાપુજી ?' સ્ફૂર્તિથી ઘરમાં દાખલ થતાંની સાથે જ મુકુન્દે ઘણા વખત પછી આ રીતે ખબર પૂછ્યા એટલે ગોસ્વામીજી મનમાં હરખાયા. 'મજામાં છું, ભાઈ !' કહીને ગોસ્વામીજી પુત્રના મુખભાવ નિહાળવા લાગ્યા ત્યારે મુકુન્દ પામી ગયો કે પિતાની ચકોર નજરે પોતાના આજના વર્તનનું પરિવર્તન પકડી પાડ્યું છે.

'હું ફ્રેશ થઈને આવું, પછી આપણે નિરાંતે સાથે ચા પીએ.' કહેતો એ અંદરના ઓરડા તરફ સરકી ગયો ત્યારે તો ગોસ્વામીને ગંધ આવી ગઈ કે દીકરો બાપ પાસેથી કાંઈક કામ કઢાવી લેવાનું નક્કી કરીને જ બહારથી આવ્યો લાગે છે.

આમ તો પિતા-પુત્ર વચ્ચે નિરાંતે બેસી વાતચીત કરવાનું ભાગ્યે જ બનતું. ગોસ્વામીજી મહિનાની પહેલી તારીખે બૅન્કમાંથી અઢીસો રૂપિયા લઈ આવીને વહુના હાથમાં આપી દેતા. 'ઘરખર્ચ માટે રાખો.' કહીને ઉમેરતા : 'ખૂટે તો બીજા માગી લેજો.'

જોકે પોતાની ખાધાખોરાકી રૂપે દર મહિને અઢીસો આપતા ગોસ્વામીજીએ છેલ્લા બે મહિનાથી ખોરાક લેવાનું બંધ કરી દીધું હતું. ડૉક્ટરને પૂછી લઈ માત્ર દૂધ અને ફ્રૂટનો આહાર અપનાવી લીધો હતો. ફ્રૂટ પોતે જાતે જ માર્કેટ જઈને લઈ આવતા, જેથી દીકરાએ એનો

ખર્ચ ભોગવવો ન પડે. અનાજ બંધ કર્યા પછી મુકુન્દે એક વાર જિજ્ઞાસા ખાતર પૂછેલું, 'આમ કેમ કર્યું, બાપુજી ?' ત્યારે પોતે તેના સંતોષ ખાતર કહેલું : 'ડૉક્ટરે ઘી-તેલ અને મીઠું સાવ ઓછું કરી નાખવાનું કહ્યું, પણ આપણને એવી બાફેલી રસોઈ જીભે લાગે નહીં, એટલે કાચાં શાકભાજી અને ફળ ચાલુ કરી દીધાં. એમાં બીજી કોઈ કડાકૂટ તો નહીં.'

ન પિતાએ પુત્રને જણાવી દીધું કે ન પુત્રવધૂએ એના પતિને કહ્યું કે રસોઈ બાબત સસરા-વહુ વચ્ચે થોડી ચડભડ થયા પછી આ ફેરફાર થઈ ગયો હતો !

'વાહ, ચા આવી ગઈ.' પત્ની ચાની ટ્રે મૂકી ગયા પછી બેઠકખંડમાં પ્રવેશ કરતાં મુકુન્દે બાજી ગોઠવતા ખેલાડીની ઢબે પિતા સામે બેઠક લઈને ટિપાઈ પર એરમેલનું લાંબું પરબીડિયું મૂક્યું.

પુત્રની બંને ધારણા સાચી પડી. પડેલી ધારણા પ્રમાણે પિતાની દૃષ્ટિ એરમેલ તરફ ખેંચાઈ અને બીજી ધારણા મુજબ એમણે સવાલ પણ પૂછ્યો : 'પરદેશથી કોઈનો પત્ર આવ્યો લાગે છે ?'

'હં !' કહી જાણે કરીને આગળ બોલવાનું મુલતવી રાખવા માટે મુકુન્દે ચાનો કપ હોઠે માંડ્યો. અર્ધો કપ ચા પિવાઈ ગઈ છતાં પિતાની જિજ્ઞાસા તીવ્ર બનતી ન દેખાઈ ત્યારે તેની પોતાની જ ધીરજ ખૂટી ગઈ :

'લંડનથી બૅન્કના સરનામે આવેલો સૂરજનારાયણનો પત્ર છે.'

'હં !' ધાર્યું હતું એ જ નીકળ્યું હોય એવી સ્વસ્થતાથી ગોસ્વામીજીએ ચા પીવાનું ચાલુ રાખ્યું. જોકે અંદરખાનેથી તો એમનું ભીતર ખળભળી ઊઠ્યું હતું. ભાવિનો કોઈ અમંગળ બનાવ કેટલાકને અગાઉથી એંધાણી આપી દે તેમ પાંચ-સાત દિવસથી ગોસ્વામીજી અકારણ અકળામણ અનુભવતા હતા. તુલસીની દુર્ઘટના અગાઉ પણ બહુ બૂરી રીતે એમનો જીવ ચૂંથાતો રહ્યો હતો.

'પત્ર વાંચી સંભળાવું ?' ચાનો કપ પૂરો કરી મુકુન્દ હુકમનું પાનું પકડવાની અદાથી પરબીડિયું હાથમાં લઈ અંદરથી પત્ર કાઢવા લાગ્યો ત્યારે પિતાએ તેને અધવચ્ચે જ અટકાવી દીધો : 'વાંચી સંભળાવવાની જરૂર નથી, કહી સંભળાવીશ તોય ચાલશે.'

'તો સાંભળો.' પરબીડિયાને ટિપાઈ પર પછાડી સહેજ છાતી ફુલાવી પિતા સાથે દૃષ્ટિ મેળવ્યા વગર જ એણે શરૂ કર્યું : 'સૂરજનારાયણજી લખે છે કે તમારી બહેનને સારવાર માટે લંડન લઈ આવવાનો હવે આ છેલ્લો ચાન્સ છે. થોડા દિવસ પછી બિઝનેસ અંગે મારે અમેરિકા જવાનું થશે. ત્યાંથી લંડન પાછા આવતાં કેટલો સમય લાગે એ કહેવાય નહીં. મેં તમને મોકલેલી એર ટિકિટો પણ હવે થોડા દિવસ પછી ઈનવૅલિડ થઈ જશે. તમે તત્કાળ તમારી બહેનને લઈને લંડન આવી પહોંચો તો અમેરિકા જવાનું થોડા દિવસ માટે હું મુલતવી રાખું, નહીંતર આ વાત હંમેશને માટે ભૂલી જઈએ. મેં મારી ફરજ બજાવી; તમને ફરજ બજાવતાં કોણ રોકે છે એ મને તો સમજાતું નથી.'

એકીશ્વાસે પત્રનો સાર મુકુન્દે એવો સડસડાટ સંભળાવી દીધો કે અનેક વાર વાંચીને ગોખી રાખ્યો હોય ! પિતાના પ્રત્યાઘાત જાણવા તેણે આંખ ઊંચી કરી તો ગોસ્વામીજી પાંપણ ઢાળીને વિચારમાં ગરકાવ થયેલા દેખાયા. સાંભળીને તત્કાલ ના ન પાડી દીધી તેથી મુકુન્દે રાહત અનુભવી... જોકે આજે કોઈ પણ ભોગે 'ના' નહીં સાંભળવાના દૃઢ સંકલ્પ સાથે એણે ઘરમાં પગ મૂક્યો હતો.

'મુકુન્દ, મને સમજાતું નથી કે આવા ઘોર કળિયુગમાં આવા...'

'સજ્જન ક્યાંથી મળે ? - એમ જ કહેવા માગો છો ને, બાપુજી !' મુકુન્દ આવેશમાં વચ્ચે બોલી ઊઠ્યો : 'કળિયુગમાં લાખો સખારામો વચ્ચે આવો એકાદ સૂરજનારાયણ પણ ઈશ્વર પેદા કરે છે... નહીંતર તો માણસને માણસાઈમાં શ્રદ્ધા જ ક્યાંથી રહે, બાપુજી !'

'સાચી વાત છે તારી.' ફરી પાંપણ ઢાળી દેતાં ગોસ્વામીએ પૂછ્યું : 'તને શું લાગે છે, મુકુન્દ ?'

'આમાં બીજું લાગવા જેવું છે પણ શું ? સોમવારે બૅન્કમાં મારા પર એનો ફોન આવે એટલે કહી દઉં છું કે અમે વિના વિલંબે તુલસીને લઈ રવાના થઈએ છીએ.'

ત્યારે ગોસ્વામીજીનું આંખો સાથે મોં પણ પહોળું થઈ ગયું. મુકુન્દ જે તોરમાં બોલી રહ્યો હતો તેની સામે કોઈ દલીલ કામ લાગવાની નહોતી, છતાં કહેવું પડ્યું :

'આપણે હૉસ્પિટલના ડૉક્ટરની સલાહ...'

'હવે મારે કોઈની સલાહ લેવી નથી કે ચિઠ્ઠીઓ પણ નાખવી નથી.' એરમેલ લેટરને ટિપાઈ પર પછાડતાં મુકુન્દે ઊંચા અવાજે સંભળાવ્યું : 'સખારામના કેસનો ફેંસલો આવી ગયો, હાઈકૉર્ટમાં અપીલ પણ થવાની નથી, એટલે એ બહાનું ટળી ગયું.'

'છતાં એ લોકો તુલસીને આપણી જેમ સ્વજન જેવી ગણીને ટ્રીટમેન્ટ આપે છે. આપણી પાસેથી પાઈનો ખર્ચ લેતા નથી. ડૉક્ટરો, નર્સો પોતાના સમયનો હસતા મુખે ભોગ આપે છે એટલે એમને સમજાવવામાં આપણું શું જાય છે ?'

'સમજાવવાથી એ લોકો માનવાના નથી, બાપુજી !' મુકુન્દના અવાજનો સૂર ઊંચે ચડતો હતો : 'હૉસ્પિટલવાળા ત્રણ મહિનામાં કાંઈ જ સુધારો લાવી શક્યા નહીં અને હવે તુલસી પરદેશની સારવારથી સાજી થઈ જાય તો એમની નામોશી થાય એવી પણ એમને દહેશત હશે.'

'મુકુન્દ, તું નગુણો થવાની હદે નહીં જા !' ગોસ્વામીજીએ આંખો કાઢી : 'મનફાવે તેમ ધારી લઈને મનફાવે એવા આક્ષેપ નહીં કર... તુલસીની આવરદા હશે તો અહીં પણ સાજી થઈ જશે. હું હૉસ્પિટલવાળાની ઇચ્છા વિરુદ્ધ....'

'કાંઈ જ નહીં કરો એ તો મને ક્યારનું સમજાઈ ચૂક્યું છે.' મુકુન્દના બોલવામાં તીખાશ આવવા લાગી : 'તમે એ લોકોના ઉપકાર હેઠળ દબાઈ ચૂક્યા છો એટલે...'

'અને તું પરોપકારી સૂરજનારાયણના ઉપકાર હેઠળ જવા માગે છે !'

'મારી બહેનને ખાતર હું ગમે તે કરવા તૈયાર છું.'

'મારી બહેન !' ગોસ્વામીજીનાં દાંત ભીંસાયા : આજ સુધી જેની તેં પરવા કરી નહોતી એ હવે 'મારી બહેન' થઈ ગઈ ! એટલા માટે કે તમે બંને તેના નામે પરદેશ ફરી આવવા માગો છો ! પણ આવું કાંઈ એ બોલી શક્યા નહીં.

'ધાર કે તુલસીના પિતા તરીકે હું સંમતિ ન આપું તો ?'

'તો ?' મુકુન્દનાં જડબાં તંગ થઈ ગયાં. ચહેરાનો રંગ રતાશ પકડવા લાગ્યો. બારણા પાછળ ઊભીઊભી બધું જોતી-સાંભળતી પત્ની પર નજર પડી ત્યારે એની આંખો મહેણું સંભળાવતી દેખાઈ : સદા બાપથી દબાયેલા તમે હવે મૂંગા થઈ જવાના... જાણે ધૂંધવાતા અગ્નિમાં ઘી રેડાયું હોય તેમ મુકુન્દે ભડકો કર્યો :

'તમે સંમતિ નહીં આપો તો હું તમારી અને હૉસ્પિટલ સામે કૉર્ટમાં અરજી કરીશ... ત્યાં જાહેર કરીશ કે આ બધાએ ભેગા મળીને મારી બહેનને પરદેશની સારી સારવાર ન મળે એવું કાવતરું ઘડી કાઢ્યું છે !'

'મુકુન્દ !' ગોસ્વામીએ ફાટેલા અવાજે રાડ પાડી : 'કાવતરું ?'

'હા, કાવતરું !' મુકુન્દે સામી ત્રાડ નાખી : 'પછી જોજો, મુંબઈના એકએક છાપામાં તમારી બધાની આબરૂના કેવા ધજાગરા થાય છે તે !'

એટલું સાંભળતાં જ ગોસ્વામીના ચહેરા પર પસીનો રેલાવા માંડ્યો, શરીરમાં ધ્રુજારી અને છાતીમાં મૂંઝારો ઊપડ્યો. આ ઉશ્કેરાટને અંકુશમાં નહીં લે તો હવે ત્રીજો અને છેલ્લો હાર્ટ-એટૅક નક્કી છે - એવો અંદરથી પોકાર સંભળાયો હોય તેમ ગોસ્વામીએ આંખો મીંચી દઈ આવેશને સંયમની મુઠ્ઠીમાં જકડી લીધો. જીદે ચડેલો અને કોઈનો ચડાવેલો દીકરો હવે ધાર્યું કરીને જ રહેવાનો છે એ સમજાઈ ગયા પછી અણસમજુને સમજાવવાનો કાંઈ જ અર્થ નહોતો.

'ભલે, ભાઈ !' ધ્રૂજતા અવાજે માંડમાંડ બે શબ્દો ઉચ્ચાર્યા પછી ગોસ્વામીએ ચહેરા પરથી નીતરતો પરસેવો લૂછ્યો. છાતીનો ડાબો ભાગ દાબીને થોડો ઘસી લીધો. હૃદય અને કંઠમાં થોડી રાહત થઈ એટલે બોલ્યા :

'ભલે, ભાઈ, કદાચ એમાં જ તુલસીની ભલાઈ હશે. તું સગો ભાઈ થઈને બહેનનું અહિત થાય એવું તો ન જ કરે ને !'

સાંભળતાં જ મુકુન્દને છલાંગ મારીને પત્ની પાસે પહોંચી જવાનું જોશ ચડી આવ્યું, પણ પિતાને હજુ કાંઈક કહેવાનું બાકી છે એવું લાગ્યું એટલે ઊંચોનીચો થતો બેસી રહ્યો.

'જવાની તૈયારી કર, પણ હમણાં બહાર જાહેર નહીં કરતો.'

'ભલે, બાપુજી !' ઉત્સાહભેર એ બોલી તો ગયો, પણ જાહેર નહીં કરવાનું કારણ જાણવાનું કુતૂહલ રોકી ન શક્યો : 'બહાર જાહેર કરવામાં શો વાંધો, બાપુજી ?'

'વાંધો...' દુઃખનો ઘૂંટડો ગળે ઉતારવા રોકાઈને મધુકર ગોસ્વામીએ કહેવું પડ્યું : 'બટુક મહારાજ પાસે જઈને સારો દિવસ નક્કી કરી આવું પછી જ બહાર પાડીએ તો સારું...' પ્રસ્તાવ પર પુત્રનું મોં બગડતું દેખાયું એટલે ગોસ્વામીએ સત્વર ઉમેર્યું : 'બટુક મહારાજે વર્ષો પહેલાં તુલસીની કુંડળી જોઈને કહેલું કે તમારી પુત્રીના ગ્રહોમાં પરદેશનો પ્રવાસ લખાયો છે.'

'ખરેખર ?' મુકુન્દની ખુશાલી બેવડાઈ ગઈ : 'તો આજ સુધી તમે બોલ્યા કેમ નહીં ? ચાલો, આપણે બંને સાથે એની પાસે જઈએ.'

'એમાં તારી જરૂર નથી, ભાઈ ! કાલે રવિવાર છે, સાંજે હું જ એમની પાસે જઈ આવીશ. તમે છાનાંમાનાં તમારી તૈયારીમાં લાગી જાઓ.'

ત્યારે મુકુન્દને જિંદગીમાં પ્રથમ વાર પિતા પ્રત્યે પૂજ્યભાવ જાગ્યો હોય તેમ એ હાથ જોડીને ગોસ્વામીજીને પગે પડી ગયો : 'તમારા આશીર્વાદ હશે તો જરૂર અમને ફતેહ મળશે.'

પુત્રની એ ચેષ્ટાએ ગોસ્વામીજીને ગદ્ગદ કરી મૂક્યા : 'મારા આશીર્વાદ હંમેશાં તુલસી સાથે હોય જ, ભાઈ ! એ સિવાય મારી પાસે આપવા જેવું બીજું રહ્યું પણ શું છે ?'

એ આશીર્વચનો સાંભળવાની ખેવના કર્યા વગર મુકુન્દ જાણે હમણાં જ પરદેશ પહોંચી જવાનું હોય એટલા ઝનૂનમાં અંદર પેસી ગયો ત્યારે તુલસીના પિતાથી ઊંડો નિઃશ્વાસ નંખાઈ ગયો.

*

'ચિંતન, અત્યારે આપણી વચ્ચે જે કાંઈ વાતચીત થાય એ તું તારા મનમાં જ રાખજે.'

સામે ઘૂઘવતા શિવાજી પાર્કના દરિયાને તાકી રહેલા ગોસ્વામીજી ઘણી વારે બોલ્યા ત્યારે ચિંતનના ચહેરા પર ચિંતાની રેખા ઊપસવા લાગી. પોતે હૉસ્પિટલથી ઘર તરફ પાછો ફરતો હતો ત્યાં શેરીના નાકા પર જ ગોસ્વામીજી મળી ગયેલા : 'સારું થયું, ચિંતન, તું મળી ગયો. આવ, આપણે શિવાજી પાર્ક સુધી ફરી આવીએ. ડૉક્ટરે કહ્યું છે કે હવે ધીમેધીમે થોડુંથોડું ચાલવાનું રાખો.'

'ચાલો, કાકા, ઘણા વખતથી મેં પણ દરિયો જોયો નથી.' કહેતો પોતે તૈયાર થઈ ગયો હતો : 'તમે એક મિનિટ ઊભા રહો; હું ઘેર બાને જાણ કરી આવું.'

'નહીં, ચિંતન, આપણને વાર નહીં લાગે.' કહેતાં ગોસ્વામીકાકાએ તેનો હાથ પકડી લીધો : 'પાછા ફરતાં આપણે ટૅક્સી કરી લઈશું.'

જોકે થોડું ચાલ્યા પછી ગોસ્વામીની શક્તિ ખર્ચાઈ ગઈ હોય કે ધીરજ ખૂટી ગઈ હોય તેમ જતી વખતે પણ ટૅક્સી જ કરી લીધી હતી : 'ખુલ્લી હવામાં નિરાંતે વાતો કરીશું.'

કહીને આખા રસ્તે મૂંગામૂંગા દરિયાકિનારે લઈ આવ્યા અને આવ્યા પછી પણ વાતચીત કરવાની શરૂઆત કરવામાંય ઘણો સમય લીધો ત્યારે ચિંતને બેચેની અનુભવવા માંડી હતી. તેમાં વાત મનમાં જ રાખવાનું કહ્યું હતું એટલે એની વ્યગ્રતા વધી ગઈ. નીચું માથું રાખી રેતીમાં આંગળી ફેરવતાં એણે પૂછવું પડ્યું :

'શી વાત છે, કાકા ?'

'તુલસીને લંડન લઈ જવાનું મુકુન્દે નક્કી કરી નાખ્યું !'

'હેં !' ધ્રાસકો પડ્યો હોય તેમ ચિંતનની ગરદન ઊંચી થઈ ગઈ : 'મુકુન્દભાઈએ નક્કી કરી નાખ્યું ?... પણ આમ એકાએક ?'

'એના પર પેલા સૂરજનારાયણનો તાકીદનો પત્ર આવ્યો.' કહી ગોસ્વામીજીએ બપોર દીકરા સાથે થયેલી વાતચીતનો સાર કહી સંભળાવીને પૂછ્યું :

'તને શું લાગે છે, ચિંતન ?'

'હું... મને....' ચિંતનની જીભ ગૂંચળું વળી ગઈ, પણ આંખોમાં ડોકાતો ભય ગોસ્વામીજીની નજર બહાર ન રહ્યો.

'જો, ભાઈ, તારા મનમાં જે કાંઈ હોય તે તું વિના સંકોચે કહી નાખજે. મારાથી કાંઈ જ છુપાવે તો તને તુલસીના સોગંદ છે !' કહી ગોસ્વામીજીએ તેના ખભા પર હાથ મૂક્યો. તુલસીના પિતાના સ્પર્શમાં ચિંતને લાચારીની ધ્રુજારી અનુભવી : 'તે દિવસે શ્રીનાથજીની છબી સમક્ષ હા-નાની ચિઠ્ઠીઓ નાખી અને તેમાં ''ના'' આવી ત્યારે અમારાં બધાંમાં સૌથી વધુ આનંદ તારા ચહેરા પર ચમકતો હતો, ચિંતન ! આજે મારે એનું કારણ જાણવું છે.'

'તુલસીના સોગંદ આપીને તમે બધું જ જાણી લેવા માગો છો, કાકા !' લાગણીભીના અવાજે કહીને ચિંતને તેની સામે જોયું : 'કેટલીક વાત જાણવાથી હૃદય પર ભાર વધી જાય છે...'

'અને ક્યારેક જાણી લેવાથી હૃદય હળવું પણ થઈ જાય છે, ચિંતન !'

ત્યારે એમની નજરમાંથી નીતરતો વાત્સલ્યનો વિષાદ જીરવાતો ન હોય તેમ ચિંતને નીચું જોઈ જવું પડ્યું. કહેતાં પહેલાં ગળું તેણે ખંખેરી લેવું પડ્યું :

'જાણ કરતાં અગાઉ મારે એક અપરાધનો એકરાર પણ કરી લેવાનો છે, ગોસ્વામીકાકા ! શ્રીનાથજી પાસે મૂકેલી ચિઠ્ઠીમાં મેં કપટ કર્યું હતું.' એનો અવાજ તરડાયો : 'છબીને ધરેલી બંને ચિઠ્ઠી 'ના'ની જ હતી અને 'હા'ની ત્રીજી ચિઠ્ઠી ખિસ્સામાં જ રાખી મૂકી હતી.'

સાંભળીને ચિંતને ધારેલો એવો કોઈ પ્રત્યાઘાત ગોસ્વામીજીના મુખ પર દેખાયો નહીં. 'કારણ વગર તું કપટ કરે એવો નથી, ચિંતન ! એટલે જ હું કારણ જાણવા માગું છું.'

'કારણ ?' પળવાર માટે કહેવા-ન-કહેવાની ઉલઝનમાં ગૂંચવાયા પછી ચિંતને દિલ ખોલી

નાખ્યું : 'તુલસી કોઈ એવો ભેદ જાણે છે કે જે સ્વર્ગસ્થ ડિફેન્સ મિનિસ્ટરના પુત્ર સૂરજનારાયણ માટે અતિ કીમતી છે. મરતાં પહેલાં એકાન્તમાં બાબુ જગતનારાયણે તુલસીને કાંઈક એવું લખી આપ્યું છે જે હાથ કરવા માટે સૂરજનારાયણ ગમે એટલો ખર્ચ કરવા તૈયાર થાય.'

સાંભળીને ગોસ્વામીજીના મુખ પર ચિંતા ઊપસવા લાગી, છતાં આગળ સાંભળવા માટે એઓ ચિંતનના હોઠને તાકી રહ્યા હતા.

'તુલસી એ સાંજે થોડી વાર માટે હૉસ્પિટલથી ઘેર આવી ત્યારે એણે મને એક કામ સોંપેલું. જગતનારાયણે પોતાના હાથે લંડન મોકલવા માટે લખી આપેલ ટેલેક્સ કરી આવવાનું કામ ચીંધતી વખતે તુલસીએ મને પૂછ્યું હતું : ચિંતુ સાત કરોડ સ્વિસ ફ્રાન્કના કેટલા રૂપિયા થાય ?'

ગોસ્વામીજીના કપાળ પર કરચલીઓ વળવા લાગી.

'એ ટેલેક્સમાં પિતાએ પુત્રને જણાવ્યું હતું કે કદાચ આપણો મેળાપ ન થાય તો તું હૉસ્પિટલની નર્સ તુલસી ગોસ્વામીને મળજે... અને એણે બજાવેલી સેવાના બદલામાં ગીતાજીનું પુસ્તક પણ ભેટ આપજે.'

'જે પુસ્તક સૂરજનારાયણનો માણસ મને ઇન્ટેન્સિવ કૅરમાં આપી ગયો હતો.'

'નહીં, કાકા ! એનો માણસ નહીં, સૂરજનારાયણ પોતે જ આપી ગયો હતો.' કહી ચિંતને બીજા પણ બે આંચકા આપી દીધા. મુકુન્દ અને ડિસોઝાને પૈસાની લાલચ આપી પેલો કાગળ હાથ કરવા સૂરજનારાયણે આખી રાત એમના ઘરમાં ગાળી હતી અને તુલસીના લૉકરની ડુપ્લિકેટ ચાવી મેળવવાની કેવી ચાલાકી અજમાવી હતી એ સાંભળીને ગોસ્વામીજી થોડી વાર અવાક્ બની ગયા.

'આ રાજકીય કાવાદાવામાં મારી નિર્દોષ તુલસી ક્યાં ફસાઈ ગઈ !' નિઃશ્વાસ નાખીને આમ બોલી ગયા પછી એમણે ઉમેર્યું : 'ચિંતન, તુલસી ભાનમાં આવે અને સૂરજનારાયણને એના પિતાનો કાગળ મળી જાય એમાં ખોટું શું છે ? મરતી વખતે કોઈએ ચીંધેલું કામ પાર પાડવું એ તો આપણી ફરજ છે. પહેલેથી મને આ ભેદની જાણ હોત તો હું સામે ચાલીને સૂરજનારાયણને કહી દેત કે ભાઈ, તમે જરૂર એને સારવાર માટે લંડન લઈ જાઓ. એ ભાનમાં આવે, તમારી અમાનત તમને મળી જાય એટલે મારી તુલસીને પાછી મોકલી આપો, એ સિવાય અમારે બીજું કાંઈ ન જોઈએ.'

'કામ પતી ગયા પછી એ તુલસીને પાછી તો મોકલી જ આપે, કાકા ! પણ જીવતી-જાગતી તુલસીને નહીં, એના મૃતદેહને જ !'

ચિંતનના એ શબ્દોએ ગોસ્વામીજીને થથરાવી દીધા. આંચકા સાથે તેઓ રાડ પાડવા જતા હતા પણ 'ચિંતન !' એ એક જ શબ્દ તેમના રૂંધાતાં કંઠમાંથી બહાર પડ્યો.

'આવું અમંગળ મારે નહીં બોલવું જોઈએ, ગોસ્વામીકાકા, પણ તુલસીના સોગંદ

આપ્યા પછી મૂંગોય કેમ રહી શકું ?' તેના અવાજમાં પીડા ઘૂંટાતી હતી : 'ભારતના મહાન દેશભક્ત ડિફેન્સ મિનિસ્ટર રાષ્ટ્રનો દ્રોહ કરી સ્વિસ બેન્કમાં સાત કરોડ રૂપિયાની મૂડી રોકતા ગયા છે એ વાત જાહેર થઈ જાય એવું એમનો પુત્ર ઇચ્છે ખરો ? અને એ ભેદને ભેદ જ રહેવા દેવો હોય તો સૂરજનારાયણ પોતાનો સ્વાર્થ સરી ગયા પછી તુલસીને જીવતી રહેવા દે ખરો ?'

સાંભળતાં જ શરીરમાં અસહ્ય ધ્રુજારી પ્રસરી ગઈ હોય તેમ બંને હાથના પંજા એકઠા કરી ગોસ્વામીએ ધબકતી છાતી પર દાબી દીધા. ઘૂંટાતા શ્વાસે ક્યાંય સુધી ક્ષિતિજમાં ડૂબી રહેલા સૂરજને નીરખતા રહી એક ઊનો નિસાસો તેમણે નાખ્યો. કિનારા સાથે અફળાતાં સમુદ્રનાં મોજાંની જેમ મનને મૂંઝવતા વિચારો મગજમાં પછડાટ ખાઈને હૃદયના કિનારાને ભીંજવી જતા હતા !

*

'યશોદામાસી ! જલદી આવો !' સોમવારની સવારે છ વાગ્યે પોતાના ઘરના ઉંબરેથી સામેની દિશામાં મુકુન્દે રાડ નાખી : 'ચિંતન, જલદી આવ ! બાપુજીને કાંઈક થઈ ગયું !'

'શું થઈ ગયું ગોસ્વામીજીને ?' સવારની પૂજામાં બેસવાની તૈયારી કરતાં યશોદાબહેને મુકુન્દની રાડ સાંભળી ઘરની બારીમાં ધસી આવતાં પૂછ્યું... પણ જવાબ આપવાને બદલે મુકુન્દ અવાકપણે આંસુ સારતો દેખાયો એટલે યશોદાબહેન 'ફરી હાર્ટ-એટેક આવ્યો કે શું ?' બબડતાં પુત્રને જગાડવા જતાં હતાં ત્યાં ચિંતન પોતે જ અમંગળનાં એંધાણ પામી ગયો હોય તેમ પથારીમાંથી બહાર ધસી આવી સડસડાટ સીડી ઊતરીને સામે પહોંચી ગયો.

'બાપુજી રિસાઈ ગયા !' છલાંગ મારતો ચિંતન પાસે આવ્યો ત્યારે મુકુન્દની જીભને વાચા ફૂટી : 'હું જગાડવા ગયો તો હોંકારો ન આપ્યો !'

તેનો ખુલાસો સાંભળવા રોકાયા વિના ચિંતન સીધો અંદર ધસી ગયો. અંદરના રૂમને ઉંબરે પડી ગયેલા મોઢે ઊભેલી અનુએ તેને તુલસીના રૂમ તરફ આંગળી ચીંધી : 'બાપુજીએ કાલ રાત્રે બહેનના રૂમમાં સૂવાની જીદ લીધેલી.'

એ શબ્દોમાં જ બધું સમજાઈ ગયું હોય તેમ ચિંતનના પગમાંથી જોશ ઓસરી ગયું. હાંફતા શ્વાસે તુલસીના રૂમનો ઉંબરો ઓળંગીને અંદર જતાં જ ચિરશાન્તિમાં પોઢેલા ગોસ્વામીજીના સૌમ્ય મુખ પર એની દૃષ્ટિ જડાઈ ગઈ. મણમણની બેડીમાં પગ જકડાઈ ગયા હોય તેમ જુવાન ચિંતન ઘસડાતી ચાલે એમના ખાટલા સુધી પહોંચ્યો.

ગોઠણભેર નીચે બેસી, ખાટલાની કિનારી પર ડાબો હાથ ટેકવી ચિંતને જમણા હાથની આંગળી ગોસ્વામીજીના નાક પાસે ધરીને જોયું તો શ્વાસ બંધ થઈ ચૂક્યા હતા. ચાદર નીચે ઢંકાયેલા હાથનું કાંડું હાથમાં લઈ નાડી તપાસી... નાડી ધબકતી બંધ થઈ ચૂકી હતી. બંને આંખની બંધ પાંપણ વારાફરતી ઊંચી કરીને કીકીઓ તપાસી અને છેલ્લે છાતી પર કાન મૂકીને હૃદયના ધબકારા સાંભળવાની ચેષ્ટા કરી જોઈ...

ત્યાં સુધીમાં યશોદાબહેન, મુકુન્દ અને તુલસીની ભાભી ત્રણેય અંદર આવીને તેની પાછળ ઊભાં રહી ગયાં હતાં. ધીમેધીમે ડોક પાછળ ફેરવી ક્ષણવાર માટે ત્રણેને જોતા રહીને ચિંતને નકારમાં ગરદન હલાવી : 'આપણે મોડાં પડ્યાં.'

એટલું સાંભળતાં જ મુકુન્દે પોક મૂકી અને અનુએ યશોદાબહેનને વળગી પડી ધ્રુસકે-ધ્રુસકે રડવાનું ચાલુ કરી દીધું.

'સ્ટૉપ ઈટ !' ચિંતનથી રાડ પડાઈ ગઈ. પલંગના કિનારા પર લટકતો ગોસ્વામીજીનો હાથ એ ચાદર નીચે ગોઠવવા જતો હતો ત્યાં તેના હાથમાં એક શીશી અફળાઈ. ઝાટકા સાથે શીશી બહાર કાઢીને જોયું તો ઊંઘની ટિકડીની ખાલી બૉટલ !

'રોકકળ કરીને ગામમાં ઢંઢેરો પીટવાનો નથી.' ત્રણે સામે પેલી ખાલી બૉટલ ધરતાં એણે તાકીદ કરી : 'ગોસ્વામીકાકા ઊંઘની ગોળીઓ લઈ હંમેશને માટે ઊંઘી ગયા.'

'હાયહાય ! એમણે આપઘાત કર્યો !' તુલસીની ભાભી બરાડી ઊઠી : 'આખરે અમને બદનામ કરીને મર્યા !'

'વહુ ! થોડી વાર તો જીભ મોંમાં રાખો !' યશોદાબહેને આંખો કાઢી ઠપકો સંભળાવ્યો : 'મૃત્યુની અદબ રાખો !'

ખાલી શીશી જોઈ રહેલા ચિંતનના મનમાં કંઈક શંકા જાગી એટલે એણે ગોસ્વામીજીના પગ પાસેથી ચાદરનો છેડો ખસેડ્યો તો બે પગ વચ્ચેથી બીજી એક ખાલી શીશી હાથ લાગી. હૃદય પર કોઈએ ગરમ સીસું રેડ્યું હોય એવો દાહ અનુભવતા ચિંતને બંને ખાલી શીશી જમણા હાથની હથેળીમાં ગોઠવી મુકુન્દ અને અનુ તરફ હાથ લંબાવ્યો. અંગારા ચાંપતી રોષભરી નજરે બંને તાકી રહીને એ કહેવા જતો હતો : સાચવી રાખો તમારા પિતાની આ અંતિમ યાદગીરી... પણ યશોદાબહેન તરફ ધ્યાન જતાં એ કટુ શબ્દોને હોઠેથી પાછા વાળી લીધા.

'ફોન કરીને શ્રીકાન્ત અને શ્રીવાસ્તવજીને જાણ કરું છું. એ બેમાંથી કોઈક આવે નહીં ત્યાં સુધી તમારાં મોં બંધ રાખજો.' કહેતો ચિંતન ફોન કરવા ઘર તરફ ધસી ગયો.

અર્ધી મિનિટમાં એ પાછો આવ્યો ત્યારે યશોદાબહેન હાથમાં એક પરબીડિયું લઈને ઊભેલાં દેખાયાં : 'એમના ઓશીકા નીચેથી આ બંધ કાગળ નીકળ્યો.'

મુકુન્દ હાથ લંબાવી પરબીડિયું લેવા જાય એ પહેલાં જ ચિંતને ઝાપટ મારીને બંધ કવર લઈ લીધું. પરબીડિયા પરની સૂચના વાંચી તેની આંખો ચોંકી : 'આ કવર ચિંતનના હાથે જ ખોલાવજો.'

એ સૂચના સામે ઊભેલાં ત્રણેને સંભળાવી તેણે ધ્રૂજતી આંગળીએ કવરની કિનારી ફાડી. અંદરથી કાગળ કાઢતાં પહેલાં મુકુન્દ સામે એક નજર નાખી લીધી અને કાગળની ગડી ખોલીને વાંચી સંભળાવતાં પહેલાં મા સામે જોઈ લીધું.

'મારાં સર્વ સ્વજનો !' મથાળું વાંચતાં જ ચિંતનના કંઠમાં રૂંધામણ થઈ આવી. ઘડીભર આંખો મીંચી, ઊંડો શ્વાસ લઈને પત્ર વાંચી સંભળાવવાની હિંમત એકઠી કરી લીધી :

'આ લખાણ વંચાતું હશે ત્યારે હું તમારી વચ્ચે હોઈશ છતાં નહીં હોઉં. સ્વેચ્છાએ જીવનલીલા સંકેલી લઈને હું તમારા સૌની વિદાય લઈ રહ્યો છું. મારા આ ઇચ્છા-મૃત્યુને અપમૃત્યુ તરીકે નહીં ઓળખાવતાં... ઘણા વખતથી મારું અંતર મને કહ્યા કરતું હતું કે તુલસીની આવરદા માટે મારે જીવન અર્પણ કરી દેવું જોઈએ. એનું દુઃખ જોઈને મરવાની જેમ જીવ્યા કરવા કરતાં મારું જીવન સમર્પણ કરીને હું ઠાકોરજી પાસે તુલસીનું જીવતદાન માગવા જઈ રહ્યો છું... એટલે તમે કોઈ મારો શોક કરશો નહીં.

તમારી સૌ સમક્ષ મારી એક અંતિમ ઇચ્છા વ્યક્ત કરતો જઉં છું કે તુલસીને સારવાર માટે પરદેશ મોકલશો નહીં. એ ગોસ્વામીજીની પુત્રી છે. આહાર, વિહાર અને આચારવિચારમાં તુલસીએ મરજાદનો સદા આગ્રહ સેવ્યો છે એટલે એની સાન-ભાન પાછી ન આવે ત્યાં સુધી એની મરજી જાણ્યા વગર એને પરદેશ મોકલવી એ પાપ કરવા બરાબર જાણજો.'

વાંચતાંવાંચતાં મુકુન્દ પર એક નજર નાખી લઈ ચિંતને આગળ સંભળાવ્યું :

'રવિવારે બપોરે મેં એક કવર ડીનસાહેબ શ્રીવાસ્તવજીના નામે હૉસ્પિટલના સરનામે પોસ્ટ કર્યું છે. એમાં મારું વસિયતનામું બીડ્યું છે જે મારી ઉત્તરક્રિયા પછી ખોલીને વાંચવાની ભલામણ કરતો જઉં છું. જતાંજતાં મારા અંતઃકરણનો અવાજ પણ સંભળાવતો જઉં છું : તુલસી અચૂક ભાનમાં આવશે અને ત્યારે મારો આત્મા જ્યાં હશે ત્યાં પ્રસન્નતા અનુભવશે.

લિ. આપ સૌના ઋણી

મધુકર ગોસ્વામીના જયશ્રીકૃષ્ણ'

ખંડમાં સન્નાટો છવાઈ ગયો. પિતાની અંતિમ ઇચ્છા જાણીને મુકુન્દ અને તુલસીની ભાભી પૂતળાં જેવા જડ બની ગયાં. યશોદાબહેનની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી અને ચિંતન કોરીધાકોર આંખે પત્રને કવરમાં પાછો મૂકી ગોસ્વામીજીના તકિયા પાસે રાખવા જતો હતો ત્યાં દરવાજાની ઘંટડી રણકી ઊઠી.

'એ લોકો જલદી આવી ગયા.' કહેતો ચિંતન શ્રીવાસ્તવ અને શ્રીકાન્ત માટે દરવાજા ખોલવા બહાર આવ્યો તો બારણે કોઈ દેખાયું નહીં. તેની નજર દરવાજાની જાળીમાંથી સવારનું છાપું નાખીને જઈ રહેલા ફેરિયા પર પડી. છાપું વાંચવાની તો કોઈ રુચિ નહોતી છતાં પણ દરવાજેથી ઊંચકીને દીવાન પર મૂકી દેવા માટે એણે જવું પડ્યું. જરૂર ન હોવા છતાં રોજની આદત મુજબ છાપાનાં મથાળાં પર તેનાથી નજર નંખાઈ ગઈ. વાંચેલાં મથાળાંનો મનમાં અર્થ ઊપસ્યો ન હોય તેમ એ છાપું મૂકી દેવા જતો હતો ત્યાં એના મગજમાં ઝબકારો થયો અને ફરી છાપાનાં મથાળાં પર લક્ષ કેન્દ્રિત કર્યું. હવે અર્થ સમજાઈ જતાં એક તીણી ચીસ તેના ગળા સુધી આવીને અટકી ગઈ.

પહેલા પાને સમાચાર છપાયા હતા કે 'ભારતના સ્વર્ગસ્થ ડિફેન્સ મિનિસ્ટરના પુત્રની લંડનમાં ધરપકડ... સાડાપાંચ લાખ પૌંડ(આશરે એક કરોડ રૂપિયા)ની છેતરપિંડીનો આરોપ... ગુનો પુરવાર થાય તો બ્રિટિશ કાનૂન મુજબ ચારથી પાંચ વર્ષની સજાનો સંભવ !'

'ઓહ ગૉડ !' ચિંતનના બંને હાથની મુઠ્ઠી ભીંસાવા લાગી : ગોસ્વામીજી, તમે માત્ર એક રાત પૂરતી જ ધીરજ રાખી હોત તો તુલસીને લંડન મોકલવાની સમસ્યા આપોઆપ ઊકલી જવાની હતી. હવે સમજાય છે કે મુકુન્દના પત્રમાં સૂરજનારાયણે અમેરિકા જવાની વાત કેમ લખી હતી: પિતાનો વારસો હાથમાં આવવાની આશામાં સૂરજનારાયણે એક કરોડની હેરાફેરી કરી નાખી અને તેમાંથી છટકવાનો કોઈ રસ્તો નહીં દેખાયો હોય એટલે લંડનથી નાસી જવાનો પેંતરો વિચાર્યો હશે...

ભીંસાતા હૃદયે ચિંતને બનાવનો સમય તપાસી જોયો તો શનિવારે સાંજે જ સૂરજનારાયણની ધરપકડ થયાનું છાપામાં લખ્યું હતું.

એ વાંચતાં જ તેના હાથમાંથી છાપું સરી પડ્યું :

'શનિવારે સાંજે શિવાજી પાર્કના દરિયાકાંઠે ગોસ્વામીજીએ તુલસીના સોગંદ આપીને મારી પાસેથી ભેદ જાણવાની જીદ ન કરી હોત તો ? અરે, તુલસીના સોગંદ પચાવી જઈને મેં સાચી વાત એમનાથી ગુપ્ત રાખી હોત તો ? એ બંને સવાલના જવાબમાં ચિંતનની બંને આંખો ઊભરાઈ આવી.



# 16

ચિંતને લખવાની શરૂઆત કરી :

આજે ૨૫ ઑગસ્ટ ૧૯૭૬. નોટબૂક નંબર ચારની શરૂઆત કરું છું. ૨૩ એપ્રિલની સાંજે તેં શુદ્ધિ ગુમાવી તેને આજે ૧૨૫ દિવસ પૂરા થયા. પહેલાં કલાકો ગણાતા, પછી દિવસો ગણાવા લાગ્યા, ત્યાર પછી અઠવાડિયાંની ગણતરી ચાલી અને હવે મહિનાઓમાં હિસાબ માંડીએ તો ચાર મહિના પૂરા થઈ ગયા. પરંતુ, તુલસી, હું તો દિવસો જ ગણવાનો છું, કારણ કે અંદરખાનેથી બીક લાગે છે કે એક વાર મહિનાઓ ગણવા લાગીશ તો પછી વરસો ગણવાનો વખત આવશે !

સત્તર દિવસ પહેલાં નોટબૂક નંબર ત્રણ પૂરી કરીને તેમાં શિવાજી પાર્કના દરિયાકિનારે ગોસ્વામીકાકા સાથે થયેલી વાતચીત અને ત્યાર પછી છત્રીસ કલાકમાં એમણે લીધેલી અણધારી વસમી વિદાય લખી જણાવી હતી. રવિવારે સાંજે છાપાં બહાર નથી પડતાં એનો ખટકો જિંદગીમાં પહેલી વાર મેં અનુભવ્યો. નહીંતર સાંજના પેપરમાં સૂરજનારાયણની ધરપકડના સમાચાર વાંચીને ગોસ્વામીકાકાએ જીવનલીલા સંકેલી લેવાનો વિચાર જરૂર માંડી વાળ્યો હોત. વધારે દોષ તો મારી જાતને દઉં છું. તને લંડન લઈ જવાના જોખમની જાણ મેં ન કરી દીધી હોત તો ગોસ્વામીકાકાને ઊંઘની ગોળી ખાઈને ચિરનિંદ્રામાં પોઢી જવાના સંજોગો જ ઊભા ન થયા હોત. પિતાની છત્રછાયા ગુમાવી દીધાનું તું ભાનમાં આવીને જાણીશ ત્યારે તારી હાલત કેવી કરુણાજનક બની જશે એના વિચારમાત્રથી હું ઊંઘમાંથી ભયભીતપણે સફાળો જાગી જઉં છું.

તારાં ભાઈ-ભાભી શોકનો ભાર લઈને ફરતાં દેખાય છે, પણ તેમાં પિતાના મૃત્યુનો આઘાત કેટલો અને પરદેશ જવાનું પડી ભાંગ્યું એનો શોક કેટલો એ કળી શકાતું નથી. તારાં યશોદામાસી

મારી સામે તો આંખો ભીની થવા દેતાં નથી, પણ એમની સૂજી ગયેલી આંખો છાનાંમાનાં રડી લેવાની ચાડી ખાઈ જતી હોય છે. એક વાર તેઓ બોલી ગયેલાં : 'આ બધી મોકાણ પેલા નરાધમ સખારામના પાપે થઈ ! અદાલતે ભલે એને સાડાછ વરસની સજા કરી, પણ ઉપરવાળો એને જિંદગીભર રિબાવ્યા વગર નહીં છોડે !'

- ગઈ કાલે મુકુન્દભાઈ નાસિકથી સરાવીને આવ્યા કે તરત જ શ્રીવાસ્તવજીને ફોન કર્યો : પિતાજી વિલમાં શું લખી ગયા છે એ જણાવો... શ્રીવાસ્તવજી ગોસ્વામીકાકાની વસિયતનું બંધ કવર લઈને એકલા જ આવેલા. શ્રીકાન્તભાઈ હૉસ્પિટલનો એક સિરિયસ કેસ છોડીને આવી શક્યા નહીં એવો એમણે ખુલાસો કર્યો, પણ શ્રીકાન્તભાઈના ન આવવાનું કારણ તો જુદું જ હતું. સ્મશાનભૂમિમાં ગોસ્વામીકાકાની ચિતા હજુ જલતી હતી ત્યારે જ તારા ભાઈએ શ્રીકાન્તભાઈનું મોઢું તોડી લીધું હતું : તમારા પિતા બહુ મોટા માણસ હોય તો એમના ઘરમાં ! મારા પિતાજીના મરણમાં હાજરી આપી હોત તો એ નાના માણસ ન થઈ જાત !... મને તો ત્યારે મુકુન્દભાઈ પર એવી દાઝ ચડી કે સળગતી ચિતા સામે એનો ભાંડો ફોડી નાખું અને બધાને કહી દઉં કે સૂરજનારાયણને એક રાત માટે ઘર ફેંદવા દેવાના આ માણસે પાંચ હજાર રૂપિયા પડાવ્યા હતા... પણ કેટલાક માણસો એવા હોય છે જેઓ પોતાના દુર્ભાગ્યનો દોષ બીજાને જ દેતા રહે છે અને પોતે બહાદુર છે એવું દેખાડવા માટે નવાનવા દુશ્મનો શોધતા ફરે છે. બાએ મુકુન્દભાઈના સ્વભાવનું બહુ સચોટ વિશ્લેષણ કર્યું છે. એમને બાઝવા માટે કોઈ ને કોઈ જોઈએ જ. આપણને આવીને કહે કે કાં તું મારી સાથે બાઝ, નહીંતર બાઝવા માટે મને કોઈક માણસ ચીંધી આપ !

- ડીનસાહેબ ગોસ્વામીકાકાના વિલનું કવર ફોડતા હતા ત્યારે જ મને ફફડાટ થયેલો કે પંદર દિવસથી મનમાં સંઘરી રાખેલ ખળભળાટ હવે બહાર ઊભરાઈ આવશે. વિલના એક જ પાનાના લખાણ સાથે બૅન્કની બે ચેકબૂક અને દાદરના તારા ઘરની એક ભાડાચિઠ્ઠી પણ હતી. રવિવારે ગોસ્વામીકાકા મકાનમાલિકને મળી બ્લૉક તારા નામે કરાવી આવ્યા હતા એ જાણતાંની સાથે જ તારાં ભાઈ-ભાભીની આંખોમાં રોષ તગતગવા લાગ્યો હતો. વસિયતનામું વાંચ્યા પછી તો એ બંનેએ બોલવામાં કાંઈ બાકી જ નહોતું રાખ્યું.

- દાદરનો ફ્લૅટ તારા નામે કરીને ગોસ્વામીકાકાએ વિલમાં જણાવ્યું હતું કે તુલસી સાજી થઈને ઘેર ન આવે ત્યાં સુધી મારો પુત્ર મુકુન્દ અને તેની પત્ની ત્યાં ખુશીથી રહી શકે છે. તુલસીના આવ્યા પછીય બધાં સાથે રહેવા રાજી હોય તો જરૂર સાથે જ રહે, પણ તુલસી પરણીને સાસરે ન જાય ત્યાં સુધી ફ્લૅટનો હક્ક એનો જ રહેશે અને ભાડું હું જે થોડીઘણી મૂડી મૂકી જઉં છું તેમાંથી જ ભરાશે. બૅન્કના મારા ખાતાની બૅલેન્સ ઓગણીસ હજાર ત્રણસો રૂપિયા અને પચીસ પૈસાની છે તે તેમ જ તુલસી આજ સુધી જે પગાર મને આપી દેતી હતી એ બધી જ રકમ અમારા જોઈન્ટ એકાઉન્ટમાં મેં જમા કરાવી છે, તે સોળ હજાર સાતસો રૂપિયા બૅન્કમાંથી મળી જાય એવી જોગવાઈ હું કરતો જઉં છું. આ બંને રકમની

મૂડી હું તુલસી માટે મૂકતો જાઉં છું જેની સંભાળ રાખવાનું તુલસી ભાનમાં આવે ત્યાં સુધી હૉસ્પિટલના ડીનસાહેબ તથા અમારાં પડોશી યશોદાબહેનને સોંપું છું. તુલસીને લગ્નપ્રસંગે આપવાના દાગીનાની જુદી વ્યવસ્થા મેં મારા બીજા હાર્ટ-એટેક પછી કરી જ રાખી છે અને જે વ્યક્તિને મેં એની સોંપણી કરી છે એના પર મને સંપૂર્ણ વિશ્વાસ છે, એટલે એનું નામ અહીં જાહેર કરવાની હું જરૂર જોતો નથી !

- એનો અર્થ કે બાપને એના સગા દીકરા પર રતીભારનો વિશ્વાસ નહોતો. વિલ પૂરું વંચાઈ ગયા પછી મુકુન્દભાઈ ધૂંઆપૂંઆ થતાં બોલ્યા હતા : 'હાર્ટ-એટેક આવ્યો ત્યારે ગરજના માર્યા અમને અહીં રહેવા બોલાવ્યાં અને હવે ગરજ પૂરી થઈ એટલે ફ્લૅટ તુલસીના નામે !' તારાં અનુભાભીને બોલવા માટે જીભ ક્યાં ઉછીની લેવા જવી પડે એમ છે ? જમીન પર પગ પછાડીને ઊભાં થઈ જતાં એમણે સંભળાવી દીધું : 'વારસામાં બદનામી અમને આપી ગયા અને માલ દીકરીને... એકનો એક દીકરો પોતાની શ્રાદ્ધક્રિયા પતાવે એટલા ખાતર સસરાજીએ ચાલાકી કરી વિલ વાંચવાની મુદત નાખી.' જેમ ફાવે તેમ બોલીને છેવટે એમણે ફેંસલો સંભળાવી દીધો : 'નથી રહેવું અમારે આ બ્લૉકમાં ! ખાર-દાંડાનું અમારું ઝૂંપડું હજુ સલામત છે.' કહેતાં-કહેતાં બંનેએ પોતાની બૅગમાં કપડાં ભરી લીધાં અને અમે હજુ ઘરમાં બેઠાં હતાં ત્યાં જ ઘર છોડી જતાં પણ રહ્યાં ! જનારાને રોકી શકાતાં હોત તો તો અમે ગોસ્વામીકાકાને જ રોકી દેત ને...

- તારાં ભાઈ-ભાભીના લડાયક વલણથી અસ્વસ્થ બની ગયેલા ડીનસાહેબને અમે ચા-કૉફી માટે ઘેર આવવા કહ્યું, પણ એમને નિવૃત્ત થઈ રહેલા પોલીસ કમિશનર કોટવાલસાહેબના વિદાયસમારંભમાં હાજરી આપવા જવાનું હતું એટલે ઉદાસ ચિત્તે ચાલ્યા ગયા... ત્યારે મને ખબર નહોતી કે રાત્રે અચાનક એમનું તેડું આવશે.

- રોજની જેમ હું હૉસ્પિટલમાં તારા રૂમની બહાર બેઠોબેઠો 'મેડિકલ જર્નલ' વાંચતો હતો. માનવશરીરના નિષ્ણાત ડૉક્ટર ઍન્થની સ્મિથના 'બ્રેઈન' વિશેના લેખમાં બહુ અજાયબ વાતો હતી. ફક્ત ત્રણ રતલ વજનના માનવમગજમાં કેટલા જ્ઞાનતંતુઓ હશે એની તને કલ્પના હતી, તુલસી ? ક્યાંથી હોય ? મને પણ આજે ખબર પડી. માણસના મગજમાં ૧૫૦ કરોડ જ્ઞાનતંતુઓ હોય છે, એટલે કે વિરાટ બ્રહ્માંડમાં જેટલા તારા છે એટલા ! બાળક માતાના ગર્ભમાં હોય છે ત્યારે એના મગજમાં દર સેકન્ડે ૧૩૦૦ના હિસાબે જ્ઞાનતંતુઓ પેદા થતા રહે છે. આપણે અત્યારે જે મગજ ધરાવીએ છીએ તેનો વિકાસ થતાં એક લાખ વરસ લાગ્યાં હતાં અને છતાં મગજની અપાર શક્તિનો આપણે નજીવો જ ઉપયોગ કરીએ છીએ. માણસની ઉંમર વધતી જાય છે તેમતેમ એના મગજના જ્ઞાનતંતુઓ દરરોજના એક લાખના હિસાબે નાશ પામતા જાય છે. માનવમગજ પર વર્ષોથી સંશોધન થઈ રહ્યું હોવા છતાં નિષ્ણાતો એના વિશે જાણે છે એના કરતાં અનેકગણા અજાણ રહ્યા છે. એટલે જ માણસનું મગજ આટલી શોધખોળ પછી પણ મિસ્ટિરિયસ રહ્યું છે...

- આ લેખ વાંચવામાં હું એટલો બધો એકાગ્ર બની ગયો હતો કે શ્રીકાન્તભાઈ બાજુમાં આવીને ઊભા રહી ગયા તોપણ મને જાણ ન થઈ. 'ચિંતન, બ્રેઈન પર આટલું બધું વાંચ-વાંચ કર્યા કરે છે, પણ તારું બ્રેઈન સંભાળજે.' કહીને એમણે મને ચોંકાવ્યો... સાચું કહું, તુલસી, દિવસ-રાત મને એમ જ થયા કરે છે કે તારા મગજનો ઇલાજ કેમ કોઈ કરી શકતું નથી ? એટલે મગજ વિષે વાંચ્યા કરવાની મગજ પર ધૂન સવાર થઈ ગઈ છે. પણ બીજા મશ્કરી ન કરે એટલે છાનોમાનો વાંચ્યા કરું છું. છતાં શ્રીકાન્તભાઈએ મારી ચોરી પકડી પાડી. જોકે તેઓ મને બહુ પ્રોત્સાહન આપે છે, હંમેશાં કહ્યા કરે છે, 'તું અર્ધો દિવસ મેડિકલ કૉલેજમાં જે શીખે છે એના કરતાં બાકીનો અર્ધો દિવસ હૉસ્પિટલના વાતાવરણમાં રહીને વધારે શીખી જવાનો.'

- મને એમ કે શ્રીકાન્તભાઈ રાઉન્ડ પર નીકળ્યા છે, પણ તેના બદલે એમણે હાથ પકડીને મને આગળ ખેંચ્યો : 'ચાલ, ડીનસાહેબ આપણને બંનેને ઘેર બોલાવે છે.' મને નવાઈ લાગી. અચાનક ડીનસાહેબના ઘરે જવાનું તેડું કેમ આવ્યું ? શ્રીકાન્તભાઈને પણ મારી જેમ જ અચરજ થતું હતું. સાહેબને ઘેર જતાં રસ્તામાં મેં સાંજે વિલ વાંચવાની વાત ઉચ્ચારીને પૂછ્યું કે મુકુન્દભાઈ તે દિવસે સ્મશાનમાં ગમે તેમ બોલી ગયા એટલે ત્યાં આવતાં તમારો પગ ઊપડ્યો નહીં હોય... પણ શ્રીકાન્તભાઈ તો એવા સજ્જન છે ને કે કોઈને દોષ દેવાથી જાણે જીવ અભડાઈ જાય ! એમણે એવું કહ્યું કે મુકુન્દના બોલવા પર શું ધ્યાન આપવું ? મને એના પર દાઝ ચડવાને બદલે બિચારાની દયા આવે છે. મુકુન્દ મનમાં આટલો બધો દ્વેષ રાખીને ફર્યા કરશે તો પિતાનો હૃદયરોગનો વારસો ભોગવવાનો વારો આવશે...

અમે બંને ડીનસાહેબને ઘેર પહોંચ્યા ત્યારે જમીપરવારીને તેઓ અમારી રાહ જોતા હતા. મૂળ મુદ્દા પર આવતાં પહેલાં એમણે થોડી આડીઅવળી વાતો કરી લીધી. પછી સાંજે પોલીસ કમિશનર કોટવાલના વિદાયસમારંભ પર આવ્યા ત્યારે તેઓ ગંભીર બની ગયા. આજુબાજુમાં અમારા ત્રણ સિવાય કોઈ નહોતું છતાં ધીમા અવાજે તેઓ બોલી ગયા : 'છૂટા પડતાં પહેલાં કમિશનર કોટવાલે મને એક બાજુ લઈ જઈને કહ્યું કે તમારી પેલી નર્સ બેહોશ છે તેનું બહુ ધ્યાન રાખજો. કૉર્ટમાં કેસ પતી ગયો એટલે અમારો પોલીસ-પહેરો હઠી ગયો, પણ એના જીવનું જોખમ હઠી ગયું હોય એવું માની લેતા નહીં. અદાલતમાં આરોપી સખારામે ગુનો કબૂલ કરી લીધો એટલે અમારું કામ સહેલું થઈ ગયું, પણ એ આડો ચાલ્યો હોત તો કેસ ગૂંચવાઈ જાત. કદાચ બળાત્કારનો પ્રયાસ પુરવાર ન કરી શકાત. બીજા બધા ભલે કહે કે એનો હૃદયપલટો થયો છે, પરંતુ મારા મનમાં એ વાત બેસતી નથી. એણે હાઈકૉર્ટમાં અપીલ ન કરી તેમાંય મને તો વહેમ પડે છે. શ્રીવાસ્તવજી, પહેલેથી હું તમને કહેતો આવ્યો છું, માટે બહુ ધ્યાન રાખજો.'

આટલું કહીને ડીનસાહેબ થોડો વખત મારી સામે જોઈ રહ્યા ત્યારે મને થયું કે હમણાં સૂરજનારાયણના ટેલેક્સવાળી વાત ઉચ્ચારશે, પણ તેને બદલે એમણે જુદું જ કહ્યું :

'શ્રીકાન્ત ! ચિંતન ! તમારા બે સિવાય કોઈને આ વાત કહેવાય એવી નથી. તમે બંને તુલસીની નિકટની વ્યક્તિ છો. એ ભાનમાં ક્યારે આવશે એનું કાંઈ જ કહી શકાય તેમ નથી. અને ભાનમાં આવે ત્યારે કમિશનર કોટવાલના કહેવા મુજબ તમારે બંનેએ સાવધ રહેવાનું છે.'

આટલું બોલીને ફરી ડીનસાહેબ રહસ્યમય રીતે મૂંગા થઈ ગયા ત્યારે મારાથી બોલી જવાયું : 'ડીનસાહેબ, એ ભાનમાં આવશે તેની જાણ તો તમને જ સૌપ્રથમ થશે. તમે હાજર હો પછી ચિંતા શેની ?' સાંભળીને તેઓ થોડી વાર મારી સામે તાકી રહ્યા પછી નિસાસો નાખતાં બોલી ગયા : 'મેં હમણાં જ કહ્યું કે તુલસીને ભાનમાં આવતાં કેટલો સમય લાગે એ કોઈ જાણતું નથી. ડીન તરીકે હું અહીં કેટલો વખત રહીશ એ પણ આપણે જાણતા નથી. કદાચ બે વર્ષમાં મારી બીજે બદલી થાય તો...'

- એટલું સાંભળતાં જ શ્રીકાન્તભાઈ પહેલી વાર વચ્ચે બોલી ઊઠ્યા : 'સર, તુલસીને ભાનમાં આવતાં શું વરસો વીતી જશે ?'

તુલસી, શ્રીકાન્તભાઈને આટલા અસ્વસ્થ બની જતા મેં ક્યારેય જોયા નથી, 'વરસો વીતી જશે ?' એવો સવાલ એમણે એવી ઢબે કર્યો કે જાણે એમની ધીરજ ખૂટી જવાની હોય... ડીનસાહેબે એમના સવાલનો જવાબ આપ્યા વગર જ આગળ ચલાવ્યું : 'હું હાજર હોઉં કે નહીં - તમે બંને તો તુલસીની આજુબાજુ હશો જ એટલે આ તાકીદ કરી રહ્યો છું. કોટવાલસાહેબના કહેવા મુજબ તુલસી ભાનમાં આવે તેની જાણ તત્કાલ પૂરતી બે-ચાર વ્યક્તિ સિવાય કોઈને કરતા નહીં. નહીંતર ભાનમાં આવેલી તુલસીને આપણે ગુમાવી બેસવાના !'

- શ્રીકાન્તભાઈ તો આ બધું સાંભળીને ઊંડા વિચારમાં પડી ગયા હતા. પણ મેં ડીનસાહેબને પૂછી નાખ્યું : 'સર, કોટવાલસાહેબ સાફસાફ કેમ કહી દેતા નથી કે તુલસી પર કોના તરફથી જોખમ તોળાયેલું છે ? સખારામને સજા થઈ ચૂકી છે અને પેલા સૂરજનારાયણ પણ લંડનમાં જેલની હવા ખાતા થઈ જવાના છે, પછી કોનાથી સાવચેત રહેવાનું છે ? તમે એમને પૂછી લીધું હોત...'

- 'તું એમ માને છે, ચિંતન ! કે મેં એવું નહીં પૂછ્યું હોય ?' ડીનસાહેબ થોડા અથરા થઈને બોલી ગયા : 'દુર્ઘટના બની તે દિવસથી અમારી બંને વચ્ચે આ બાબતમાં મતભેદ પ્રવર્તે છે. તુલસી પરના આ બળાત્કારના પ્રયાસમાં એમને કોઈ કાવતરું દેખાય છે, જ્યારે મને સખારામની નરાધમતા સિવાય એમાં બીજું કાંઈ જ દેખાતું નથી. કોટવાલસાહેબ કાં તો આપણને સાચું કહી નથી શકતા અથવા તો પોતે અનુમાન કરવામાં ખોટા પડ્યા છે એ કબૂલવા નથી માગતા... અમારા બેમાંથી કોણ સાચું પડે એ વાત મહત્ત્વની નથી, તુલસી ફરી વાર કોઈનો શિકાર ન બની જાય એ માટે જ આપણે સાવધ રહેવાનું છે.'

વાતચીત એટલે પહોંચી ત્યાં કોઈનો ટેલીફોન આવ્યો. ડીનસાહેબને હવે કાંઈ કહેવાનું બાકી રહ્યું નથી એમ માની લઈ અમે રજા લીધી, એમણેય રજા આપી, પણ શ્રીકાન્તભાઈ ત્યાંથી ખસ્યા નહીં. 'ચિંતન, તું જા, મારે સાહેબ સાથે થોડી વાત કરી લેવી છે.' કહી એમણે

મને બહાર મોકલી દીધો. કદાચ એમણે માન્યું હશે કે હું હૉસ્પિટલ પાછો ફરી ગયો હોઈશ, એટલે પંદરવીસ મિનિટ પછી ડીનસાહેબના ઘરની બહાર નીકળતાં મને ઊભેલો જોઈને તેઓ એવા ચોંકી પડ્યા, જાણે કોઈ ખોટા ઠેકાણેથી બહાર નીકળતાં હું એમને જોઈ ગયો હોઉં ! શ્રીકાન્તભાઈનો ચહેરો ઊતરી ગયેલો હતો. હૉસ્પિટલ સુધી મારી સાથે નીચું જોઈને એક અક્ષર બોલ્યા વગર ચાલતા રહ્યા. એમની ચાલમાંથી જુસ્સો અદશ્ય થઈ ગયો હતો અને એમના મૌનમાં મને મજબૂરીના ભણકારા સંભળાતા હતા. હું એમને પૂછી ન શક્યો કે શ્રીકાન્તભાઈ, એકાએક તમને આ શું થઈ ગયું ?

- તુલસી, અત્યારે આ લખતી વખતે પણ ભયના ભણકારા સાંભળીને મારી કલમ ધ્રૂજવા લાગી છે. બસ, હવે આગળ લખી શકતો નથી...

*

હૉસ્પિટલની લિફ્ટમાં પાંચમા માળે પહોંચી તુલસીના રૂમ તરફ જઈ રહેલા ચિંતનના કાને સાદ અફળાયો : ‘એક મિનિટ, ચિંતન !’

પરિચિત અવાજ પારખી લઈ તેણે પગ પાછા વાળ્યા તો હાઉસ-ડૉક્ટરની કૅબિન પાસે એક યુવાન લેડી ડૉક્ટરની બાજુમાં ઊભેલો શ્રીકાન્ત દેખાયો. હૉસ્પિટલની કોઈ નર્સ કે ડૉક્ટર એવાં નહોતાં જેને ચિંતન હવે ઓળખતો ન હોય, પણ પોતાને નજીક આવતો જોઈ મલક-મલક સ્મિત ફરકાવતાં આ લેડી ડૉક્ટરને અગાઉ ક્યારેય જોયાં હોવાનું ચિંતનને યાદ આવતું નહોતું.

‘ચિંતન, આ છે ડૉક્ટર સુરુચિ દફતરી. આજથી આપણે ત્યાં ઈન્ટર્નશિપ માટે જોડાયાં છે.’

કહી શ્રીકાન્ત સુરુચિને ચિંતનની ઓળખાણ આપવા જતો હતો : ‘અને, મિસ દફતરી, આ છે...’

‘ચિંતન મઝુમદાર !’ આંખોમાં ચમક લાવતી સુરુચિએ પોતે જ ચિંતનની પરિચયવિધિ પૂરી કરીને ઉમેર્યું : ‘આખી હૉસ્પિટલમાં જેનું નામ સૌના હોઠે છે એ તુલસી ગોસ્વામીનો હિતચિંતક !’

એક અજાણી ડૉક્ટર યુવતીએ પોતાની ઓળખાણમાં તુલસીનું નામ સાંકળી લીધું એમાં કોઈ કટાક્ષ હતો કે સમભાવ એ કળી નહીં શકેલા ચિંતને સહજ હસીને હાથ જોડ્યા : ‘તમને મળીને આનંદ થયો, ડૉક્ટર દફતરીબહેન !’

‘દફતરીબહેન !’ સુરુચિથી ખડખડાટ હસી જવાયું : ‘અટકની પાછળ ભાઈ ઘણા લગાડે છે, પણ બહેન તો પહેલી વાર સાંભળવા મળ્યું.... તમને પણ વિચિત્ર લાગ્યું ને, ડૉક્ટર શ્રીકાન્ત ?’

તેનો જવાબ શ્રીકાન્તને બદલે ચિંતને જ આપી દીધો : ‘સ્ત્રીપુરુષની સમાનતાના આ જમાનામાં વિચિત્ર લાગવું તો ન જોઈએ... શું કહો છો, શ્રીકાન્તભાઈ ?’

ત્યારે પ્રથમ પરિચયમાં જ વાદવિવાદે ચડી ગયેલાં ચિંતન અને સુરુચિમાંથી કોના પક્ષે

બોલવું તેની ઉલઝનમાં પડી ગયેલા શ્રીકાન્તને કૅબિનમાં વાગી ઊઠેલા ઇન્ટરકૉમના બઝરે ઉગારી લીધો : 'હું આવું.' કહેતો બંનેને એકલાં છોડી શ્રીકાન્ત ફોન લેવા ગયો એટલી વારમાં સુરુચિએ ઠાવકાઈથી ચિંતન સાથે સમાધાન કરી લીધું :

'જુઓ, મિસ્ટર મજુમદાર, હવેથી હું તમને ચિંતન કહીશ અને તમે મને ડૉક્ટર સુરુચિ કહેશો તો ચાલશે... એવું સમાધાન તોછડું લાગતું હોય તો આગળનું ડૉક્ટર કાઢી નાખી સુરુચિની પાછળ બહેન જોડી દેશો તોપણ મને વાંધો નથી.'

'ભલે, સુરુચિબહેન ! ચિંતને મરકમરક હસી લેતાં કહ્યું : 'તમારું કહેવું હું માની લઉં છું, તેમ તમારે પણ મારી વિનંતી માન્ય રાખવી પડશે. હું તમારાથી ઘણો નાનો છું, એટલે "તમે" કહેવાને બદલે "તું" કહેશો તો મને વધુ ગમશે.'

ચિંતનના આ સૂચનમાં સંમત થવું કે નહીં એ વિશે વિચારતી હોય તેમ થોડી વાર તેને નીરખી રહીને એણે પૂછી લીધું : 'ચિંતન, તુલસી પણ તને "તું" જ કહેતી ?

બહુ જ વિચિત્ર લાગ્યો એનો આ સવાલ... છતાં ચિંતને નિખાલસપણે કહી દીધું : 'તુલસી મને ચિંતુ કહેતી અને હું તેને તુલી !'

સાંભળીને સુરુચિ તેને એવી વેધક દૃષ્ટિથી જોઈ રહી કે જાણે એના મનનો તાગ પામી લેવા માગતી હતી.

'મારે જલદી નીચે પહોંચવું પડશે. એક સિરિયસ કેસ એડમિટ થયો છે.' કહેતો શ્રીકાન્ત એની કૅબિનમાંથી બહાર આવ્યો : 'ચિંતન, તું એક કામ કર. ડૉક્ટર દફતરીને તુલસીના રૂમમાં લઈ જા. સવારથી એ કહ્યા કરે છે : પહેલા દિવસની ડ્યૂટી પર ચડતાં પહેલાં મારે સિસ્ટર ગોસ્વામીને જોઈ લેવી છે.'

કહેતા શ્રીકાન્તે ઉપર આવતી લિફ્ટ જોઈને પગ ઉપાડ્યા. જતાંજતાં એણે સુરુચિ તરફ નજર નાખીને ઉમેર્યું : 'ડૉક્ટર દફતરી, તુલસીના રૂમમાંથી સીધાં ગ્રાઉન્ડફ્લોર પર ફિમેલ વૉર્ડમાં આવી જજો. તમારા ઇન્ટરેસ્ટનો કેસ એડમિટ થયો છે.'

શ્રીકાન્તને લઈ લિફ્ટ નીચે ઊતરવા લાગે ત્યાં સુધી એકીટશે એ દિશામાં જોઈ રહેલી સુરુચિને ચિંતન કૂતુહલદૃષ્ટિથી નીરખવા લાગ્યો. આકર્ષક ઊંચાઈ, આધુનિક હેરસ્ટાઈલ, મેક-અપ કર્યો હોવા છતાં કૃત્રિમતા કળાઈ ન જાય એ રીતે સજાવેલો ચહેરો અને મધદરિયાનાં મોજાં જેવી માંજરી આંખો... પ્રથમ પરિચયમાં જ આત્મીયતા જગાડે એવો મળતાવડો સ્વભાવ અને શબ્દો પાસેથી ધાર્યું કામ લેવાની મોહક વાક્છટા !

'ચાલો, જઈશું ?' સુરુચિ એવી રીતે બોલી ગઈ, જાણે પોતાને નીરખી રહેલા ચિંતનનો વિચાર-પ્રવાહ ફંટાવી દેવા માગતી હોય : 'જોઉં તો ખરી, આ તુલસી આખી હૉસ્પિટલની આટલી બધી લાડકી કેમ છે ?'

તેની એ ટકોર ચિંતનને સહેજ ખટકી. તુલસીને જોયા પહેલાં જ તેના વિષે આટલું બધું જાણી લેવાની સુરુચિની ચેષ્ટામાં જિજ્ઞાસા હશે કે ઈર્ષા ?'

'ચાલો !' કહેતો ચિંતન આગળ થયો : 'સુરુચિબહેન, તુલસીના કેસમાં તમે આટલો બધો રસ ધરાવો છો એ એક ડૉક્ટર તરીકે યા સ્ત્રી છો એટલે ?'

'ડૉક્ટરની ડિગ્રી મળ્યા પહેલાંથી જ મને એનામાં રસ જાગ્યો હતો.'

'અને ડિગ્રી મળ્યા પછી ડૉક્ટર તરીકે વધારે રસ...'

'નહીં-નહીં !' ચિંતનને વાક્ય પૂરું કરવા દીધા વિના જ સુરુચિએ કહી દીધું : 'અત્યારે પણ એને જોવા માટે મારામાં રહેલું સ્ત્રીત્વ જ મને ખેંચી રહ્યું છે.'

તુલસીના રૂમને દરવાજે આવી પહોંચેલા ચિંતને આશ્ચર્યભેર સુરુચિ સામે જોયું : સુરુચિના બોલવામાં દંભ તો નહોતો જ, પણ ડંખ હતો કે નહીં એ તેને સમજાયું નહીં.

'આ લોકો રૂમ બંધ કેમ રખાવે છે ?' ચિંતને બારણે ટકોરો માર્યો એટલે સુરુચિએ પૂછી લીધું : 'હજુ પણ તુલસી ગોસ્વામીના જાનનું જોખમ...'

જાણે જાણતી હોવા છતાં પણ પૂછતી હોય તેમ સુરુચિએ ચાહીને વાક્યને અધૂરું છોડી દીધું ત્યારે ચિંતને જવાબ આપવામાં ઠાવકાઈ ધારણ કરી લીધી : 'આવતા-જતા લોકો કુતૂહલ ખાતર ડોકિયાં કે પૂછપરછ કરીને ડ્યૂટી પરની નર્સને તંગ કરતા હશે એટલે કદાચ...'

ચિંતને પણ વાક્ય પૂરું કરવાની જરૂર ન રહી. ડ્યૂટી પરની નર્સ સિસ્ટર કુલકર્ણીએ દરવાજો ખોલી બંનેને દાખલ થવાની જગ્યા કરી આપી. ચિંતન સાથે આવેલાં નવાં ડૉક્ટરને જોઈ રહેલી કુલકર્ણીને ચિંતને પરિચય આપ્યો.

'આ છે ડૉક્ટર મિસ દફતરી. હાઉસ-ડૉક્ટર દીક્ષિતસાહેબ કામમાં છે એટલે હું એમને લઈ આવ્યો. તુલસીને તપાસવા આવ્યાં છે.'

'તપાસવા નહીં, જોવા !' સુરુચિએ સુધારો કરી નર્સ કુલકર્ણી સાથે 'હેલો - હાઉ આર યૂ'નો શિષ્ટાચાર પતાવ્યો. બોલતાંબોલતાં તેની નજર તો તુલસી પર જ મંડાયેલી હતી. ત્રાટક કરતી હોય તેમ તુલસીનું મુખ નીરખી લીધા પછી એના વિશે સુરુચિ કંઈક બોલવા જતી હતી, પણ નર્સની હાજરીનો ખ્યાલ આવતાં વાત ફંટાવી દીધી :

'સિસ્ટર, બંધ રૂમમાં ડ્યૂટી કરીને તમે અકળાઈ જતાં હશો. પાંચ-સાત મિનિટ પગ છૂટા કરવા મન થતું હોય તો...'

'થેન્ક્સ ડૉક્ટર, હું બાથરૂમ જવા વિચારતી જ હતી.' કહી સિસ્ટર કુલકર્ણી સિફતથી રૂમ બહાર સરકી ગઈ ત્યારે ચિંતનને એ અજુગતું લાગ્યું. ડીનસાહેબની સખત તાકીદ હતી કે બહારની કોઈ પણ વ્યક્તિ તુલસી પાસે હોય ત્યારે ડ્યૂટી પરની નર્સે ત્યાંથી ખસવું નહીં. ટેલીફોન, ચા-પાણી કે બાથરૂમ માટે જવાનું થાય તો પોતાની જગ્યા બીજી જવાબદાર સિસ્ટરને સોંપ્યા પછી જ બહાર નીકળવું અથવા રૂમને બહારથી તાળું મારીને જવું...

'શા વિચારમાં પડી ગયો, ચિંતન ?'

સુરુચિએ તેને ચમકાવ્યો ત્યારે એનાથી કહેવાઈ ગયું : 'સિસ્ટર કુલકર્ણીને તમે આમ કહ્યું એટલે કદાચ એ એવું માની બેઠી હશે કે થોડી વાર માટે તમે એની હાજરી ઇચ્છતાં નથી.'

'ઓહ ! એવો અર્થ થશે એનો તો મને ખ્યાલ જ ન રહ્યો.' કહેતી તુલસીની નજીક જઈને એણે ખભા પાસેથી ચાદર હઠાવી : 'ચહેરાની જેમ ચામડીનો રંગ પણ બહુ ગોરો છે.' કહી તુલસીનાં આંગળાં તપાસ્યાં : 'નખમાં તંદુરસ્તીની લાલી દેખાઈ રહી છે.'

સ્ત્રી તરીકે તુલસીને જોવા આવેલી સુરુચિ ડૉક્ટરની જેમ તપાસવા લાગી તેનું ચિંતનને અચરજ થયું.

'ચહેરાનો નાક-નકશો પણ અત્યંત આકર્ષક છે.' ફરી ખભા સુધી ચાદર ઢાંકી દેતાં એ બોલી : 'કેટલો વખત થયો હશે એની બેહોશીને ?'

'છ મહિનામાં પાંચ દિવસ ઓછા !'

ચિંતનના એ હાજરજવાબે સુરુચિને ચોંકાવી છતાં એ વચ્ચે બોલી નહીં.

'આજે ૧૮ ઑક્ટોબર થઈ ને ? ૨૩મીએ છ મહિના પૂરા થશે.'

'તું તો એક-એક દિવસનો હિસાબ રાખે છે, ચિંતન !' સ્કૂલની ટીચર વિદ્યાર્થીને શાબાશી આપે એવી ઢબે કહીને સુરુચિએ ઉમેર્યું : 'છ મહિનાની બેહોશી છતાં પણ હમણાં જ પથારીમાં લંબાવીને સૂતી હોય એટલી તંદુરસ્ત દેખાય છે આ છોકરી !'

'પણ, સુરુચિબહેન, તમે એનું તંદુરસ્ત સ્મિત ક્યાં જોયું છે ? ડીનસાહેબે પહેલી વાર એને જોઈ ત્યારે નાઈટિંગલ સાથે સરખાવી હતી.'

'એમ ?' કહીને સુરુચિએ તુલસીના માથા પર હાથ મૂકીને તરત પાછો ખેંચી લીધો : 'આટલું બધું તેલ નાખીને કોણે માથું ઓળ્યું એનું ?'

'મારાં મધરે.' ચિંતન ઉત્સાહભેર બોલી ગયો : 'અઠવાડિયામાં બે વખત મધર આવીને માથું ઓળી જાય છે. તુલસી એમને બહુ વહાલી હતી. એને માટે ઘેર ખાસ બદામનું તેલ બનાવ્યું છે. બા કહે છે કે બદામના તેલથી મગજના જ્ઞાનતંતુ સતેજ બને છે. તુલસીને માથાની પાછળના ભાગમાં ઈજા થઈ એટલે પહેલાં તો ડૉક્ટર એના વાળ ઉતરાવી નાખવા માગતા હતા, પણ મધરે ના પાડી. જરૂર પૂરતા વાળ કપાવો. મારી તુલસી જેવા લિસ્સા - લાંબા વાળ આજની છોકરીઓમાં ક્યાં જોવા મળે છે !'

'પણ આમ કચકચાવીને માથું ઓળ્યું એમાં મણિબહેન જેવી લાગે છે.' ચિંતને તુલસીનાં વધુપડતાં વખાણ કરી નાખ્યાં હોય એવા ભાવ સાથે સુરુચિ બોલી ઊઠી : 'જેટલી સ્વરૂપવતી છે એટલી મૉડર્ન નથી દેખાતી.'

'એને મૉડર્ન દેખાવાનો અભરખો નહીં હોય એટલે જ કદાચ સાદી-સીધી તુલસી સૌને લાડકી લાગતી હશે.'

ચિંતને પોતાને કટાક્ષમાં આવું સંભળાવ્યું હોય એવી શંકાથી સુરુચિએ તેના તરફ જોયું, પછી મલકીને નિર્દોષભાવે પૂછી લીધું :

'ચિંતન, તારી વાતચીત પરથી તો એવું લાગે છે જાણે તુલસી તને અત્યંત પ્રિય હોય... એના વિશે કોઈ ઘસાતું બોલે એ તારાથી ખમાતું નથી. પરંતુ લાગણીના અતિરેકમાં સચ્ચાઈની અવગણના નહીં કરવી જોઈએ, ચિંતન !'

આમાં સચ્ચાઈની વાત ક્યાં આવી ? - એવું ચિંતન પૂછવા જતો હતો પણ વિચાર માંડી વાળ્યો. કોણ જાણે કેમ, આ રૂમમાં આવ્યા પછી તુલસીની સામે ડૉક્ટર દફતરીનાં વાતચીત તેમ જ વર્તનમાં અચાનક પલટો આવી ગયો હોય એવું તેણે મહેસૂસ કર્યું. આમાં સુરુચિબહેનનું સાચું સ્વરૂપ કયું - થોડી વાર પહેલાં બહાર દેખાયું તે કે અત્યારે જોવા મળે છે તે ?

'ચિંતન, અમે ફાઈનલ એમ.બી.બી.એસ.નાં કેટલાક સ્ટુડન્ટ્સ અમારા પ્રોફેસરો સાથે તુલસીના કેસની મેડિકલ ચર્ચા કરતાં હતાં ત્યારે તુલસીના ઇલાજ માટે અમારા સાતમાંથી ત્રણ જણાએ જે વિકલ્પ સૂચવ્યો એ તો કદાચ તું સાંભળી પણ ન શકે.' સુરુચિ જાણે પડકાર ફેંકતી હોય તેમ બોલી ગઈ. સામી વ્યક્તિ પોતાને ઉશ્કેરવાનો પ્રયાસ કરતી હોય ત્યારે કાં તો સ્વસ્થતાથી એનો સામનો કરવો, નહીંતર ચર્ચા અટકાવી દેવી એવું માનસશાસ્ત્રના પ્રોફેસરે સમજાવેલું સૂત્ર ચિંતનને યાદ આવી ગયું. અત્યારે પોતે એવી જ સ્થિતિમાં મુકાયો હતો. ચર્ચા થંભાવી દેવી કે પડકાર ઝીલી લેવો ? નિર્ણય લેતાં ચિંતનને થોડી સેકન્ડ લાગી. પછી મક્કમતાથી બોલી ગયો :

'હું પણ મેડિકલ સ્ટુડન્ટ છું, સુરુચિબહેન ! સાતમાંથી ત્રણ જણાએ સૂચવેલો વિકલ્પ શો હતો ?'

અને સુરુચિની માંજરી આંખોમાં ચમક આવી. ચિંતનની જિજ્ઞાસા તીવ્ર બને એટલી વાર રાહ જોઈને એ બેધડક બોલી ગઈ :

'મર્સી કિલિંગ !'

સાંભળતાં જ હૃદય ધબકતું બંધ થઈ ગયું હોય તેમ ચિંતનના બંને કાનની બૂટ લાલચોળ બની ગઈ. બે ડગલાં દૂર ઊભેલી સુરુચિ સામે તેણે વીંધી નાખતી નજરે જોયું, પણ પેલી તો પથ્થરની જેમ અડીખમ ઊભી હતી. પોતે ઉશ્કેરાઈને ગમે તેમ બોલી નાખે એની જાણે રાહ જોતી હતી, તો રોષ ઘૂંટતો ચિંતન ભીતરથી ખળભળી રહ્યો હતો : તુલસી જડ બની ગઈ એટલે શું દયાભાવથી એની હત્યા કરવી ? એમાં દયાભાવ ક્યાં આવ્યો ? જેઓ માનવને જિવાડવા માટે તબીબીશાસ્ત્ર ભણી રહ્યા છે એવા લોકો દર્દીને દયાને બહાને મારી નાખવાનો વિચાર જ કેમ કરી શકે ?

'પશ્ચિમના દેશોમાં તો આજકાલ મર્સી કિલિંગનો પ્રચાર વધી રહ્યો છે.' જાણે તેના ઉશ્કેરાટને પરાકાષ્ઠાએ પહોંચાડવા માગતી હોય તેમ એ બોલી : 'આવી રિબામણી કરતાં તો છુટકારો સારો.'

હવે ચિંતને મુઠ્ઠીઓ વાળી લીધી : ના, ઉશ્કેરાવું નથી. રોષને સંયમમાં જકડી રાખીને હું જવાબ આપીશ. હૃદયનો વિચાર કર્યા વગર માત્ર બુદ્ધિથી દલીલ કરનારને જવાબ પણ બુદ્ધિથી જ આપવો જોઈએ. આવેશ નહીં, તર્કનું હથિયાર અજમાવવું જોઈએ.

'સુરુચિબહેન, મેડિકલ દૃષ્ટિએ વાત કરીએ તો આવા કેસમાં દર્દીને કોઈ રિબામણી થતી જ નથી. જેણે ભાન ગુમાવી દીધું હોય તેને દર્દ સ્પર્શી શકતું નથી.'

ચિંતનની સ્વસ્થતાએ સુરુચિને ચોંકાવી દીધી. એની તર્કબદ્ધ દલીલે પોતાને જ અસ્વસ્થ કરી મૂકી. સિફતથી તેણે ફેરવી તોળ્યું :

'દર્દીને રિબામણી ન થતી હોય એ તો સમજ્યાં, પણ તેનાં સ્વજનોનું શું ? પોતાનું માણસ આમ દિવસો - મહિનાઓ સુધી જડ અવસ્થામાં પડી રહે... ભૂખ-તરસનું જેને ભાન ન હોય... કુદરતી હાજતની જેને સાન ન હોય... એ આપણાથી ક્યાં સુધી સહન થાય ? માણસ ક્યાં સુધી ધીરજ રાખે ? કેટલા મહિના, કેટલાં વરસ, કેટલા દાયકા ?'

જુસ્સાભેર બોલતી સુરુચિનો ચહેરો ચિંતનને અસુંદર લાગવા માંડ્યો. છેવટનો આંચકો આપવા માટે એ ઊંચા આવજે બોલી ગઈ :

'એના પિતાથી આ પીડા સહેવાઈ નહીં એટલે તો એ બિચારાએ પ્રાણ ત્યજી દીધા.'

એ છેલ્લું વાક્ય ચિંતનના હૃદય સોંસરવું ઊતરી ગયું. શ્રીકાન્તભાઈ પાસેથી બધું જ જાણી લઈને એ મને આમ સંભળાવી રહી હશે ? ગોસ્વામીકાકાના આપઘાતની વાત તો ડીનસાહેબની લાગવગથી ઘરમેળે જ સંકેલાઈ ગઈ હતી, છતાં સુરુચિ કેમ જાણી ગઈ ? પુત્રીની આવરદા માટે ગોસ્વામીકાકાએ પોતાની જીવાદોરી કાપી નાખી હતી એ તર્ક આના મગજમાં ક્યાંથી ઊતરે ? છતાં જવાબ નહીં આપીને હાર સ્વીકારવાનું તેને માન્ય નહોતું :

'માણસ ક્યાં સુધી ધીરજ રાખે એમ તમે પૂછ્યું ને, ડૉક્ટર મિસ દફતરી ?' ચિંતને સ્વસ્થ છતાં મક્કમ અવાજે સંભળાવ્યું : 'જેની ધીરજ ખૂટી જાય એને ખસી જતાં કોણ રોકે છે ? પણ એનો અર્થ એવો તો નહીં ને કે દર્દીને જ આ દુનિયામાંથી ખસેડી દેવો ?'

જાણે જવાબ સાંભળીને પોતે પ્રસન્ન થઈ હોય તેમ સુરુચિએ તેના ગાલ પર હાથ મૂકી દીધો. સ્પર્શ દ્વારા એ આત્મીયતા વ્યક્ત કરવા માગતી હતી... પણ બહારથી સ્વસ્થ દેખાતા ચિંતનના શરીરનું લોહી એવું ધગતું હતું કે સુરુચિના કોમળ હથેળીને ઝાળ લાગી. હળવેકથી હાથ પાછો ખેંચી લઈ તેણે શબ્દોની ફૂંકથી આગ ઓલવવાની ચેષ્ટા કરી : 'ચિંતન, તુલસી પ્રત્યેની તારી લાગણીની સચ્ચાઈનું મને પારખું થઈ ગયું. તારી આ સચ્ચાઈ જ આખરે તુલસીને ભાનમાં લાવવાનો અસરકારક ઇલાજ બની રહેશે... આઈ ઍમ સૉરી ! મારો ઇરાદો તારી લાગણી દૂભવવાનો નહોતો.'

તો શો ઇરાદો હતો એવું પૂછવાની ચિંતનને તક ન મળી, કારણ કે પગ છૂટા કરવા ગયેલી સિસ્ટર કુલકર્ણી ઉતાવળાં પગલે રૂમમાં પાછી ફરી :

'ડૉક્ટર દફ્તરી, તમને હાઉસ-ડૉક્ટરે ઈમીડિએટલી ફિમેલ વૉર્ડમાં આવી જવા કહ્યું છે.'

સાંભળતાં જ સુરુચિએ ચિંતન સામે નજર નાખી લઈ પગ ઉપાડ્યા : 'ઓહ, હું તો સાવ ભૂલી ગઈ. મારા ઈન્ટરેસ્ટનો કોઈ કેસ આવ્યો છે એવું ડૉક્ટર શ્રીકાન્ત કહેતા ગયા હતા.'

'માત્ર તમારા એકલાના જ ઈન્ટરેસ્ટનો નહીં, આખી હૉસ્પિટલે ઈન્ટરેસ્ટ પડે એવો કેસ આવ્યો છે.' ડૉક્ટર દફ્તરીના ગયા પછી સિસ્ટર કુલકર્ણી બોલી, પણ સુરુચિના વિચારમાં ગરકાવ થયેલા ચિંતને ધ્યાન આપ્યું નહીં એટલે નર્સે ઉમેરવું પડ્યું : 'ચિંતન. સૌથી વધારે તો તને રસ પડે એવો કેસ છે.'

'એટલે ?' ચિંતન ચોંક્યો : 'શેનો કેસ ?'

'સ્યૂઈસાઇડ... સળગી મરવાના પ્રયાસમાં એક બાઈ સિક્સ્ટી ડિગ્રી દાઝીને આવી છે.' કહીને નર્સ તુલસીનું મુખ નિહાળવા લાગી.

'કોણ બાઈ ?' ચિંતનના અવાજમાં ઉચાટ પ્રગટ્યો : 'સિસ્ટર કુલકર્ણી, તમે કેમ મૂંગાં થઈ ગયાં ?'

ત્યારે કુલકર્ણીએ ચિંતન સામે જોયું. નામ જાણીને તેના મુખભાવ પર શો પલટો આવે છે એવી આતુરતાથી જોતી એ બોલ :

'આ તુલસી પર બળાત્કારનો પ્રયાસ કરનારની બાયડી પાર્વતી !'

'શી વાત કરો છો ?' ચિંતનના મોંમાંથી હાયકારો નીકળી ગયો : 'સખારામની પત્નીએ આપઘાતનો પ્રયાસ કર્યો ?' તેનો અવાજ તરડાઈ ગયો : 'પણ શું કામ ?'

'એ તો ખબર નથી. બે પોલીસ સાથે પાર્વતીને હૉસ્પિટલ લઈ આવેલી એની પડોશણ કહેતી હતી કે સખારામે અધમ કર્મ કર્યા પછી પાર્વતી ભાંગી પડી હતી. પડોશમાં ઊઠવા-બેસવાનું બંધ કરી, ઘરમાં પુરાઈ રહેતી. સખારામ મળવા માટે વારંવાર બોલાવતો પણ પાર્વતી ફક્ત એક જ વાર એને જેલમાં મળવા ગયેલી અને તે પણ ધણીનું મોં જોયા કે પોતાનું મોં દેખાડ્યા વગર મળીને પાછી આવી હતી.'

'બિચ્ચારી !'

'બિચ્ચારી હવે પોલીસને કહે છે કે પહેલાં મારા ધણીને હાજર કરો, પછી જ હું મારું સ્ટેટમેન્ટ લખાવીશ.'

'એટલે હવે સખારામ અહીં આવશે ?' ચિંતનના મુખભાવ પલટાઈ ગયા : 'એ જ હૉસ્પિટલમાં... જ્યાં એની નરાધમતાનો ભોગ બનેલી આ તુલસી એકસો-છોતેર દિવસથી બેહોશી ભોગવી રહી છે !'

જાણે એની સામે વિરોધ દર્શાવવા નીચે પહોંચી જવા માગતો હોય તેમ ચિંતને પગ ઉપાડ્યા. ત્યાં નર્સ કુલકર્ણીએ કહ્યું :

'તને અંદર જવા નહીં મળે. વૉર્ડની બહાર પોલીસ-પહેરો લાગી ગયો છે. હૉસ્પિટલની એકએક વ્યક્તિ સખારામના આવવાની વાત સાંભળી ખળભળી ઊઠી છે.'

'તો-તો એને અહીં નહીં લાવે.'

'બાઈની જીદ સામે પોલીસે લાવ્યા વગર છૂટકો નથી... સખારામને નાસિક જેલમાં ટ્રાન્સફર કર્યો હોય તો-તો બૈરી સાથે છેલ્લો મેળાપ શક્ય નહોતો. પણ મુંબઈની આર્થર રોડ જેલથી લઈ આવતાં કેટલી વાર લાગે ?'

'ડીનસાહેબને આની જાણ છે ?'

'એમણે જ તો પોલીસને તાકીદ કરી કે બાઈના ધણીને જેલમાંથી લાવવાની વિધિમાં વિલંબ કરશો તો બંનેનો મેળાપ નહીં થઈ શકે. મરતી સ્ત્રીની દયા ખાતર પણ ઉતાવળ કરો !'

'દયા ખાતર !' ચિંતનની આંખોમાં તિખારા પ્રગટ્યા : 'થોડી વાર પહેલાં ડૉક્ટર દફતરી દયાભાવથી દર્દીની હત્યા કરવાનું બોલી ગયાં અને અત્યારે ડીનસાહેબ દયા ખાતર પેલા નરાધમનાં અહીં પગલાં પાડવા માગે છે !'

*

રોજ સવાચાર વાગતાં જ ઘરભેગાં થઈ જવાની ઉતાવળ કરનાર પહેલી પાળીનાં નર્સ-વૉર્ડબૉય આજે હૉસ્પિટલની બહાર નીકળવા માગતાં ન હોય તેમ સખારામના આગમનની રાહ જોતાં અંદરઅંદર ગુસપુસ કરતાં આંટાફેરા મારી રહ્યાં હતાં. હૉસ્પિટલનાં ડૉક્ટરો અને દર્દીઓમાં પણ આ દુર્ઘટનામાંથી સર્જાયેલી વિચિત્ર પરિસ્થિતિએ એક પ્રકારની ઉત્તેજના જગાડી હતી.

'આર્થર રોડથી ફોન આવી ગયો.' કહેતાં ડીનસાહેબ ફિમેલ વૉર્ડના એક ખૂણામાં પાર્વતી માટે પાર્ટિશનથી ઊભા કરેલા અલાયદા વિભાગમાં દાખલ થયા : 'ઇન્સ્પેક્ટર રાવત, સખારામને લઈ થોડી વારમાં જ જેલની વાન આવી પહોંચશે.'

ખબર આપીને ડીન શ્રીવાસ્તવે ખાટલા પર ભડથું થઈને પડેલી દર્દી તરફ જોયું. ચહેરાથી કમર સુધી સખત રીતે દાઝી ગયેલી પાર્વતી બળી ગયેલી પાંપણો બીડીને પરાણે શ્વાસ લેતી પડી હતી. પોલીસ ઇન્સ્પેક્ટર રાવતે એને ઘણું સમજાવી કે તું તારું સ્ટેટમેન્ટ લખાવી દે, તારા ધણીને લાવવા માટેની કારવાઈ ચાલુ થઈ ગઈ છે. છ મહિનાથી એ ઘરબહાર છે એટલે એના પર કોઈને વહેમ પડવાનો નથી. તારી વાચા બંધ થઈ જાય એ પહેલાં ભલી થઈને બયાન લખાવી દે... પણ પાર્વતી દાઝી ગયેલા હોઠ ખોલવા તૈયાર જ નહોતી.... આંખો મીચેલી રાખીને માત્ર માથું ધુણાવીને એ ઇન્કાર કરતી રહી. ઇન્સ્પેક્ટરે છેવટે એમ પણ સમજાવ્યું કે સ્ટેટમેન્ટ લખાવી દઈશ તો મર્યા પછી કદાચ પોસ્ટમૉર્ટમ કરવાની જરૂર નહીં પડે, તારું શરીર ચૂંથાશે નહીં... પણ એવી ધરપતનીય પાર્વતી પર કોઈ અસર થઈ નહોતી.

ભોંયતળિયાની ફિમેલ વૉર્ડની બારીએ ઊભેલા ઇન્સ્પેક્ટર રાવત હૉસ્પિટલના કમ્પાઉન્ડમાં જેલ-વાનને દાખલ થતી જોઈ સડસડાટ સામા લેવા ગયા ત્યારે વૉર્ડના દરવાજાથી થોડે દૂરે ઊભેલા ચિંતને દાઝમાં દાંત ભીંસ્યા : જાણે કોઈ વી. આઈ. પી.ની પધરામણી થવાની હોય એવી સ્ફૂર્તિથી ઇન્સ્પેક્ટર સાહેબ દોડી રહ્યા છે !

જેલ-વાનમાંથી ઊતરી હૉસ્પિટલનાં પગથિયાં ચડતો સખારામ અપરાધના ભારથી ઝૂકેલા શિરે અંદર દાખલ થશે એવી ઘણાની ધારણા એણે ખોટી પાડી. ખરેખર વી. આઈ. પી.ની જેમ પધરામણી કરી રહ્યો હોય એવી અદાથી ટટ્ટાર ગરદને એ પગથિયાં ચડી ગયો હતો. હાથકડીથી જકડેલાં કાંડાંની કે બાવડે બાંધેલું દોરડું પકડીને પાછળ ચાલતા પોલીસની કોઈ જાતની શરમ દેખાડ્યા વગર, ઘણા વખતે પરિચિત ચહેરા જોતો હોય તેમ દરેકની સામે સ્મિત ફરકાવતો એ ફિમેલ વૉર્ડ સુધી પહોંચ્યો. અંદર દાખલ થતાં પહેલાં સામે ઊભેલા ચિંતન પર નજર પડી ત્યારે કૉર્ટના કમ્પાઉન્ડમાં પોતાના પર થૂંકેલા જુવાનને ઓળખી ગયો હોય તેમ આંખોથી એની સામે ઘૂરક્યો. મૃત્યુની ઘડીઓ ગણતી પત્નીને મળવા આવેલો સખારામ કોઈને દેખાવા દેવા માગતો નહોતો કે જેલમાં જઈને પોતે ભાંગી પડ્યો છે. એનો એ રુઆબ જોઈને કોઈના માનવામાં આવે નહીં કે આ એ જ માણસ છે જેણે ત્રણ મહિના પહેલાં ન્યાયાધીશ સમક્ષ ખુલ્લા દિલે અપરાધનો એકરાર કરી ઘટતી સજા ફરમાવવાની માગણી કરી હતી !

અંદર આવતા સખારામ માટે ખાટલા આડેથી પાર્ટિશન હઠાવી દેવામાં આવ્યું ત્યારે પત્નીના દાઝી ગયેલા ચહેરા પર નજર પડતાં જ તે અંદરથી હચમચી ગયો. ક્ષણવાર માટે આંખો ભીડી દઈ પીડા દબાવી દેવાની ચેષ્ટા કરી તેણે ગળું ખંખેર્યું :

'પાર્વતી, હું આવી ગયો.'

એના શબ્દો કાને અફળાતાં જ પાર્વતીના ચહેરાની દાઝી ગયેલી ચામડીમાં કરચલીઓ પડતી દેખાઈ, પણ તેણે આંખો ઉઘાડી નહીં. ધીમેધીમે ચાદર હેઠળથી એક હાથ બહાર કાઢી કાળું પડી ગયેલું કાંડું હલાવી આજુબાજુ ઊભા હોય તેમને હઠી જવા માટે સંકેતથી સમજાવ્યું : પત્નીનો એક મૂક સંદેશો પાઠવતો હોય તેમ સખારામે પોલીસ ઑફિસર, કોન્સ્ટેબલ, ડીનસાહેબ, હાઉસ-ડૉક્ટર, તથા લેડી ડૉક્ટર તરફ નજર ફેરવી લીધી : 'એ મને એકાન્તમાં મળવા માગે છે.'

એક પછી એક દૂર ખસતાં બૂટ-ચંપલના અવાજો સંભળાતા બંધ થયા પછી સખારામે ખાટલાની બાજુમાં પડેલા સ્ટૂલ પર બેઠક લીધી. તેના જમણા હાથને બાવડે બાંધેલા દોરડાનો બીજો છેડો પકડીને પોલીસ પાર્ટિશનની પાછળ સાવધપણે ઊભો હતો.

'પાર્વતી, હવે આપણા બે સિવાય અહીં કોઈ નથી.' એવી ખાતરી આપી સખારામે ઉમેર્યું : 'આંખો ઉઘાડીને ખાતરી કરી લે, આજુબાજુ કોઈ જ નથી.'

ત્યારે આંખો ઉઘાડવાને બદલે પાર્વતીએ ડોકું ધુણાવ્યું.

'આંખો નથી ઉઘાડી શકતી, પાર્વતી ?' સખારામના અવાજમાં દર્દનો લિસોટો ભળ્યો : 'એક વાર પ્રયત્ન કરીને મને જોઈ તો લે...'

ત્યારે પાર્વતીના બંધ હોઠ છૂટા પડતા દેખાયા. બોલવા જતાં ચહેરાની ચામડી તણાવાની પીડાથી તેણે આંખોનાં પોપચાં પર વધારે ભીંસ દેવી પડી :

'મેલા (મૂઆ) ! મરતાં લગન તારું મોં નહીં જોવાની મેં પ્રતિજ્ઞા લીધી છે !'

સાંભળતાં જ વીજળીનો શૉક લાગ્યો હોય તેમ સખારામના પગથી માથા સુધી ધ્રુજારી પ્રસરી ગઈ. હાથની ધ્રુજારીને લીધે હાથકડી પણ રણકી ઊઠી.

'મારું મોં નહોતું જોવું તો પછી મળવા શું કામ બોલાવ્યો, પાર્વતી ?' સખારામથી નિસાસો નંખાઈ ગયો : 'એમ તો તેં તારું મોં મને નહીં દેખાડવાના પણ સોગંદ ખાધા હતા.'

'એ મોં મેં કાળું કર્યું, એટલે તો તને દેખાડવા માટે બોલાવ્યો !' જાણે કહેવામાં આનંદ આવતો હોય તેમ પાર્વતી બોલી ગઈ ત્યારે સખારામે હાથકડીમાં જકડાયેલા બંને હાથની મુઠ્ઠીઓ વાળી દીધી : 'મોં કાળું કર્યું ? તેં ?' તેને ત્રાડ પાડવી હતી, પણ બીજા સાંભળી જાય એની દહેશતથી અવાજ પર અંકુશ રાખવો પડ્યો.

'હા !' જે પત્ની આજ સુધી ક્યારેય પોતાની સામે ઊંચા અવાજે બોલી નહોતી એ પોતાની ગેરહાજરીમાં કોઈકની સાથે આડો સંબંધ રાખીને કાળું મોં કરી બેઠી છતાં શરમાવાને બદલે સીધી 'હા' પાડી દે છે ! સખારામને સ્ટૂલ નીચેથી ધરતી ખસી જતી લાગી : 'મરતાં પહેલાં ભૂલની માફી માગવા માટે તેં મને બોલાવ્યો, પાર્વતી ?'

પુરુષના અહોભાવ સાથે સખારામે પૂછ્યું. તેના જવાબમાં પાર્વતીએ સત્વર ડોકું ધુણાવી દીધું :

'શરૂશરૂમાં પાપ કર્યાનો પસ્તાવો જાગ્યો હતો...'

'કોની સાથે, પાર્વતી ! કોની સાથે ?' આવેશમાં જ એ અધવચ્ચે પૂછી બેઠો.

'મારે જેટલું કહેવાનું છે એ કહી લેવા દે, નહીંતર...'

એટલું કહીને ધમકી આપવાની ઢબે તેણે હોઠ ભીડી દીધા ત્યારે સખારામથી હાથકડીવાળા હાથ જોડાઈ ગયા : 'બોલ, પાર્વતી, જલદી કહી નાખ !'

'આજ સુધી તેં મને ભરમમાં રાખી ! મારી કૂખે બચ્ચું પેદા ન થયું એ માટે મને વાંઝણીનાં મહેણાં મારતાં તું થાક્યો નહીં. બાપ થવાની તારી આશા પૂરી કરી ન શકી એનું વેર વાળતો હોય તેમ હરાયા ઢોરની જેમ તું બહાર ભટકતો રહ્યો, પણ મૂઆ !...'

પરિશ્રમ પડ્યો હોય તેમ પાર્વતી થોડું રોકાઈ. બોલતાંબોલતાં તેના મોંના બંને ખૂણેથી લાળ રેલાતી જતી હતી.

'પણ શું, પાર્વતી ?'

'તું જાણતો હતો કે તું મરદ હોવા છતાં બાપ બની શકે તેમ નહોતો અને છતાં દોષ મારા પર ઢોળતો રહ્યો.'

'એ તને કોણે કહ્યું ?'

'મારા પેટમાં પડેલા ત્રણ મહિનાના પિંડે !'

'એટલે, પાર્વતી, તું... તું...' સખારામે ખુન્નસભેર બંને હાથની મુઠ્ઠીઓ ઉગામી, પણ બાવડે બાંધેલા દોરડાનો છેડો પાર્ટિશન પાછળથી ખેંચાયો ત્યારે તેણે અંકુશમાં આવી જવું પડ્યું : 'બોલ, પાર્વતી, બોલ !'

'પરાયા મરદ સાથે આડો સંબંધ બાંધીને પણ તારી સામે વેર લેવા માગતી હતી ત્યાં બેજીવી થઈ છું એની જાણ થઈ એટલે તારો ભાંડો ફૂટી ગયો. મા થવાની છું એવી અબળખામાં થોડી વાર માટે તો હું બહુ હરખાઈ, પણ તું જેલમાં છો, છ મહિનાથી ઘરબહાર છો એનો વિચાર આવતાં જ બધો હરખ ઊડી ગયો. જેલમાં ન હોત તો-તો બીજાનું બચ્ચું તારા ખોળામાં મૂકી, તારું માનીને તને રમાડતો જોઈ હું ખુશ થાત.'

'પણ હું એને મારું માનું તો ને ?' આવેશમાં સખારામે કહી નાખ્યું : 'પંદર વરસ પહેલાં બીજી હૉસ્પિટલમાં તપાસ કરાવી ત્યારની મને ખબર હતી કે હું બાપ થઈ શકું એમ નથી.'

'છતાં મારાથી છાનું રાખ્યું ?' પાર્વતીને હવે વધુપડતો થાક વર્તાતો હતો : 'તારો વાંક હતો છતાં મને વાંઝણીનાં મહેણાં....'

'તને કહીને હું તારી નજરે નમાલો ઠરવા નહોતો માગતો.'

'તો, મૂઆ ! હવે આખી દુનિયાની નજરે નમાલો ઠરીશ.'

'નહીં, પાર્વતી ! તું મને કહે કે એ કોણ હતો જેણે...'

'બાળકની વાત કહીને બાપનું નામ છાનું રાખવા તો મેં તને અહીં બોલાવ્યો.'

'મરતાં પહેલાં ખોટું બોલીને તું મને રિબાવવા માગે છે ?'

'તું બાકીની જિંદગી રિબાયા કરે એટલા માટે તો સાચું બોલું છું.' પાર્વતી વચ્ચેવચ્ચે ડચકાં ખાતી જતી હતી : 'પોલીસવાળાએ મને ઘણું સમજાવી કે મરતાં પહેલાં બયાન લખાવી દે તો તારું શરીર ચૂંથાય નહીં. પણ મારે તો પેટ ચિરાવીને દુનિયા આખીને જાણ કરવી છે કે...'

'નહીં, પાર્વતી ! પહેલાં મને કહે કે એ કોણ હતો ?'

કહેતાં પગ પછાડીને સખારામ સ્ટૂલ પરથી ઊભો થઈ ગયો. આંખો ઉઘાડીને પત્ની પોતાની સામે જુએ, પોતાનો ભયાનક ચહેરો જોઈને બોલી નાખે એવી આશાથી સખારામે લોખંડની હાથકડી જોરથી અફળાવી.

'મૂઆ ! ન કહેવું પડે એટલા માટે તો મેં જાતને જલાવી દીધી ! સળગી જઈને હું છૂટી ગઈ, પણ તું જિંદગીભર સળગ્યા કરીશ એ જાણીને મારા આત્માને...'

'પા... ર્વ.... તી !' બંને હાથની મુઠ્ઠી ઉછાળીને પાર્વતીનું માથું ફોડી નાખવાના ઝનૂનમાં તેણે ત્રાડ પાડી, પણ ઉગામેલા હાથ ઇરાદાનો અમલ કરે એ પહેલાં ત્રણ બાજુથી પોલીસ ધસી આવ્યા ત્યારે બંને હાથની મુઠ્ઠી ખોલી નાખી પહોળા થયેલા પંજામાં સખારામે પોતાનું મોં ઢાંકી દેવું પડ્યું. ભીતરનો ઊભરો શમાવી દેવા માટે ઘણું જોર અજમાવ્યું છતાં ગળામાંથી બહાર પડતાં ડૂસકાં એ રોકી ન શક્યો.

તેને એક બાજુ ખસેડી દર્દીનું સ્ટેટમેન્ટ લેવા માટે પોલીસ તૈયારી કરતા હતા ત્યારે જ ડીન શ્રીવાસ્તવે જાહેર કર્યું :

'શી ઈઝ ડેડ !'

મોં આડેથી બંને હાથના પંજા ઉઠાવીને સખારામે જોયું તો પાર્વતીનો ચહેરો ચાદર હેઠળ ઢંકાઈ ચૂક્યો હતો. અદાલતે ફરમાવેલી સજા હસતા મોંએ સહી લેનાર સખારામને થયું કે મરતાંમરતાં પત્ની જે સજા ફટકારી ગઈ એ ફાંસી કરતાંય વધારે વસમી હતી. ઝાટકા સાથે તેણે પત્ની તરફ પીઠ ફેરવી લીધી.

'ઇન્સ્પેક્ટરસા'બ, હવે મારું અહીં કંઈ કામ નથી. ચાલો, મને પાછો લઈ જાઓ.'

'અત્યારે તો પાછો લઈ જઈશું.' ઇન્સ્પેક્ટર રાવતનો અવાજ તેની પીઠ પર અફળાયો : 'કાલે સવારે પોસ્ટમૉર્ટમ કર્યા પછી અગ્નિસંસ્કાર માટે તારે આવવું હોય તો...'

'ભાડમાં જાય અગ્નિસંસ્કાર !' કહેતાં સખારામે હાથકડી કપાળમાં ફટકારી. તેને હાથ જોડીને આજીજી કરવાની ઇચ્છા થઈ કે સાહેબો ! આનું પોસ્ટમૉર્ટમ કરવાનું રહેવા દ્યો... પણ જીભ ન ઊપડી એટલે પગ ઉપાડવા પડ્યા.

અને કોઈ મહાનુભાવની જેમ ટટ્ટાર ગરદન સાથે આવનાર સખારામ બહાર નીકળ્યો ત્યારે કોઈને મોં દેખાડવા લાયક ન રહ્યો હોય તેમ બંને હાથે મોં ઢાંકીને ઝૂકેલી ગરદને પાછો ફરી ગયો.



# 17

'તમને વાંધો શો છે, શ્રીકાન્ત ?'

સુરુચિએ સાત મિનિટમાં ત્રીજી વાર એનો એ જ પ્રશ્ન કર્યો. રોજ સાંજે ચાર વાગ્યે હાઉસ-ડૉક્ટરની કેબિનમાં બંનેનો સાથે કૉફી પીવાનો નિયમ બની ગયો હતો. રોજ બપોરે સાડાત્રણ અને ચારની વચ્ચે સુરુચિ માટે ઘરની કૉફીનું થર્મૉસ હૉસ્પિટલે આવી જતું. પહેલા દિવસે સાથે કૉફી પીવા બેઠાં ત્યારે શ્રીકાન્તે ટકોર કરેલી : 'ઘરની કૉફી પીવા ખાતર બાર-પંદર કિલોમીટર દૂરથી ડ્રાઈવર મોટર લઈને થર્મૉસ આપવા આવે એ જરા વધારેપડતું લાગે છે...' પરંતુ સુરુચિ પાસે તેનો ખુલાસો હાજર હતો : 'તમે એમ માનો છો કે ખાસ મારા માટે જ ડ્રાઈવર અહીં સુધી ધક્કો ખાય છે ? ના રે ના ! આ તો મારા ભાઈ બપોરે જમીને કુર્લાની ફૅક્ટરીએ જવા અહીંથી પસાર થાય એટલે ઘરની કૉફીનો આ લાભ મળે છે. બાકી બે કપ માટે બાર-પંદર રૂપિયાનું પેટ્રોલ બાળીને આવ-જા કરે એવી બાદશાહી મારે ત્યાં ક્યાં છે ?' પછી થોડું હસીને ઉમેર્યું હતું : 'હા, અમારા કુટુંબમાં હું પહેલવહેલી ડૉક્ટર બની છું એટલે આપણાં માનપાન થોડાં વધ્યાં છે એની ના નહીં. અમારા નવલમામાને પોરસ કરવાની બહુ ટેવ... અગાઉ વારંવાર કહેતા, અમારે વરસમાં બે વખત સ્વિત્ઝર્લૅન્ડ ગયા વગર ન ચાલે ! અને હવે જે કોઈ મળે તેને એવું કહેતા ફરે છે કે મારી ભાણી ડૉક્ટર થઈ ગઈ, કાંઈ કામ પડે તો કહેજો ! કેમ જાણે હું નવી-નવાઈની ડૉક્ટર બની હોઉં અને ડૉક્ટર થતાંની સાથે જ મારી ડિમાન્ડ ઊભી થઈ ગઈ હોય !'

સુરુચિની આવી નિખાલસતાના કારણે જ શ્રીકાન્તને તેની નિકટતા ગમવા લાગી હતી. ત્રણ મહિનાથી હૉસ્પિટલમાં સાથે કામ કરતી સુરુચિ બીજાઓની હાજરીમાં શ્રીકાન્તને 'યસ,

ડૉક્ટર, ઓકે, ડૉક્ટર, એઝ યુ સે, ડૉક્ટર'ની અદબ જાળવતી, પણ બંને એકલાં પડતાં ત્યારે માત્ર શ્રીકાન્ત સંબોધનથી કામ ચલાવતી. ઑફ ડ્યૂટીમાં શ્રીકાન્ત પણ પોતાને ડૉક્ટર દફ્તરીને બદલે માત્ર 'સુરુચિ' જ કહે તેવો આગ્રહ રાખતી અને શ્રીકાન્તે એનો એ આગ્રહ સ્વીકારી લીધો હતો. જોકે 'સુરુચિ'ને ટૂંકાવીને 'રુચિ' કહેવાનું તેને માન્ય નહોતું.

ત્રીજી વાર પુછાયેલા પ્રશ્નનો ઉત્તર પણ ગળી જવા માગતો હોય તેમ શ્રીકાન્તે અવાક્ રહીને કૉફીનો ઘૂંટ પીવાનું ચાલુ રાખ્યું ત્યારે સુરુચિએ રજૂઆત બદલવી પડી :

'તમને શો વાંધો છે એ જાણવા છતાં હું નકામી પૂછી રહી છું. આઠ મહિના અગાઉ આપણો પરિચય થયો અને ત્રણ મહિનાથી તમારી સાથે કામ કરતી થઈ છું, એટલે ન જાણતી હોઉં એ તો કેમ બને ?' સુરુચિએ કૉફી પૂરી કરીને રૂમાલથી હોઠના બંને ખૂણા લૂછ્યા : 'ત્રણ મહિનાના તેર રવિવારમાંથી આઠ રવિવારની સાંજ આપણે સાથે ગાળી. શરૂશરૂમાં મોટરમાં સાથે ફરવા જવાની તમે આનાકાની દર્શાવી ત્યારે મેં સમજાવ્યું કે ઘરની મોટરમાં ફરવા જઈએ તો આપણાં બંનેનાં વડીલોને ડ્રાઈવર દ્વારા જાણ થતી રહેશે અને એ લોકો ખુશ થતા રહેશે... તમે મારી આ દલીલ માન્ય રાખી ફરવા આવતા થયા, પણ જેવા મોટરની બહાર નીકળી દરિયાકિનારે બેઠક લઈએ કે તરત તમે ક્ષિતિજને તાકી રહી વિચારે ચડી જાઓ... છેલ્લા ત્રણેક રવિવારથી તમે થોડાથોડા વાતોએ વળગતા થયા. ક્યારેક કૉલેજ-લાઈફના કિસ્સા તો ક્યારેક હૉસ્પિટલમાં આવેલા વિચિત્ર કેસ વિષે કહેતા થયા.'

'ટૂંકમાં એટલું જ કે હું તમારી રવિવારની સાંજ બગાડું છું, એમ જ ને, સુરુચિ !' હસતાંહસતાં કહીને શ્રીકાન્તે ઉમેર્યું : 'મારી કંપનીમાં તમે બોર થઈ જાઓ છો એ હું જાણું છું.'

'નહીં-નહીં, શ્રીકાન્ત !' સુરુચિ ઉતાવળે બોલી ગઈ : 'મને તો એમાં મારી નિષ્ફળતા દેખાય છે કે હું તમને આનંદમાં નથી લાવી શકતી. તમે બળજબરીપૂર્વક મનને આનંદથી અળગું રાખી રહ્યા છો, શ્રીકાન્ત ! પરાણે ઊભી કરેલી કેદમાં તમે મનને પૂરી રાખો છો !'

'પરાણે ઊભી કરેલી કેદ ?'

'એટલે કે જ્યાં સુધી તુલસી જડતાની કેદ ભોગવી રહી છે ત્યાં સુધી તમારાથી કોઈ જાતનો આનંદ ન માણી શકાય તેવી માન્યતાની કેદ !'

'કદાચ તમારી વાત સાચી હોય તો એમાં ખોટું શું છે ?'

'ખોટું તો એ જ કે ડૉક્ટર તરીકે આપણે બીજાને સલાહ આપીએ છીએ તેનાથી ઊંધું જ આચરણ કરી છીએ.' સુરુચિએ દલીલને વળ ચડાવ્યો : 'બીજા લોકોને આપણે કહીએ છીએ કે મનને આનંદમાં રાખો, તાણ નહીં અનુભવો, શરીરના ઘણાખરા રોગોનું મૂળ કારણ મન છે... તો પછી તમે તમારી પોતાની જાત સાથે આવી મનમાની શું કામ કરો છો ?'

'હું મારી હાર સ્વીકારું છું, સુરુચિ ! દલીલમાં હું તમને નહીં પહોંચી વળું.'

'હાર નહીં, મારી વાત સ્વીકારો, શ્રીકાન્ત !' કહી સુરુચિ મૂળ પ્રસ્તાવ પર આવી ગઈ : 'મારી બર્થ-ડે પાર્ટીમાં આવવાનું નિમંત્રણ સ્વીકારી લો.'

'મને બીક છે કે મારી ઉદાસીનતા તમારી બર્થ-ડેની પાર્ટીની મજા મારી નાખશે.'

'એક વાર તમે નવલમામાના નેપીઅન્સી રોડના સોળમા માળે આવેલા ટેરેસ ફ્લૅટમાં આવી તો જુઓ !' હા પડાવી લેવાની બહુ નજીક આવી પહોંચી હોય તેવા મિજાજમાં એ કહેવા લાગી : 'પચીસમી જાન્યુઆરીની મારી પચીસમી વર્ષગાંઠે સમુદ્રમાં મોજાં ઊછળતાં હશે, જાન્યુઆરીનો શીતલ પવન ફૂંકાતો હશે અને મારા-તમારા જેવાં જુવાનિયાંનો સંગ સાંપડશે, પછી જુઓ તમારી ઉદાસીનતા આપોઆપ ગાયબ થઈ જાય છે કે નહીં !'

એ બોલતી હતી ત્યારે તેને તાકી રહેલા શ્રીકાન્તને સુરુચિની બિલોરી કાચ જેવી કીકીઓમાં દરિયાકિનારે જુવાળ ઊછળતો દેખાયો. સગાઈની બપોરે તુલસીને દરિયાકિનારે ફરવા જવાનો પ્રસ્તાવ કરેલો ત્યારે શરમાઈ જઈને 'હજુ વિધિસર આપણું વેવિશાળ ક્યાં થયું છે ?' એવું કાંઈક બહાનું કાઢી ઠાવકાઈથી ઇન્કાર કરી દેનાર તુલસી જાણે અત્યારે સામે ચાલીને મદભરી આંખે પ્રસ્તાવ મૂકી રહી હોય એવું ઘડીભર લાગ્યું. હમણાંહમણાં અવારનવાર આવું અજુગતું બનવા લાગ્યું હતું. હૉસ્પિટલની ડ્યૂટી પર હોય ત્યારે સુરુચિ સાથે હોય એ ગમતું અને તેની સાથે બહાર ફરવા જતો ત્યારે તુલસી સાથે નથી એ ખટકી જતું ! હૃદય તુલસીનો સહવાસ ઝંખતું હતું અને બુદ્ધિને સુરુચિનો સંગાથ ગમવા લાગ્યો હતો...

'સો યુ હેવ એક્સેપ્ટેડ માય ઈન્વિટેશન !' કહી સુરુચિએ સંમતિ મેળવી લેવા હાથ લંબાવ્યો : 'એક વધુ બર્થ ડે પ્રેઝન્ટ મળવાની છે એ જાણી મને બહુ આનંદ થયો.'

પરંતુ શ્રીકાન્તે તેના લંબાયેલા હાથ તરફ લક્ષ નહીં આપતાં મજાકની ઢબે સંભળાવ્યું :

'તમને એકને બદલે બે બર્થ-ડે પ્રેઝન્ટ મળવી જોઈએ... મારી સાથે આપણો ચિંતન પણ ખરો ને !'

'ચિંતન ?' ખરેખર તો ચિંતનને ઈન્વાઈટ કરવાનું તેને યાદ જ નહોતું, પણ એણે વાત ઉચ્ચારી જ છે તો મનમાં ઘૂંટાતું કહી દેવાની આ તક જતી શું કામ કરવી ? લંબાયેલો હાથ પાછો ખેંચી લેતી એ બોલી : 'શ્રીકાન્ત, એની પ્રેઝન્ટ મેળવવાની આશા મિથ્યા છે. ત્રણ મહિનાથી હું જોતી રહી છું કે ખાવા-પીવા અને નહાવા-ધોવા સિવાય એ સૂર્યની ધરી પર ફરતા પૃથ્વીના ગોળાની જેમ ચોવીસે કલાક તુલસીની પ્રદક્ષિણા કરતો ફરે છે. મને તો ડર છે - આ ચકરાવામાં એ પાગલ ન થઈ જાય !'

'પાગલ !' સહેજ ખટક્યું હોવા છતાં દેખાવા ન દેવું હોય તેમ એણે કહ્યું : 'સુરુચિ, દિવસેદિવસે મને તો એનામાં વધુ શાણપણ આવતું દેખાય છે.'

'મને એ શાણપણ પાછળ પાગલપણ દેખાય છે. ક્યારેક તો એવી પ્રતીતિ થાય છે કે ચિંતનના જેટલી ઉત્કટ લાગણીથી તુલસીને આ દુનિયામાં બીજું કોઈ ચાહી ન શકે.'

સુરુચિએ ધાર્યો હતો એવો તેના આ કથનનો પ્રત્યાઘાત શ્રીકાન્તના મુખ પર જોવા ન મળ્યો :

'બાળપણથી એ બંને વચ્ચે આત્મીયતા બંધાઈ ગઈ છે.'

'અને સંભવ છે કે મુગ્ધાવસ્થામાં એ આત્મીયતા અતૂટ બની ગઈ હોય.'

કહીને સુરુચિ અચાનક ઊભી થઈ ગઈ. કહેવું ઘટે એ કહેવાઈ ગયા પછી ચોળીને ચીકણું કરવામાં જોખમ હતું, એટલે બહુ જ સ્વાભાવિકપણે તે બોલી ગઈ : 'છતાં ચિંતનને ઈન્વાઈટ તો કરવાની જ... જોઉં છું, તમારી જેમ એનેય મનાવી લેવામાં હું ફાવું છું કે નહીં !' છેલ્લા શબ્દો બોલતી એ કૅબિનની બહાર નીકળવા આગળ વધી.

'ચિંતનને કહેજો કે પાર્ટીમાં એણે મારી સાથે આવવાનું છે, પછી એ ના નહીં પાડે.'

ત્યારે સુરુચિએ સ્મિતભેર પાછળ જોઈ લીધું. એને બોલવાનું મન થયું કે ચિંતન તમારી જેમ નમતું જોખી દે એવો નથી.... પરંતુ આવું કહેવાનો સમય હજી પાક્યો નથી એમ મન મનાવી સ્મિતથી કામ ચલાવી લઈને એ બહાર નીકળી ગઈ.

હજુ એ હાઉસ-ડૉક્ટરની કૅબિનનો દરવાજો બંધ કરે છે ત્યાં જ લિફ્ટમાંથી બહાર આવતો ચિંતન એની નજરે ચડી ગયો : 'અરે ચિંતન ! સારું થયું તું અહીં જ મળી ગયો.' કહેતી એ સામે ગઈ : 'નહીંતર તને નિમંત્રણ આપવા મારે તારા ઘરે આવવું પડત.'

'નિમંત્રણ !' કંઈક જુદું જ ધારી લઈને ચિંતન ચોંક્યો : 'શેનું નિમંત્રણ સુરુચિબહેન ?'

'જરા આ તરફ આવ.' કહેતી સુરુચિ તેને બાલ્કની તરફ દોરી ગઈ ત્યારે તો ચિંતનના ચિત્તતંત્રમાં ખળભળાટ શરૂ થઈ ગયો : પોતે જે ધારી બેઠો છે એવું તો નહીં નીકળે ને ?

'૨૫મી જાન્યુઆરીની સાંજ તારે મારા માટે ફ્રી રાખવાની છે.' કહેતી સુરુચિ બાલ્કનીની પાળીને ટેકો દેતી તેના હાવભાવ નિહાળવા લાગી, એટલે ચિંતનના ચહેરાની રેખા તંગ બની ગઈ.

'૨૫મીએ મને ૨૫મું બેસે છે. મારા મામાને ત્યાં નેપીઅન્સી રોડ પર પાર્ટી રાખી છે.' એવું સાંભળીને ચિંતનના મનનો થડકો થોડો ઓછો થયો, પણ તંગ મુખરેખામાં કોઈ ફરક ન પડ્યો.

'આવીશ ને મારી બર્થ-ડે પાર્ટીમાં ?'

માંજરી આંખો લડાવતી સુરુચિએ હજુ તો પૂછ્યું ત્યાં જ ચિંતને ધુણાવી દીધું : 'ના, મારાથી નહીં અવાય.'

વિચાર્યા વગર ચિંતને કરી દીધેલા ઇન્કારે સુરુચિને ચોંકાવી દીધી : મારા બર્થ-ડેની વાત પર એણે ખુશીના ભાવ પણ ન દર્શાવ્યા ? જાણે કોઈ અણગમતી વાત કરી હોય તેમ સત્વર ડોકું ધુણાવી દીધું !

'સુરુચિબહેન, પચીસ જાન્યુઆરી તમારા માટે ખુશાલીની છે, પણ મારા માટે શોકની !'

'શોકની ?' ચમકી ઊઠેલી સુરુચિ આંખોની પાંપણ પટપટાવવા લાગી : 'કોનો શોક, ચિંતન !'

'ફાધરના મૃત્યુનો !' ચિંતને નજર ફેરવી લઈ ગળું ખંખેરવું પડ્યુ : 'મારા પિતા કસ્ટમ ઑફિસર હતા. દાણચોરો પર છાપો મારવા પચીસમીની રાતે ઘેરથી નીકળ્યા અને મધરાતે ગોળીથી વીંધાયેલો મૃતદેહ જ પાછો ફર્યો.'

'ઓહ ! આઈ ઍમ એક્સ્ટ્રીમલી સૉરી, ચિંતન !'

સુરુચિનો કંઠ રૂંધાયો. થોડી વારની ખામોશીમાં એ કાંઈક યાદ કરવા લાગી, પછી અચાનક પૂછી બેઠી :

'ચિંતન, શું નામ તારા ફાધરનું ?'

'મન્મથરાય મઝુમદાર !' ચિંતને સ્વસ્થ થઈ જતાં કહ્યું : 'અગિયાર વર્ષ પહેલાંની એ વાત છે, જ્યારે હું પણ અગિયાર વર્ષનો હતો.'

'પચીસમી જાન્યુઆરીની રાતે...' બબડતી સુરુચિ ફરી થોડી વાર માટે વિચારમાં અટવાઈ ગઈ. પછી તેનાથી અચાનક પુછાઈ ગયું : 'ચિંતન, તને તારીખ બરાબર યાદ છે ?'

એનો સવાલ ખટક્યો હોય તેમ ચિંતને ઝાટકા સાથે ગરદન ફેરવી ધારદાર દૃષ્ટિથી તેની સામે જોયું : 'માણસને પોતાના બર્થ-ડેની તારીખ બાબતમાં કદાચ ખાતરી ન હોય, પણ ફાધરની મૃત્યુની તારીખ...'

'આઈ મીન...' ખોટી રીતે પ્રશ્ન પુછાઈ ગયો એ માટે દિલગીરીના ભાવ સાથે સુરુચિ બોલી ગઈ : 'અગિયાર વર્ષ પહેલાંનો મારો ૧૪મો જન્મદિન યાદ આવી ગયો એટલે મારાથી આવું અજુગતું પુછાઈ ગયું, ચિંતન ! આઈ ઍમ સૉરી ! મને ખ્યાલ હોત તો હું તને એ યાદ ન કરાવત.'

'કોઈ યાદ ન કરાવે એથી ભૂલી થોડું જવાય, સુરુચિબહેન !'

'સાચી વાત છે !' સુરુચિએ નિસાસો નાખ્યો : 'હવે આવવા માટે તને આગ્રહ કરવાનો પ્રશ્ન જ નથી રહેતો અને તું નહીં આવે એટલે ડૉક્ટર શ્રીકાન્ત પણ આવવાનું ટાળી દેશે.'

'શ્રીકાન્તભાઈએ શું કામ ટાળી દેવું જોઈએ ? એમણે તો તમારી પાર્ટીમાં સામેલ થવું જ જોઈએ.'

ચિંતનના એ શબ્દો સાંભળીને સુરુચિ થોડી વાર એના મુખભાવ નિહાળતી રહી : ના, એ બીજા કોઈ ભાવાર્થમાં બોલ્યો નહોતો.

'મને લાગતું નથી કે તેઓ એકલા આવે. હમણાં જ હું એમને ઈન્વિટેશન આપી આવી... બહુ આગ્રહ પછી માંડ એટલું માન્યું કે ચિંતન આવતો હશે તો અમે બંને સાથે આવીશું.'

'એમણે એવું કહ્યું ?' લાગણીભીના અવાજે બોલતો ચિંતન વિચારમાં પડી ગયો. જાણે પોતાની જાતને કહેતો હોય એમ ધીરા અવાજે બબડ્યો : 'શ્રીકાન્તભાઈએ થોડા બહાર નીકળવાની જરૂર છે.'

'સાચું કહેજે, ચિંતન, ૨૫મીને બદલે બીજી કોઈ તારીખે મારો બર્થ-ડે હોત તો તું આવત ?'

'ના !' એટલી જ ત્વરાથી ચિંતને ફરી ઇન્કાર કરી દીધો : 'મારા માટે એ શક્ય નથી.'

'કેમ, શ્રીકાન્તને બહાર નીકળવાની જરૂર છે તો તારે નથી ?'

'મારામાં અને શ્રીકાન્તભાઈમાં ફેર છે.'

સાંભળીને પોતાના અનુમાનને સમર્થન મળતું હોય તેમ સુરુચિ મનોમન ખુશ થઈ. પરંતુ ચિંતનને હજુ કહેવાનું બાકી હતું :

'સુરુચિબહેન, તુલસીની દુર્ઘટનાને નવ મહિના થયા તેમાં શ્રીકાન્તભાઈ એક જ વાર એમને ઘેર ગયા છે. હું તો રોજ ઘેર જઉં છું, બાના હાથની રસોઈ જમું છું, એમની મમતામાં દુઃખ-થાક ભૂલી જઉં છું, જ્યારે શ્રીકાન્તભાઈ...

બોલતાં એ ગદ્ગદ બની ગયો. શ્રીકાન્ત પ્રત્યેનો એનો આ સહાનુભૂતિ-ભાવ સુરુચિને પણ સ્પર્શી ગયો.

'તો શું કરવું, ચિંતન ?' જાણે પોતે એની મદદ માગતી હોય એવા સ્વરે બોલી : 'તું નહીં આવે તો શ્રીકાન્ત પણ છેલ્લી ઘડીએ આવવાનું ટાળી દેશે. પ્લીઝ... એમને ખાતર તું નમતું ન જોખી શકે ?'

નમતું જોખવાના પ્રસ્તાવ પર ફરી ચિંતનની ગરદન ટટ્ટાર થઈ, પરંતુ સુરુચિની કીકીઓમાંથી નીતરતી વિનંતી જોઈને એ ઘડીભર વિચારમાં પડી ગયો.

'એક ઉપાય છે !' ચિંતનની આંખોમાં ચમક ઊપસી આવી : 'તમારી બર્થ-ડે પાર્ટીમાં કોઈ ભવિષ્યવેત્તાને તમે લાવી શકો ?'

'ભવિષ્યવેત્તા ?' સુરુચિને સમજાયું નહીં.

'જન્મદિવસની પાર્ટીમાં ભવિષ્યવેત્તાની શી જરૂર ?'

'સાચેસાચ કોઈ ભવિષ્યવેત્તાને લઈ આવી શકો તેમ હો તો શ્રીકાન્તભાઈ પણ આવે એવી તરકીબ બતાવું !'

'ભવિષ્યવેત્તા...' સુરુચિ યાદ કરવા લાગી. અચાનક તેણે આવેશમાં આવી જઈ ચપટી વગાડી : 'હે ! એક બહુ અચ્છા ભવિષ્યવેત્તા સાથે મારા નવલમામાને ગાઢ સંબંધ છે. નર્મદાશંકર વ્યાસ એમનું નામ... તમારો પ્રશ્ન તમે પાટીમાં લખીને ઊંધી વાળી દો એટલી વારમાં તેઓ તમારો પ્રશ્ન વાંચ્યા વગર જાણી લે અને બે મિનિટમાં તેનો ઉકેલ પણ આપી દે !'

'એમ ?'

'હા, ચિંતન ! મને પોતાને જ એમનો અનુભવ છે. મારી બાબતમાં એમણે કરેલી કેટલીક ભવિષ્યવાણી તો અક્ષરશઃ સાચી પડી ચૂકી છે... મારા જન્મદિનપ્રસંગે આશીર્વાદ આપવાને બહાને મામા વ્યાસજીને જરૂર બોલાવી આપશે.'

'તો બસ, શ્રીકાન્તભાઈ પણ જરૂર હાજર રહેશે.' કહી ચિંતને તરકીબ સમજાવી : 'તુલસી ક્યારે શુદ્ધિમાં આવશે એ જાણી લેવા માટે શ્રીકાન્તભાઈ બીજું બધું જ ભૂલી જઈને દોડી આવશે.'

'ઓહ !' સુરુચિના ઉદ્દગારમાં ઉમળકાનો અભાવ વર્તાયો : 'ફરી પાછી તુલસી ! મારા જન્મદિવસ પ્રસંગે શ્રીકાન્તને હાજર રાખવા માટેય તુલસીને જ વચ્ચે લાવવાની ? હોઠ ભીડીને એ વિચારતી ગઈ તેમતેમ એના ચહેરા પર પ્રસન્નતાની સુરખી પ્રસરતી ગઈ. ચિંતને ચીંધેલી યુક્તિમાં જાણે પોતાની બધી જ મૂંઝવણ ટળી ગઈ હોય એવા હર્ષમાં આવી જઈ એ બોલી ઊઠી :

'થૅન્ક્સ ચિંતન !' તેના ખભા પર હાથ મૂકી શબ્દો ઉપરાંત આંખો દ્વારાય આભાર વ્યક્ત કર્યો : 'યૂ આર જિનીઅસ...' કહેતાં સુરુચિએ પગ ઉપાડ્યા : નીચે જઈને પહેલાં મામાને ફોન કરી લઉં. વ્યાસજીને અવારનવાર બહારગામ જવાનું થતું હોય છે. ૨૫મીએ ક્યાંક ચાલ્યા ન જાય એવો પ્રબંધ કરવાનું મામાને કહી દઉં.

કહીને એણે સડસડાટ લિફ્ટ તરફ ચાલતી પકડી ત્યારે તેને જઈ રહેલી જોતો ચિંતન દ્વિધામાં પડી ગયો : મેં દેખાડેલી તરકીબ પર થોડી વાર વિચાર કરીને એ આટલી બધી આવેશમાં કેમ આવી ગઈ ? ખરેખર તુલસી બાબત આવી સચોટ આગાહી કોઈ કરી શકે ખરું ?

*

'હેલો, કોણ - નવલભાઈ ?' જજસાહેબે સામે બેઠેલાં પત્ની તરફ નજર કરી લઈ ટેલીફોનના સ્પીકરમાં કહ્યું : 'હું જસ્ટિસ દીક્ષિત બોલું છું.'

'બોલો, જજસાહેબ !' સામેથી રમતિયાળ રણકો સંભળાયો : 'આપણે હવે એકબીજાની એટલા નિકટ આવી ગયા છીએ કે તમારું "હેલો" સાંભળતાં જ ઓળખાણ પડી જાય. તમારે નામ કહેવાની જરૂર ન પડે.'

'છતાં નામ બોલવાની આદત જવાની નહીં.' જજસાહેબને મજા પડતી હોય તેમ આગળ ચલાવ્યું : 'બાકી તમે નિકટતાની વાત કરી એટલે કહ્યા વગર રહી શક્તો નથી કે આપણી વચ્ચેની નિકટતા હવે પેઢી-દર-પેઢીના સંબંધમાં પલટાઈ જાય એ દિવસની રાહ જોઈ રહ્યો છું.'

'એ દિવસ પણ હવે બહુ દૂર નથી, જજસાહેબ !'

સાંભળીને જસ્ટિસ દીક્ષિતે પત્ની સામે મલકી લીધું :

'નવલભાઈ, તમને આટલો બધો ભરોસો છે ?'

'જજસાહેબ, મને મારી ભાણી પર પૂરેપૂરો ભરોસો છે.' સાંભળીને જજસાહેબ પત્નીને સંભળાવવા અધીરા થઈ ગયા. પણ આગળ સાંભળવાની ઉત્કંઠાથી તેમણે કાન પર રિસીવર દબાવ્યું :

'મારી ભાણી સુરુચિ એકએક પગલું સમજી-વિચારીને ભરે છે. તેમાં આજની બર્થ - ડે પાર્ટીમાં પેલા વ્યાસજીને બોલાવવાનો પાસો ફેંકીને તો એણે કમાલ કરી નાખી, જજસાહેબ !'

'એ જાણવાની અધીરાઈમાં તો મેં વહેલો ફોન કર્યો, નવલભાઈ ! પાર્ટી કેટલીક આગળ વધી ?'

'ટેરેસમાં જમાવટ થઈ છે, જજસાહેબ ! જુવાનિયાંઓ ખાઈપીને મનોરંજન માણી રહ્યાં છે. રાત વીતતી જશે તેમતેમ પાર્ટી પણ ખીલશે.'

'અમારો શ્રીકાન્ત ખીલ્યો કે નહીં ?'

એનો જવાબ ધાર્યો હતો એટલો જલદી ન મળ્યો એટલે જજસાહેબના ચહેરા પર ઉચાટની કરચલી ઊપસી આવી.

'જજસાહેબ, ત્રીસ-પાંત્રીસ જુવાનિયાંઓ સોળમા માળની ટેરેસમાં પાર્ટી માણી રહ્યાં છે અને હું પંદરમા માળના ફ્લૅટમાં બેઠાંબેઠાં રિપોર્ટ મેળવતો રહું છું...' કહેતાં નવલભાઈએ ઉમેર્યું : 'તમારા ચિરંજીવી પહેલાં તો એક ખૂણામાં બેસી ઉદાસ ચહેરે બીજાં બધાંનો આનંદ જોતા બેઠા હતા. ધીમેધીમે એ બેચાર તાજા ડૉક્ટર થયેલા સાથે વાતે વળગ્યા પછી જરા મૂડમાં આવ્યા, પણ...'

'પણ શું, નવલભાઈ !'

'છેલ્લા અર્ધા કલાકમાં તમારા ડૉક્ટર પુત્રે ત્રણ વાર સુરુચિને પૂછી લીધું કે પેલા તમારા ભવિષ્યવેત્તા ક્યારે પધારવાના છે ?'

'હું પણ તમને એ જ પૂછવા માગતો હતો !' જજસાહેબે પુત્ર જેવી જ અધીરાઈ દર્શાવી : 'શ્રીકાન્તની ધીરજ ખૂટી જાય એ પહેલાં નર્મદાશંકર આવી જાય તો સારું...'

'એ નર્મદાશંકર તો આવીને અહીં મારી બાજુમાં જ બિરાજેલા છે.' નવલભાઈએ ફરી રમતિયાળ ઢબે સંભળાવ્યું : 'પણ અમારી સુરુચિ કહે છે કે દરેક કામ એના સમયે જ થતું હોય છે... હું પણ તમને એ જ કહેવા માગું છું : બધું સમયસર પાર ઊતરી જશે, તમતમારે નિરાંતે ઊંઘી જાઓ. કાલે પ્રજાસત્તાક દિનની સવારે સારા ખબર સંભળાવવા તમારો ફોન રણકાવું છું.'

જજસાહેબ આગળ કાંઈ પૂછવા માગતા હતા, પણ એ પહેલાં જ સામા છેડેથી 'ગૂડ નાઈટ' કહેવાઈ ગયું એટલે તેમણે કાન પરથી રિસીવર હઠાવી લેવું પડ્યું.

'શું થયું ?' હજુ તો જજસાહેબે રિસીવર ક્રેડલ પર મૂક્યું નહોતું ત્યાં જ ધ્રુમનબહેન પૂછી બેઠાં : 'નવલભાઈએ શું કહ્યું ?'

'એમને તો પૂરી શ્રદ્ધા છે કે કામ પાર પડી જશે.'

'તો-તો સારું.' પુત્રનાં લગ્નનો લહાવો લેવાની ધીરજ ખૂટી જવા આવી હોય તેમ શ્રીકાન્તની માતાએ રોકી રાખેલો શ્વાસ બહાર ફેંક્યો : 'બે વર્ષ પહેલાં આ જ નવલભાઈ સુરુચિનું માગું લઈને આપણા ઉંબરે આવ્યા હતા ત્યારે એમની કોઈ વાત આપણે કાને ધરી નહોતી... અને આજે એ જ કન્યા સાથે સંબંધ બાંધવા માટે આપણે વલખાં મારીએ છીએ !'

'સમય-સમયની વાત છે.' જજસાહેબે અગિયાર વાગવાનો સમય દર્શાવતી ઘડિયાળમાં જોઈ લેતાં કહ્યું : 'ત્યારે સુરુચિ આપણી નજરે સગાઈ ફોક થયેલી કન્યા હતી... ઉપરાંત કોઢના ડાઘવાળી વાત પણ નડી હતી.'

'કોઢની વાત તો હજુય મને ખટકે છે.' ધ્રુમનબહેનથી બોલાઈ ગયું, પછી સુધારી લીધું : 'પરંતુ શ્રીકાન્તને પેલી તુલસીનો ડાઘ લાગ્યા પછી મન મનાવ્યા વગર ચાલે તેમ નથી.'

'શ્રીકાન્તનાં મમ્મી ! તમે જોજો ને, નવલભાઈ એમની ભાણીનાં લગ્ન એવી ધામધૂમથી અને ઝાકઝમાળ સાથે કરવાના કે સુરુચિનો કોઢનો ડાઘ લોકોનાં મનમાંથી ભૂંસાઈ જશે !'

સાંભળીને ધ્રુમનબહેને ખુશાલીમાં સૂર પુરાવ્યો : 'ભણેલી-ગણેલી મોટા ઘરની કન્યા આપણા ઘરની વહુ થઈને આવે એ જ મારા માટે તો બહુ મોટી વાત છે. પછી નહીં દેખાતા નાના ડાઘનો ઉચાટ શું કામ કરવો ?'

*

૨૫ જાન્યુઆરીની મધરાતે હૉસ્પિટલના પાંચમા માળની બાલ્કનીમાં ઊભેલો ચિંતન વારેવારે આતુર નજરે મેઈન ગેટ તરફ જોઈ લેતો હતો. સુરુચિની બર્થ-ડે પાર્ટીમાં ગયેલા શ્રીકાન્તભાઈ પાછા ફરે કે તરત જ એમને પૂછી લેવાની તાલાવેલી તીવ્ર બની ગઈ હતી : પેલા ભવિષ્યવેત્તા મળ્યા ? તુલસીની બાબતમાં એમણે શું કહ્યું ?

પહેલાં તો ચિંતને વિચારેલું કે આજની રાત ઘેર જ રોકાઈ રહીશ. પિતાની મૃત્યુતિથિએ માતા સાથે રહેવું જોઈએ... ગયા વર્ષે તો આ દિવસે તુલસી સાંજથી ઘેર આવી ગઈ હતી : 'યશોદામાસી, આજે હું રસોઈ કરીને ચિંતનને જમાડીશ. જોઉં તો ખરી, મારા હાથની રસોઈ એને ભાવે છે કે નહીં !' એવું કહીને તે રસોડામાં કામે લાગી ગઈ હતી. જમી-પરવારીને એ તેની યશોદામાસી સાથે લતા મંગેશકરના કંઠે ગવાયેલા ગીતાના શ્લોકની કેસેટ સાંભળવા છેક મધરાત સુધી બેસી રહી હતી... એટલે જ આ વખતે ચિંતન હૉસ્પિટલેથી ઘેર વહેલો પહોંચી ગયો હતો. 'બા, તમારે તો સાંજે ઉપવાસ છે. મારા એકલા માટે રસોઈની કડાકૂટ શું કામ કરવી ? હું બહાર ખાઈ લઈશ.' પરંતુ એ પહોંચ્યો ત્યારે તો યશોદાબહેન એના

માટે રસોઈ બનાવી ચૂક્યાં હતાં : 'મને હતું જ કે આજે તું વહેલો ઘેર આવી જઈશ.' કહીને એને જમવા જ બેસાડી દીધેલો.

અગિયાર વાગ્યા સુધી ચિંતને હૉસ્પિટલ જવાની વાત ન ઉચ્ચારી એટલે એમણે જ સામેથી પૂછેલું : 'કેમ, ભાઈ, આજે બહુ નિરાંત છે ?'

'મને લાગે છે, આજે ઘેર જ રોકાઈ જઉં.'

ઘેર રોકાવાનું તેનું કારણ સમજી ગયેલાં યશોદાબહેને કહેલું : 'ચિંતન, હું તો હમણાં ઊંઘી જઈશ, પણ તું ઘેર રોકાઈશ તો ઊંઘી નહીં શકે.'

'એમ કેમ કહે છો, બા ?'

'તને અહીં પથારીમાં પડ્યાંપડ્યાં તુલસીના રૂમની ઘંટડી સાંભળવાના ભણકારા વાગશે... એના કરતાં રોજની જેમ ત્યાં જ સૂઈ રહે ને !'

ઘંટડી વાગવાના ભણકારાની માએ ઉચ્ચારેલી વાતમાં ચિંતનને તથ્ય લાગ્યું... પંદરેક દિવસ અગાઉ હૉસ્પિટલમાં એવો નિર્ણય લેવાયો હતો કે તુલસીના રૂમમાં નર્સે આખી રાત ડ્યૂટી બજાવવાની જરૂર નથી. નવ વાગ્યા પછી રૂમને બહારથી તાળું મારી દેવું અને તેની ચાવી ડ્યૂટી પરની મેટ્રનને સોંપી દેવી. બેશુદ્ધ તુલસીને રાત દરમ્યાન તો કોઈ સારવારની જરૂર પડવાની નથી, પછી શું કામ સિસ્ટરને રાત જાગવાનું કષ્ટ આપવું ? સૌએ આ મંતવ્ય માન્ય રાખ્યું હતું, પણ ચિંતને એક તર્ક રજૂ કર્યો હતો : 'સર, તુલસી ગમે ત્યારે શુદ્ધિમાં આવશે એવી આશા આપણે સૌ સેવીએ છીએ.... અને ધારો કે તેની મૂર્છા રાતના વખતે જ દૂર થાય તો ? એ શુદ્ધિમાં આવે ત્યારે કોઈ ત્યાં હાજર ન હોય તો ?' તેના આ તર્કમાં બધાને તથ્ય લાગ્યું એટલે બહુ વિચારના અંતે નક્કી થયું કે તુલસીના એક હાથના કાંડા પર દોરી બાંધી દેવી અને એ દોરીના બીજા છેડે એક ઘંટડી બાંધીને રૂમના દરવાજા પરના વેન્ટિલેશનમાંથી ઘંટડી બહાર લટકાવી રાખવી... ભાનમાં આવનાર દર્દી શરીરનું જરાક હલનચલન કરે તોપણ ઘંટડી વાગવાની અને બહાર જે કોઈ હશે તેને એ સંભળાવાની !

રાત્રે તુલસીના રૂમને તાળું મારી બહાર ઘંટડી લટકાવવાની વ્યવસ્થા ચાલુ થઈ એટલે ડીનસાહેબે તેને કહેલું : 'ચિંતન, હવે તારે પણ રૂમની બહાર રાત્રે જાગરણ કરવાની જરૂર નથી. રૂમની ઘંટડી વાગતી સંભળાશે એટલે તને ઘેર ટેલીફોનથી જાણ કરવાની હું સૂચના આપી દઈશ.'

પરંતુ ચિંતને એ સૂચનાને બીજા એવા જ તર્ક સાથે અમાન્ય રાખ્યું હતું : 'સર, ધારો કે ઘંટડી વાગે ત્યારે આજુબાજુ કોઈ ન હોય અને ઘંટડી કોઈના સાંભળવામાં ન આવે તો ? એના બદલે મને અહીં જ સૂઈ રહેવાની પરવાનગી ચાલુ રાખો તેમાં શો વાંધો છે ? મારે તો ઘેર કે અહીં બધું જ સરખું છે. એ બહાને અહીં કૉલેજનો અભ્યાસ વધારે સારી રીતે થશે.'

ડીન સમજી ગયા કે ચિંતનને પોતાના કાન જેટલો ભરોસો બીજા કોઈ પર નહીં પડે એટલે સ્મિત સાથે સંમતિ આપી દીધેલી. ત્યાર પછી તો ચિંતન જાણે ઘંટડીના ચોકીદાર જેવો બની ગયો હતો. તુલસીના રૂમ બહાર બાંકડા પર બેસીને વાંચતાં-લખતાં કે વિચાર કરતાંકરતાં એ વારેવારે ડોક ઊંચકીને પેલી ઘંટડીને તાકી લેતો. વાંચીને રાત્રે બે-ત્રણ વાગ્યે બાંકડા પર ઊંઘ ખેંચી લેવા લંબાવતો ત્યારે પણ જાતને ટપારતો : એવી ગાઢ નીંદરમાં નહીં ઊતરી જવું કે ઘંટડી ન સંભળાય ! ચિંતનના જીવનની પ્રત્યેક રાત્રિનું જાણે હવે એક જ લક્ષ્ય રહ્યું હતું ... ઘંટડીનો રણકો સાંભળવાનું ! પાંચ દિવસ પહેલાં પરોઢિયે એ ઊંઘમાંથી સફાળો જાગી ઊઠ્યો હતો. એને ઘંટડીનો રણકો સંભળાયો હતો. જાગીને ઊંચે જોયું તો રૂમના દરવાજે લટકતી ઘંટડી જરાક હાલતી પણ દેખાઈ ! ઉત્તેજનાભેર એણે દોટ મૂકી હતી. હાંફતાંહાંફતાં મેટ્રનને ખબર આપ્યા, મેટ્રન પણ આવેશમાં રૂમની ચાવી સાથે દોડી આવી. ધ્રૂજતા હાથે તાળું ખોલી બંને અંદર ગયાં. દોરી બાંધેલો તુલસીનો હાથ જોયો. એ તેની જગ્યાએ જડ પડ્યો હતો, હાથ પર ઓઢાડેલી ચાદર પર સળ પણ પડી નહોતી. પાંચ-સાત મિનિટ બેશુદ્ધ તુલસીનું નિરીક્ષણ કરીને મેટ્રને ચિંતન સામે જોયું ત્યારે એણે આંખો ઢાળી દેવી પડી હતી. પોતે આ રીતે તેને દોડાવી એ બદલ ક્ષમા માગીને વિનંતી કરી હતી : 'પ્લીઝ, તમે આ વાત કોઈને કહેતાં નહીં... નહીંતર ફરી ક્યારેક સાચે જ ઘંટડી વાગશે અને હું કહેવા જઈશ તો એને મારી ભ્રમણા માનીને કોઈ સાચું માનશે નહીં.'

'ચિંતા નહીં કર, ચિંતન !' સહાનુભૂતિ દર્શાવતાં મેટ્રને કહેલું : 'મને તેં દોડાવી એનો કોઈ અફસોસ નથી; અફસોસ તો એ વાતનો છે કે સાચેસાચ ઘંટડી વાગી નહીં !'

જોકે ચિંતનના હોઠ પર શબ્દો આવતાઆવતા રહી ગયા કે સાચેસાચ ઘંટડી વાગી જ હતી. મેં એ સાંભળી હતી અને ઘંટડીને હાલતી પણ જોઈ હતી... હોઠ સુધી આવી ગયેલા એ શબ્દો ઘેર જઈને હોંશભેર એમે માને સંભળાવ્યા ત્યારે યશોદાબહેને તેને તસલ્લી આપી હતી : 'દીકરા, ઘંટડી સાંભળ્યાના એ ભણકારા હોય તોપણ એમાં શરમાવા જેવું કાંઈ નથી. એ તો તારા અંતરમાં રહેલી શ્રદ્ધાનો રણકો છે. શ્રદ્ધાની એ ઘંટડી સંભળાતી બંધ થઈ જાય તો આપણે જ જડ બની જઈશું. તુલસીને શુદ્ધિમાં લાવવાની આપણી ચેતના જ બુઠ્ઠી થઈ જશે !'

એટલે જ યશોદાબહેને કહ્યું કે તું ઘેર રહીશ તો તને ઘંટડી વાગ્યાના ભણકારા સંભળાતા રહેશે, ત્યારે એ હૉસ્પિટલે આવી પહોંચ્યો હતો. કદાચ શ્રીકાન્તભાઈ આવી ગયા હશે એમ માનીને લિફ્ટમૅનને પૂછેલું, પણ નકારમાં જવાબ મળ્યો ત્યારે 'ડૉક્ટરસાહેબ આવે તો મને જરા જાણ કરજે' એવી સૂચના આપીને જ ઉપર આવ્યો હતો. બાલ્કનીમાં ઊભોઊભો એ વિચારતો હતો : ભવિષ્યવેત્તા પાસેથી તુલસીનું ભવિષ્ય જાણવાનું આ તૂત મેં શું કામ ઊભું કર્યું ? સુરુચિબહેનની પાર્ટીમાં એ વ્યાસજી ન પધાર્યા હોય તો સારું. એ ભળતી જ આગાહી કરી નાખશે તો અંતરની શ્રદ્ધા ડગી જશે...

પરંતુ એ વિચારતો હતો કાંઈ અને ઝંખતો હતો જુદું જ ! હૉસ્પિટલના મેઈન ગેટમાં પ્રવેશ કરતી કારને જોતાં જ આગાહી જાણવાની ઉત્સુકતાના કારણે તેના સમગ્ર શરીરમાં ઝણઝણાટી થઈ. કાર પગથિયાં પાસે આવીને ઊભી રહી ત્યારે ખાતરી કરવા તેણે થોડા ઝૂકીને જોયું તો શ્રીકાન્ત જ નીચે ઊતરતો દેખાયો. સીધાં પગથિયાં ચડી જવાને બદલે શ્રીકાન્ત કારમાં બેઠેલી વ્યક્તિ સાથે વાત કરવા રોકાયો ત્યારે એનું કતૂહલ વધી ગયું : એમને કોણ મૂકવા આવ્યું હશે ? ત્યાં તરત જ મધુર અવાજ કાને અફળાયો : 'ગૂડ નાઈટ, શ્રીકાન્ત !' સુરુચિનો પરિચિત કંઠ એ પારખી ગયો. કાર રવાના થઈ ત્યાં સુધી ઊભા રહી હાથ ઊંચો કરીને વિદાય આપ્યા પછી પગથિયાં ચડવાનો શ્રીકાન્તનો પગરવ સંભળાયો એટલે ચિંતન બાલ્કની છોડી લિફ્ટ પાસે પહોંચી ગયો.

ઉપર આવતી લિફ્ટનો સંકેત દર્શાવતી લાઈટ ઝબકી ત્યારે ચિંતનની ઉત્તેજના પરાકાષ્ઠાએ પહોંચી ગઈ. લિફ્ટને પાંચમા માળે જ રોકીને શ્રીકાન્ત સાથે વાત કરી લેવાની તેણે ગણતરી રાખી હતી. પણ પોતાને પાંચમા માળે ઊભેલો જોવા છતાં ન તો લિફ્ટમૅને લિફ્ટ થોભાવી કે ન પોતાને જોવા છતાં શ્રીકાન્તે લિફ્ટ રોકવાની ચેષ્ટા દેખાડી ત્યારે તે ઘડીભર વિમાસણમાં પડી ગયો. કદાચ એમનું મારા પર ધ્યાન નહીં પડ્યું હોય, કદાચ લિફ્ટમૅન એમને કહેવાનું ભૂલી ગયો હશે કે હું એમની રાહ જોઈ રહ્યો છું. કદાચ પેલા ભવિષ્યવેત્તાએ તુલસીના બારામાં કોઈક અમંગળ આગાહી...

જાણે એ વિચાર સહેવાતો ન હોય તેમ લિફ્ટના પાછા ફરવાની રાહ જોયા વગર ચિંતને આઠમા માળે પહોંચી જવા સીડીનાં પગથિયાં પર દોટ મૂકી. એકીશ્વાસે ત્રણ દાદરા ચડીને રેસિડેન્ટ ડૉક્ટરના ક્વાર્ટર્સ તરફ એ ધસી ગયો ત્યારે શ્રીકાન્ત એના રૂમનું લૉક ખોલતો હતો. કોઈના ધસી આવવાનો પગરવ સાંભળી તેણે પીઠ ફેરવી લીધી :

'અરે, તું ?' હાંફતા ચિંતનને જોઈ ઉચાટ સાથે તેણે પૂછ્યું : 'શું થયું ? કોઈ એવો કેસ...'

'નહીં-નહીં !' પોતાની અધીરાઈ માટે ભોંઠપ અનુભવતા ચિંતને શ્વાસ ખાતાં કહ્યું : 'શ્રીકાન્તભાઈ, તમે પાર્ટીમાંથી આવી ગયા એ ખબર પડી એટલે પૂછવા આવ્યો કે શું થયું ?'

'શેનું શું થયું, ચિંતન ?'

પોતાના રૂમનો દરવાજો ઉઘાડી શ્રીકાન્ત તેને જોતો રહ્યો. અંદર આવવાનું કહેવાને બદલે ત્યાં જ ઊભા રહીને તેણે સવાલ દોહરાવ્યો :

'તું શું પૂછવા દોડી આવ્યો, ચિંતન ?'

એકાએક ચિંતનનો જુસ્સો ઓસરી ગયો. શ્રીકાન્તના વર્તનમાં આવી ગયેલું પરિવર્તન તેની સમજમાં આવ્યું નહીં : પોતે આમ આવી ચડ્યો એ તેમને રુચ્યું નહીં હોય. કદાચ એમને સુરુચિએ જણાવ્યું નહીં હોય કે ભવિષ્યવેત્તાનો આઈડિયા મેં જ આપ્યો હતો. કદાચ પેલા

વ્યાસજી ત્યાં આવ્યા જ નહીં હોય... ચિંતનને થયું કે આવ્યો હતો એટલી જ ઝડપે પાછો ફરી જઉં અને તેઓ સામેથી વાત ન ઉચ્ચારે ત્યાં સુધી એમને પૂછવું પણ નહીં !

'કોઈ અર્જન્ટ મૅટર હોય તો ચાલ અંદર બેસીને વાત કરીએ.' શ્રીકાન્તના એ પ્રસ્તાવમાં ઉમળકાનો અભાવ હતો છતાં સત્વર સ્વીકારી લઈ ચિંતન એની પાછળપાછળ અંદર દાખલ થઈ ગયો.

કોટ ઉતારી શ્રીકાન્તે હેન્ગરમાં લટકાવ્યો, ગળામાંથી ટાઈ કાઢી ખુરશી પર મૂકી અને પછી શર્ટનું બટન ખોલતાં કહ્યું : 'બોલ, ચિંતન, શી વાત છે ?'

'વાત એમ છે કે સુરુચિબહેનની બર્થ-ડે પાર્ટીમાં પેલા ભવિષ્યવેત્તા આવવાના હતા...'

'ઓહ ! હવે સમજાયું કે તું એ જાણવા માટે આટલો અધીરો થઈને દોડી આવ્યો !'

આમ કહેતી વખતે શ્રીકાન્તે મોં ફેરવી લીધું એ અજાણતાં કર્યું હતું કે જાણી-જોઈને તે ચિંતનને સમજાયું નહીં. મોં ફેરવી ગયેલા શ્રીકાન્તના મુખભાવ જોવા ન મળ્યા એટલે તેણે ઉમેરવું પડ્યું :

'તમને પાર્ટીમાં ખેંચી લાવવા માટે ભવિષ્યવેત્તાનો આઈડિયા મેં જ સુરુચિબહેનને આપ્યો હતો.'

અને આ સાંભળતાં જ શ્રીકાન્તની ગરદનને ઝાટકો લાગ્યો. હવે તેના મુખ પર ચિંતનને ઠપકાના ભાવ જોવા મળ્યા.

'શું કામ, ચિંતન ! એવું કરવાની શી જરૂર હતી ?'

કહેતો શ્રીકાન્ત ખુરશી પર બેસી ગયો. કેમ જાણે ઊભા રહેવાની શક્તિ તેના પગમાંથી ઓસરી ગઈ હોય !

ત્યારે ચિંતનને અમંગળ આગાહીનો અણસાર આવી ગયો. આવો આઈડિયા આપવા બદલ મનોમન તેને પસ્તાવો જાગ્યો : શ્રીકાન્તભાઈનો ચહેરો ચાડી ખાય છે કે તેઓ શ્રદ્ધા ગુમાવી બેઠા છે. હવે પૂછવાનો શો અર્થ છે ? કદાચ એઓ મને સાચું ન પણ કહે, કદાચ અર્ધસત્ય ઉચ્ચારીને મારું મન મનાવી લે !

'શ્રીકાન્તભાઈ, ખરેખર તો મારે પણ જાણવું હતું.' મન મક્કમ કરવાની ચેષ્ટા સાથે ચિંતને કહેવા માંડ્યું : 'જ્યારે બીજા બધા ઇલાજ નાકામિયાબ નીવડે ત્યારે માણસ પાંગળો આધાર શોધવા લાગે, તેમ મને થયું કે કદાચ ભવિષ્યવેત્તા પાસેથી આપણને કાંઈક આશાસ્પદ જાણવા મળી જાય તો...'

'તો ધીરજ ખૂટી ન જાય, એમ જ ને ?

'ના !' ચિંતનને એ ટકોર ખટકી હોય તેમ સત્વર સંભળાવી દીધું : 'મારા માટે ધીરજ ખૂટી જવાનો કોઈ સવાલ જ નથી.'

'પણ મારા માટે છે !'

જાણે શ્રીકાન્તના મોંમાંથી શબ્દોનો બૉમ્બ ફૂટ્યો હોય તેમ સામી ખુરશીમાં બેઠેલો ચિંતન હચમચી ગયો : આ કોણ બોલી રહ્યું હતું ? જેમના ધૈર્યમાંથી પોતે પ્રેરણા લેતો હતો : તુલસી પ્રત્યેની જેમની લાગણી માટે પોતે ગૌરવ અનુભવતો હતો એ શ્રીકાન્તભાઈ આવું બોલી ગયા !

'શ્રીકાન્તભાઈ, તમે થાકીને આવ્યા છો. હું જઉં. સવારે આપણે નિરાંત વાત કરીશું.'

કહેતો એ ઊભો થવા ગયો, પણ શ્રીકાન્તે હાથ પકડીને તેને પાછો બેસાડી દીધો : 'એક રીતે સારું થયું કે તું અત્યારે જ આવ્યો. કદાચ સવારે આ વાત ઉચ્ચારવાની હિંમત મારામાંથી ઓસરી ગઈ હશે.'

'હિંમત !' ચિંતનનું હૃદય જાણે ધબકતું અટકી ગયું : 'કહેવાની હિંમત ન ચાલે એવું કાંઈ પેલાએ તુલસીની બાબતમાં કહ્યું ?'

'તુલસીની બાબતમાં નહીં, તારી બાબતમાં !'

શ્રીકાન્તના અવાજની અણી ચિંતનના હૈયા સોંસરવી ઊતરી ગઈ. સવાર સુધી પોતાને મોટા ભાઈની દૃષ્ટિથી જોનારા શ્રીકાન્તભાઈની આંખો અત્યારે ફરી ગઈ હતી. ન ધારેલી - ન કલ્પેલી કોઈ કટોકટી માથા પર તોળાઈ રહી હોય તેમ ચિંતન સમસમીને બેસી રહ્યો : ભલે એમને જે કહેવું હોય તે કહી દે, હું શાંતિથી સાંભળી લઈશ.

'ચિંતન, હું પૂછું એનો સાચોસાચ જવાબ આપીશ ?'

શ્રીકાન્તના અવાજમાં એકાએક પાછી નરમાશ આવી ગઈ હતી. ચિંતને હકારમાં માત્ર ડોકું નમાવ્યું. હોઠ ભિડાયેલા રહ્યા, પણ તેની આંખોએ કહી દીધું કે જરાય ખોટું નહીં બોલું !

'ચિંતન, તું તુલસીને ચાહતો હતો ?'

જાણે સવાલ નહીં, કોઈ અણીદાર હથિયાર કોઈએ હૃદયમાં ભોંકી દીધું હોય એવી વેદના ચિંતને અનુભવી : વાત ક્યાંથી ક્યાં ફંટાઈ ગઈ ! ભવિષ્યવેત્તા પાસેથી શું જાણવું હતું અને શું જાણી આવ્યા !

'તમે કયા અર્થમાં આ સવાલનો જવાબ સાંભળવા માગો છો, શ્રીકાન્તભાઈ ?'

'ચાહવાનો અર્થ જે આપણે સૌ કરીએ છીએ એ જ અર્થમાં.'

શ્રીકાન્તના અવાજમાં ધ્રુજારી ભરી હતી, જાણે પોતે જવાબ સાંભળી નહીં શકે એવી કંપારી વર્તાતી હતી !

'હા ! હું તુલસીને ચાહતો હતો અને હજુ પણ ચાહું છું.'

જરાય ધક્કા વગર, કોઈ જાતના ઉશ્કેરાટ વિના સ્વસ્થ અવાજે અને વિના સંકોચે ચિંતને કહ્યું ત્યારે શ્રીકાન્ત ફાટી આંખે તેને તાકી રહ્યો. ચિંતનના ચહેરા પર નફ્ફટાઈને બદલે નિર્મળતા ચમકતી હતી.

'તો તેં મને આજ સુધી કહ્યું કેમ નહીં ?' શ્રીકાન્તના સવાલમાં થોડો ઠપકો હતો, તેમ થોડો વસવસો પણ હતો.

'પરંતુ, શ્રીકાન્તભાઈ, તુલસી પ્રત્યેની મારી ચાહનામાં કોઈ વિકાર નહોતો, કોઈ પાપ...'

'ચાહનામાં વિકાર હોય છે એવું મેં ક્યાં કહ્યું, ચિંતન !' મોટો ભાઈ નાના ભાઈને સમજાવે એવી ચેષ્ટાથી શ્રીકાન્તે કહ્યું : 'અમારી સગાઈ પહેલાં તેં મને કહ્યું નહીં ?'

'કારણ કે મારી ચાહના એકપક્ષી હતી... તુલસીના મનમાં પણ મારા જેવો જ ભાવ હોત તો એણે તમારો પ્રસ્તાવ સ્વીકાર્યો જ ન હોત ને ! પછી મારે તમને કહેવાની જરૂર ક્યાં ઊભી થાય છે ?'

'તુલસીને તેં તારા પ્રત્યેની લાગણી વિશે ક્યારેય પૂછ્યું નહોતું ?'

'મુગ્ધાવસ્થાની લાગણી પરિપક્વ ન બને ત્યાં સુધી હોઠ પર આવતી નથી.'

'હવે તો તું મુગ્ધાવસ્થા વટાવી ચૂક્યો છે, ચિંતન ! છતાં બેહોશાવસ્થામાં પડેલી તુલસી માટે આટલી ખેવના, આટલો ઉચાટ અને આવું આકરું તપ....'

'તમને એમ લાગતું હોય તો તુલસી શુદ્ધિમાં આવ્યા પછી તરત જ હું એની નજરેથી અદૃશ્ય થઈ જઈશ, શ્રીકાન્તભાઈ !'

'મને લાગવાનો સવાલ નથી.' શ્રીકાન્તને હવે મૂળ વાત પર આવી જવું પડ્યું : 'એની શુદ્ધિ માટે તું કેટલી રાહ જોઈ શકીશ ? ક્યાં સુધી આ તપ કરી શકીશ ?'

'જ્યાં સુધી આ દેહમાં ચેતનનો એક અંશ બાકી હશે ત્યાં સુધી !'

'પરંતુ મારામાં તારા જેટલી ધીરજ નથી, ચિંતન !'

સાંભળતાં જ ચિંતન ફરી ચોંક્યો. શ્રીકાન્તનું બોલવું તેને ખટક્યું :

'આ કંઈ આપણી વચ્ચે ધીરજની સ્પર્ધા નથી, શ્રીકાન્તભાઈ ! એ ભાનમાં આવે ત્યાં સુધી હું તમારી સાથે જ છું. વિશ્વાસ રાખજો, મારી ચાહનામાં તમને ઈર્ષા જાગે એવું કોઈ તત્ત્વ નથી...'

'ઈર્ષાની વાત નથી, ચિંતન, હવે મારી ધીરજ ખૂટી જવા આવી છે.'

'એટલા માટે કે આજે તમને કોઈએ મારી અને તુલસી વચ્ચેની લાગણીની વાત કહી. સુરુચિબહેને તમને...'

'ખોટું અનુમાન કરીને કોઈના પર આળ નાખવાનું સારું ન કહેવાય, ચિંતન !'

'તો પછી પેલા ભવિષ્યવેત્તાએ તો તમને આવું ન જ કહ્યું હોય.'

'ધાર કે એણે જ કહ્યું હોય તો ?'

'તો એની વાતમાં આવી જઈ ખોટો નિર્ણય ન લઈ લેતા, શ્રીકાન્તભાઈ !' બોલી ચિંતને આજીજી વ્યક્ત કરી : 'પ્લી...ઝ !'

'ઠીક છે, તું હવે જા !' જાણે એકાએક ચર્ચા સંકેલી લેવાનું નક્કી કરી નાખ્યું હોય તેમ શ્રીકાન્તે કહ્યું : 'બાકીની વાત કાલે નિરાંતે કરીશું.'

'નહીં, શ્રીકાન્તભાઈ, મારા જતાં પહેલાં મને એટલું જણાવી દો કે પેલા ભવિષ્યવેત્તાએ તુલસીના બારામાં શી આગાહી કરી.' કહીને એ આતુર દષ્ટિથી તેની સામે જોતો રહ્યો. પછી શ્રીકાન્તે અગાઉ કહેલું વાક્ય જ તેને સંભળાવ્યું : 'કદાચ કાલ સવારે એ સંભળાવવાની તમારી હિંમત ઓસરી જશે.'

'અને સાંભળ્યા પછી તારી ધીરજ ઓસરી જશે તો ?'

'મારી ધીરજમાં મને પૂરી શ્રદ્ધા છે. હવે તો માત્ર એટલું જ જાણવું છે કે તમારી ધીરજ ખૂટી જાય એવું એમણે શું કહ્યું ?'

'એણે કહ્યું કે તુલસીની બેશુદ્ધિનું એક વર્ષ પૂરું થાય ત્યાં સુધીમાં એ ભાનમાં ન આવે તો પછી ક્યારેય એ ભાનમાં નહીં આવે.'

'બેશુદ્ધિનું એક વર્ષ !' બબડતો ચિંતન ઘડીભર વિચારમાં ખામોશ બની ગયો. ભવિષ્યવેત્તાએ આગાહીના પૂર્વાર્ધમાં આશા આપી અને ઉત્તરાર્ધમાં અંધકાર દર્શાવ્યો. તુલસીની બેહોશીને એક વર્ષ પૂરું થવામાં હવે માત્ર ત્રણ મહિના જ બાકી છે. બે વ્યક્તિ વચ્ચે નિખાલસ ચર્ચા થાય ત્યારે વયનો ભેદ ભૂંસાઈ જાય તેમ ચિંતને પૂછ્યું :

'સાચેસાચું કહેજો, શ્રીકાન્તભાઈ, આગાહીનું પારખું કરવા આડે હવે ત્રણ મહિના જ બાકી છે, છતાં ધીરજ ખૂટી જવાનો તમે એકરાર કર્યો, તેનું કારણ તુલસી પ્રત્યેની મારી લાગણીની તમને જાણ થઈ એ છે કે પછી છેલ્લા ત્રણ મહિનાથી સુરુચિબહેનનો તમને સહવાસ સાંપડ્યો એ ?'

ચિંતનના અણધાર્યા સવાલની શ્રીકાન્ત પર ધારી અસર થઈ. કબૂલાત કરવાની ઘડીને હવે ટાળી શકાય તેમ નહોતી.

'સુરુચિના સહવાસનું તારું અનુમાન સાચું છે, ચિંતન !'

'નહીં, શ્રીકાન્તભાઈ, તમારી ધીરજ તો આજથી છ મહિના અગાઉ ડગમગવા લાગી હતી.' તેને બીજો આંચકો આપતાં ચિંતને કહી દીધું : 'ડીનસાહેબે આપણને બંનેને રાત્રે ઘેર બોલાવીને કહ્યું કે તુલસીને ભાનમાં આવતાં બેપાંચ વરસ પણ નીકળી જાય ત્યારે તમે હચમચી ગયા હતા એ વાત સાચી ને ?'

'હા, સાચી.'

'તો પછી સુરુચિબહેન એમાં વચ્ચે ક્યાં આવ્યાં ? એમને તો તમે માત્ર ત્રણ મહિનાથી જ ઓળખો છો !'

'નહીં, ત્રણ નહીં ચિંતન, સુરુચિને હું આઠ મહિના પહેલાં મળ્યો હતો. મેં જ એને આપણી હૉસ્પિટલમાં ઇન્ટર્નશિપ કરવાની સલાહ આપેલી... ત્યારે મને ખબર નહોતી કે આ સહવાસ મારા સંકલ્પને પિગળાવી દેશે.'

'સારું થયું તમે સાચું કહી દીધું, નહીંતર હું મારી જાતને કદાપિ માફ ન કરી શકત. હું માનતો રહેત કે મારા કારણે તમે તુલસીમાંથી તમારું મન પાછું વાળી લીધું.' કહેતો એ ઊભો થયો : 'હું જઉં છું, શ્રીકાન્તભાઈ, પણ જતાંજતાં એક આજીજી કર્યા વગર રહી શકતો નથી. છોડી જનારને કોઈ બાંધી રાખી શકતું નથી, પણ બાકીના ત્રણ મહિના પૂરતી તમારી ધીરજને બાંધી રાખજો... પ્લીઝ !'

અને ચિંતન પાછું વાળીને જોયા વગર બહાર નીકળી ગયો. કદાચ એણે પાછું વાળીને જોયું હોત તો આંસુથી ખરડાતો શ્રીકાન્તનો ચહેરો જોઈને એ પાછો વળી ગયો હોત.



# 18

ચોવીસ એપ્રિલ ઓગણીસસો સત્યોતેરની સવારના સવાસાત વાગ્યે કોઈ દુર્ગમ પહાડ ચડતો હોય તેમ ચિંતન દાદરા ચડીને ઘરમાં દાખલ થયો. બેશુદ્ધિના એક વર્ષ સુધીમાં તુલસી ભાનમાં ન આવે તો પછી ક્યારેય તેની શુદ્ધિ પાછી નહીં આવે એવી શ્રીકાન્તે કહી સંભળાવેલી ભવિષ્યવેત્તાની આગાહીનો પૂર્વાર્ધ ખોટો પડી ચૂક્યો હતો. જે ખોટું પુરવાર થયું તેનો અજંપો અને બાકીનું સાચું ન પડી જાય એનો ઉચાટ એવા બેવડા બોજથી ચિંતનનું હૃદય ભીંસાતું જતું. ડૉક્ટર શ્રીકાન્તને પોતે કહ્યું કે હવે ત્રણ મહિના માટે ધીરજ બાંધી રાખજો ત્યારે પોતાના મનને પણ તેણે એ જ રીતે મનાવી લીધું હતું. ત્રણ મહિના શું કામ, કદાચ ત્રણ દિવસમાંય કોઈ ચમત્કાર થઈ જાય !

ભારે પગલે દીવાનખંડમાં દાખલ થઈને તેણે જોયું તો યશોદાબહેન હજુ પૂજામાંથી પરવાર્યાં નહોતાં. તુલસીને ચીડવવા ખાતર પોતે ઘણી વાર એવું બોલી ગયેલો કે તમે લોકો દેવદેવીઓની આ જડ મૂર્તિઓ કે છબીઓ સામે હાથ જોડીને શું કામ બેસી રહેતાં હશો ? એનાથી કોઈનું કાંઈ જ ભલું થવાનું નથી... પરંતુ ત્યારે એને સમજાઈ રહ્યું હતું કે એનાથી ભલે કોઈનું ભલું થતું ન હોય, પણ ટકી રહેવાની આશા તો બંધાય છે. જગતમાં સર્વત્ર અંધકાર દેખાતો હોય ત્યારે માણસ ભક્તિના બહાને બે ઘડી આંખો મીંચીને અંધારામાંય તેજનો ભ્રમ તો ભોગવી શકે છે ને !

હિંડોળે બેસવા જતાં પહેલાં ટિપાઈ પર પડેલાં સવારનાં છાપાં નજરે ચડ્યાં. તુલસીના ભાનમાં આવવા સિવાયના જગતના તમામ સમાચારો પ્રત્યે અભાવ આવી ગયો હોય તેમ તેણે છાપાં પરથી નજર હટાવી લઈ બારી તરફ જોયું ત્યારે આપોઆપ પગ એ તરફ ખેંચાયા. આઠેક મહિનાથી બંધ પડેલા તુલસીના ઘર પર દૃષ્ટિ પડતાં નિઃશ્વાસ નીકળી ગયો : માણસના

વસવાટ વિનાનું અવાવરુ ઘર પણ કેવું જડ લાગવા માંડે છે ! શરૂશરૂમાં યશોદાબહેન કામવાળી બાઈને લઈ અઠવાડિયામાં એકાદ વાર ગોસ્વામીજીના ઘરની સાફસૂફી કરાવતાં, પણ એક વાર બાજુવાળી બાઈએ ટકોર કરી કે રાત્રે ક્યારેક અમને ઘરમાંથી અવાજ સંભળાય છે ત્યારે બીક લાગે છે. કદાચ ગોસ્વામીજીનો પ્રેતાત્મા તો અંદર ભટકતો નહીં હોય ને ! એ ટકોર સાંભળ્યા પછી કામવાળી બાઈએ ઘરમાં પગ મૂકવાનું માંડી વાળ્યું હતું, એટલે યશોદાબહેને જાતે જઈને સાફસૂફી કરવી પડતી. ત્યારે ભૂત-પ્રેતમાં નહીં માનતા ચિંતનને વિચાર આવેલો કે રોજ રાત્રે એ ઘરમાં જઈને વાંચવા બેસું તો પાડોશીઓના ભય અને ભ્રમ ભાંગી જાય. પણ એમ કરવા જતાં હૉસ્પિટલમાં રાત રોકાવાનો સંકલ્પ તોડવો પડે એ તેને મંજૂર નહોતું. જોકે પોતાના સંકલ્પબળ કરતાંય ચિંતનને તુલસીના શુદ્ધ ચારિત્ર્યબળમાં એટલી બધી શ્રદ્ધા હતી કે તુલસી શુદ્ધિમાં ન આવે તો સમગ્ર સૃષ્ટિએ જ થંભી જવું પડશે એવું એ દૃઢપણે માનવા લાગ્યો હતો.

ઉજાગરાવાળી આંખો મીંચીને એ હીંડોળા પર આડો પડ્યો ત્યાં થોડી વારે ફોન રણકી ઊઠ્યો. પોતે હૉસ્પિટલમાં સૂતો છે અને તુલસીના રૂમની ઘંટડી વાગી રહી છે એવા ભ્રમમાં એ સફાળો બેઠો તો થઈ ગયો, પણ સામેથી યશોદાબહેનને ફોન લેવા આવતાં જોઈ હતાશ થઈને ફરી પાછું લંબાવી દીધું.

યશોદાબહેને ‘હેલો’ કહ્યું ત્યાં જ સામેથી સાંભળવા મળ્યું : ‘કોણ, યશોદાબહેન ? હું શ્રીકાન્તની બા ધ્રુમનબહેન બોલું છું.’

‘બોલો-બોલો, બહેન, ઘણા વખતે સવારના પહોરમાં મને યાદ કરી ?’

‘યાદ કરવા જેવો પ્રસંગ આવે ત્યારે તમને કેમ ભુલાય ?’ કહી ધ્રુમનબહેને અવાજમાં ગળપણ ઘૂંટ્યું : ‘ખુશખબર આપવા સૌથી પહેલાં ફોન તમને જોડ્યો.’

સાંભળતાં જ યશોદાબહેનનો રિસીવર પકડેલો હાથ થથર્યો. અણસાર તો આવી ગયો છતાં વિવેક જાળવી રાખ્યો : ‘શા ખુશખબર આપો છો, બહેન ?’

‘બે કલાક પછી અમારા શ્રીકાન્તનું સગપણ કરીએ છીએ.’

અણસાર આવી ગયો હોવા છતાં વાસ્તવિકતાની જાણ થતાં બહુ વસમું લાગે તેમ યશોદાબહેન આઘાતથી અવાચક બની ગયાં. સામેથી ખુશખબર આપનારે તેના આવા જ પ્રત્યાઘાતની અપેક્ષા રાખી હોય તેમ ખુશ થતાં બોલ્યાં :

‘યશોદાબહેન, તમે ચૂપ કેમ થઈ ગયાં ?’ ધ્રુમનબહેનનો પ્રત્યેક શબ્દ ધાર સજાવેલા હથિયારની જેમ યશોદાબહેનના હૈયાં પર પ્રહાર કરતો જતો હતો : ‘શ્રીકાન્તને તો તમે દીકરા જેવો માન્યો છે ને ! તમને તો વિશેષ આનંદ થવો જોઈએ.’

સાંભળનારના હૈયાને કળ વળવા દેવા ન માગતાં હોય તેમ ધ્રુમનબહેનનું બોલવાનું

ચાલુ રહ્યું : 'ખરી રીતે તો મારે તમારો આભાર માનવો જોઈએ. તમે મને મદદ કરી તો આજે આ સારો દિવસ જોવા મળ્યો.'

'મેં !' તરડાયેલા અવાજે યશોદાબહેનનું અચરજ ઊછળ્યું : 'મેં શું મદદ કરી ?'

'કેમ, ભૂલી ગયાં, યશોદાબહેન ?' ટેલીફોનના વાયરને વળ દેવા જેટલી આસાનીથી ધ્રુમનબહેન શબ્દોને વળ ચડાવી રહ્યાં હતાં : 'શ્રીકાન્ત પહેલી વાર તમારે ત્યાં જમવા આવેલો અને તમે તમારા ઘરમાં મા-દીકરાનો મેળાપ ગોઠવી આપેલો... યાદ છે ને ?'

'હા.'

'ત્યારે પછી તમે શ્રીકાન્તને સમજાવીને મારે ઘેર મોકલેલો એ તમારો ગણ તો મારાથી કેમ ભુલાય ? અમારે ઘેર શ્રીકાન્તને અમે આડકતરી રીતે જે એક કન્યા દેખાડેલી તેની સાથે જ આજે સગાઈ કરી રહ્યાં છીએ.'

'એટલું સારું છે કે તમે કપટની કબૂલાત કરો છો.' યશોદાબહેનથી બોલ્યા વગર રહેવાયું નહીં : 'તમારા એ આભારનો ભાર હું હંમેશને માટે યાદ રાખીશ.'

'અને સાંભળો.' સામેથી ફોન મુકાઈ જવાની દહેશતથી ધ્રુમનબહેનને ઉતાવળ કરી : 'કન્યા કોણ છે એ કહ્યા વગર અધૂરા જ ખુશખબર આપ્યા કહેવાય.... બહુ મોટા ઘરની ભાણી છે. તમારી ભાણી નર્સ હતી, ત્યારે આ તો ડૉક્ટર છે. તમારી ભાણી મણિ હતી, ત્યારે આ તો મૉડર્ન છે. દેખાવમાં, ભણવામાં અને કુટુંબમાં બધી રીતે તુલસી કરતાં સવાઈ કન્યા મળી છે અમને !'

ભીતર ધૂંધવાતાં યશોદાબહેન બહારથી સ્વસ્થતા ટકાવી રાખવાની કોશિશ કરી રહ્યાં હતાં : 'હવે ખુશખબર અપાઈ ગયા હોય તો હું તમને વધાઈ આપી દઉં.'

'અત્યારે તો વધાઈથી ચાલશે, પણ લગ્નમાં આશીર્વાદ આપવા આવ્યા વગર નહીં ચાલે.' ન સાંભળવા માટે કાન બંધ કરી શકાતા નહોતા એટલે યશોદાબહેને આંખો બંધ કરી દેવી પડી : 'અગિયારમી મેએ લગ્ન રાખ્યાં છે. શ્રીકાન્ત જાતે જ તમને કંકોત્રી આપવા આવશે.'

'ભલે, એ પહેલાં હું જાતે જ હૉસ્પિટલ જઈને શ્રીકાન્તભાઈને વધાઈ આપી આવીશ.'

'હવે તમને એ હૉસ્પિટલમાં નહીં મળે.' ધ્રુમનબહેને બીજો ધડાકો કર્યો : 'કાયમને માટે હૉસ્પિટલ છોડીને એ કાલ સાંજે ઘેર આવી ગયો.'

'તો પછી એને ફોન આપો, વધાઈ આપવાની ફરજ હમણાં જ બજાવી લઉં.'

'એ હમણાં જ બાથરૂમમાં ગયો.' કહીને કટુતા પરાકાષ્ઠાએ પહોંચી ગઈ તેમ એણે ઉમેર્યું : 'તમારી તુલસીના નામનું નાહી નાખવા...'

'જીભ સંભાળીને બોલો, શ્રીકાન્તનાં બા !' ટેલીફોનનું રિસીવર મૂકી દેવાનો વિચાર મુલતવી રાખીને યશોદાબહેને એવી ત્રાડ નાખી કે ચિંતન હીંડોળા પરથી છલાંગ મારી દાંત

ભીંસતો માની પાસે જઈ પહોંચ્યો. એ યશોદાબહેનના હાથમાંથી રિસીવર ઝૂંટવી લઈ જિંદગીભર યાદ રહી જાય એવું કંઈક સંભળાવી દેવાના ઝનૂનમાં આવી ગયો હતો, પણ તેને આઘો હડસેલી દઈ યશોદાબહેને ફોનમાં સંભળાવ્યું : 'તમારે ઘેર મંગળ પ્રસંગ છે એનો તો વિચાર કરો, બહેન ! કોઈના માટે આવાં અમંગળ વેણ શું કામ ઉચ્ચારો છો ?'

'અમારે ઘેર આવીને તમે કડવાં વેણ સંભળાવી ગયાં ત્યારે તમને પણ ક્યાં વિચાર આવ્યો હતો ?' કહીને ચાળા પાડતાં હોય એવી ઢબે એમણે આગળ સંભળાવ્યું : 'જજસાહેબની આમન્યા રાખ્યા વગર તમે પડકાર ફેંકી ગયાં હતાં કે જરૂર પડશે તો હું શ્રીકાન્તને મારે ઘેર રાખીશ... શ્રીકાન્ત સગાઈ તોડી નાખશે તો પવિત્ર તુલસીને હું મારી પુત્રવધૂ બનાવીશ... હવે એ અભડાયેલીને તમારા દીકરાને ગળે વળગાડીને ઘેર લઈ આવો ત્યારે જાણ કરજો, હું શ્રીકાન્તની વહુ સાથે તમારે ઘેર હરખ કરવા આવી...'

છેલ્લા શબ્દો પૂરા થાય એ પહેલાં જ યશોદાબહેને લાલઘૂમ ચહેરે રિસીવરને ક્રેડલ પર પછાડ્યું : 'હદ છે ને આ બાઈને... શ્રીકાન્તની સગાઈના ખુશખબર આપવામાં આટલું બધું ઝેર ઓકવાની શી જરૂર હતી ?'

થોડું સાંભળતાં જ વધુ પામી ગયેલા ચિંતનને માની આગઝરતી આંખો જોઈએ ફાળ પડી : કદાચ આ વસમો આઘાત એ જીરવી નહીં શકે. શ્રીકાન્તની બા પર એવી દાઝ ચડતી હતી કે હમણાં જ એને ઘેર જઈને બધાની હાજરીમાં ન કહેવાનું કહી આવે... પણ એને માના ક્રોધમાં પોતાનો ક્રોધ ઉમેરીને કોઈ વિપરીત પરિણામ નોતરવું નહોતું. ગુસ્સો ગળી જતાં ચિંતને માનું બાવડું હાથમાં લીધું : 'બા, જે થવાનું હતું એ થઈ ગયું. જીવ બાળવાથી શો ફરક પડવાનો ?' કહી માને હીંડોળા તરફ લઈ ગયો : 'આપણે મા-દીકરો અડગ રહીએ ત્યાં સુધી કોઈ આપણું બગાડી શકવાનું નથી.'

છાતી પર સવાર થયેલા ક્રોધને ઓસરતાં વાર લાગી ત્યાં સુધી યશોદાબહેન ચૂપ રહ્યાં. પછી જે કાંઈ સાંભળ્યું હતું એનો સાર વાગોળતાં હોય તેમ બબડવા લાગ્યાં : 'પાછાં એ મને સંભળાવે છે કે તમારી તુલસી કરતાં સવાઈ વહુ મળી ગઈ... અગિયારમી મેએ લગન લીધાં છે... શ્રીકાન્ત જાતે જ તમને કંકોત્રી આપવા આવશે... તમારે આશીર્વાદ આપવા આવવાનું છે... શ્રીકાન્તે તો કાયમને માટે હૉસ્પિટલ છોડી દીધી...'

'હૉસ્પિટલ છોડી દીધી ?' ચિંતન વચ્ચે બોલી ઊઠ્યો : 'એમાં હૉસ્પિટલ છોડી જવાની શી જરૂર હતી ? બેહોશ તુલસી ક્યાં એમને ઠપકો આપી શકવાની હતી ?'

'માણસને પોતાનો આત્મા ઠપકો આપતો હોય છે, દીકરા !' યશોદાબહેનના અંતરમાંથી ઉદ્ગાર સરી પડ્યા : 'એની માએ ભલે ને મને શબ્દોના દંશ દીધા, પણ શ્રીકાન્તે અનિચ્છાએ ઘરવાળાંઓ સામે નમતું જોખવું પડ્યું હશે.'

'સાવ એવું તો ન કહેવાય, બા !' પહેલી વાર ચિંતને ફોડ પાડ્યો : 'હૉસ્પિટલમાં સાથે કામ કરતાં ડૉક્ટર દફતરી સાથે શ્રીકાન્તભાઈને થોડી માયા તો બંધાઈ ગઈ હતી.'

'એટલે ?' ચોંકીને યશોદાબહેને પુત્ર સામે જોયું : 'તું એ છોકરીને ઓળખે છે ? માયા બંધાઈ જવાનું તું જાણે છે ?'

'હા, બા ! ચિંતને ડોકું નમાવી દીધું : 'તું પણ એને ઓળખે છે. યાદ છે, તું તુલસીના વાળ ઓળતી હતી ત્યારે સુરુચિબહેન ત્યાં આવી ચડેલાં... તને એમણે કહ્યું પણ હતું કે કોઈ સગી મા કાળજી ન લે એટલી બધી તમે તુલસીની સેવા કરો છો.'

'એ જ ડૉક્ટર દફતરી ?' સુરુચિનો ચહેરો નજર સામે તરી આવ્યો હોય તેમ યશોદાબહેન બોલી ગયાં : 'એ છોકરી તો મને ભારે કપટી લાગી. મીઠુંમીઠું બોલીને બનાવટી માયા બાંધી લે એવી... જરૂર એણે શ્રીકાન્તને માયાજાળમાં ફસાવ્યો હોવો જોઈએ !' કહીને એમણે ઠપકાભર્યા અવાજે ઉમેર્યું : 'તેં મને આ વાત પહેલાં કેમ ન કરી ?'

'કહેવા જેવું કાંઈ રહ્યું નહોતું, બા ! ત્રણ મહિના પહેલાં જ શ્રીકાન્તભાઈએ મનોમન નક્કી કરી નાખ્યું હતું... માત્ર વાટ જોતા હતા તુલસીની બેહોશીનું વર્ષ પૂરું થવાની !'

'અને એ વર્ષ બરાબર ગઈ કાલે સાંજે પાંચ વાગ્યે પૂરું થયું ત્યાં જ તુલસીને તરછોડીને ચાલ્યો ગયો !' દુઃખભર્યા સ્વરે એઓ બોલી ગયાં : 'હૉસ્પિટલમાં એક રાત પણ વધારે ન રોકાયો ?'

'તેઓ તુલસીને તરછોડી ગયા એવું આપણે શું કામ બોલવું જોઈએ ?' હંમેશાં જે મા પોતાને સમતા રાખવાનું શીખવતી તેને હૈયાધારણ આપવાનું કામ પહેલી વાર ચિંતનના માથે આવી પડ્યું : 'મનથી તો એમણે ત્રણ મહિના પહેલાં જ તુલસીને છોડી દીધી હતી અને એની જવાબદારી મને સોંપી પણ દીધી હતી !'

'એટલે ?' યશોદાબહેનને ચોંકીને પુત્ર સામે જોયું : 'શેની જવાબદારી, ચિંતન ?'

'ક્યારેય તુલસીનો સાથ નહીં છોડવાની જવાબદારી !' સાંભળીને ઘૂંટાતા શ્વાસે યશોદાબહેન તેને તાકી રહ્યાં. પુત્રના બોલમાં આત્મવિશ્વાસનો રણકો હતો છતાં કહ્યા વગર રહી ન શક્યાં :

'ચિંતન, એ બહુ વસમી જવાબદારી છે, દીકરા મારા !'

'હું માત્ર તમારો જ દીકરો નથી, બા !' કહેતાં ચિંતને સામેની દીવાલ પર ટિંગાતી મન્મથરાય મઝુમદારની છબી પર દૃષ્ટિ સ્થિર કરી, પછી ધીમાં પગલે આગળ વધી, છબી પર હાથ રાખી પોતાના સંકલ્પને વાચા આપી : 'બા, હું એવા પિતાનો પુત્ર છું જેમણે મોતને સામી છાતીએ ઝીલ્યું છતાં જવાબદારીમાંથી પીછેહઠ કરી નહીં... અત્યારે એમનો સ્પર્શ કરીને પ્રતિજ્ઞા કરું છું કે છેલ્લા શ્વાસ સુધી તુલસીનો સાથ નહીં છોડું !'

એ સંકલ્પ સાંભળીને પુત્રની પીઠ થાબડવાનું માને મન તો થઈ આવ્યું, પણ તેના બદલે

આંખોની પાંપણ બીડીને સ્વર્ગસ્થ પતિને સંભાર્યા : 'બહુ કઠિન જવાબદારી ઉપાડી છે આપણા આ એકના એક દીકરાએ... એની આ તપશ્ચર્યા ફળે એવા આશીર્વાદ આપજો !'

ત્યારે બંધ આંખે સમાધિમાં લીન થઈ હોય તેમ બેઠેલી માતાના મુખ પર ચિંતનને નિહાળવા મળેલું દિવ્યતેજ કોઈ ચમત્કારના સાક્ષાત્કાર જેવું લાગ્યું.

*

હંમેશાં ઘેરથી ચાલીને હૉસ્પિટલ કે કૉલેજ જનારા ચિંતને સડસડાટ ઘરની સીડીનાં પગથિયાં ઊતરી ટેક્સી પકડી લીધી. પરીક્ષાની તૈયારી માટે કૉલેજ બંધ હોવાથી એ ઘેર હીંડોળે હીંચકતો અભ્યાસ કરતો હતો ત્યારે ટેલીફોન રણકી ઊઠ્યો. હૉસ્પિટલથી સિસ્ટર ડિસોઝાએ ફોન જોડીને અથરા અવાજે ખબર આપ્યા : 'ચિંતન, તમે જલદી હૉસ્પિટલ આવી પહોંચો. કાંઈક અણધાર્યું બની રહ્યું છે.' સાંભળીને તેણે ઉત્તેજનાભર્યા અવાજે પૂછેલું : 'શી વાત છે લિલિયનબહેન ? તુલસી ભાનમાં... !'

'નહીં-નહીં, વાત તો તુલસીની જ છે પણ જરા ચિંતાકારક....' સાંભળીને ચિંતને ફોન પર જ જાણી લેવાની ઉત્કંઠા દર્શાવી, પણ સામેથી પેલીએ ગભરાટમાં ફોન મૂકી દીધો હતો. ટેક્સી કરી હૉસ્પિટલે પહોંચે ત્યાં સુધીમાં ચિંતને અનેક અનુમાનો કરી જોયાં : 'તુલસીની બાબત ચિંતાકારક શું હોઈ શકે ? કદાચ બ્લડ-પ્રેશર ઉપર-નીચે થયું હોય, નાડીની ગતિ મંદ પડી હોય કે પછી હૃદયના ધબકારા વધી ગયા હોય - આવું કાંઈક હોય તો-તો નર્સ તરીકે ડિસોઝા જરૂર કહી શકી હોત, પણ એના સિવાયનું કાંઈક જુદું જ, કાંઈક અણધાર્યું...

અધૂરા ખબર માણસને જાતજાતની ધારણાથી ઘેરી લે છે. નબળા મનનો માણસ સાચી વાત જાણતાં પહેલાં જ ક્યારેક અર્ધો ભાંગી પડે છે અને વિકટ પરિસ્થિતિનો સામનો કરવાની તાકાત ગુમાવી બેસે છે. પરંતુ હૉસ્પિટલ પહોંચેલી ટેક્સીમાંથી ઊતરતાં ચિંતને મન મક્કમ કરી લીધું. ડિસોઝા ભલે ગભરાઈ ગઈ, મને ગભરાટ પાલવે નહીં.

પગથિયાં ચડીને એ સીધો લિફ્ટ તરફ ધસી ગયો. પાંચમા માળે જઈને નજરોનજર જોઈશ એટલે ખબર પડી જશે એવા ખ્યાલમાં લિફ્ટ નીચે આવે તેની રાહ જોતો હતો, ત્યાં ઈન્ક્વાયરી કાઉન્ટર પાસે એકઠી થયેલી પાંચસાત નર્સ પર નજર પડી. અંદરઅંદર વાતચીત કરવાને બદલે બધી સિસ્ટર્સ ભીંત પર લગાડેલું નોટિસબૉર્ડ વાંચવામાં પરોવાયેલી દેખાઈ. હૉસ્પિટલની નર્સને લગતો કોઈ નવો નિયમ જાહેર થયો હશે એમ માનીને ચિંતને ત્યાંથી નજર વાળી લઈ નીચે આવતી લિફ્ટ પર ધ્યાન કેન્દ્રિત કર્યું.

'ગૂડ મૉર્નિંગ, સિસ્ટર !' લિફ્ટમાંથી બહાર આવતી નર્સ કુલકર્ણીને તેણે આદત મુજબ વિશ કર્યું. ત્યારે પેલી એવો જ વળતો જવાબ આપવાને બદલે તેની સામે તાકી રહી. જાણે કહેતી હોય : આજે ગૂડ મૉર્નિંગ કેવી ?

અધીરાઈમાં એના ભાવ વાંચવાનું ચૂકી ગયેલો ચિંતન લિફ્ટમાં દાખલ થવા જતો

હતો ત્યાં સિસ્ટર કુલકર્ણીએ સંકેતથી ન સમજાયું તે શબ્દોથી સમજાવ્યું : 'ચિંતન, તમે નોટિસબૉર્ડ જોયું ?'

'ના, કેમ ?'

'તો ઉપર જતાં પહેલાં બૉર્ડ પર લગાડેલી નોટિસ વાંચતા જાઓ.'

એના અવાજમાં સિસ્ટર ડિસોઝા જેવો જ ગભરાટ મહેસૂસ કરતા ચિંતને લિફ્ટમાંથી પગ પાછા ખેંચી લીધા :

'નોટિસમાં શું છે, સિસ્ટર ?'

'તુલસીના ડિસ્ચાર્જનો ઑર્ડર.'

સાંભળતાં જ ચિંતન આંચકો લાગ્યો હોય તેમ એક ડગલું પાછળ હઠી ગયો : 'ડિસ્ચાર્જ ? તુલસી ?'

'હું ઑર્ડર વાંચવા જ આવી !' કહેતી કુલકર્ણીએ નોટિસ બૉર્ડ તરફ પગ ઉપાડ્યા : 'આખી હૉસ્પિટલમાં એની જ ચર્ચા ચાલી રહી છે...'

હવે નોટિસબૉર્ડ પાસે પહોંચી જવા માટે ચિંતન સિસ્ટર કુલકર્ણીની આગળ થઈ ગયો. તુલસીને આવી હાલતમાં હૉસ્પિટલમાંથી રજા અપાય જ કેવી રીતે ? નોટિસબૉર્ડ પર ચાર-પાંચ જૂની નોટિસોની વચ્ચોવચ લગાડેલી તાજી નોટિસમાં 'બાય ઑર્ડર, હેલ્થ ડિપાર્ટમેન્ટ, ગવર્નમેન્ટ ઑફ મહારાષ્ટ્ર'ના મથાળા સાથે લખાયું હતું કે 'કે. જી. એમ. હૉસ્પિટલમાં નર્સ તરીકે સર્વિસ કરતી સિસ્ટર તુલસી મધુકર ગોસ્વામી છેલ્લા એક વર્ષ અને એક અઠવાડિયાથી બેહોશ હાલતમાં સારવાર લઈ રહી છે. હૉસ્પિટલની સ્ટાફ મેમ્બર તરીકે એને સ્પેશ્યલ રૂમ અપાયો, નિયમ મુજબ કોઈ પણ ચાર્જ લીધા વગર હૉસ્પિટલના ખર્ચે બનતી બધી જ ટ્રીટમેન્ટ અપાઈ અને હવે કેસ સુધરવાની કોઈ આશા નહીં દેખાતાં બધો જ વિચાર કરીને સિસ્ટર તુલસી ગોસ્વામીને ડિસ્ચાર્જ કરવાનો ઑર્ડર બહાર પાડવામાં આવ્યો છે. સ્ટાફ માટેના સ્પેશ્યલ વૉર્ડનો એક બેડ આ રીતે રોકાઈ રહે એ હૉસ્પિટલના સત્તાવાળાઓને અયોગ્ય લાગવાથી આ નિર્ણય લીધો છે. માટે દર્દીનાં સગાંવહાલાંને આ નોટિસની ચોવીસ કલાકની મુદતમાં મિસ ગોસ્વામીને હૉસ્પિટલેથી ખસેડી લેવાની ફરજ પાડવામાં આવે છે. દર્દીના ઘરના સરનામે રજિસ્ટર્ડ લેટરથી મોકલવામાં આવેલી નોટિસ પરત આવી હોવાથી હેલ્થ ડિપાર્ટમેન્ટે અહીં નોટિસ લગાડવી પડી છે. આ જ નોટિસના એક નકલ દર્દીના ઘરની દીવાલે લગાડવાની સૂચના અપાઈ ચૂકી છે.'

નોટિસના લખાણની નીચે હેલ્થ ડિપાર્ટમેન્ટના સચિવ એસ. જી. ચૌબલની સહી સાથે ૩૦ એપ્રિલ ૧૯૭૭ની તારીખ ટાંકેલી હતી.

'બિચારી તુલસી !' એક નર્સનો પ્રતિભાવ ચિંતનના કાને પડ્યો. બોલનારે પોતાની હમદર્દી દર્શાવી હતી છતાં તુલસીને કોઈ 'બિચારી' કહે તે ચિંતન સાંખી શકતો નહીં.

'સાહેબે તો ઑર્ડર લખી નાખ્યો કે સગાંવહાલાં દર્દીને લઈ જાય, પણ એના સગાં-વહાલાંમાં આ એક ચિંતન છે.' બીજી સિસ્ટરનો અવાજ ચિંતનના કાને અફળાયો.

આવેશમાં બોલવા જતો હતો કે હા-હા ! લઈ જઈશ તુલસીને મારે ઘેર... એને કોઈ નોધારી નહીં માની લેતાં !

ત્યાં સિસ્ટર કુલકર્ણીએ પોતાનો રોષ પ્રગટાવ્યો : 'કોની તાકાત છે, તુલસીને બળજબરીથી ખસેડવાની ? એનાં સગાંવહાલાં હાજર હોય તોપણ અમે આવું ન થવા દઈએ ! તુલસી હૉસ્પિટલની સ્ટાફ મેમ્બર હતી અને હજુ પણ છે. માત્ર એની સારવાર જ નહીં, એનો પગાર પણ ચાલુ રહેવો જોઈએ.'

ત્રણેક મહિનાથી હૉસ્પિટલ નર્સિઝ યુનિયનની સેક્રેટરી બનેલી કુલકર્ણીનો ઊંચો અવાજ સાંભળીને આબુબાજુના વૉર્ડમાં ડ્યૂટી બજાવી રહેલાં ડૉક્ટર, નર્સ અને વૉર્ડબૉય ધસી આવ્યાં ત્યારે ચિંતને ટોળા વચ્ચેથી સરકી જવું પડ્યું : કદાચ કોઈને લાગશે કે હું ઉશ્કેરણી ફેલાવી રહ્યો છું.

પહેલો વિચાર આવ્યો હાઉસ-ડૉક્ટર શ્રીકાન્તભાઈને મળવાનો, ત્યાં યાદ આવ્યું કે તેઓ તો અઠવાડિયાથી હંમેશ માટે હૉસ્પિટલ છોડી ગયા છે, એટલે એણે ડીનસાહેબની કૅબિન તરફ પગ વાળી લીધા. જતાંજતાં એના કાને જુદાજુદા ઉદ્દ્ગારો અફળાતા રહ્યા.

'નોટિસ પાછી ન ખેંચી લે ત્યાં સુધી કામ બંધ કરો !', 'આવા અન્યાયનો સામનો કરવો જ જોઈએ.', 'આજે તુલસી છે, કાલે આપણામાંથી કોઈકને લાંબી બીમારી આવી પડે...', 'તુલસી હૉસ્પિટલમાં હતી ત્યારે આ દુર્ઘટના બનેલી એટલે જવાબદારી હૉસ્પિટલની જ ગણાય....'

તુલસી પ્રત્યેની બધાંની સહાનુભૂતિથી ચિંતન ગદ્દ્ગદ બની ગયો, તેની સાથે એને ઉચાટ પણ થયો : વાત વધી જશે તો તુલસીના નામે ચકચાર ચાલુ થઈ જશે... ડીનસાહેબ પાસે જઈને એ કહેવા માગતો હતો કે બહાર આવીને મામલો શાંત પાડો, બધાંને સમજાવીને કામે લગાડી દો... મોડું થશે તો નર્સો ભેગી મળીને હૉસ્પિટલ માથે લેશે...

પરંતુ ચિંતને ડીનસાહેબની કૅબિન પાસે અટકી જવું પડ્યું. દરવાજે ઊભેલા પટાવાળાએ તેને રોકાઈ જવાના સંકેત સાથે સમજાવ્યું : 'હેલ્થ ડિપાર્ટમેન્ટના ઑફિસર ડીનસાહેબને મળવા આવ્યા છે. અંદર પણ ગરમાગરમી ચાલી રહી છે.'

કહીને પ્યૂને તેને કૅબિનના દરવાજાની કાચની પ્લેટમાંથી અંદર ડોકિયું કરી જોવા સૂચવ્યું : 'ડીનસાહેબને આટલા ગરમ થતાં મેં ક્યારેય જોયા નથી.'

સાંભળીને ચિંતનની જિજ્ઞાસા તો જોર કરી ગઈ, પણ એ રીતે કાચમાંથી અંદર ડોકિયું કરવાનું અજુગતું લાગ્યું એટલે વિચાર માંડી વાળ્યો. જોકે કૅબિનનું એરકન્ડિશનર બગડી ગયું હોવાથી અંદર જોયા વગર પણ બહાર આવતા અવાજ પરથી ગરમાગરમીનો અંદાજ તો તેને આવી જ ગયો. 'ઑર્ડર ઈઝ ઑર્ડર !' અજાણ્યા અવાજ પરથી તેણે માની લીધું કે

હેલ્થ ડિપાર્ટમેન્ટના ઑફિસર બોલી રહ્યા છે : 'તમારે ડિસ્ચાર્જ ઑર્ડરનો અમલ કરવો જ રહ્યો, ડીન શ્રીવાસ્તવ !'

'પરંતુ અમલ કરવા માટેય થોડો સમય તો આપવો જોઈએ ને ?' ડીનસાહેબની દલીલ ચિંતનના કાને પડી.

'અઠવાડિયા અગાઉ ચૌબલસાહેબે ફોન પર એ મૅટરની તમારી સાથે ચર્ચા કરી હતી. તમારા કહેવાથી થોડા દિવસ ઑર્ડર થોભાવી રાખ્યો.'

'તુલસીનાં સગાં-વહાલાંને તો હું સમજાવી લઈશ, પણ હૉસ્પિટલના સ્ટાફને ટેકલ કરવા માટે...'

'સ્ટાફને આમાં વચ્ચે ઘસડવાની કોઈ જરૂર નથી.' ઑફિસરનો અવાજ ઊંચાઈએ પહોંચ્યો : 'બધી બાબતમાં સ્ટાફનું સાંભળીએ તો-તો એ માથે ચડી જાય....'

હજુ તો ઑફિસર એનું વાક્ય પૂરું કરે ત્યાં જ નર્સ, વૉર્ડબૉય અને ચાર-પાંચ રેસિડન્ટ ડૉક્ટર સહિત વીસેક જણના ટોળાને ડીનસાહેબની કૅબિન પર ધસી આવતું જોઈને ચિંતન ડઘાઈ ગયો. બધાની અગ્રેસર સિસ્ટર કુલકર્ણીએ વગર પરમિશને કૅબિનનો દરવાજો ઉઘાડી ઑફિસર પટવર્ધનને પડકાર્યો :

'મિસ્ટર ઑફિસર ! બૉર્ડ પરથી નોટિસ પાછી ખેંચી લો !'

આ અણધાર્યા આક્રમણથી ચોંકી જઈને પટવર્ધને દરવાજા તરફ ડોક ફેરવી તો કુલકર્ણી પાછળ બીજાં અનેક માથાં દેખાયાં. એ કાંઈ જવાબ આપે એ પહેલાં ડીન શ્રીવાસ્તવ ઝાટકા સાથે પોતાની ખુરશીમાંથી ઊભા થઈ ગયા હતા.

'સિસ્ટર, આ રીતે ધસી આવવાની તમારા લોકોની ચેષ્ટા અક્ષમ્ય ગણાય.'

'સૉરી, સર !' કુલકર્ણીએ ક્ષમાયાચનાના ભાવ સાથે કહીને ઉમેર્યું : 'હેલ્થ ડિપાર્ટમેન્ટના ઉપરીએ હૉસ્પિટલ સ્ટાફની લાગણીનો વિચાર કર્યા વિના આવો ઑર્ડર બહાર પાડવો ઉચિત ન ગણાય.'

'અમે એની જ ચર્ચા કરી રહ્યા છીએ.' ડીનસાહેબે મામલો શાંત પાડવાની પેરવી કરી, પણ એમનું કથન ઢીલું લાગ્યું હોય તેમ ઑફિસર પટવર્ધને ઊભા થઈને કૅબિન બહાર ઊભેલા ટોળા પર સત્તાનો રુઆબ છાંટ્યો :

'આ મૅટર વ્યક્તિગત છે. એમાં તમને કોઈને કંઈ જ લાગતુંવળગતું નથી. આ રીતે કામ છોડીને એકઠાં થવા બદલ તમારા દરેક પર ડિસિપ્લિનરી ઍક્શન લેવાશે. ધિસ ઈઝ માય વૉર્નિંગ !'

'તો અમારી વૉર્નિંગ પણ સાંભળી લો !' પાછળ ઊભેલાં સહકાર્યકરોના પીઠબળથી સિસ્ટર કુલકર્ણી જુસ્સાભેર બોલી ગઈ : 'ટેલીફોન કરીને તમારા ઉપરી સાહેબ પાસેથી ઑર્ડર

પાછો ખેંચી લેવાનો ઑર્ડર નહીં મેળવી લો ત્યાં સુધી તમે આ કેબિનમાંથી બહાર નહીં નીકળી શકો !'

'એટલે ?'

'એટલે કે અમારો આ ઘેરાવ છે. બૉર્ડ પર નોટિસ લાગેલી હશે ત્યાં લગી અમે તમને અહીંથી બહાર નીકળવા નહીં દઈએ !'

'તો અમારે પોલીસ બોલાવવી પડશે !'

'તો હૉસ્પિટલનો આખો સ્ટાફ દરવાજા પર નાકાબંધી કરીને અડીખમ ઊભો રહી જશે !' કુલકર્ણીએ આપેલી ચેતવણીમાં સૂર પુરાવતા બીજા અવાજો પણ સંભળાયા : 'આ મુદ્દા પર અમે બધાં એક છીએ. છેવટે સુધી લડી લેવા તૈયાર છીએ !'

ઉંબરે ઊભેલાંઓને ડીનસાહેબે ઘણું સમજાવ્યા : 'થોડી વાર તમે દૂર હઠી જાઓ. તમારી લાગણી હું ચૌબલસાહેબ સુધી પહોંચાડું છું. એમને ફેરવિચારણા કરવા માટે થોડો સમય આપો. એમાં પટવર્ધનસાહેબ પર ઘેરાવ શું કામ ઘાલવો જોઈએ ? એઓ તો ચિઠ્ઠીના ચાકર છે...'

'ચિઠ્ઠીનો ચાકર નહીં !' પોતાનું અપમાન થયું હોય તેમ પટવર્ધને ત્રાડ નાખી : 'હું હેલ્થ ડિપાર્ટમેન્ટનો ટોચનો ઑફિસર છું, ડીન શ્રીવાસ્તવ ! આ લોકોની સામે તમે મને ચિઠ્ઠીનો ચાકર કહ્યો ?'

ધૂંઆપૂંઆ થતા ઑફિસરે ઝાપટ મારી ફોન પોતાની પાસે ખેંચીને ચૌબલસાહેબનો નંબર ડાયલ કર્યો. બેત્રણ વાર ડાયલ ઘુમાવ્યા પછી પણ નંબર એન્ગેજ આવતો રહ્યો ત્યારે રિસીવરને ક્રેડલ પર પછાડી કોટના ખિસ્સામાંથી રૂમાલ કાઢી ચહેરા પર રેલાતો પરસેવો લૂછવા લાગ્યા. એના પરસેવાને વહેતો રાખવાની ચાનક ચડી હોય તેમ કુલકર્ણીએ માહિતી આપી :

'તમારા ઑર્ડરના વિરોધમાં અમે ઘડી કાઢેલા ઠરાવ પર અત્યારે સહીઓ લેવાઈ રહી છે. અર્ધા કલાકમાં સ્ટાફના એકેએક હાજર મૅમ્બરની સહી આવી જશે.'

'તો એ ઠરાવમાં સૌથી ઉપર મારી પોતાની સહી હશે.' ડીન શ્રીવાસ્તવનો આ અણધાર્યો નિર્ણય સાંભળી બહાર ઊભેલા ટોળાએ હર્ષનાદ પોકાર્યો અને સામે બેઠેલા ઑફિસરે ડીનસાહેબ સામે દાંચ કચકચાવ્યા : 'તમે જ બધાને ચડાવો છો !'

કહી ફરી તેમણે ટેલીફોનનું ડાયલ ઘુમાવ્યું. આ વખતે નંબર લાગી ગયો. ચૌબલસાહેબ લાઈન પર આવ્યા એટલે તંગ પરિસ્થિતિની જાણ કરીને છેલ્લે ઉમેર્યું : 'ખુદ હૉસ્પિટલના ડીન પણ આપણા ઑર્ડરની વિરુદ્ધ વર્તી રહ્યા છે !'

સ્પષ્ટતા કરવાના આશયથી ડીન શ્રીવાસ્તવે ફોનનું રિસીવર લેવા હાથ લંબાવ્યો, પણ ઑફિસર પટવર્ધને તેમના હાથને હડસેલી દીધો : 'સાહેબ, આ લોકોએ અહીં ઘેરાવ કર્યો છે.'

'મને ખબર છે !' સામેથી ચૌબલસાહેબે તેને આંચકો આપ્યો : 'હમણાં મને ત્યાંથી ફોન આવ્યો હતો.'

'અહીંથી ?' ચમકેલા પટવર્ધને દોઢડાહ્યા થઈને પૂછ્યું : 'અહીંથી કોનો ફોન આવ્યો હતો ?'

'એનું તમારે શું કામ છે ?' ઉપરી સાહેબે તેનું મોઢું તોડી લીધું : 'અત્યારે ત્યાં શું બની રહ્યું છે એની તમામ માહિતી ફોન કરનારે મને આપી. પરિસ્થિતિને આટલી હદે વણસાવી દેવા માટે તમે જ જવાબદાર છો, મિસ્ટર પટવર્ધન તમારે થોડું વ્યવહારુ ડહાપણ વાપરવાની જરૂર હતી. વિરોધની ચિનગારી ભડકો બની જાય એ પહેલાં મારી સલાહ લઈને મૅટર હૅન્ડલ કરવી જોઈતી હતી.'

'પણ, સર...'

'હવે ચૂપચાપ નોટિસ પાછી ખેંચી લઈ ઑફિસમાં પાછા પધારો, મિસ્ટર પટવર્ધન !' ચૌબલસાહેબ ટાઢા ડામ દેવાની ઢબે બોલ્યા : 'અને ફોન ડીન શ્રીવાસ્તવને આપો.'

ઢીલાઢફ થઈ ગયેલા ઑફિસર પટવર્ધને નીચી ગરદને રિસીવર ડીનસાહેબ તરફ લંબાવ્યું : 'સાહેબ તમારી સાથે વાત કરવા માગે છે.'

પટવર્ધનનો પડી ગયેલો ચહેરો જોઈને સૌ પામી ગયાં કે હેલ્થ ડિપાર્ટમેન્ટે પીછેહઠ કરી છે, પણ એની જાહેરાત ન થાય ત્યાં સુધી કોઈએ ખુશાલીનો પડઘો પાડ્યો નહીં.

'ગૂડ મૉર્નિંગ, ચૌબલસાહેબ !' કહીને શ્રીવાસ્તવે શરૂઆત કરી ત્યાં જ સામેથી એમને આગળ બોલતાં રોકી ચૌબલે સંભળાવ્યું : 'ડીન શ્રીવાસ્તવ, અત્યારે તો હું નમતું જોખીને ઑર્ડર પાછો ખેંચાવી લઉં છું... પણ પટવર્ધનના કહેવા પ્રમાણે તમેય વિરોધમાં સામેલ થયા હો તો અમારે તમારા માટે કાંઈક વિચારવું પડશે.'

'થૅન્ક્સ, ચૌબલસાહેબ !' ડીને અવાજમાં જરાસરખો ખચકાટ દેખાડ્યા વિના કહી દીધું : 'જરૂર વિચારજો.'

કહી ફોન મૂકી દીધો અને સચિવે આપેલી ચેતવણીનો કોઈને અણસાર પણ ન આવે તેમ હસતાંહસતાં કહ્યું : 'સચિવસાહેબે તમારી સૌની લાગણીને માન આપીને ઑર્ડર પાછો ખેંચી લેવાની સંમતિ દર્શાવી છે.'

વિજયના તાનમાં આવી જઈને કુલકર્ણી સહિત સૌ હર્ષનાદથી એ જાહેરાતને વધાવી લેવા માગતાં હતાં, પણ ડીન શ્રીવાસ્તવની શિખામણે તેમના આવેગને અંકુશમાં લઈ લીધો :

'મારી તમને સૌને અમ્બલ રિક્વેસ્ટ છે કે હૉસ્પિટલની શાંતિ અને શિસ્તનો ભંગ ન થાય તેમ તમે દરેક પોતપોતાની ડ્યૂટી પર લાગી જાઓ. એમાં જ તમારા વિજયનું ગૌરવ વધશે.'

એમના શબ્દોની જાદુઈ અસર થઈ હોય તેમ આવેશને અંકુશમાં રાખી હસતાંહસતાં બધાં વીખરાઈ ગયાં ત્યારે ટેબલ પર પડેલો પાણીનો આખો ગ્લાસ ગટગટાવી જઈ ઑફિસર પટવર્ધન કેબિનની બહાર નીકળવાની હિંમત કરી શક્યા. પાંચ મિનિટ પછી નોટિસબૉર્ડ પરથી ઑર્ડર ઉખેડી લઈ પરાજયના ભાર સાથે એ પાછા ફરી ગયા ત્યાં સુધીમાં તો સમગ્ર હૉસ્પિટલમાં 'ઑર્ડર પાછો ખેંચાઈ ગયા'ની વાત વંટોળિયાની ગતિએ ફરી વળી હતી. તુલસીને આપત્તિમાંથી ઉગારી લેવામાં જીત થયાની ખુશાલી હૉસ્પિટલની પ્રત્યેક વ્યક્તિ વાગોળતી હતી ત્યારે તુલસીના રૂમની બહાર બેઠેલો ચિંતન કંઈક જુદું જ વિચારી રહ્યો હતો.

ડીન શ્રીવાસ્તવની કેબિન પર વિરોધ દર્શાવતું ટોળું ધસી આવ્યું ત્યારે એ વિવેક ખાતર ત્યાંથી ખસી ગયો હતો. મામલો શાંત પાડવામાં પોતે કાંઈ જ કરી શકે એમ નહોતો. એવી લાચારી સાથે હૉસ્પિટલની લૉબીમાં લટાર મારતો હતો ત્યાં એને એક ઉપાય સૂઝી આવ્યો : શું કામ ચૌબલસાહેબને જ ફોન ન કરવો ? પરંતુ ટેલીફોન ઑપરેટર પોતે જ પેલા ટોળામાં સામેલ થવા ગઈ હોવાથી ખુરશી પર હાજર નહોતી. ચૌબલસાહેબનો નંબર મેળવવો ક્યાંથી ? ત્યાં ફોનની બાજુમાં લટકતી અગત્યના ટેલીફોન નંબરની યાદી પર એની નજર પડી. તેમાં સૌથી પહેલો જ નંબર હેલ્થ ડિપાર્ટમેન્ટના હેડ ચૌબલસાહેબનો વાંચવા મળ્યો.

પ્રથમ પ્રયાસે જ ફોન લાગી ગયો ત્યારે એને મૂંઝવણ થઈ કે શી વાત કરવી. ઇરાદો તો એવો હતો કે પોતાની ઓળખાણ આપીને કહેવું : 'સાહેબ, તમારા આ ઑર્ડરને કારણે અહીં મામલો તંગ બની ગયો છે. તુલસીનાં સગાંવહાલાંને પણ એમ લાગે છે કે હૉસ્પિટલે પોતાનાથી બનતું બધું જ કર્યું. હવે અમારે એને ઘેર લઈ જવી જોઈએ. અમારી મરજીથી અમે તેને લઈ જઈએ તો કોઈ વિરોધ નહીં કરે, પણ અત્યારે મહેરબાની કરીને ઑર્ડર પાછો ખેંચી લો...'

આવું કાંઈક કહેવાનું વિચારી રાખેલું, પણ સામેથી ટેલીફોન ઊંચકાયો એટલી વારમાં તેને ખ્યાલ આવ્યો કે મારા નામથી વાત કરીશ તો એની કોઈ અસર નહીં પડે. સાહેબને ગળે ઊતરે એવા કોઈકના નામે વાત કરવી જોઈએ... અને સામેથી ફોન ઊંચકીને 'ચૌબલ સ્પીકિંગ' કહીને સાહેબે શરૂઆત કરી ત્યારે એનાથી અનાયાસે જ નામ અપાઈ ગયું : ડૉક્ટર દીક્ષિત ફ્રૉમ કે. જી. એમ. હૉસ્પિટલ.'

ચિંતનને કલ્પના પણ નહોતી કે ડૉક્ટર દીક્ષિતના નામનો આવો પ્રભાવ પડશે.

'ઓહ ! ડૉક્ટર દીક્ષિત... સન ઑફ જસ્ટિસ દીક્ષિત ?'

'યસ, સર !' ચિંતને હવે બનાવટ ચાલુ રાખ્યા વગર ચાલે એમ નહોતું. હેલ્થ ડિપાર્ટમેન્ટના ઑર્ડરના હૉસ્પિટલ સ્ટાફ પર પડેલા પ્રત્યાઘાત અને હેલ્થ ઑફિસર પટવર્ધનના લડાયક વલણને કારણે મામલો કેવો તંગ બની ગયો એ સમજાવીને ચિંતને શ્રીકાન્તના નામે કહ્યું : 'સાહેબ, હું સિસ્ટર ગોસ્વામીનાં સગાંને સારી રીતે ઓળખું છું. એ લોકો સીધાં માણસ છે. સમજાવટથી કામ પતી જતું હોય પછી આવો ઑર્ડર કાઢીને સ્ટાફની લાગણી શું કામ દૂભવવી જોઈએ ?'

'તો અમને ક્યાં વાંધો છે, ડૉક્ટર દીક્ષિત !' કહી ચૌબલે આગળ જે સંભળાવ્યું એ કદાપિ સાંભળવાની ચિંતનની તૈયારી નહોતી : 'વાત એમ છે, ડૉક્ટર, ઉપરથી પ્રેશર આવ્યું એટલે અમારે આવું અણગમતું પગલું ભરવું પડ્યું. તમે પોતે જ જસ્ટિસ દીક્ષિતને આ રસ્તો દેખાડ્યો હોત તો જસ્ટિસસાહેબે અમારા પર પ્રેશર લાવવાની જરૂરત જ ઊભી ન થાત ને !'

જાણે કોઈએ કાનમાં બૉમ્બ ફોડ્યો હોય તેમ ચિંતનના દિમાગના તંતુઓ ખળભળી ઊઠ્યા. જસ્ટિસ દીક્ષિતના પ્રેશરને લીધે તુલસીને હૉસ્પિટલમાંથી ખસેડવાનો ઑર્ડર નીકળ્યો !

જવાબ આપવામાં વિલંબ થયો એટલે ચૌબલસાહેબે વાત આટોપી લેતાં કહ્યું : 'એની વે, હું હમણાં જ ઑર્ડર પાછો ખેંચાવી લઈને મામલો શાંત પાડી દઉં છું. થૅન્ક્સ, ડૉક્ટર દીક્ષિત, તમે સમયસર ડિપાર્ટમેન્ટની મદદે આવ્યા !'

સામેથી ફોન મુકાઈ ગયા પછી પણ ઘણી વાર સુધી ચિંતન પૂતળાની જેમ રિસીવર પકડીને ઊભો જ રહ્યો હતો. તેના મગજમાં મચી ગયેલું ઘમસાણ હજુ અર્ધા કલાક પછી પણ થાળે પડતું નહોતું. મનમાં એક પ્રશ્ન ઘૂમરી લેતો હતો : 'શું કામ ? જસ્ટિસ દીક્ષિતને હવે તુલસી સાથે શેનો હિસાબ બાકી રહ્યો છે કે આમ એની પાછળ પડી ગયા છે ? જજસાહેબને એમનો પુત્ર પાછો મળી ગયા પછી પણ તુલસીને હૉસ્પિટલમાંથી ખસેડવામાં એમને શું મળવાનું હતું ? તેઓ કોની સામે વેર વાળવા મથી રહ્યા છે ?'

*

તુલસીને સંબોધીને લખાઈ રહેલી ૬ નંબરની નોટબૂકનાં છેલ્લાં સાત પાનાં બાકી હતાં તેના પર ચિંતને લખવાનું શરૂ કર્યું.

- તારીખ ૧૧ મે, ૧૯૭૭.

આજના દિવસે જે કાંઈ બની ગયું છે એ તું ભાનમાં આવીને જાણીશ ત્યારે તારા પર શું વીતશે એની કલ્પના કરું છું ત્યાં જ મારી કલમ ધ્રૂજી ઊઠે છે. અત્યારે રાતના દસ વાગ્યા છે. રોજ આવા સમયે આ વૉર્ડમાં શાન્તિ છવાઈ જાય છે, પણ આજે તો બધું સાવ સૂમસામ લાગે છે. આજે શ્રીકાન્તભાઈનાં લગ્નની રાત છે. આજે અહીં સૂનકાર વ્યાપી ગયો છે, ત્યારે ત્યાં ઉત્સવ ઊજવાઈ રહ્યો છે.

ગયા રવિવારે શ્રીકાન્તભાઈ જાતે કંકોત્રી આપવા ઘેર આવેલા ત્યારે સીડીનાં પગથિયાં તો બહુ ઝડપભેર ચડી ગયા હતા, પણ બાને જોતાં જ એમના પગ ભારે થઈ ગયા. બાએ મને અગાઉથી કહી રાખ્યું હતું : 'એ આમંત્રણ આપવા આવે ત્યારે આપણે તો સહજ રીતે જ વર્તવાનું...'

'આવ, શ્રીકાન્ત, આવ...' ઉમળકાભર્યા આવકાર સાથે પાણીનો ગ્લાસ આપીને બાએ જ તેમનો સંકોચ ઓછો કરવાની શરૂઆત કરી હતી : 'ક્યારનાં લગ્ન નક્કી થયાં ?'

'અગિયારમી મે.' કહેતાં શ્રીકાન્તભાઈએ થૂંક ગળે ઉતારવાનો સમય લઈ પ્લાસ્ટિકમાં

વીંટાયેલી કંકોત્રીની થોકડીમાંથી એક પત્રિકા બહાર કાઢીને બા સામે ધરી : 'અંગત માણસોને રૂબરૂ આપવા નીકળ્યો છું. પહેલો તમારી પાસે આવ્યો.'

'સારું કર્યું, ભાઈ !' કહેતાં બાએ હાથમાંથી પત્રિકા લઈ લીધી : 'તેં અમને યાદ કર્યાં એ પણ ઘણું છે.'

'એવું કેમ બોલો છો, માસીબા !' જરા ગળગળા થઈ ગયેલા શ્રીકાન્તભાઈએ મારા તરફ જોઈ લીધું હતું : 'સગાઈના ખબર હું જાતે જ આપવા આવવાનો હતો. પરંતુ મારાં મધરની ધીરજ રહી નહીં એટલે મને પૂછ્યા વગર જ તમને ફોન કરી દીધો.'

'માની ધીરજ ક્યાંથી રહે ?... દીકરાને પરણાવવાની હોંશ કઈ માતાને ન હોય ?' બાની સ્વસ્થતા જોઈને હું ડઘાઈ ગયો હતો. સારા પ્રસંગે કોઈનું બૂરું ન બોલવા માટે પણ સંયમ રાખવાનું કેટલું કઠિન હોય છે એ મને ત્યારે સમજાયું. જગતમાં એટલી બધી કડવાશ છે એમાં આપણે ઘટાડો ન કરી શકીએ તોપણ વધારો શું કામ કરવો - એવું બા માને છે.

'લગ્નમાં તમારે બંનેએ અચૂક હાજરી આપવાની છે.' શ્રીકાન્તભાઈએ લાગણીના વજન સાથે કહ્યું ત્યારે 'ના' ન પાડવી પડે એટલા ખાતર 'પહેલાં એ કહે, તું ચા-કૉફી પીશ કે શરબત ?' - એવું કહેતાં બા ઊભાં થયાં.

શ્રીકાન્તભાઈ પણ ક્યાં ઓછા ઊતરે એવા છે. હસીને એમણે કહ્યું : 'માસીબા, લગ્નમાં આશીર્વાદ આપવા આવવાનાં જ છો એટલું કહી દો એટલે મને તમે અમૃત પાયું હોય એવો આનંદ થશે.'

'અમૃત પાવાની તો મારામાં ત્રેવડ ક્યાં છે, ભાઈ !' કહેતાં એ ફરી હીંડોળા પર બેસી ગયાં : 'અત્યારે તને સારું લગાડવા હા પાડીને ન આવું તો ત્યારે તને વધારે ખરાબ લાગશે... ઘણા સમયથી મેં લગ્નમાં જવાનું બંધ કરી દીધું છે, શ્રીકાન્ત !'

'મારાં લગ્નમાં પણ નહીં, માસીબા ?'

'ના, ભાઈ ! લગ્ન પછી તમે વરઘોડિયાં અહીં આવી જજો. ત્યારે બંનેને જમાડીને જરૂર આશીર્વાદ આપીશ.'

કોણ જાણે કેમ, શ્રીકાન્તભાઈએ પછી બહુ આગ્રહ ન કર્યો. ના પાડી દીધા પછી યશોદામાસી હવે હા નહીં જ પાડે એવી એમને ખાતરી હશે... એટલે મારા વાંસામાં ધબ્બો મારીને કહ્યું 'ચિંતન, તું કેમ મૂંગો બેઠો છે ? મારા વતી બાને સમજાવીને લઈ આવીશ ને ?'

ત્યારે મારે કહેવું પડ્યું : 'મારા કરતાં બા તમને વધારે માને છે, એટલે તમારું ન માને પછી મારું માનવાનો સવાલ જ નથી રહેતો.'

'ઠીક છે.' કહેતા તેઓ ઊભા થઈ ગયા : 'ચિંતન, તને તો આગ્રહની કોઈ જરૂર નથી... વહેલો નહીં તો સમયસર જરૂર આવી જજે અને જમ્યા વગર જતો નહીં રહેતો.'

'ભલે !' હું જવાનો નહોતો છતાં ના ન પાડી શક્યો.

હૉસ્પિટલમાં તો બંને પક્ષ તરફથી છૂટા હાથે કંકોત્રીઓ વહેંચાઈ. સુરુચિબહેન જાતે આવીને દરેકના હાથમાં નિમંત્રણપત્રિકા આપી ગયાં. મને આગ્રહ કર્યો, એટલું જ નહીં, લાલચ પણ આપી ગયાં : 'ચિંતન, તારા માટે મેં એક કન્યા શોધી રાખી છે. પસંદ પડી જાય તો આપણે ત્યાં જ જાહેરાત કરી દઈએ.'

હૉસ્પિટલમાં કંકોત્રી આપવા શ્રીકાન્તભાઈ ન આવ્યા તેની બધાંને વધુ નવાઈ લાગી. કદાચ ફરી ક્યારેય ત્યાં પગ નહીં મૂકવો એવું નક્કી કરીને જ તેમણે હૉસ્પિટલ છોડી હશે. ડીનસાહેબ દ્વારા એમણે બધાંને પત્રિકા પહોંચતી કરેલી અને ફોનથી લગ્નમાં આવી જવાનો બધાંને આગ્રહ કરેલો.

નવ વાગ્યે ઘેરથી જમીને અહીં હૉસ્પિટલ પર આવતો હતો ત્યાં ગેટ પર જ ડીનસાહેબ મળી ગયા : 'અરે ચિંતન, તું કેમ લગ્નમાં દેખાયો નહીં.' ત્યારે મેં ખુલાસો કરવાનું ટાળીને સામું પૂછ્યું : 'લગ્ન બહુ આનંદથી ઊકલી ગયાં ને ?'

'આનંદથી !' શ્રીવાસ્તવસાહેબ સ્વાભાવિકપણે બોલી ગયા : 'આનંદપૂર્વક તો બધાં લગ્ન થાય છે, પણ આટલા ભભકાથી ઊજવાતાં લગ્ન આજે પહેલી વાર જોયાં... જજસાહેબના કહેવા પ્રમાણે નૅશનલ સ્પૉર્ટ્સ ક્લબનું મેદાન શણગારવામાં જ દોઢ લાખનો ખર્ચ થયો હશે. માણસોની ભીડ પણ પુષ્કળ હતી. ચારપાંચ હજાર માણસોને જમાડવાનો પ્રબંધ હતો. મુવી-ફિલ્મ અને રંગીન ફોટા તો ઠીક, સુરુચિના મામાના કહેવા પ્રમાણે લગ્નને યાદગાર બનાવવા માટે પરદેશથી ખાસ વિડિયો કૅમેરા મંગાવ્યો હતો. નવલભાઈ દરેકને કહેતા હતા કે ઇન્ડિયામાં વિડિયો કૅમેરાથી ઊજવાતાં આ પહેલવહેલાં લગ્ન છે.'

સાંભળીને મને પૂછી લેવાનું મન થયું કે ત્યારે તો શ્રીકાન્તભાઈ બહુ ખુશ દેખાતા હશે... પણ મારી આ પૃચ્છાનો ડીનસાહેબ કદાચ અવળો અર્થ કરી બેસે એવી દહેશતથી મેં પૂછવાનું માંડી વાળ્યું.

પરંતુ, તુલસી, ત્યાર પછી ડીનસાહેબે જે કહ્યું એ જાણે પડ્યા પર પાટુ વાગવા જેટલું વસમું હતું.

'ચિંતન, પહેલી જૂનથી હેલ્થ ડિપાર્ટમેન્ટે મારી બદલી જે. જે.(હૉસ્પિટલ)માં કરી છે.'

'હેં !' સાંભળીને હું થથરી ઊઠ્યો. એમની આંખોમાં પણ વિષાદ ડોકાતો હતો. એમણે મારા ખભા પર હાથ મૂકીને ઉમેર્યું : 'ટ્રાન્સફર થવાનું બીજું કોઈ જ દુઃખ નથી, પણ તુલસીથી દૂર જવા માટે મન માનતું નથી.' બોલતાંબોલતાં તેઓ ગદ્ગદ બની ગયા : 'શ્રીકાન્ત ગયો, હવે હું પણ જઉં છું...' એટલું બોલ્યા ત્યાં એમની આંખના ખૂણા ભીંજાતા દેખાયા : 'ચિંતન, હવે તુલસીનું સતત ધ્યાન રાખવાનું તારા એકલા પર આવી પડ્યું.'

તેઓ હજુ ઘણુંબધું કહેવા માગતા હતા, પણ ગળામાં ડૂમો ભરાઈ આવ્યો એટલે મારો ખભો દબાવીને વિદાય થઈ ગયા.

તુલસી, વધારે શું લખું ? કોઈક તરછોડી ગયું, તો કોઈક છોડી ગયું. ખબર નથી પડતી કે...

- લખતાંલખતાં નોટબૂકના પાના પર ચિંતનનાં આંસુ ટપકી પડ્યાં. આજુબાજુ કોઈ નહોતું છતાં ઝટપટ આંસુ લૂછી નાખવા માટે નોટબૂક બંધ કરી તેણે બાંકડા પર લંબાવ્યું.

આંસુથી ભીંજાયેલી કીકીએ ઉપર જોયું તો તુલસીના રૂમ બહાર લટકતી ઘંટડી દેખાઈ. જાણે ત્રાટક કરતો હોય તેમ ચિંતન એકીટશે તેને જોતો જ રહ્યો : જગતમાં અનેક જાતની ઘંટડીઓ વાગતી રહે છે. ઘેર મા પૂજા કરે છે એ ઘંટડી, ઑફિસમાં સાહેબો પ્યુનને બોલાવવા વગાડે એ ઘંટડી, એકબીજાના સંપર્ક માટે સતત વાગતી રહેતી ટેલીફોનની ઘંટડી અને સવારે છાપું આપવા આવતા ફેરિયાની સાઇકલની ઘંટડી... બીજી બધી ઘંટડીઓ વાગ્યા કરે છે, તુલસી, પણ તારી આ ઘંટડી ક્યારે વાગશે ?

અને ફરી તેની આંખો આંસુથી છલકાઈ ઊઠી.



# 19

ક્યારેક કાળદેવતા તપ કરનારની બહુ આકરી કસોટી કરે છે. ૨૩ એપ્રિલ ૧૯૭૬ની સાંજે બેહોશ બનેલી તુલસી ફરી શુદ્ધિમાં આવે એ માટે માત્ર દિવસો જ ગણવાનો આગ્રહ રાખનાર ચિંતન ભીંત પર લટકી રહેતા અંગ્રેજી કૅલેન્ડરને એકીટશે તાકીને બેઠો છે. કૅલેન્ડરના એપ્રિલ માસના પાના પર ૨૩ તારીખ ફરતું લાલ શાહીથી એક વર્તુળ ચીતરેલું છે. ચિંતનની દૃષ્ટિ એ વર્તુળ પરથી સરકતી કૅલેન્ડરની ટોચે પહોંચે છે. મોટા અક્ષરમાં છપાયેલા વર્ષના આંક પર તેની દૃષ્ટિ સ્થિર થઈ જાય છે : ૧૯૮૧ !

દિવસોમાંથી અઠવાડિયામાં થયાં, અઠવાડિયાંમાંથી મહિના બન્યા અને મહિનાઓનું પરિવર્તન વર્ષમાં થયું... એવાં એકબે નહિ પણ પાંચપાંચ વર્ષ વીતી ગયાં !

સતત પરિવર્તનશીલ રહેતી આ સૃષ્ટિમાં નિરંતર ભ્રમણ કરતી આ પૃથ્વી પર પ્રત્યેક પળે અસંખ્ય જીવો ચેતનના પિંડરૂપે જન્મે છે અને જડ બનીને વિદાય લે છે એવા આ જગતમાં પાંચપાંચ વર્ષથી તુલસી જડ-ચેતન વચ્ચેની અવસ્થામાં જીવી રહી છે. કેટકેટલું બદલાઈ ગયું આ પાંચ વર્ષમાં ! જગતમાં કેટલી બધી ઊથલપાથલ થઈ ગઈ ! ક્યારેક માનવકલ્યાણનાં કાર્યો તો ક્યારેક માનવસંહારનાં કૃત્યો, ક્યાંક વિજ્ઞાનની સિદ્ધિ તો ક્યાંક સંસારની ઉપાધિ... અને જગતની વાત જવા દઈએ તો દેશમાંય ઘટના-દુર્ઘટનાની વણજાર વણથંભી ચાલતી જ રહી છે. નવી સરકાર આવી અને બે વર્ષમાં ચાલી પણ ગઈ ! અરે, દેશની વાત જવા દઈએ તો જ્યાં તુલસી પાંચપાંચ વર્ષથી હાલ્યાચાલ્યા વગર પડી છે એવી આ હૉસ્પિટલમાં પણ કેટકેટલી આવનજાવન થઈ ગઈ ! તુલસીને હૉસ્પિટલમાંથી ડિસ્ચાર્જ કરવાનો પહેલો પ્રયાસ પડતો મુકાયા પછી એ હિલચાલ પર હંમેશને માટે પડદો પડી ગયો હતો. ડીન શ્રીવાસ્તવની ટ્રાન્સફર થઈ એનાં બે વર્ષ પછી તેઓ માનભેર એમના સ્થાને પાછા ફર્યા હતા. જૂની નર્સો

હૉસ્પિટલ છોડીને ગઈ તેમ નવી ભરતી થતી રહી. અઢી વર્ષ અગાઉ સિસ્ટર ડિસોઝા પરણીને હૉસ્પિટલ છોડી ગઈ. સિસ્ટર કુલકર્ણીના બૅન્ક મૅનેજર પતિની બદલી થતાં એ પૂના ચાલી ગઈ, મેટ્રન લક્ષ્મીબાઈ ગયા વર્ષે કૅન્સરનો ભોગ બનીને તાતા હૉસ્પિટલમાં દર્દી તરીકે દાખલ થઈ. મેડિકલ કૉલેજમાંથી પાસ થઈને કેટલાય તાજા ડૉક્ટર્સ ઈન્ટર્નશિપ કરવા આવ્યા અને બહાર જઈને પોતપોતાની કારકિર્દીમાં લાગી ગયા. અસંખ્ય દર્દી હૉસ્પિટલની સારવાર લઈને ચાલ્યાં ગયાં - મોટા ભાગનાં સાજાં થઈને તો કેટલાંક મરણને શરણ થઈને વિદાય થયાં ! અરે, ખુદ ચિંતન મઝુમદાર પણ ડૉક્ટર ચિંતન મઝુમદાર બનીને છ મહિનાથી એ જ હૉસ્પિટલમાં દર્દીઓની સારવાર કરતો થઈ ગયો, છતાં તુલસી ભાનમાં ન આવી તે ન જ આવી !

૧૮ ઑક્ટોબર ૧૯૮૦ની સવારની એ ઘટના આજે પણ ચિંતનના ચિત્તમાં એવી જ અકબંધ રહી છે. આગલી રાતે તુલસીના રૂમની બહાર બાંકડે બેઠાંબેઠાં નોટબૂક નંબર-૨ ઉમાં એણે લખ્યું હતું : તુલસી, આવતી કાલે સવારે ફાઈનલ એમ. બી. બી. એસ.નું રિઝલ્ટ છે. પાસ થઈ જવા અંગે તો સંપૂર્ણ ખાતરી છે, પણ ડૉક્ટર થઈ ગયાના ખુશખબર 'આપવા' માટે તારી સમક્ષ આવીને ઊભો રહીશ ત્યારે મારી શી સ્થિતિ થશે એની કોઈ જ ખાતરી નથી. આ ઘડીએ સ્વાર્થી બનીને ઈશ્વર પાસે એવું માગવાનું મન થાય છે કે હું ડૉક્ટર બની ગયો છું એટલું તું જાણી શકે એટલા વખત પૂરતી પણ તને શુદ્ધિ બક્ષે.... ૧૭ ઑક્ટોબરની રાત્રે આ લખાણ લખી સવારે નિયમ મુજબ ચિંતન પૂજામાંથી પરવારેલાં યશોદાબહેન સાથે ઘેર ચા પીતો હતો ત્યાં સીડીનાં પગથિયાં ધમધમાવતા ડીનસાહેબ અણધાર્યા આવી ચડ્યા હતા.

'મિસિસ મઝુમદાર, સવારના પહોરમાં મોં મીઠું કરાવવા આવ્યો છું.' કહેતાં ડીનસાહેબે ચાના ટેબલ પર સામસામે બેઠેલાં મા-દીકરાની વચ્ચે મીઠાઈનું બૉક્સ મૂક્યું હતું : 'ગૅસ પર કૂકર ચડાવી દો એ પહેલાં કહેવા આવ્યો છું કે આજે તો લાપસી રાંધવાની છે.'

ચિંતનને જાણ કરીને માને અજાણ રાખી હતી કે ૧૮મીએ બપોરે ફાઈનલ એમ. બી. બી. એસ.નું રિઝલ્ટ આવવાનું છે, એટલે યશોદાબહેન મોં મીઠું કરવાના ખુશખબરનું અનુમાન કરતાં ડીનસાહેબને તાકી રહ્યાં હતાં. તુલસીના ખુશખબર હોય તો શ્રીવાસ્તવજી ઘેર આવવા જેટલો વિલંબ કર્યા વગર તત્કાળ ફોનથી જાણ કરી દે... તો પછી બીજા એવા તે શા ખુશખબર હોય કે લાપસી રાંધવી પડે ?

'તમારો ચિરંજીવી ડૉક્ટર બની ગયો, મિસિસ મઝુમદાર !' મા-દીકરા વચ્ચે બેઠક લેતા ડીનસાહેબે મીઠાઈનું પૅકેટ ખોલી ચિંતનના હાથમાં બરફીનું બટકું પકડાવી દીધું : 'લે ચિંતન, માનું મોં મીઠું કર !'

ત્યાં સુધીમાં યશોદાબહેનની આંખોમાં હર્ષનાં ઝળઝળિયાં આવી ચૂક્યાં હતાં. એઓ કાંઈ બોલી શકે તે પહેલાં જ ચિંતને ઊભા થઈને બરફીના બટકાવાળો હાથ ડીનસાહેબના મોં તરફ લંબાવ્યો : 'વિદ્યાની સિદ્ધિમાં ગુરુવર્ય પહેલાં અને માતાનું સ્થાન ત્યાર પછી !'

કહી ચિંતને ડીનસાહેબનું મોં મીઠું કરાવ્યું ત્યારે પુત્રની વિવેક બુદ્ધિ પર માતાની આંખો આંસુથી છલકાઈ ઊઠી હતી. ત્રણેનાં મોં મીઠાં થઈ ગયા પછી ડીનસાહેબે ખુશખબરનો ઉત્તરાર્ધ સંભળાવ્યો.

'બરફી તો ખાઈ લીધી, હવે લાપસી રાંધવાના ખબર આપું.' કહી ચિંતન સામે મલકી લઈ યશોદાબહેન તરફ જોયું : 'મિસિસ મઝુમદાર, તમારા સુપુત્ર અને અમારા આ વિદ્યાર્થીએ અમારી કૉલેજમાં ફર્સ્ટ તેમ જ સમસ્ત યુનિવર્સિટીમાં સેકન્ડ રેન્ક લાવીને આપણી સૌની શાન વધારી છે.'

'એમ !' યશોદાબહેનના ગળામાં હર્ષનો ગઠ્ઠો અટકી ગયો હોય એવી રૂંધામણ અનુભવતાં ગૌરવભેર પુત્રને નીરખવા લાગ્યાં : 'શ્રીવાસ્તવજી, તો-તો મારે લાપસી રાંધવી જ જોઈએ.' કહી પુત્ર તરફ જોયું : 'કેમ, ચિંતન ?'

ત્યારે ચિંતને મલકીને માત્ર હકારમાં ડોક હલાવી. એ કહી શક્યો નહીં કે તુલસીના ખુશખબર સિવાયના સંસારના તમામ ખુશખબર મારા માટે ખાલી ખબર જેવા જ છે. એનું સુખદ પરિણામ આવશે ત્યારે જગતની તમામ વિકટ પરીક્ષાઓમાં પહેલા નંબરે પાસ થયાના એકસામટા આનંદથી હું ઊછળી પડીશ...

'આજે મારું એક વેણ રાખજો, શ્રીવાસ્તવજી !' યશોદાબહેને વાતનો દોર સાંધતાં કહ્યું : 'બપોરે જમવાનું અહીં રાખજો.'

ત્યારે કંઈક યાદ આવ્યું હોય એમ ડીનસાહેબ ખુરશી પરથી સફાળા ઊભા થઈ ગયા : 'અરે, હું તો સાવ ભૂલી જ ગયો ! આજે રિઝલ્ટ બહાર આવવાનું છે. બપોર સુધીમાં કૉલેજનું ઘણુંબધું કામ પતાવવાનું છે.... પણ તમારા હાથની લાપસી તો જરૂર જમીશ. ચિંતન સાથે ટિફિન મોકલી આપજો ને !'

કહી શ્રીવાસ્તવે પગ ઉપાડ્યા. એમને વિદાય આપવા મા-દીકરો પણ ઊઠ્યાં. ઉંબરે પહોંચ્યાં ત્યાં યાદ આવ્યું હોય તેમ શ્રીવાસ્તવ ઊભા રહી ગયા : 'ખાસ વાત કહેવાની તો રહી જ ગઈ.' કહેતા બંનેની નજીક આવ્યા : 'મિસિસ મઝુમદાર, ચિંતન અમારી કૉલેજમાં ફર્સ્ટ અને યુનિવર્સિટીમાં સેકન્ડ આવ્યો એટલે ફર્ધર સ્ટડી માટે એને ત્રણચાર સ્કૉલરશિપ મળવાની. દીકરાને પરદેશ મોકલવાની તૈયારી કરવા માંડજો.'

સાંભળીને માતા કે પુત્ર બેમાંથી કોઈએ ઉમળકાનો પડઘો ન પાડ્યો ત્યારે એમને થયું કે કહેવામાં જરા ઉતાવળ થઈ ગઈ... પણ કહેવાઈ જ ગયું ત્યારે હવે પૂરું કરવું જ રહ્યું :

'અમારી હૉસ્પિટલના ન્યુરોલોજિસ્ટ ડૉક્ટર પંડ્યા ચિંતન પર બહુ ખુશ છે. તેઓ કહેતા હતા કે આ છોકરો મગજશાસ્ત્રના અભ્યાસમાં પારંગત બની શકે એટલું બધું એણે કૉલેજના સ્ટડી ઉપરાંત વાંચી લીધું છે. બે વર્ષ માટે વિદેશ જઈને ભણી આવે તો પાંચ જ વર્ષમાં એ દેશનો ટૉપમોસ્ટ ન્યૂરોલોજિસ્ટ થઈ શકે એમ છે.'

ત્યારે કોઈ સજાનો પ્રસ્તાવ સાંભળતો હોય તેમ ચિંતને માથું ઝુકાવી દીધું. સંધિવાથી લંગડાતા પગે યશોદાબહેન પુત્રની નજીક ગયાં અને હળવેકથી તેના ખભા પર હાથ મૂકી ચિંતનને ધરપત આપતાં હોય તેમ બોલ્યાં : 'શ્રીવાસ્તવજી, એની પ્રથમ ફરજ તમારી હૉસ્પિટલનાં દર્દીઓની સારવાર કરવાની છે. આ ઋણ ચૂકવ્યા વગર પરદેશ જઈને એ ગમે એટલો મહાન થઈ આવે એનું મારે મન કોઈ મૂલ્ય નથી.'

'મને હતું જ કે તમે આવું કાંઈક કહેવાનાં.' ડીનસાહેબે હસીને વાત વાળી લીધી : 'એકના એક દીકરાને નજરથી આટલે બધે દૂર મોકલવા કોઈ મા તૈયાર ન થાય.' કહેતા તેઓ અટક્યા, પછી ચિંતન સામે જોયું : 'અને આ ચિંતન ડૉક્ટર થયા પહેલાં જ હૉસ્પિટલમાંથી ખસતો નહોતો એટલે હવે તો તુલસીને સાજી કરીને જ જંપવાનો !'

ત્યારે પહેલી વાર ચિંતનના મુખ પર એવો મલકાટ છવાઈ ગયો હતો જાણે ડીનસાહેબે હવે કોઈ ખુશખબર સંભળાવ્યા હોય.

એમના જવાની જ રાહ જોતો હોય તેમ ઝડપથી શાવર-બાથ લઈ, ઝટપટ કપડાં પહેરી ચિંતન હૉસ્પિટલ પહોંચી ગયો હતો. વર્ષો પહેલાં તુલસીએ કહેલા શબ્દો એ મનોમન વાગોળતો રહ્યો : 'ચિંતુ, તું ક્યારેય ડૉક્ટર થઈ શકે એવું મને લાગતું તો નથી, છતાં ભૂલથી ડૉક્ટર બની ગયો તો હું તને એક એવું ઇનામ આપીશ કે જિંદગીભર તને યાદ રહી જાય...' ત્યારે પોતે જાણી લેવાની બહુ કોશિશ કરી હતી કે 'તુલી, તું એવું તે શું ઇનામ આપી દેવાની હતી ?' પણ તેને ટટળાવવા માગતી હોય તેમ તુલસીએ ધરાર ઇનામનું નામ પાડ્યું નહોતું... હૉસ્પિટલનાં પગથિયાં ચડતાં જ અભિનંદન સાથે પેંડાની માગણી થવા લાગી ત્યારે એ સમજી ગયો કે પોતાના આવતાં અગાઉ જ પરીક્ષાનું પરિણામ અહીં પહોંચી ચૂક્યું હતું.

'બપોરે ઑફિશિઅલ રિઝલ્ટ આવી જવા દો, પછી ધરવ થઈ જાય એટલા પેંડા ખવડાવીશ.' કહેતો એ લિફ્ટમાં દાખલ થયો ત્યારે લિફ્ટમાં સાથે થઈ ગયેલી સિસ્ટર મોદીએ ટહુકો કર્યો હતો : 'ધરવ થઈ જાય એટલા પેંડા ખવડાવવા હશે તો-તો તમારે ટ્રક ભરીને મીઠાઈ મંગાવી પડશે, ડૉક્ટર મઝુમદાર !'

એની આ રમૂજ પર ચિંતન માત્ર ઉપરછલ્લું મલક્યો હતો, પણ પહેલીવહેલી વાર પોતાના નામની આગળ બોલાયેલ ડૉક્ટર સંબોધને તેના સમગ્ર ચિત્તતંત્રને રણઝણાવી દીધું હતું. એ જ સંબોધન સર્વપ્રથમ તુલસીના મુખે બોલાતું સાંભળવા મળ્યું હોત તો ? તો લોકો જેને પાંચ-પાંચ વર્ષનું તપ કહે છે એ માત્ર પાંચ જ ક્ષણમાં પલટાઈ જાત...

ધીમાં પણ મક્કમ પગલે એ તુલસીના રૂમ તરફ આગળ વધ્યો હતો. છેલ્લાં બે વર્ષથી તુલસીના રૂમને દિવસે પણ તાળું મરાઈ જતું હતું. સવારે સફાઈ કરવા અને નળી વાટે કાંજી પિવડાવવા માટે સાડાછથી આઠ સુધી રૂમ ખુલ્લો રહેતો. ત્યાર પછી સાડાદસથી અગિયાર, બપોરે બેથી અઢી અને સાંજે છથી સાત વચ્ચે, તુલસીનો રૂમ ખુલ્લો રાખવાનું ટાઈમટેબલ

ગોઠવાઈ ગયું હતું, એટલે જ હૉસ્પિટલમાં રાત રોકાતા ચિંતને ઘેર જવાનો સમય સવારના છને બદલે સાડાછનો કરી નાખ્યો હતો. મેટ્રન સવારે આવીને તુલસીના રૂમનું તાળું ખોલતાં ત્યારે મંદિરનાં દ્વાર ખૂલવાનાં હોય એવા ભક્તિભાવથી ચિંતન મેટ્રનની બાજુમાં ઊભો રહી જતો. ક્યારેક પાંચ-સાંત મિનિટ મોડું થઈ જતું તો સામેથી મેટ્રનને બોલાવી લાવતો : 'વિદ્યાબહેન, સાડાછ વાગી ગયા.' ત્યારે મેટ્રન હસીને બોલી ઊઠતાં : 'નહીં, ચિંતન, તારી ઘડિયાળ બે મિનિટ આગળ છે. બહુ આગળ દોડતી ઘડિયાળ બદલીશ નહીં તો ધીમેધીમે કરીને તું મને પંદર મિનિટ વહેલો બોલાવવા આવી પહોંચીશ.'

'એવું નહિ બને, વિદ્યાબહેન, ડૉક્ટર થતાંની સાથે જ ઘડિયાળ બદલી નાખીશ.'

એવું કહેનાર ચિંતન ડૉક્ટરની ડિગ્રીનું સર્ટિફિકેટ મળ્યા પહેલાં જ ડૉક્ટર બની ગયાના ખબર આપવા તુલસીના રૂમ પાસે પહોંચ્યો તો દરવાજે 'ડોન્ટ ડિસ્ટર્બ'નું બૉર્ડ લટકતું દેખાયું. હવે ચિંતનને ખ્યાલ આવ્યો કે આજે તો મસાજનો દિવસ હતો. દોઢ વર્ષ પહેલાં હૉસ્પિટલમાં જોડાયેલાં ફિઝિયોથેરપિસ્ટ મિસિસ કોઠારીએ નિયમ કર્યો હતો કે એકાંતરે તુલસીને મસાજ મળવો જોઈએ, હાથ-પગના હલનચલનનો વ્યાયામ થવો જોઈએ... નહીંતર પડ્યાંપડ્યાં એનું શરીર એવું જકડાઈ જવાનું કે ભાનમાં આવશે ત્યારે મનથી તદ્દન સાજી હશે તો કદાચ તનથી અપંગ બની ગઈ હશે !

તુલસી ભાનમાં આવશે એવી શ્રદ્ધા સાથે મસાજ અને વ્યાયામની સારવાર આપનાર શ્રીમતી કોઠારીને એક વાર ચિંતને પૂછી લીધું હતું : 'મનથી જડ બની ગયેલી તુલસીના તનમાં તમને કેવીક ચેતના વર્તાય છે ? સાચું કહેજો, ભાનમાં આવે ત્યારે એને કોઈક શારીરિક ખોડ રહી જાય એવું...'

'એવું કાંઈ જ અત્યારે તો દેખાતું નથી, ચિંતન !' મોટી બહેનના વાત્સલ્યથી એના ગાલે ટાપલી મારતાં શ્રીમતી કોઠારીએ કહ્યું હતું : 'હું તો ડૉક્ટર થઈ નથી અને તું ડૉક્ટર થવાની તૈયારીમાં છો. તેં મને સાચું કહેવાનું કહ્યું એટલે કહું છું કે ડૉક્ટર થયા પછી તને કોઈ પેશન્ટનાં સગાં આવો પ્રશ્ન કરશે ત્યારે તારે પણ મારા જેવો જ જવાબ આપવો પડશે. જે બાબતમાં સંપૂર્ણ ખાતરી ન હોય તેમાં ડૉક્ટર આશા આપી શકે, જ્યોતિષીની જેમ આગાહી ન કરી શકે, સમજ્યો, ભઈલા !'

'સમજી ગયો, બહેનબા !' કહીને ચિંતને પોતાના કાન પકડ્યા હતા : 'તુલસી ભાનમાં આવીને આવું કાંઈક પૂછશે ત્યારે એને પણ એમ જ કહીશ કે હું ડૉક્ટર છું, જ્યોતિષી નથી !'

... અને 'ડોન્ટ ડિસ્ટર્બ'નું પાટિયું લટકાવેલ તુલસીના રૂમનું બારણું જેવું ઊઘડ્યું કે સામે એ જ ઊભેલાં દેખાયાં : 'અરે, ચિંતન, તું ?' કહી હાથ લંબાવ્યો : 'કૉન્ગ્રેચ્યુલેશન્સ... થોડી વાર પહેલાં જ ડીનસાહેબે ખુશખબર આપ્યા કે આપણી કે. જી. એમ. કૉલેજનો સ્ટુડન્ટ યુનિવર્સિટીમાં સેકન્ડ આવ્યો.'

હરખભર્યા એ શબ્દો કરતાં શ્રીમતી કોઠારીના હૂંફાળા સ્પર્શે ચિંતનને ગદ્ગદ કરી દીધો હતો. અર્ધા કલાકના મસાજ અને વ્યાયામ દ્વારા તુલસીના તનનો સતત સ્પર્શ પામેલાં વિદ્યાબહેનના હાથમાં પોતે હાથ આપ્યો ત્યારે ઘડીભર તો ચિંતન એવું માની બેઠો કે જાણે તુલસી પોતાને વધાઈ આપી રહી છે !

'સિસ્ટર જોગલેકર થોડી વાર પહેલાં જ તને યાદ કરીને કહેતી હતી...' શ્રીમતી કોઠારીએ અભિનંદન આપતો હાથ પાછો ખેંચી લેતાં કહ્યું : 'પેલો ચિંતન દર વરસે પરીક્ષાના રિઝલ્ટ પછી તુલસીને 'મળવા' આવે છે, તેમાં આજે તો ફાઈનલ રિઝલ્ટ આવી ગયું એટલે અચૂક દોડી આવવાનો.'

કહી તેમણે પાછળ ફરી તુલસીના પહેરણનાં બટન બંધ કરી આધેડ વયની નર્સ તરફ જોયું : 'સિસ્ટર, આ ભાઈસાહેબે બારણાં ખૂલતાંની સાથે જ દર્શન દીધાં !'

ત્યારે ચિંતને શરમાઈને નીચું જોઈ જવું પડ્યું હતું. તુલસી પ્રત્યેની પોતાની લાગણી ક્યારેક હૉસ્પિટલના સ્ટાફમાં મજાકમશ્કરીનું કારણ પણ બની જતી. ગયા વરસે આ રીતે રિઝલ્ટ આવ્યા પછી તુલસીના રૂમમાં જઈ આવીને પોતે બહાર નીકળ્યો ત્યારે કોઈકે ટકોર કરી હતી : 'ડૉક્ટર થતાં પહેલાં એ પાગલ ન થઈ જાય તો સારું !' ત્યારે તેના મનમાં ટકોરનો જુદો જ પડઘો પડ્યો હતો : તુલસી ભાનમાં આવશે ત્યારે એના આનંદના આઘાતથી પાગલ બની જઉં તો નવાઈ નહીં !

'અંદર નથી જવું, ચિંતન ?' બારણા આડેથી હઠી જઈ શ્રીમતી કોઠારીએ ઝૂકેલી ગરદને ઊભેલા ચિંતનની પીઠ થાબડતાં કહ્યું હતું : 'આજે તો તારી જિંદગીનો ગૌરવવંતો દિવસ છે ! ડોક ટટ્ટાર કરીને જા, ભઈલા !'

તુલસી પ્રત્યેની પોતાની લાગણી અંગે કોઈક ભલે મનફાવતી મશ્કરી કરી લેતું હોય, પણ વિદ્યાબહેન જેવાં મોટા ભાગનાં ડૉક્ટર-નર્સ અને સ્ટાફ-મેમ્બર્સ સહાનુભૂતિના શબ્દો દ્વારા તેની ધીરજને ટકાવી રાખવામાં મદદરૂપ થતાં હતાં. એટલે જ તો પોતે હિંમત હાર્યો નહોતો ને...

'થેન્ક્સ, વિદ્યાબહેન !' ગરદન ઊંચી કરી, આભારવશ નજરે શ્રીમતી કોઠારી તરફ જોઈ લઈ, ધીમાં પગલે ચિંતન રૂમમાં દાખલ થયો. જાણે તેના દાખલ થવાની જ રાહ જોતી હોય તેમ સિસ્ટર જોગલેકરે અભિનંદન આપીને કાંડાઘડિયાળમાં જોયું : 'હું પાંચસાત મિનિટમાં આવું છું. આજે આઠને બદલે સવાઆઠે રૂમને તાળું મારશું તો ચાલશે.' કહેતી એ રૂમની બહાર નીકળી ગઈ.

મસાજ અને વ્યાયામને કારણે તુલસીના મુખ પર પ્રસરેલી લોહીની રતાશ સૂર્યોદય પહેલાં આકાશમાં પથરાતી ગુલાબી બિછાત જેવી આહ્લાદક લાગતી હતી. રૂમના ઉઘાડા દ્વાર તરફ નજર કરી લઈ ચિંતને સ્ટૂલ ખાટલાની નજીક ખેંચીને બેઠક લીધી. તુલસીના માથા

પર હાથ પસવારવાની ઇચ્છા જાગી એવી જ દબાવી દીધી. દર વખતની જેમ રિઝલ્ટનું માર્કશીટ વાંચી સંભળાવવાનું પણ બને તેમ નહોતું, કારણ કે હજુ માર્કશીટ હાથમાં આવવાનું બાકી હતું. પોતે કોલેજમાં પહેલા નંબરે અને યુનિવર્સિટીમાં બીજા નંબરે પાસ થઈને ડૉક્ટર બની ગયો છે એ શબ્દોય હોઠ સુધી આવીને પાછા ફરી ગયા. હૃદયની લાગણી આજે જાણે વાચા દ્વારા વ્યક્ત થવા માગતી ન હોય તેમ ભીતર ધૂંધવાતી રહી. મનમાં તુલસીના જ શબ્દો પડઘાતા હતા : 'તને એવું ઇનામ આપીશ કે જિંદગીભર યાદ રહી જશે !' ત્યારે ઇનામનું નામ નહીં પાડવાની જીદ પકડનાર તુલસી અત્યારે એવી જડ થઈને પડી છે કે સામેથી ઇનામ માગું તોપણ આપી શકવાની નહીં !

હોઠ ભીડીને, પાંપણ બીડીને, નહીં જડમાં કે નહીં ચેતનમાં એવી દીર્ઘ નિદ્રામાં પોઢેલી તુલસીના નિર્મળ મુખ પર ઝૂકીને કોરું કપાળ ચિંતને ભીના હોઠેથી ચૂમી લીધું. કોઈ કોડભરી કન્યાના કપાળે ચુંબનનો ચાંદલો ચોડ્યો હોય એવા ભાવથી તેને નીરખી રહેલા ચિંતનના હોઠ પર ઘણી વારે શબ્દો સ્ફુર્યા : 'તુલી, વગર પૂછ્યે લઈ લીધેલા આ ઇનામમાં લઈને કાંઈક આપવાની ભાવના હતી. ભાનમાં આવ્યા પછી મારું સપ્રેમ આપેલું તને રુચે નહીં તો તું સપ્રેમ પરત કરી દેજે... તારા એ અસ્વીકારને હું એટલા જ સદ્ભાવથી પાછું સ્વીકારી લઈશ.'

ચિંતન જ્યારેજ્યારે તુલસીનું મુખ નિહાળતો ત્યારે એને એક જ વાતનું અચરજ થયા કરતું : 'વધતી જતી વયની કોઈ અસર એના શરીર પર કેમ વર્તાતી નથી ? જાણે હજુ ગઈ કાલે જ સૂતી હોય એવી જ દેખાય છે.... તે દિવસે પણ ઊઠતાંઊઠતાં ચિંતનને એ જ વિચાર આવેલો : 'સાડાચાર વર્ષથી જેને માટે સમય થંભી ગયો છે એ તુલસી પર સમયનો કોઈ પ્રભાવ પડ્યો નથી. એની ત્વચામાં એવી જ કુમાશ દેખાય છે. એના મુખ પર એવું જ તેજ ઝળહળે છે... શું ઋષિમુનિઓની સમાધિ જેવી આ અવસ્થા હશે ?

અઢાર ઑક્ટોબરની સવારની એ ઘટના વાગોળતો ચિંતન પણ થોડી વાર માટે સમાધિ-અવસ્થાની જેમ છ મહિના પહેલાંના સમયમાં ડૂબકી મારી ગયો હતો.

ડિગ્રી મળ્યા પછી પાંચ મહિનાથી હૉસ્પિટલમાં ઈન્ટર્નશિપ માટે જોડાયેલા ચિંતને પોતાનાં વર્તન-વ્યવહારમાં કોઈ પ્રકારનું પરિવર્તન ન આવી જાય એની ખાસ ચીવટ રાખી હતી. સાડાચાર વર્ષથી હૉસ્પિટલનાં સૌ સભ્યો તેને સાચવતાં આવ્યાં હતાં તેમ હવે તેણે આ બધાંને સાચવી લેવાનાં હતાં. નર્સ, વૉર્ડબૉય કે બીજા કોઈના પર ડૉક્ટર તરીકે રુઆબ છાંટવાની ચેષ્ટા ન થઈ જાય તેની તકેદારી રાખવાની હતી. અગાઉની જેમ કોઈ નર્સ તેને ડૉક્ટરને બદલે આદતના જોરે ચિંતન કહી દેતી તોપણ પોતાના પ્રતિભાવમાં એનો ખટકો આવવા ન દેતો. દર્દીની ફરિયાદ સાંભળતાં કંટાળો ન આવી જાય, મોં કટાણું ન થઈ જાય કે દર્દીનાં સગાંવહાલાંની પૂછપરછને હસવામાં કાઢી ન નંખાય એ વિશે તે સતત જાગ્રત રહેતો. પછી તો ધીમેધીમે આ બધું એના સ્વભાવમાં વણાઈ જવા લાગ્યું. પોતાના જ સાથે ડૉક્ટર થઈને હૉસ્પિટલમાં ઈન્ટર્નશિપ માટે જોડાયેલ ડૉક્ટર સુરેશ શાહે એક વાર ટકોર કરેલી : 'ડૉક્ટર મઝુમદાર,

ડૉક્ટરનું ભણ્યા એટલે ચોવીસે કલાક દર્દીની સેવા જ કર્યા કરવી એવું કાંઈ આપણે લખી નથી આપ્યું. જુવાનીના દિવસોમાં થોડા મોજશોખ કરી લેવા જોઈએ, જમાનાની સાથે તાલ મિલાવીને થોડું જીવી પણ લેવું જોઈએ.'

આદર્શ ડૉક્ટર બનવાની પોતાની નિષ્ઠા બીજા સાથીઓ માટે આવી ટીકાનું નિમિત્ત બની જતી હતી એ ચિંતન જાણતો હતો છતાં મૂંગો રહીને સાંભળી લેતો. છતાં કોઈ સીધે-સીધું પૂછે ત્યારે એનો જવાબ ન આપવો એમાં અભિમાનનો આભાસ થવાની દહેશતથી તેણે કહેવું પડ્યું હતું : 'સાચી વાત છે, ડૉક્ટર શાહ, આપણે ડૉક્ટર થયા એટલે મોજશોખ ન કરવા એવું કોઈ આપણને કહેતું નથી; પરંતુ જેને કામનો જ શોખ હોય અને દર્દીની સારવારમાં મોજ આવતી હોય તેની મોજશોખની વ્યાખ્યા ટીકાપાત્ર શું કામ બનવી જોઈએ ? ચોવીસે કલાક દર્દીની સારવાર કરવાનો કોઈ દાવો કરી શકે નહીં, પણ સારવાર દ્વારા આપણે એમના પર ઉપકાર કરીએ છીએ એવો દાવોય કોઈ ડૉક્ટર કરી શકે નહીં. દરેક દર્દી આપણને એક વધુ અનુભવ આપી જાય છે, દરેક રોગ આપણા જ્ઞાનમાં નવો ઉમેરો કરી જાય છે એ કેમ ભૂલી જાઓ છો ? ડૉક્ટર બનતાં પહેલાં આપણે હિપોક્રેટસના ઑથ (સોગંદ) લીધા હતા એ યાદ છે ને ?'

'બરાબર યાદ છે, ચિંતન ! એ જ હિપોક્રેટસ પરથી અંગ્રેજી શબ્દ હિપોક્રસી (દંભ) ઉદ્ભવ્યો હતો એની તો તને ખબર છે ને ?' ડૉક્ટર સુરેશ શાહે ધારદાર દલીલ કરીને સંભળાવ્યું હતું : 'આ બધા આદર્શ ધીમેધીમે દંભ બની જાય છે. તને પણ વહેલુંમોડું વાસ્તવિકતાનું ભાન થશે ત્યારે આદર્શને ખાતર ઘણુંબધું વેડફી નાખ્યાનો અહેસાસ થયા વગર નહીં રહે.'

'ત્યારની વાત ત્યારે !' કહીને ચિંતને ચર્ચા સમેટી લીધી હતી, પણ સામેવાળાની દલીલમાંથી એક વાત તેણે બરાબર તારવી લીધી : 'આદર્શ અને દંભ વચ્ચેની ભેદરેખા બહુ જ પાતળી હોય છે. ઘણી વાર માણસને ભાન પણ નથી રહેતું કે પોતે એ રેખા ઓળંગીને બીજી બાજુ કૂદી પડ્યો છે !

ટેબલ પરની ઈન્ટરકૉમની બઝર વાગી ઊઠી ત્યારે ભૂતકાળમાંથી વર્તમાનમાં કૂદી પડતા હોય તેમ ઝાપટ મારીને ચિંતને રિસીવર ઊંચકી લેવું પડ્યું.

'કોણ, ચિંતન !'

'યસ, સર !' સાતમા માળેથી વાત કરતા ન્યૂરોલોજિસ્ટ ડૉક્ટર પડ્યાસાહેબનો અવાજ પારખી લઈ તેણે માનભેર કહ્યું : 'ફરમાવો, સર !'

'સાંજે શું કરે છે ?'

'આપ કહો એ.'

'આઠ વાગ્યે ઘેર મળવા આવી જઈશ ?'

'જરૂર આવીશ, સર !'

'મૉસ્કોથી પત્રનો જવાબ આવી ગયો.'

'આવી ગયો ?' ચિંતન ખુરશીમાંથી ઊભો થઈ ગયો : 'તો-તો આપ કહેતા હો તો હમણાં જ ઉપર આવીને મળી જઉં !'

'નહીં, ચિંતન, મારે સવાપાંચે મીટિંગમાં પહોંચવાનું છે. મૉસ્કોના પત્ર પર આપણે નિરાંતે ઘેર વાતચીત કરીશું.'

'ભલે, સર, પણ...' ચિંતનના અવાજમાં ધ્રુજારી આવી ગઈ : 'સર, મૉસ્કોના જવાબમાં આશા જેવું કાંઈ...'

'આશા જેવું છે એટલે તો તને ઘેર બોલાવું છું.' ડૉક્ટર પંડ્યાસાહેબના અવાજમાં તેને ઉત્સાહનો રણકો સ્પષ્ટ સંભળાયો : 'ધીરજનું પરિણામ આવવાનું હોય ત્યારે જ ધીરજ ખૂટી જવા લાગે એવો નિયમ છે... માટે ત્રણ કલાક ધીરજ રાખજે અને આઠ વાગ્યે આવી જજે.'

કહી સાહેબે ઈન્ટરકૉમ બંધ કરી દીધો, છતાં પણ ચિંતનને ન તો રિસીવર નીચે મૂકવાનું ભાન રહ્યું કે ન ખુરશી પર બેસી જવાનું યાદ આવ્યું. સામી દીવાલે કેલેન્ડરની બાજુમાં જડેલી ઘડિયાળ પર તેની દૃષ્ટિ જડાઈ ગઈ. સાંજના પોણાપાંચ વાગવા આવ્યા હતા... પંડ્યાસાહેબે પોતાને આઠ વાગ્યે ઘેર બોલાવ્યો હતો, એટલે ત્રણ નહીં સવાત્રણ કલાક ધીરજ રાખવાની હતી ! 'આશા જેવું છે એટલે તો તને ઘેર બોલાવું છું !' પંડ્યાસાહેબના એ શબ્દો ઘડિયાળના સેકન્ડ-કાંટાની ઝડપે તેના કાનમાં ઘુમરાવા લાગ્યા.

ત્યાં અચાનક બાજુમાં લટકતા કેલેન્ડર પર દૃષ્ટિ પડી. એપ્રિલની ત્રેવીસ તારીખ ફરતે લાલ શાહીથી ચીતરેલા કૂંડાળાએ તેના મગજમાં ઝબકારો કર્યો. આજે ૨૩ એપ્રિલ ૧૯૮૧ના રોજ... સાંજના પોણાપાંચ વાગ્યે તુલસીને શુદ્ધિમાં લાવવાની આશા આપતા એક પત્રના ખબર સાંભળવા મળ્યા એ પણ કુદરતનો કેવો અજબનો જોગાનુજોગ ! આજથી બરાબર પાંચ વર્ષ પહેલાં લગભગ આ જ સમયે તુલસી પર બેહોશીનું આક્રમણ થયું હતું અને આજે પાંચ વર્ષ પછી...

*

માણસ સમયને કાંડે બાંધીને ફરતો થયો તે કારણે એ સમયથી વધુ ને વધુ બંધાતો ગયો. સમયની ગતિ તો સદા એ જ રહે છે, પણ સંજોગો અનુસાર માણસને સમયની ગતિ ક્યારેક અતિ મંદ લાગે છે તો કોઈકોઈ વાર બહુ ઝડપી લાગતી હોય છે. હૉસ્પિટલની પછવાડે આવેલા ડૉક્ટર્સ ક્વાર્ટર્સનાં પાંચ માળ ઊંચા મકાનની ત્રીજા માળની બારીને વારંવાર તાકી લેતો ચિંતન સામેની ફૂટપાથ પર બત્તીના થાંભલા નીચે લટાર મારતો સમયની ગતિ માપ્યા કરતો હતો. ન્યૂરોલોજિસ્ટ ડૉક્ટર પંડ્યાસાહેબે આઠ વાગ્યે ઘેર આવી જવાનું કહેતી વખતે ધીરજ રાખવાની ટકોર કરેલી ત્યારે જ ચિંતને મનમાં ગાંઠ વાળી લીધી હતી કે આઠ

વાગતાં પહેલાં તો જવાનું નથી, કદાચ પાંચસાત મિનિટ મોડા પડવા જેટલી ધીરજ રાખીશ ! મન આઠ વગાડવા માટે ઉતાવળું ન થઈ જાય એટલા ખાતર જનરલ વૉર્ડનાં દર્દીઓમાં એક ચક્કર મારી આવ્યો, સાંજનું છાપું ઉપરછલ્લું વાંચી લીધું હોવા છતાં ફરી વાર તેનાં પાનાં ફેરવી ગયો, નવી ભરતી થયેલી સિસ્ટર દોશીને હૉસ્પિટલ અંગે ઉપયોગી માહિતી આપવામાં પંદર મિનિટ વિતાવી નાખી... છતાં કાંડાઘડિયાળના કાંટા સીધી લીટીમાં છ વગાડીને અટકી ગયા હોય એવી બેચેની વર્તાવા લાગી ત્યારે જમી લેવા માટે તેણે ઘરનો રસ્તો પકડ્યો. ચાલીને જઉં તો વાર લગાડી શકાય એવા ખ્યાલથી ટેક્સી ન પકડી, પગ એટલી ઉતાવળે ઊપડ્યા કે ચાલવાને બદલે જાણે દોડતો હોય !

'બા, આજે જરા વહેલા જમવું છે. આઠ વાગ્યે પંડ્યાસાહેબને ઘેર પહોંચી જવું છે.'

સાંભળીને યશોદાબહેન પણ થોડી વાર તેને જોઈ રહ્યાં હતાં : 'આઠ વાગે પહોંચવાનું છે ને, તેમાં શ્વાસભેર ઘેર કેમ દોડી આવ્યો ? રોજની જેમ સાત વાગ્યે જમવા બેસીશ તોય આરામથી આઠ વાગ્યે પહોંચી જવાનો... હજુ સવાછ પણ ક્યાં વાગ્યા છે ?'

એ સવાછના સવાસાત માંડમાંડ વગાડી, થાળીમાં જે-જે પીરસાયું તે જમી લઈને ચિંતન દાદર ઊતરતો હતો ત્યારે યશોદાબહેને મજાકમાં દીકરાને કહેલું : 'આજકાલ તારી જીભે પંડ્યાસાહેબનું નામ દિવસમાં દસબાર વાર સાંભળવા મળે છે. એ કેટલા નિષ્ણાત છે, એ કેવા માયાળુ છે, ગરીબ દર્દીઓ પ્રત્યે કેવી દયા દાખવે છે અને મગજના દરેક કેસ પાછળ દિવસરાત જોયા વિના કેટલો સમય આપે છે... એવું બધું કહ્યા કરે છે, પણ તું એમનો કેટલો બધો સમય બગાડે છે એનો વિચાર કરે છે ખરો ? હૉસ્પિટલમાં તો એમનું માથું ખાધા કરે છે, હવે એમને ઘેર જઈનેય મગજમારી કરવા માંડી ?'

'એમાં મગજમારી શેની, બા !' પગથિયાં ઊતરવાની ઉતાવળમાં તેણે કહ્યું હતું : 'મગજની ચર્ચા કરવામાં પંડ્યાસાહેબને ક્યારેય મગજમારી જેવું લાગતું નથી.'

'એમને નહીં તો એમનાં ઘરવાળાંને તો લાગતું હશે ને ?'

ત્યારે ચાર પગથિયાં ઊતરેલા ચિંતને થોડું રોકાઈ જવું પડ્યું : 'હા. સુલોચના આન્ટી અમારી મગજમારીથી ક્યારેક તંગ આવી જાય છે ખરાં. એક વાર તો આન્ટીએ મને કહી દીધું હતું કે છોકરા, તારા આ સાહેબને રવાડે ચડવાનું રહેવા દે. માણસનું મગજ એટલું બધું અટપટું છે કે એના વિશે જેમ વધારે જાણીશ એમ વધારે અટવાતો જઈશ.'

'પંડ્યાસાહેબનાં પત્નીએ આવું કહ્યું ત્યારે તેં શો જવાબ આપ્યો, ચિંતન ?' પૂછતાં યશોદાબહેન દાદરાના કઠોડા નજીક આવ્યાં હતાં : 'કે પછી તને કોઈ જવાબ જડ્યો નહોતો ?'

'નહીં, બા, મારે જવાબ શોધવો જ પડ્યો નહોતો.' મરકમરક હસતાં ચિંતને માને સંભળાવી દીધેલું : 'મારા પહેલાં સાહેબે જ ઘરવાળાંને જવાબ આપી દીધો કે જે લોકો તારી જેમ મગજનો બિલકુલ ઉપયોગ જ ન કરતા હોય એઓ સીધી વાતમાં પણ અટવાઈ જતા હોય છે !'

ખરેખર પંડ્યાસાહેબે પત્નીને આવો કોઈ જવાબ આપ્યો નહોતો, પણ પોતે ઉપજાવી કાઢેલો જવાબ માને સંભળાવીને ઘેરથી નીકળી ગયો હતો. બહુ ધીરજ રાખવા છતાંય પોણાઆઠ પહેલાં પંડ્યાસાહેબના ઘર પાસે પહોંચી ગયો ત્યારે મનને ટપાર્યું : કોઈ ઘટના એના નક્કી થયેલા સમય પહેલાં બનતી નથી અને નિર્ધારિત સમય કરતાં એક ક્ષણ મોડી પણ કોઈ ઘટના ઘટતી નથી, પછી આવી ઉતાવળ શું કામ ? હજુ તો મૉસ્કોથી માત્ર જવાબ જ આવ્યો છે, જવાબ આપનાર પોતે ક્યાં આવ્યા છે ? અરે, મૉસ્કોથી જ શું કામ, ઇંગ્લૅન્ડ, અમેરિકા, ફ્રાન્સ, સ્વિત્ઝર્લૅન્ડ, શ્રીલંકા, પાકિસ્તાન - બધેથી જગતના ટોચના ન્યુરોલોજિસ્ટ આવવાના છે. એમને માટે પણ બે મહિના ધીરજ ધરવી પડે એમ છે - ના, બે મહિના ઉપર એક દિવસ !

૨૪ જૂને મુંબઈમાં 'વર્લ્ડ ન્યુરોલૉજિસ્ટ કૉંગ્રેસ' ભરાવાની છે એની જાણ પંડ્યાસાહેબે પોણાબે વરસ પહેલાં કરી ત્યારથી જ ચિંતન દિવસો ગણતો થઈ ગયો હતો. પોતે ભલે એક વરસ મોડો ડૉક્ટર થાય, પણ આ કૉંગ્રેસ એક વરસ વહેલી ભરાઈ જાય તો કેવું સારું ! - એવો બાલિશ વિચાર પંડ્યાસાહેબ સાંભળી ગયા ત્યારે હસી પડ્યા હતા : 'અરે, ભાઈ, તું વરસની વાત કરે છે, પણ એક મહિનોય વહેલી ન ભરી શકાય. કૉંગ્રેસમાં ભાગ લેવા આવનારા આ બધા મગજના ખાંસાહેબોના પ્રોગ્રામ બબ્બે વરસ અગાઉ નક્કી થઈ જતા હોય છે. આ કાંઈ કૉંગ્રેસપાર્ટીનું અધિવેશન થોડું જ છે કે ગમે ત્યારે યોજો એટલે બધા દોડ્યા આવે ? મૉસ્કોના ડૉક્ટર ગોર્કી તો વર્લ્ડના નંબર વન ન્યુરોલોજિસ્ટ ગણાય છે, છતાં આજ સુધી રશિયાની બહાર પગ મૂક્યો નથી. આ તો ભારતમાં કૉંગ્રેસ યોજાઈ રહી છે એટલે નિમંત્રણ સ્વીકારી લીધું... અને તને ખાનગીમાં કહી રાખું, રશિયાના આ ડૉક્ટર આવવાના છે એટલે તો બીજા દેશના ન્યૂરોલોજિસ્ટ ફટાફટ આવવા તૈયાર થઈ ગયા... જોઈએ તો ખરા, મગજના જાદુગર ગણાતા આ ગોર્કી છે કેવા ? હજુ સુધી આ ગોર્કીનો ફોટો સુધ્ધાં અમારામાંથી કોઈએ જોયો નથી.'

આ સાંભળ્યું ત્યારથી ચિંતનના મગજ પર ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસ અને ડૉક્ટર ગોર્કી સવાર થઈ ગયાં હતાં. અત્યાર સુધી એના મગજમાં એક જ સવાલ ઊઠતો : 'ક્યારે તુલસી ભાનમાં આવશે ?' પણ ત્યાર પછી એ સવાલનું સ્થાન ડૉક્ટર ગોર્કીએ લઈ લીધું હતું : ક્યારે આ ગોર્કીસાહેબ મુંબઈ પધારશે ?

સવાછ મહિના પહેલાં ફાઈનલ એમ.બી.બી.એસ.નું રિઝલ્ટ આવ્યું તેના બીજા જ દિવસે ચિંતને સામે ચાલીને ડૉક્ટર પંડ્યા પાસેથી કૉંગ્રેસનું કામ માગી લીધું હતું : 'સર, હું કાંઈ ખપમાં આવી શકું તો મને આનંદ થશે. બીજું કાંઈ નહીં તો આ બધા મહાનુભાવ ડૉક્ટરોને પત્ર લખાય એ ટપાલ પોસ્ટ કરવાનું સોંપશો તો એનેય હું મારું અહોભાગ્ય માનીશ.'

'ચિંતન, તું વાત જ એવી રીતે કરે છે ને કે તને કોઈ વાતની ના જ નથી પાડી શકાતી.' એવી પ્રેમાળ ટકોર સાથે ડૉક્ટર પંડ્યા તેને કામ સોંપવા લાગ્યા હતા.

ત્રણ મહિના અગાઉ રશિયન ડૉક્ટર લીઓ ગોર્કીનું સરનામું હાથમાં આવ્યું ત્યારે ચિંતનના મગજમાં ઝબકારો થયો : એ કૉંગ્રેસમાં ભાગ લેવા મુંબઈ આવે એ પહેલાં હું એમને તુલસીના કેસથી વાકેફ કરી દઉં તો ? થોડા દિવસ આ વિચારને મમળાવ્યા પછી કોઈને કહ્યા વગર તેનો અમલ પણ કરી નાખ્યો. તુલસીની કેસ-હિસ્ટરી, જુદાજુદા ડૉક્ટરોનાં નિદાન, વગેરે લખવા જેવું લાગ્યું એ તમામ લખીને પત્ર પોસ્ટ કરી દઈ ચિંતન જવાબની રાહ જોતો રહ્યો, પણ દોઢ મહિના સુધી કોઈ પ્રત્યુત્તર ન આવ્યો ત્યારે હતાશ થઈને કબૂલાત કરવાની ઢબે પંડ્યાસાહેબને જાણ કરી દેવી પડી : 'સર, તમને પૂછ્યા વગર મેં આ દોઢડહાપણ કર્યું હતું... મને ત્યારે વિચાર નહીં આવ્યો કે મારા જેવા સાવ અજાણ્યા માણસને આવા મહાન ડૉક્ટર જવાબ શું આપે ?' કહીને ઓશિયાળા અવાજે પૂછ્યું હતું : 'સર, હવે શું કરવું ?'

જવાબમાં ચિંતને પંડ્યાસાહેબનો ઠપકો સાંભળવાની માનસિક તૈયારી રાખી હતી, પણ તેને બદલે જુદું જ સાંભળવા મળ્યું :

'તુલસીના કેસ બાબત ડૉક્ટર ગોર્કીને લખવાનું હું પોતે જ ઘણા વખતથી વિચારતો હતો. લખતાં પહેલાં તેં મને પૂછ્યું હોત તો કહેત કે એમની સાથે પત્રવ્યવહાર રશિયન ભાષામાં કરવો જોઈએ. ડૉક્ટર ગોર્કી મગજશાસ્ત્રમાં જેટલા પારંગત છે એટલા મગજના ધૂની છે. એમને માટે કહેવાય છે કે તેઓ ક્યારેક બાળક બની જાય, તો કોઈકોઈ વાર પાગલની જેમ વર્તે છે....'

'તો, સર, તમે તુલસી બાબત પત્ર લખો ને... કદાચ એમના મનમાં ભગવાન વસે અને તુલસીનો કેસ હાથમાં લઈ લે તો...'

'રશિયનના મનમાં ભગવાન વસે એવો વાક્યપ્રયોગ બરાબર નથી, પણ માનવીની કરુણા પ્રત્યે એમના મનમાં જરૂર પ્રેરણા જાગે છે.' કહીને પંડ્યાસાહેબે ચિંતનને ધરપત આપી હતી : 'બેચાર દિવસમાં જ હું એમને તુલસી બાબત લખી નાખું છું, બસ !'

એમનું એ વાક્ય ત્યારે નાસ્તિક ચિંતનને ભગવાનના વરદાન જેવું વહાલું લાગ્યું હતું. અને સાંજે ડૉક્ટર પંડ્યાસાહેબે રશિયાથી જવાબ આવી ગયાની જાણ કરી ત્યારે તો સ્વર્ગ હાથવેંતમાં હોય એવી અનુભૂતિ થઈ હતી.

'અરે, ચિંતન, અહીંયાં કેમ ઊભો છે ?' બાજુમાં ટૅક્સી આવીને ઊભી રહી ગઈ ત્યારે જ ચિંતનને ભાન થયું કે પોતે સ્વર્ગમાં નહીં પણ પૃથ્વીની ફૂટપાથ પર ડૉક્ટર પંડ્યાસાહેબના ઘરની સામે સમય વિતાવવા ઊભો છે અને ટૅક્સીમાં બેઠેલા પંડ્યાસાહેબ પોતે જ તેને કહી રહ્યા છે : 'મને એમ કે સવાઆઠ વાગી ગયા એટલે તું ઘેર પહોંચીને મારી રાહ જોતો હોઈશ.'

'સવાઆઠ વાગી ગયા ?' આંચકા સાથે ચિંતને ડાબા હાથનું કાંડું ઊંચું કર્યું તો ઘડિયાળમાં સવાઆઠ પર બે મિનિટ થઈ ચૂકી હતી. થોડી વાર પહેલાં પોતે સમય વિતાવવાનાં ફાંફાં

મારતો હતો અને અચાનક મનગમતા વિચારે ચૈડી ગયો ત્યારે સમય ક્યાં ચાલ્યો ગયો તેનું જ ભાન ન રહ્યું.

'ચાલ, બેસી જા !' કહી પંડ્યાસાહેબે ટૅક્સીનું બારણું ખોલી સીટ પર આગળ ખસીને જગ્યા કરી આપી ત્યારે સાહેબનું ઘર સામે જ હોવા છતાં બે ડગલાં માટે એની જરૂર નથી એવો વિવેક કરવાનુંય ચૂકી ગયો.

'ઘેર જઈને બેઠો હોત તો રીટાની કંપની મળત ને !' ટૅક્સીમાંથી ઊતરી લિફ્ટમાં જતાંજતાં ડૉક્ટરસાહેબે કહ્યું : 'રીટા બે દિવસ માટે હૉસ્ટેલથી આવી છે. એ મને કહ્યા કરે છે કે હું ઘેર આવું ત્યારે વહેલા ઘેર આવી જવાનું. પણ તું જ કહે, કૉંગ્રેસની મીટિંગ છોડીને ઘેર રહેવાનું ક્યાંથી બને ?'

'સાચી વાત છે, સર !' કહી ત્રીજા માળે પંડ્યાસાહેબની પાછળ લિફ્ટમાંથી બહાર નીકળતા ચિંતને ઉમેર્યું : 'અત્યારે મને તમારી સાથે જોઈને રીટાબહેનને થશે કે આ લપ ક્યાં આવી ? પપ્પા સાથે નિરાંતે બેસવા નહીં મળે....'

'નહીં, રીટા એની મમ્મી જેવી નથી.' ડૉક્ટરસાહેબે ડૉરબેલ દબાવી વાત ચાલુ રાખી : 'ઇન્ટેલિજન્ટ કંપની એને ગમે છે... પણ, અલ્યા ચિંતન, તું ''રીટાબહેન'' શેનો કહે છે ? તારાથી એ ત્રણ વરસ નાની છે. તું એમ. બી. બી. એસ. ડૉક્ટર થઈ ગયો અને એ હજી એમ. એ.નું કરે છે. મારી પુત્રી છે એટલે વધારેપડતું માનબાન નહીં આપવાનું...'

ત્યાં જ દરવાજો ઊઘડ્યો. પુત્રીને બદલે સામે પત્નીને જોઈ ડૉક્ટરસાહેબથી બોલાઈ ગયું : 'સુલુ, તું ? મને એમ કે રીટા...'

'તમારી લાડકી તો છના શોમાં બહેનપણી સાથે ફિલ્મ જોવા ગઈ.' કહી ડૉક્ટર-પત્નીએ ચિંતનને આવકાર આપ્યો : 'આવ, ચિંતન, તારા સાહેબે મુંબઈથી ફોન કરીને કહ્યું કે ચિંતન આવે તો બેસાડજો. મને પંદર મિનિટ મોડું થઈ ગયું છે, પણ તુંય મોડો પડ્યો.'

'નહીં, આન્ટી, હું...' ચિંતનને આગળ કાંઈ સૂઝ્યું નહીં એટલે ડૉક્ટરે જ કહી દીધું : 'એ મારી રાહ જોતો નીચે ઊભો હતો.'

'હા, ભાઈ, હા ! સાહેબની વાટ જોઈને નીચે જ ઊભો રહે ને !' સુલોચનાબહેને લાડથી કહ્યું : 'અમારા જેવાં કટાયેલા મગજવાળાં સાથે મગજમારી કરવામાં શું મજા આવે ?'

'નહીં, આન્ટી, એવું નથી.' દીવાનખંડમાં સોફા પર બેઠક લેતાં પહેલાં ચિંતને કહ્યું : 'મારી બા મને ઘણી વાર ટોકે છે : વારંવાર સાહેબને ઘેર જઈને એમના ઘરવાળાંને પરેશાન નહીં કર...'

'તો મારે તારી બાને એક વાર મળવું પડશે.' સુલોચનાબહેનના મનમાં હતું એ હોઠે આવી ગયું : 'યશોદાબહેનને મારે કહેવું છે કે તમારો દીકરો અમને પસંદ પડી ગયો છે.' કહીને એમણે એવું વહાલસોયું સ્મિત ફરકાવ્યું કે ચિંતને શરમાઈને નીચું જોઈ જવું પડ્યું.

'તું બેસ, ચિંતન ! હું જરા હાથ-મોં ધોઈને આવું.' કહેતા ડૉક્ટર અંદર ચાલ્યા ગયા અને 'હું તમારા બંને માટે શરબત બનાવી લાવું.' કહી સુલોચનાબહેન રસોડા તરફ આગળ વધ્યાં ત્યારે દીવાનખંડમાં એકલો પડેલો ચિંતન બીજું બધું ભૂલી જઈ ફરી ડૉક્ટર ગોર્કીના વિચારે ચડી ગયો : સાહેબના પત્રના જવાબમાં એમણે શું લખ્યું હશે ? કેવી આશા આપી હશે ?

'પાછો ક્યાં ખોવાઈ ગયો, ચિંતન ?' પાંચ મિનિટમાં ડૉક્ટર ગોર્કીના પત્રનું કવર લઈને ધીમાં પગલે પંડ્યાસાહેબ દીવાનખંડમાં દાખલ થયા છતાં ચિંતને ઊંચે ન જોયું ત્યારે એમણે કહ્યું : 'ક્યારેક તું બહુ ઊંડા વિચારમાં ગરકાવ થઈ જાય છે ત્યારે આસપાસનું ભાન ભૂલી જાય છે.' કહી એની બાજુમાં ગોઠવાઈ ગયા : 'તારા નામ પ્રમાણે ચિંતનમાં મગ્ન રહેતો હોય તો-તો વાંધો નહીં, પણ ચિંતા કરવાથી મગજની શક્તિને ઘસારો લાગે છે, એ યાદ રાખજે.'

કહેતાં પંડ્યાસાહેબ લાંબા પરબીડિયામાંથી કાગળ કાઢતા દેખાયા ત્યારે ચિંતનની આતુર આંખોમાં ઉત્તેજના અંજાઈ ગઈ. 'શું લખે છે ગોર્કીસાહેબ ?' કહી વિવેક ચૂકી જઈને પત્ર લેવા માટે તેણે હાથ લંબાવ્યો, એટલે એની અધીરાઈ પર હસતા ડૉક્ટર પંડ્યાએ વિનાસંકોચે તેના હાથમાં કાગળ ધરી દીધો : 'વાંચી શકે તો વાંચ.'

પત્રની ગડી ઉઘાડી લખાણ પર અધીરી નજર દોડાવતાં જ ચિંતને ભોંઠા પડી જવું પડ્યું. પત્રની લિપિ રોમન હતી, પણ ભાષા અંગ્રેજી નહીં, ફ્રેન્ચ હતી.

'લાવ, હું વાંચી સંભળાવું.' કહી મરકમરક હસતાં પંડ્યાસાહેબે તેના હાથમાંથી પત્ર લઈ લીધો : 'સવાબે વરસ પૅરિસ રહી આવ્યો છું એટલે ફ્રેન્ચ ભાષાનો થોડો મહાવરો છે.'

'પણ, સર, રશિયન ડૉક્ટરનો પત્ર ફ્રેન્ચ ભાષામાં... ?'

'એ જ તો રશિયાના મહાનુભાવોની ખૂબી છે.' ચશ્માંના કાચ સાફ કરીને ફરી આંખ પર લગાવતાં પંડ્યાસાહેબે કહ્યું : 'મારા પત્રનો ડાયરેક્ટ જવાબ આપવાને બદલે પૅરિસના ફ્રેન્ચ ડૉક્ટર-મિત્ર મારફત એમણે જવાબ પાઠવ્યો. મોકલનાર તરીકે કવર ઉપર પણ ફ્રેન્ચ ડૉક્ટર માઇકલ રૂઝનું નામ-સરનામું છે. જગતના મહાન ન્યુરોલૉજિસ્ટ ડૉક્ટર ગોર્કી ધૂની નહીં, ભેદી પણ લાગે છે.' કહી ડૉક્ટર પંડ્યાએ પત્ર પર દૃષ્ટિ સ્થિર કરી : 'સાંભળ, હું માત્ર પત્રનો સાર સંભળાવું છું.'

'ભલે, સર !' કહી ગુરુ પાસે ભણવા બેઠેલા શિષ્યની જેમ ચિંતન એકચિત્તે સાંભળવા માટે તૈયાર થઈ ગયો. પત્ર ફ્રેન્ચ ભાષામાં લખાયેલો હતો એટલે મન થાય ત્યારે વાંચી લઈ શકે તેમ નહોતો અને પંડ્યાસાહેબને ફરી વાર વાંચી સંભળાવવાનું પણ કહી શકે તેમ નહોતો.

'તમે લખી મોકલેલ નર્સનો કેસ-હિસ્ટરી બહુ ધ્યાનથી વાંચી ગયો. સાથે મોકલેલા

મગજના એક્સ-રેની સ્લાઈડ્ઝ પણ નિરાંતે જોઈ ગયો. આ જ કેસ વિશે અગાઉ મારા પર ત્યાંની હૉસ્પિટલના કોઈ જુવાન ડૉક્ટરનો પત્ર આવ્યો ત્યારે પણ મને એમાં રસ પડ્યો હતો.'

એટલું વાંચી-સંભળાવી ડૉક્ટર પંડ્યાએ સહજભાવે બાજુમાં નજર કરી તો ચિંતન આંખો મીંચીને મલકતો હતો.

'- એ વખતે કેસમાં રસ પડ્યો હતો છતાં હું જવાબ આપી શક્યો નહીં, કારણ કે કામનું ભારે દબાણ હતું. આવા જ પ્રકારના એક પેશન્ટ પર મારો પ્રયોગ ચાલુ હતો. પાઇલટની ટ્રેનિંગ લેતો એક ત્રીસ વર્ષનો યુવાન નીચી સપાટીએ નાનું વિમાન ઉડાવતો હતો ત્યાં અચાનક પ્લેનમાં આગ ફાટી નીકળી. જીવ બચાવવા યુવાને વિમાનમાંથી પડતું મૂક્યું. ટ્રેનિંગ દરમ્યાન માથા પર હેલ્મેટ પહેરવાનું ફરજિયાત હોવા છતાં યુવાને દરકાર લીધી નહોતી. એટલું સારું હતું કે એણે રેતાળ પ્રદેશમાં ભૂસકો માર્યો હતો. માથાના પાછલા ભાગમાં ઈજા તો નજીવી થઈ, પણ પડતાંની સાથે જ એ બેહોશ થઈ ગયો. ન્યુરોલૉજિસ્ટ છો એટલે તમે તો જાણતા હશો કે આવા કેસમાં ઈજા ઉપરાંત આઘાત બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. ત્રણ મહિના બેહોશ રહ્યા પછી એ કેસ મારી પાસે આવ્યો. સદ્‌ભાગ્યે એ પેશન્ટ ''કૉમા''માં નહોતો, તમે લખેલા નર્સના કેસની જેમ વેજીટેટિવ (વનસ્પતિ જેવો) હતો. ૨૭ દિવસની સારવાર પછી, મેં કરેલા સંશોધનના પ્રયોગથી એ શુદ્ધિમાં આવ્યો. આ વાતને હજુ ત્રણ અઠવાડિયાં થયાં છે. હવે પેશન્ટની યાદદાસ્ત પાછી લાવવા માટે મારા સાથી ડૉક્ટરે આગળની સારવાર ઉપાડી લીધી છે.

એટલે જ હું કહી શકું છું કે તમારી નર્સનો કેસ ઈનક્યોરેબલ નથી. એની બાબતમાં બે મુશ્કેલી મહત્ત્વની છે. એક તો એની બેહોશી બહુ લાંબા ગાળાની થઈ ચૂકી છે... અને બીજું, એની સારવાર અહીં મારા ક્લિનિકમાં કરું તો જ હું ધાર્યું પરિણામ લાવી શકું. જોકે પેશન્ટને પ્રત્યક્ષ જોયા વિના આ બાબતની અત્યારે તો કોઈ જ ખાતરી આપતો નથી, માત્ર આશા જ આપી શકું તેમ છું... એટલે મારું તમને સૂચન છે કે પેશન્ટને અહીં મૉસ્કો લઈ આવવાનો પ્રબંધ કરો.

- પેલા જુવાન ડૉક્ટરે આ નર્સ વિશે મને જે લખ્યું હતું તેમાં એક વાત મને બહુ સ્પર્શી ગઈ. આપણા જ વ્યવસાયની એક વ્યક્તિ ફરજ બજાવતાં આવી હાલતમાં આવી પડી. બેહોશી પછી એ તેના પિતાને ગુમાવી બેઠી, માતા તો અગાઉથી ગુમાવી બેઠી હતી. ભાઈએ તેને તરછોડી દીધી છતાં તમારી હૉસ્પિટલનાં ડૉક્ટર્સ તેમ જ સિસ્ટર્સ આટલા લાંબા વખતથી તેની સારવાર કરે છે એને માટે મારા જેવાએ પણ કાંઈક કરી છૂટવું જોઈએ.

- પેશન્ટને મૉસ્કો લઈ આવવા માટે તમારે થોડી વિધિમાં પડવું પડશે, પરંતુ એ એટલું બધું મુશ્કેલ નથી. ભારત-સોવિયત મૈત્રી જોતાં આ કામ કદાચ વધારે સરળ બની જશે. જોગાનુજોગ વર્લ્ડ કૉંગ્રેસને કારણે મારે ભારત આવવાનો અવસર ઊભો થયો છે. હું પહેલી જ વાર દેશ બહાર પગ મૂકવાનો છું. મને ભારતનું પહેલેથી જ આકર્ષણ રહ્યું છે. ત્યાં આવ્યા

પછી પેશન્ટને જોઈ-તપાસીને આપણે આખરી નિર્ણય લેવાનો રહેશે, પરંતુ ત્યાર પહેલાં એને મૉસ્કો લઈ આવવાની બધી જ પૂર્વતૈયારી તમારે કરી લેવી જોઈએ. કદાચ છ દિવસના મારા ભારત-રોકાણ પછી હું પેશન્ટ તથા તેના કોઈ પણ એક સાથીને મારી સાથે જ મૉસ્કો લઈ આવવાનું પસંદ કરીશ. હું જે કેસ હાથમાં લઉં છું તેનો નિકાલ કર્યા વિના બીજા કેસ પર લક્ષ આપી શકતો નથી.

- તમારા તરફનો નિર્ણય લઈને મને સત્વર જણાવશો જેથી હાલ તરત હું બીજા કોઈ પણ કેસની જવાબદારી લઉં નહીં. અને છેલ્લે ખાસ નોંધ : આ કેસ હું હાથમાં લેવાનું વિચારું છું એની મેડિકલ વર્લ્ડમાં ક્યાંય જાણ થવી જોઈએ નહીં. મારી આ શરતનો ભંગ થશે તો હું અંતિમ ઘડીએ હાથ ખંખેરી નાખીશ એટલું યાદ રાખજો.'

કાગળની બંને બાજુએ ટાઈપ કરેલા પત્રનો સાર સંભળાવવાનું સમાપ્ત થયા પછી પણ ચિંતન આંખો મીંચીને બેસી રહ્યો ત્યારે પંડ્યાસાહેબે તેનો ખભો દાબવો પડ્યો : 'પત્ર પૂરો થયો, ભાઈ !'

સાંભળીને ચિંતને આંખો તો ઉઘાડી, પણ પત્ર સાંભળતાં પહેલાં તેની કીકીઓમાં જે ચમક હતી તે હવે ઓલવાઈ ચૂકી હતી.

'શું થયું, ચિંતન ? ડૉક્ટર પંડ્યાએ તેને ટપારવો પડ્યો : 'ડૉક્ટર ગોર્કી જેવા નિષ્ણાતે તુલસીનો કેસ હાથમાં લેવાની તૈયારી દેખાડી : એને મળતો જ કેસ સાજો કર્યો હોવાનો દાખલો ટાંક્યો છતાં તું...'

'પણ તુલસીને ત્યાં કેવી રીતે લઈ જવાશે ?' ચિંતને મૂંઝવણ રજૂ કરી.

'એ જરાય મુશ્કેલ નથી. ડીનસાહેબ અને હું ભેગા મળીને બંને સરકારની મંજૂરી મેળવી શકીશું. પાસપૉર્ટ કઢાવવાની વિધિમાંય ખાસ અડચણ નહીં આવે. અને તું એર ટિકિટની ચિંતા કરતો હોય તો મારા કેટલાક શ્રીમંત પેશન્ટ છે જેમના મગજની બીમારી મેં બહુ ઓછા ખર્ચમાં દૂર કરી દીધી છે, એટલે આવા પુણ્યના કામમાં વીસ-પચીસ હજાર આપવા તેઓ તૈયાર થઈ જશે.'

'હું એની ચિંતા નથી કરતો, સર !' હળવો નિસાસો નાખીને ચિંતને ખુલાસો કર્યો : 'તુલસીના પિતા ગોસ્વામીજી મરતાં પહેલાં એક પત્ર લખી ગયા છે. તેમાં લખ્યું હતું કે તુલસીની મરજી વિના એને સારવાર માટે વિદેશ ન લઈ જવી.'

'ઓહ !' પંડ્યાસાહેબ ઘડીભર ખામોશ થઈ ગયા, પછી તરત સંભળાવ્યું : 'પણ જે બેહોશ છે એની મરજી જાણવી કેવી રીતે ? ચિંતન, અત્યારે મરનારના લખાણનો વિચાર કરવાનો ન હોય, જેને જિવાડવી છે એનો વિચાર કરવો જોઈએ.... તુલસીના પિતા પત્રમાં જે લખી ગયા છે એ કેટલા જાણે છે ? અને જાણતા હોય તોપણ કોણ વાંધો લેવાનું છે ?'

'વાંધો લે એવી એક વ્યક્તિ છે, સર !'

'કોણ ?'

'તુલસીના ભાઈ મુકુન્દરાય !' કષ્ટ પડતું હોય તેમ ચિંતને કહ્યું : 'ગોસ્વામીજીના અવસાન પહેલાં તુલસીને સારવાર માટે લંડન લઈ જવાનો પ્રસ્તાવ થયો ત્યારે મુકુન્દ...'

'આડો પડ્યો હતો ?'

'નહીં, સર, માત્ર એ એક જ તૈયાર થયા હતા, કારણ કે એમને મફતમાં સજોડે લંડનની સફર કરવી હતી.'

'તો ભલે હવે રશિયાની સફર કરે.'

'નહીં, સર, એમને રશિયાની સફરમાં રસ નહીં પડે.'

'તો એને પડતો મૂક !' ડૉક્ટર પંડ્યા તડફડ કરવાના મિજાજમાં હતા : 'ખરી રીતે તુલસી સાથે જવાનો સૌથી પહેલો હક્ક અને સૌથી પહેલી ફરજ તારાં ગણાય. જે ભાઈ વર્ષોથી બહેનના ખબર પૂછવા નથી ફરક્યો એને આમાં વચ્ચે લાવવાની શી જરૂર, ચિંતન !'

ચિંતન કહી ન શક્યો કે વચ્ચે નહીં લાવીએ તોપણ એ વચ્ચે કૂદી પડવાનો.... છ મહિના અગાઉ એમ.બી.બી.એસ.ના રિઝલ્ટ સાથે છાપામાં ફોટો જોઈને મુકુન્દરાયે ચિંતનને ફોન કરેલો. અભિનંદન આપી વાત શરૂ કરી અને પછી ન બોલવા જેવું બોલતો રહ્યો હતો : 'તું ડૉક્ટર થઈ ગયો ને ? મારી બહેન ભાનમાં આવી જવાની ને ? મેં કહ્યું ત્યારે તમે કોઈ માન્યાં નહીં અને એ બિચારી વર્ષોથી સજા ભોગવતી રહી... હજુય લંડન લઈ જવાનો વિચાર થતો હોય તો કહી દેજે... સૂરજનારાયણની સજા આ વરસે પૂરી થવાની. એની ઑફર આપણા માટે ઊભી જ છે. તારી પાસે હજુ આઠ-દસ મહિના છે. ત્યાં સુધીમાં એ ભાનમાં આવવાની નથી એની તો મને ખાતરી છે, છતાં મહેનત કરતો રહે અને છેવટે હાથ હેઠા પડે ત્યારે મારી પાસે દોડ્યો આવજે. સૂરજનારાયણ ભલે સ્વાર્થનો માર્યો તુલસી પાછળ ખર્ચ કરવા તૈયાર થયો હોય, એમાં મારા-તારા પિતાશ્રીના કેટલા ટકા ગયા ? તું કહેતો હોઈશ તો તારા માટેય લંડનના પ્રવાસનું ગોઠવી આપીશ. બાકી હવે તું પણ તુલસી પાછળ લાંબું ખેંચવાનો નથી. પેલા શ્રીકાન્તની જેમ એને પથારીવશ રાખીને છેવટે તો કોઈકની સાથે પરણી જવાનો...' મુકુન્દ પાગલની જેમ એકધારું મનફાવે તેમ બોલતો જ રહ્યો હતો. એની વાણી અસહ્ય બની ગઈ ત્યારે ચિંતનથી પુછાઈ ગયું : 'લંડન લઈ ગયા પછી તુલસી જીવતી પાછી ન આવે તો ?' એના જવાબમાં મુકુન્દરાયે સંભળાવ્યું હતું : 'જીવતી પાછી ન આવે તો એનાં નસીબ ! લંડનનો પ્રયાસ અને પ્રવાસ કરવામાં આપણે બીજું ગુમાવવાનું શું છે ?' ત્યારે ચિંતને રિસીવર પછાડતાં પહેલાં સંભળાવ્યું હતું : 'તમે ભાઈ છો કે કસાઈ ?'

ફરી ડૉક્ટર પંડ્યાએ ચિંતનનો ખભો દબાવવો પડ્યો : 'છોકરા, તારી આ રીત મને પસંદ નથી. મૂંગા રહીને ચિંતા કરવા કરતાં ચર્ચા કરવાથી વાતનો વહેલો નિવેડો આવી શકે. બોલ, તુલસીનો આ કેસ ગોર્કીને સોંપવો છે કે નહીં ? સે યસ ઑર નો !'

પંડ્યાસાહેબના અવાજમાં તત્કાલ જવાબ આપવાનો તકાદો હતો. ચિંતનનું મન હા પાડી દેવા માટે માનતું નહોતું, તેમ જીભેથી ના પાડી શકે તેમ નહોતો. બહેનની ખબર કાઢવા માટે હૉસ્પિટલ પર નહીં ફરકતો મુકુન્દ તુલસીની ગતિ-વિધિથી વાકેફ રહેવા માટે પૈસા ખર્ચીને કોઈની મારફત જાસૂસી કરતો હોવાની તેને ગંધ આવી ગઈ હતી. સૂરજનારાયણના જેલમાંથી છૂટવાના દિવસો નજીક આવશે તેમ તેમ એની જાસૂસી વધી જશે અને કદાચ રશિયા જવાની ઘડી નજીક આવી હશે ત્યારે જ એ વચ્ચે ખાબકશે... એને ઊંધે રસ્તે દોરી ગયા વગર પોતાની 'હા'નો કોઈ અર્થ સરવાનો નહોતો... અને મુકુન્દને વશ કરવા માટે શો પેંતરો રચવો એનો વિચાર કરવાનો પંડ્યાસાહેબ વખત આપવાના નહોતા.

'ભલે, સર, તમે ડૉક્ટર ગોર્કીને આભાર સાથે લખી નાખો કે તુલસીને સારવાર માટે મૉસ્કો મોકલવાની અમે તૈયારી કરી રહ્યા છીએ.' પછી ઉપકારવશ-ભાવે ડૉક્ટર તરફ જોઈને ઉમેર્યું : 'તમે અને ડીનસાહેબ આટલી બધી આત્મીયતાથી આ બધું કરી રહ્યા છો પછી કોઈ વિઘ્ન નહીં આવે એની મને પૂરી શ્રદ્ધા છે.'

'બસ તો, કાલે જ વિગતવાર જવાબ લખી નાખું છું.' કહીને સામે ટિપાઈ પર પડેલા શરબતના બે ગ્લાસમાંથી એક પ્રેમથી ચિંતનના હાથમાં પકડાવી, બીજો પોતે ગટગટાવી ગયા : 'હવે કાંઈક ઠંડક થઈ.'

પરંતુ ચિંતનના મનનો ઉકળાટ શરબતથી ઓસર્યો નહીં. મુકુન્દનો કાંટો કાઢવાના ઉશ્કેરાટથી તેનું ભીંતર ધૂંધવાઈ રહ્યું હતું.



# 20

'ફ્લોરા ફાઉન્ટન !' ઘંટડી મારીને બસ-કન્ડક્ટરે સાદ પાડ્યો એટલે તંદ્રામાં બેઠેલા ચિંતને ડબલ-ડેકર બસમાંથી ઊતરીને ઘડિયાળમાં જોયું તો પાંચ ને પાંચ મિનિટ થઈ હતી. તેને મુકુન્દના શબ્દો યાદ આવી ગયા. ફોન પર એણે કહ્યું હતું : 'અમારી બૅન્ક બંધ થવાનો ટાઈમ તો પાંચનો છે, પણ અમે લોકો સાડાચાર વાગ્યામાં કામ બંધ કરીને ઘડિયાળમાં જોતા બેસી રહીએ છીએ. એટલે તું પાંચ ને પાંચ મિનિટે પહોંચીશ તોપણ હું બૅન્કના દરવાજે તારી રાહ જોતો ઊભો જ હોઈશ.'

ડૉક્ટર પંડ્યાએ રશિયન ડૉક્ટર ગોર્કી પર પત્ર લખી નાખ્યા પછી આગલી સાંજે ચિંતને બૅન્કમાં ફોન જોડ્યો હતો. બહુ લાંબી વાત નહીં કરવાનું નક્કી કરીને જોડેલા ફોનમાં તેણે ટૂંકમાં જ પતાવ્યું હતું : 'મુકુન્દભાઈ, ઘણા વખતથી રૂબરૂ મળ્યા નથી. કાલે સાંજે હું ફોર્ટમાં આવવાનો છું. તમને ટાઈમ હોય તો બે ઘડી મળીએ.' જવાબમાં ચિંતને તોછડાઈની તૈયારી રાખી હતી, તેના બદલે મુકુન્દે ઠાવકાઈથી કહ્યું હતું : 'જરૂર મળીએ. પાંચ વાગ્યે બૅન્ક છૂટે છે'ની પ્રસ્તાવનાથી શરૂ કરી 'આપણે બાજુની "ઉડિપી"માં બેસીશું' કહીને વાત પૂરી કરી હતી.

મળવાનું નક્કી કરતાં પહેલાં ત્રણ દિવસ ચિંતન બહુ બેચેન રહ્યો હતો. મુકુન્દ સાથે ઝઘડવા સિવાયનો કોઈ વિકલ્પ તેને સૂઝતો નહોતો. બેએક વાર તો એવું ખુન્નસ ચડી આવેલું કે તેને ફોન કરીને ધમકી આપવી : તુલસીની બાબતમાં હવે આડો ચાલીશ તો તારી ખેર નહીં રહે ! બે-પાંચ હજાર ખર્ચીને હું તારો કાંટો કાઢી નાખીશ... આજસુધી ક્યારેય કોઈને માટે આવું નહીં વિચારનાર પોતાના આવા ઇરાદાથી ચિંતન પોતે જ ચોંકી ગયો હતો : ક્યાં ગયો ડૉક્ટર તરીકેનો મારો આદર્શ ? વર્ષો પહેલાં બાએ કહ્યું હતું કે ડૉક્ટરનું કામ માણસને જિવાડવાનું છે, મારવાનું નહીં. અને હવે ડૉક્ટર થયા પછી આવા કુવિચાર આવવા લાગ્યા ?

ડહોળું પાણી આછરી જાય અને કચરો તળિયે બેસી જાય તેમ ભીતરમાં ધૂંધવાતું ખુન્નસ ઓસરી ગયા પછી કોઈ જાતના દ્વેષ કે ઉદ્વેગ વગર તેણે મુકુન્દને ફોન જોડ્યો હતો.

'આવી ગયો ?' દૂરથી ચિંતનને આવતો જોઈ થોડાં ડગલાં ચાલીને મુકુન્દે તેને આંતર્યો : 'પાંચસાત મિનિટ રાહ જોઈને હું ચાલ્યા જવાનું વિચારતો હતો.'

'સૉરી, જરા મોડું થયું.' કહી ચિંતન તુલસીના મોટા ભાઈના મુખભાવ નિહાળવા લાગ્યો. પોતાને મળવાની એટલી જ અધીરાઈ મુકુન્દના ચહેરા પર તરવરતી હતી. પોતે પાંચસાત મિનિટને બદલે બીજી પંદર મિનિટ મોડો આવ્યો હોત તોપણ એ અહીં ઊભો રહ્યો હોત એવી ચાડી એનો ચહેરો ખાતો હતો.

'ચાલ, હવે ''ઉડિપી''માં જઈએ.' કહી મુકુન્દ તેને નજીકની રેસ્ટોરાંમાં દોરી ગયો તેમાં પણ વાતચીત શરૂ કરવાની તેની અધીરાઈ છતી થઈ જતી હતી.

બંનેમાંથી કોઈને નાસ્તો કરવો નથી એ નક્કી થયા પછી બે મદ્રાસી કૉફીનો ઑર્ડર આપી બંને એકબીજાના મનનો તાગ લેતા હોય તેમ એકબીજાને જોતા થોડી વાર મૂંગા બેસી રહ્યા. શરૂઆત કરવામાં બંનેને જોખમ પણ વર્તાતું હતું.

'હું ડૉક્ટર થયો એનાં અભિનંદન આપવા માટે તમે ફોન કર્યો ત્યારે તમે મને ઘણું-બધું સંભળાવી દીધું હતું, મુકુન્દભાઈ !' પોતે ફોન કર્યો હતો એટલે શરૂઆત પણ ચિંતને જ કરવી પડી.

'ફોન કરવાનો મારો આશય તો સારો હતો, પણ પછી મગજની કમાન છટકી ગઈ.' પસ્તાવાના સ્વરે બોલાઈ ગયા પછી મુકુન્દે સુધારી લીધું : 'મને થયું કે હું તને સામે ચાલીને ફોન કરું છું એમાં તને મારું બાયલાપણું દેખાશે.'

'એમાં બાયલાપણું ક્યાં આવ્યું, મુકુન્દભાઈ ?' બહુ નરમાશથી ચિંતને કહ્યું : 'તમે ખોટો શબ્દ વાપર્યો.'

'એ શબ્દ મારો નથી, તુલસીની ભાભીનો છે.' થૂંક ગળે ઉતારવા માટે થોડું અટકીને મુકુન્દ બોલી ગયો : 'છેલ્લા એક વર્ષથી એ મને આવું મહેણું સંભળાવતી રહે છે. માણસ બીજું બધું સહન કરી શકે, પણ કોઈ બાયલો કહી જાય - અને તે પણ પોતાની બૈરી એવું કહેતી રહે તો ક્યાં સુધી સહન થાય ?'

'અનુભાભીનું બોલવાનું તો એવું જ હોય છે, મુકુન્દભાઈ !' ચિંતને સુવાક્યનો સદુપયોગ કરતાં કહ્યું : 'જીભ જેવું કાતિલ હથિયાર બીજું કોઈ નથી.'

'છાપામાં તારો ફોટો દેખાડીને મારાથી અનુને કહેવાઈ ગયું : જોયું, આપણો ચિંતન ડૉક્ટર બની ગયો... એના જવાબમાં મારી બૈરીએ શું કહ્યું, ખબર છે ?'

'મને શી રીતે ખબર હોય ?' ચિંતને કહ્યું.

'અનુએ મને સંભળાવ્યું કે દુનિયાનો દરેક માણસ કાંઈક ને કાંઈ બની જશે, પણ તમે ત્યાંના ત્યાં જ રહેવાના... બીજું બધું તો ઠીક, તમે એવા બાયલા છો કે ક્યારેય બાપ પણ નહીં બની શકો !'

'ઓહ !' ચિંતનને સાચે જ અફસોસ થયો : 'મારા કારણે તમારે આવું સાંભળવું પડ્યું.'

'અનુને કારણ ક્યાં શોધવા જવું પડે છે ?' હૃદયનો ઊભરો ઠાલવી દેવા માગતો હોય તેમ મુકુન્દ બોલ્યો : 'આ મહેણું સાંભળ્યા પછી હું જમ્યા વગર ઘેરથી નીકળી ગયો. મગજમાં મહેણાનો ભડકો હતો અને પેટમાં ભૂખનો ! એવી હાલતમાં મેં તને ફોન જોડ્યો. જોડતાં જોડાઈ ગયો, પછી...'

'પછી બધો ગુસ્સો મારા પર ઠાલવી દીધો.'

ચિંતન હસીને બોલ્યો એટલે મુકુન્દે પણ સ્મિત ફરકાવ્યું. બંને એકબીજા સાથે સહાનુભૂતિની સંતાકૂકડી રમતા હોય તેમ હસીને કૉફી પીવા લાગ્યા.

'છતાં ફોનમાં તમે એક વાત સાચી બોલી ગયા હતા, મુકુન્દભાઈ !' ચિંતને મૂળ વાત પર આવી જવું પડ્યું.

'કઈ વાત ?' મદ્રાસી કૉફીનો ગ્લાસ હોઠેથી પાછો વાળી મુકુન્દે અધીરાઈ દર્શાવી : 'ગુસ્સામાં હું શું બોલી ગયેલો એ પણ મને યાદ નથી રહ્યું.'

'મને બધું યાદ છે, મુકુન્દભાઈ !' કૉફીનો કપ ખાલી કરી ચિંતને વાત ઠાલવી : 'તમે બોલી ગયા હતા કે હજુ પણ તુલસીને લંડન લઈ જવાનો ચાન્સ છે. એકાદ વરસમાં સૂરજનારાયણ જેલમાંથી છૂટશે ત્યાં સુધી તમે લોકો તમારી દાક્તરી અજમાવી જુઓ, નહીંતર સૂરજનારાયણનો પ્રસ્તાવ ઊભો જ છે.'

'બરાબર છે, હું કાંઈક એવું જ બોલ્યો હોઈશ.' ચિંતને શબ્દો બદલી નાખીને કહ્યું છતાં મુકુન્દના ધ્યાનમાં ન આવ્યું હોય તેમ એણે સહજપણે સ્વીકારી લીધું : 'એ વાતને છ મહિના થઈ ગયા એટલે સૂરજનારાયણને છૂટવામાં હવે બહુ વાર નહીં હોય.'

ત્યારે ચિંતને ચાલાકીથી માથું ખંજવાળતાં વાત આગળ સરકાવી : 'મુકુન્દભાઈ, ફોનમાં તમે એમ પણ કહેલું કે તુલસીની સારવાર કરાવવામાં સૂરજનારાયણને સ્વાર્થ છે.'

'મેં એવું કહ્યું હતું ?' મુકુન્દે ચોંકીને પૂછ્યું. પણ એનો એ અભિનય ચિંતનની નજરે પકડી પાડ્યો. હવે સાવધપણે વાત આગળ વધારવાની હતી.

'મુકુન્દભાઈ, તમને લાગે છે કે જે માણસ પરદેશમાં લાખો રૂપિયાની ફાંદાબાજી કરે એ માત્ર એના પિતાની અંતિમ ઇચ્છા જાણવા ખાતર આપણી પાછળ અર્ધા લાખની રકમ ખર્ચી નાખવા તૈયાર થાય ?'

પોતાની વાત મુકુન્દ ઝીણી આંખ કરીને ધ્યાનથી સાંભળતો દેખાયો એટલે ચિંતને ઉમેરી દીધું : 'તમને નથી લાગતું કે આ બાબત આપણે ખુલ્લા દિલે ચર્ચા કરી લેવી જોઈએ ?'

'લાગે છે !' વેઈટર બે કૉફીના બિલની ચબરખી ટેબલ પર મૂકી ગયો એટલા પૂરતું અટકીને મુકુન્દે અચાનક ઊભા થતાં ઉમેર્યું : 'ખુલ્લા દિલથી ચર્ચા કરવા આપણે ખુલ્લા મેદાનમાં જઈએ તો કેમ ?'

'બરાબર છે !' ચિંતન પણ ઊભો થઈ ગયો : 'અહીં આજુબાજુ કોઈ આપણી વાતચીત ખુલ્લા કાને સાંભળી જાય એ બરાબર નહીં.' કહેતો એ મલક્યો.

મુકુન્દે કૉફીનું બિલ ચિંતનને ચૂકવવા ન દીધું ત્યારે એ સમજી ગયો કે તુલસીના મોટા ભાઈ આજે સહકાર આપવાના પૂરા મૂડમાં છે. થોડું ચાલીને બંને મુંબઈના એક અખબારના તંત્રીનું નામ જેને અપાયું છે એ હૉર્નિમૅન સર્કલમાં દાખલ થયા.

'હં... તો મુકુન્દભાઈ, આપણે વાત કરતા હતા સૂરજનારાયણના સ્વાર્થની.' ચર્ચાનો દોર સાંધતાં ચિંતને જ શરૂ કરવું પડ્યું : 'એના પ્રધાન પિતા મરતાં પહેલાં તુલસીને એવું તે શું કહી ગયા હશે જે જાણી લેવામાં સૂરજનારાયણનો સ્વાર્થ સમાયેલો હોય ?'

'કહી ન ગયા હોય, કદાચ લખી ગયા હોય.'

મુકુન્દે કહ્યું ત્યારે ચિંતન પહેલાં ચોંક્યો, પછી પોતાની ભૂલ સમજાઈ : 'બરાબર છે, કાંઈક લખીને જ તુલસીને આપતા ગયા હોવા જોઈએ... એટલે તો સૂરજનારાયણે આખી રાત તમારા ઘરની તલાશી લીધી હતી, પરંતુ લખાણનો કાગળ હાથ નહીં લાગ્યો હોય.'

'કાગળ લખાણનો હોય કે કોઈ નકશાનો... એની આપણને કેમ ખબર પડે ?'

'નકશો ?' ચિંતન ફરી ચોંક્યો : મુકુન્દે આ વાત પર બહુ મગજ કસી નાખ્યું લાગે છે ! અજાણ્યા થઈને તેણે પૂછ્યું : 'મુકુન્દભાઈ, મરતાં પહેલાં ડિફેન્સ મિનિસ્ટર કોઈ ડિફેન્સ સિક્રેટનો નકશો આપતા ગયા હોય એવું તમારું અનુમાન છે ?'

'ડિફેન્સ સિક્રેટનો વિચાર મને થોડો આવે ?' મનમાં ઘોળાતી વાત આખરે મુકુન્દના હોઠ પર આવી : 'અમને બૅન્કવાળાને તો લાખો-કરોડોના ખજાનાનો જ ખ્યાલ આવે.'

'લાખો-કરોડોનો ખજાનો !' ચિંતનને થયું કે મુકુન્દ હકીકતની નજીક તો આવી પહોંચ્યો છે, પણ કેટલો નજીક છે એનો દાણો દાબી જોવા દે : 'મુકુન્દભાઈ, ડિફેન્સ મિનિસ્ટરના અવસાન પછી એમની બૅન્ક બેલેન્સ તો માંડ બસો-પાંચસોની જાહેર થઈ હતી.'

'બૅન્ક બૅલેન્સ !' તુચ્છકારભર્યું હસીને મુકુન્દે જમીન પરથી ઘાસનું તણખલું તોડ્યું : 'મિનિસ્ટરો મૂર્ખ થોડા છે કે કૌભાંડની કમાણી બૅન્કના ખાતામાં જમા કરાવે ? બે નંબરનાં નાણાંમાંથી હીરા-ઝવેરાત ખરીદીને કોઈ ગુપ્ત સ્થળે સંતાડી રાખવાની જ સલામતી અજમાવે.'

'હં... સમજ્યો !' ચિંતને ધરપત અનુભવી : બૅન્કમાં કામ કરતા મુકુન્દને સ્વિસ બૅન્કનો વિચાર કેમ નહીં આવ્યો હોય ? કદાચ સ્વિસ બૅન્ક વિષે મારા કરતાં એ વધારે જાણતો હશે. ખાતેદાર મૃત્યુ પામ્યા પછી બૅન્કમાંથી બીજું કોઈ એ રકમ ઉપાડી ન શકે એવી જોગવાઈ હશે. તો પછી તુલસીએ ટેલેક્સ કરવાનું કામ સોંપતી વખતે સાત કરોડ સ્વિસ ફ્રૅન્કની વાત શું કામ ઉચ્ચારી હશે ?

'શું વિચારમાં પડી ગયો, ચિંતન ?' તેની ખામોશી ખટકતી હોય તેમ મુકુન્દે પૂછ્યું : 'છુપાયેલા ખજાના સિવાય બીજો કોઈ ભેદ હોવાની તને શંકા આવે છે ?'

'ના રે ના ! પણ જગતનારાયણ જેવા આદર્શવાદી દેશસેવક કોઈ કૌભાંડ કરે, હીરા-ઝવેરાતનો ગુપ્ત ખજાનો એકઠો કરે એ....'

'દેશસેવક-બેશસેવકની બધી વાત જવા દે, ચિંતન !' જુસ્સામાં આવી જઈ મુકુન્દે સંભળાવ્યું : 'સત્તા પર હોય ત્યારે કમાઈ લેવાનું કોઈ જતું કરતું નથી. ડિફેન્સ મિનિસ્ટર જેવો હોદ્દો હોય ત્યાં તો કરોડોના હિસાબે બધું કામકાજ ચાલતું હોય.'

'હવે તમારી વાત કાંઈક સમજમાં આવી રહી છે.' ભોળાભાવે નમતું જોખી દેવાનો દેખાવ કરતાં ચિંતને ઉમેર્યું : 'પોતાના પિતા કરોડોનો ખજાનો ક્યાં છુપાવી ગયા છે એ જાણવા માટે તુલસીને ભાનમાં લાવ્યા સિવાય સૂરજનારાયણ પાસે બીજો કોઈ વિકલ્પ નથી...' આંખોમાં ચમક લાવીને ચિંતન બોલતો હતો : 'જો એમ જ હોય તો તો, મુકુન્દભાઈ, આપણે મૂરખ કહેવાઈએ.'

'એમાં આપણી મૂર્ખાઈ ક્યાં આવી ?'

'કેમ નહીં ?... સારવાર માટે એ તુલસીને લંડન લઈ જાય, સાથે તમને જવાની ટિકિટ આપે, ડૉક્ટરનું બિલ ચૂકવે અને એ પચાસેક હજારના ખર્ચ સામે તુલસી ભાનમાં આવ્યા પછી કરોડોનો માલ સૂરજનારાયણ એકલો લઈ જાય ?'

'એના બાપનો હોય તો એ જ લઈ જાય ને ?'

'એના બાપનો શેનો ?' ચિંતન જુસ્સાભેર બોલી ઊઠ્યો : 'છેવટે તો એ દેશની સંપત્તિ કહેવાય ! એમાં આપણને પણ હિસ્સો મળવો જોઈએ.'

ત્યારે મુકુન્દ ડઘાઈને ચિંતનની સામે જોતો રહ્યો. પોતાને આવો વિચાર આવ્યો હતો, પણ સૂરજનારાણ પાસે હિસ્સો માગવાની હિંમત ક્યાં હતી ? ચિંતન જેવો સાથે હોય તો હિસ્સો નહીં તો કમિશન જરૂર માગી શકાય.. .

'ચિંતન, મેં તને આવો નહોતો ધાર્યો....'

'આવો એટલે ?' હેબતાઈ ગયેલા ચિંતનને બીક લાગી કે મુકુન્દ કદાચ પીછેહઠ કરી બેસશે : 'મને તમે કેવો નહોતો ધાર્યો, મુકુન્દભાઈ ?'

'હરામની કમાણીમાં હિસ્સો માગવા જેવો તો તને કોઈએ નહીં ધાર્યો હોય.'

'ઓહ ! તમે એવું સમજ્યા કે મારે હિસ્સો જોઈએ છે ?'

'તું ''આપણો હિસ્સો'' બોલ્યો એનો અર્થ તો એ જ થાય ને ?'

'નહીં-નહીં, હું તો તમારા માટે કહેતો હતો, મુકુન્દભાઈ !' ચિંતન આવેશમાં બોલી ગયો : 'મને જે હિસ્સો જોઈએ છે એ તો તમે રાજીખુશીથી આપવાના જ છો.'

'કયો હિસ્સો ?'

'તુલસી !'

પોતે કાંટાથી કાંટો કાઢવા આવ્યો હતો એ વાત ઘડીભર ભુલાઈ ગઈ હોય તેમ ચિંતન લાગણીવશ બની ગયો. તેના અવાજમાં સચ્ચાઈનો રણકો આવી ગયો.

'મને બીજું કાંઈ જ નથી જોઈતું, મુકુન્દભાઈ ! તમારી બહેન તુલસી સાજી થઈ જાય ત્યારે એના હાથ મારા હાથમાં સોંપી દેજો !' બોલતાંબોલતાં એનો કંઠ રૂંધાયો : 'તુલસી મળે એટલે જગતની તમામ દોલત મને મળી ગઈ સમજજો !'

દિલ ખોલીને વાત કરવાનું તો માત્ર બહાનું જ હતું, છતાં સાચેસાચ દિલ ખોલી બેઠેલા ચિંતનની આંખના ખૂણા ભીંજાતા જોઈને મુકુન્દ પોતે જ રડવા જેવો થઈ ગયો. લાગણીનો આવેશ માણસને ઘડીભર રાગદ્વેષ ભુલાવી દે તેમ મુકુન્દે ચિંતનના ગોઠણ પર હાથ મૂક્યો : 'મને હતું જ, ચિંતન ! બચપણથી તમારી બંને વચ્ચે માયા બંધાઈ ગઈ હતી. તુલસીનો હાથ તને સોંપવાનું કદાચ પિતાજી પણ વિચારતા હશે... ત્યાં એકાએક પેલો ડૉક્ટર શ્રીકાન્ત ક્યાંથી ટપકી પડ્યો !'

'નહીં, મુકુન્દભાઈ !' મુકુન્દને બોલતો રોકી પાડી ચિંતને કહ્યું : 'હવે એ બધું યાદ કરવાનો કોઈ અર્થ નથી. અત્યારે તો તુલસી કેમ જલદી ભાનમાં આવે એ જ આપણે વિચારવાનું છે... પણ એમાં મને એક જ વાતની બીક છે.'

'બીક ? શેની બીક, ચિંતન ?'

'આપણે તુલસીને લંડન લઈ જઈએ, ત્યાંના ડૉક્ટરની સારવારથી તુલસી ભાનમાં આવી જાય અને સૂરજનારાયણને જે જાણવું છે તે જાણી લીધા પછી શું ?' જાણે સાચેસાચ લંડન લઈ જવાનો પ્લાન ઘડતો હોય તેમ ચિન્તાતુર સ્વરે ચિંતન બોલી ગયો : 'ડિફેન્સ મિનિસ્ટરે કરોડોની રકમ એકઠી કરી હોવાનો ભેદ જાણતી તુલસીને સૂરજનારાયણ જીવતી રહેવા દે ખરો ?'

'એને શું, એના બાપે પણ તુલસીને જીવતી રહેવા દેવી પડે !' મુકુન્દ જુસ્સાભેર બોલી ગયો ત્યારે ચિંતને લાગણીનો ભાર ખંખેરીને કટાક્ષમાં કહેવું પડ્યું :

'એનો બાપ હવે હયાત નથી, મુકુન્દભાઈ ! આપણને સૂરજનારાયણની જ ચિંતા છે. એક વાર આપણા હાથમાંથી બાજી ઝૂંટવાઈ ગયા પછી સૂરજનારાયણ ગમે તે કરી શકે.... પરદેશમાં આપણને બધાંને ખતમ કરી નાખે તોપણ કોઈને ખબર ન પડે !'

'નહીં-નહીં ! એ વાતમાં કાંઈ માલ નથી.' સદા દબાયેલો દેખાતો માણસ એકાએક હિંમતવાન બની જાય એવા ભાવથી મુકુન્દે સંભળાવ્યું : 'આપણે એવું થવા જ નહીં દઈએ... સાંભળ, તુલસી ભાનમાં આવે કે તરત સૂરજનારાયણ એને થોડો પૂછી લેવાનો છે કે મારા બાપે તને શું આપ્યું છે ? લાવ, મને આપી દે... નહીં, તુલસી તો એને ઓળખતી પણ ન હોય, એટલે શુદ્ધિમાં આવીને પહેલવહેલી વાતચીત તો આપણી સાથે જ કરવાની... બસ,

એમાં આપણે એને સમજાવી દેવાનું કે તુલસીએ મુંબઈ પાછા ફર્યા પહેલાં કાંઈ જ કહેવાનું નહીં. કહેવું હોય તો એમ કહી શકે કે મને મુંબઈ લઈ જાઓ, ત્યાં તમને હું દેખાડું કે એ કાગળ મેં ક્યાં સંતાડી રાખ્યો છે.'

'પછી ?'

'પછી શું ? મુંબઈ આવીએ એટલે હું મારો હિસ્સો માગી લઈશ.' મુકુન્દ હવાઈ જહાજની ઝડપે કિલ્લા રચવા લાગ્યો : 'હું એને સાફસાફ કહી દઈશ કે અમારું મોં બંધ કરવાની પણ કાંઈક કિંમત તો ખરી ને ? પાંચસાત લાખ વગર સોદો નહીં પતાવું... શું સમજ્યો ?'

'સમજી ગયો !' ચિંતનને થયું કે હવે લોઢું બરાબર તપ્યું છે, ઠરતું થાય એ પહેલાં ઘણ ફટકારવો જોઈએ : 'તમે કહો છો એમ બધું પાર પાડવાનું હોય તો-તો તુલસીને તાબડતોબ લંડન લઈ જવી જ જોઈએ.'

'તાબડતોબ ક્યાંથી લઈ જાય ?' આવેશમાં આવી ગયેલા મુકુન્દથી બોલી જવાયું : 'સૂરજનારાયણ જેલમાંથી જુલાઈની પંદર તારીખ પહેલા છૂટવાનો નથી. ત્યાં સુધી તો ધીરજ રાખવી જ પડે.'

'પંદર જુલાઈ !' ચિંતન બબડ્યો. એનો અર્થ એ કે તુલસીનો ભાઈ ફરી દિવસો ગણવા લાગ્યો છે ! સૂરજનારાયણના છૂટવાની ચોક્કસ તારીખ પણ એ જાણે છે !

'હં... તો તો અઢી મહિના ધીરજ રાખવી પડે.'

'અરે, પાંચ વરસ વીતી ગયાં ત્યાં અઢી મહિનાને વીતતાં શું વાર ?' જાણે હિંમત આ તો હોય તેમ મુકુન્દે સંભળાવ્યું : 'આપણા તરફથી બધું નક્કી હોય તો હું એને લખી નાખું !'

ચિંતનથી ચોંકી જવાયું, પણ પછી તરત જ એ સાવધ થઈ ગયો : 'તમે એને જેલમાં આ બધું લખશો ?'

'બધું સાફસાફ થોડું લખવાનું હોય ? સંકેતમાં સમજાવી દઈશ કે અમે તૈયાર છીએ, તમે તૈયારીમાં રહેજો.'

'બરાબર છે. તૈયારી તો આપણે પણ કરવી પડશે ને, મુકુન્દભાઈ ?'

'આપણે વળી શેની તૈયારી કરવાની ?'

'કેમ, બધાંના પાસપૉર્ટ કઢાવવાની...'

'અમારા બંનેના પાસપૉર્ટ તો તૈયાર જ છે, ઑગસ્ટ સુધીની મુદત છે.'

'પણ તુલસીના પાસપૉર્ટનું શું ?'

'હેં !' મુકુન્દના મુખભાવ એકાએક પલટાઈ ગયા. તે ઘડીભર વિચારમાં પડી ગયો : 'તુલસીનો પાસપૉર્ટ... મેં તો એનો વિચાર જ નહોતો કર્યો ! બેહોશ વ્યક્તિનો પાસપૉર્ટ... મેં તો એનો વિચાર જ નહોતો કર્યો ! બેહોશ વ્યક્તિના પાસપૉર્ટ માટે અરજી કેવી રીતે કરવી ? તુલસીની સહી તો મળી શકે નહીં !'

'અને બનાવટી સહી પણ ચાલે નહીં.' ચિંતને તેની હતાશામાં ઉમેરો કરતાં કહ્યું : 'તુલસી ગોસ્વામીનું નામ છાપાં દ્વારા જગજાહેર થઈ ચૂક્યું છે. પાસપોર્ટની અરજીમાં બીજા બે નાગરિકનાં નામો આપવા પડે, ઘરના સરનામે કદાચ ઇન્ક્વાયરી પણ થાય...' કહીને ચિંતને હળવેકથી ઉમેર્યું : 'બીજી મુસીબત એ કે ગોસ્વામીકાકા મરતાં પહેલાં પત્ર લખી ગયા છે, તુલસીની સંમતિ સિવાય સારવાર માટે તેને પરદેશ ન લઈ જવી !'

'બાપાએ મરતાં પહેલાં આવું દોઢડહાપણ કરવાની શું જરૂર હતી ?' ઘાસને મુઠ્ઠીમાં લઈ મૂળમાંથી ખેંચી કાઢતા મુકુન્દે ઊભરો ઠાલવ્યો : 'એ પત્ર પાછો હૉસ્પિટલના ડીન પાસે છે !'

'આમેય તે ડીનસાહેબના સહકાર વગર આપણે આગળ વધી શકીએ તેમ નથી.' ચિંતને વાતને ધક્કો માર્યો : 'જોકે પાંચ વર્ષમાં આમ તો ઘણુંબધું બદલાઈ ગયું. તુલસી હવે અહીં રહીને સાજી થાય એવી આશા કોઈને જ રહી નથી, એટલે શ્રીવાસ્તવજી સહકાર આપશે. કદાચ પાસપોર્ટ માટે ભલામણ પણ કરે.'

'તો પછી શું કામ ચોળીને ચીકણું કરે છે, ચિંતન !' ફરી ઉત્સાહમાં આવી મુકુન્દે સંભળાવ્યું : 'પાસપોર્ટ અને હૉસ્પિટલનો સહકાર મેળવવાની માથાકૂટ તું ઉપાડી લે, સૂરજનારાયણને હું સંભાળી લઈશ.'

'ભલે !' કહીને ચિંતન હસ્યો, પણ મુખ્ય વાત તો હજુ બાકી હતી : 'મુકુન્દભાઈ, તુલસીના બ્લડ રિલેશનમાં માત્ર તમે એક જ છો. દર્દી પોતે બેભાન છે એટલે ઑપરેશન માટેની મંજૂરી તમારે જ આપવાની રહેશે.'

'એ તો લંડન જઈને આપશું જ ને !'

'કદાચ એ બધી વિધિ અહીં જ કરવી પડે.' ચિંતને સાચવીને કહ્યું : 'તુલસીનો કેસ જરા જુદો છે. કદાચ કૉર્ટમાં આવી કોઈ બાબતની ઍફિડેવિટ પણ કરવી પડે. એ માટે તમારી જરૂર પડે.'

'જરૂર પડે તો હું હાજર છું ને !' પોતાનું મહત્ત્વ વધી રહ્યું છે એ જાણીને પોરસાતા મુકુન્દે કહ્યું : 'ચિંતન, તું કહીશ એ બધા જ પેપર્સમાં સહી કરી આપવા તૈયાર છું, પણ મારી એક શરત છે !'

'શરત ?' ચિંતને ધ્રુજારી અનુભવી : 'હવે વળી કઈ શરત બાકી છે !'

'શરત એટલે રિક્વેસ્ટ ! ચિંતન, તારે મારી સાથે રહેવું પડશે !' દોસ્તીનો હાથ લંબાવતો હોય તેમ તેણે ચિંતનનો હાથ હાથમાં લીધો : 'એક કરતાં બે ભલા. તું સાથે હોઈશ તો આપણે ભેગા મળીને સૂરજનારાયણને બરાબરનો સંભાળી લેશું !'

'તમારી શરત મને માન્ય છે; પણ તમારેય મારી એક માગણી મંજૂર રાખવી પડશે.'

'બોલ.'

'છેલ્લી ઘડી સુધી તમારે અનુભાભીને આપણા પ્લાનની જાણ નહીં કરવાની.'

સાંભળીને ફરી મુકુન્દનો ચહેરો બદલાઈ ગયો. ઘેર પહોંચીને પત્નીને કહી દેવા માટે એના મનમાં ક્યારની ચટપટી જાગી હતી : 'ચિંતન, મને હતું કે આપણો પ્લાન સાંભળીને એ આનંદમાં આવી જશે, મને બાયલો કહેવાનું બંધ કરી દેશે.'

'કદાચ તમે ધારો છો એના કરતાં ઊલટું પણ બની શકે.' ચિંતને માનસશાસ્ત્રીની ઢબે કહ્યું : 'એમને તમારા પરથી વિશ્વાસ ઊઠી ગયો છે. એક વાર લંડન જવાનું માંડી વાળવું પડ્યું હતું એનો ડંખ એમને હજુય પજવતો હશે. તમે આપણો પ્લાન કહેશો એટલે કદાચ તમને વધારે મહેણાં સંભળાવશે... એને બદલે બધી જ તૈયારી થઈ જાય પછી છેલ્લી ઘડીએ સરપ્રાઈઝ આપશો તો એ તમારા પગે પડી જશે !'

'તારી એ વાત પણ વિચારવા જેવી છે.' કહીને તુલસીનો ભાઈ ઘડીભર વિચારમાં પડી ગયો : 'આજકાલ એની કર્કશતા વધી ગઈ છે. એકાદ ટ્રેન ચૂકી જાઉં તો ઊલટતપાસ લેવા માંડે : કેમ મોડું થયું ? ક્યાં ગયા હતા ?... બહારથી પીને આવવાની મનાઈ ફરમાવી છે. પૂરેપૂરો પગાર એના હાથમાં પકડાવી દેવો પડે છે. મને ખિસ્સાખર્ચીના પાંચ રૂપિયા આપી રાખે છે અને બીજા માગું ત્યારે અગાઉ આપેલા પૈસાનો હિસાબ આપવો પડે છે.'

જેને માટે અણગમો ઘૂંટાતો હતો એ મુકુન્દની હવે ચિંતનને દયા આવી ગઈ. કેટલીક સ્ત્રી પતિને દાબમાં રાખવા માટે એના દોષ શોધતી રહે છે. એક વાર દબાઈ ગયેલો ધણી ફરી ક્યારેય માથું ઊંચકી ન શકે એટલા ખાતર તેઓ ક્યારેય લગામ ઢીલી મૂકતી નથી, લાગણી કે સહાનુભૂતિ દેખાડતી નથી...

'બહુ મોડું થઈ ગયું, ચિંતન !' મગજ પર પત્નીનો વિચાર સવાર થઈ ગયો હોય તેમ ગભરાટમાં મુકુન્દ ઊભો થઈ ગયો : 'કલાક મોડા પડવા માટે આખે રસ્તે કોઈક બહાનું શોધતા રહેવું પડશે.'

'નહીં, મુકુન્દભાઈ, તમારે બહાનું નહીં શોધવું પડે !' ઊભા થઈને તેના ખભે હાથ મૂકતાં ચિંતને આત્મીયભાવે કહ્યું : 'મોડા પડવાનું તમને એક એવું સધ્ધર કારણ આપું છું કે અનુભાભીની બોલતી બંધ થઈ જાય !'

'અરે, મારાં સધ્ધર કારણને પણ એ અધ્ધર કરી દે છે !'

'આજે એવું નહિ થાય.' ચિંતને વડીલની માફક હિંમત આપવા તેની પીઠ થાબડી : 'ખુશમિજાજમાં ઘેર જાઓ. કેમ મોડા થયા એવું પૂછે એ પહેલાં જ તમારે કહી દેવાનું કે હું ચેકિંગ કરાવવા ડૉક્ટર પાસે ગયો હતો.'

'ચેકિંગ કરાવવા ?'

'હા, રોજરોજ બાયલાપણાનાં તારાં મહેણાં સાંભળીને કંટાળી ગયો હતો. અમારી બૅન્કની બાજુમાં જ એક ડૉક્ટરનું ક્લિનિક છે. બે દિવસ પહેલાં રિસેસમાં એમને કન્સલ્ટ કરવા ગયો હતો, ત્યારે એમણે મારો ટેસ્ટ લીધેલો અને આજે એનું નિદાન પણ આવી ગયું.'

'શું નિદાન ?'

'એ જ કે તમે બાપ બનવાની પૂરી લાયકાત ધરાવો છો !'

'હેં !' જાણે આત્મવિશ્વાસ ઓછો હોય તેમ મુકુન્દ ચોંક્યો : 'પણ મારી પાસે નિદાનનો કોઈ કાગળ તો હોવો જોઈએ ને !'

'અનુભાભી એવો કોઈ કાગળ જોવા માગે એ પહેલાં તમારે કહી દેવાનું કે ડૉક્ટરે તને પણ ચેક-અપ માટે બોલાવી છે. એનું માનવું છે કે કદાચ તમારી વાઈફમાં કાંઈક ખામી હોવી જોઈએ.'

'હા !' જાણે પહેલી વાર કોઈકે તેને આ શક્યતા સુઝાડી હોય તેમ મુકુન્દ અર્ધી મિનિટ સુધી પૂતળા જેવો જડ બની ગયો. ધીમેધીમે એના ચહેરા પર સળવળાટ દેખાયો, આંખોમાં ચમક ઊપસવા લાગી. આભારવશ-ભાવે ચિંતન સામે જોતો તે હસ્યો : 'આજ સુધી મેં એ શક્યતાનો તો વિચાર જ નહોતો કર્યો ! ખરેખર એવું હોય તો તો ચોર કોટવાળને દંડે એવું આજ સુધી મારી સાથે થતું રહ્યું... ચિંતન, ડૉક્ટર થયા પછી તું તો કપટબાજ બની ગયો !'

'કપટબાજ !' એણે દાદ આપી હોવા છતાં ચિંતન થોડો હેબતાયો. તુલસીના ભાઈ સાથે પોતે અત્યારે કપટ જ કરી રહ્યો હતો ને... છતાં અનીતિ આચરવા માટે અંતર ડંખતું નહોતું : 'સારા આશયથી જે કરીએ એને કપટ ન કહેવાય, મુકુન્દભાઈ ! કાંટાથી કાંટો કાઢવાની તરકીબ છે આ તો ! છતાં તમને ઠીક ન લાગે તો...'

'નહીં-નહીં, હું તો તને દાદ દઈ રહ્યો છું, ચિંતન ! આવો આબાદ આઈડિયા મારા ભેજામાં ક્યારેય ઊગ્યો નહોતો.' મુકુન્દ ઉત્સાહભેર બોલી ગયો : 'તારી વાત ખોટી પણ નથી. અનુએ એવું કેમ માની લીધું કે બાપ ન બનવા માટે હું એકલો જ દોષિત છું ? એનામાં જ ખામી હોય એવું પણ બને... બને કે નહીં, ચિંતન ?'

'બને !' હવે ચિંતને ડૉક્ટરની ફરજ બજાવવાની નીતિ અખત્યાર કરી લીધી : 'છતાં, મુકુન્દભાઈ, તમે એક વાર ચેક-અપ તો જરૂર કરાવી લેજો. ખામી ગમે તેની હોય, એનો ઇલાજ પણ મોટા ભાગે મળી આવશે. નસીબ જોર કરતાં હશે તો એકબે મહિનામાં સારા દિવસોની શુભ શરૂઆત થઈ જશે.'

'શુભ શરૂઆત તો આજથી જ થઈ ગઈ !' મુકુન્દનો આત્મવિશ્વાસ ઊભરાવા લાગ્યો : 'હવે આપણાં નસીબ જોર કરતાં દેખાય છે ! એ સિવાય આપણો આ મેળાપ જ ન થયો હોત !' કહી ચિંતનનો હાથ પકડી એણે પગ ઉપાડ્યા : 'નક્કી હવે આપણા માટે સારા દિવસો આવી રહ્યા છે ! સાથે મળીને લંડનની સફર કરીશું ! પાંચ વરસની બેહોશી પછી તુલસી ભાનમાં આવશે... તું તુલસીને પરણીને એનો પતિ બની જઈશ અને હું સૂરજનારાયણના ખજાનામાંથી કમિશન કમાઈને લખપતિ બની ગયો હોઈશ !'

શબ્દેશબ્દે મુકુન્દની ચાલ ઝડપી બનતી હતી. ધરતીથી બે વેંત અધ્ધર ચાલતો હોય

તેમ એ આગળ વધતો હતો અને એને ખોટાં સપનાં દેખાડવાના અફસોસનો ભાર લાગતો હોય તેમ ચિંતન તેની પાછળ ઘસડાતો હતો ! બીજા બધા તો ઠીક, પણ આવું કરવા બદલ તુલસી મને માફ નહીં કરે તો ?

*

રવિવારની સાંજે જનરલ વૉર્ડનો રાઉન્ડ પતાવી પોતાની રૂમમાં દાખલ થતો ચિંતન ચોંકીને દરવાજા પાસે થંભી ગયો : 'અરે, તમે ?' પંડ્યાસાહેબની પુત્રી રીટા ટેબલ સામેની ખુરશી પર બેઠક જમાવી કોઈ પૉકેટબૂક વાંચી રહી હતી. 'તમે ક્યારે આવ્યાં, રીટા...' નામની સાથે 'બેન' જોડવા ગયો, પણ પંડ્યાસાહેબની ટકોર યાદ આવી ગઈ : એ તારાથી નાની છે, સાહેબની ડૉટર છે એટલે એને રીટાબહેન કહેવું જરૂરી નથી...'

પિતાની એ ટકોર અપૂરતી હોય તેમ સામેની ખુરશીમાં બેસતાં ચિંતન સામે હસીને પંડ્યાસાહેબની પુત્રીએ સંભળાવ્યું : 'તમારું આ "તમે-તમે" આપણને નહીં ફાવે. તુંકારે બોલાવશો તો મારા પક્ષે કોઈ નાનપ નહીં લાગે અને તમારા પક્ષે અવિવેક નહીં લાગે.'

'કોઈને માનથી બોલવવામાં આપણે નાના નથી બની જતા.' ચિંતનની જીભને હજુ તુંકારો જચતો ન હોય તેમ ટેબલ પરની ઘંટડી વગાડતાં કહ્યું : 'મારા કરતાં મોટી ઉંમરના પ્યૂનને હું 'તમે' કહું છું તો એય ટોકે છે કે ડૉક્ટરસાહેબ, બીજા બધાની જેમ તમે પણ મને "તું" કેમ નથી કહેતા ?'

એ જ વખતે પ્યૂન રૂમમાં દાખલ થતો દેખાયો એટલે ચિંતને એનો જ હવાલો આપ્યો : 'પૂછો આ મોતીલાલને, હું એને "મોતી"ને બદલે આખા નામથી બોલાવું તેમાંય એને વાંધો આવી જાય છે, બરાબર છે ને, મોતીલાલ ?'

મોતી મરકમરક હસતો નીચું જોઈ ગયો. ડૉક્ટર અને પંડ્યાસાહેબની પુત્રી પોતાની સામે જોતાં જવાબની રાહ જુએ છે એનો ખ્યાલ આવ્યો ત્યારે એણે કહેવું પડ્યું : 'સાહેબ, તમે મોતીલાલ કહો છો તેમાં હૉસ્પિટલવાળાં બધાં મારી મશ્કરી કરે છે. કોઈ મહેણું સંભળાવવું હોય તો કહે છે કે આ તો આપણા ડૉક્ટર મઝુમદારનો મોતીલાલ છે ! મજાકમાં "લાલ" પર ભાર મૂકીને બધાં મને ચીડવે છે.'

'જોયું ને, ડૉક્ટર ! તમારો વિવેક કેવો ભારે પડી જાય છે !' કહી રીટાએ ચિંતનને યાદ દેવડાવ્યું : 'હવે તમારા આ મોતીલાલને ઘંટડી મારીને શું કામ બોલાવ્યો એ કહી દો.'

રીટાએ પણ 'લાલ' પર વજન મૂક્યું ત્યારે ત્રણેને હસવું આવી ગયું. હસતાંહસતાં ચિંતને રીટાને પૂછ્યું : 'તમે... સૉરી, તું શું લઈશ, રીટા ? ચા, કૉફી કે ઠંડું ?'

'મે મહિનાની ગરમીમાં ઠંડું જ ફાવે. મોતીલાલ આપણા માટે થમ્સ-અપ અને ડૉક્ટર સાહેબ માટે...'

'ડૉક્ટરસાહેબ નહીં...' ચિંતને સુધારો સૂચવતાં કહ્યું : 'ચિંતન માટે કૉફી !'

એ બોલવાનું પૂરું કરે ત્યાં સુધીમાં પ્યૂન સડસડાટ બહાર નીકળી ગયો હતો. વધારે વાર ઊભો રહે તો ફરી એક વાર 'મોતીલાલ' સાંભળવું પડશે એવા ભયથી એ ભાગી છૂટ્યો ત્યારે ચિંતન અને રીટા એકીસાથે હસી પડ્યાં અને હસતાંહસતાં એકબીજાને નીરખતાં પણ રહ્યાં. પહેલી વાર ધ્યાનથી પંડ્યાસાહેબની પુત્રીનું નિરીક્ષણ કરી રહેલા ચિંતનને ઘઉંવર્ણી રીટાની મુખાકૃતિ આકર્ષક લાગી. જીન્સ પૅન્ટ અને શર્ટનો પોશાક, બૉબ્ડ કટ વાળ, મેકઅપ વગરનું મુખ અને મૉડર્ન સ્ટાઈલનાં મોટાં ચશ્માં પાછળની નાની આંખોમાં ચમકતી બુદ્ધિપ્રતિભા...

'હું કેમ મળવા આવી એ તો તમે પૂછતા નથી.'

અચાનક રીટા પૂછી બેઠી ત્યારે ચિંતને તેના ચહેરા પરથી નજર વાળી લેવી પડી :

'પંડ્યાસાહેબને મળવા...'

'ખોટું !' ચિંતનના અનુમાનને અધવચ્ચેથી જ કાપી નાખતી રીટા બોલી ઊઠી : 'પપ્પા તો તમારી પેલી વર્લ્ડ કૉંગ્રેસના કામમાં એવા ખૂંપી ગયા છે કે વૅકેશનમાં આપણને એમની કંપની મળવાની નહીં...'

એ જ વખતે મોતીલાલને બદલે કૅન્ટીનનો છોકરો જ થમ્સ અપ અને કૉફી લઈને દાખલ થયો એટલે બંનેએ ફરી એકબીજા સામે હસી લીધું.

'પપ્પાની કંપની મળે નહીં અને મમ્મીની કંપની જામે નહીં.' થમ્સ અપની બૉટલમાં મૂકેલી સ્ટ્રો કાઢી લઈ, બાટલીમાંથી બે ઘૂંટ પીને રીટાએ આગળ ચલાવ્યું : 'મને થયું કે હું એકલી છું અને તમે છો એકલવાયા. જોઈએ, આપણી કંપની કેવીક જામે છે.'

'કદાચ બહુ નહીં જામે.' કૉફીના કપને ફૂંક મારતાં ચિંતને વિનાસંકોચ કહી દીધું : 'હું માત્ર એકલવાયો જ નહીં, આજની યંગ જનરેશન માટે આઉટ-ડેટેડ જેવો છું.'

'આઉટ-ડેટેડ ?'

'કેમ, પંડ્યાસાહેબને મળવા આવ્યો ત્યારે બે ઘડી માટે આપણે માટે આપણે એકલાં પડેલાં તેમાં તેં પૂછ્યું હતું કે આજકાલ મેટ્રોમાં પેલી ફિલ્મ ચાલે છે તે તમે જોઈ ?'

'હા, ત્યારે તમે કહ્યું હતું કે છેલ્લાં સાડાચાર વર્ષમાં તમે એકેય ફિલ્મ નથી જોઈ.' કહીને રીટાએ ઉમેર્યું : 'ફિલ્મો બાબતમાં તમો આઉટ-ડેટેડ હશો, પણ પપ્પાના કહેવા પ્રમાણે ન્યુરોલોજિમાં તો તમે અપ-ટુ-ડેટ છો.'

'એમાં જે કાંઈ છું એ તો પંડ્યાસાહેબના પ્રતાપે.' કૉફીનો કપ ટેબલ પર મૂકી ગળું ખંખેરતાં ચિંતન લાગણીભીના અવાજે બોલી ગયો : 'સાચું કહું તો આ ક્ષેત્રના તપસ્વી જેવા છે પંડ્યાસાહેબ ! કર્તવ્ય ભૂલ્યા વગર જ્ઞાનની તપશ્ચર્યા કરનાર એમના જેવા બહુ ઓછા જોવા મળે.'

'ગુરુ તપસ્વી છે, તો એમનો પટ્ટશિષ્ય પણ ક્યાં ઓછું તપ કરે છે ?' બોલતાંબોલતાં

રીટા ગંભીર બની ગઈ : 'તુલસી ગોસ્વામીને શુદ્ધિમાં લાવવા પાછળ તમે આકાશપાતાળ એક કરી રહ્યા છો, ચિંતન !'

રીટાના આ કથનમાં પ્રશંસા હતી કે કટાક્ષ એની તારવણી કરવા માટે ચિંતન ઘડીભર તેને નીરખતો રહ્યો. ના, એણે કટાક્ષ નહોતો કર્યો, એની મુખરેખામાં જરાય તાણ દેખાતી નહોતી. કોઈ કટાક્ષ કરે ત્યારે આડું જોઈ જનારો ચિંતન પ્રશંસા સાંભળીને નીચું જોઈ જતો.

'ચિંતન, જ્યારેજ્યારે હું હૉસ્ટેલથી ઘરે આવું ત્યારે પપ્પા ન હોય તો મમ્મીને પણ પહેલો પ્રશ્ન એ જ કરતી હોઉં છું : પેલી તુલસીનું શું થયું ? અને એના જવાબમાં તમારું નામ તુલસી સાથે જોડાયેલું અચૂક સાંભળવા મળે : હજુ એ ભાનમાં આવી નથી, આવશે કે નહીં એ કોઈ કહી શકતું નથી, પણ ચિંતનની શ્રદ્ધા હજુ અડગ છે.'

'કારણ કે મારી શ્રદ્ધાને પંડ્યાસાહેબ જેવાનું પીઠબળ છે.'

કહી ચિંતને બાકીની કૉફી પૂરી કરી. મનમાં તે વિચારતો હતો કે કંપની માટે આવેલી રીટા તુલસીના કેસ પર કેમ આવી ગઈ ? કોઈ તુલસીની વાત ઉચ્ચારે ત્યારે એ લાગણીવશ બની જતો. કોઈ એની શુદ્ધિમાં આવવાની આશા આપે ત્યારે આભારવશ થઈ જતો.

'તમને કદાચ ખબર નહીં હોય, ચિંતન !' ન વપરાયેલી સળીને થમ્સ અપની ખાલી બૉટલમાં સરકાવી દેતી રીટાના અવાજમાં સહાનુભૂતિનો રણકો ભળ્યો : 'ઘણાબધા લોકો દૃઢતાપૂર્વક માને છે કે તમને તુલસી પ્રત્યે અનહદ લાગણી છે.'

સાંભળતાં જ ચિંતન સતર્ક બની ગયો. જ્યારેજ્યારે કોઈકને આવું બોલતાં સાંભળતો ત્યારે એ બેહદ અકળાઈ જતો. તુલસી પોતાની કોણ હતી એ કોઈને કહી-સમજાવી શકાતું નહોતું કે લોકોના તર્કને તાળું મારી શકાતું નહોતું. શ્રીકાન્તે વર્ષો પહેલાં તેને સીધેસીધું પૂછી લીધું હતું અને આજે રીટા આડકતરી રીતે એવું જ કાંઈક કહી રહી હતી. બે વ્યક્તિ વચ્ચેના સંબંધોની સ્પષ્ટતા કરવાનું માત્ર એક જ વ્યક્તિ પર આવે ત્યારે કેટલું બધું મુશ્કેલ બની જાય છે !

'તમને મારું કહેવું અજુગતું તો નથી લાગ્યું ને, ચિંતન ?'

'અજુગતું નહીં, અનહદ નિખાલસ લાગ્યું, રીટા !'

રીટા સમજી ગઈ કે પોતે ઉચ્ચારેલા 'અનહદ લાગણી' શબ્દના અનુસંધાનમાં ચિંતને 'અનહદ નિખાલસ'નો શબ્દપ્રયોગ કર્યો હતો. છતાં એમાં વળતો પ્રહાર નહોતો, નરી નિર્દોષતા હતી.

ચિંતનના જવાબ માટે તીવ્ર તત્પરતાથી તેને તાકી રહેલી રીટાએ નિરાશ થવું પડ્યું. ચિંતન કાંઈક બોલવા જતો હતો ત્યાં જ ઉતાવળાં પગલે શ્વાસભેર ધસી આવતી નર્સે અંદર દાખલ થતાંની સાથે જ કહ્યું : 'ડૉક્ટર એક ઇમર્જન્સી કેસ બન્યો છે. ડૉક્ટર શાનબાગે તમને તત્કાળ આવી જવા...'

એટલું સાંભળતાં જ ટેબલ પર પડેલું સ્ટેથોસ્કોપ હાથમાં લઈ ચિંતન ઊભો થઈ ગયો. તેની સાથેસાથે રીટા પણ ખુરશી પરથી ઊભી થઈ ગઈ. બંનેની દૃષ્ટિ ક્ષણવાર માટે મળી, પછી ચિંતને હળવી મુસ્કાન સાથે કહ્યું : 'સૉરી, મિસ રીટા, વાત અધૂરી છોડીને જવું પડશે.'

'ઈમર્જન્સી ઈઝ ઈમર્જન્સી.' રીટાએ એટલી જ ખેલદિલીથી કહ્યું : 'હું ડૉક્ટરની દીકરી છું. પ્લીઝ ગો અહેડ... ફરી પાછી ગમે ત્યારે તંગ કરવા આવી જઈશ.'

'યૂ આર વેલ્કમ.' કહી નર્સની સાથે ઉતાવળે ચિંતન રવાના થઈ ગયો ત્યારે રીટાને ભીતરથી પડઘો સંભળાયો : 'પપ્પાને પટ્ટશિષ્ય પણ કેવો ઠાવકો મળ્યો છે !'

*

'આજે બહુ મોડું કર્યું, ચિંતન ?' પુત્રની થાળી પીરસતાં યશોદાબહેન લાડથી કહ્યું : 'તને બહુ ભાવતી વાનગી બનાવું ત્યારે જ તું મોડો આવે છે.'

'બા, એક ઈમર્જન્સી કેસ આવી ગયો.' કહી ચિંતને ઊંધું ઘાલીને જમવાનું શરૂ કર્યું ત્યાં માએ પુત્રને ચોંકાવ્યો :

'ઘેર પણ એક ઈમર્જન્સી કેસ આવી ગયો !'

'ઘેર !' ચિંતનની ગરદન ઊંચી થઈ ગઈ. મોંમાં મૂકેલો કોળિયો ગળે ઉતારીને કાંઈ પૂછે એ પહેલાં હસતાંહસતાં યશોદાબહેને જ કહી દીધું : 'સાંજે ડૉક્ટર પંડ્યાનાં પત્ની મળવા આવ્યાં હતાં.'

'સુલોચના આન્ટી !?' ચિંતનની આંખોમાં આશ્ચર્ય અને પ્રશ્નાર્થ બંને એકીસાથે ઊપસી આવ્યાં : 'અચાનક ઘેર આવી ચડ્યાં...'

'સાવ અચાનક તો ન કહેવાય. ટેલીફોન કરી, એડ્રેસ પૂછીને આવ્યાં હતાં.'

'છતાં પણ તમે કહો છો કે ઈમર્જન્સી કેસ આવી ગયો ?'

'અરે બુધ્ધુ !' પુત્રની નજીક જઈને હેતથી એના માથાના વાળ વિખેરતાં યશોદાબહેને કહ્યું : 'ઉંમરલાયક કન્યાની વાત લઈને આવે એ ઈમર્જન્સી કેસ જ કહેવાય ને !'

ત્યારે ચિંતનના મગજમાં ઝબકારો થયો : સુલોચના આન્ટી ઘેર આવ્યાં અને રીટા હૉસ્પિટલ... કદાચ મા-દીકરીએ આપસમાં કાર્યક્રમ ઘડી કાઢ્યો હશે, કદાચ જોગાનુજોગ એવું બન્યું હશે...

'એમાં આટલો બધો બાઘા જેવો કેમ બની ગયો ?' ખાવાનું વીસરી જઈને ડઘાઈ ગયેલા પુત્રને માએ ટકોર કરી : 'જુવાન દીકરા માટે માગાં તો આવે જ ને... તું અવારનવાર પંડ્યાસાહેબને ઘેર જાય છે, સુલોચનાબહેને તને કહ્યું પણ હતું કે તું એમને બહુ ગમી ગયો છે, એ મને ઘેર મળવા આવવા માગે છે... છતાં તું ઘેર આવીને વાત પણ ઉચ્ચારતો નથી ?'

'હું કોઈને બહુ ગમી જઉં એમાં કહેવા જેવું શું છે, બા ?'

'કેમ નહીં ?' પોતાનો પુત્ર કોઈને ગમી જાય એ સાંભળવાનું કઈ માને ન ગમે ?' યશોદાબહેન ખુરશી ખેંચી તેની નજીક ગોઠવાઈ ગયાં : 'અગાઉથી કહી રાખ્યું હોય તો આમ ઈમર્જન્સી જેવું ન લાગે ને !'

'કહેવાનું રહી ગયું.' કહી ચિંતને માની આંખોમાં જોયું : 'બા, એ ઈમર્જન્સી કેસને તમે કઈ ટ્રીટમેન્ટ આપી ?'

'ડૉક્ટર તું છે, તને પૂછ્યા વગર હું શી ટ્રીટમેન્ટ આપી શકું ?'

ત્યારે ચિંતને ફરી નીચું જોઈને ઝડપથી જમવાનું ચાલુ કરી દીધું. એ જાણતો હતો કે યશોદાબહેન આપમેળે જ બધું કહી નાખશે, માત્ર થોડી ધીરજ રાખવી જોઈએ.

'એમ કોઈને તરત હા-ના તો કેમ કહી દેવાય ?' ચિંતને જમવાનું પૂરું કર્યું ત્યારે યશોદાબહેને કહેવું પડ્યું : 'પાછું આ તો પંડ્યાસાહેબના ઘરનું કહેણ છે. તુલસીની સારવાર માટે એ કેટકેટલું કરે છે... મને એમ કે તમારી પેલી વર્લ્ડ કૉંગ્રેસ ભરાઈ જાય અને તુલસીની ટ્રીટમેન્ટનો કોઈ માર્ગ નીકળે નહીં ત્યાં સુધી વાત લટકતી રાખું.'

સાંભળતાં જ હાથ ધોવા માટે વૉશબેઝિન તરફ જતો ચિંતન આંચકા સાથે ઊભો રહી ગયો. ઘડીભર માને જોઈ લઈને ઘૂંટાતા શ્વાસ છોડતાં એણે કહી દીધું : 'નહીં, બા, આપણું કામ કઢાવવા માટે કોઈને ખોટા ભ્રમમાં રાખવું સારું નહીં.' બોલતાં એ ગળગળો થઈ ગયો : 'બીજા કોઈની સાથે કદાચ કપટ કરી શકાય, પણ પંડ્યાસાહેબ જેવા ગુરુને ભ્રમમાં રાખવાનું...'

કહી ચિંતન હાથ ધોવા ગયો ત્યાં પીઠ પર માનો અવાજ અફળાયો : 'મને હતું કે તુલસીની સારવારનું ગોઠવાઈ જાય, પેલા રશિયાવાળા ડૉક્ટર સાથે બધું પાકું થઈ જાય ત્યાં સુધી...'

'નહીં, બા, તુલસીની સારવારમાં શું રશિયાવાળો કે શું અમે, બધા નિમિત્તમાત્ર છીએ.' નૅપ્કિનથી હાથ-મોં લૂછતાં ચિંતનથી બોલાઈ ગયું : 'કર્તા-ધર્તા તો એકમાત્ર ઉપરવાળો છે.'

સાંભળીને યશોદાબહેન હૃદયનો ધબકારો ચૂકી ગયાં. પહેલી વાર પુત્રના મુખેથી ઉપરવાળાનો હવાલો સાંભળવા મળ્યો. ગદ્‌ગદ થતી છાતીનો ઊભરો વાણીસ્વરૂપે ઠલવાયો : 'દીકરા ! મને તારી પાસેથી આવા જ જવાબની આશા હતી. હવે તું ચિંતા નહીં કરતો. સુલોચનાબહેનને હું સંભાળી લઈશ.'

માતાની વાણી ઉપરાંત એમના મુખના સૌમ્ય તેજથી ચિંતનની ચિંતા પળવારમાં ઓગળી ગઈ.



# 21

'ડૉક્ટર મઝુમદાર, માઈનર ઍક્સિડેન્ટનો એક કેસ આવ્યો છે.' સિસ્ટર મોદીએ આવી ખબર આપ્યા : 'માથામાંથી બ્લીડિંગ થાય છે. જરા આવી જશો ?'

'આવી જશો ?' સાંભળતાં પહેલાં તો ચિંતને ઊભા થઈને ઓ.પી.ડી. તરફ ચાલતી પકડી હતી. હૉસ્પિટલમાં ઈન્ટર્નશિપ કરતા બીજા ડૉક્ટરો સાંજે ૬ વાગ્યે આડાઅવળા થઈ ગયા હોય ત્યારે ડ્યૂટી પરની નર્સોને ચિંતન સહેલાઈથી હાથ લાગી જતો. કેટલાક ડૉક્ટર્સ તો સિસ્ટર્સને કહી રાખતા : 'ડૉક્ટર મઝુમદાર ફ્રી હોય ત્યાં સુધી તમારે અમને વતાવવા નહીં. જેને બહુ ઝડપથી અનુભવ વધી જવું હોય એને જ વધારે કેસ આપવા !'

આઉટડૉર પેશન્ટના રૂમનો પરદો હઠાવીને જોયું તો ટ્રોલી-સ્ટ્રેચર પર સૂતેલા યુવાનના કપાળમાંથી વહેતું લોહી રોકવા માટે નર્સ કામે લાગી ગઈ હતી. 'હેલો, ડૉક્ટર !'નો જવાબ 'હેલો, સિસ્ટર !' કહી, ચિંતન યુવાનના માથા પર ઝૂકીને કપાળનો ઘાવ તપાસવા મંડ્યો.

'વૉટ હૅપન્ડ, યંગમૅન ?' તેના વાંકડિયા વાળ પર હાથ રાખી ધરપતનું હૂંફાળું સ્મિત આપતાં ડૉક્ટરની જેમ ચિંતને પૂછ્યું : 'કોઈની સાથે મારામારી...'

'નો નો, ડૉક્ટર !' ગોરા મુખના હોઠ પર સામું સ્મિત આપી યુવાને કહ્યું : 'ડાકર ટી.ટી. પર ટ્રાફિક સિગ્નલમાં બસ ઊભી રહી એટલે ઊતરી જવાની ઉતાવળ કરવા ગયો તેમાં પાછળથી આવતી કારનું ધ્યાન ન રહ્યું. કાર ચલાવનારે બ્રેક મારી તોપણ સહેજ ધક્કો લાગ્યો એટલે ધરતીને સાષ્ટાંગ પ્રણામ કરવા પડ્યા, તેમાં ફૂટપાથની કિનારી સાથે કપાળ અફળાઈ ગયું.'

'એટલે કે તમારા સાષ્ટાંગ પ્રણામના જવાબમાં ધરતીએ કપાળે તિલક કર્યું, એમ જ ને ?'

સાંભળીને યુવાન પેશન્ટ ચમકતી કીકીએ ઘડીભર ચિંતનને એકીટશે જોતો રહ્યો પછી હસી પડ્યો : 'વાહ ! ડૉક્ટર ! તમારો ડાયલૉગ નાટકમાં કામ લાગે એવો છે.'

'એનો અર્થ એ કે તમે નાટકમાં કામ કરો છો.' ચિંતને ટ્રીટમેન્ટની તૈયારી ચાલુ રાખતાં કહ્યું : 'સ્ટેજ ઍક્ટર લાગો છો !'

'કરેક્ટ, ડૉક્ટર !' ગૌરવભેર કહીને યુવાને ઉમેર્યું : 'બસમાં રિહર્સલ માટે જ જઈ રહ્યો હતો. ઑફિસેથી નીકળતાં જરા વાર લાગી એટલે બસ એના સ્ટૉપ પર પહોંચે એ પહેલાં ઊતરી જવાની અધીરાઈ આવી ગઈ.'

ત્યાં સુધીમાં ઓ.પી.ડી.ના ક્લાર્કે તૈયાર કરેલો કેસ-પેપર ચિંતનના હાથમાં આવી ગયો હતો. પેશન્ટનું નામ ગમી જાય એવું હતું, પણ બહુ જાણીતું ન લાગ્યું.

'મિસ્ટર વિશેષ અગ્નિહોત્રી, તમારી એ અધીરાઈની હળવી સજા ભોગવવી પડશે,' કહી ચિંતને ફરી ઘાવનું નિરીક્ષણ કરવા માંડ્યું : 'અર્ધો ઇંચ ઊંડો અને ત્રણેક ઇંચ લાંબો જખમ છે. ટાંકા લેવા પડશે. થોડું દુખશે. બહુ પીડા નહીં થાય.'

'દુખશે એનું દુઃખ નથી, ડૉક્ટર !' પેલાએ હસીને કહ્યું : 'ટાંકા લેશો એનો ડાઘ રહી જશે તો...'

'તો પ્રેક્ષકોની આંખમાં ખટકશે એવી દહેશત લાગે છે, મિસ્ટર ઍક્ટર ?'

'ડાઘ આખરે તો ડાઘ જ કહેવાય ને ડૉક્ટર !' 'ચિંતનના મળતાવડા સ્વભાવ પર મુગ્ધ બની ગયો હોય તેમ વિશેષ અગ્નિહોત્રીએ વાતચીત ચાલુ રાખી : 'વિલનનો રોલ કરવાનો હોત તો જખમનો ડાઘ ઉપકારક બની જાત...'

'એટલે આપસાહેબ હીરોના રોલ્સ કરો છો, એમ જ ને ?'

'રોલ્સ નહીં રોલ - હજુ તો શરૂઆત છે.'

'મિસ્ટર વિશેષકુમાર, ડાઘની ચિંતા ન કરશો.' ચિંતને ટાંકા લેવાની પૂર્વ તૈયારી કરતાં કહ્યું : 'ધરતીને સાષ્ટાંગ દંડવત્ કર્યા હતા એના તિલક જેવી કપાળે આછી યાદ રહી જશે... આર યૂ રેડી ?'

'યસ, ડૉક્ટર, સ્ટેજ પર ડિરેક્ટર કહે એમ કરવાનું અને દવાખાનામાં ડૉક્ટર કહે તેમ !'

'ધેન સિસ્ટર, લેટ્સ સ્ટાર્ટ.' કહી ચિંતને કારીગરની કુશળતાથી વિશેષના કપાળે ટાંકા લેવા માંડ્યા. દર્દીને વાતે વળગાડીને કામ કરી લેવાની ડૉક્ટરની ખાસિયત મુજબ તેણે પૂછ્યું :

'કયા નાટકનાં રિહર્સલ ચાલી રહ્યાં છે ?'

'અપઘાત !'

નામ સાંભળી ચિંતન સહેજ ચોંક્યો, પણ તેણે સોય પકડેલા હાથને ધ્રૂજવા ન દીધો.

'નાટકનું નામ સાંભળીને તમારી જેમ મારી વાઈફ પણ પહેલાં ચોંકી હતી. નાટક મરાઠી છે અને મરાઠીમાં ''અપઘાત''નો અર્થ અકસ્માત થાય છે એ ઘણી વાર ગુજરાતીઓ ભૂલી જાય છે.'

'એટલે કે તમારાં વાઈફ ગુજરાતી છે ? આંતરપ્રાન્તીય લગ્ન ?'

'હં... કૉલેજમાં સાથે ભણતાં હતાં. પરિચયની શરૂઆતમાં ભાષા બાબત ઝઘડેલાં. શ્રી કહેતી હતી કે આંખને માટે મરાઠીમાં ''ડોળે'' અને માથાને ''ડોકે'' જેવા કર્કશ શબ્દો શોધનાર કોઈ શુષ્ક માણસ હોવો જોઈએ.'

'પછી શું થયું ?'

'શું થાય ? ભાષાનો ઝઘડો મિટાવવા માટે અમે અંગ્રેજીમાં પ્રેમ કર્યો.' કહીને હસવા જતાં કપાળની ચામડી તણાઈ એટલે તેનાથી ઊંહકારો નીકળી ગયો અને ચિંતને છેલ્લો ટાંકો લઈ લીધો : 'મિસ્ટર વિશેષ, પ્રેમ ગમે તે ભાષામાં કરીએ તોપણ પીડા તો શબ્દોને બદલે ઉદ્ગારમાં જ વ્યક્ત થઈ જાય છે - જેમ તમે હમણાં ઊંહકારો કર્યો તેમ !'

ફરી તેના સંવાદ પર પ્રસન્ન થઈને વિશેષ આશ્ચર્યભાવે તેને જોવા લાગ્યો એટલે તેના કપાળ પર પટ્ટી લગાવી ચિંતન કહેવા જતો હતો : હવે થોડી વાર બેસીને ઘેર જઈ શકો છો... પણ પગ પર ડૉક્ટરનો હાથ વાગતાં જ વિશેષથી હળવી ચીસ પડાઈ ગઈ : 'ઓહ ! ડૉક્ટર !'

'સૉરી ! વેરી સૉરી !' કહેતાં ચિંતને તેના જમણા પગના પૅન્ટનો પાયચો ઊંચો કર્યો : 'પગમાં પણ માર લાગ્યો છે એ અત્યાર સુધી કેમ બોલ્યા નહીં ?' ગોઠણ નીચેનો ભાગ સૂજી ગયેલો જોઈને તેણે ઉમેર્યું : 'કપાળ કરતાં તો અહીં વધારે ઈજા થઈ લાગે છે.' ચિંતન સૂજેલા પગ પર હળવો હાથ પસવારવા લાગ્યો : 'મિસ્ટર, પગનો ઍક્સ-રે લેવો પડશે.'

ત્યારે વિશેષ આંચકા સાથે સફાળો બેઠો થઈ ગયો. દુખતા પગ પર નજર ફેરવી એણે ચિંતન સામે જોયું : 'ઍનીથિંગ સિરીઅસ, ડૉક્ટર ?'

'ફ્રૅક્ચર થયું છે કે નહીં એ જાણ્યા વગર કેમ કહી શકાય ?'

'ઓહ ગૉડ ! તો-તો હું ''અપઘાત''નો રોલ ગુમાવી બેસીશ !' વિશેષની મોટી આંખોમાં પહેલી વાર વિષાદનો ઓછાયો દેખાયો : 'આનું નામ બૅડ લક !'

'મિસ્ટર અગ્નિહોત્રી, અમે હૉસ્પિટલવાળા બૅડ લકનો જુદો જ અર્થ કરીએ છીએ.' તેને આનંદમાં રાખવા ચિંતને ''બૅડ''(ખરાબ)ને ''બેડ''(પથારી)ના અર્થમાં પલટાવી નાખ્યો : 'અહીં દર્દીને બેડ મળી જાય તો એ લકી ગણાય છે અને આજે હૉસ્પિટલમાં એક પણ બેડ ખાલી નથી એટલે તમારા બૅડ લક ન ગણાય.' કહીને તેનો ખભો દાબ્યો.

'ડૉક્ટર, તમે શબ્દોની રમત ફાંકડી રમી જાણો છો.' વિશેષની આંખોમાંથી વિષાદ

અદૃશ્ય થઈ ગયો એટલે ચિંતન સ્મિત ફરકાવતો બોલી ગયો : 'એ સિવાય કોઈ રમત મને આવડતી નથી.' પછી નર્સને કહ્યું : 'સિસ્ટર, એમને એક્સ-રે માટે લઈ જાઓ.' એક્સ-રે રૂમ તરફ સરકી રહેલ ટ્રોલી-સ્ટ્રેચરની સાથે ચાલતાં ચિંતનને યાદ આવ્યું : 'બાય ધ વે, તમારે ઘેર ખબર આપવા છે ?'

'ઘેર...' વિશેષ અર્ધી મિનિટ ખામોશ રહ્યો. સ્ટ્રેચર એક્સ-રે રૂમના દરવાજે પહોંચ્યું એટલે તેણે કહેવું પડ્યું : 'ખબર સાંભળીને શ્રી ચિંતામાં પડી જશે અને ખબર નહીં આપવાથી વધારે ઉપાધિ થશે... રિહર્સલમાં પહોંચ્યો નથી એટલે પ્રોડ્યુસર પહેલાં મારી ઑફિસે ફોન કરશે. ત્યાંથી જવાબ મળશે કે એ તો ક્યારના નીકળી ગયા, એટલે ઘેર તપાસ કરશે. હું ઑફિસે નથી અને રિહર્સલમાં પહોંચ્યો નથી એ જાણ્યા પછી શ્રી ફફડી ઊઠશે, જાતજાતની અમંગળ આશંકાઓ કરવા માંડશે : કોઈક મારું અપહરણ કરી ગયું હશે...' બોલતાંબોલતાં એ અટકી ગયો ત્યારે ચિંતન રમૂજમાં કાંઈક કહેવા જતો હતો, પણ વિશેષના ચહેરાની ગમગીની જોઈને એણે ગંભીર થઈ જવું પડ્યું :

'વિશેષ, તમે મને ઘરનો નંબર લખાવો. એક્સ-રે લેવાઈ જાય ત્યાં સુધીમાં હું તમારાં મિસિસને ખબર આપી દઉં. તમને નજીવી ઈજા થઈ છે એ રીતે જ વાત કરીશ.'

કહી ચિંતને ખિસ્સામાંથી બૉલપેન કાઢી વિશેષના કેસ-પેપર પર ટેલીફોન નંબર લખી લીધો.

'ડૉક્ટર, ફોન કેર ઑફ છે. ઘરની નીચે જ સાવલા સ્ટોર્સ છે. એમને કહેશો કે પહેલે માળેથી...'

'મિસિસ અગ્નિહોત્રીને બોલાવી આપો...' તેના સ્ટ્રેચરને હળવેકથી એક્સ-રે રૂમમાં હડસેલતાં પોતાનું વાક્ય પૂરું કરી, રેડિયોલોજિસ્ટ ડૉક્ટર દત્તા સાથે કેસ વિશે અર્ધી મિનિટ વાત કરી લઈ ચિંતન રવાના થઈ ગયો.

ફોન લાગી તો તરત જ ગયો, પણ વિશેષની પત્નીને લાઈન પર આવતાં બે મિનિટનો વિલંબ થયો. સાવચેતી ખાતર ચિંતને કહ્યું હતું : એમને કહેજો કે વિશેષના ફ્રેન્ડનો ફોન છે.

'હેલો !' સામે છેડેથી લહેકા સાથે અવાજ સંભળાયો એટલે ચિંતને ઇંગ્લિશમાં શરૂઆત કરી : 'હેલો મિસિસ અગ્નિહોત્રી, ચિંતન મઝુમદાર હીઅર.'

'ચિંતન મઝુમદાર !' અજાણ્યું નામ સાંભળ્યાનો વિશેષની પત્નીએ પ્રતિભાવ દર્શાવ્યો એટલે ચિંતને ગુજરાતીમાં શરૂ કર્યું : 'જુઓ, બહેન, હું ડૉક્ટર મઝુમદાર કે.જી.એમ. હૉસ્પિટલમાંથી વાત કરું છું.'

'કે.જી.એમ. હૉસ્પિટલ ?' સામે છેડે પણ ગુજરાતી થઈ ગયું : 'મને તો સાવલાભાઈએ કહ્યું કે વિશેષના કોઈ ફ્રેન્ડનો ફોન છે. એમને કોઈ ડૉક્ટર મઝુમદાર સાથે ફ્રેન્ડશિપ હોય એવું...'

'થોડી વાર પહેલાં જ અમારી ફ્રેન્ડશિપ થઈ ગઈ.' હવે લંબાવવાનું હિતાવહ નથી એમ માનીને ચિંતને ખબર આપી દીધા : 'વિશેષને બસમાંથી ઊતરતાં કપાળમાં નજીવી ચોટ લાગી... !'

'ચોટ લાગી !' સામે છેડે અવાજ ઊંચો થયો : 'નજીવી ચોટ માટે હૉસ્પિટલમાં....'

'જુઓ, તમે ગભરાઈ ન જાઓ. કપાળમાં પાંચ-છ ટાંકા આવ્યા એ મેં હમણાં જ લઈ લીધા. જમણા પગમાં માર લાગ્યો છે એટલે અત્યારે એક્સ-રે લઈ રહ્યા છીએ.'

'હું હમણાં જ ત્યાં આવી પહોંચું છું.' અધીરા સ્વરે પેલીએ કહ્યું : 'શું નામ કહ્યું તમારું...'

'ડૉક્ટર ચિંતન મઝુમદાર.'

'થેન્ક્સ, ડૉક્ટર મઝુમદાર !' કહીને પેલી સહેજ અટકી : 'ચિંતન નામ કહ્યું તમે ? કે.જી.એમ. હૉસ્પિટલના ડૉક્ટર ? ઓહ ! તો-તો તમે પેલી તુલસી ગોસ્વામીવાળા જ ચિંતન હશો.'

એક અજાણી વ્યક્તિ પોતાને 'તુલસી ગોસ્વામીવાળા ચિંતન' તરીકે ઓળખી જાય એ ચિંતનને બહુ વિચિત્ર તો લાગ્યું પણ અજુગતું ન દેખાયું : 'જી હા, હું એ જ ચિંતન !'

પરંતુ તેનો જવાબ સાંભળ્યા વગર જ સામે છેડેથી રિસીવર મુકાઈ ગયું ત્યારે ચિંતન વિચારમાં પડી ગયો : મારી ઓળખાણ જાણ્યા પછી એના અવાજનો રણકો કેમ બદલાઈ ગયો ?

પંદર મિનિટ પછી ચિંતન એક્સ-રે રૂમમાં રેડિયોલોજિસ્ટ ડૉક્ટર દત્તા પાસેથી વિશેષના પગમાં ફ્રેક્ચરની ચર્ચા કરતો હતો ત્યાં એ આવી પહોંચી.

દરવાજા પાસેથી જ 'વૉટ હૅપન્ડ, વિશેષ ?'ની પૃચ્છા સાથે ધસી આવીને બીજા કોઈની સામે જોયા વિના એણે વિશેષનો હાથ પકડી લીધો : 'ક્યાં વાગ્યું ? કેમ કરતાં વાગ્યું ? કેટલું વાગ્યું ?'ની પૂછપરછમાં એ રડવા જેવી થઈ ગઈ.

'જોયું ને, ડૉક્ટર !' સ્ટ્રેચર પર બેઠા થઈ જઈને વિશેષે ચિંતન તરફ જોયું : 'હું નહોતો કહેતો ? તમારી ગુજરાતી છોકરીઓ કેટલી બધી કાળજી (ચિંતા) કરવા માંડે છે...'

'હા, મિસ્ટર અગ્નિહોત્રી !' ચિંતને નજીક આવીને સામું સંભળાવ્યું : 'અમારી ગુજરાતી ભાષા પ્રમાણે દરેક સ્ત્રીએ પતિની કાળજી લેવી જોઈએ.' કહીને પેલી તરફ જોયું : 'બરાબર છે ને, મિસિસ અગ્નિહોત્રી ?'

હવે વિશેષની પત્નીનું લક્ષ ચિંતન તરફ દોરાયું. એ ધારીધારીને તેને જોવા લાગી એટલે વિશેષને ઓળખાણ આપવાનું યાદ આવ્યું : 'શ્રી ! એ છે ડૉક્ટર મઝુમદાર... ડૉક્ટર તરીકે કેવા છે એ તો મારા કપાળના ટાંકા રૂઝાય ત્યારે કહી શકીશ, પણ માણસ તરીકે મિત્ર બનાવવા જેવા છે એ તો તત્કાલ કહી શકું એમ છું.'

સાંભળીને શ્રી નીચું જોઈ ગઈ. એના પાતળા હોઠ સહેજ ધ્રૂજ્યા : 'એ મને નહીં ઓળખતા હોય, પણ હું એમને બહુ સારી રીતે ઓળખું છું.'

'ઓળખવાની વાત તો એવી છે ને...' ચિંતન વાતાવરણને હળવું કરવા માટે કોઈક રમૂજ કરવા જતો હતો ત્યાં હૉસ્પિટલના ડીન શ્રીવાસ્તવ દાખલ થતા દેખાયા :

'અરે, શ્રુતિ, તારે અહીં આવવું પડ્યું ?' કહેતાં ડીન ઉતાવળે અંદર આવ્યા : 'પ્યૂને મને ખબર આપ્યા કે ડૉક્ટર શ્રીકાન્તસાહેબનાં બહેન આવ્યાં છે.'

ડીનસાહેબના મુખેથી મિસિસ અગ્નિહોત્રીની ઓળખાણ સાંભળતાં જ ચિંતન ચોંકી ઊઠ્યો : શ્રીકાન્તભાઈનાં બહેન... શ્રુતિ... નામ તો સાંભળ્યું હતું, પણ ક્યારેય મેળાપ થયો નહોતો !

'આ યંગમૅનને મેં ઓળખ્યા નહીં.' કહેતાં ડીન વિશેષને ધ્યાનથી જોવા લાગ્યા.

'અંકલ, એ મારા હસબન્ડ છે !' ઓળખાણ આપતી શ્રુતિ વડીલની હાજરીના સંકોચથી નીચું જોઈ ગઈ.

'તારા હસબન્ડ ?' ડીનસાહેબનું આશ્ચર્ય ઊછળી આવ્યું : 'તું પરણી ગઈ ? જજસાહેબે મને કંકોત્રી પણ ન મોકલી ? મને આશીર્વાદ આપવાય ન બોલાવ્યો ?'

સાંભળીને શ્રુતિ લાચારીના ભાવથી ડીનને જોતી રહી ત્યારે વિશેષે બોલવું પડ્યું : 'અન્કલ, જજસાહેબે પોતે જ અમને આશીર્વાદ નથી આપ્યા, પછી આપને ક્યાંથી બોલાવે ?'

'ઓહ ! સમજી ગયો.' કહેતાં ડીનસાહેબે વાત બદલી નાખી : 'ચિંતન, આપણા આ જમાઈરાજનો કેસ શું કહે છે ?'

પહેલી વાર પોતાના પતિ માટે ભાવથી જમાઈરાજનું સંબોધન સાંભળીને શ્રુતિથી મલકી જવાયું.

'સર, એક્સ-રેની પ્લેટ હમણાં જોવા મળશે, પણ ડૉક્ટર દત્તાનું કહેવું છે કે અહીં હાડકામાં નાની તિરાડ દેખાય છે.' ચિંતને પેશન્ટના પગના ગોઠણ નીચેનો ભાગ દેખાડતાં કહ્યું : 'તમારા જમાઈરાજ અને અમારા બનેવીલાલને પ્લાસ્ટરની હળવી સજા કર્યા વગર છોડી શકાય તેમ નથી.'

'પ્લાસ્ટર !' વિશેષ ચોંકી ઊઠ્યો અને શ્રુતિ સામે જોયું : 'શ્રી, હવે મારા નાટકનું શું થશે ? એ લોકો હીરો બદલી નાખશે !'

'નહીં, હીરોને બદલે એ લોકોએ સ્ક્રીપ્ટ બદલવી જોઈએ.' ચિંતન વચ્ચે બોલી ઊઠ્યો : 'વિશેષ, આમેય તમારા નાટકનું નામ "અપઘાત" એટલે કે અકસ્માત છે. સ્ક્રીપ્ટમાં હીરોને નાનકડો અકસ્માત થયો છે એવો ફેરફાર કરીને વ્હીલચેરમાં ઍક્ટિંગ કરતો દેખાડે તો વાસ્તવિક લાગશે.'

ચિંતને રમૂજમાં કહ્યું હશે, પણ સાંભળીને વિશેષ તેને તાકીને જોવા લાગ્યો : 'ડૉક્ટર, પહેલાં તમારા ડાયલૉગ સાંભળીને થતું હતું કે ડૉક્ટરને બદલે તમે રાઈટર હોવા જોઈતા હતા.... અને સ્ક્રીપ્ટ બદલવાનું સૂચન સાંભળીને થાય છે કે તમે સારા ડિરેક્ટર પણ થઈ શકો.'

બંને વચ્ચેનો સંવાદ સાંભળીને ગૂંચવણમાં પડેલા ડીનસાહેબને ચિંતને સમજાવવું પડ્યું કે વિશેષ અગ્નિહોત્રી મરાઠી સ્ટેજના ઊગતા અભિનેતા છે અને રિહર્સલ માટે જતા હતા ત્યારે બસમાંથી ઊતરતાં આ અણધારી ઉપાધિ આવી પડી.

એ જ વખતે રેડિયોલોજિસ્ટ દત્તા એક્સ-રે ફોટા સાથે ડાર્ક-રૂમમાંથી બહાર આવતા દેખાયા એટલે 'ફર્સ્ટ લેટ મી સી હિઝ એક્સ-રે' કહીને ડીને ધ્યાનથી એક્સ-રે તપાસ્યો.

'માઈનર ક્રૅક છે.' બબડતાં વિશેષ પાસે આવ્યા : 'યંગમૅન, બે વીક પ્લાસ્ટરમાં કમ્પ્લીટ રેસ્ટ લેવો પડશે.'

સાંભળીને વિશેષનું મોઢું લેવાઈ ગયું એટલે તેના ખભા પર હાથ મૂકીને ઉમેર્યું : 'નાટકની ચિંતા પછી, પહેલાં પગ સંભાળો.' પછી શ્રુતિ સામે જોયું : 'દીકરી, અમને તારી પસંદગી પરફેક્ટ લાગી... પણ હાડકાની તિરાડ સંધાય નહીં ત્યાં સુધી હિલચાલ કમ્પ્લીટ બંધ. એ મારો ચુકાદો છે. પગમાં કોઈ ખોડ રહી જાય અને અમારો જમાઈ લંગડો ચાલે એ મને મંજૂર નથી.'

શ્રીવાસ્તવ અંકલે પ્રેમભાવે ઉચ્ચારેલા એ ઑર્ડરે શ્રુતિની આંખના ખૂણા ભીંજવી નાખ્યા. મનોમન તેનાથી સરખામણી થઈ ગઈ : ક્યાં સગા પિતા જજસાહેબ, જે ન્યાય તોળવાને બદલે જોહુકમી ચલાવે છે... અને ક્યાં આ ડીન અંકલ, જે સજા કરીને પણ પિતા જેવું વાત્સલ્ય વરસાવે છે !

શ્રુતિને ગદ્‌ગદ થઈ જતી જોઈને શ્રીવાસ્તવે સત્વર ડીન બની જવું પડ્યું : 'ચિંતન, પેશન્ટને ઑર્થોપીડિકમાં લઈ જા... ડૉક્ટર તલવકરને કહે કે આ અમારા વી.આઈ.પી. પેશન્ટ છે. પ્લાસ્ટરની તૈયારી કરે એટલી વારમાં હું આવું છું.'

'અંકલ, હું પણ જઉં' કહેતી શ્રુતિ સ્ટ્રેચરની ટ્રોલી સાથે ચાલવા લાગી એટલે ડીને તેને રોકવી પડી : 'નહીં, શ્રુતિ, અમારા ઑર્થોપીડિક ડૉક્ટરની ખાસિયત છે કે અનિવાર્ય હોય તો જ પેશન્ટના રિલેટિવને પ્લાસ્ટર વખતે હાજર રહેવા દે... ચાલ, આપણે મારી કૅબિનમાં જઈને બેસીએ.'

સાથે ન જવા દેવાનું ડીન અંકલનું કારણ શ્રુતિને ગળે ન ઊતર્યું, પણ ચિંતન સમજી ગયો કે એક્સ-રે જોઈને ડૉક્ટર દુખતો ભાગ દબાવે છે ત્યારે કોઈ-કોઈ દર્દી ચીસ પાડી ઊઠે છે. એ વખતે દર્દીનાં સગાં બાજુમાં હોય તો તેઓ પણ નર્વસ થઈ જતાં હોય છે.

પ્લાસ્ટરની વિધિ ચાલુ કરાવીને ડીનસાહેબ સાથે ચિંતન પણ એમની કૅબિનમાં પાછો ફર્યો ત્યારે શ્રુતિ કૉલ્ડ્રિંક પતાવીને સામે લટકતું કૅલેન્ડર જોતી વિચારમાં બેઠી હતી.

'છોકરી, કેલેન્ડરમાં શું જોઈ રહી છે - તારીખ કે મહિનો ?' કેબિનમાં દાખલ થતાં શ્રીવાસ્તવે તેને ચોંકાવી : 'લગ્ન કર્યાને કેટલો સમય થયો ?'

'ઑગસ્ટમાં વરસ પૂરું થશે.'

'ફર્સ્ટ વેડિંગ ઍનિવર્સરિ !' ડીનસાહેબની પોતાની રિવૉલ્વિંગ ચેરમાં ગોઠવાતાં બોલ્યા : 'તારું વેડિંગ ભલે ન ઊજવાયું, પણ આપણે તારી વેડિંગ ઍનિવર્સરિ જરૂર ઊજવીશું.'

સાંભળીને શ્રુતિ ફિક્કું હસી. લગ્નપ્રસંગ ન ઊજવાયાનો અત્યારે અફસોસ થતો હોય તેમ એનાથી નિસાસો નંખાઈ ગયો.

'જજસાહેબ સ્વભાવના જિદ્દી તો છે જ, પણ આપણે એમને મનાવી લઈશું.'

ડીનસાહેબ એટલું બોલ્યા ત્યાં જ શ્રુતિનો ચહેરો તંગ બની ગયો : 'જિદ્દી નહીં, જડ કહો, અંકલ !'

શ્રીવાસ્તવ સમજી ગયા કે પુત્રી પિતા પ્રત્યેનો રોષ ઠાલવવા માગે છે. કોઈ મનમાં ધૂંધવાતું હોય ત્યારે શિખામણ આપવાને બદલે તેને બોલવા દેવું જોઈએ.

'જજસાહેબને વાંધો શો આવ્યો ? વિશેષ મરાઠી છે એનો કે પછી નાતજાતનો ?'

'ના, એ એક મિલ-કારકુનનો પુત્ર છે એનો.'

'તારે કૉલેજમાંથી ઓળખાણ થઈ હશે.'

'હા, બી.એ.ના છેલ્લા વર્ષમાં અમે નજીક આવ્યાં. વિશેષ કૉલેજનાં નાટકોમાં કામ કરતો.'

'એટલે તું એની ઍક્ટિંગ પર વારી ગઈ ?'

'નહીં, અંકલ !' હળવી ટકોરનો શ્રુતિએ ગંભીરપણે જ જવાબ આપ્યો : 'હું એના સ્વમાની સ્વભાવ પર વારી ગઈ. પોતે મિલ-કારકુનનો પુત્ર છે એમાં એ ક્યારેય હીણપત અનુભવતો નહીં. ભણતાંભણતાં સર્વિસ કરે. કપડાંની કોઈ ટાપટીપ નહીં. મને એણે ઘણી વારી : તારા પિતાનો સ્વભાવ જાણે છે છતાં સંબંધ બાંધવાનું જોખમ શું કામ વહોરે છે ? હું બે ઓરડીના ઘરમાં રહું છું. પિતા રિટાયર થવાના છે. માતા હયાત નથી. અમારી રહેણીકરણી તને માફક આવશે નહીં. અને એક વાર પિતાનું ઘર છોડીને આવીશ પછી તને ફરી આવકાર મળશે નહીં.' ટેબલ પર પડેલા કાચના ગોળ પેપરવેટને રમાડતી નીચું જોઈને તે એકધારું બોલીને અટકી.

'શ્રીકાન્ત પણ જજસાહેબને સમજાવી ન શક્યો ?'

સાંભળીને શ્રુતિએ ડોક ઊંચી કરી. પહેલાં શ્રીવાસ્તવ સામે જોયું, પછી ચિંતન તરફ જોતી મૂંગી થઈ ગઈ.

'સર, હું જઉં. શ્રુતિબહેનની અંગત બાબતમાં મારી હાજરીની...'

'નહીં, ચિંતન !' ઊભા થયેલા ચિંતનને રોકતી શ્રુતિ અધીર અવાજે બોલી ઊઠી : 'બેસો. તમારી હાજરીમાં બધું કહીશ તો હૈયું વધારે હળવું થશે. પ્લીઝ...'

ચિંતનને એ વિચિત્ર લાગ્યું. પોતાની હાજરીથી હૈયું વધારે હળવું થવાનું તેનું કથન સમજાયું નહીં.

'તમે તો જાણો છો, લગ્ન પછી તરત જ શ્રીકાન્તભાઈ અને ભાભી ફર્ધર સ્ટડી માટે લંડન ઊપડી ગયાં. બે વર્ષ પહેલાં ભાભીની ડિલિવરી માટે બંને આવ્યાં હતાં ત્યારે વિશેષ સાથે મારી આત્મીયતા બંધાઈ નહોતી. બાબો બે મહિનાનો થયો એટલે તેને અહીં રાખી બંને લંડન ચાલ્યા ગયાં... ગયા વર્ષે વિશેષ સાથે બધું પાકું કરીને મોટા ભાઈને મેં વિગતવાર પત્ર લખ્યો કે જજસાહેબને કાને તમે જ વાત નાખો. હું કહીશ તો સાંભળીને જ તેઓ ધૂંઆપૂંઆ થઈ જશે.'

એ વખતની પરિસ્થિતિ યાદ કરીને અત્યારે અકળામણ અનુભવતી શ્રુતિ શ્વાસ ખાવા રોકાઈને આગળ વધી :

'મોટા ભાઈએ લંડનથી જવાબમાં લખ્યું કે જજસાહેબને પત્ર કે કૉલથી સમજાવવાનું અસંભવિત છે. આવતા વરસે તો અમે ત્યાં આવી જવાનાં છીએ. એટલો વખત ચૂપચાપ બેસી રહે... પણ મારાથી બેસી રહેવાય તેમ નહોતું. ચાર વર્ષથી વિશેષ અને તેના પિતા લૉજનું ખાઈને ચલાવતા હતા. હવે મારે એમનું ઘર ચલાવવાનું હતું. એક વર્ષ પછી મોટા ભાઈ આવે અને ત્યારે પણ જજસાહેબ નમતું ન જોખે તો એક વર્ષ વાટ જોઈને પસ્તાવાનું જ હતું.'

'એટલે તમે બંને ચૂપચાપ પરણી ગયાં ?'

સાંભળતાં જ શ્રુતિની ગરદને ઝાટકો અનુભવ્યો. ચહેરા પર તણાવ દેખાયો :

'એવું કર્યું હોત તો હું જરૂર દોષિત ગણાત... મેં જજસાહેબ સમક્ષ જે હતું તે બધું જ રજૂ કરી દેવાનું નક્કી કર્યું, પણ તેઓ તો અર્ધું સાંભળીને જ ખુરશીમાંથી તરાપ મારતા ઊભા થઈ ગયા. મમ્મી વચ્ચે પડ્યાં તો એમને આઘાં હડસેલી દઈ મારી સામે ત્રાડ નાખી : ''હવે પછી એ વિશેષ આ ઘરમાંથી નામશેષ થઈ જવો જોઈએ ! નહીંતર હું એને જીવતો નહીં રહેવા દઉં...'' એમનું એ રૌદ્ર સ્વરૂપ જોઈને હું ડઘાઈ ગઈ. મેં હાથ જોડ્યા, એમને પગે પડી, આજીજી કરી, આક્રંદ કર્યું, પણ પછી મને ભાન થયું કે એ પથ્થર કદી નહીં પીગળે.'

ત્યારે ડીનસાહેબ વચ્ચે જ કહેવા જતા હતા કે પિતાને માટે એવું ન બોલાય, પણ પછી વિચાર બદલીને તેને બોલવા દીધી.

'શ્રીકાન્તભાઈનો અમને એક અનુભવ થઈ ચૂક્યો હતો. એ વખતે મેં એમને સાથ આપવાનું પાપ કર્યું હતું. સુરુચિ સાથે શ્રીકાન્તભાઈનું ગોઠવાઈ જાય એમાં મેં પોતે જ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.' કહી એણે ચિંતન સામે જોયું : 'પોતે જ્યાં સુધી કોઈની સાથે લાગણીથી ન બંધાય ત્યાં સુધી બીજાની લાગણી સમજવામાં આપણે ભૂલથાપ ખાઈ જઈએ છીએ. સુરુચિને

પરણીને શ્રીકાન્તભાઈ સુખી ન થયા એમ તો હું નહીં કહું, પણ એમના અંતરમાં ડંખ તો રહી જ ગયો હશે. તુલસીને છેહ દીધાનો ડંખ ન હોત તો મોટા ભાઈએ ફર્ધર સ્ટડીના બહાને પહેલાં માતાપિતાથી અને હવે પોતાના પુત્રથી આમ આટલા વખત સુધી દૂર વસવાનું પસંદ ન કર્યું હોત. તુલસીને છોડવાનું થયું ત્યારે એમણે હૉસ્પિટલ છોડી દીધી અને સુરુચિને પરણવાનું થયું એટલે દેશ છોડી દીધો !'

શ્રુતિની આંખોમાં ઝળઝળિયાં જોઈને ચિંતને ગરદન ઝુકાવી દેવી પડી.

'લગ્ન પછી ક્યારેય ઘેરથી કોઈએ તારા ખબર પૂછ્યા નહીં હોય ?'

'કોણ હિંમત કરી શકે ? મમ્મીને જજસાહેબે સોગંદ આપ્યા છે : એ છોકરીનું મોં જોયું તો હું તારું મોં નહીં જોઉં... અરે, શ્રીકાન્તભાઈનો શ્રેયસ મારી સાથે એટલો બધો હળી ગયો હતો કે મારા વગર ત્રણ દિવસ સુધી 'આન્તી આન્તી'નું રટણ કરતો રડતો રહ્યો છતાં એના દાદાને દયા ન આવી !'

'હં'ના ઉદ્ગાર સાથે ડીનસાહેબ શ્રુતિને જોતા ઘણી વાર સુધી ખામોશ રહ્યા પછી પૂછ્યું : 'શ્રીકાન્ત ક્યારે પાછો આવે છે ?'

'જૂનના બીજા વીકમાં.' કહી શ્રુતિએ ફરી કૅલેન્ડરમાં નજર કરી લીધી : 'પરમ દિવસે જ મોટા ભાઈનો પત્ર આવ્યો હતો : તારે કાંઈ લાવવું હોય તો લખજે. અમે ૧૪-૧૫ જૂને આવી રહ્યાં છીએ.'

'શ્રીકાન્ત આવશે એટલે બધું થાળે પડી જશે.' ડીનસાહેબે આશાવાદી વાણી ઉચ્ચારી : 'આખરે તો જજસાહેબ પણ એક પિતા છે. શ્રીકાન્ત એમને મનાવી લેશે.'

'નહીં, અંકલ, શ્રીકાન્તભાઈને મેં ભારપૂર્વક લખી નાખ્યું છે કે અમારી બાપ-દીકરીની લડાઈમાં હવે તમે વચ્ચે ન પડતા.' શ્રુતિનો અવાજ ઊંચો થઈ ગયો : 'એમાં મોટા ભાઈનું જ સ્વમાન ઘવાશે. કદાચ એમણેય ઘર છોડી જવાનો વખત આવશે. જજસાહેબનું જીવનસૂત્ર એક જ રહ્યું છે : દરેક બાજી પોતે જ જીતવી જોઈએ ! પછી એ જીત પાછળ કેટલું બધું ગુમાવવું પડશે એનો તેઓ વિચાર નથી કરતા.'

પિતાને પગથી માથા સુધી પારખી ગયેલી પુત્રીનું છેલ્લું વાક્ય ડીનસાહેબને અક્ષરશઃ સાચું લાગ્યું, કારણ કે પોતે પણ એવો અનુભવ કરી ચૂક્યા હતા. જીતવાની જિદ્દમાં જજસાહેબ ક્યારેક એવી મોટી બાજી હારી જશે કે ગમે એટલો પસ્તાવો કરવાથી પણ ગુમાવેલું પાછું નહીં મેળવી શકે.

પૂરી થવા આવેલી ચર્ચા પર પૂર્ણવિરામ મૂકે એ પહેલાં જ કૅબિનના દરવાજે ટકોરા પડ્યા. ચિંતને ઊભા થઈને બારણું ઊઘાડ્યું તો વિશેષ પગમાં પ્લાસ્ટર સાથે વ્હીલચેર પર બેઠો હતો. બંને હાથે પૈડાં ઘુમાવી ચેર આગળ-પાછળ હલાવતો એ હસી પડ્યો : 'નવા રોલનાં રિહર્સલ શરૂ કરી દીધાં. તમે લોકો બે વીક કહેતા હતા પણ ડૉક્ટરસાહેબે ચાર વીકના પ્લાસ્ટરની સજા સંભળાવી દીધી.'

'અમારું કામકાજ અનાડી કોર્ટ જેવું છે.' ચિંતને સામી મજાક કરી : 'આરોપી દલીલ કરે તો સજા બેવડાવી દઈએ !'

'જમાઈરાજ, તમને ભલે સજા થઈ.' શ્રુતિ સાથે કેબિનમાંથી બહાર આવતાં ડીને સંભળાવ્યું : 'અમારી દીકરીને તો મજા થઈને... એક મહિના માટે તમારો સતત સહવાસ મળશે.'

'માત્ર સહવાસ નહીં, સેવા કરવાનો લાભ પણ મળશે.' કહી શ્રુતિએ તેની વ્હીલચેર ચલાવવાની પ્રેક્ટિસ કરી જોઈ : 'હવે મારે આવી એક વ્હીલચેર વસાવી લેવી પડશે.'

એ જ વખતે કેબિનનો ફોન રણક્યો એટલે ડીનસાહેબ વારાફરતી બંનેને માથે હાથ મૂકી, મૂક આશીર્વાદ આપીને ફોન લેવા સરકી ગયા. ચિંતને ટેક્સી મંગાવી, પોતાના ટેકે વિશેષને અંદર બેસાડી, 'ફરી મળીશું' કહીને વિદાય આપવા હાથ લંબાવ્યો ત્યારે સ્વજનોથી છૂટાં પડતાં હોય તેમ યુવાન પતિપત્ની ગદ્‌ગદ બની ગયાં !

*

તુલસી જાણે અબઘડી ભાનમાં આવી જવાની હોય એવી તત્પરતાથી ચિંતન પાસપોર્ટમાં ચોડાયેલો તેનો ફોટો નીરખી રહ્યો હતો. દેશની સરહદ પાર કરવાનો એ પાસપોર્ટ જાણે તુલસીની બેહોશીની સરહદ ઓળંગી જવાનો પરવાનો હોય તેમ ચિંતન મનગમતા તરંગોમાં ખોવાઈ જવા લાગ્યો : એ ભાનમાં આવીને આંખો ઉઘાડશે ત્યારે ત્યાં કોણકોણ હાજર હશે ? મૉસ્કોમાં તો એને મારા સિવાય કોઈ જ પરિચિત ચહેરો જોવા નહીં મળે. મને ઓળખી જઈને એ જરૂર ચોંકી જશે : ચિંતુ, તું તો સાવ બદલાઈ ગયો !... ત્યારે મારે બહુ સાવધ રહેવું પડશે. એને તત્કાળ ખબર પડવા નહીં દેવી જોઈએ કે એકસામટાં પાંચ વરસ વીતી ગયાં... નહીંતર બહુ વસમો આઘાત લાગી જાય !

તુલસી વિદેશની ધરતી પર શુદ્ધિમાં આવે એ વાત ચિંતનને વારેવારે ખટકી જતી. તેને બદલે રશિયન ડૉક્ટર વર્લ્ડ ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસમાં આવે તે પહેલાં જ આવો કોઈ ચમત્કાર થઈ જાય તો ! જગતભરના નિષ્ણાત ડૉક્ટરો આ ચમત્કાર જોઈને દંગ થઈ જાય અને આપણા ડૉક્ટરોને એનો યશ મળી જાય ! પાસપોર્ટની વિધિ કેટલે પહોંચી એ પૂછવા માટે મુકુન્દે ફોન કર્યો ત્યારે એ પોરસમાં બોલી ગયો હતો : 'ચિંતન, મને શ્રદ્ધા છે કે આપણો લંડનનો ફેરો ફોગટ નહીં જાય. અહીંથી એને બેહોશ લઈ જઈશું અને સાજીસારી કરીને પાછાં આવીશું ! એના નસીબમાં આવું જ કાંઈક લખાયું હોવું જોઈએ !'

થોડી વાર પહેલાં પોતાને બંને પાસપોર્ટ સુપરત કરતી વખતે પાસપોર્ટ ઑફિસર પણ એવું જ કાંઈક બોલી ગયા હતા : 'મારી કારકિર્દીમાં મેં સેંકડો પાસપોર્ટ ઈસ્યુ કર્યા હશે, પણ આવો કેસ પહેલો જ છે, જેમાં પાસપોર્ટ ધરાવનાર પુખ્તવયની વ્યક્તિને ખબર જ ન હોય કે પોતે વિદેશની સફરે જવાની છે.' પાસપોર્ટ લઈને પોતે આભાર માન્યો ત્યારે પેલાએ હૃદયપૂર્વક ઉચ્ચાર્યું હતું : 'ગૉડ બ્લેસ હર !'

તુલસીને રશિયા લઈ ગયા વગર બીજો કોઈ જ વિકલ્પ નથી એવો નિસાસો નંખાઈ ગયો

ત્યારે યશોદાબહેને કહ્યું હતું : 'વર્ષોથી આપણે જે ઇચ્છી રહ્યાં છીએ એવું થવાની ઘડી આવી ત્યારે એ અમુક રીતે જ થાય એવું શું કામ ઇચ્છવું જોઈએ ? બધું જ આપણા ધારવા પ્રમાણે થાય એવી ઇચ્છા નહીં રાખવી અને જે કાંઈ કરી રહ્યાં છીએ એમાં શંકા નહીં કરવાની ! તુલસીને તું જ્યાં લઈ જઈ રહ્યો છે એ દેશના લોકો ઈશ્વરમાં માનતા નથી એવું હું નથી માનતી. તારા એ ડૉક્ટર ગોર્કી તુલસીને શુદ્ધિમાં લાવે ત્યારે પહેલું કામ એમના પગે પડી જવાનું કરજે અને અંતઃકરણપૂર્વક કહેજે કે તમારામાં રહેલા ઈશ્વરી અંશને હું વંદન કરું છું !'

હૉસ્પિટલ પાસે ટૅક્સી ઊભી રહી એટલે બંને પાસપોર્ટ બગલમાં દબાવી ચિંતન પૈસા ચૂકવતો હતો ત્યારે ટૅક્સી-ડ્રાઈવરે પણ તેનું કુતૂહલ દર્શાવ્યું હતું : 'સા'બ, પહેલી વાર પરદેશ જવાના લાગો છો ?'

સાંભળીને ચિંતને અનુમાન કર્યું કે પાસપોર્ટ ઑફિસથી હૉસ્પિટલ સુધીની સફરમાં પોતે વારેવારે પાસપોર્ટ જોતો મનગમતા ખ્યાલમાં મલક્યા કરતો હતો એ ટૅક્સી-ડ્રાઈવર તેના અરીસામાંથી જોયા કરતો હોવો જોઈએ.

'જી હા ! પહેલી વાર પરદેશ જઉં છું.' કહીને એ પગ ઉપાડવા જતો હતો ત્યાં પેલાએ બીજો પ્રશ્ન કર્યો :

'બંને જવાનાં છો ?'

ક્યા અર્થમાં 'બંને' શબ્દ વપરાયો હતો એ સમજી ગયેલા ચિંતને વાત ટાળવા માટે હકારમાં માત્ર ડોકું જ હલાવ્યું, ત્યાં પેલો બોલી ઊઠ્યો : 'હનીમૂન પર જતાં લાગો છો !'

ઓહ ગૉડ !... ચિંતને જવાબ આપ્યા વગર જ હૉસ્પિટલનાં પગથિયાં તરફ ધસી જવું પડ્યું. ટૅક્સી-ડ્રાઈવરના અનુમાને તેને થથરાવી દીધો : 'તુલસી ભાનમાં આવીને પહેલવહેલું પૂછશે કે શ્રીકાન્ત ક્યાં ? તેનો હું શો જવાબ આપીશ ?'

પાસપોર્ટ ખિસ્સામાં નાખી ઝડપથી ઉપર પહોંચી જવા માટે લિફ્ટમાં દાખલ થઈ તેણે લિફ્ટમૅનને પૂછ્યું : 'પંડ્યાસર નીકળી ગયા નથી ને ?'

'થોડી વાર પહેલાં જ નીચે ઊતરીને ડીનસાહેબની કેબિન તરફ ગયા.'

સાંભળતાં જ લિફ્ટમાંથી બહાર નીકળી ચિંતન એવી અધીરાઈભેર દોડી ગયો કે જાણે પાસપોર્ટ જોઈને ડૉક્ટર પંડ્યા તુલસીને બેઠી કરી દેવાના હોય !

'મે આઈ કમ ઈન, સર !' કેબિનનો દરવાજો ખોલી અંદર જવાની રજા માગતો ચિંતન ખિસ્સામાંથી પાસપોર્ટ કાઢતો દેખાયો ત્યારે ડીન શ્રીવાસ્તવ અને ડૉક્ટર પંડ્યા બંનેએ એકીસાથે કહ્યું : 'આવ-આવ ! અમે તારી જ વાત કરતા હતા.'

'સર, મારી કે તુલસીની ?' કહેતાં અંદર દાખલ થઈ ચિંતને ટેબલ પર બંને વરિષ્ઠોની વચ્ચે તુલસીનો પાસપોર્ટ મૂકી દીધો : 'આખરે પાસપોર્ટ તો મળી ગયો.'

'ડૉક્ટર ગોર્કી તરફથી આપણા બીજા પત્રનો જવાબ પણ આવી ગયો. ડૉક્ટર પંડ્યાએ પાસપૉર્ટ તરફ જોયા વગર કહ્યું ત્યારે ટેબલ પર પડેલા એર-મેલ કવર અને પંડ્યાસાહેબના હાથમાં રહેલા કાગળ તરફ ચિંતનનું ધ્યાન ખેંચાયું : ડૉક્ટર ગોર્કી શું લખે છે એવી પૃચ્છાના ભાવ સાથે ચિંતન તત્પરતાથી બંનેને જોતો રહ્યો : 'કાંઈ ખરાબ સમાચાર તો નહીં હોય ને ?

'આ પત્રમાં ગોર્કીસાહેબે અમુક પ્રબંધ કરવાની માગણી મૂકી છે.'

'માગણી ?' બબડતો ચિંતન વિચારમાં પડી ગયો : તુલસીની સારવાર માટે થનાર ખર્ચની માગણી કરી હશે. મૉસ્કો જવા-આવવાની બંને ટિકિટનો ખર્ચ આપવાનું તો યશોદાબહેને જાહેર કરી જ દીધું હતું. બીજા દસ-પંદર હજાર ખર્ચવા પડે એનોય વાંધો નહોતો. પણ ઑપરેશન માટે લાખ-બે-લાખની માગણી થાય તો...

'તારે ચિંતા કરવી પડે એવી કોઈ માગણી નથી, ચિંતન !' જાણે એનો ચહેરો વાંચી લીધો હોય તેમ પંડ્યાસાહેબે કાગળ પર નજર માંડતાં કહ્યું : 'થોડી વિચિત્ર લાગે એવી માગણી છે, પણ એ અશક્ય નથી, કેમ શ્રીવાસ્તવજી ?'

ત્યાર પછી બંને વચ્ચે ચાલેલી ચર્ચામાંથી ચિંતને ડૉક્ટર ગોર્કીની માગણીઓનો અણસાર મેળવી લીધો :

- પેશન્ટ કોઈ સરકારી, અર્ધસરકારી કે બહુ મોટી હૉસ્પિટલમાં હોય તો મારી મુંબઈની હાજરી દરમ્યાન તમારે તેને કોઈ પ્રાઈવેટ ક્લિનિકમાં ટ્રાન્સફર કરવી પડે.

- વર્લ્ડ કૉંગ્રેસમાં આવનાર અન્ય દેશોના ન્યૂરો-સર્જનો પેશન્ટને તપાસી લે અને એ સર્વે નિષ્ણાત આ કેસ સારો કરી શકે તેમ નથી એવી અશક્તિ જાહેર કરે ત્યાર પછી જ હું પેશન્ટને જોઈ-તપાસીને કેસ હાથમાં લઈ શકું. હું આ પેશન્ટની સારવાર કરવાનો છું એ વાત ત્યાં સુધી સંપૂર્ણપણે ગુપ્ત રહેવી જોઈએ.

- પેશન્ટની સારવારના પરિણામની બધી જવાબદારી એમના શિરે છે એ દસ્તાવેજ પર પેશન્ટના નિકટના સગાની સહી લઈ રાખવી. પરંતુ તેમાં સારવાર કરનાર ડૉક્ટરનું નામ નહીં લખવાનું. કોઈ પણ વિદેશી ડૉક્ટરને સારવાર માટે આ મંજૂરી અપાઈ છે એવું તેમાં હોવું જોઈએ...

'એવી સહી તો હું તુલસીના મોટાભાઈ પાસેથી મેળવી લઈશ.' ડૉક્ટર ગોર્કીની અંતિમ માગણીનો નિકાલ લાવતાં ચિંતને કહ્યું : 'એ સિવાયની માગણીનું શું કરવું એ તો તમે બંને વડીલો જ કહી શકો.'

થોડી વાર માટે કેબિનમાં ખામોશી છવાઈ ગઈ.

'એની બે નંબરની માગણીમાં તો રશિયન લોકોના સુપિરિયોરિટી કૉમ્પ્લેક્સનો પડઘો જ માત્ર છે.' ઘણી વારે ડૉક્ટર પંડ્યાએ કહ્યું : 'જગતના ખેરખાંઓ જે ન કરી શક્યા એ એક રશિયન નિષ્ણાતે કરી દેખાડ્યું એવો ગર્વ એ લેવા માગે છે... અને ખરેખર ડૉક્ટર ગોર્કી એવું કરી દેખાડે તો એનો ગર્વ લેવાનો એમને અધિકાર પણ છે.'

'પરંતુ પ્રાઈવેટ ક્લિનિકનો આગ્રહ શું કામ ?' ડૉક્ટર ગોર્કીની પ્રથમ માગણી અંગે મૂંઝવણ અનુભવતા હોય તેમ ડીનસાહેબ બોલ્યા : 'સોવિયેટ રશિયાનો સામ્યવાદ તો સાર્વજનિકતાનો આગ્રહ સેવે છે, તો પબ્લિક હૉસ્પિટલને બદલે પ્રાઈવેટ ક્લિનિકમાં પેશન્ટને ટ્રાન્સફર કરવાનો ડૉક્ટરનો આગ્રહ કેમ ? મને તો આમાં ભેદ જેવું કાંઈક લાગે છે.'

'ભેદ હોય કે નહિ, આપણા માટે અશક્ય નથી ને એ જ આપણે વિચારવું રહ્યું.' ડૉક્ટર પંડ્યાએ વ્યવહારુ દલીલ કરી : 'તુલસીને અહીંથી ખસેડી છે એ આપણે અત્યંત ગુપ્ત રાખવું પડે.'

'ગુપ્ત રાખવાની સમસ્યા નથી.' ડીને વાત આગળ વધારી : 'તુલસીનો રૂમ આમ પણ બંધ જ રહે છે. મેટ્રનને વિશ્વાસમાં લઈએ તો ત્રણચાર દિવસ એ મામલો સંભાળી શકે એવી છે... પણ પ્રાઈવેટ ક્લિનિકનું શું ? એવી કઈ ક્લિનિક છે...?'

'સર બ્રીચ કેન્ડી ન ચાલે ?'

ચિંતનનો પ્રસ્તાવ સાંભળતાં જ બંને વરિષ્ઠ ડૉક્ટરો તેને તાકવા લાગ્યા. ઘડીભર તો ચિંતનને થયું કે અભિપ્રાય આપવાની પોતાની અધીરાઈ મૂર્ખાઈ પુરવાર થશે, પણ...

'ધેટ્સ ધ ઓન્લી પ્લેસ....' ડીન શ્રીવાસ્તવે તેના પ્રસ્તાવને આવકાર્યો : 'બ્રીચ કેન્ડી પ્રાઈવેટ છે તેમ સાધનસંપન્ન છે. ઉપરાંત તેમાં ગુપ્તતા પણ જળવાઈ રહેશે.'

'બરાબર છે.' પંડ્યાસાહેબે પોતાનો ટેકો પુરાવ્યો : 'ડૉક્ટર દસ્તૂરને સમજાવીશું તો તેઓ ઇન્કાર નહીં કરે... એની જવાબદારી મારી.'

અર્ધા કલાક અગાઉ ડૉક્ટર ગોર્કીની વિચિત્ર માગણી ચર્ચાને અંતે વ્યવહારુ બની ગઈ ત્યારે ચિંતને નિરાંતનો શ્વાસ લીધો.

'સર, તુલસીનો પાસપોર્ટ આપની પાસે જ રાખી દો.' કહી પાસપોર્ટ ડીનસાહેબના હાથમાં સોંપી એ ઊભો થયો : 'હું વૉર્ડમાં રાઉન્ડ લઈ આવું... !' કહેતાં એણે કૅબિનનું બારણું ખોલ્યું ત્યાં પીઠ પર ડૉક્ટર પંડ્યાનો સાદ અફળાયો : 'ચિંતન, બે મિનિટ બહાર ઊભો રહેજે. મારે તારું ખાસ કામ છે.'

'ઓકે, સર !' કહી ચિંતન બહાર જઈને ઊભો તો રહ્યો, પણ મનમાં બેચેની થવા લાગી : 'એમણે મને બહાર ઊભા રહેવાનું કેમ કહ્યું હશે ? ડીનસાહેબની હાજરીમાં ન કહી શકાય એવું પંડ્યાસાહેબને મારું ખાસ કામ શું હશે ? રીટાની બાબતમાં સુલોચના આન્ટીને બા જવાબ તો આપી ચૂક્યાં છે કે તુલસીના કેસનો નિકાલ ન આવે ત્યાં સુધી ચિંતન પાસે હું લગ્નની વાત ઉચ્ચારી શકું તેમ નથી. એ સિવાય ડૉક્ટર પંડ્યાને હવે મારું ખાસ કામ શું હોઈ શકે ?

બે જ મિનિટમાં કૅબિનનો દરવાજો ખોલી ડૉક્ટર પંડ્યા બહાર આવતા દેખાયા એટલે ચિંતને ચહેરા પર સ્વસ્થતા ધારણ કરી લીધી. નજીક આવીને એમણે ચિંતનના ખભા પર

હાથ મૂક્યો ત્યારે આત્મીયતા અનુભવતાં ચિંતને વિચાર્યું કે વાત અંગત અને ગંભીર હોવી જોઈએ.

'યંગમૅન !' કહીને ડૉક્ટર પંડ્યાએ સ્મિત માટે હોઠ ભીડ્યા પણ એ ચેષ્ટા મિથ્યા નીવડી. ચિંતનને એમના ચહેરા પર ગંભીરતા પ્રસરતી દેખાઈ : 'તું મને વડીલ જેવું માન આપે છે એટલે તને કહેવાની લાલચ કરું છું. હું ડૉક્ટર તરીકે અને તું તુલસીના સ્નેહીજન તરીકે આ કેસનું સુખદ પરિણામ લાવવા બનતું બધું જ કરી છૂટીશું... !'

કહીને તેઓ અટક્યા ત્યારે ચિંતને ડોક ઊંચી કરી એમની સામે જોયું. પંડ્યાસાહેબની આંખોમાં વ્યથા ઊપસી આવતી દેખાઈ.

'વર્ષોથી તું તુલસીના સાજા થવાની પ્રતીક્ષા કરી રહ્યો છે અને એ ઘડીઓ હવે નજીક આવતી દેખાય છે એટલે કહ્યા વગર રહી શકતો નથી... ડૉક્ટર ગોર્કીએ પત્રમાં એક ચેતવણી પણ ટાંકી છે.'

'ચેતવણી !' ચિંતનનું હૃદય ફફડવા લાગ્યું.

'એમણે લખ્યું છે કે મારી ટ્રીટમેન્ટનું પરિણામ વચગાળાની સ્થિતિ જેવું નહીં હોય. કાં તો પેશન્ટ શુદ્ધિમાં આવી જશે અથવા તો એ...'

ડૉક્ટર પંડ્યાએ નહીં ઉચ્ચારેલા બાકીના શબ્દોનો અર્થ ચિંતનને સમજાઈ ગયો.

'ચિંતન !' હવે ડૉક્ટર પંડ્યાએ એનો ખભો દાબ્યો : 'સારા પરિણામ માટે આપણે બધું જ કરી રહ્યા છીએ; નરસા પરિણામની માનસિક તૈયારી પણ તારે શરૂ કરવી પડશે. માતા-પિતાને ગુમાવીએ ત્યારે એમની ખાલી જગ્યા આપણે પૂરી શકતા નથી, પરંતુ યુવાન વયે જીવનસાથી વગરની જિંદગી દિશાશૂન્ય બની જાય છે.' કહીને તેઓ અટક્યા, પછી એના ખભા પરથી હાથ ખેંચી લઈને ઉમેર્યું : 'તું સમજદાર છે એટલે થોડામાં ઘણુંબધું સમજી ગયો હોઈશ.'

કહીને ડૉક્ટર પંડ્યા ચાલતા થયા ત્યારે એમની પીઠને તાકી રહેલો ચિંતન હળાહળ વિષનો ઘૂંટડો પી જતો હોય તેમ થૂંક ગળે ઉતારી ગયો.



# 22

આજ સુધી વીતી ગયેલા સમયનો હિસાબ રાખનારો ચિંતન હવે આવનારા દિવસો ગણતો થઈ ગયો. વર્લ્ડ ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસ જાણે તુલસીની સારવાર માટે જ મુંબઈમાં યોજાઈ રહી હોય તેમ ચોવીસમી જૂન ચિંતનના જીવનનું એકમાત્ર લક્ષ બની ગયું હતું. ૧લી જૂનની રાત્રે એણે નોટબૂક નંબર ૨૭ના પહેલા પાના પર લખ્યું : 'તુલસી, ચોવીસ કલાકનો એક દિવસ એવા ચોવીસ દિવસ હવે બાકી રહ્યા. વર્ષો પહેલાં તું ગીતાનો શ્લોક ટાંકીને સમજાવતી કે જગતમાં અનિષ્ટો વધી જાય છે ત્યારે ઈશ્વર પૃથ્વી પર માનવસ્વરૂપે અવતાર લે છે... ત્યારે હું તારી વાતને હસી કાઢતો કે આ તો માણસને ભ્રમણામાં રાખવાની બધી વાતો છે... તુલસી, આજે એ જ ચિંતન ચોવીસમી જૂને કોઈ અવતારી પુરુષનાં પગલાં મુંબઈની ધરતી પર થવાનાં હોય તેમ પળેપળની પ્રતીક્ષા કરતો થઈ ગયો છે ! આજે મને કોઈ એમ કહે કે મારી આ પ્રતીક્ષા એ પોકળ ભ્રમણા જ છે તો એનું ખૂન કરી નાખવા જેવું ખુન્નસ ઊભરાઈ આવે ! ડૉક્ટર ગોર્કીએ પત્રમાં લખેલી ચેતવણી પંડ્યાસાહેબે કહી સંભળાવી ત્યાર પછીના ચાર-છ દિવસ હું સાવ સૂનમૂન બની ગયો હતો. અદાલતના પીંજરામાં ઊભેલો આરોપી નિર્દોષ છુટકારાની આશામાં ન્યાયાધીશનો ચુકાદો સાંભળવા તૈયાર થયો હોય ત્યારે એનો વકીલ સમજાવે કે ચુકાદામાં મૃત્યુદંડની સજા થવાનો પણ અવકાશ છે એવી રીતે મને પંડ્યાસાહેબે ક્રૂર વાસ્તવિકતાનું ભાન કરાવ્યું. ઘેર બાથી આ વાત મેં જાણી-કરીને છાની રાખી હતી. બીજા કોઈને તો કહી શકાય એમ નહોતું એટલે મનોમન મૂંઝાતો રહ્યો. વારંવાર મનમાં એક જ પ્રશ્ન થતો કે તારી જિંદગીનો જુગાર રમવાનો મને શો અધિકાર ? આવું મનોમંથન ચાલતું હતું ત્યાં જ એક ઘટના બની ગઈ.

- સાંજે ઘેરથી જમીને ચાલતો હૉસ્પિટલ આવતો હતો. દાદર ટી. ટી. પર રસ્તો ક્રૉસ

કરવા જતો હતો ત્યાં એક અંધજન પર નજર પડી. લાકડીના ટેકે એ વૃદ્ધ રસ્તો ઓળંગવા આગળ વધતા હતા ત્યાં ટ્રાફિકનું રેડ સિગ્નલ હોવા છતાં એક ટેક્સી પુરપાટ ધસી આવતી દેખાઈ. દોડીને મેં અંધજનનો હાથ પકડી લીધો. જરાક માટે એ ટેક્સીની હડફેટમાં આવતાં બચી ગયા. મારો શ્વાસ અધ્ધર થઈ ગયો હતો, પણ જોઈ ન શકતા એ વૃદ્ધના ચહેરા પર કોઈ જાતનો ફેરફાર જોવા ન મળ્યો. થોડાંક પગલાં આગળ વધ્યા હોઈશું ત્યાં તેઓ બોલ્યા : 'જુવાન, તારી હથેળીનો ગરમાટો કહે છે કે તું કોઈ ભારે વિમાસણ અનુભવી રહ્યો છે.'

- સાંભળીને મને અચરજ તો થયું, પણ મેં કોઈ જવાબ નહીં વાળ્યો. રસ્તો પાર કરી ગયા પછી મેં પૂછ્યું : 'તમારે કઈ તરફ જવું છે, વડીલ ?' ત્યારે કરચલીવાળા ચહેરે હસતાં એઓ બોલ્યા : 'ભાઈ, હું તો હવે મારા માર્ગે ચાલ્યો જઈશ, પણ તું ભૂલો ન પડી જતો.' મને એમની શિખામણનો અર્થ સમજાયો નહીં. હું ચૂપ રહ્યો એટલે એમણે ઉમેર્યું : 'જે હાથ પકડે એના પર ભરોસો રાખીએ તો જીવનનો ગમે તેવો વિકટ માર્ગ પણ પાર કરી શકાય છે.' કહી એમણે કોઈ દેખતા માણસના આત્મવિશ્વાસથી પોતાનો રસ્તો પકડી લીધો અને હું એમને જોતો ત્યાં જ ઊભો રહી ગયો.

જે હાથ પકડે એના પર ભરોસો રાખવાના એ વૃદ્ધ અંધના વિધાન પર જેમજેમ વિચાર કરતો ગયો તેમતેમ મારો આત્મવિશ્વાસ દઢ થતો ગયો. જે જોઈ નથી શકતા એમણે માત્ર મારા હાથના સ્પર્શથી કહી આપ્યું કે મારા મગજમાં કોઈ વિમાસણ ચાલી રહી છે... પછી મારા મનમાં શું ચાલી રહ્યું છે એ કળી ગયા હોય તેમ 'જે હાથ પકડે તેના પર ભરોસો રાખવા'ની વાત તેમણે ઉચ્ચારી. તુલસી, ધીમેધીમે એમના કથનનો અર્થ સ્પષ્ટ થવા લાગ્યો. તને શુદ્ધિમાં લાવવા માટે પહેલાં પંડ્યાસાહેબે મારો હાથ પકડ્યો અને હવે રશિયન ડૉક્ટર ગોર્કી હાથ પકડવા તૈયાર થયા છે ત્યારે મારે વિશ્વાસને ડગવા નહીં દેવો જોઈએ.. મનની વિમાસણ એકાએક વરાળ બનીને ઊડી ગઈ. એ અંધ વૃદ્ધને મેં તો માત્ર રસ્તો જ પાર કરાવ્યો હતો, પણ એઓ તો મને જીવનમાં પાર ઊતરવાનો રસ્તો ચીંધી ગયા. તુલસી, શિખામણનાં સૂત્રો તો આપણે રોજ વાંચતાં-સાંભળતાં હોઈએ છીએ, પણ અંતર જ્યારે અત્યંત તપી ગયું હોય ત્યારે કોઈ શિખામણનો ઘણ ફટકારે તો પળવારમાં ઘાટ ઘડાઈ જાય એવું કાંઈક બની ગયું. બસ, હવે ચોવીસ જૂનની આત્મવિશ્વાસભેર રાહ જોઈ રહ્યો છું. ડૉક્ટર ગોર્કીના આગમનના ભણકારા સાંભળતો થઈ ગયો છું...

તુલસી હવે નક્કી ભાનમાં આવવાની છે એવી શ્રદ્ધા દઢ બનવા લાગી એટલે ચિંતન રોજ નોટબૂકમાં કાંઈ ને કાંઈ નોંધ ટપકાવતો રહ્યો. કોઈક દિવસ કાંઈ જ ન બન્યું હોય તોપણ પાનાના મથાળે તારીખ ટાંકીને એટલું જરૂર લખતો કે આજે એક દિવસ ઓછો થયો !

પાંચમી જૂનની રાત્રે એણે લખવા માંડ્યું : સાંજે તારા મોટા ભાઈને બૅન્ક પર મળવા ગયો હતો. સવારે એમનો જ મારા પર ફોન આવ્યો હતો કે ચિંતન, તું આવી જા તો આપણે થોડી ચર્ચા કરી લઈએ... તુલસી, મારે મુકુન્દભાઈને ભ્રમમાં રાખીને આ બધું કરવું પડે છે

એ તો હું અગાઉ પણ લખી ચૂક્યો છું, છતાં આમ કરવા માટે મારું અંતઃકરણ ડંખે છે એટલે વારંવાર તેનું પુનરાવર્તન થઈ જાય છે. એઓ તને સારવાર માટે લંડન લઈ જવાની યોજના ઘડી રહ્યા છે, જ્યારે હું મૉસ્કોની પૂર્વતૈયારીમાં પડ્યો છું... ફરી અમે હૉર્નિમૅન સર્કલના મેદાનમાં જઈને બેઠા કે તરત મુકુન્દભાઈએ બુશશર્ટના ખિસ્સામાંથી એરમેલ લેટર કાઢીને મારા હાથમાં આપ્યો : 'સવારે બૅન્કમાં આવ્યો ત્યારે મારા ટેબલ પર આ પત્ર પડ્યો હતો. અનુને આપણા પ્લાનની જાણ ન થાય એટલા ખાતર હવે બૅન્કના સરનામે પત્રવ્યવહાર ચાલે છે. સૂરજનારાયણ કવર પર મોકલનાર તરીકે પોતાનું નામ લખતા નથી. કદાચ બીજા કોઈના હાથમાં પત્ર જાય એવી સાવચેતી ખાતર પત્રમાં પણ પોતાના નામને બદલે 'સેન' લખે છે. અંદર જ્યાંજ્યાં "સૅનેટૉરિયમ" લખાયું છે ત્યાં "જેલ" લખ્યું છે એવો અર્થ કરીને પત્ર વાંચજે...'

મુકુન્દભાઈ આ બધી સ્પષ્ટતા કરતા રહ્યા એટલી વારમાં તો મેં અર્ધો પત્ર વાંચી પણ નાખ્યો. સેન ઉર્ફે સૂરજનારાયણે લખ્યું હતું કે હવે તબિયત એકદમ સુધારા પર છે. પાંચ વરસની માંદગી (સજા) પછી સારા દિવસો આવી રહ્યાની આશા જોર કરી ઊઠી છે. પંદર જુલાઈ સુધીમાં સૅનેટૉરિયમ(જેલ)માંથી રજા મળી જશે એ નક્કી જ છે. મુકુન્દરાય ! જોડિયા ભાઈની જેમ આપણાં બંનેનાં નસીબ એકબીજા સાથે જોડાયેલાં હોય એવું લાગ્યા કરે છે. તમે મૂકેલી માગણી મને મંજૂર છે. પણ મારી તમને એક ખાસ રિક્વેસ્ટ છે કે હું બહાર આવું અને તમને અહીંથી ટિકિટો મોકલું ત્યાં સુધી રાહ જોવામાં દિવસો વેડફી નાખવાને બદલે ૧૫ જુલાઈએ જ તમે તમારી બહેનને લઈ લંડન માટે રવાના થઈ જાઓ. અત્યારે અંદર બેઠાં હું ટિકિટની જોગવાઈ કરી શકું તેમ નથી. સૅનેટૉરિયમમાંથી બહાર આવતાં જ રાતોરાત હું પાંચદસ હજાર પૌંડ ઊભા કરી શકવાની તાકાત ધરાવું છું. એટલે તમને એરપૉર્ટ લેવા આવું ત્યારે જ તમારા હાથમાં ટિકિટના પૈસા સોંપી દઈશ એની ખાતરી રાખજો. મારા ગ્રહો ખરાબ હતા એટલે જે કાંઈ કર્યું તે ઊંધું પડતું હતું. હવે દિવસો પલટાઈ રહ્યા છે ત્યારે મને સાથ આપશો તો મારી સાથે તમે પણ ન્યાલ થઈ જશો. પાસપૉર્ટ, વગેરેની વિધિ પૂરી થાય એટલે તત્કાલ જાણ કરશો. ટિકિટ બાબત લખ્યું છે તેના પર ખાસ ધ્યાન રાખશો. હું તો "મનુષ્ય-યત્ન, ઈશ્વરકૃપા"માં માનું છું. "વ્હેર ધેર ઈઝ એ વિલ, ધેર ઈઝ એ વે"નું સૂત્ર અપનાવશો તો બધી જ મુશ્કેલી આપોઆપ ઊકલી જતી દેખાશે - એ જ. તમારો સેન.'

- પત્ર વાંચીને એમને પાછો આપ્યો ત્યારે મુકુન્દભાઈ મારા પ્રતિભાવ જાણવા ત્રાટકનજરે મને તાકી રહ્યા હતા. એઓ મારે બોલવાની રાહ જોતા હતા, પણ મેં એમને જ બોલવા દીધા : 'ચિંતન, શું લાગે છે તને ? આપણે લંડનની ટિકિટ માટે જોગવાઈ કરી શકીએ ખરા ? જવાબમાં મારા માટે હા કે ના કહેવામાં કોઈ ફરક પડતો નહોતો, છતાં વિચાર કરવા રોકાયો એટલે તારા મોટા ભાઈએ પ્રસ્તાવ મૂક્યો : 'એમ કરીએ, તારી અને તુલસીની બે ટિકિટનો બંદોબસ્ત તું કરી લે અને અમારી બે ટિકિટ માટે હું જોગવાઈ કરું.'

- ત્યારે કહેવા ખાતર હું બોલ્યો : 'મારે બા સાથે વાતચીત કરવી પડે...' એટલું સાંભળતાં જ મુકુન્દભાઈ આશાવાદી સ્વરે બોલી ઊઠ્યા : 'યશોદામાસીને તુલસી પર બહુ ભાવ છે. તેઓ તો આનાકાની વગર સીધી હા જ પાડી દેશે.' કહીને કાંઈક સૂઝી આવ્યું હોય તેમ ઉમેર્યું : 'અને તુલસીની મૂડી અને લગ્નપ્રસંગે આપવાનાં ઘરેણાં પણ માસીની પાસે જ છે ને... તું કહેતો હો તો હું ઘેર આવીને તેમને સમજાવું.'

- છેલ્લું વાક્ય સાંભળીને હું ચોંક્યો. બાને ખબર પડે કે હું તારા ભાઈ સાથે આવી રમત રમી રહ્યો છું તો-તો એ સત્યવાદી મારી પોલ ઉઘાડી પાડી દે, મારો પણ ઊધડો લઈ નાખે... એટલે મારે નમતું જોખી દેવું પડ્યું : 'મુકુન્દભાઈ, બાને હું સમજાવી લઈશ, પણ અત્યારથી એમને આપણા પ્લાનની જાણ નથી કરવી. જુલાઈના પહેલા વીકમાં ટિકિટ લેવાનું થશે ત્યારે પૈસાની જોગવાઈ થઈ જશે, બસ !'

- સાંભળીને તેઓ ગેલમાં આવી ગયા : 'તો પછી હું સૂરજનારાયણને લખી નાખું છું કે અમે ૧૫ જુલાઈની રાતે જ લંડન આવવા રવાના થઈ જશું... મારા સેવિંગ એકાઉન્ટમાં દસેક હજારની બૅલેન્સ છે. આમ તો મારા માટે અનુ એક રૂપિયોય ઉપાડવા ન દે, પણ લંડન જવાની વાત સાંભળીને રાજી થઈ જશે.'

- પોતાનું કામ પતી ગયું એમ માનીને મુકુન્દભાઈ ઊઠવાની તૈયારી કરતા દેખાયા એટલે મેં પણ ખિસ્સામાંથી એક કવર કાઢ્યું. એમણે ફોન કરીને ન બોલાવ્યો હોત તોય મારે સામેથી એમને મળવા જવાનું જ હતું. એ કામ પતાવ્યા વગર મારાથી મુકુન્દભાઈને જવા દેવાય તેમ નહોતા. કવરમાંથી કાગળ કાઢીને મેં એમની સામે ધર્યો એટલે તેઓ બોલી ઊઠ્યા : 'શું છે, ચિંતન ?' મારે બહુ સાવધપણે કહેવું પડ્યું : 'કેમ, ભૂલી ગયા ? પાસપૉર્ટ આવી ગયાના ખબર આપતી વખતે મેં તમને કહેલું કે તમારે એક અગત્યના સ્ટેટમેન્ટ પર સહી કરી આપવાની છે.'

- યાદ કરતા હોય તેમ યંત્રવત્ તેમણે કાગળ હાથમાં લીધો. 'સ્ટેટમેન્ટ...' એવું બબડતા તેઓ વાંચવા લાગ્યા ત્યારે હું મોઢે થઈ ગયેલું એ લખાણ મનોમન વાગોળવા લાગ્યો : 'હું નીચે સહી કરનાર મુકુન્દરાય મધુકર ગોસ્વામી, કુમારી તુલસી ગોસ્વામીનો ભાઈ આથી લખી જણાવું છું કે મારી બહેન જે કસ્તૂરબા મેમૉરિયલ હૉસ્પિટલ(દાદર)માં નર્સ તરીકે કામ કરતી હતી તે અકસ્માતને કારણે પડી જતાં તા. ૨૩ એપ્રિલ ૧૯૭૬ની સાંજે બેહોશ થઈ ગઈ છે અને આજ સુધી શુદ્ધિમાં આવી નથી. આજ સુધી હૉસ્પિટલના સત્તાવાળાએ ઉદાર દિલે તેની સારવાર કરાવી, ડૉક્ટરો તથા નર્સોએ શક્ય એટલું બધું કર્યું છતાં કાંઈ જ પરિણામ આવ્યું નથી. એટલે તેને કોઈ વિદેશી ડૉક્ટરની સારવારથી સારું થાય એવો પ્રયત્ન કરવા માટે હું પેશન્ટના એકમાત્ર બ્લડ-રિલેશન તરીકે સંપૂર્ણપણે સંમત થઉં છું. આ માટે મારી બહેનને વિદેશ લઈ જવી પડે તોપણ મારી સંપૂર્ણ મંજૂરી છે.'

- ત્યાર પછીના પૅરામાં ડૉક્ટરના નામની ખાલી જગ્યા રાખી લખાયું હતું કે 'તેની

સારવાર માટે ... તૈયાર થયા છે. તેમાં મારી તથા મારી બહેન વતી હું સંપૂર્ણ સંમતિ દર્શાવું છું. એ સારવારનું કાંઈ પણ પરિણામ આવે તેની સમસ્ત જવાબદારી મારા શિરે છે એ જાણી-સમજીને આ લખાણ નીચે મારી સહી કરું છું.'

- મુકુન્દભાઈએ લખાણ વાંચીને ઊંચે જોયું ત્યારે સહી કરવા માટે મેં એમની સામે બૉલપેન ધરી જ રાખી હતી, પરંતુ બૉલપેન લેવાને બદલે તેમણે ખુલાસો માગ્યો : 'ચિંતન, આમાં ડૉક્ટરનું નામ ખાલી શું કામ રાખ્યું ? આપણા લંડનના ડૉક્ટર તો નક્કી જ છે પછી...'

- મને એ વાતનો જ ફડકો હતો. એ ખાલી જગ્યામાં લંડનના ડૉક્ટરનું નહીં, રશિયન ડૉક્ટરનું નામ લખવાનું હતું એ હું તેમને કહી શકું તેમ નહોતો. હવે મારે કુનેહથી કામ લેવાનું હતું : 'જુઓ, મુકુન્દભાઈ, લંડનના ડૉક્ટર સાથે આપણે નવેસરથી પત્રવ્યવહાર કરવો પડશે.' મેં એમને સમજાવવા માંડ્યું : 'એ કામ ડીનસાહેબે કરી આપવાના છે. ડીનસાહેબે મને કહ્યું કે અત્યારે નામની જગ્યા ખાલી રાખીને જ તમારે સહી કરાવી શકાય. ડૉક્ટર હા પાડી દે પછી નામ તો ગમે ત્યારે ભરી શકાય ને !'

અર્ધી મિનિટ એ વિચારમાં પડી ગયા ત્યારે મને ઉચાટ જાગ્યો. એમને વળી બીજી જ દલીલ સૂઝી આવી : 'આપણે તો જુલાઈમાં લંડન જવાનું છે. અત્યારથી આ સ્ટેટમેન્ટની શી જરૂર, ચિંતન ?'

- મારી પાસે એનો જવાબ તૈયાર હતો : 'મુકુન્દભાઈ, તમે ડીનસાહેબ પાસે આવ્યા હોત તો તેઓ તમને બધું સારી રીતે સમજાવી શકત. પંદર જુલાઈને વાર કેટલી રહી ? એક મહિનો ને દસ દિવસ... લંડનના ડૉક્ટર સાથે પત્રવ્યવહાર કરવો હોય તો તમારી સહીના લખાણની એક ઝેરોક્સ કૉપી એમને મોકલવી જ પડે... બાકી તમારું મન ન માનતું હોય તો લાવો કાગળ પાછો. ડીનસાહેબને મેં માંડ તૈયાર કર્યા ત્યાં તમે દૂધમાંથી પોરા કાઢવા બેઠા.' કહીને મેં એમના હાથમાંથી કાગળ લઈ લેવાની અમસ્તી જ ચેષ્ટા કરી ત્યારે એમણે આવેશમાં મારા હાથમાંથી બૉલપેન લઈ લીધી : 'આ બધી ટેકનિકાલિટીમાં મને શી સમજ પડે ?' કહી કાગળ નીચે પોતાનું પાકીટ રાખી સહી કરવા માંડી : 'હવે પછી દૂધમાંથી પોરા કાઢવાનું મને સંભળાવતો નહીં. તારે જોઈએ એટલી મારી સહી લઈ જજે, બસ !' કહેતાં એમણે સહી કરીને કાગળ મારા હાથમાં સોંપી દીધો ત્યારે મને થયું કે હવે બાજી મારા હાથમાં આવી ગઈ અને તેઓ બિચારા મનમાં હરખાતા રહ્યા કે હવે લંડન બહુ દૂર નથી... પણ તુલસી, એમને ક્યાં ખબર હતી કે જે ડૉક્ટર પાસે સૂરજનારાયણ તુલસીની સારવાર કરાવવાનું વિચારતા હતા એ ડૉક્ટર હેન્રી થોમ્સન પણ આ ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસમાં ભાગ લેવા માટે ૨૪ જૂને મુંબઈ પધારવાના છે !

*

- તુલસી, આજે આઠ જૂન થઈ. હવે પૂરું એક પખવાડિયું બાકી રહ્યું. બહુ વિચાર કરું છું ત્યારે દિવસ લાંબો લાગે છે. કામમાં પડી જઉં તો દિવસ ક્યાં વીતી જાય તેનો

ખ્યાલ નથી રહેતો. આજકાલ મારા માટે તો એવું બન્યું છે કે કામ કરતાંકરતાં વિચારે ચડી જવાય છે. ગઈ કાલે મેટ્રને પૂછ્યું : 'ડૉક્ટર, આજે કઈ તારીખ છે ? તો મારાથી કહેવાઈ ગયું, ચોવીસ જુન ! કહ્યા પછી સિફતથી વાળી લેવું પડ્યું : મને એમ કે તમે કૉંગ્રેસની તારીખ પૂછી રહ્યાં છો... બપોરે શ્રીકાન્તભાઈની બહેન વિશેષના પગનું પ્લાસ્ટર ખોલાવવા આવી ત્યારે પૂછી બેઠી : 'ચિંતન, આવતા સોમવારે તમે એરપૉર્ટ જવાના કે નહીં ?... ત્યારે હું વિચારમાં પડી ગયેલો કે આવતા સોમવારે તો ૧૫મી છે અને વિદેશના ન્યુરોલોજિસ્ટ ડૉક્ટર્સ તો ૨૩મીએ આવવાના છે અને શ્રુતિને એની સાથે શું લાગેવળગે ?

- મારી ખામોશીનો ભળતો જ અર્થ કરીને તે બોલી ઊઠી : 'તમે તો મોટાં ભાઈનાં લગ્નમાં પણ નહોતા આવ્યા પછી વિદેશથી આવતાં ભાઈ-ભાભીને લેવા શું કામ જાઓ !' ત્યારે મને સમજાયું કે શ્રીકાન્તભાઈ અને સુરુચિ ૧૫મી જૂને લંડનથી આવી રહ્યાં છે એના બારામાં શ્રુતિ કહી રહી છે. શ્રુતિ બહુ બોલકી છે તેમ થોડી ડંખીલી પણ છે. 'ચિંતન, અમે બંનેય એરપૉર્ટ નહીં જઈ શકીએ.' હળવો નિસાસો નાખતી એ બોલી ગઈ : 'દીકરો-વહુ બંને ચાર વરસ વિદેશમાં ઉચ્ચ અભ્યાસ કરી, બેત્રણ ડિગ્રીઓ લઈ, હાર્ટ સ્પેશ્યાલિસ્ટ બનીને આવતાં હોય ત્યારે જજસાહેબ સાજન-મહાજન સાથે એમનું સામૈયું કરવા એરપૉર્ટ પર ઊભા હોય તેમાં ઘેરથી નાસી જઈને પરણી ગયેલી પુત્રી અને અણગમતા જમાઈ આવી ચડે તો-તો એમની પોઝિશનમાં પંક્ચર પડી જાય ને ?'

- જજસાહેબની વાત કરતી વખતે શ્રુતિનો અવાજ ધારદાર બની જાય છે. મહિના દિવસના પ્લાસ્ટર દરમ્યાન બેત્રણ વાર એણે હૉસ્પિટલ પર ફોન કરીને ઘેર આવી જવા મને બહુ આગ્રહ કરેલો. આમ તો હું કામમાં હતો એટલે જઈ ન શક્યો, પણ પછી બાએ જ મને વારેલો. એમના ઘરના ઝઘડામાં આપણે બહુ નહીં સંડોવાવું.... કદાચ જજસાહેબ એવું માની લે કે તું એમની પુત્રીને ચડાવે છે. એ કિન્નાખોર માણસ છે. તુલસીની સારવારમાં કાંઈક વિઘ્ન ઊભું કરી બેસે તો ? બાની આ સાવચેતીમાં મને કાંઈક તથ્ય લાગ્યું. ઘણી વાર વિચાર આવી જાય છે કે બાના મનમાં પણ જજસાહેબ માટે કોઈ જૂનો ડંખ તો નહીં ખટકતો હોય ને ! જ્યારેજ્યારે એમની વાત નીકળે છે ત્યારે મારાથી કાંઈક છુપાવવા માગતાં હોય એવા ભાવ બાના ચહેરા પર હું જોતો હોઉં છું.

- 'તમને બીજા પણ એક ખબર આપવાના છે.' શ્રુતિ ઉત્સાહમાં આવીને બોલી ગઈ. એના વિશે મેં એક વાત ખાસ માર્ક કરી કે ઘર બાબતની વાતચીત એ વિશેષની ગેરહાજરીમાં છૂટથી કરતી હોય છે. વિશેષ તેનું પ્લાસ્ટર કઢાવીને આવે ત્યાં સુધીમાં ઘણીબધી વાતો કરી લેવા માગતી હોય એવી તેની ઉતાવળ વર્તાઈ આવતી હતી : 'ચિંતન, મોટા ભાઈ અને ભાભી આવતાંની સાથે જ કન્સલ્ટિંગ રૂમ ચાલુ કરી દેવાનાં છે. ભાભીના મામાએ બધી તૈયારી કરી રાખી છે. નેપિયન્સી રોડ પર કાર્ડીઆક સેન્ટરના ઉદ્‌ઘાટન માટે કાર્ડ પણ છપાઈ રહ્યાં છે.' કહીને શ્રુતિએ ફરી નિસાસો નાખ્યો : 'અમે તો એમાંથીયે બાકાત રહેવાનાં !'

શ્રુતિ બોલતી રહી અને હું શ્રોતાનો પાઠ ભજવતો રહ્યો : 'વિશેષ તો મારી વાત હસી કાઢે છે, પણ એના આ અકસ્માતમાંય મને તો જજસાહેબનો હાથ હોવાની શંકા છે.' સાંભળીને હું ચોંકી ગયો એટલે એને ચાનક ચડી : 'મારા પરમ પૂજ્ય પિતાજીને મારા જેટલું કોઈ ઓળખતું નથી !' વિશેષના સહવાસને કારણે નાટકના સંવાદની ઢબે એ બોલી ગઈ : 'અમે પરણ્યાં પછીના પાંચમા દિવસે જ જજસાહેબે વિશેષનું અપહરણ કરાવવાની કોશિશ કરેલી. દાદરના એ જ બસ-સ્ટૉપ પર વિશેષ જેવા બસમાંથી ઊતર્યાં કે પાછળ એક ઍમ્બૅસેડર કાર આવીને ઊભી રહી ગઈ. તેમાંથી ત્રણચાર ગુંડા જેવા માણસો વિશેષ પર ત્રાટક્યા. એને કાર તરફ ઘસડી જતા હતા એ જ વખતે સદ્ભાગ્યે પોલીસની વાન ત્યાંથી પસાર થતી હતી એટલે ગુંડા ભાગી છૂટ્યા.' બોલતાંબોલતાં થોડી વાર માટે એનો ચહેરો વિલાઈ ગયો, પણ તરત જ અવાજમાં જોશ ઉછાળતી એ બોલી ઊઠી : 'એ જ રાત્રે મેં ઘેર ફોન કર્યો, જજસાહેબે રિસીવર ઊંચક્યું એટલે મેં ધડાધડ સંભળાવી દીધું કે મારા વિશેષને કાંઈ થશે તો યાદ રાખજો, હું તમારા ચહેરા પરનું પ્રતિષ્ઠાનું મહોરું ઉતારીને લોકો સમક્ષ આપનું અસલી સ્વરૂપ ઉઘાડું પાડી દઈશ... કહીને મેં ફોન મૂકી દીધો હતો !'

- સાંભળીને હું થથરી ગયો. જાણે શ્રુતિ પર ખુન્નસનો એટેક આવ્યો હોય અને પિતા સામેની દાઝ ઠાલવ્યા વગર રહી શકતી ન હોય તેમ એ બોલી ગઈ હતી. પિતાને સગી પુત્રીએ આવી ધમકી આપી એના આઘાત કરતાંય જજસાહેબનું અસલી સ્વરૂપ ઉઘાડું પાડી દેવાની વાતે મને વધારે હેબતાવી દીધો. દિવસો સુધી કરંડિયામાં પુરાઈ રહેલો નાગ ઢાંકણું ઊઘડતાંની સાથે જ ફેણ માંડીને ફૂંફાડા મારવા લાગે એવો ઝેરીલો તેનો આવેશ હતો. સારું થયું કે એ જ વખતે વિશેષ પ્લાસ્ટર વગરના પગે લાકડીના ટેકે આવતો દેખાયો, નહીંતર પિતા પ્રત્યેનું શ્રુતિનું ઝેર ઓકાવી લેવાની લાલચને હું રોકી શક્યો ન હોત !

એ બંનેને વિદાય કર્યાં ત્યાં પંડ્યાસાહેબની પુત્રી આવી ચડી. એની નજરે ચડી ગયો ન હોત તો વૉર્ડમાં રાઉન્ડ લગાવવાને બહાને છટકી શક્યો હોત, પણ પછી સમજાયું કે જે થયું તે સારું જ થયું. ક્યારેક આપણે કોઈક વ્યક્તિ માટે ગેરસમજ ગળે વળગાડીને તેનાથી દૂર ભાગતા રહીએ છીએ એ વાત આજે રીટાને મળ્યા પછી મને સમજાઈ. જોકે સાડીમાં સજ્જ થઈને આવેલી રીટાએ શરૂઆત એવી કરી કે મને ધ્રાસકો પડી જાય : 'ચિંતન, આઈ હોપ કે આજે ફરી કોઈ ઈમર્જન્સી કેસના ખબર લઈને આપણી વચ્ચે તમારી કોઈ નર્સ ટપકી નહીં પડે.... નહીંતર અધૂરી વાત પર ક્યારેય પૂર્ણવિરામ નહીં આવે !'

તુલસી, મને ક્યારેક વિચાર આવી જાય છે કે તું, હું, આ શ્રુતિ, રીટા, વિશેષ - બધાં એક જ પેઢીનાં છીએ, સરખેસરખાં જેવાં છીએ છતાં હું એમનાથી જુદો પડી જતો હોઉં એવું કેમ લાગે છે ? પાંચ વર્ષ બેશુદ્ધ રહીને તું તારા યૌવનની મુગ્ધાવસ્થા ગુમાવી બેઠી હોઈશ, તેમ હું પણ એકમાત્ર ધૂનને વળગી રહી જુવાની વટાવી પાંચ વર્ષ વહેલો પીઢ બની ગયો હોઉં એવું લાગ્યા કરે છે. ના, એનો અફસોસ જરાય થતો નથી, પણ આશ્ચર્ય

તો જરૂર થાય છે... રીટાએ કોઈ જાતની પ્રસ્તાવના વિના અધૂરી વાતને જે રીતે આગળ વધારી એવું હું ક્યારેય ન કરી શકું. મારી-તારી વચ્ચે બોલચાલની આટલી બધી છૂટ હતી છતાં મનમાં ઘણુંબધું એવું હતું જે વણકહ્યું રહી ગયું ! ત્યારે આ રીટા કે શ્રુતિ કેટલી છૂટથી મનની વાત કહી દે છે !

- રીટા, હું ન કહી શકયો કે તું પોતે જ અત્યારે મને એક ઈમર્જન્સી કેસ જેવી લાગે છે... તુલસી પ્રત્યેની મારી અનહદ લાગણીની તેં ઉચ્ચારેલી વાત પર તું પૂર્ણવિરામ મૂકવા માગતી હોય તોપણ મારા તરફથી તો અત્યારે એ અધૂરી જ રહેવાની ! આવું કાંઈ કહેવાને બદલે મેં સામું પૂછ્યું : 'અરે, રીટા, તારું રિઝલ્ટ આવવાનું હતું ને ?' ત્યારે એ નહીં ફાવતી સાડીને ખભા પર ટકાવી રાખવા મથતી હસીને બોલી ગઈ : 'રિઝલ્ટ કાલે આવવાનું છે, એટલે તો આજે તમારી પાસે આવી. પાસ થઈ જવાની છું એ નક્કી છે, પણ પાસ થયા પછી ઉપાધિ વધી જશે એ પણ નક્કી છે.' શેની ઉપાધિ ? - એવું પૂછવાની મને તક આપ્યા વગર જ એણે કહી દીધું : 'ઉંમરલાયક દીકરીને ડિગ્રી મળી જાય એટલે પેરન્ટ્સ તેને પરણાવી દેવાની ઉપાધિમાં પડી જાય. પપ્પા તો હજુ થોડા દિવસ એમની કૉંગ્રેસની ઉપાધિમાં રહેશે, પણ મમ્મીની નજર તમારા પર છે !'

- તુલસી, એ સંભળીને મારી શી હાલત થઈ હશે એ તો તું આ વાંચીશ ત્યારે ખડખડાટ હસી પડીશ. એ ઉંમરમાં મારાથી નાની અને એમ. એ. થયેલી યુવતી, જ્યારે હું એમ.બી.બી.એસ. થયેલો ડૉક્ટર પુરુષ... છતાં એ મને બેધડક પૂછી બેઠી અને હું તેના પ્રશ્નનો સામનો કરી ન શકતો હોઉં તેમ બાઘાની જેમ નીચું જોઈ ગયો. મારો એ પ્રતિભાવ જોઈને એ વાચાળ છોકરી બોલી ઊઠી હોત કે તમે ભલે મારાં મમ્મીને ગમી ગયા છો, પણ મારી નજરે તો તમે એક નંબરના બુધ્ધુ છો ! એણે આવું કહ્યું હોત તો મને જરાય આશ્ચર્ય ન થાત. પણ, તુલસી, રીટાએ જે કહ્યું એની તો તું કલ્પના પણ નહીં કરી શકે.

- 'ચિંતન, આ ઉપાધિમાંથી હાલ તરત તો તમે જ મને બચાવી શકો એમ છો.' સાંભળીને મારી ગરદન ટટ્ટાર થઈ ગઈ. હવે એ જે કંઈ કહે તેનો સાફસાફ જવાબ આપી દેવા માટે મેં મનોમન તૈયારી કરી ત્યાં એમણે ઉમેર્યું : 'જેમ તમારે તુલસી છે તેમ મારે પણ બીજું કોઈક છે !'

- સાંભળીને હું કેવો ચોંકી ગયો હોઈશ એની તું જ કલ્પના કરી લેજે. વાત પર પૂર્ણવિરામ મૂકવાની અધીરાઈ હોય તેમ ગંભીરભાવે નજરથી નજર મિલાવીને એણે ખુલાસો કરી દીધો : 'તમે જેમ તુલસીના ભાનમાં આવવાની રાહ જોઈ રહ્યા છો, તેમ મારે પપ્પા સમક્ષ મારો પ્રસ્તાવ મૂકવાના અનુકૂળ સંજોગોની રાહ જોવાની છે, એટલે જ કહેવા આવી છું કે મારી મમ્મી આવતી કાલથી તમારાં મધરની પાછળ પડી જાય તો ચિંતા કર્યા વગર વાતને ચાલવા દેજો. વાતનો છેદ આપોઆપ ઊડી જશે.'

પહેલી વાર હું એની સામે મુક્તપણે હસી શક્યો. મારા તરફથી એને કોઈ જવાબની

અપેક્ષા નહોતી, છતાં હું કાંઈક કહેવા જતો હતો ત્યાં પ્યૂન મોતીલાલ આવી ચડ્યો : 'ડૉક્ટર સાહેબ, તમારો ફોન છે. કોઈક મુકુન્દરાય વાત કરવા માગે છે.'

- 'મુકુન્દરાયને કહે કે અર્ધી મિનિટમાં ફોન પર આવું છું.' કહીને મોતીલાલને રવાના કર્યો ત્યાં રીટા બોલી ઊઠી : 'ચિંતન, આપણી વાત પર પૂર્ણવિરામ મુકાઈ ગયું. હવે ખુશીથી તમે ફોન લેવા જઈ શકો છો.' કહેતી એ ઊભી થઈ અને મારા પહેલાં જ રૂમની બહાર નીકળી ગઈ ત્યારે હું ફરી બાઘાની જેમ તેને જતી જોઈ રહ્યો !

- ફોન પર મારું 'હેલો' સાંભળીને તારા મોટા ભાઈ અધીરા અવાજે બોલી ગયા : 'ચિંતન ! એક ખુશખબર આપવાના છે !' સાંભળતાં જ મને ફડકો પડ્યો : મુકુન્દભાઈના ખુશખબર બીજા શા હોઈ શકે ? પેલો સૂરજનારાયણ વહેલો છૂટી જવાનો તો નહીં હોય ને ? - એવા વિચારમાં હું અબોલ રહ્યો એટલે તેમણે સામેથી કહ્યું : 'તું સાંભળે છે ને, ચિંતન ? પાંચ દિવસ પહેલાં આપણે મળ્યા ત્યારે જ તને કહેવાનો હતો, પણ બરાબર પાકું નહોતું એટલે ચૂપ રહ્યો. આજે અનુનો યુરિન ટેસ્ટ લઈને ડૉક્ટરે કહી દીધું કે એ પ્રેગ્નન્ટ છે.' બોલતાંબોલતાં મુકુન્દભાઈના ગળામાં હર્ષનો ગઠ્ઠો જામી ગયો. મેં કૉન્ગ્રેચ્યુલેશન આપ્યાં એટલી વારમાં ગળું સાફ કરીને તેઓ ફરી બોલવા લાગ્યા : 'ચિંતન, તેં ચીંધેલાં લેડી ડૉક્ટર ઝવેરીની ટ્રીટમેન્ટ ફળી. અનુ બહુ ખુશ છે, મને મહેણાં મારવા બદલ પસ્તાવો કરે છે... બસ, ચિંતન, હવે તો લીલાલહેર છે ! લંડનનું પાકું થઈ જાય એટલે બાળક આવતાં પહેલાં એને પણ ઈંગ્લેન્ડની સહેલ કરાવી લઈએ...' તેઓ સતત બોલતા જ રહ્યા : '૧૪ જુલાઈથી રજા માટે બૅન્કમાં અરજી મૂકી દીધી છે. તુલસી ભાનમાં આવી જાય, તમે બંને પરણી જાઓ અને અમે બંને માબાપ બની જઈએ...'

- તેઓ બોલીને થાક્યા ત્યારે મારો વારો આવ્યો : 'મુકુન્દભાઈ, હવે હું મૂકું. આપણે પહેલી જુલાઈ પછી મળીશું. ત્યાં સુધી હું એક મેડિકલ કૉન્ફરન્સમાં બીઝી છું, એટલે આપણે વચ્ચે નહીં મળી શકીએ.' એમ કહીને મેં વાર્તાલાપ આટોપી લીધો. લંડન જવાની ઘેલછા મારે કારણે હવે રોગ બની ગઈ છે એનો મેં ખટકો અનુભવ્યો, પણ અનુભાભીના સારા ખબરનો સહારો લઈને એ ખટકો ખંખેરી નાખ્યો.

*

- તુલસી, આજે ૨૩ જૂન થઈ ગઈ. તારી બેહોશીનાં પાંચ વરસ અને બે માસ પછી તું કે.જી.એમ. હૉસ્પિટલ છોડીને અહીં બ્રીચ કેન્ડી નર્સિંગ હોમમાં ટ્રાન્સફર થઈ હોવા છતાં બીજા બધાની દૃષ્ટિએ તો હજુ તું કે.જી.એમ.ની તારી રૂમમાં જ છે ! કોઈ કાવતરાખોરની ગુપ્તતાથી ડીનસાહેબે તારો શિફ્ટિંગનો પ્લાન કર્યો હતો. કોઈની નજરે ન ચડી જવાય એટલા ખાતર સવારના સાડાચાર વાગ્યાનો સમય રાખ્યો. ડીનસાહેબ જાતે હાજર રહે તો સ્ટાફ સતર્ક બની જાય એટલે તને શિફ્ટ કરવાના ભેદી કામનું સંચાલન તેમણે ઘેર બેઠા કર્યું. મને રાત્રે ઊંઘ તો આવવાની નહોતી, છતાં રૂમમાં ચાર વાગ્યાનું એલાર્મ મૂકીને જાગતો રહ્યો. સવાચાર

વાગ્યે પાંચમા માળે આવ્યો ત્યારે મેટ્રન મારી રાહ જોતાં ઊભાં હતાં. ડીનસાહેબનો વિશ્વાસુ વૉર્ડબૉય વનમાળી સ્ટ્રેચર સાથે બાલ્કનીમાં બીડી પીતો હતો. મેટ્રને રૂમનું તાળું ઉઘાડ્યું એટલે હું અને વનમાળી ચોરની જેમ અંદર સરકી ગયા. તને બિછાનામાંથી ઊંચકીને સ્ટ્રેચરમાં સુવડાવતાં પહેલાં તારા હાથના કાંડે બાંધેલી પેલી ઘંટડીની દોરી છોડી નાખી. વર્ષો સુધી જેના વાગવાની રાતોની રાત હું પ્રતીક્ષા કરતો રહ્યો એ આખર સુધી વાગી નહીં, છતાં યાદગીરીરૂપે રૂમાલમાં વીંટીને હું અહીં સાથે લઈ આવ્યો છું.

- મેટ્રને બહારથી સંકેત દર્શાવ્યો કે અહીં કોઈ નથી એટલે સ્ટ્રેચરમાં તને ઊંચકીને હું તથા વનમાળી સડસડાટ પાછળના દરવાજે પહોંચી ગયા. તારા રૂમને તાળું મારી મેટ્રન પછવાડેના દાદર પાસે આવ્યાં એટલે ત્રણેય મળીને સાવચેતીથી તને પાંચ સીડી ઉતારી. લિફ્ટમૅનને પણ આ વાતની જાણ ન થઈ જાય એવી સાવચેતી ખાતર અમારે એ જોખમ ઉઠાવવું પડ્યું. હૉસ્પિટલના કોઈ દર્દીનું અપહરણ કરી જવાનું કાવતરું ઘડ્યું હોય તેમ પછવાડેની સીડી પાસે અંધારામાં ઍમ્બ્યુલન્સ તૈયાર જ રાખી હતી. સ્ટ્રેચર સહિત તને ઍમ્બ્યુલન્સમાં મૂકી ત્યારે અંદરની ઝાંખી લાઈટના આછા પ્રકાશમાં મેટ્રનની આંખમાં ઊભરાઈ આવેલાં આંસુ તગતગવા લાગ્યાં હતાં. મમતાથી એમણે તારા માથે હાથ પસવારીને મારી સામે જોયું. જાણે મને કહેતાં હોય : અમારી તુલસીને સાજી-સારી પાછી લઈ આવજો, ડૉક્ટર !

- ઍમ્બ્યુલન્સ સ્ટાર્ટ થઈ ત્યારે મારા હૃદયના ધબકારા વધી ગયા. આ રીતે ગુપ્તપણે તને હૉસ્પિટલમાંથી ખસેડવામાં ડીનસાહેબે કેટલું બધું જોખમ ઉઠાવ્યું હતું એનો ખ્યાલ આવવા માંડ્યો. સત્તાવાળા અને સ્ટાફને અજાણ રાખી સારવારના શુભ આશયથી તેઓ તને શિફ્ટ કરી રહ્યા હતા, પણ ધાર્યું પરિણામ ન આવ્યું તો ? નિષ્ફળતાની સઘળી જવાબદારી એમના શિરે આવવાની હતી... તુલસી, તું એટલી તો જરૂર નસીબદાર ગણાય કે તારે ખાતર આવા મહાનુભાવ પોતાની ઉજ્જ્વળ કારકિર્દીને હોડમાં મૂકતાં સહેજ પણ ખચકાયા નહીં. ઍમ્બ્યુલન્સ હૉસ્પિટલના મેઈન ગેટને બદલે પછવાડેના દરવાજેથી બહાર નીકળવા એમના ઘર પાસેથી પસાર થઈ ત્યારે ડીનસાહેબ એમના ઘરની બારીમાંથી આપણને જતા જોઈ રહ્યા હતા. આ ઉચાટમાં કદાચ તેઓ આખી રાત ઊંઘ્યા નહીં હોય અને કોને ખબર, હજુ કેટલા દિવસ માટે એમની ઊંઘ ઊડી જવાની હશે !

- ઍમ્બ્યુલન્સ રવાના થતાંની સાથે જ ડીનસાહેબે બ્રીચ કૅન્ડીમાં ફોનથી જાણ કરી દીધી હોવી જોઈએ, કારણ કે ત્યાં અમારા આગમનની બધી જ પૂર્વતૈયારી થઈ ચૂકી હતી. પહેલા માળના અઢાર નંબરના આ રૂમમાં અહીંની નાઈટ ડ્યૂટીની મરાઠી ખ્રિસ્તી મેટ્રને બહુ જ સંભાળપૂર્વક તને એડમિટ કરી ત્યારે એના મુખ પર રહસ્યના હાવભાવ જોઈને મેં અનુમાન કર્યું કે બ્રીચ કૅન્ડીના ડૉક્ટર દસ્તૂરસાહેબે એને પણ વિશ્વાસમાં લીધી હોવી જોઈએ. કોઈ જાતની પૂછપરછ કર્યા વગર મિસિસ મ્હાત્રેએ મને કહ્યું : ‘ડૉક્ટર, તમને કે પેશન્ટને કોઈ ચીજની જરૂર પડે તો આ ફોન પર ઝીરો ડાયલ કરી સીધો મારો જ સંપર્ક સાધજો. આઠ

વાગ્યા પછી ડે ડ્યૂટીનાં મેટ્રન મિસિસ મર્ચન્ટ મારી જગ્યાએ આવશે તેમને પણ ડૉક્ટરસાહેબે આ કેસ બાબત જાણ કરી રાખી છે.'

- બાસઠ મહિનામાં પહેલી વાર, તુલસી, હું તારી સામે એકાન્તમાં આટલા કલાક બેસવા પામ્યો છું. કલાકોથી તને જોયા કરું છું છતાં આંખો ધરાતી નથી. સવારે સાત વાગ્યે મેટ્રને બેત્રણ છાપાં વાંચવા મોકલ્યાં, પણ તેમાં એકાદ ખૂણે છપાયેલા 'આવતી કાલથી મુંબઈમાં મળી રહેલી વર્લ્ડ ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસ'ના સમાચાર સિવાય બીજું કાંઈ જ વાંચ્યું નથી. તને એકીટશે જોતો વિચારમગ્ન બેઠો હતો ત્યાં દસ વાગ્યે ડીનસાહેબની સાથે બા પણ આવી પહોંચ્યાં. દોઢેક વરસથી બાને પગમાં વા વળગ્યો છે એટલે મેં એમને દોડધામ કરવાની ના કહી, પણ તેઓ પગ વાળીને બેસી રહે એવાં ક્યાં છે ? તારાં અને મારાં બે જોડી કપડાંની સાથે તેઓ તારી શ્રીનાથજીની છબી પણ અહીં લઈ આવ્યાં : 'ચિંતન, તને મેં કહ્યું હતું ને કે છબી સાથે લઈ જવાનું ભૂલતો નહીં.' કહીને ઠપકોય સંભળાવ્યો. મેં કહ્યું કે 'અહીં બ્રીચ કેન્ડી હૉસ્પિટલની રૂમમાં છબી ટાંગવાની રજા નહીં મળે...' તોપણ એમણે જાતે જ ભીંત પર લટકતું કેલેન્ડર ઉતારી લઈ શ્રીનાથજીની છબી ટાંગી દીધી : 'મારી તુલસી ભાનમાં આવે ત્યારે એને ઠાકોરજીનાં દર્શન થવાં જોઈએ.' કેમ જાણે તને અહીં બ્રીચ કેન્ડીમાં જ શુદ્ધિ આવી જવાની હોય એવી શ્રદ્ધાથી આમ બોલીને પાછી તાકીદ પણ કરી : 'જોજે, મૉસ્કો જવા નીકળે ત્યારે સામાનમાં બીજું બધું ભૂલી જઈશ તો ચાલશે, તુલસીના ભગવાનને ભૂલી નહીં જતો !'

- ડીનસાહેબની હાજરીમાં જ બ્રીચ કેન્ડીના ડૉક્ટર દસ્તૂરસાહેબ પણ આવી ગયા. પહેલીવહેલી એમની નજર આ છબી પર પડી હતી. શ્રીનાથજીનું સ્વરૂપ જોતાં તેઓ થોડી વાર વિચારમાં પડી ગયા ત્યારે મને થયું કે હમણાં એને ઉતારી લેવાનું કહેશે, પણ મારું અનુમાન ખોટું ઠર્યું. કદાચ ડૉક્ટરોની બાબતમાં એવું બનતું હશે કે જેમાં એમના બે હાથ હેઠા પડે ત્યાં એ લોકો ચાર હાથવાળાને કેસ સોંપી દેતા હશે !

- ડૉક્ટર દસ્તૂરના ગયા પછી ડીનસાહેબે જાણ કરી કે આપણી હૉસ્પિટલમાં બધું રાબેતા મુજબ ચાલે છે. તારી ગેરહાજરીની કોઈને ગંધ આવી નથી. રોજની જેમ સાડાદસ વાગ્યે મેટ્રન તને નળી વાટે ખોરાક આપવા તારા રૂમમાં જશે, તારા રૂમની સફાઈનું કામ વૉર્ડબૉય વનમાળીને સોંપ્યું હોવાથી બીજા કોઈને અંદર જવાનો મોકો જ નહીં મળે. બાકીનો સમય દરવાજે તાળું મારેલું હશે એટલે વહેમ પડવાનો સંભવ જ નથી.

- સ્થાન બદલાયું તેમ નોટબૂક લખવાનો સમય પણ બદલાઈ ગયો. અત્યારે સાંજના સાડાપાંચ વાગ્યા છે. સાડાબાર કલાકના આપણા આ એકાન્તનો સમય હવે અર્ધા કલાકમાં પૂરો થશે. છ વાગ્યે સિસ્ટર ડિસોઝા ડ્યૂટી પર આવી જશે. કોઈ વિશ્વાસુ નર્સને રાખવાની વાત નીકળી ત્યારે મને ડિસોઝા યાદ આવી ગઈ. પરણ્યા પછી એણે નર્સિંગ છોડી દીધું છે. પોણાબે વરસની એની બેબી સ્કૂલમાં દાખલ ન થાય ત્યાં સુધી સર્વિસ કરી શકે તેમ

નથી, પણ તારી વાત આવી કે તરત એણે કહ્યું : 'આ ડ્યૂટી તો તમે મને જ આપજો. તુલસીના સાજા થવામાં હું થોડીક પણ નિમિત્ત બનીશ તો મારી જાતને ધન્ય ગણીશ.'

- એને ડ્યૂટી સોંપવાનું મુખ્ય કારણ તો એ હતું કે આપણી અંદરની ઘણી વાત તે જાણતી હોવા છતાં આજ સુધી કોઈને તેની જાણ થવા દીધી નથી. હું એને ઘેર મળવા ગયો ત્યારે એ બોલી ગયેલી : 'સિસ્ટર ગોસ્વામી ભાનમાં આવે ત્યારે મારે એની માફી માગવી છે. ભળતું-સળતું બોલીને મેં એનો જીવ બહુ દૂભવ્યો હતો.'

- ડિસોઝા આવે તે પહેલાં લખવાનું પતાવી દેવા માટે થોડી ઉતાવળ કરું છું. કદાચ કૉંગ્રેસના ત્રણ દિવસ દરમ્યાન હવે આગળ લખવાનો અવકાશ ન મળે. રાત-આખી મારે સહાર એરપૉર્ટ પર ડ્યૂટી બજાવવાની છે. જુદીજુદી ચારપાંચ ફ્લાઈટમાં અઢાર જેટલા મહાનુભાવો ઊતરવાના છે. એ દરેકનું ફૂલહારથી સ્વાગત થયા પછી એમને જુદીજુદી કારમાં તાજમહાલ હોટેલ પહોંચતા કરવામાં સવાર પડી જશે અને સવારે છ વાગ્યે સૌથી છેલ્લે પધારવાના છે ડૉક્ટર, ગોર્કીસાહેબ ! રશિયન ડૉક્ટર ત્યાંની એરોફ્લોટ એરલાઈન્સમાં એમના બે મદદનીશ સાથે આવી પહોંચશે અને બધાથી અલગ મુંબઈના રશિયન કોન્સલને ત્યાં જ ઊતરશે. તુલસી, ગોર્કીસાહેબ સ્વભાવના બહુ ધૂની હોવાનું સંભળાય છે. મુંબઈમાં જેમ સૌથી છેલ્લા આવશે તેમ કૉંગ્રેસમાં સૌથી છેલ્લે જ બોલશે અને તને જોવા પણ બીજા બધા ન્યૂરોલોજિસ્ટ આવી ગયા પછી છેલ્લે પધારશે ! એમની પધરામણીની એ ઘડી...

ચિંતને નોટબૂકમાં અર્ધું વાક્ય લખ્યું ત્યાં જ બ્રીચ કેન્ડીની ૧૮ નંબરની રૂમના બારણે ટકોરા પડ્યા. ઝટપટ નોટનો બંધ વાળી દઈ એણે ઊભા થઈ જવું પડ્યું. બારણું ઉઘાડ્યું તો સામે ડિસોઝા હસતી ઊભી હતી : 'સૉરી, પંદર મિનિટ વહેલી આવી ગઈ.' કહીને તે દાખલ થઈ : 'ઘણા વખતે નર્સનો યુનિફૉર્મ પહેરવા મળ્યો.' કપડાં ઠીક કરતી એ તુલસીના બેડ પાસે ગઈ. ઘડીભર તેને જોઈ લીધા પછી તુલસીના કપાળે ચુંબન ચોડ્યું : 'ગૂડ લક, સિસ્ટર !' બોલતાં એ ગળગળી બની ગઈ.

*

૨૬ જૂનની બપોરે વર્લ્ડ ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસના સમાપનની બેઠકનો આરંભ થયો ત્યારે તાતા ઑડિટોરિયમ ચિક્કાર ભરેલું હતું. મંચ પર માત્ર ત્રણ વ્યક્તિઓ બિરાજેલી હતી. તેમની પાછળ પૃથ્વીના ગોળા પર જડેલી અટપટા માનવ-મગજની કલાત્મક આકૃતિ કૉંગ્રેસના પ્રતીકરૂપે સૌનું ધ્યાન ખેંચી જતી હતી. પરંતુ ચિંતનનું લક્ષ તો મુંબઈના ડૉક્ટર સુમનરાય પંડ્યા અને જિનિવાના ન્યુરોલોજિસ્ટ ડૉક્ટર લૅમ્બર્ટની વચ્ચોવચ સ્ટેજ પર બેઠેલા સોવિયેટ ન્યુરોસર્જન ડૉક્ટર ગોર્કી પર જ ચોંટેલું હતું. છેલ્લા ત્રણ દિવસથી તેની આ દશા થઈ ગઈ હતી. ખાતાં-પીતાં, ઊંઘતાં-જાગતાં કે કૉંગ્રેસનાં ભાષણો સાંભળતાં-સાંભળતાં ચિંતન ડૉક્ટર ગોર્કીના જ વિચારે ચડી જતો.

૨૪મીની વહેલી સવારે પોતાના બે મદદનીશ સાથે ડૉક્ટર ગોર્કીસાહેબ એરપૉર્ટ પર

ઊતર્યા ત્યારથી ચિંતન નજર ભરીને એમને નિહાળતો જ રહ્યો હતો... મોટા ભાગના રશિયનોની જેમ શરીરે હૃષ્ટપુષ્ટ ડૉક્ટર ગોર્કીને દેખાવમાં સાવ સાદા-સીધા જોઈને તેણે અચરજ અનુભવેલું. માથાના સફેદ પાંખા વીખરાયેલા વાળ અને ચોવીસ કલાકની વધી ગયેલી દાઢી જોઈને પહેલી દૃષ્ટિએ લાગે જ નહીં કે આ કોઈ સિદ્ધપુરુષ હશે. બીજા બધા ડૉક્ટરોને એરપોર્ટ પર સત્કારવા માટે ફૂલહાર પહેરાવ્યા ત્યારે ગળામાં હાર લટકાવીને હોટેલ સુધી ગયા હતા, પણ ડૉક્ટર ગોર્કીને જેવો પંડ્યાસાહેબે હાર પહેરાવ્યો કે બીજી જ ક્ષણે બંને હાથે હાર કાઢીને પંડ્યાસાહેબના ગળામાં નાખી દીધો હતો ! એમને એમ કે અહીં સામસામા હાર પહેરાવવાની પ્રથા હશે... એરપોર્ટની બહાર નીકળીને રશિયન કોન્સ્યુલેટની કારમાં બેસાડવા માટે પાછળનો દરવાજો ઉઘાડ્યો ત્યારે નાના બાળકની જેમ ડ્રાઈવર બાજુની આગલી બેઠકમાં જ બેસવાનો આગ્રહ રાખ્યો. કારમાં બેસતાંબેસતાં તેઓ બોલ્યા પણ ખરા કે હું બધે આગળ રહેવામાં માનું છું.

ત્યારે દુભાષિયા દ્વારા ડૉક્ટર પંડ્યાએ પૂછ્યું : 'તો પછી કૉંગ્રેસમાં સર્વપ્રથમ પ્રવચન આપવાનો અમારો પ્રસ્તાવ સ્વીકાર્યો કેમ નહીં ?' તો એનો જવાબ પણ વિચિત્ર આપ્યો : 'બીજા બધાને સાંભળીને હું જે બોલીશ તેમાં પણ તમને હું આગળ જ લાગીશ.'

બધે આગળ રહેવાનો આગ્રહ રાખનાર માણસ આમ તો અભિમાની હોવાની છાપ પડે, પણ ચિંતનને ડૉક્ટર ગોર્કીનું વર્તન નાના બાળક જેવું સાલસ અને નિખાલસ લાગ્યા કરતું. જોકે માનવ-મગજનો આ મહાન નિષ્ણાત સ્વભાવનો ધૂની હતો કે અતડો એ અઢી દિવસની કૉંગ્રેસ દરમ્યાન ચિંતન તારવી શક્યો નહોતો. કૉંગ્રેસની દરેક બેઠકમાં એ સમયસર હાજર થઈ જાય, પણ બીજા બધા ડૉક્ટરોની જેમ આપસમાં વિચારવિનિમય કરવાનું ટાળે. ચિંતન પહેલી હરોળમાં ડૉક્ટર ગોર્કીની બેઠક આજુબાજુ ચક્કર લગાવ્યા કરતો, જેથી બીજા સાથેની એમની વાતચીત સાંભળી લેવાય. પરંતુ પોતાનો ક્ષેત્રના કોઈ ડૉક્ટર દુભાષિયા દ્વારા કાંઈ પૂછે ત્યારે જવાબમાં એક વાક્યથી કામ ચાલી જતું હોય તો બે વાક્ય બોલવાની તસ્દી જ લેતા નહીં. સ્વિત્ઝર્લૅન્ડના ડૉક્ટર લૅમ્બર્ટે સવારે એમને પૂછ્યું કે ગઈ કાલનું અમેરિકન ડૉક્ટરનું પ્રવચન તમને કેવું લાગ્યું ત્યારે દુભાષિયા દ્વારા રશિયન ભાષામાં એટલું જ કહ્યું કે 'એ તમે મારા બપોરના લેક્ચરમાં સાંભળજો.'

આ મહાનુભાવ આવી રીતે શું કામ વર્તતા હશે ? ચિંતનને વારેવારે એવો ઉચાટ થઈ જતો. તુલસી માટે એના પર મદાર રાખીને પોતે આજના દિવસની આતુરતાની રાહ જોતો હતો, પણ કદાચ આ ધૂની દેખાતા મનસ્વી મહાનુભાવ છેલ્લી ઘડીએ 'તમારો કેસ તપાસવામાં મને રસ નથી.' એવું કહી દેશે તો ?

અગાઉથી નક્કી થયા મુજબ કૉંગ્રેસની પ્રથમ સાંજે આઠ ડૉક્ટરોની ટુકડીને પંડ્યાસાહેબ તુલસીનો કેસ તપાસવા બીચ કેન્ડી લઈ આવ્યા ત્યારે ચિંતને ધારી હતી એના કરતાં પણ વધારે નિરાશા સાંપડી. ડૉક્ટર પંડ્યાએ પાંચ મિનિટમાં એમને પેશન્ટની કેસ-હિસ્ટરી કહી

સંભળાવી, કેસ-પેપર્સ, એક્સ-રે તપાસવા આપ્યા, પરંતુ આઠમાંથી કોઈએ પોતાનો ફેંસલો સંભળાવવામાં પૂરી આઠ મિનિટ સુધ્ધાં લીધી નહીં, માત્ર એક જ શબ્દમાં ચુકાદો આપી દીધો : 'ઈમ્પૉસિબલ !'

સૂરજનારાયણવાળા બ્રિટિશ ડૉક્ટર થોમ્સનને પંડ્યાસાહેબે યાદ કરાવ્યું કે પાંચેક વર્ષ પહેલાં આ કેસ તમને રિફર થયેલો ત્યારે તમે પત્ર દ્વારા ૫૦ ટકા ચાન્સની આશા દર્શાવી હતી ત્યારે તેઓ તો સાવ પાણીમાં બેસી ગયા : 'મને એવું કાંઈ યાદ નથી.' આમ કહ્યા પછી થોડી વાર વિચારમાં પડી જઈને ડૉક્ટર થોમ્સને ઉમેર્યું હતું : 'કદાચ એ અરસામાં પેશન્ટની બેશુદ્ધિની શરૂઆત હોવાથી મેં એવો અભિપ્રાય આપ્યો હશે.'

પોતાનો એ ખુલાસો યજમાન ન્યુરોલોજિસ્ટને ગળે નથી ઊતર્યો એવા ડૉક્ટર પંડ્યાના હાવભાવ જોઈને એમણે વધારે ડહાપણ ડોળ્યું : 'કોઈ એમ કહે કે આ પેશન્ટ જીવે કે મરે એનો વાંધો નથી, પણ એના પર પ્રયોગ કરી જુઓ તો કેસ હાથમાં લેવાની કદાચ ઇચ્છા થાય, પરંતુ જગતના આટલા બધા નિષ્ણાતો સમક્ષ રજૂ થયેલા કેસ પર અખતરો કરીને નિષ્ફળતાનો અપજશ લેવા કોઈ શું કામ તૈયાર થાય ?'

અમેરિકાના ડૉક્ટર જેફરસને તો મુખ પર અનુકંપાના ભાવ સાથે માત્ર બે વાક્યમાં અભિપ્રાય દર્શાવી દીધો હતો : 'મર્સી કિલિંગનો કેસ છે. પાંચ-પાંચ વર્ષથી એ બિચારીને આ રીતે જિવાડ્યા કરવાનો તમારો આશય જ સમજાતો નથી.'

૨૫મી જૂનની સાંજે બીજા નવ ડૉક્ટરોની ટુકડીએ બ્રીચ કેન્ડી આવીને તુલસીના કેસ પર ચર્ચાવિચારણા કરી તેમાં લાહોરથી આવેલા પાકિસ્તાની ન્યુરોલોજિસ્ટ ડૉક્ટર બશીર એહમદ હમદર્દી દર્શાવતાં બોલી ઊઠ્યા કે 'ખુદા કરે ને આવા કેસ ક્યૉર કરનારો કોઈ આ જહાંમાં પેદા થાય ! મારા મુલકમાં આવાં અર્ધો ડઝન કરતાં વધારે દર્દી કોમા જેવી હાલતમાં પડ્યાં છે. એક સગર્ભા ઔરત તો ડિલિવરીના પંદર દિવસ પહેલાં માથાની ઈજાને કારણે બેહોશ થઈ ગઈ ત્યારે સિઝેરિયન ઑપરેશન કરીને અમે બાળકને બચાવી લીધું. એની બેટી સાત વરસની થઈ ચૂકી છે છતાં માએ હજુ આંખ ઉઘાડી નથી !' કહીને ડૉક્ટર એહમદે તુલસીના માથા પર હમદર્દીનો હાથ પસવાર્યો હતો.

નવ ડૉક્ટરની એ ટુકડીમાંથી સાત ન્યુરોલોજિસ્ટોએ તો અર્ધા કલાકમાં વિદાય લઈ લીધી, પણ જર્મન, ફ્રેન્ચ અને સ્વિસ ડૉક્ટરોએ ત્યાં બેઠાંબેઠાં જ એક કલાકની કૉન્ફરન્સ ચલાવી હતી. કલાકની એ કૉન્ફરન્સને અન્તે જર્મન-સ્વિસ ડૉક્ટરોએ તો હાથ ઊંચા કરી લીધા, પણ જેમના મારફત રશિયન ડૉક્ટર ગોર્કી પંડ્યાસાહેબ સાથે પત્રવ્યવહાર કરતા હતા એ ફ્રેન્ચ ડૉક્ટર માઇકલ રૂઝ જતાંજતાં પંડ્યાસાહેબના કાનમાં કહેતા ગયા હતા : 'ડૉક્ટર ગોર્કી સિવાય બીજા કોઈ ન્યુરોસર્જન આ કેસનું જોખમ લઈ શકશે નહીં.'

એટલે જ ચિંતન અત્યારે ૨૬મીની સાંજના સવાચાર વાગ્યે સ્ટેજ પર બેઠેલા ડૉક્ટર

ગોર્કી પર સતત મીટ માંડીને ઊભો હતો. પોતાના પેપર્સ વાંચી રહેલા સ્વિસ ડૉક્ટર લૅમ્બર્ટનો એક પણ શબ્દ તે કાન પર ઝીલતો નહોતો. તુલસીની સારવાર સિવાય ત્રણ દિવસની કૉંગ્રેસની બીજી કોઈ ફલશ્રુતિમાં ચિંતનને હવે રસ રહ્યો નહોતો. રશિયન ડૉક્ટર બોલવા ઊભા થયા ત્યારે સભાગૃહના તમામ શ્રોતાની જેમ ચિંતન પણ ટટ્ટાર થઈ ગયો. બીજા ઘણા ડૉક્ટરોની જેમ ડૉક્ટર ગોર્કીએ પોતાના પ્રવચનનું અંગ્રેજી ભાષાન્તર કરવા આપ્યું નહોતું. 'હું શું બોલવાનો છું એ શ્રોતાઓ અગાઉથી જાણી જાય તો મારા વક્તવ્યનો કોઈ પ્રભાવ ન પડે.' એવી એમની દલીલ હતી. જર્મન-ફ્રેન્ચ ડૉક્ટરો માટે એમની ભાષામાં તરજુમો કરવાની ખાસ સગવડ કરવામાં આવી હતી. એ ડૉક્ટરો કાને હેડફોન લગાડીને ડૉક્ટર ગોર્કીનું લેકચર સાંભળતા હતા, જ્યારે બાકીના શ્રોતાએ લાઉડસ્પીકર દ્વારા અંગ્રેજીમાં શ્રવણ કરનારા હતા.

'કૉમરેડ્ઝ !'ના સંબોધન સાથે ડૉક્ટર ગોર્કીએ શરૂઆત કરીને પહેલા જ વાક્યમાં શ્રોતાઓને પ્રવાહમાં ખેંચી લીધા : 'આપણે સૌ મગજના નિષ્ણાતોએ તો હૃદયથી આપણી ફરજ બજાવવાની હોય છે !' એ સાંભળતાંની સાથે જ સભાગૃહ તાળીઓથી ગુંજી ઊઠ્યું : 'માનવશરીરમાં મગજને સર્વોપરી ગણીને આપણે હૃદયનું મૂલ્ય ઓછું આંકવાની મૂર્ખાઈ ન કરી શકીએ. મગજ આપણા દેહની પ્રત્યેક ક્રિયાનું કેન્દ્ર છે એ વાત સાચી, પણ મગજ બંધ પડી જવાથી માણસ મરતો નથી... જ્યારે હૃદય અટકી ગયા પછી માણસ જીવી શકતો નથી !'

જાણે મગજના નિષ્ણાત હોવાનો મગજમાં ફાંકો રાખનારા મહાનુભાવોને હૃદયનું મહત્ત્વ સમજાવવા માગતા હોય એવી એમની આગવી રજૂઆતે સૌને સ્તબ્ધ કરી દીધા. ચિંતનનું હૈયું તો આદરભાવથી ઊભરાવા લાગ્યું.

'મગજથી જડ બની જનારને દયાના દાવે મર્સી કિલિંગ કરવાની સલાહ આપનારને હું પૂછવા માગું છું કે વિશ્વભરમાં હજારોની સંખ્યામાં વર્ષોથી બેહોશ અવસ્થામાં જીવી રહેલાંઓને એમનાં સ્વજનો શું કામ જિવાડી રહ્યાં છે ? આપણામાંથી કોઈક ક્યારેક એમને સાજાં કરવા જેટલો સમર્થ બનશે એવી આશામાં ! અમે તો મૃત્યુ પામી ચૂકેલા મૃતદેહોનેય સાચવી રાખ્યા છે - શું કામ ? પોતાને શરીરશાસ્ત્રી કહેનારા સામે પડકાર ફેંકવા માટે કે લ્યો, હવે તમે એમને સાજા કરી શકવા જેવા સમર્થ બનો ! જડ અવસ્થામાં જીવી રહેલો પ્રત્યેક દર્દી તમારા અને મારા માટે એક પડકાર છે. એના મગજને તમે કેમ કામ કરતું કરી શકતા નથી એ પડકાર આપણે ઝીલી લેવાનો છે. જડ-ચેતનમાં સર્વત્ર ઈશ્વર વસી રહ્યો છે એવું માનનારા તમે આસ્તિકો છેવટે બધું ઈશ્વર પર છોડી દઈને હાથ ખંખેરી નાખો એ કેમ ચાલે ? સર્જનહારે આપણને આપેલી ચેતનાના બળે આપણે જ જડને ચેતનવંતું બનાવવાનું છે એ કેમ ભૂલી જાઓ છો તમે ?'

એ સાંભળીને ગદ્ગદ બની ગયેલા ચિંતનને ઘડીભર તો થયું કે સ્ટેજ પર દોડી જઈ એમના પગે પડી જઈને કહું કે મારાં બા કહેતાં હતાં તેમ તમારામાં ખરેખર ઈશ્વરી અંશ રહેલો છે !

ત્યાર પછી ડૉક્ટર ગોર્કીએ બ્રેઈન-સર્જરીમાં પ્રદાન કરનાર જગતના ન્યુરોસર્જનોનાં નામ સાથે એમના સફળ પ્રયોગોના દાખલા ટાંકીને કહ્યું કે 'આ દરેક નિષ્ણાત આપણા માટે પાયાના પથ્થર જેવું કામ કરી ગયા છે અને આપણે એના પર ઇમારત ચણવાની બાકી છે.' ત્યારે સૌને સમજાયું કે એ માત્ર પોતાની સિદ્ધિની બડાઈ હાંકવા માટે ઊભા નહોતા થયા.

સતત પચીસ મિનિટ ચાલેલા એ પ્રવચનના અન્તે ડૉક્ટર ગોર્કીએ પાઇલટની ટ્રેનિંગ લેનાર પેલા રશિયન યુવાનનો કેસ સવિસ્તર કહી સંભળાવ્યો કે જેને પોતે બેહોશીમાંથી બહાર લાવવામાં સફળ નીવડ્યા હતા : 'આવા એક-બે કેસની સફળતાથી આપણે જગતને કહી શકીએ તેમ નથી કે જુઓ, અમે સફળ થઈ ગયા ! એક કેસ સાજો થાય તેની સામે મગજનાં હજારો દર્દીઓ પેદા થાય છે એનો આપણે વિચાર કરવાનો છે... આ કોંગ્રેસમાં મારા પ્રત્યેના અહોભાવથી પ્રેરાઈને ઘણા મારા ઑટોગ્રાફની માગણી કરે છે અને હું હસ્તાક્ષર આપવાનો ઇન્કાર કરતો રહું છું, શું કામ ? મારે એમને એટલું જ કહેવાનું છે કે આ હાથમાં રહેલી શક્તિનો ઑટોગ્રાફ હું માનવીના મગજ પર કરતો રહેવા માગું છું. દરેક સાજો થયેલો માનવી આપણા ઑટોગ્રાફ જેવો છે !'

કહીને ભારતીય પ્રણાલી મુજબ બે હાથે નમસ્કાર કરી એમણે બેઠક લીધી ત્યારે વિદેશી પ્રથા અનુસાર સભાગૃહના શ્રોતાઓએ ત્રણ મિનિટ સુધી તાળીઓના ગડગડાટથી એમના વક્તવ્યને વધાવી લીધું.

જાણે એમના શબ્દો ઘણી વાર સુધી કાનમાં ગુંજતા રહ્યા હોય તેમ ડૉક્ટર પંડ્યાસાહેબ સમાપન-પ્રવચનમાં શું બોલી ગયા એનું પણ ચિંતનને ભાન ન રહ્યું.

પૂર્ણાહુતિની જાહેરાત સાથે ડૉક્ટર લીઓ ગોર્કી સ્ટેજ પરથી નીચે ઊતરતા દેખાયા એટલે ચિંતન આવેશમાં એમના તરફ દોડી ગયો. પાસે જઈ એ કહેવા માગતો હતો : મારી તુલસી પાંચ વરસ, બે માસ અને ત્રણ દિવસથી તમારા હસ્તાક્ષરની રાહ જોતી બિછાનામાં પડી છે. તમારા આ શક્તિશાળી હાથના સ્પર્શથી એનો ઉદ્ધાર કરો...

પરંતુ રશિયન ભાષાના અજ્ઞાનને કારણે ચિંતનના એ ઉદ્‌ગાર ગળામાં જ થીજી ગયા.



# 23

બપોરથી શરૂ થયેલો વરસાદ સાંજ પછી પણ વણથંભ્યો વરસી રહ્યો હતો અને મેઘરાજાનું રૌદ્ર સ્વરૂપ આખી રાત વરસતા રહેવાની વારંવાર આકાશવાણી સંભળાવતું હતું. ધોધમાર વરસાદે મુંબઈના માર્ગોને જળબંબાકાર કરી મૂક્યા હતા, વાહન-વ્યવહાર ખોરવી નાખ્યો હતો અને ટેલીફોન-સંપર્કને બિનભરોસાપાત્ર બનાવી દીધો હતો ત્યારે સાંજના પોણાસાત વાગ્યે ચિંતાતુર ચહેરે વારંવાર ઘડિયાળમાં જોઈ લેતો ચિંતન બ્રીચ કેન્ડી હૉસ્પિટલના આંગણે ડૉક્ટર ગોર્કીના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો : હજુ કેમ નહીં આવ્યા હોય ? ટ્રાફિકમાં અટવાઈ ગયા હશે ?

ચિંતને માનેલું કે ગોર્કીસાહેબ કૉંગ્રેસમાંથી સીધા જ તુલસીને જોવા આવશે, પણ પંડ્યાસાહેબે ચાલવાનું કહ્યું ત્યારે એમણે કાંડાઘડિયાળમાં જોયું હતું : 'આપણે ચાલીએ તો ખરા, પણ વચ્ચે ઉતારે જઈને મારે મારી મેડિકલ કિટ (બૅગ) કલેક્ટ કરવી પડશે.'

'આપનો ઉતારો પેડર રોડ પર છે અને આપણે તેની સાવ નજીકમાં જ જવાનું છે.' સમજાવતાં ડૉક્ટર પંડ્યાએ ઉમેર્યું હતું : 'આપની કિટ ઊભાંઊભાં લઈ લેવાશે. બહાર વરસાદ પણ બહુ છે.'

સભાગૃહની બહાર મુશળધાર વરસાદ જોઈને નાના બાળક જેવા ભોળાભાવે તેઓ બોલી ઊઠ્યા હતા : 'નાહવાનું મન થાય એવો વરસાદ છે !' ત્યારે ડૉક્ટરના બંને સાથીઓ હસી પડ્યા હતા : 'અમને તો વરસાદ જોઈને પીવાનું મન થાય છે.'

કદાચ ડૉક્ટર પોતે પણ પીવા માગતા હશે એવું અનુમાન કરી પંડ્યાસાહેબે ચિંતનને કહ્યું હતું : 'તું બ્રીચ કેન્ડી પહોંચી જા, હું એમની સાથે રહું છું. ડીનસાહેબ અને ડૉક્ટર દસ્તૂરને કહેજે કે બને એટલા જલદી એમને લઈ આવું છું.'

કોઈ ડૉક્ટરની કારમાં લિફ્ટ લઈને સવાછ વાગ્યે એ બ્રીચ કૅન્ડી પહોંચ્યા ત્યારે ડીનસાહેબ, દસ્તૂરસાહેબ, યશોદાબહેન અને સિસ્ટર ડિસોઝા એવા ઉચાટમાં જ હતાં કે આ વરસાદને કારણે ડૉક્ટર ગોર્કી એમનો પ્રોગ્રામ બદલી તો નહીં નાખે ને ? ત્રણ દિવસની કૉંગ્રેસ દરમ્યાન દિવસના ભાગમાં યશોદાબહેન તુલસી પાસે બેસતાં અને સાંજે ડિસોઝા ડ્યૂટી પર આવી જતી.

ઉચાટ સાથે વાટ જોતો ચિંતન વારેવારે ડૉક્ટર ગોર્કીના બંને મદદનીશોને મનોમન કોસતો હતો : વરસાદ જોઈને એમને વળી પીવાની ઇચ્છા ક્યાં જાગી ? રાત્રે તાજમાં ડિનર છે અને કાલ સવારની ફ્લાઈટમાં ગોર્કીસાહેબ દિલ્હી ચાલ્યા જશે. ત્યાં ત્રણ દિવસ રોકાઈ સીધા મૉસ્કો રવાના થઈ જવાના... આજની માત્ર એક સાંજ એમના હાથમાં છે. એ ચૂકી ગયા તો આશાના ઊંચા મિનારા જમીનદોસ્ત થઈ જશે !

ત્યાં જ સોવિયેટ કોન્સલની આલીશાન કાર કમ્પાઉન્ડમાં પ્રવેશ કરતી દેખાઈ અને ચિંતનનું હૈયું ઊછળી પડ્યું. ઘડીભર નક્કી ન કરી શક્યો કે એમને આવકારવા સામે જઉં કે ડૉક્ટર દસ્તૂરની કૅબિનમાં પહોંચી જઈ 'આવી ગયા'નો સંદેશો પાઠવી દઉં ? બેમાંથી કાંઈ પણ કરે એ પહેલાં કાર આંગણે આવીને ઊભી રહી ગઈ. સામે બેઠેલી ટેલીફોન ઑપરેટરે ઇન્ટરકૉમથી દસ્તૂરસાહેબને મહેમાનના આગમનની જાણ કરી એટલે ડીન શ્રીવાસ્તવ સાથે તેઓ બહાર આવી પહોંચ્યા. બ્રીચ કૅન્ડીના ચોકીદારે કારનો દરવાજો ખોલી મહેમાનને વરસાદથી બચાવવા છત્રી ધરી તો હસીને છત્રી આઘી હડસેલી દેતા ડૉક્ટર ગોર્કી જાણે કરીને પલળવા માગતા હોય તેમ બંને હાથની હથેળી લંબાવી વર્ષાની ધારા ઝીલવા લાગ્યા એટલે ત્યાં ઊભેલા સૌને એમની ચેષ્ટા પર હસવું આવી ગયું. ચિંતનની ચટપટી પરાકાષ્ઠાએ પહોંચી ગઈ : 'ભાઈસા'બ, જલદી ઉપર પધારીને તુલસીનો કેસ હાથમાં લેવાનું જાહેર કરી દો ને એટલે હું મૉસ્કોની ટિકિટ લઈ આવું !'

'સર, પહેલાં આપ અમારા આ નાનકડા ક્લિનિકનો રાઉન્ડ લેવાનું પસંદ કરશો કે પેશન્ટને જોઈ લેવાનું ?'

ડૉક્ટર દસ્તૂરના પ્રસ્તાવનો જવાબ એમણે દુભાષિયા મારફત આપ્યો : 'અલબત્ત, પહેલાં પેશન્ટ જ હોય ને !' કહી વરસાદના પાણીથી ભીંજાયેલા ભીના હાથ ચહેરા પર પસવાર્યા : 'આના જેવું ડિસ્ટિલ્ડ વૉટર (શુદ્ધ જળ) બીજું એકે નહીં !'

જે વરસાદને ચિંતન અત્યાર સુધી કોસતો હતો એને માટેની ગોર્કીસાહેબની ઘેલછા જોઈને હવે તેણે રાહત અનુભવી : 'એમનો ખુશમિજાજ તુલસી માટે શુકનિયાળ નીવડશે.'

લિફ્ટમાં જતી વખતે ડૉક્ટર દસ્તૂરે એમની બૅગ લઈ લેવાનો વિવેક દર્શાવ્યો તો ડૉક્ટર ગોર્કીએ એમનો હાથ પાછો હડસેલી દઈને ઇન્કાર કરી દીધો : 'નહીં, આ તો મારી એકમાત્ર મૂડી છે. કોઈને એ સોંપાય નહીં.'

ઝડપથી સીડી ચડીને ઉપર પહોંચી ગયેલા ચિંતને અઢાર નંબરની રૂમમાં બેઠેલાં

યશોદાબહેન તથા નર્સ ડિસોઝાને સાહેબના આગમનની જાણ કરી એટલે તેઓ બંને રૂમની બહાર ધસી આવ્યાં. પંડ્યાસાહેબની સાથે ડૉક્ટર ગોર્કીએ તુલસીની રૂમમાં પ્રવેશ કર્યો ત્યારે બહાર ઊભેલાં સૌનાં હૈયાં ઉત્તેજનાથી ધબકવા લાગ્યાં : હવે થોડી વારમાં જ આતુરતાનો અન્ત આવી જશે...

'આ કોઈ મૉડર્ન પેઇન્ટિંગ લાગે છે !' રૂમમાં દાખલ થઈ પેશન્ટને બદલે ભીંત પર ટિંગાતી શ્રીનાથજીની છબી ધારીધારીને જોતાં ગોર્કીસાહેબે કુતૂહલ દર્શાવ્યું : 'ડોકમાં આટલી બધી માળા પહેરીને કોઈને નૃત્ય કરવાનું કેમ ફાવે ?'

શ્રીનાથજીના ઊંચા થયેલા એક હાથને નૃત્યની મુદ્રા સમજીને ગોર્કીસાહેબ ભળતું જ અનુમાન કરી બેઠા ત્યારે પંડ્યાસાહેબે સમજાવવું પડ્યું : 'એ ઈશ્વરનું એક સ્વરૂપ છે. આ પેશન્ટ એમના પર અપાર શ્રદ્ધા ધરાવતી હોવાથી એના બેડ પાસે રાખ્યું છે.'

'ઓહ, એમ વાત છે !' સામ્યવાદી ડૉક્ટરે બંને ખભા ઉલાળીને છબી પરથી નજર ઉઠાવી લીધી અને તુલસી પર દૃષ્ટિ કરી. અર્ધી મિનિટ કોઈને કાંઈ જ પૂછપરછ કર્યા વિના તેઓ તુલસીને નીરખતા જ રહ્યા. એમના માટે પંડ્યાસાહેબે કૉટ પાસે ખુરશી સરકાવી તો ન એ બેઠા કે ન નીચા નમી પેશન્ટને તપાસવાની ચેષ્ટા કરી. ઘણી વારે એમણે માથું ધુણાવીને રશિયન ભાષામાં કાંઈ કહ્યું ત્યારે એનો ભળતો જ અર્થ કરીને સામે ઊભેલા પંડ્યાસાહેબ તેમ જ દરવાજામાંથી ડોકાતા ચિંતનને ફાળ પડી : પહેલી નજરે જ એમણે ના પાડી દીધી !

ત્યાં તો દુભાષિયાએ ગોર્કીસાહેબના ઉદ્ગારનો અર્થ સમજાવ્યો : 'તેઓ કહે છે કે પેશન્ટને તપાસવાનું અહીં નહીં ફાવે, ઑપરેશન થિયેટરમાં શિફ્ટ કરો.'

ડૉક્ટર દસ્તૂરે તાબડતોબ ઑપરેશન થિયેટરમાં શિફ્ટ કરવાની વ્યવસ્થા તો કરી, પણ સૌને આશ્ચર્ય તો એ વાતનું થયું કે આ પ્રકારના બેશુદ્ધ દર્દીની બીજી તપાસ તો શી કરવાની હોય ? ધૂની ડૉક્ટર ગોર્કીસાહેબ પોતાની મહત્તા દેખાડવા તો આવું નાટક નહીં કરતા હોય ને ? પરંતુ રશિયન ડૉક્ટરના પ્રસ્તાવથી ચિંતન મનોમન હરખાયો : આપણે મગજના નિષ્ણાતોએ દર્દીની સારવાર હૃદયપૂર્વક કરવી જોઈએ એવું ભાષણમાં કહેનાર આ ન્યુરોસર્જન પોતાના કથનને આચરણમાં ઉતારી રહ્યા છે.

ઘેરાતા અંધકાર વચ્ચે વરસતા મુશળધાર વરસાદની શ્વેત ધારાને બારીમાંથી નિહાળી રહેલા ડૉક્ટર ગોર્કીને કહેવામાં આવ્યું કે સર, પેશન્ટને ઑપરેશન થિયેટરમાં શિફ્ટ કરી દીધી છે ત્યારે એમણે બાજુમાં ઊભેલા બંને સાથીઓને પોતાની ભાષામાં કહ્યું : 'મને અર્ધોપોણો કલાક તો લાગશે, ત્યાં સુધી અહીં બેસીને બોર થવા કરતાં કારમાં દરિયાકિનારે ફરી આવો ને... તમે વોડકાની બૉટલ સાથે જ લીધી છે.'

એમનો પ્રસ્તાવ લલચાવનારો હતો છતાં પેલા બંને એકબીજા સામે જોઈ રહ્યા એટલે ડૉક્ટર ગોર્કીએ એક વધુ આકર્ષણ ઉમેર્યું : 'કંપની માટે આ ઇન્ડિયન ઇન્ટરપ્રિટર(દુભાષિયા)ને સાથે રાખો એટલે આ રંગીન શહેરની રંગીલી વાતો સાંભળવાની મોજ પડશે.'

હવે પેલા બંને પીગળી ગયા : 'ત્રણ દિવસની કંટાળાજનક કૉંગ્રેસ પછી રિલેક્સ થવાની તો બહુ જરૂરત છે; પણ ઈન્ટરપ્રીટરની તમને અહીં જરૂર નહીં પડે ?'

'કેસ પતાવવામાં દુભાષિયાની શી જરૂર પડવાની ?' જાણે અહીં પોતે ઔપચારિક ફરજ બજાવવા જ આવ્યા હોય એવા ભાવ સાથે ડૉક્ટરે કહ્યું : 'અભિપ્રાય આપવા માટે ફ્રેન્ચ(ભાષા)નો આશરો લઈશ. ડૉક્ટર પાંડિયા પણ મારી માફક ભાંગીતૂટી ફ્રેન્ચ જાણે છે.'

ત્યારે પેલા બંનેનાં મનનું સંપૂર્ણ સમાધાન થયું હોય તેમ પંજાબી દુભાષિયાને લઈ તેઓ રવાના થઈ ગયા.

ડૉક્ટર ગોર્કીની એ વર્તણૂક માટે ફરી સૌને આશ્ચર્ય ઊપજ્યું : તુલસીના કેસમાં મંત્રણા કરવા માટે સાથે રાખવાને બદલે બંને મદદનીશોને ખંખેરી શું કામ નાખ્યા ? એમની સાથે દુભાષિયાનેય રવાના કરી દીધો !

'અમારું ઑપરેશન થિયેટર તમને બહુ પ્રભાવિત તો નહીં કરે, પરંતુ અહીં ઘણા મહાનુભાવો શસ્ત્રક્રિયા કરાવી ગયા છે.' ડૉક્ટર દસ્તૂરે થિયેટરમાં દાખલ થતા મહેમાન ડૉક્ટરને માહિતી આપવાની શરૂઆત કરી ત્યાં ગોર્કીસાહેબે હસીને માથું હલાવી દીધું : 'નો ઈંગ્લિશ !'

સાંભળીને ડૉક્ટર દસ્તૂરને ભોંઠા પડવા જેવું થયું. ઑપરેશન થિયેટર વિશે વિચારી રાખેલું ટૂંકું પ્રવચન પડતું મૂકીને તેમણે પંડ્યાસાહેબ સાથે ગુજરાતીમાં ચલાવ્યું : 'હવે આ માટીડા સાથે પેશન્ટની ચર્ચા કઈ રીતે કરવાના ?'

'એ જોયું જશે.' ઑપરેશન ટેબલ પર સુવાડેલી તુલસી તરફ આગળ વધતાં ડૉક્ટર પંડ્યાએ ધીમેથી કહ્યું : 'તમે ગુજરાતીમાં બોલ્યા એ સારું કર્યું... આ લોકો થોડુંથોડું અંગ્રેજી સમજતા હોય છે, પણ ન સમજવાનો દેખાવ કરે છે. કાંઈ ભળતુંસળતું બોલાઈ ગયું તો આ તરંગી માણસનું ભલું પૂછવું, નથી રમતા કહીને બહાર નીકળી જશે !'

સૌની પાછળ ચાલતા ચિંતનને પંડ્યાસાહેબની આ ચેતવણી ગમી : આ મહાનુભાવ મગજ-નિષ્ણાતના મગજની કમાન છટકવી ન જોઈએ... નહીંતર તુલસી રખડી પડશે !

ઑપરેશન ટેબલની બાજુમાં ઊભેલી સિસ્ટર ડિસોઝાએ સ્મિત સાથે બંને હાથ જોડી મહેમાનને આવકાર્યા એટલે ડૉક્ટર ગોર્કી ઘડીભર તેને જોતા રહ્યા, પછી રશિયનમાં કાંઈક ટકોર કરી જે કોઈ નથી સમજતું એ સમજાયું ત્યારે ડૉક્ટર પંડ્યા તરફ ફરીને ફ્રેન્ચમાં સંભળાવ્યું : 'તમારે ત્યાં રૂપાળી નર્સો ભરતી કરવાનો રિવાજ નથી કે શું ?'

આવા વિચિત્ર સવાલનો જવાબ આપવામાં ડૉક્ટર પંડ્યા થોથવાઈ ગયા. કદાચ એમને ફ્રેન્ચ શબ્દો જડ્યા નહીં હોય, પણ ડૉક્ટર ગોર્કીને એમનો જવાબ ક્યાં જોઈતો હતો ? 'નર્સ રૂપાળી નથી, પણ સ્વીટ છે.' કહી પોતાના બોલવા પર પોતે જ હસી પડી તુલસીને તપાસવાનું શરૂ કર્યું.

પહેલવહેલો હાથ એમણે માથા પર મૂક્યો ત્યારે સ્પર્શ થતાંની સાથે જ પરિણામ આવી

જવાનું હોય તેમ ચિંતનનું હૃદય એક ધબકારો ચૂકી ગયું. ડૉક્ટર તરીકે એ સારી રીતે જાણતો હતો કે સર્જનહારે નાજુક અને અટપટા મગજના રક્ષણ માટે આપેલી બખ્તર જેવી ખોપરી તુલસી જેવા કેસમાં નડતરરૂપ બની જતી હોય છે ! ખોપરીની ભીતર ખોટકાઈ પડેલા દર્દીના મગજ સુધી પહોંચવા માટે મગજના નિષ્ણાતોએ મગજનું દહીં કરી નાખવું પડે...

બજારમાં નાળિયેર ખરીદવા નીકળેલો માણસ અંદર કેટલું પાણી છે એ તપાસવા માટે તેને કાન પાસે રાખી હલાવી જુએ તેમ ડૉક્ટર ગોર્કીએ દર્દી પર ઝૂકી, આંખો મીંચેલી રાખી જમણા હાથના પંજામાં તુલસીનું માથું બે-ત્રણ વાર હલાવ્યું, પછી આંખો ખોલીને પોતે પોતાને કહેતા હોય તેમ રશિયન ભાષામાં કાંઈક બબડ્યા... એ વખતે ચિંતનને રશિયન ભાષા નહીં જાણવા બદલ પારાવાર પસ્તાવો અનુભવ્યો.

વારાફરતી તુલસીની બંને આંખોની પાંપણો ઊંચી કરી ડૉક્ટરે તપાસી, પછી તેના બંને હાથના કાંડાથી ખભા સુધી પોતાનો હાથ પસવારી જોયો. છેવટે પગ તપાસીને તેણે હાથના ઇશારાથી નર્સને આજ્ઞા કરી : 'એને ઊંધી સુવડાવી દો.'

ડીનસાહેબ અને ચિંતને સિસ્ટર ડિસોઝાને મદદનો હાથ આપી ઑપરેશન ટેબલ પર તુલસીની પોઝિશન બદલી આપી એટલે ફરી ડૉક્ટર ગોર્કી તેને તપાસવામાં મગ્ન બની ગયા. તુલસીને પહેરાવેલો હૉસ્પિટલના યુનિફૉર્મનો બુશકોટ ઊંચો કરી રશિયન ડૉક્ટર હળવા હાથે તેની પીઠ પસવારવા લાગ્યા. ગોર્કીસાહેબના ચહેરાને એકીટશે જોઈ રહેલા ચિંતનને એ તરંગી મહાનુભાવના મુખ પર વાત્સલ્યના ભાવ ઊપસતા દેખાયા ત્યારે મગજની સારવાર હૃદયથી કરવાના એમના શબ્દો ફરી મનમાં પડઘાયા. હૃદયથી સારવાર કરવાનો અર્થ એને હવે સમજાયો : દર્દીને વાત્સલ્યભાવે ટ્રીટ કરો !

ચિંતનની જેમ ત્યાં ઊભેલા બીજા બધા જ ડૉક્ટર ગોર્કીની પ્રત્યેક ક્રિયા અવાક્ બનીને નિહાળી રહ્યા હતા. છેવટે રશિયન ડૉક્ટરે તુલસીની ડોકથી નિતંબ સુધીની કરોડરજ્જુના એકએક મણકા પર પોતાની આંગળીનાં ટેરવાં એવી રીતે સરકાવ્યાં જાણે કોઈ સંગીતકાર હાર્મોનિયમની કાળી-ધોળી પટ્ટી પર સરગમના સૂર બેસાડતો હોય !

છેલ્લે તુલસીના કપાળ પર જમણા હાથની હથેળી દાબી ડૉક્ટર ગોર્કી આંખો મીંચીને એવા ધ્યાનમગ્ન બની ગયા કે જાણે કોઈ ઋષિ ઊભાઊભા સમાધિ-અવસ્થામાં પ્રવેશ કરી રહ્યા હોય. પોતાના મગજનાં આંદોલન તુલસીના જડ મગજમાં વહેતાં કરવાની એ ક્રિયા પાંચેક મિનિટ સુધી ચાલી ત્યાં સુધી ઑપરેશન થિયેટરમાં એકબીજાના શ્વાસ સંભળાય એવી સ્તબ્ધતા વ્યાપી ગઈ.

અચાનક રશિયન ડૉક્ટરે તુલસીના કપાળ પરથી હાથ હઠાવી લઈ આંખો ખોલી ત્યારે ચિંતન સહિત દરેકે તેમની આંખો દ્વારા જવાબ જાણી લેવાની ચેષ્ટા અજમાવી, પણ રાતા, ઊપસેલા ગાલને કારણે ઝીણી દેખાતી એમની આંખો અગાઉ જેવી જ નિર્લેપ દેખાઈ ત્યારે સૌની મીટ એમના હોઠ પર મંડાઈ.

'ડૉક્ટર પાંડિયા !' બહુ ધીમા સ્વરે પંડ્યાસાહેબનું નામ ઉચ્ચારી એમને એક તરફ ચાલવા ઇશારત કરી ત્યારે ચિંતનના હૃદયના ધબકારા સતેજ બની ગયા. બંને ડૉક્ટરો વચ્ચે અર્ધી મિનિટ ગુસપુસ ચાલી ત્યાં સુધી ચિંતનની છાતી ભીંસાવા લાગી. તુલસીના સાજા થવાનો આ એકમાત્ર અંતિમ આધાર હતો અને એ જો સરકી જશે તો પોતાના પગ હેઠળની ધરતી ખસી જવા જેવું...

'ચિંતન !' પંડ્યાસાહેબે નીચા અવાજે પાડેલા સાદે તેને થથરાવી દીધો : 'જરા અહીં આવ તો.'

સાદ સાંભળીને દોડી જવાની ઇચ્છા થઈ ગઈ, પણ પગમાંથી જોશ ઓસરી ગયું હોય તેમ ધીમાં પગલે જ એ જઈ શક્યો.

'સાહેબ પૂછે છે કે પેશન્ટનાં કોઈ નજીકનાં સગાં અહીં હાજર છે ?' ડૉક્ટર પંડ્યાએ ગુજરાતીમાં કહી ઝડપથી ઉમેર્યું : 'મેં હા પાડી દીધી છે. નજીકના સગાનો અર્થ બ્લડ-રિલેશન થાય. પણ અત્યારે ચોખવટ કરવા જઈશું તો એમની કમાન છટકી જશે.'

'હું સમજી ગયો.' ચિંતને ગમે તેટલું જૂઠું બોલવાની તૈયારી સાથે કહ્યું : 'સર, એમને એ પણ કહી દો કે પેશન્ટ સાથે મૉસ્કો હું જ આવવાનો છું.'

પરંતુ ડૉક્ટર પંડ્યા ફ્રેન્ચમાં તરજુમો કરે એ પહેલાં અધીરાઈભેર રશિયન ડૉક્ટરે પૂછ્યું : 'પેશન્ટની ટ્રીટમેન્ટ માટેની લેખિત મંજૂરી તૈયાર છે ?'

ડૉક્ટર પંડ્યા જાણતા હતા કે મુકુન્દ પાસેથી ચિંતને મંજૂરીના સ્ટેટમેન્ટમાં સહી કરાવી લીધી છે એટલે હકારમાં ડોકું નમાવ્યું ત્યાં જ ડૉક્ટર ગોર્કીએ હાથ લંબાવ્યો : 'તો લાવો, મને જોવા દો !'

તેના તકાદાએ પંડ્યાસાહેબને ઢીલા પાડી દીધા. આ માણસ કોઈ જાતની ચર્ચાવિચારણા વગર, પોતાનો અભિપ્રાય આપ્યા વિના ઊભાઊભા જ બધું પાકું કરી લેવાની અધીરાઈ શું કામ દર્શાવે છે ? કોને ખબર, તુલસીના ભાઈની મંજૂરીનો એ દસ્તાવેજ ક્યાં હશે ? હૉસ્પિટલમાંથી તેને લઈ આવતાં જ કલાક નીકળી જશે.

'ચિંતન, બીજું વિઘ્ન આવ્યું.' બોદા અવાજે તેમણે કહ્યું, 'એ લેખિત મંજૂરીનો કાગળ માગે છે.'

સાંભળતાંની સાથે જ ચિંતને ખિસ્સામાં હાથ નાખ્યો : 'સર, એમાં વિઘ્ન શાનું ? ચોવીસે કલાક હું એ સ્ટેટમેન્ટ મારી સાથે જ રાખું છું. મેં તો ડૉક્ટરના નામની ખાલી જગ્યામાં ગોર્કીસાહેબનું નામ સુધ્ધાં લખી રાખ્યું છે.' કહેતાં મંજૂરીપત્ર એમના હાથમાં સોંપી દીધો ત્યારે પંડ્યાસાહેબના પીળા પડી ગયેલા ચહેરા પર ફરી રતાશ ઊપસવા લાગી.

'યસ સર, ઈટ ઈઝ હીયર !' કહી એમના હાથમાં સોંપ્યા પછી પંડ્યાસાહેબને ખ્યાલ આવ્યો કે પોતે ફ્રેન્ચને બદલે અંગ્રેજીમાં બોલી ગયા છતાં ડૉક્ટર ગોર્કીએ આશ્ચર્ય દર્શાવ્યા વગર દસ્તાવેજ હાથમાં લઈ વાંચવા માંડ્યો હતો.

લખાણ પર ઝડપી નજર ફેરવી જઈ નીચે સહી તપાસીને ડૉક્ટર ગોર્કીએ સામે ઊભેલા બંનેની સામે જોયું. પોતે ઇંગ્લિશ વાંચી જાણે છે એવી એમને ગંધ નથી આવી એની ખાતરી કરી લઈને ફ્રેન્ચમાં કહ્યું : 'ઇંગ્લિશમાં હું શું સમજું ? પણ તમે ખાતરીપૂર્વક કહો કે આ સ્ટેટમેન્ટ બરાબર છે, તો મારે કાંઈ વાંધો નથી.'

પંડ્યાસાહેબે પોતાની બાંહેધરી આપી એટલે ડૉક્ટર ગોર્કીએ કે.જી.એમ.ના ડીન શ્રીવાસ્તવ અને બ્રીચ કેન્ડીના વડા દસ્તૂરને પાસે બોલાવ્યા.

'આ કેસ મને સોંપવામાં આવે છે એના સાક્ષી બનવા આપ બંને તૈયાર છો ?'

ફ્રેન્ચમાં પૂછેલા એ પ્રશ્નનું પંડ્યાસાહેબે ભાષાન્તર કરીને સંભળાવ્યું એટલે ડીન અને ડૉક્ટર દસ્તૂરે 'બાય ઑલ મીન્સ' કહીને સંમતિ દર્શાવી દીધી.

'તો હું પણ આ કેસ હાથમાં લેવા તૈયાર છું !'

ડૉક્ટર ગોર્કીએ કહ્યું અને ડૉક્ટર પંડ્યાએ તેનો અર્થ સમજાવ્યો ત્યારે ચિંતનનું હૈયું ઊછળી આવ્યું, પણ...

ગોર્કીસાહેબને હજુ કાંઈક કહેવાનું બાકી હતું :

'અત્યારે જ... હમણાં જ... અહીંયાં જ... હું ઑપરેશન કરી નાખવા માગું છું.'

સાંભળી-સમજીને ત્યાં ઊભેલા પાંચેય એકસરખા ડઘાઈ ગયા. આ તે કેવો તરંગી ન્યુરોસર્જન છે કે કોઈ પણ જાતની પૂર્વતૈયારી વિના, પેશન્ટની ઉપરછલ્લી તપાસ કરીને કહી દીધું કે હું હમણાં જ ઑપરેશન કરવા માગું છું ! જે કેસને કોઈ હાથ લગાડવા તૈયાર નથી એને માટે આટલી બધી ઉતાવળ શું કામ કરે છે આ માણસ ?

અર્ધી મિનિટ સુધી બધા એકબીજાનાં મોઢાં જોતા રહ્યા ત્યારે ડૉક્ટર ગોર્કીએ અધીરાઈમાં પૂછ્યું : 'આર યૂ રેડી ઑર નૉટ ? સે યસ ઑર નો !'

દિગ્મૂઢ બની ગયેલા કોઈને એ પણ ખ્યાલ ન આવ્યો કે રશિયન ડૉક્ટરની જબાનેથી પહેલી વાર ઇંગ્લિશ સાંભળવા મળ્યું !

'યસ, સર, વી આર રેડી !' બીજા કોઈ આનાકાની કરે એ પહેલાં ચિંતને જ નિર્ણય જાહેર કરી દીધો : 'તમારા સિવાય તુલસીનો ઉદ્ધાર બીજું કોઈ નહીં કરી શકે !'

સાંભળીને ડૉક્ટર ગોર્કીના મુખ પર ગુલાબી સંધ્યા જેવી પ્રસન્નતા પ્રસરી ગઈ, પણ પંડ્યાસાહેબ હજુ દ્વિધામાં હતા : 'ચિંતન, તું જાણે છે ને કે આનું પરિણામ શું આવી શકે ?'

'સર, જાણું છું...' કહેતાં ચિંતનનો કંઠ રૂંધાયો, પછી ઝડપથી સ્વસ્થ થઈને ત્રણે વરિષ્ઠ ડૉક્ટરને આજીજી કરતો હોય તેમ બોલ્યો : 'પ્લીઝ, આ તકને હાથમાંથી ન જવા દો !'

બોલતાંબોલતાં ચિંતન હમણાં રડી પડશે એવું લાગ્યું એટલે પંડ્યાસાહેબે તેનો ખભો થપથપાવ્યો : 'ચિંતન, અત્યારથી આટલો બધો આવેશમાં નહીં આવી જા.' કહીને શ્રીવાસ્તવે

તથા દસ્તૂરસાહેબે સમજાવ્યું : 'આ મહાનુભાવે પત્રમાં જે વિચિત્ર શરતો મૂકી હતી એનો અર્થ હવે સમજાય છે. કૉંગ્રેસની પૂર્ણાહુતિ પછી અહીંયાં જ આ કેસનો નિકાલ લાવવાની તૈયારી સાથે જ તેઓ આવ્યા છે. કદાચ એટલે જ એમણે એમના મદદનીશોને આઘાપાછા કરી દીધા હશે. હવે આનાકાની કરીશું તો કદાચ તેઓ પેશન્ટને મૉસ્કો લઈ જવાનો ઇન્કાર જ કરી દેશે.'

ચારેય વચ્ચે હજુ તો ચર્ચા ચાલતી હતી ત્યાં જ ડૉક્ટર ગોર્કીએ કામ પણ શરૂ કરી દીધું. સિસ્ટર ડિસોઝાને ઇન્જેક્શનની સિરિંજ ઉકાળવા આપી દીધી. અત્યાર સુધી બીજા કોઈના હાથમાં જે કિટ (બૅગ) સોંપી નહોતી એ ખોલીને જુદાંજુદાં ઓજાર બહાર કાઢી ગોઠવવા પણ માંડ્યાં.

'અરે ! આ તો બધી તૈયારીમાં લાગી ગયા !' ડૉક્ટર દસ્તૂરનું ધ્યાન ગયું એટલે તેઓ વિહ્‌વળ બની ગયા : 'પણ ઑપરેશન માટે ઍનિસ્થેટિસ્ટ હાજર ક્યાં છે ?'

સાંભળીને ડૉક્ટર પંડ્યા પણ ચોંકીને ઝડપભેર ડૉક્ટર ગોર્કી પાસે પહોંચી ગયા : 'સર, ઑપરેશન પહેલાં પેશન્ટને ઍનિસ્થીઝ્યા (ઘેન) આપવું પડશે ને ?'

સાંભળતાં જ હાથમાં પકડેલી ઈલેક્ટ્રિક ડ્રીલ (શારડી) ડૉક્ટર પંડ્યા સામે તાકીને ગોર્કીસાહેબે ધારદાર અવાજે પૂછ્યું : 'પાંચ વરસથી બેહોશ પડેલા પેશન્ટને ઑપરેશન પહેલાં બેહોશ કરવાની જરૂર તમને જણાય છે ખરી ?'

શારડીની તીક્ષ્ણ અણી જેવા એ શબ્દો ડૉક્ટર પંડ્યાના મગજમાં ભોંકાયા હોય તેમ તેઓ ભોંઠા પડી ગયા. ડૉક્ટર દસ્તૂર અને ડીનસાહેબને પણ આ દલીલ સામે બોલવા જેવું ન રહ્યું. જે સર્જને આવા અનેક કેસ હાથમાં લીધા હોય એ જ આટલા આત્મવિશ્વાસથી કહી શકે કે પીડાથી પર થઈ ચૂકેલા પેશન્ટના મગજને ઑપરેશનના વાઢકાપની કોઈ પીડા સ્પર્શી શકતી નથી. કદાચ ચાલુ ઑપરેશને દર્દી ચીસ પાડી ઊઠે તો-તો આ કેસ માટે આશીર્વાદરૂપ જ ગણાય !

શસ્ત્રક્રિયાનો સંકલ્પ કરીને આવેલા ડૉક્ટર ગોર્કીને સૌએ સહર્ષ સંમતિ આપી દીધી એટલે એમણે બીજો ધડાકો કર્યો :

'તો હવે આ નર્સ સિવાય તમે સૌ બહાર નીકળી જાઓ.'

'હેં !' ડૉક્ટર પંડ્યાના મોંમાંથી હેંકારો નીકળી ગયો. એમને તો હતું કે આ ઑપરેશન જોવાની અમૂલ્ય તક સાંપડશે. પોતે નજરોનજર નિહાળશે તો પેશન્ટ માટેનો ઉચાટ પણ ઓછો થશે.

'મારી ટેકનિક હું કોઈને દેખાડતો નથી.'

મક્કમ અવાજે ડૉક્ટર ગોર્કીએ ચારેયને જાકારો આપી દીધો, એટલે ઊભા રહીને ઑપરેશનમાં વધુ વિલંબ કરવાને બદલે પંડ્યાસાહેબે એમની સાથે હાથ મિલાવ્યા : 'ગૂડ લક, સર !'

ત્યારે ઉષ્માભર્યું હસીને ડૉક્ટર ગોર્કીએ તુલસી તરફ ઇશારો કર્યો : 'સે ગૂડ લક ટુ હર !'

ડીન શ્રીવાસ્તવ, ડૉક્ટર દસ્તૂર અને ચિંતન વારાફરતી રશિયન ડૉક્ટર સાથે હાથ મિલાવી બહાર નીકળવા માટે પગ ઉપાડે ત્યાં ન્યુરોસર્જન ગોર્કીએ ત્રીજો ધડાકો કર્યો :

'મારા સિવાય અહીં છ વ્યક્તિ હાજર છે. તેમાં એક તો જે કાંઈ અહીં થઈ રહ્યું છે એનાથી અજાણ જ રહેવાની... બાકીનાં તમે પાંચ જે કાંઈ જાણો છો તે કોઈ છઠ્ઠાને જાણવા દેવાનું નથી.' અત્યંત ધીરગંભીર સ્વરે ડૉક્ટર ગોર્કી કહી રહ્યા હતા : 'હું ઇંગ્લિશ ભાષા જાણું છું એ વાત પણ મેં સગવડ ખાતર તમને જ જાણવા દીધી છે. હું માની લઉં છું કે તમે પાંચેય ઈશ્વરમાં માનતાં હશો...'

કહી દરેક પાસેથી જવાબ માગતા હોય તેમ એક પછી એક પ્રત્યેક સામે જોઈ લીધું :

'તો તમારા એ ઈશ્વર અને અંતરાત્માના તમને સોગંદ છે કે મારા ભારત છોડી જવા પહેલાં તમે કોઈને જ આ વાતની જાણ થવા દેશો નહીં.'

'સર !' ચિંતનથી આવેશમાં બોલી જવાયું : 'એક વ્યક્તિ - માત્ર એક વ્યક્તિને જાણ કરવાની રજા આપો !'

'કોને ?'

'મારાં મધરને !'

'ઓહ !' ડૉક્ટર ગોર્કી પુલકિત મુખે બોલી ઊઠ્યા : 'મારા નામેરી મહાન રશિયન લેખક મેક્સિમ ગોર્કી તો મધરના મહિમા પર અમર નવલકથા લખી ગયા છે. એવી મધર માટે કેમ મનાઈ થઈ શકે ?... તો હવે એ મધરના નામે તમને વચનબદ્ધ કરું છું કે તમે કોઈને નહીં કહો !'

'સર, તમારા મદદનીશને પણ નહીં ?'

પંડ્યાસાહેબનો પ્રશ્ન સાંભળીને ઝાટકો લાગ્યો હોય તેમ ડૉક્ટર ગોર્કી આવેશમાં બોલી ગયા : 'નહીં, એમને તો જરાસરખી શંકા પણ ન આવવી જોઈએ...' કહીને એમણે સ્વસ્થ થવાનો પ્રયત્ન કરવો પડ્યો : 'ફૉર યોર ઈન્ફૉર્મેશન ઓન્લી, એ બેઉ મારા મદદનીશ ડૉક્ટર્સ નહીં, બૉડીગાર્ડ છે અને બેમાંથી કોઈ ડૉક્ટરની ડિગ્રી પણ ધરાવતા નથી... નાઉ પ્લીઝ ગો અવે - ક્વિક !'

ઉપરાઉપરી આંચકા આપીને હેબતાવી દીધેલા રશિયાના એ રહસ્યમય દેખાતા ડૉક્ટરે દરવાજો દેખાડી દીધો ત્યારે એકબીજાની સામે જોતા ચારેય જણાએ ઑપરેશન થિયેટરમાંથી વિદાય લેવી પડી. પીઠ ફેરવતાં પહેલાં ચિંતને ટેબલ પર સૂતેલી તુલસીને કરુણા-નીતરતી નજરે નિહાળી લીધી - કેમ જાણે બેહોશ અવસ્થામાં એને છેલ્લી વાર જોઈ લેવા માગતો હોય ! કેમ જાણે ઑપરેશન પછી તરત જ એ બેઠી થઈ જવાની હોય !

નર્સ ડિસોઝાએ ઑપરેશન થિયેટરનું દ્વાર ભીડી દીધું ત્યારે ચિંતનની આંખોની પાંપણ પણ આપોઆપ બિડાઈ, અંતરમાં પ્રાર્થનાનું ઝરણું વહેવા લાગ્યું : 'હે દયામય, તુલસીના મનનાં દ્વાર ખોલી નાખજે !'

*

દરવાજો લૉક કરીને ડિસોઝા ઑપરેશન ટેબલ પાસે પાછી ફરી એટલી વારમાં તો ડૉક્ટર ગોર્કી ઑપરેશનનો પોશાક ને હાથમોજાં પહેરી લઈને હાથમાં પકડેલી કાતરથી તુલસીના માથાના વાળની લટ કાપવાના કામે લાગી ચૂક્યા હતા. માથાના તાળવા પાસેના ભાગમાં બે ઇંચના ઘેરાવામાં કાતર ફેરવી નાખીને રશિયન ડૉક્ટરે ડિસોઝાને ઇશારત કરી : 'હવે તું અહીં અસ્ત્રો ફેરવી નાખ !'

અગાઉ અનેક દર્દીઓ પર રેઝર ફેરવી ચૂકેલી ડિસોઝા અસ્ત્રો લઈને તુલસીના માથા પર ઝૂકી ત્યારે એના હાથ કંપવા લાગ્યા. શરૂશરૂમાં એને તુલસીના વાળની ઈર્ષા જાગતી ત્યારે એ તેને કહેતી : 'ગોસ્વામી, અમારી જેમ તું બૉબ્ડ-કટ વાળ રાખ તો વધારે સુંદર લાગશે.' ત્યારે તુલસી જવાબ આપતી : 'છું એના કરતાં વધારે સુંદર શું કામ લાગવું જોઈએ ? માથાના વાળ કપાવું તો અપશુકન થાય.'

'ક્વિક !' બે ઇંચના વર્તુળમાં સાવચેતીપૂર્વક રેઝર ફેરવતી ડિસોઝાને ડૉક્ટર ગોર્કીએ ચપટી વગાડી ઉતાવળ કરવા કહ્યું ત્યારે એનો હાથ ધ્રૂજી જતાં તુલસીના માથામાં લોહીનો ટશિયો ફૂટી નીકળ્યો. ગભરાવા જેવું કાંઈ ન હોવા છતાં ડિસોઝાના મોમાંથી આછો હાયકારો નીકળી ગયો. ઝટપટ લોહી લૂછી નાખવા માટે દવાવાળું રૂનું પૂમડું લઈને એ લગાડવા જતી હતી ત્યાં ડૉક્ટર ગોર્કીએ ઝાપટ મારીને એનું કાંડું પકડી લીધું. એ અણધાર્યા આક્રમણથી ડઘાઈ ગયેલી ડિસોઝાએ ડોક ફેરવીને ઊંચે જોયું તો ગોર્કીસાહેબ માથું ધુણાવીને કહી રહ્યા હતા : 'નો... નૉટ ધૅટ.'

ડિસોઝાનો હાથ છોડી દઈ રશિયન ડૉક્ટરે પોતાની બૅગમાંથી એક શીશી કાઢીને તેમાંથી તુલસીના માથાના જખમ પર પ્રવાહી સ્પ્રે કર્યું. બીજી જ ક્ષણે લોહી વહેતું બંધ થઈ ગયું એટલે પોતાની કરામત પર પોરસાતા હોય તેમ ગોર્કીસાહેબ ડિસોઝા સામે મરક્યા : 'હવે તું બંને પંજા વચ્ચે એનાં મોં-માથું પકડી રાખ.' કહી રશિયન ઉચ્ચારવાળું પોતાનું ઇંગ્લિશ કદાચ બરાબર ન સમજાયું હોય એવી ધારણાથી તેમણે જાતે તુલસીના માથાના બંને ભાગ પર ભરાવદાર હાથના પંજા દબાવીને ડિસોઝાને કરી દેખાડ્યું : 'બહુ, ભીંસ આપવાની જરૂરત નથી, પોચા હાથે પકડી રાખજે.'

કહ્યા પ્રમાણે ડિસોઝાએ હળવા હાથે તુલસીનું માથું પકડ્યું એટલી વારમાં તો ડૉક્ટર ગોર્કી ઈલેક્ટ્રિક ડ્રિલ સાથે ઑપરેશન માટે તૈયાર થઈ ગયા. સુતાર ચૉકથી નિશાની કરેલા ગોળાકાર પર શારડી ફેરવે એટલી સ્વસ્થતાથી ડૉક્ટર ગોર્કીની ડ્રિલ તુલસીના માથા પર ફરવા લાગી. ખોપરી પર શારડીને ફરતી જોઈ શકતી ન હોય તેમ ડિસોઝાથી આંખો મીંચાઈ ગઈ.

અગાઉ અનેક ઑપરેશનોમાં દર્દીના પેટમાંથી થડકા વગર આંતરડાંનાં ગૂંચળાં બહાર કાઢનારી નર્સે પહેલી વાર કંપારી અનુભવી, ત્યારે એને સમજાયું કે સર્જનો પોતાના સ્વજનનાં ઑપેરશન બીજા પાસે શું કામ કરાવતાં હોય છે. પોતાના માણસ પર વાઢકાપ કરવામાં ગમે એવા પીઢ ડૉક્ટરનોય હાથ ધ્રૂજી જતો હશે... તુલસી હવે ડિસોઝાને પોતાનું માણસ લાગવા માંડી હતી !

તરબૂચમાંથી કોઈ નાની ડગળી કાઢે કે લીલા નાળિયેરનું ટોપકું છોલી નાખે તેમ ડૉક્ટર ગોર્કીએ તુલસીની ખોપરીમાંથી બે ઇંચની ગોળ કાચલી ચીપિયા - ચાકુથી ઊંચકીને તૈયાર રાખેલી દ્રાવણની બાટલીમાં ઝબોળી દીધી. સિસ્ટર ડિસોઝા જાણતી હતી કે ઑપરેશન પૂરું થયા પછી ફરી એ જ કાચલી માથા પર ફિટ કરે ત્યાં સુધી એને સજીવ રાખવા માટે ખોપરીમાંથી કાઢી નાખેલો ભાગ સોલ્યુશનમાં બોળી રાખવો પડે. પરંતુ હવે પછી ડૉક્ટર શું કરશે એ જ ખરું જોવાનું હતું. આજ સુધી માથાની સર્જરીમાં પોતે ક્યારેય સામેલ થઈ નહોતી અને તેમાંય જે કેસને કોઈ હાથ ન લગાડે એવી વિકટ બ્રેઈન સર્જરીમાં આ અજાણ્યો મહાનુભાવ કોણ જાણે શુંનું શું કરી નાખશે એ નિહાળવાની તાલાવેલી સાથે છાનો ભય પણ મનમાં વીંટળાઈ વળ્યો હતો : 'હવે પછી જે કાંઈ થવાનું છે એના પર તુલસીનું ભાગ્ય તોળાય છે. ચિંતને તેને એટલી તો જાણ કરી જ હતી કે આ ડૉક્ટર વચગાળાના પરિણામમાં માનતા નથી. આ પાર કે પેલે પારની ચેતવણી સાથે જ એ કેસ હાથમાં લેવાના છે.

અર્ધો ફૂટ લાંબી અને દોઢ ઇંચના વ્યાસની કાચની નળી(સિરિંજ)માં પ્રવાહી ભરી, તેની સાથે છ ઇંચ લાંબી સોય ફિટ કરીને ડૉક્ટર ગોર્કીએ ઇન્જેક્શનનો પંપ દબાવ્યો. સોયની અણીમાંથી થોડું પ્રવાહી ફુવારાની જેમ બહાર ઊછળ્યું ત્યારે એ રશિયન સર્જનની આંખોમાં ડિસોઝાને કોઈ ગજબનો ઝબકારો થતો દેખાયો. સિરિંજમાં ભરેલા પીળા રંગના એ પ્રવાહીને બત્તીના પ્રકાશમાં નિહાળી રહેલા ડૉક્ટર ગોર્કીનું ગર્વથી ઝળહળતું મુખ જાણે કહી રહ્યું હતું : આ છે મારી સંજીવની ! જડ થઈ ગયેલા માનવ-મગજને ચેતનવતું કરવાની આ છે મારી જડીબુટ્ટી !

'કમ ઑન !' જાણે પોતાની જાતને કહેતા હોય તેમ ડૉક્ટર ગોર્કી ઇન્જેક્શન સાથે તુલસીના માથા પર ઝૂક્યા. ખોપરી હેઠળના મગજ ફરતે વીંટળાયેલા પડની આરપાર સોય ભોંકતી વખતે એમના જાડા હોઠ ભિડાયા. કોઈ ચિત્રકાર કેનવાસ પર રેખા આંકતો હોય એટલી તન્મયતાથી ઇન્જેક્શનની સોયને ધીમેધીમે અંદર સરકાવી છ ઇંચની સોયનો અર્ધો ભાગ મગજની ભીતર ઊતર્યા પછી ડૉક્ટરનો હાથ અટકી ગયો ત્યારે પોતાના હાથમાં કોઈએ ટાંચણી ભોંકી હોય એવો આંચકો સર્જને અનુભવ્યો. ઑપરેશન ટેબલની બીજી બાજુ તુલસીના માથાને હાથનો ટેકો આપીને સ્ટૂલ પર બેઠેલી ડિસોઝાએ જોયું તો સર્જનના કપાળે પરસેવાનાં બિંદુ બાઝવા લાગ્યાં હતાં. કટોકટીની એ ઘડીમાં પરસેવો લૂછવાની ખલેલથી રશિયન ડૉક્ટરના છંછેડાઈ જવાનું જોખમ વહોરી લઈને પણ ડિસોઝાએ એમના કપાળે રૂનો પોલ ફેરવ્યો ત્યારે

ડૉક્ટરની આંખોમાં મરકમરક હસવાનો ભાવ દેખાયો. મોં આડે બાંધેલા કપડા પાછળના એમના હોઠ ફફડ્યા : 'થેન્ક્સ, સિસ્ટર !'

અટપટી ભુલભુલામણી વચ્ચેથી આંખે પાટા બાંધીને ત્રીજા નેત્રના બળે માણસ રસ્તો શોધી કાઢે તેમ અટપટા મગજમાં આગળ વધતી અટકી ગયેલી સોયને ધારેલા ભાગ સુધી પહોંચાડવાનો રસ્તો ડૉક્ટર ગોર્કીએ આંખો મીંચીને શોધી કાઢ્યો અને છ ઇંચની સોય સરકતી અટકી ગઈ એટલે શ્વાસ થંભાવીને ધીમેધીમે જમણા હાથના અંગૂઠાથી ઇન્જેક્શનનો પંપ દબાવી સિરિંજનું અર્ધું પ્રવાહી સોય દ્વારા અંદર ઉતારી દીધું.

'થેન્ક ગૉડ !' તુલસીના મગજમાં ભોંકેલી સોય સાચવીને બહાર કાઢતાંની સાથે એના મોંમાંથી ઈશ્વરનો આભાર માનવાનો ઉદ્ગાર નીકળતો સંભળાયો ત્યારે ડિસોઝા ચોંકીને રશિયન ડૉક્ટર સામે જોવા લાગી.

'તને આંચકો લાગ્યો ને ?' મોં આડેનું કપડું હઠાવી ચહેરા પરનો પરસેવો લૂછતાં ડૉક્ટર ગોર્કીએ સંભળાવ્યું : 'ઈશ્વરમાં નહીં માનવાનો ગમે એટલો ડોળ કરીએ, પણ આવી ઘડીએ આપોઆપ એકરાર થઈ જાય છે, સિસ્ટર !'

પછી ડિસોઝાની ડોકમાં લટકતા ક્રૉસને મોજાવાળા જમણા હાથની આંગળી અને અંગૂઠામાં લઈ, બંને આંખ પર અડાડી, હોઠેથી ચૂમી લેતાં કહ્યું : 'ગૉડ બ્લેસ મી ઍન્ડ માય પેશન્ટ !'

બીજી જ પળે અધૂરું કાર્ય આગળ ધપાવવા ડૉક્ટર ગોર્કીએ ઇન્જેક્શન હાથમાં લીધું અને તુલસીના મગજના બીજા ભાગમાં સંજીવની-પ્રવાહી પહોંચાડવા માટે તેના માથા પર ઝૂક્યા.

*

ઑપરેશન થિયેટરની બાજુના કૉન્ફરન્સ રૂમમાં ત્રણ પીઢ ડૉક્ટરો એકની એક ચર્ચા પર મગજમારી કરતા બેઠા હતા. ડૉક્ટર પંડ્યાએ ચિંતનને બહાર ઊભા રહેવાનું કામ સોંપ્યું હતું : 'ડૉક્ટર ગોર્કીના પેલા બંને સાથીઓ આવી ચડે તો ચૂપચાપ તેમને અહીંયાં લઈ આવજે. ઑપરેશન થિયેટરનું કામ પતે નહીં ત્યાં સુધી આપણે એમને વાતોએ વળગાડી રાખવા પડશે.'

અર્ધા કલાક દરમ્યાન ત્રણે વચ્ચે ચાલેલી ચર્ચાનો સાર એક જ હતો : રશિયન ડૉક્ટરને તત્કાળ ઑપરેશન કરવાની સંમતિ આપવામાં આપણે ખોટું તો નથી કર્યું ને ?

'મને તો તમારો આ મહાનુભાવ ભારે ઈક્સેન્ટ્રિક (તરંગી) લાગ્યો !' ડૉક્ટર દસ્તૂર કહ્યા વગર રહી શક્યા નહીં : 'હું ઑપરેશન થિયેટર વિશે માહિતી આપતો હતો ત્યારે "નો ઇંગ્લિશ" કહીને મને ચૂપ કરી દીધો અને પાછળથી પોતે જ ઇંગ્લિશમાં ચાલુ થઈ ગયો !'

'દસ્તૂરસાહેબ, એ તરંગી છે, પણ તરકટી નથી જ.' ડૉક્ટર પંડ્યાએ બચાવ કર્યો : 'આત્મવિશ્વાસ વગર તત્કાળ ઑપરેશન કરવાનું જોખમ કોણ ઉઠાવી શકે ?'

'એમાં જોખમ તો આપણું ગણાય, પંડ્યાસાહેબ !' અધીરા અવાજે ડૉક્ટર દસ્તૂરે કહ્યું : 'પોતે ઑપરેશન કર્યું છે એ જાહેર નહીં થવા દેવા પાછળનો એનો આશય શો ? ધારો કે

ઑપરેશન ફેલ ગયું તો એને માટે જવાબદાર કોણ ગણાય ? એ બ્રીચ કેન્ડીની પેશન્ટ નથી, છતાં મેં આ ઑપરેશન અહીં શું કામ કરવા દીધું એવી ઇન્ક્વાયરી થાય ત્યારે હું શો જવાબ આપું ?'

આ મુદ્દો ડૉક્ટર દસ્તૂરે ત્રીસ મિનિટમાં ત્રીજી વાર ઉચ્ચાર્યો ત્યારે ડીન શ્રીવાસ્તવે ધીરગંભીર અવાજે કહેવું પડ્યું : 'દસ્તૂરજી, જોખમ કે જવાબદારી બધું જ મારા પર નાખી દો. તમે કહો છો તેમ કેસ ફેલ થાય તો ઑપરેશન કર્યું છે એ જાહેર જ નહીં થાય. જે રીતે મેં પેશન્ટને અહીં શિફ્ટ કરી હતી એવી જ ગુપ્તા સાથે હું એને મારી હૉસ્પિટલમાં પાછી લઈ જઈશ અને પછી પેશન્ટ બેહોશીમાં મૃત્યુ પામી એવું જાહેર કરીશ... તમને કોઈ વાતે આંચ નહીં આવવા દઉં.'

'મને તો એ જ સમજાતું નથી કે ડૉક્ટર ગોર્કીએ અહીં ઑપરેશન કરવાની જરૂર શું હતી ?' ડૉક્ટર દસ્તૂર એકની એક દલીલ વાગોળી રહ્યા હતા : 'પેશન્ટને મૉસ્કો લઈ જવાની વાત એણે ઉડાવી કેમ દીધી ?'

'એ મનેય સમજાયું નહીં.' ડીન શ્રીવાસ્તવે ટાપશી પુરાવી : 'તુલસીને ત્યાં લઈ ગયા હોત તો ઑપરેશન પછીની સારવાર પર તેઓ જાતે દેખરેખ રાખી શકત ને !'

'એમણે અહીં આવીને નિર્ણય બદલી નાખ્યો હશે; અથવા તો...'

કહીને ડૉક્ટર પંડ્યા થંભી ગયા એટલે બંને ડૉક્ટર પ્રશ્નસૂચક દૃષ્ટિથી તેમને તાકી રહ્યા : 'અથવા તો શું ?'

ત્યારે પંડ્યાસાહેબે હોઠ સુધી આવેલી શંકાને પાછી વાળી દઈ બીજો જ મુદ્દો ઉપજાવી કાઢવો પડ્યો : 'કદાચ ડૉક્ટર ગોર્કી એવું પુરવાર કરવા માગતા હશે કે આ સિદ્ધિ મારી પોતાની છે. તમારા જ ઑપરેશન થિયેટરમાં, બીજાં કોઈ જાતનાં સાધનો વિના હું આ કામ કરી શકું છું.'

'તો પછી ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસમાં ભાષણ કરવા માટે મૉસ્કોથી પોતાનાં સાધનો લઈને આવવાની શી જરૂર હતી ?'

ડૉક્ટર દસ્તૂરની એ દલીલે પંડ્યાસાહેબને ચોંકાવી દીધા. આ પ્રશ્નમાંથી પોતાને પેલી શંકા જાગી હતી જે ઉચ્ચારવા માટે એમની હિંમત ચાલતી નહોતી... જવાબ જડતો ન હોય તેમ ડૉક્ટર પંડ્યા માથું ખંજવાળવા લાગ્યા ત્યાં ચિંતન રૂમમાં ધસી આવ્યો :

'ગોર્કીસાહેબ બહાર આવી ગયા !'

સાંભળીને સફાળા ઊભા થતા ત્રણે બહાર ધસી આવ્યા ત્યારે ઑપરેશન થિયેટરની સામેની બારીમાં ઊભેલા ડૉક્ટર ગોર્કી ધીમી ધારે વરસતો વરસાદ નિહાળી રહ્યા હતા. એમના પગરવે ડૉક્ટર ગોર્કીએ પીઠ ફેરવી : 'મારા કૉમરેડની રાહ જોતો ઊભો છું. એ લોકો હજુ કેમ નહીં આવ્યા ?'

કમાલ છે આ માણસ ! ત્રણે ડૉક્ટરોએ મનમાં એકસરખો આંચકો અનુભવ્યો : ઑપરેશન વિશે કાંઈ કહેવાને બદલે એ સાથીદારોની ચિંતા દર્શાવે છે !

'સર ! ઑપરેશન કેમ રહ્યું ?' પંડ્યાસાહેબે ઇંગ્લિશમાં પૂછ્યું ત્યારે કાંઈ સમજ્યા ન હોય તેમ એ સામું જોતા રહ્યા એટલે એમણે ફ્રેન્ચમાં સવાલ દોહરાવ્યો : 'કેમ રહ્યું ઑપરેશન ?'

'ઓહ ! તમને એ કહેતાં ભૂલી જ ગયો.' એમણે ફ્રેન્ચમાં ચલાવ્યું : 'ચાલો, આપણે અંદર બેસીએ.' કહી કૉન્ફરન્સ રૂમ તરફ ઇશારો કરીને ઉમેર્યું : 'પેલી નર્સ અંદર એકલી છે. કોઈને મદદમાં મોકલો એટલે દર્દીને સત્વર એના રૂમમાં શિફ્ટ કરે.'

ડૉક્ટર પંડ્યાએ ચિંતનને જ એ જવાબદારી સોંપી ત્યારે એ વિમાસણમાં પડી ગયો. ઑપરેશન પછી તુલસીને જોઈ લેવાની તાલાવેલી હતી, સિસ્ટર ડિસોઝા પાસેથી ઑપરેશન વિશે જાણી લેવાનીય અધીરાઈ હતી, છતાં ડૉક્ટર ગોર્કી શું કહે છે એ જાણવું પણ જરૂરી હતું... છેવટે પંડ્યાસાહેબની આજ્ઞા મુજબ તેણે ઑપરેશન થિયેટર તરફ પગ ઉપાડવા પડ્યા.

'લ્યો, આના પર તમે ત્રણે સહી કરી આપો.' કૉન્ફરન્સ ટેબલ પર બેસતાંની સાથે જ બુશશર્ટમાંથી ઑપરેશનનો મંજૂરી પત્ર કાઢીને ડૉક્ટર ગોર્કીએ ત્રણે તરફ સરકાવ્યો ત્યારે ત્રણે ડઘાઈ ગયા : ઑપરેશન અંગે જવાબ આપતાં પહેલાં સહી કરાવીને એ અમને જવાબદારીથી બાંધી લેવાની ઉતાવળ શું કામ કરે છે ?

હાથ લંબાવી ડૉક્ટર પંડ્યાએ પોતાની સહી કરવા માંડી ત્યારે દસ્તૂરસાહેબથી બબડી જવાયું : વાતવાતમાં એ આપણને ડિક્ટેટ કરે છે !

ડીન શ્રીવાસ્તવે પોતાની સહી કરીને કાગળ ડૉક્ટર દસ્તૂર તરફ સરકાવ્યો ત્યારે એમણે ધારદાર નજરે રશિયન સર્જન સામે જોયું. જવાબમાં ડૉક્ટર ગોર્કીએ સ્મિત ફરકાવ્યું : 'મનમાં કોઈ જાતની ચિંતા ન રાખતા, ડૉક્ટર ! ઑપરેશન મારી ધારણા પ્રમાણે જ પાર પડ્યું છે !'

- તમારી ધારણા શી હતી એ તમે જાણો, બાકી અમારા માટે તો બધું ધારણા બહારનું જ બન્યું છે - એવું મનોમન વિચારતા ડૉક્ટર દસ્તૂરે પોતાની સિગ્નેચર કરીને કાગળને હડસેલો મારી એમના તરફ સરકાવ્યો. ખાતરી કરતા હોય તેમ કાગળમાં ત્રણેની સહી જોઈ લઈ ડૉક્ટર ગોર્કીએ ફરી સંતોષનું સ્મિત ફરકાવ્યું અને બીજી જ ઘડીએ ચાર ટુકડામાં કાગળ ફાડી નાખ્યો ત્યારે પેલા ત્રણે તેની વિચિત્ર વર્તણૂક પર હેબત ખાઈ ગયા !

'સૉરી, તમારા ઑટોગ્રાફ્સ ફાડી નાખવા બદલ દિલગીર છું !' કાગળના ટુકડા પૅન્ટના ખિસ્સામાં ખોસતાં એ તરંગી ડૉક્ટરે કહ્યું : 'તમને મારામાં વિશ્વાસ છે એની મારે ખાતરી કરવી હતી અને વિશ્વાસ જેવો ઑટોગ્રાફ બીજો કોઈ નથી.'

ઘડી પહેલાં ડૉક્ટર મટી જઈને વકીલની જેમ સહી ઉઘરાવનારને ઘડીવારમાં ફિલસૂફ બની જતો જોઈને સામે બેઠેલા ત્રણેને લાગ્યું કે આ બહુરૂપી માનવીને આપણે ક્યારેય

પૂરેપૂરો પામી શકવાના નહીં ! ડીન શ્રીવાસ્તવને એટલી ધરપત હતી કે મુકુન્દની સહીવાળા સ્ટેટમેન્ટની ઝેરોક્સ કૉપી હૉસ્પિટલની ફાઈલમાં સાચવી રાખી હતી.

'હવે સાંભળો, ધાર્યા કરતાં મને ઑપરેશનમાં પાંચ મિનિટ વધારે લાગી.' છેવટે મૂળ વાત પર આવેલા ડૉક્ટર ગોર્કીને ત્રણે ધ્યાનથી સાંભળવા લાગ્યા : 'વાર લાગવાનું કારણ અહીંની ગરમી... પરસેવો આંખની ભ્રમર પરથી નીતરવા લાગે ત્યારે કામમાં વિક્ષેપ પડે છે. છતાં પણ કહેવું પડે કે તમારી નર્સ બહુ સમજદાર નીકળી... ડૉક્ટર પંડ્યા, મેં તમને અગાઉ પત્રમાં લખ્યું હતું તેમ પેશન્ટને ભાનમાં આવતાં ૩૬થી ૭૨ કલાક લાગશે. ત્યાં સુધી એના માથાનો ખાસ ખ્યાલ રાખવો પડશે. ટાંકા તો આપોઆપ સુકાઈ જશે. પણ જખમ રૂઝાયા પહેલાં માથું ક્યાંય અફળાય નહીં તેની તાકીદ રાખજો... કોઈકોઈ કેસમાં દર્દી શુદ્ધિમાં આવે ત્યારે ઝાટકા સાથે બેઠા થવાનું જોશ ઊભરાતું હોય છે. એવો કોઈ ઝાટકો લાગવો નહીં જોઈએ.'

'એ બાબતમાં કાળજી રાખીશું.' કહી ડૉક્ટર પંડ્યાએ પૂછ્યું : 'દર્દી ભાનમાં આવી ગયા પછીની ટ્રીટમેન્ટ ?'

'શારીરિક ટ્રીટમેન્ટ તો બીજા કોઈ ઑપરેશનના કેસ જેવી જ રહેશે, પણ માનસિક ટ્રીટમેન્ટમાં બહુ લક્ષ આપવું પડશે.'

'દાખલા તરીકે ?'

'પહેલી જ નજરે છોકરીને ભાન થવા ન દેવું કે આટલા લાંબા ગાળા સુધી પોતે બેભાન રહી હતી. વીતેલા સમયનું ધીમેધીમે જ્ઞાન થાય અને એ સમયગાળામાં બનેલી આઘાતજનક ઘટનાની જાણ પણ મગજ બરદાસ્ત કરી શકે એવી પ્રક્રિયાથી થવી જોઈએ.'

'કદાચ યાદદાસ્તની સમસ્યા...'

'એ સમસ્યા બહુ મૂંઝવનારી નીવડે છે.' ડૉક્ટર ગોર્કી કહી રહ્યા હતા એ જ વખતે રૂમમાં દાખલ થનાર કોઈનો પગરવ સાંભળીને એમણે પાછળ ડોક ફેરવી. પછી ચિંતનને જોઈ ધરપત અનુભવી કે પોતાના સાથીદાર હજુ પાછા ફર્યા નથી !

'પેશન્ટની યાદદાસ્ત સાવ ભૂંસાઈ ગઈ હોય તો એને પાછી લાવવામાં સમય બહુ લાગે.' હવે ડૉક્ટર ગોર્કી ઉતાવળે સમજાવવા લાગ્યા : 'ક્યારેક અમુક સમય પૂરતો સ્મૃતિભ્રંશ થયો હોય તો કામ સરળ બની જાય છે. પેશન્ટ પોતાની સારવાર કરનારા સૌને ઓળખી લે એ સૌથી સારી નિશાની ગણાય. સારવાર કરનાર પોતાનાં જ માણસો છે એવો વિશ્વાસ બહુ સહાયરૂપ નીવડે છે.

'બરાબર છે !' ડૉક્ટર પંડ્યાએ હોંકારો ભણ્યો ત્યાં રશિયન ન્યુરોલોજિસ્ટે ટકોર કરી :

'બરાબર નથી, ડૉક્ટર ! તમે એક અતિ મહત્ત્વની વાત પૂછવાનું વીસરી ગયા.' મેડિકલ કૉલેજના કોઈ વિદ્વાન પ્રોફેસર વિદ્યાર્થીને સમજાવતા હોય એ ઢબે ડૉક્ટર ગોર્કી બોલી ગયા :

'છોકરી ભાનમાં આવશે ત્યારે જે ઘટના તેની બેહોશીનું કારણ બની હતી એની યાદ બહુ ખતરનાક નીવડી શકે છે. બળાત્કાર કે બળાત્કારના પ્રયાસનો ભોગ બનેલી સભાન વ્યક્તિ સુધ્ધાં એના ટ્રોમા(આઘાત)નો શિકાર બની જતી હોય છે. લગ્નજીવન માટે એ સૌથી મોટું વિઘ્ન બની રહે છે !'

સાંભળીને ચિંતનનું ભીતર થથરી ઊઠ્યું અને ડૉક્ટર ગોર્કી પણ ખુરશીમાંથી ઊભા થઈ ગયા :

'મને લાગે છે કે આપણે આ ચર્ચા અહીં જ અટકાવી દઈએ.' કહી ખિસ્સામાંથી કાગળની એક ચરબખી કાઢીને ડૉક્ટર પંડ્યાના હાથમાં પકડાવી દીધી : 'આમાં મેં દિલ્હીનો મારો નંબર લખ્યો છે. ૭૨ કલાક પહેલાં પરિણામ આવી જાય તો જ મારો સંપર્ક સાધજો. ફોન પર હું ન મળું તો માત્ર તમારું નામ આપજો એટલે હું સમજી જઈશ કે મારું કામ પાર પડી ગયું છે. પછી હું તમને સામેથી ફોન કરીને રિપોર્ટ મેળવી લઈશ અને ટ્રીટમેન્ટ માટે ગાઈડલાઈન આપી દઈશ.'

ટેલીફોન નંબરની ચબરખી ખિસ્સામાં સરકાવી દઈ ડૉક્ટર પંડ્યાએ કાંડાઘડિયાળમાં જોયું : 'ડૉક્ટર, અત્યારે ૨૬ તારીખની સાંજના સવાઆઠ વાગ્યા છે. ૨૯ જૂનની રાત્રે આઠ વાગ્યે ઑપરેશનના બોતેર કલાકની મુદત સમાપ્ત થશે.'

'અને હું એ જ તારીખે મિડનાઈટની ફ્લાઈટમાં ભારત છોડી જવાનો છું.' કહેતાંકહેતાં એમનો ચહેરો અચાનક તંગ બની ગયો : 'મારા કૉમરેડ આવી રહ્યા હોવાના મને ભણકારા સંભળાય છે... મેં કહ્યું તેમ તમારે બધું સિક્રેટ રાખવાનું છે. જતાંજતાં હું તમને કહું એ ચૂપચાપ સાંભળી લઈને હાએ હા ભણતા રહેજો.'

હજુ તો ડૉક્ટર ગોર્કી વાક્ય પૂરું કરે છે ત્યાં જ વજનદાર બૂટના અવાજ કૉન્ફરન્સ રૂમની નજીક આવતા સંભળાયા. ભણકારા સાંભળવાની એમની અગમચેતી પર ચારેય જણા આભા બની ગયા : આ માણસ કોઈ ગૂઢ શક્તિ પણ ધરાવે છે !

પંજાબી દુભાષિયા જોડે બંને સાથીદાર રૂમમાં દાખલ થયા કે તરત જ ડૉક્ટર ગોર્કીએ કાંઈ જ બોલ્યા વગર પોતાની કાંડાઘડિયાળ જોઈને સંકેતમાં સમજાવ્યું : અર્ધા-પોણા કલાકને બદલે તમે એક કલાક ને પચીસ મિનિટે પાછા આવ્યા !

'સૉરી, સર ! સૉરી, ડૉક્ટર !' પાણીથી ખરડાયેલા માથા પર હાથ ફેરવતાં વૉડકાની અસરવાળા અવાજે પેલા બંનેએ વરસાદને કારણે થયેલા ટ્રાફિક જામનું કારણ દર્શાવ્યું અને પંજાબી દુભાષિયાએ તેમાં સૂર પુરાવ્યો : 'ચોપાટીથી અમને અહીં પહોંચતાં જ પંચાવન મિનિટ લાગી. આખા રસ્તે તમારા મદદનીશ બબડતા રહ્યા કે અમે રસ્તાના જાણકાર હોત તો દોડીને ડૉક્ટરસાહેબ પાસે પહોંચી જાત.'

'વરસાદનો ટ્રાફિક જામ એ પણ એક માણવા જેવો લહાવો છે.' ઠપકાને બદલે ધરપત

આપતા હોય તેમ ડૉક્ટર ગોર્કી બોલી ગયા : 'મારું કામ તો અહીં દશ મિનિટમાં જ પતી ગયું હતું એટલે બારીમાં ઊભાંઊભાં વરસાદ જોઈને હું ધરાઈ ગયો.'

કહી ડૉક્ટર ગોર્કી સૌની પહેલાં રૂમની બહાર નીકળી ગયા.

'પેશન્ટને તપાસતાં શું લાગ્યું, ડૉક્ટર ?'

એક સાથીદારે કુતૂહલ ખાતર પૂછ્યું, પણ તેનો જવાબ આપવાની ગોર્કીસાહેબે તસ્દી ન લીધી. અઢાર નંબરની રૂમ પાસે આવીને થંભી ગયા એટલે ચિંતને આગળ થઈ દરવાજો ખોલી આપ્યો. રૂમમાં બેઠેલાં યશોદાબહેન રશિયન ડૉક્ટરને જોતાં જ સ્ટૂલ પરથી અદબભેર ઊભાં થઈ ગયાં.

'સર, આ મધર છે !' મારાં મધર છે એમ કહેવાને બદલે ચિંતને મોઘમ પરિચય આપ્યો ત્યારે ડૉક્ટરે ઈંગ્લિશમાં નહીં સમજ્યા હોવાના અભિનય સાથે દુભાષિયા તરફ જોયું. પંજાબી દુભાષિયાએ ચિંતનના પરિચયનો તરજુમો કર્યો એટલે ડૉક્ટર ગોર્કીએ ચહેરા પર પૂજ્યભાવ ઉપસાવી યશોદાબહેન સામે બંને હાથ જોડ્યા. ચિંતનનાં માતા તો ક્યારનાં હાથ જોડીને જ ઊભાં હતાં - કેમ જાણે તુલસીને સાજી કરવા માટે ઈશ્વરનો કોઈ દેવદૂત સામે ચાલીને આવ્યો હોય !

'એમને કહો...' દુભાષિયા તરફ જોઈ લઈ ફરી યશોદાબહેન પર નજર માંડતાં ડૉક્ટર ગોર્કી બોલી ગયા : 'તમારી પુત્રીનો કેસ હું હાથમાં લઈશ. તમે એને મૉસ્કો મોકલી શકશો ?'

યશોદાબહેન ઝડપથી બે-ત્રણ વાર હકારમાં ડોકું હલાવ્યું એટલે ચિંતને સૂર પુરાવ્યો : 'મધર જિંદગીભર તમારો ઉપકાર નહીં ભૂલે, સર !'

'તો હવે બધું નક્કી જ માનજો.' તુલસી તરફ આગળ વધતાં ડૉક્ટર ગોર્કી બોલી ગયા : 'તમારા ડૉક્ટર્સ સાથે મેં બધી ચર્ચા કરી લીધી છે. મૉસ્કો પહોંચીને હું પેશન્ટને ત્યાં બોલાવી લઈશ.'

ત્યાં પાછળથી એક કૉમરેડનો અવાજ એમના કાને પડ્યો : 'આ કેસ ભારત-સોવિયેત સંબંધમાં એક વધુ ગાંઠ જેવો સાબિત થશે.'

જાણે એ સાંભળ્યું ન હોય તેમ તુલસીના કપાળ પર ઝૂકી ડૉક્ટર ગોર્કીએ પોતાના ભરાવદાર હોઠથી એક આછું ચુંબન ચોડી દીધું : 'ગૂડ લક એન્ડ ગૂડ બાય, માય ગર્લ !'

એમના એ શબ્દો તો કોઈના કાન સુધી પહોંચ્યાં નહીં, પણ ફરી ટટ્ટાર થયા ત્યારે ડૉક્ટર ગોર્કીના મુખ પર વિલસતું વાત્સલ્ય સૌની નજરે ચડ્યા વગર રહ્યું નહીં !



# 24

'કોણ, ચિંતન ?' ફોનના સામા છેડાનો અવાજ પારખી જઈ ડીન શ્રીવાસ્તવે પૂછ્યું : 'કાંઈ ખબર ?'

'નથિંગ, સર !' તરડાયેલા સ્વરે ચિંતન કહી રહ્યો હતો : 'બધું જ એમ ને એમ છે, સર...' ગળામાં આવેલું ડૂસકું દબાવી રાખીને એ બોલતો હોવાનું શ્રીવાસ્તવજીથી અજાણ ન રહ્યું : 'બાસઠ કલાક પૂરા થઈ ચૂક્યા છતાં...'

'એમ હિંમત હારી જવાથી કેમ ચાલશે, ચિંતન ?' પોતાની જાતને જ ધીરજ બંધાવતા હોય એ રીતે શ્રીવાસ્તવજી બોલતા હતા : 'બાસઠ કલાક ભલે વીતી ગયા, પણ દસ કલાક તો હજુ બાકી છે ને ?'

'હં ...'

ચિંતન પર એની ધારી અસર નહોતી થવાની એવું જાણતા ડીન શ્રીવાસ્તવ આગળ શું બોલવું એની વિમાસણમાં ઘડીભર ચૂપ જ રહ્યા. છત્રીસ કલાક બાકી છે ને... પચાસ કલાક પૂરા થયા ત્યારે બાવીસ કલાક બાકી હોવાનો આધાર આપ્યો હતો અને હવે માત્ર દસ કલાક બાકી રહ્યા હતા ત્યારે પોતાના શબ્દો તેમને પોતાને જ પોકળ લાગ્યા હતા.

'ત્યાં બીજું કોણ છે ?' વાત ફંટાવવા માટે ડીનસાહેબે પૂછ્યું ત્યારે જવાબ મળ્યો : 'થોડી વાર પહેલાં બા ટિફિન લઈને આવ્યાં.'

'તેઓ શું કહે છે ?'

'બીજું શું કહે !' ચિંતનનો નિશ્વાસ સાંભળવા મળ્યો : 'આપની જેમ તેઓ ધીરજ રાખવાનું કહી રહ્યાં છે અને આપની જેમ તેઓ પણ અંદરખાનેથી ધીરજ ગુમાવી રહ્યાં છે !'

સાંભળીને કોઈએ પોતાનો કાન પકડ્યો એવું શ્રીવાસ્તવજીએ મહેસૂસ કર્યું. ચિંતન સાચું કહેતો હતો. બધાં જ ધીરજ ગુમાવતાં જતાં હતાં. ભાનમાં આવવાનું એકાદ ચિહ્ન પણ હજુ સુધી તુલસી તરફથી જોવા મળ્યું નહોતું. જરાસરખો સળવળાટ, જડ કાયામાં જરાસરખો ચેતનનો સંચાર દેખાયો નહોતો. દર્દીનાં જીવનમરણની કટોકટી હોય ત્યારે કોઈ પણ ડૉક્ટર મહેતલમાં પાંચદસ કલાક વધારીને જ કહેવાનું પસંદ કરે, જેથી એનાં સ્વજનોનો આશાનો એક તંતુ એકઝાટકે તૂટી ન જાય. વસમી વાસ્તવિકતાનો ધીમેધીમે સામનો કરવાથી એનો આઘાત ઓછો લાગે છે એવી સાવચેતી તેમાં રહેલી હોય છે.

'બા તો કહે છે કે જે સમયે જે થવાનું હોય છે એ સમયે થઈને જ રહે છે.' બંને છેડે અર્ધી મિનિટની ખામોશી રહ્યા પછી ચિંતને વાતનો દોર સાંધવો પડ્યો. મનોમંથન કરીને થાકી જવાય ત્યારે માણસ કોઈકની સાથે વાતો કરતા રહેવાનો ઇલાજ અજમાવે તેમ ચિંતને આગળ ચલાવ્યું : 'બા તો હંમેશાં કહેતાં હોય છે કે જે ઘટના ઘટવાની નક્કી થઈ હોય તેને આપણે ઘડિયાળના કાંટાની જેમ એક પળ આગળ કે એક પળ પાછળ ખસેડી શકતાં નથી.'

'એમની એ અનુભવવાણીમાં ઘણું બધું તથ્ય છે, ચિંતન !' આશાવાદી સ્વરે ડીનસાહેબ કહેવા લાગ્યા : 'જો ને, આપણે કલ્પના પણ કરી નહોતી કે રશિયન સર્જન આમ એકાએક તુલસીનું ઑપરેશન કરવા તૈયાર થઈ જાય. તેં તો તુલસીને મૉસ્કો લઈ જવાની બધી જ તૈયારી કરી રાખી હતી, તેને બદલે સાવ અણધાર્યું બની ગયું. તુલસીના ઇલાજ માટે એ ઘડી નક્કી હશે તો જ આમ બને ને, ચિંતન ?'

'હા, સર !' ચિંતનના એ ઉદ્ગારમાં માત્ર ઔપચારિકતા જ હતી, આશા નહીં.

'સાંજ સુધીમાં તારા તરફથી તાકીદના કાંઈ સમાચાર નહીં આવે તો ડૉક્ટર પંડ્યાને લઈ હું છએક વાગ્યે બ્રીચ કેન્ડી આવું છું.'

'ભલે, સર !'

ચિંતનનો અવાજ હવે ભાંગી પડવાની તૈયારીમાં છે એવું લાગ્યું એટલે ડીનસાહેબે નિસાસા સાથે રિસીવર મૂકી દેવું પડ્યું. થોડી વાર સુધી બંને હાથે કપાળ દાબીને બેસી રહ્યા પછી હતાશા ખંખેરવા માટે માથું હલાવી એમણે સામે જોયું. કેબિનમાં લટકતા કેલેન્ડરના પાના પર ૨૯ જૂનની તારીખ ફરતે કરેલું લાલ શાહીનું ચકરડું આંખની કીકીઓમાં ચકરચકર ફરતું હોય એવો આભાસ થયો. બે દિવસથી એ ચકરડું એમને વારંવાર વિચારના ચકરાવે ચડાવી દેતું હતું. તુલસીને બ્રીચ કેન્ડી શિફ્ટ કર્યા પછી હૉસ્પિટલમાં એની ગેરહાજરી કોઈના ધ્યાનમાં આવી ન જાય એવી ચિંતા પણ એમને સતત સતાવ્યા કરતી. મેટ્રન અને વૉર્ડબૉય પર મૂકેલો ભરોસો હજુ સુધી તો અકબંધ રહ્યો છે, પણ રશિયન સર્જન પર મૂકેલો વધુપડતો વિશ્વાસ વાજબી ઠરશે કે નહીં એનો બોજ રહ્યા કરતો હતો. તુલસીના ભાનમાં આવવાના ભણકારા

અવારનવાર વાગતા હતા, તેમ ડૉક્ટર ગોર્કીનો ઇલાજ નિષ્ફળ થાય તો શું કરવું એનો વિચાર પણ વારંવાર ભોંકાતો હતો. અડતાલીસ કલાક પૂરા થયા ત્યારે બ્રીચ કેન્ડીના ડૉક્ટર દસ્તૂરે કહ્યું હતું : 'શ્રીવાસ્તવજી, બોતેર કલાકની રાહ જોયા વગર તમે તુલસીને ચૂપચાપ તમારી હૉસ્પિટલમાં ખસેડી શું કામ લેતા નથી ? ભલે ને એ તમારે ત્યાં શુદ્ધિમાં આવે !' જવાબમાં ડીનસાહેબે આજીજીના સ્વરે કહેવું પડ્યું : 'દસ્તૂરજી, મારા પર વિશ્વાસ રાખો. ધાર્યું પરિણામ નહિ આવે તો ૨૯ જૂન સોમવારની મધરાતે હું અહીંયાં લઈ આવીશ અને ૩૦મી ને મંગળવારે તુલસી ગોસ્વામીના ડેથ સર્ટિફિકેટ પર મારી સહી કરી નાખીશ, બસ !'

આમ બોલતી વખતે પોતાનો જીવ કપાઈ ગયો હતો, પણ પોતે મિથ્યા આશા પંપાળી રહ્યા નથી એવું ડૉક્ટર દસ્તૂરને લાગવું જોઈએ એટલા માટે કહેવું પડ્યું હતું. મુંબઈના ત્રણ નામાંકિત ડૉક્ટરોએ તુલસીના આ ઇલાજ માટે તબીબી નિયમોનું ઉલ્લંઘન કરવાનું જાલિમ જોખમ વહોરી લીધું હતું. સારી ભાવનાથી કરેલા કાર્યનું પરિણામ માઠું આવે ત્યારે પરિણામવાદી જગત સારી ભાવના કરતાં ખરાબ પરિણામને જ પહેલું ધ્યાનમાં લે છે. કોઈ એમ પૂછતું નથી કે...

'સર, મે આઈ કમ ઈન ?'

કેબિનનો દરવાજો ઉઘાડીને ઊભેલા આગંતુકને જોતાં જ ડીન શ્રીવાસ્તવ પહેલાં ચોંકી ગયા અને પછી હસી પડ્યા.

'અરે, શ્રીકાન્ત !' મુખ પરથી ચિંતા ખંખેરીને હસતાંહસતાં તેઓ ઊભા થયા : 'આવ, આવ ! આટલા વખતે મોઢું દેખાડે છે અને પાછો અંદર આવવાની રજા માગે છે ?'

હોંશભેર હાથ મિલાવી ડીનસાહેબે શ્રીકાન્તની પીઠ થાબડી : 'વૉર્મ વેલકમ ટુ લંડન-રિટર્ન હાર્ટ-સ્પેશ્યાલિસ્ટ !'

'સર, આ બધા આપના આશીર્વાદ છે.'

'વિદેશ રહીને તું વધારે વિવેકી થઈ આવ્યો, શ્રીકાન્ત !'

કહી બંને એકબીજા સામે ખડખડાટ હસતા પરસ્પરને નીરખી લેવામાં ખામોશ બની ગયા.

શ્રીકાન્તના ચહેરા પર વિદેશ-વસવાટની સુરખી ઝળહળતી હતી, પોશાકમાં કાંઈક પ્રાપ્ત કરીને આવ્યાની સિદ્ધિ ઝળકતી હતી, તો બોલચાલમાં આત્મવિશ્વાસનો અણસાર ધબકતો હતો. થ્રી-પીસ સૂટ, ગળામાં મૅચિંગ ટાઈ, આંખે સોનેરી ફ્રેમનાં ચશ્માં અને કાંડે રોલેક્સનું સોનાનું ઘડિયાળ...

'તું બહુ બદલાઈ ગયેલો દેખાય છે, શ્રીકાન્ત !' ડીનસાહેબે પોરસ કરતા હોય એવી રીતે કહ્યું તોપણ શ્રીકાન્તે એને પ્રશંસામાં ન ખપાવ્યું :

'સર, ઉપરઉપરથી બદલાયેલો લાગતો હોઈશ, પણ અંદરથી તો એવો ને એવો જ તમારો શ્રીકાન્ત રહ્યો છું.' કહી ઘૂંટાતો શ્વાસ બહાર છોડતાં તેણે ઉમેર્યું : 'બટ, સર, તમે તો ઉપરથી પણ બદલાયા નથી. સવાચાર વર્ષ પહેલાં હૉસ્પિટલ છોડીને ગયો ત્યારે જેવા દેખાતા હતા, સવાબે વર્ષ પહેલાં લંડનથી આવીને ફરી લંડન ગયો ત્યારે જેવા દેખાતા હતા એવા જ રહ્યા છો.'

'આધેડ વયે પહોંચેલામાં બહુ ફેર નથી થતો, શ્રીકાન્ત !' બોલવા ખાતર કહેતા હોય તેમ ડીનસાહેબ બોલી ગયા : 'હવે તો નિવૃત્તિને આરે આવીને ઊભો છું.'

'કદાચ એટલે જ આજકાલ તમારી પ્રવૃત્તિ એટલી બધી વધી ગઈ છે કે દરેક ફોનના જવાબમાં એવું જ સાંભળવા મળે છે : ડીનસાહેબ બહાર ગયા છે. ક્યારે પાછા આવશે એની ખબર નથી.'

'ઓહ ! એ તો...' કહીને ડીન શ્રીવાસ્તવે અટકી જવું પડ્યું. છેલ્લા પાંચ દિવસમાં શ્રીકાન્ત તરફથી આઠેક ફોન આવ્યાની ઑપરેટરે ટાંકેલી નોંધ તેમની નજર સામે જ પડી હતી. એકાદ વખત સામેથી ફોન જોડવાનો વિચાર આવેલો, પણ ઇરાદો બદલી નાખવો પડ્યો : કદાચ શ્રીકાન્ત પૂછશે કે તુલસીને કેમ છે, તો હું એનો જવાબ શો આપીશ ? અત્યારે એ સામે આવીને બેઠો છે ત્યારે પણ ડીનસાહેબને એવો જ ફફડાટ જાગ્યો : કદાચ એ તુલસીને જોવાની ઇચ્છા દર્શાવશે તો ?

'કાંઈક કહેતાંકહેતાં શા વિચારમાં પડી ગયા, સર ?' એમના મુખભાવ પરથી કાંઈક ઉકેલવા મથતા શ્રીકાન્તે પૂછ્યું : 'હું કૅબિનમાં દાખલ થયો ત્યારે તમે બહુ એન્ક્ઝાયટી(ચિંતા)માં દેખાતા હતા. શી વાત છે, સર ?'

'ઓહ !' ચોરી પકડાઈ જવાની બીક લાગે તેમ ચોંકી જઈને સ્વસ્થ થવાની ચેષ્ટા સાથે ડીને કહ્યું : 'ચિંતા જેવું ખાસ તો કાંઈ નથી... આજકાલ મેડિકલ કૉલેજના એડમિશનમાં બૅકવર્ડ ક્લાસની રિઝર્વ સીટ્સના વિવાદની લમણાઝીક છે !'

'એ ઉપાધિ વચ્ચે પણ તમારે ચોથી જુલાઈની સાંજે મને બે કલાક આપવા જ પડશે, સર !'

કહીને શ્રીકાન્તે મૂલ્યવાન ઈમ્પૉર્ટેડ બ્રીફકેસમાંથી બે ઈન્વિટેશન કાર્ડ્ઝ કાઢી એક ડીનસાહેબને ધર્યું : 'અમારા કાર્ડીઆક સેન્ટરનું ઓપનિંગ આપના શુભ હસ્તે કરવાનું છે.'

'મારા હાથે ?' માનવામાં આવતું ન હોય તેમ ચોંકીને ડીનસાહેબે નિમંત્રણપત્રિકા આંખ સામે ધરી. ઉદ્‌ઘાટનકર્તા તરીકે સાચેસાચ મોટા અક્ષરોમાં છપાયેલું પોતાનું નામ વાંચીને તેઓ ભડક્યા : 'શ્રીકાન્ત, તેં આ શું કર્યું ?'

'આપની સંમતિ લીધા વગર છાપી નાખ્યું એ બદલ દિલગીર છું, સર !' શ્રીકાન્તના

અવાજમાં સાચે જ દિલગીરીનો રણકો હતો : 'પરંતુ બીજો કોઈ ઉપાય નહોતો. આપને વારંવાર ફોન કર્યા, એક વાર તો રૂબરૂ આવી ગયો, હૉસ્પિટલમાં નહોતા એટલે આપને ઘેર જઈ આવ્યો તો ત્યાં તાળું હતું... છેવટે નક્કી કર્યું કે તમે ના તો નહીં જ પાડવાના, પછી આ રીતે સરપ્રાઈઝ આપવામાં શો વાંધો ?'

'પરંતુ જજસાહેબ...' બોલતાંબોલતાં તેમણે વાક્ય બદલી નાખ્યું : 'એમને તો ઘણાબધા મહાનુભાવોના કૉન્ટેક્ટસ છે. ગવર્નર, ચીફ મિનિસ્ટર કે એવા કોઈક...'

'મારા આવતાં પહેલાં જજસાહેબ અને સુરુચિના મામાએ એવું જ કાંઈક ગોઠવી નાખ્યું હતું. ૨૭ જૂનની તારીખ નક્કી કરીને ચીફ મિનિસ્ટરના નામે કાર્ડ છાપવા પણ આપી દીધેલાં.'

'તો પછી...'

'મને એ જચ્યું નહીં.' સહેજ ટટ્ટાર થતાં શ્રીકાન્તે કહ્યું : 'ઉદ્‌ઘાટન એક અઠવાડિયું મોડું કર્યું એટલે આપોઆપ ચીફ મિનિસ્ટર ખરી પડ્યા... મારે તો મેડિકલ પ્રોફેશનની જ કોઈ વ્યક્તિના હાથે આ શુભ કાર્ય કરાવવું હતું.'

'પણ, શ્રીકાન્ત, આ માટે તારે કોઈ પ્રૉમિનન્ટ હાર્ટ-સ્પેશ્યાલિસ્ટને પસંદ કરવા જોઈતા હતા.'

'સર, એનો અર્થ એવો થાય કે તમે એમાંથી ખસી જવા માગો છો.' દુભાયેલા અવાજે એણે કહ્યું : 'હું જાણું છું, તુલસીની બાબતમાં તમે મારા પર નારાજ છો... પણ સંજોગો માણસ પાસે ઘણી વાર ન કરવાનું કરાવી દે છે.'

'અરે, શ્રીકાન્ત, મેં તને એવું કાંઈ કહ્યું પણ...'

'તમે કહો એવા નથી, પણ ન સમજી શકું એવો હું ભોટ પણ નથી, સર !'

ગુનેગારની જેમ ગરદન ઝુકાવીને બોલતા શ્રીકાન્ત માટે ડીનસાહેબનું હૈયું લાગણીથી ઊભરાઈ આવ્યું, ખુરશી પરથી સફાળા ઊભા થઈ એની પાસે ગયા : 'કોઈને આપણે માન આપવા જઈએ ત્યારે માન લેનાર થોડીક આનાકાનીય ન કરી શકે, શ્રીકાન્ત ?' કહી તેનો ખભો દાબ્યો : 'હું થોડો ભાવ ખાઉં એનો તું મનગમતો અર્થ કરી બેસે એ કેમ ચાલે ?' કહી તેની સામે હસ્યા : 'બોલ, ઉદ્‌ઘાટનમાં મારે શું કરવાનું છે ?'

સાંભળીને શ્રીકાન્તના મુખની તંગ રેખા સ્મિતમાં ફેરવાઈ ગઈ : 'સર, આપે કાર્ડીઆક મશીનની સ્વીચ દાબીને જજસાહેબનો કાર્ડીઓગ્રામ કાઢી આપવાનો છે !'

'જજસાહેબનો ?' ડીન શ્રીવાસ્તવ ચમક્યા : 'એમને વળી ક્યારે હાર્ટ-ટ્રબલ...'

'હાર્ટ-ટ્રબલ છે નહીં, પણ એમના જેવા મેન્ટલ વર્ક કરનારે અમુક ઉંમરે હાર્ટનું ચેક-અપ કરાવતા રહેવું જોઈએ.' કહીને શ્રીકાન્તે ઉમેર્યું : 'છ મહિના અગાઉ જજસાહેબને

છાતીમાં મૂંઝારો થતો હતો, એટલે બ્રીચ'કેન્ડીના ડૉક્ટર દસ્તૂરસાહેબને કન્સલ્ટ કરેલા. કાર્ડીઓગ્રામમાં કાંઈ નીકળ્યું તો નહોતું પણ અવારનવાર મૂંઝારો થયા કરે છે.'

ડીનસાહેબને કહેવાનું મન થયું કે જજસાહેબે એમનો સ્વભાવ સુધારવાની જરૂર છે. શ્રુતિ પોતાની પસંદગીના પાત્ર સાથે પરણી ગઈ તેમાં સગી દીકરીને દુશ્મન બનાવી દેવાની કોઈ જરૂર નહોતી. આવો તેજોદ્વેષ કાર્ડીઓગ્રામમાં નોંધાતો નથી, પણ ધીરેધીરે માણસના હૃદયને ભરખી જતો હોય છે !

સારા કામ માટે આવેલા શ્રીકાન્તને આવું બધું કહેવાનું અજુગતું લાગ્યું એટલે ડીન શ્રીવાસ્તવે વાત બદલી નાખી : 'શ્રીકાન્ત, નિમંત્રણ આપવા એકલો કેમ આવ્યો ? સુરુચિને સાથે લાવ્યો હોત તો ?'

સાંભળીને શ્રીકાન્તના ચહેરા પર સહેજ ખચકાટ આવી ગયો, પણ બીજી જ પળે એને સ્મિતમાં પલટાવી દીધો : 'એક તો સર આ બધી તૈયારી કરવાની, તેમાં જાતે જઈને કાર્ડ્ઝ આપવાની યાદી એટલી બધી લાંબી થઈ ગઈ કે અમારે વહેંચણી કરી લેવી પડી.' કહીને તે થોડું અટક્યો, પછી નજર ઝુકાવી દઈને હળવેકથી ઉમેર્યું : 'એ પાછી પ્રેગ્નન્ટ છે... એટલે બહુ દોડધામ ક્યાં કરાવવી ?'

'ઓહ ! એમ વાત છે !' ડીન શ્રીવાસ્તવે વાતાવરણ હળવું કરવા માટે રમૂજ છેડી : 'શ્રીકાન્ત, તમે બંનેએ બહુ સરસ પ્લાનિંગ કર્યું કહેવાય.. વિદેશમાં ભણતાંભણતાં ફૅમિલી પણ તૈયાર કરી નાખ્યું.'

એ વાત પર બંનેએ થોડું હસી લીધા પછી ડીનને થયું કે શ્રીકાન્ત હવે ઊભો થશે, પણ તેને બદલે હાસ્ય પછીની ગમગીની છવાઈ ગઈ :

'સર, તુલસી કેમ છે ?'

'તુલસી...' બોલતાં ડીનસાહેબે હોઠ ભીડી દીધા. શ્રીકાન્ત તરફથી આવી પૃચ્છા થાય એની તેમને નવાઈ નહોતી લાગતી, પણ તુલસી જીવન-મૃત્યુ વચ્ચે ઝોલાં ખાઈ રહી હતી એવા સંજોગોમાં શ્રીકાન્તે ખબર પૂછ્યા એનું વસમું લાગતું હતું.

'સર, હવે તો એના રૂમને તાળું મારી રાખવામાં આવે છે એટલે કોઈ જ આશા જેવું...'

હવે ડીન ચોંક્યા : તુલસીના રૂમને તાળું મારી રાખવાની વાત ભલે જગજાહેર હતી, છતાં શ્રીકાન્તે મારી પાસે આવતાં પહેલાં હૉસ્પિટલમાં એના વિશે કોઈને પૂછપરછ તો કરી જ હશે.

'સર, બે દિવસ અગાઉ આપને મળવા આવેલો ત્યારે આપની ગેરહાજરીમાં મેટ્રનને રિક્વેસ્ટ કરેલી કે રૂમનું તાળું ખોલી આપે તો હું એને એક વાર જોઈ લઉં.'

હવે ડીન શ્રીવાસ્તવ ભીતરથી અસ્વસ્થ થતા દેખાયા. એમણે શ્રીકાન્તને જ બોલવા દીધો :

'મેટ્રન લક્ષ્મીબાઈ હોત તો-તો એ સામે ચાલીને મને તુલસી પાસે લઈ જાત, પણ નવી મેટ્રન ઓળખતી નથી. ઘણીબધી નર્સોય બદલાઈ ગઈ છે... આપની પરમિશન વગર એ રૂમનું તાળું ખૂલતું નથી એવો જવાબ સાંભળવા મળ્યો.'

'હા, શ્રીકાન્ત, એને બીજી કોઈ ટ્રીટમેન્ટ તો આપવાની હોતી નથી, એટલે જરૂર વગર તાળું શું કામ ખોલવું ?'

'છતાં સવારસાંજ ફીડિંગ માટે રૂમ તો ખોલતા જ હશો ને !' કહેતાં શ્રીકાન્તે કાંડાઘડિયાળમાં જોઈ લીધું : 'સાડાદસ થવા આવ્યા, તુલસીને જમાડવાનો સમય થવા આવ્યો.'

સાંભળતાં જ ડીનની અસ્વસ્થતા વધી ગઈ : એક અઠવાડિયા પહેલાં એ આવ્યો હોત તો હું જાતે એને પાંચમે માળે લઈ જાત. ગમે તેમ તોય તુલસી એક વખતની એની વાગ્દત્તા... સગાઈ ભલે ફોક કરી, પણ માણસાઈ એમ થોડી ફોક થઈ જતી હોય છે ? પરંતુ જ્યારે તુલસી એ રૂમમાં નથી ત્યારે શ્રીકાન્તને ખબર કાઢવાનું આવવાનું ક્યાં સૂઝ્યું ?

'સર, તમને મારી માગણી અજુગતી લાગતી હશે.' ડીન તરફથી કોઈ પ્રતિભાવ નહીં મળ્યો એટલે શ્રીકાન્તે જ કહેવું પડ્યું : 'તુલસીને તરછોડી ગયા પછી હવે આટલાં વરસે એને જોવાની ઇચ્છા શું કામ કરવી જોઈએ...'

'એવું તો નથી, શ્રીકાન્ત, પણ...' ડીન શ્રીવાસ્તવે કોઈક જવાબ શોધી કાઢવા માટે મગજ કસવું પડ્યું : 'મને થાય છે કે તારે હવે જૂની વાત શું કામ સંભારવી જોઈએ ? જે થયું એ થઈ ગયું, હવે એને જોવા-ન-જોવાથી શું ફરક પડવાનો ?'

'સાચી વાત છે, ડીનસાહેબ !' કહેતો શ્રીકાન્ત ખુરશી પરથી ઊભો થઈ ગયો : 'ઈન્વિટેશન આપવા માટે સુરુચિ સાથે આવવા માગ હતી, પણ મેં આનાકાની કરી એટલે એણે સંભળાવ્યું કે હું સાથે આવીશ તો તમે પેલી તુલસીની રૂમમાં જઈ નહીં શકો... ત્યારે મેં એને સામું સંભળાવ્યું કે તુલસી ભાનમાં આવી હોત તો એ જ્યાં હોત ત્યાં હું એને ઈન્વિટેશન આપવા પહોંચી જાત...' બોલતાંબોલતાં એનો કંઠ રૂંધાયો, પછી કડવો ઘૂંટડો ગળે ઉતારી જઈને એણે ઉમેર્યું : 'સર, બોલતાં તો હું બોલી ગયો, પણ ખરેખર તુલસી ભાનમાં આવી ગઈ હોત તો હું એની સામે જવાની હિંમત સુધ્ધાં ન કરી શકું.'

ડીનસાહેબથી નિઃશ્વાસ નંખાઈ ગયો : હું એને કહી શકું એમ નથી કે હવે માત્ર સાડાનવ કલાકનો જ સવાલ છે. બોતેર કલાક પૂરા થતાં સુધીમાં તુલસી ભાનમાં આવી જશે તો કદાચ પહેલવહેલી એ તારી જ પૃચ્છા કરશે અને એનો જવાબ આપવાનું અમારા બધા માટે કઠિન બની જશે. કદાચ ભાનમાં આવ્યા પછી એ યાદદાસ્ત ગુમાવી બેઠી હશે તો તારી સમસ્યાનો અંત આવી જશે, પણ એના માટે નવી સમસ્યાનો આરંભ થશે... અને આ બેમાંથી કાંઈ જ નહીં બને તો તુલસીના અસ્તિત્વનો જ અન્ત આવી ચૂક્યો હશે.

પોતે તુલસીને જોવાની ઇચ્છા દર્શાવી ત્યારથી ડીનસાહેબ ઓછું બોલીને વધુ વિચારતા કેમ થઈ ગયા એ શ્રીકાન્તને સમજાયું નહીં, એટલે વધુ રોકાઈ એમને મૂંઝવવાનું વાજબી ન લાગ્યું. 'તો, સર, હું રજા લઉં. ચોથી તારીખે સાંજે પાંચ વાગ્યે આપને લેવા માટે ગાડી મોકલું છું.' કહીને પીઠ ફેરવતો હતો ત્યાં હાથમાં પકડેલાં ઈન્વિટેશન કાર્ડ પર તેનું ધ્યાન ગયું : 'સર, ચિંતનનું આ કાર્ડ તમને આપી જાઉં ?' કહી એ ડીનસાહેબ તરફ ફર્યો : 'અગાઉ આવ્યો ત્યારે પણ એ હૉસ્પિટલમાં નહોતો. જાણવા મળ્યું કે એ પહેલી તારીખ સુધી રજા પર છે.'

'હા, ઘણા વખતે એણે રજા લીધી.' કહી ડીનસાહેબે તેના હાથમાંથી કાર્ડ લઈ લીધું : 'સદ્ભાગ્યે એ પહેલીએ ડ્યૂટી પર આવી જશે. એટલે તારા ઓપનિંગમાં પહોંચી શકશે.'

ઈન્વિટેશન કાર્ડ આપી દઈને પણ શ્રીકાન્તે પગ ઉપાડ્યા નહીં. જે પૂછવા માગતો હતો એ પૂછવું કે નહીં એની ગડમથલમાં તે અબોલ ઊભો રહ્યો : ઘણાં વરસે ચિંતન રજા લઈને તુલસીથી દૂર જાય એનો શો અર્થ કરવો ? એને ઘેર ફોન કર્યો તો ઘંટડી વાગતી જ રહી. એનો અર્થ એ કે ચિંતન યશોદામાસી સાથે બહારગામ ગયો હોવો જોઈએ. જો એમ હોય તો એનો અર્થ એવો પણ થાય કે મારી જેમ ચિંતનનીય ધીરજ ખૂટી ગઈ. યશોદામાસીની જિદ્દ સમક્ષ નમતું જોખીને એ કોઈ કન્યા જોવા માટે જ ગયો હશે...

આવું બધું પૂછવાનું માંડી વાળીને નિસાસો નાખતો શ્રીકાન્ત ડીનસાહેબની કેબિનમાંથી બહાર નીકળી ગયો.

*

પાંચ વરસ, બે માસ અને સાત દિવસ પહેલાં તુલસી બેભાન થઈ ત્યારે શરૂઆતમાં કલાકો ગણાતા હતા એ જ સ્થિતિ ૨૯ જૂનની સાંજે સર્જાઈ ગઈ. રશિયન ડૉક્ટરે આપેલી ૭૨ કલાકની મહેતલની બાકી રહેલા કલાકોની ઊંધેથી શરૂ થયેલી ગણતરીનો અન્ત હવે નજીક આવી રહ્યો હતો : પાંચ, ચાર, ત્રણ... ત્રણ દિવસ. હવે દિવસ ફક્ત કલાકમાં સંકોચાઈ ગયા હતા !

ઑપરેશન પછી બ્રીચ કેન્ડીની ૧૮ નંબરની રૂમના બિછાનામાં સુવાડેલી તુલસી ૬૯ કલાક દરમ્યાન પહેલાં જેવી જ જડવત્ પડી હતી. તેના સુંદર ચહેરાની એ જ બંધ આંખો અને એ જ બંધ હોઠ, તેની સુડોળ કાયામાં આવનજાવન કરતા એ જ શ્વાસોચ્છ્વાસ અને એની એ જ બેભાન અવસ્થા નિહાળતો ચિંતન ખાટલા સામેની ખુરશીમાં જડની જેમ કલાકો ગણતો બેસી રહ્યો હતો. પોતાના માણસ માટે પોતે કાંઈ જ કરી શકવા સમર્થ ન હોય એના જેવી માણસની બીજી કોઈ લાચારી નથી !

વિચિત્ર લાગે એવી ગુપ્તતાથી ઑપરેશન કરી, જરૂરી સૂચનાઓ આપીને ડૉક્ટર ગોર્કી વિદાય થયા પછી એકલો પડેલો ચિંતન નાના બાળકના કુતૂહલથી સિસ્ટર ડિસોઝાને પૂછ-

પરછ કરતો રહ્યો હતો : 'તમે મને ઑપરેશનની માંડીને વાત કરો. ઑપરેશન થિયેટરનું બારણું બંધ થયા પછી અંદર જે કાંઈ બની ગયું એની રજેરજ વિગત મારે જાણવી છે.'

ઑપરેશનની એકમાત્ર સાક્ષી તરીકે પોતે મહત્ત્વની વ્યક્તિ બની ગયાનું ગૌરવ અનુભવતી ડિસોઝાએ થિયેટરમાં જે કાંઈ બની ગયું એને તાદૃશ કરીને યાદ કરીકરીને વિસ્તારથી કહી સંભળાવ્યું છતાં બીજા દિવસે ચિંતન એ જ વાત ઉખેળીને બેઠો હતો : 'ગોર્કીસાહેબે તમારો ક્રૉસ ચૂમીને ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા વ્યક્ત કરી ત્યારે એમના ચહેરા પર કેવા ભાવ હતા ? તુલસીના મગજમાં પહેલી વાર ઇન્જેક્શનની સોય ભોંકી તેમાં થોડી અડચણ નડી એવું કાંઈ બીજી વાર બન્યું હતું ખરું ? ઑપરેશન પૂરું થયા પછી સર્જન ગોર્કીના મુખ પર સંપૂર્ણ સંતોષ વ્યક્ત થતો જોવા મળ્યો હતો કે ?'

કોઈ મહત્ત્વના કેસના સાક્ષી પાસેથી બાતમી કઢાવવા માટે કૉર્ટમાં તપાસ તેમ જ ઊલટતપાસ થાય એવી ઢબે ડિસોઝાને પૂછપરછ કરીને થકવી નાખ્યા પછી છેલ્લે ભોળાભાવે એ પૂછી બેસતો : 'તમને શું લાગે છે, સિસ્ટર ! ઑપરેશન સફળ નીવડશે ને ?'

ત્યારે ડિસોઝાને દહેશત જાગતી કે હવે તુલસી ભાનમાં નહીં આવે તો આ અતિ શાણો દેખાતો માણસ આઘાતથી કદાચ પાગલ બની જશે !

સવારે દસ વાગ્યે ટિફિન સાથે બ્રીચ કૅન્ડી આવી પહોંચતાં યશોદાબહેન મોડી સાંજ સુધી ત્યાં જ રોકાઈને પાછાં ફરતી વખતે પુત્રને આવવા માટે મન ન માનતું હોય તો સૂચવતાં કે 'ઘેર ન આવે તો કંઈ નહિ, પણ બાજુની કોઈ હોટેલમાં રૂમ રાખીને ચારછ કલાકની ઊંઘ ખેંચી લે... ઊંઘ ન આવે તો પથારીમાં ડિલ લંબાવીને પડ્યો રહેજે, પણ આમ...'

'નહીં, બા, આવા વખતે મને અહીંથી દૂર જવાનું ન કહેશો.' ચિંતન પાસે એક જ જવાબ હતો : 'સેંકડો રાતો મેં એની નજીક ગુજારી છે અને એ શુદ્ધિમાં આવવાની અણી પર છે ત્યારે જ દૂર રહેવાનું શું કામ કહો છો, બા ? તુલસી આંખ ઉઘાડે ત્યારે હું એની સામે હાજર ન હોઉં એવી સ્થિતિની હું કલ્પના જ નથી કરી શકતો... એટલા માટે તો દસ્તૂરસાહેબ પાસેથી રાત રોકાવાની મેં ખાસ પરમિશન મેળવી છે !'

પુત્રની જિદ્દ સામે નમતું જોખી દેતાં યશોદાબહેનના મનમાં એક જ વાતનો ફફડાટ રહ્યા કરતો : જે તુલસીને માટે છોકરો આવું તપ લઈ બેઠો છે એ ભાનમાં આવીને તેને ઓળખશે જ નહીં તો ?

માત્ર તનથી નહીં, મનથી પણ તુલસીની નજીક રહેવા માટે ચિંતન વારેવારે નોટબૂક ઉપાડીને જે યાદ આવે તે ટપકાવતો રહેતો. થોડી વાર પહેલાં નોટબૂક નંબર ૨૯ના અંતિમ પૃષ્ઠ પર તેણે લખ્યું હતું : 'બસ, તુલસી, હવે નવી નોટબૂક ઉઘાડવાનો અવકાશ જ નથી રહ્યો. ત્રણ કલાક અને ત્રેવીસ મિનિટ બાકી છે. મુદત પૂરી થવાની નજીક આવતી ઘડીની

ઉત્તેજના અને ચિંતાથી મનમાં એટલી બધી તંગદિલી સર્જાઈ ગઈ છે કે લખતાં હાથ ધ્રૂજે છે, બૉલપેન પકડેલાં આંગળાંમાં જડતા આવી ગઈ છે... બસ, હવે તો બધી વાતો રૂબરૂ જ કરીશું. તું સાંભળતાં થાકીશ, પણ મને કહેવામાં જરાસરખો થાક નહીં વર્તાય !'

એરકન્ડિશન માફક નહીં આવતું હોવાથી વધારે વખત બહાર બેસી રહેતાં યશોદાબહેન વારેવારે રૂમનો દરવાજો ખોલી, તુલસી પર નજર નાખી, પુત્રને ધરપત આપતું એકાદ સ્મિત ફેંકી ફરી બહાર સરકી જતાં. હૃદયમાં રોપેલી શ્રદ્ધાને ટકાવી રાખવા માટે બહાર બેસીને માળા ફેરવતાં ઈશ્વરનું રટણ કર્યા કરતાં, આ ત્રણ દિવસમાં ચિંતનને માએ અગણિત વખત કહ્યું હશે : અત્યારે જ આપણી સાચી અગ્નિપરીક્ષા છે. શ્રદ્ધા રાખીએ તો પાર ઊતરીએ, નહીં તો અશ્રદ્ધા સાથે આપણેય ડૂબી જઈએ !

'ગૂડ ઈવનિંગ, ડૉક્ટર !' પંદર મિનિટ વહેલી આવી ગયેલી સિસ્ટર ડિસોઝાએ તુલસીના રૂમમાં દાખલ થતાં હસીને કહ્યું : 'બહાર આકાશમાં કેવું સુંદર મેઘધનુષ ખેંચાયું છે !' કહીને એ તુલસીના માથા પાસે જઈ એનો જખમ તપાસવા લાગી : 'જિંદગીમાં આટલું સરસ મેઘધનુષ પહેલી વાર જોયું... જરા જઈને જુઓ તો ખરા, ડૉક્ટર !'

બહાર બેઠેલાં યશોદાબહેને તેને કહી રાખ્યું હતું, તુલસીની સ્થિતિમાં કોઈ સુધારો દેખાતો નથી એટલે ચિંતનને જરા આનંદમાં રાખજે... પણ મેઘધનુષના ખબર કાને ધર્યા વગર ચિંતને જુદું જ કહ્યું : 'સિસ્ટર, મને ડૉક્ટર કહેવાનું થોડો વખત માટે ભૂલી જવાનું છે એ ભૂલી ગયાં કે ?'

'સૉરી ! તુલસી ભાનમાં આવે ત્યારે એવી ભૂલ નહીં કરું, બસ !'

ઑપરેશન પછી ડૉક્ટર ગોર્કીએ આપેલી સૂચનાઓ ગોખી રાખી હોય તેમ ચિંતને મનોમન બધી જ પૂર્વતૈયારી કરી રાખી હતી. પેશન્ટને શરૂશરૂમાં એ ન વર્તાવા દેવું જોઈએ કે તે પાંચપાંચ વરસ સુધી બેહોશ રહી હતી... ડૉક્ટર ગોર્કીની એ તાકીદે તેના મનમાં થોડી મૂંઝવણ જગાડી હતી. તુલસીના રૂમમાં કૅલેન્ડરની જગ્યાએ તો શ્રીનાથજીની છબી લટકાવી દીધી એટલે કયું વરસ ચાલે છે એની તો તુલસીને જાણ નહીં થાય, પરંતુ આજુબાજુ ઊભેલાંને જોઈને વધી ગયેલી ઉંમરનો તફાવત વર્તી જાય તો ? પોતાને જોતાંની સાથે જ એ બોલી ઊઠશે કે ચિંતુ, એકાએક તું છોકરામાંથી ભાયડા જેવો કેમ દેખાવા લાગ્યો ! આનો ઉપાય શો ? ઑપરેશનના છત્રીસ કલાક પૂરા થયા પછી બાથરૂમના અરીસામાં પોતાનો ચહેરો જોઈને એ જ મૂંઝવણ વાગોળ્યા કરતો : તુલસી બેહોશ થઈ ત્યારે પોતે કેવી મૂછો રાખતો, અગાઉ કરતાં પોતાનો ચહેરો કેટલો વધારે ભરાવદાર દેખાતો હતો... હેરસ્ટાઈલનો તફાવત તેની નજરે ચડી જશે કે નહીં ? ડીનસાહેબ કે યશોદાબહેન આધેડ વયની વ્યક્તિની ઉંમરનો તફાવત જલદી વર્તાય નહીં અને ડૉક્ટર પંડ્યા કે દસ્તૂરસાહેબને તો તુલસી પહેલી વાર જોવાની એટલે એનીય ચિંતા નથી. અગાઉ કરતાં થોડી વધારે જાડી થઈ ગયેલી ડિસોઝાનું શરીર કદાચ

તુલસીને વિચારમાં નાખી દે, પણ ડિસોઝાના માથાના સફેદ વાળ તેની નજરે નહીં ચડે, કારણ કે નર્સની કૅપમાં એ ઢંકાયેલા રહે છે... એ ભૂલેચૂકે પોતાને ડૉક્ટર કહીને બોલાવે તો ભાનમાં આવેલી તુલસી આંચકા સાથે બોલી ઊઠે : 'ચિંતુ, તું વળી ડૉક્ટર ક્યારનો થઈ ગયો ?'

'માથાનો જખમ તો રૂઝાતો લાગે છે.' વિચારમાં અટવાઈ ગયેલા ચિંતનને સજાગ કરતાં કહ્યું : 'પટ્ટી તદ્દન સૂકી છે. એટલે પસ (પરુ) થવાનો ભય ટળી ગયો.'

'પરંતુ બીજો ભય તોળાઈ રહ્યો છે એનું શું ?' કહેતાં ફરી તેણે કાંડાઘડિયાળમાં જોયું : 'બોતેર કલાક આડે હવે માત્ર બે જ કલાક રહ્યા. એમાં જો તુલસી...'

આગળના શબ્દો તેના ગળામાં જ અટવાઈ ગયા.

'બોતેર કલાક એટલે બોતેર કલાક જ એમ થોડું કહેવાય ?' ધરપત આપવાની ચેષ્ટાથી ડિસોઝા બોલી ગઈ : 'બોતેરના તોતેર પણ થાય...'

'એ બધી મનને છેતરવાની રમત છે, સિસ્ટર !' કહીને ચિંતને નિઃશ્વાસ નાખ્યો. એના દાહક નિસાસાથી દાઝી હોય તેમ ડિસોઝા થથરી ગઈ. દર્દીની અન્તઘડી નજીક હોય ત્યારે વાતાવરણમાં કેવો સન્નાટો છવાઈ જાય છે એનો તેને અનુભવ હતો. પોતાના સ્વજનને દેહ છોડતું જોઈને સગાંવહાલાં કેવાં વ્યગ્ર અને કેટલાં વ્યાકુળ થઈ જાય છે એ ડિસોઝા જાણતી હતી. ક્યારેક તો દર્દી અંતિમ શ્વાસ લે એ પહેલાં જ હાજર રહેલાંમાંથી કોઈક મરણપોક મૂકીને વાતાવરણને વધારે ગમગીન બનાવી દેતાં હોય છે. અરે, મૃત્યુ તો મોક્ષ છે એવું કહેનારા પણ એના આગમનને પાછું ઠેલવા માટે તરફડિયાં મારવા લાગે છે !

'ચિંતન, તમારે બેપાંચ મિનિટ બહાર જવું પડશે.' વાતાવરણની તેમ જ ચિંતનના મનની તંગદિલી ઓછી કરવા ડિસોઝાએ બહાનું શોધી કાઢ્યું : 'મારે તુલસીનાં કપડાં ઠીકઠાક કરવાનાં છે.'

શૂન્યમનસ્ક બની ગયેલો ચિંતન થોડી વાર તો કાંઈ સાંભળ્યું ન હોય તેમ બેસી રહ્યો. પછી ઘૂંટાતો શ્વાસ બહાર કાઢતો ઊભો થયો : 'ભલે, એટલી વાર હું બા પાસે બેસું છું.'

'સાથોસાથ બારીબહાર ડોકિયું કરીને મેઘધનુષ પણ જોઈ લેજો.' તેને આનંદમાં લાવવાની ચેષ્ટા ચાલુ રાખતી ડિસોઝા બોલી ગઈ : 'ઈટ ઈઝ એ વન્ડરફૂલ સીન !'

ડિસોઝાની એ ભલામણ સાંભળી જ ન હોય તેમ ચિંતન બહાર નીકળીને સીધો બાથરૂમમાં ગયો. વલોપાત હૃદયના સંતાપને આંસુ દ્વારા વહી જવા ન દે તો બધાંની વચ્ચે ભાંગી પડે એવી એની દશા થઈ ચૂકી હતી !

*

સાત... સવાસાત.... સાત ને પચીસ અને સાત ને પાંત્રીસ...

કલાકો ગણવાનું બંધ થયું અને મિનિટ અને સેકન્ડની ગણતરી શરૂ થઈ ચૂકી. બેહોશ

તુલસીને તાકી રહેલાં યશોદાબહેન, ડિસોઝા અને ચિંતન ઉપરવાળાનો ચુકાદો સાંભળવાની તત્પરતા સાથે અધ્ધર શ્વાસે બેઠાં હતાં. અર્ધા કલાક પહેલાં ડીન શ્રીવાસ્તવ, ડૉ. પંડ્યા અને દસ્તૂરસાહેબને લઈને તુલસીને તપાસી ગયા હતા. બ્લડ પ્રેશર, હાર્ટ-બીટ્સ, પલ્સ અને ઑપરેશનવાળો સ્પૉટ બધું તપાસી જોયા પછી પરસ્પરની સામે જોતા ત્રણે રૂમની બહાર નીકળી ગયા હતા. એમની ચર્ચાવિચારણામાં વગર બોલાવ્યે જવામાં ચિંતનને અવિવેક જેવું લાગ્યું એટલે થોડી વાર એ અંદર બેસી રહ્યો, પણ પછી રહેવાયું નહીં એટલે બહાર નીકળવું પડ્યું. દૂરથી પોતાને આવતો જોઈને ત્રણે ડૉક્ટર ઘડીભર બોલતા બંધ થઈ ગયા અને જેવો પોતે પહોંચ્યો એટલે વાત બદલી નાખી.

'એકાદ કલાક આગળપાછળ પણ થઈ જાય.' ડીન બોલ્યા એટલે દસ્તૂરસાહેબે સૂર પુરાવ્યો : 'આપણે ધીરજ રાખીને રાહ જોવી રહી.'

'ડૉક્ટર ગોર્કી દિલ્હીથી પાંચ વાગ્યે ઘેર ફોન કરવાના હતા એટલે હું ઘેર રાહ જોતો બેસી રહ્યો.' ડૉક્ટર પંડ્યાએ આશાવાદી સ્વર ઉચ્ચાર્યો : 'કદાચ તેઓ પણ માનતા હશે કે પરિણામ વહેલુંમોડું આવે... ગમે તેમ તોય પાંચ વર્ષની બેહોશી છે !'

એમને ચૂપચાપ સાંભળતો ચિંતન મનમાં તો પામી ગયો હતો કે ત્રણે વડીલો મન મનાવવા માટે બધું બોલી રહ્યા છે, બાકી અંદરખાનેથી તો એમણે આશા છોડી દીધી હોવી જોઈએ.

'મને અહીંથી ખસવાનું મન નથી થતું, પણ શું કરું ?' ડૉક્ટર પંડ્યા ઘડિયાળ જોતાં બોલ્યા હતા : 'સ્વિસ ડૉક્ટર લૅમ્બર્ટ જિનિવા જવા માટે રાતની ફ્લાઈટ પકડવાના છે. બપોરે ગોવાથી પાછા આવીને ફોન કર્યો કે ડૉક્ટર પંડ્યા, મારાં વાઈફની ઇચ્છા છે કે સાંજે ડિનર સાથે લઈએ... મેં ઘણું સમજાવ્યા કે ડિનરનું રહેવા દો, રાત્રે એરપૉર્ટ પર મૂકવા માટે તો આવું છું... પણ એમની જીદ આગળ મારે નમતું જોખી દેવું પડ્યું.'

કહી વચ્ચે શ્વાસ લેવા પૂરતું રોકાઈને પંડ્યાસાહેબે ચિંતન સામે જોયું, પછી એના ખભા પર હાથ મૂક્યો : 'યંગમૅન, આમેય તે તુલસીને ભાનમાં આવતી પહેલવહેલી જોવાનો અધિકાર તને એકલાને છે.' કહી ખભો દબાવીને ઉમેર્યું : 'કીપ ઈટ અપ, ચિંતન ! "તાજ"ના ટેલીફોન નંબર્સ તો તારી પાસે છે જ. ડૉક્ટર લૅમ્બર્ટ સાથે હું રૂમ નંબર ત્રણસો-પંદરમાં છું. તું ફોન કરીશ એટલે તાબડતોબ દોડી આવીશ.'

આમ કહીને પંડ્યાસાહેબે રજા લીધી ત્યારે તો ચિંતનને પાકી ખાતરી થઈ ગઈ કે મુંબઈના ટૉપમોસ્ટ ન્યુરોલોજિસ્ટે તુલસી ભાનમાં આવવાની આશા છોડી દીધી છે, નહિતર જેની પાછળ આટઆટલી જહેમત ઉઠાવી હોય તેને છેલ્લી ઘડીએ છોડી દઈને 'તાજ'માં સ્વિસ ડૉક્ટર સાથે ડિનર લેવા જવાનું હરગિજ ન વિચારે...

એમના ગયા પછી ડીનસાહેબને ડૉક્ટર દસ્તૂરે કહ્યું : 'શ્રીવાસ્તવજી, ચાલો, આપણે

નીચે મારી કેબિનમાં બેસીએ. ડૉક્ટર મઝુમદાર ખબર આપશે કે તરત જ આપણે ઉપર આવી પહોંચીશું.'

ડીનને ત્યાંથી હઠવાની ઇચ્છા નહોતી તેમ જ ડૉક્ટર દસ્તૂરે આટલો બધો સાથસહકાર આપ્યો હતો એટલે એમની વાત ટાળી દેવાનુંય ઠીક લાગતું નહોતું. દ્વિધા અનુભવતા તેઓ ચિંતન સામે જોઈ રહ્યા એટલે ચિંતને જ કહેવું પડ્યું હતું : 'સર, તમતમારે સાહેબ સાથે નીચે બેસો. હું, ડિસોઝા અને બા છીએ ને !'

ત્યારે ભીની થતી આંખો ચિંતનની નજરે ન ચડી જાય તેમ આડું જોઈ જઈને એ દસ્તૂરસાહેબ સાથે રવાના થયા એટલે તો ચિંતનની રહીસહી આશા પણ ઓગળી ગઈ : નીચે જઈને બંને ડૉક્ટરો હવે એ જ ચર્ચાવિચારણા કરશે કે તુલસીના મૃતદેહને બ્રીચ કેન્ડીથી ક્યારે ચૂપચાપ શિફ્ટ કરી દેવો !

પોણાઆઠ વાગી ગયા ત્યારે વજ્રહૈયાનાં યશોદાબહેનના હોઠ વચ્ચેથી હળવું ડૂસકું સરી પડ્યું. પોતાની એ ભૂલ બદલ પસ્તાઈને પુત્રના પ્રતિભાવ જાણવા એમણે ચિંતનની સામે જોયું તો બંને આંખો ફાડીને જાણે તુલસીને ભાનમાં લાવવા માટે ત્રાટક કરતો હોય તેમ આસપાસનું ભાન ભૂલીને સ્થિતપ્રજ્ઞની જેમ એ બેઠો હતો. પુત્રની એ સ્થિતિ નિહાળીને પોતાથી ચીસ નંખાઈ જશે એવી દહેશત લાગતાં યશોદાબહેનને સફાળાં ઊભાં થઈ રૂમની બહાર ધસી જવું પડ્યું. બહાર નીકળતાંની સાથે જ વર્ષોથી દબાવી રાખેલો સંતાપ અશ્રુના ધોધરૂપે વહેવા લાગ્યો. ઘેરી કટોકટી વેળાએ અડગ બનીને પુત્રની પડખે ઊભાં રહેવાનો ઇરાદો ભાંગી પડ્યો એ બદલ યશોદાબહેન જાતને ઠપકો આપતાં રહ્યાં, પણ હવે ઊભાં થઈને અંદર જવા જેટલુંય જોર એમના પગમાં રહ્યું નહોતું.

સાત ને પચાસ મિનિટ, પંચાવન મિનિટ, અઠ્ઠાવન મિનિટ અને આઠ વાગવામાં માત્ર પચીસ સેકન્ડ બાકી રહી ત્યારે સિસ્ટર ડિસોઝાના મગજમાં ખળભળાટ મચી ગયો. તુલસીને એકધારી તાકી રહેલા ચિંતનના કપાળની નસો ઊપસતી જોઈને ડિસોઝાનું હૈયું ભીંસાવા લાગ્યું. બેહોશ તુલસીનું માથું પંપાળવા માટે હાથ લંબાવવા ગઈ, પણ હાથે મગજનું કહ્યું કર્યું નહીં ત્યારે એનું શરીર થરથર કાંપવા લાગ્યું. આંખોમાં આંસુ ઊભરાઈ આવવા માટે જોર કરવા લાગ્યાં ત્યારે બંને હાથની મુઠ્ઠીઓ વાળી સિસ્ટર ડિસોઝાએ પણ રૂમ બહાર દોડી જવું પડ્યું.

તુલસીને તાકી રહેલી ચિંતનની આંખોમાં ક્રોધની લાલસા ઘૂંટાવા લાગી, જડબાં તંગ થવા માંડ્યાં, કપાળની નસો ફાટી જવાની હદે ફૂલી ગઈ, દિમાગમાં જ્વાળામુખીનો લાવા ભભૂકતો હોય અને હૃદયમાં સમુદ્રમંથનનો વલોપાત સર્જાયો હોય તેમ પગથી માથા સુધી આક્રોશની આગ પ્રસરી.

પાંચ વરસ અને સવાબે માસની આકરી તપશ્ચર્યા પછી પણ કોઈ પરિણામ ન આવ્યું તો હવે મિથ્યા આશામાં બેસી રહેવાનો શો અર્થ ? બહાર ક્યારનો સૂર્યાસ્ત થઈ ગયો,

મેઘધનુષ ભૂંસાઈ ગયું અને હવે અહીં અંદર પણ તુલસીના જીવન પર અંધારાં ઊતરવાં શરૂ થઈ જશે... મગજ તો વર્ષોથી જડ થઈ ચૂક્યું હતું, હવે શરીર પણ આત્મા વગરનું ખોળિયું બની જશે... આત્મા.... ? પરમાત્મા ? ચિંતનના હોઠ અને દાંત ભીંસાવા લાગ્યા : કોણ કહે છે કે પરમાત્માનું આ જગતમાં અસ્તિત્વ છે ? અને હોય તો કોણ કહે છે કે એ પરમકૃપાળુ પરમાત્મા છે ?

ઝાટકો લાગ્યો હોય તેમ ચિંતનની ગરદન ઊંચી થઈ ગઈ. ઘૂંટાતા શ્વાસે અને લાલઘૂમ આંખે દીવાલ પર ટિંગાતી છબી સામે જોયું. એના હોઠમાંથી લોહીના ટશિયા ફૂટી નીકળ્યા... કાંડાઘડિયાળમાં આઠ ને બાર મિનિટ થઈ ચૂકી હતી. જડ છબીમાં મઢાયેલો ઈશ્વર પોતે જ જડ છે, એના પ્રત્યેની માનવીની શ્રદ્ધા નર્યો ભ્રમ છે અને એણે સર્જેલું આ સમગ્ર વિશ્વ પણ મિથ્યા છે...

વિશ્વનો સર્વનાશ કરવાનું ખુન્નસ ચડ્યું હોય તેમ ફૂંફાડા મારતો ચિંતન ખુરશીમાંથી ઊભો થયો. બંને હાથની મુઠ્ઠીઓ વાળી એ બબડ્યો : મારું ચાલે તો આ સમગ્ર વિશ્વને હું જડ કરી દઉં ! મારા હાથમાં એક હાઈડ્રોજન બૉમ્બ હોય તો આ સમસ્ત શહેરને ભસ્મીભૂત કરી દઉં ! અને કોઈ મને કહે કે મારા પ્રાણથી આ તુલસીમાં ચેતના પૂરી શકાય તો મારા પ્રાણ ત્યજી દઉં !

ગમે તેવો વિષમ આઘાત લાગે તોપણ આંસુનો આશરા લેવો નથી એવો વજ્રનિર્ધાર કરીને ઊભો થયેલો ચિંતન ધીમેધીમે સરકતો તુલસીના બેડની બીજી બાજુ પહોંચ્યો. આગ ભભૂકતી દૃષ્ટિથી શ્રીનાથજીની છબીને સળગાવી દેવા માગતો હોય તેમ થોડી વાર ડોક ઊંચી રાખીને ઊભો રહ્યો. પોતાના ક્રોધની જડ છબી પર કોઈ અસર થવાની નથી એવું ભાન થતાં ચિંતને ડાબો ખભો દીવાલ પર ટેકવી જમણા હાથનો મુક્કો ઉગામ્યો. તુલસીના ઇષ્ટદેવ પર પ્રહાર કરવા માટે હાથ ઉગામ્યા પછી તેને ભાન થયું કે છબીના કાચ ચોતરફ ઊડશે તો તુલસીની કાયાને જ જખમ પહોંચાડશે... ઉગામેલો હાથ પાછો વાળી લઈ એણે બીજો ઉપાય વિચાર્યો. છબીને ખેંચી કાઢી, બહાર લઈ જઈ એના ટુકડેટુકડા કરી નાખવા માટે એ શ્રીનાથજીની સન્મુખ જઈને ઊભો રહ્યો. છબીની ફ્રેમના બે છેડાને બંને હાથની મુઠ્ઠીમાં ભીંસીને ચિંતન જોર અજમાવવા જતો હતો ત્યાં એની પીઠ થથરી ઊઠી.

પીઠ પર તુલસીનો ઊંહકારો અફળાયો હતો !

ના, એ મારા મનનો ભ્રમ છે. વર્ષો સુધી હું છેતરાતો રહ્યો, હવે પાછળ ફરીને જોવું પણ નથી !

ફરી આંખો મીંચીને દીવાલ પરથી છબી ખેંચી નાખવા માટે એ જોર અજમાવવા ગયો ત્યાં -

ફરી જોરદાર ઊંહકારો પીઠની આરપાર નીકળીને છાતી પર અફળાયો ત્યારે ઝાટકા સાથે ચિંતને ડોક ફેરવીને જોયું તો તુલસીના હોઠ ધીમેધીમે ખૂલતા દેખાયા.

દૃષ્ટિ દગો તો નથી રમતી ને એની ખાતરી કરવા તેણે આંખોની પાંપણ પટપટાવીને જોયું તો તુલસીના શરીરમાં સળવળાટ થતો નિહાળ્યો !

ચિંતનના શ્વાસ થંભી ગયા. તુલસીના ખાટલા પાસે ઘૂંટણભેર બેસી જઈ ધારીધારીને એ તેને જોતો રહ્યો. વીજળીના પ્રવાહની જેમ જડ કાયામાં ચેતના પ્રસરતી હોય એવો ભાસ થયો ત્યારે ચિંતનથી રાડ નંખાઈ ગઈ : 'તુલસી !'

અને જાણે એનો જવાબ વાળતી હોય તેમ તુલસીના સૂકા હોઠ પર સ્મિત ફરકી ઊઠ્યું : એ જ સ્મિત... એવું જ મુલાયમ ! એવું જ મોહક સ્મિત ! વર્ષો પછી જોવા મળેલા એ સ્મિતે ચિંતનના ચિત્ત-આકાશમાં તપશ્ચર્યાની સાર્થકતાનું સપ્તરંગી મેઘધનુષ રચી દીધું. ચેતનામાં પ્રવેશી રહેલી તુલસીની એ ક્ષણેક્ષણને કીકીઓમાં જડી લેવા માગતો હોય તેમ હર્ષ-નીતરતી આંખે ટગરટગર જોતો એ બેસી રહ્યો.

ઘણી વારે ભાન થયું કે તુલસીના ભાનમાં આવવાની તત્પરતામાં રિબાતાં બીજાં બધાં પણ બેઠાં છે ત્યારે જુસ્સાભેર ઊભા થઈ તેણે દોટ મૂકી. એરકન્ડિશન્ડ રૂમનાં બારણાંને મિજાગરાં સહિત ઉખેડી નાખવા માગતો હોય એવા જોશભેર બહાર ધસી જઈને તેણે હાંફતી છાતીએ હાંક મારી : 'બા, એ ભાનમાં આવી રહી છે ! ડિસોઝા, તુલસી ભાનમાં આવી રહી છે !'

ઘનઘોર આકાશમાં અચાનક વીજળી ઝબૂકી હોય તેમ ડિસોઝા સાથે યશોદાબહેન પાગલની જેમ ચિંતનની પાછળ દોડી ગયાં. અંદર પહોંચતાં જ ત્રણે જણાંએ સ્તબ્ધ થઈ જવું પડે એવું દૃશ્ય જોવા મળ્યું.

ચાદરની બહાર આવી ગયેલા તુલસીના બંને હાથ જોડાયેલા હતા અને તે અધખુલ્લી આંખે શ્રીનાથજીની છબીને પ્રણામ કરી કાંઈક બોલવા જતી હોય તેમ એના હોઠ ફફડીને અટકી ગયા.

ગદ્‌ગદ બની ગયેલી ડિસોઝા તુલસીના માથા પાસે જઈને બેસી ગઈ, હર્ષનાં આંસુથી ઊભરાતી આંખે યશોદાબહેને તુલસીની હાંફતી છાતી પર હાથ મૂક્યો અને બાવરા બની ગયેલા ચિંતને ટેલીફોન પર ઝીરો ઘુમાવીને ડૉ. દસ્તૂરની કૅબિનમાં બેઠેલા ડીનસાહેબને ખુશખબર સંભળાવ્યા : 'સર, એ શુદ્ધિમાં આવી રહી છે !'

'હેં !'ના ઉદ્‌ગાર સાથે જ સામેથી ફોનનું રિસીવર મુકાઈ ગયું એટલે ચિંતન સમજી ગયો કે સુખદ આંચકો એમને અર્ધી મિનિટમાં ઉપર લઈ આવશે.

ફરી ડાયલ પર નાઈન ઘુમાવીને બ્રીચ કૅન્ડીની ઑપરેટર પાસે તાજમહાલ હોટેલના રૂમ નંબર ત્રણસો પંદર મેળવી આપવાની આજીજી કરી : 'પ્લીઝ, ઈટ ઈઝ વેરી વેરી અર્જન્ટ !'

ડીન શ્રીવાસ્તવ ડૉક્ટર દસ્તૂર સાથે હાંફતાહાંફતા તુલસીના રૂમમાં પ્રવેશ્યા એ જ વખતે ચિંતનને ફોનના સામે છેડેથી ડૉક્ટર પંડ્યાનો અવાજ સંભળાયો : 'કોણ, ચિંતન ? બ્રીચ કેન્ડીથી ફોન છે એમ કહ્યું એટલે હું સમજી ગયો. બોલ...'

'સર ! તુલસી ભાનમાં આવી રહી છે... પ્લીઝ તમે જલદી આવી પહોંચો !'

કહ્યા પછી સામા છેડેથી પાંચસાત પળ માટે સ્તબ્ધતા છવાઈ ગઈ. પંડ્યાસાહેબના અવાજને બદલે રિસીવરમાં તેજ શ્વાસ સંભળાતા રહ્યા :

'મિરેકલ ! ચિંતન ! ઈટ ઈઝ એ મિરેકલ !'

જાણે ફોનને બદલે મોઢામોઢ ત્રાડ પાડીને દૂરથી કહેતા હોય એટલા ઊંચા અવાજે કહીને અર્ધી મિનિટ માટે ફરી અવાક્ રહી તેમણે ઉમેર્યું : 'અહીં બેઠેલાં સ્વિસ ડૉક્ટર લૅમ્બર્ટ અને મિસિસ લૅમ્બર્ટ કહે છે કે આ ચમત્કાર નજરોનજર નિહાળવા માટે અમે પણ સાથે આવીએ છીએ... ચિંતન, અમે ત્રણે અબઘડી આવી પહોંચીએ છીએ. થૅન્ક ગૉડ ઍન્ડ થૅન્ક ડૉક્ટર ગોર્કી !'

કહી એમણે ફોન મૂકી દીધો ત્યારે ચિંતનને એવું ઝનૂન ચડ્યું કે બ્રીચ કેન્ડીના છાપરે ચડી જઈને જગત-આખામાં ઢંઢોરો પીટી દઉં કે મારી તુલસી ભાનમાં આવી રહી છે !



# 25

'બ્રીચ કેન્ડી... ક્વિક !' સ્વિસ ડૉક્ટર દંપતી સાથે ટૂરિસ્ટ ટેક્સીમાં ગોઠવાઈ જતાંની સાથે જ આગલી સીટમાં બેઠેલા ડૉક્ટર પંડ્યાએ ડ્રાઈવરને તાકીદ કરી :

'એક ઈમર્જન્સી કેસ એટેન્ડ કરવાનો છે.'

તાજ હોટેલથી નીકળેલી શ્વેત રંગની ઍમ્બેસેડર કારે મરીનડ્રાઈવના દરિયાકિનારાનો માર્ગ પકડ્યો ત્યાં સુધી અંદર બેઠેલાં ત્રણેય મનોમન તુલસીની ચમત્કારિક ઘટના વાગોળતાં રહ્યાં. લૅમ્બર્ટ દંપતીએ રાત્રે દોઢ વાગતાં સુધીમાં સહાર એરપૉર્ટ પહોંચવાનું હતું છતાં તુલસીના કેસે લીધેલા અણધાર્યા વળાંકે ડૉક્ટર પતિપત્નીને એટલાં બધાં ઉત્તેજિત કરી દીધાં હતાં કે ડિનર જતું કરીને ડૉક્ટર પંડ્યા સાથે બ્રીચ કૅન્ડી જવા બંને તૈયાર થઈ ગયાં હતાં : 'તમને વાંધો ન હોય તો અમે પણ ચાલીએ ?' ચિંતનનો ફોન ચાલુ હતો ત્યારે જ ડૉક્ટર લૅમ્બર્ટે પૂછી લીધેલું અને એમનો પ્રસ્તાવ સ્વીકારી લઈ પંડ્યાસાહેબે ચિંતનને કહી પણ દીધું કે એમને સાથે લઈને હું અબઘડી આવી પહોંચું છું...

ચિંતનના ખબર સાંભળ્યા પછી 'હું બે જ મિનિટમાં તૈયાર થઈ જઉં છું' કહેતાં મિસિસ માર્ગરિટ લૅમ્બર્ટ બાથરૂમમાં ચાલ્યાં ગયાં ત્યારે ડૉક્ટર પંડ્યા માટે બે મિનિટનો એ વિલંબ પણ અસહ્ય બની ગયો હોય તેમ રૂમમાં અધીરાઈભેર આંટાફેરા કરતા રહ્યા હતા અને ડૉક્ટર લૅમ્બર્ટ પોતે અશક્ય લાગતી ઘટના કઈ રીતે શક્ય બની ગઈ એના વિચારમાં હાથમાં પકડેલા વિસ્કીના ગ્લાસમાંથી ઘૂંટ લેવાનુંય વીસરી ગયા હતા.

'ડૉક્ટર, તમે યોજેલી ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસનું શું પરિણામ આવ્યું એમ કોઈ પૂછે તો અમારી પાસે એનો નક્કર જવાબ છે.' કહીને ડૉક્ટર લૅમ્બર્ટે પંડ્યાસાહેબને ચોંકાવી દીધેલા :

'પાંચ વર્ષની બેહોશી પછી શુદ્ધિમાં આવવાંનો આ દાખલો વિશ્વમાં નહિ તોપણ તમારા દેશમાં તો કદાચ પહેલો જ હશે... આનો બધો યશ તમને ઘટે છે, ડૉક્ટર પાંડિયા !'

જવાબમાં ડૉક્ટર પંડ્યાની જીભે આવી ગયું કે ખરો યશ તો રશિયન ડૉક્ટર ગોર્કીને ફાળે જાય છે... પછી છેલ્લી પળે કુશળ ડ્રાઈવર સલામત બ્રેક મારે તેમ એ શબ્દોને જીભથી હોઠ સુધી પહોંચતા રોકી પાડ્યા હતા. હવે તેમને ભાન થયું કે ડૉક્ટર ગોર્કીની સારવાર ગુપ્ત રાખવાના શપથ લીધા છે અને આ સ્વિસ ડૉક્ટર દંપતીને બ્રીચ કેન્ડી સાથે લઈ જઈને પોતે ગુપ્ત વાત જાહેર કરી દેવાનું જોખમ લઈ બેઠા છે !

'ડૉક્ટર, ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસ સાથે આ ચમત્કારિક ઘટનાને જોડી દેવી બરાબર ન કહેવાય.' જાણે નમ્રતા દર્શાવતા હોય તેમ પંડ્યાસાહેબે અસત્ય ઉચ્ચારવું પડ્યું હતું : 'એને માત્ર કો-ઈન્સિડન્સ જ ગણવો જોઈએ.'

'પરંતુ એ બને જ કઈ રીતે ?' હાથમાં પકડેલા ગ્લાસની વિસ્કી ગટગટાવી જતા ડૉક્ટર લૅમ્બર્ટે સોફાના હાથા પર મુઠ્ઠી પછાડતાં કહ્યું : 'કોઈક સારવાર વગર આમ બનવું શક્ય જ નથી. પછી સફાળા ઊભા થઈ ડૉક્ટર પંડ્યા સાથે નજર મિલાવી ઊલટતપાસ જેવું ન લાગે તેમ વિવેકથી ઉમેર્યું : 'પેશન્ટને બીજા બધા ડૉક્ટરોએ તપાસી લીધા પછી કૉંગ્રેસની અંતિમ સાંજે પેલા રશિયન સર્જન તેને તપાસવાના હતા એનું શું થયું, ડૉક્ટર પાંડિયા ?'

નાડી જોતાંની સાથે જ નિદાન હાથ લાગી જાય તેમ તુલસીની સારવાર થયાની ગંધ સ્વિસ ડૉક્ટરે પકડી પાડી હતી, છતાં વચનથી બંધાયેલા ડૉક્ટર પંડ્યા આ ચાતુરી બદલ એમની તારીફ કરી શકે તેમ નહોતા. એ જ વખતે 'સૉરી ટુ કીપ યૂ વેઈટિંગ ફૉર હાફ એ મિનિટ મોર' કહેતાં ડૉક્ટર પત્ની તૈયાર થઈને બાથરૂમની બહાર આવ્યાં એટલે સાચો-ખોટો જવાબ આપવાની ઉલઝનમાંથી પંડ્યાસાહેબ ઊગરી ગયા હતા.

પશ્ચિમની સભ્યતા અનુસાર કોઈની પાસે પરાણે જવાબ મેળવવાનું અજુગતું લાગ્યું એટલે ડૉક્ટર લૅમ્બર્ટ ઘણી વાર સુધી ખામોશ રહ્યા, પણ એમની કાર ચોપાટીથી પસાર થતી હતી ત્યારે સામે દેખાતી નિયૉનસાઈનની ઝબૂકઝબૂક થતી રંગબેરંગી રોશનીની જેમ એમની જિજ્ઞાસા ફરી ઝબકી ઊઠી :

'ડૉક્ટર પાંડિયા, પેશન્ટ પાસે પહોંચી જવાની અધીરાઈમાં મારો પ્રશ્ન તમારા મગજમાં રજિસ્ટર થયો લાગતો નથી.'

'ડૉક્ટર, આપણે ફ્રેન્ચમાં વાતચીત કરીએ તો ?'

'ડૉક્ટર પંડ્યાએ ફ્રેન્ચ ભાષામાં જ વાત કરવાનો કરેલો પ્રસ્તાવ સાંભળીને સ્વિસ ડૉક્ટર પામી ગયા કે વાત ગુપ્ત રાખવાની છે, ચોથા માણસના કાન સુધી પહોંચવા દેવાની નથી.

'ઓહ ! આવું કોઈ રહસ્ય છુપાયેલું હશે એની મને કલ્પના નહોતી.' ડૉક્ટરને અંગ્રેજી

કરતાંય ફ્રેન્ચની વધારે ફાવટ હતી : 'વાત છાની રાખવાની છે એ જાણતાં હોત તો અમે તમારી સાથે આવવાની ઇચ્છા દબાવી રાખત ને !'

'નહીં-નહીં, ડૉક્ટર, કોઈ જાતની ગેરસમજ ન કરતા... તમારા કહ્યા પહેલાં મેં પોતે જ તમને સાથે લઈ જવાનું વિચાર્યું હતું...' ફ્રેન્ચમાં સમજાવવાનું અઘરું પડતું હોવા છતાં ડૉક્ટર પંડ્યા ધીમેધીમે સમજાવવા લાગ્યા : 'વિદેશથી આવેલા બીજા બધા ન્યુરોલોજિસ્ટ આ દુર્લભ ઘટનાની ઘડીએ મુંબઈ છોડી ગયા અને એકમાત્ર તમે જ હાજર છો એમાં પણ કુદરતનો કોઈ સંકેત હોવો જોઈએ... પેશન્ટનું એ સદ્‌ભાગ્ય ગણાય કે એ ભાનમાં આવી રહી છે ત્યારે તમારા જેવા વિશ્વવિખ્યાત મેમરી એક્સપર્ટ એની સમક્ષ હાજર હશે... એની પ્રાથમિક વાતચીત પરથી જ આપ કહી શકશો કે આટલી લાંબી બેહોશીએ દર્દીની યાદદાસ્ત પર કેવી વિપરીત અસર કરી છે.'

'આઈ હોપ કે હું તમને કાંઈક ઉપયોગમાં આવું.' કહેતાં ડૉક્ટર લૅમ્બર્ટે કાંડાઘડિયાળના ચમકતા ડાયલ પર નજર નાખી લીધી : 'આઠને પાંત્રીસ થઈ છે. હોટેલ પાછા ફરવા માટે હજુ અમારી પાસે દોઢેક કલાકનો સમય છે.'

'તમે ક્યારના તમારી હાજરીનું જ મહત્ત્વ ગાયા કરો છો, ડૉક્ટર !' અત્યાર સુધી ધ્યાનથી બંનેની વાતચીત સાંભળી રહેલી પત્નીએ કટાક્ષમાં સંભળાવ્યું : 'હું સાવ એક્સ્ટ્રાની જેમ ત્યાં આવી રહી હોઉં એમ ન વર્તો, ડૉક્ટર ! આપ ભલે મહાન મેમરી એક્સપર્ટ હો, પણ તમારી એ મહાનતામાં તમારી આ માનસશાસ્ત્રી પત્નીનો ફાળો ઓછો નથી.'

માર્ગારિટના એ વ્યંગ પર બંને પુરુષ ડૉક્ટરો હસી પડ્યા એટલે પેલીને ચાનક ચડી : 'ડૉક્ટર પંડ્યા, તમારા આ મહાન ન્યુરોલોજિસ્ટ પેશન્ટને જોવા જતી વખતે મધરાતની ફ્લાઈટ પકડવાનું રટણ કર્યા કરે છે, પરંતુ દર્દીને મારી હાજરીથી લાભ થવાનો હોય તો ફ્લાઈટ જતી કરીને બેચાર દિવસ રોકાઈ જવા પણ તૈયાર છું.'

જાણે રોકાઈ જવાના તેના પ્રસ્તાવમાં સૂર પુરાવતી હોય તેમ બ્રીચ કેન્ડીના કમ્પાઉન્ડમાં દાખલ થતી ટેક્સી પગથિયાં પાસે રોકાઈ ગઈ.

પગથિયાં પાસે ચિંતન કે બીજું કોઈ ઊભેલું ન દેખાયું એના પરથી ડૉક્ટર પંડ્યાએ અનુમાન કરી લીધું : તુલસી સંપૂર્ણ શુદ્ધિમાં આવી ગઈ હશે એટલે તેની પાસેથી કોઈ ખસી શકતું નહીં હોય ! જોકે કારમાંથી ઊતરતાંની સાથે જ ચોકીદારે સલામ કરી અને લિફ્ટમૅન ઝડપથી ઉપર લઈ ગયો. એના પરથી બીજું અનુમાન એ કર્યું કે દસ્તૂરે એમના આગમનની નીચે જાણ કરી રાખી હોવી જોઈએ.

અઢાર નંબરના રૂમમાં ત્રણેને પ્રવેશ કરતાં જોઈને યશોદાબહેન અને નર્સ જગ્યા કરી આપવા માટે તુલસીના ખાટલાથી થોડાં દૂર ખસી ગયાં. હાથ મિલાવીને 'ગૂડ ઈવનિંગ'

કહેવાનો શિષ્ટાચાર જતો કરીને ત્રણે ડૉક્ટર ધ્યાનથી દર્દીને જોવા લાગ્યા. વર્ષોથી પીઠભર સૂતી રહેલી તુલસી પડખાભેર સૂતી હતી. તેના અધખુલ્લા હોઠમાંથી થોડીથોડી વારે ઊંહકારા નીકળતા હતા, વચ્ચેવચ્ચે જમણો હાથ ઊંચો કરી માથાની પાછળ લઈ જવાની ચેષ્ટા એ કરતી ત્યારે નજીક ઊભેલા ડીન શ્રીવાસ્તવ તેનો હાથ પકડી લેતા, જેથી ઑપરેશનના જખમને હાનિ પહોંચે નહીં.

'ભાનમાં આવીને એ કાંઈ બોલી ખરી ?'

ડૉક્ટર પંડ્યાના સવાલનો જવાબ બીજું કોઈ આપે એ પહેલાં ચિંતન બોલી ઊઠ્યો : 'નહીં, સર, હજુ એણે પૂરી આંખો પણ ખોલી નથી.' આ ચમત્કારથી આવેશમાં આવી ગયેલો ચિંતન સ્થિર ઊભો રહી શકતો ન હોય તેમ ઊંચોનીચો થતો થનગનતો હતો !

ખાટલા નજીકની ખુરશીમાં બેઠેલા ડૉક્ટર દસ્તૂરને આટલી વારે ખ્યાલ આવ્યો હોય તેમ સ્વિસ ડૉક્ટર માટે ખુરશી ખાલી કરી આપતાં રિક્વેસ્ટ કરી : 'ડૉક્ટર, આપ જરા તપાસી જુઓ ને !'

ડૉક્ટર પંડ્યાને પણ હવે ખ્યાલ આવ્યો કે પોતે સ્વિસ ડૉક્ટરને અણધાર્યા અહીં ઉપાડી લાવ્યા છે. એમની હાજરીમાં કોઈ ભૂલથી રશિયન ડૉક્ટરનું નામ ઉચ્ચારી ન જાય એટલે સાવચેતી ખાતર હિન્દીમાં બોલ્યા : 'તુલસીની સારવાર કોણે કરી એની મેં હજુ એમને જાણ થવા દીધી નથી. ચમત્કારિક સારવાર કરી ગયેલા ડૉક્ટરે આપણી પાસેથી વચન લીધું છે કે બોતેર કલાક સુધીમાં ભાનમાં આવે એટલે આપણે જાણ કરવી અને કદાચ આપણો સંપર્ક ન થાય તો હું ભારત છોડી જઉં પછી તમે એની જાહેરાત કરી શકો છો.'

'એ માટે અમે તમારી જ રાહ જોતા હતા.' દસ્તૂરસાહેબે એમની પારસી હિન્દીમાં કહ્યું એટલે ડીન શ્રીવાસ્તવે શુદ્ધ હિન્દીમાં ઉમેર્યું : 'એ મહાનુભાવનો દિલ્હીનો નંબર તમારી પાસે છે. તેઓ ભારત છોડી જાય એ પહેલાં આપણે એમને આ ખુશખબર આપી દેવા જોઈએ. કદાચ એમની પાસેથી આપણને વધુ માર્ગદર્શન પણ મળે.'

સાંભળીને ડૉક્ટર પંડ્યાએ કોટના ખિસ્સામાંથી પાકીટ કાઢ્યું. પાકીટમાંથી રશિયન ડૉક્ટરે આપેલી ચબરખી કાઢીને એ ટેલીફોન પર ઝૂક્યા ત્યાં ભાન થયું કે સ્વિસ ડૉક્ટરની હાજરીમાં ડૉક્ટર ગોર્કીનું નામ સુધ્ધાં ઉચ્ચારાય નહીં !

'ચાલો આપણે નીચે જઈને ફોન જોડીએ.' કહી દસ્તૂરસાહેબને લઈ ડૉક્ટર પંડ્યા રૂમની બહાર નીકળતા હતા ત્યારે સ્વિસ ડૉક્ટર તુલસીને તપાસવામાં તન્મય બની ગયા હતા. જતાંજતાં પંડ્યાસાહેબ ડિસોઝાને ઇશારતથી સમજાવતા ગયા કે પેશન્ટના માથા પર હાથ રાખીને બેસ, જેથી ત્યાં ઑપરેશન કર્યું છે એનો ડૉક્ટર લૅમ્બર્ટને ખ્યાલ આવી ન જાય !

ડૉક્ટર દસ્તૂરની કેબિનમાં જઈને જોડેલો દિલ્હીનો ફોન તરત જ લાગી ગયો. સામે

ઘંટડી વાગતી સાંભળીને ડૉક્ટર પંડ્યાએ દસ્તૂરસાહેબ સામે આંખો ચમકાવી. સામેથી ફોન ઊંચકાયો : 'ગૂડ ઈવનિંગ ! હોટેલ ચાણક્ય...'

એટલું સાંભળતાં જ પંડ્યાસાહેબે રશિયન ડૉક્ટર ગોર્કીનો સંપર્ક કરાવી આપવા વિનંતી કરી અને સામેથી એટલી જ ત્વરાથી જવાબ મળ્યો : 'સૉરી સર, અમારા એ માનવંતા મહેમાન સાત વાગ્યે ચેક-આઉટ કરી ગયા.'

'સાત વાગ્યે ?' સહેજ ચોંકીને ડૉક્ટર પંડ્યાએ કહ્યું : 'પણ, મૅડમ, એમની ફ્લાઈટ તો મિડનાઈટની...'

'આપની વાત સાચી છે, સર ! પણ એમને રશિયન ઍમ્બૅસેડરને ત્યાં ડિનર લઈને ફ્લાઈટ પકડવાની હોવાથી સાત વાગ્યે ચેક-આઉટ કરી ગયા.'

'તમે મને રશિયન ઍમ્બૅસેડરનો નંબર આપશો પ્લીઝ...'

'સૉરી, સર, એમના ઘરનો નંબર અનલિસ્ટેડ છે અને એમ્બસી તો અત્યારે બંધ થઈ ગઈ હશે.'

પંડ્યાસાહેબ મૂંઝવણમાં બેચાર પળ અબોલ રહ્યા એટલે દિલ્હી હોટેલની રિસેપ્શનિસ્ટે 'ગૂડ નાઈટ, સર !'ના ટહુકા સાથે ફોન મૂકી દીધો.

'ડૉક્ટર ગોર્કી તો રશિયન ઍમ્બૅસેડરને ઘેર ડિનર લેવા ગયા છે.' ફોનનું રિસીવર મૂકતાં ડૉક્ટર પંડ્યાએ મૂંઝવણ વ્યક્ત કરી : 'ડિનર લઈને ત્યાંથી સીધા જ તેઓ એરપૉર્ટ જવાના છે અને ઍમ્બૅસેડરના ઘરનો નંબર આપણી પાસે નથી... હવે ?'

'મારી પાસે દિલ્હીની ડિરેક્ટરી છે.' કહી ડૉક્ટર દસ્તૂર એમના ટેબલનું ખાનું ખોલવા જતા હતા ત્યાં પંડ્યાસાહેબે રોક્યા : 'ઍમ્બૅસેડરના ઘરનો નંબર અનલિસ્ટેડ છે. ડિરેક્ટરીમાં નહીં મળે.'

'યૂ આર રાઈટ.' ટેબલનું અર્ધું ખેંચેલું ખાનું ફરી બંધ કરતા ડૉક્ટર દસ્તૂર માથું ખંજવાળવા લાગ્યા. અર્ધી મિનિટ પછી માથા પરથી હાથ પાછો વાળી લઈ ફોન પોતાના તરફ ખેંચ્યો : 'મુંબઈના રશિયન કોન્સલ સાથે આપણે સારો સંબંધ છે. એ દિલ્હીનો નંબર આપવાનો ઇન્કાર નહીં કરે.'

મુંબઈ ખાતેના રશિયન કોન્સલનો નંબર લાગી ગયો. દસ્તૂરસાહેબ થોડી ઔપચારિક વાતો કરીને દિલ્હીનો નંબર માગ્યો. 'તમારે વળી ઍમ્બૅસેડરના નંબરની શી જરૂર પડી ? કોઈ મેસેજ પહોંચાડવાનો હોય તો એ કામ હું કરી આપું છું.' સાંભળીને દસ્તૂરસાહેબે ઉપજાવી કાઢ્યું કે રશિયન ન્યુરોલોજિસ્ટ અમારી કૉંગ્રેસમાં ભાગ લઈને દિલ્હી ગયા ત્યારે કૉંગ્રેસના સેક્રેટરી ડૉક્ટર પંડ્યા એરપૉર્ટ પર વળાવવા જઈ શક્યા નહોતા એટલે એક કર્ટસી કૉલ કરવો છે. ડૉક્ટર ગોર્કી આપના ઍમ્બૅસેડરને ઘેર ડિનર લઈને એરપૉર્ટ જવાના છે...'

'હું તમને નંબર આપું છું, પણ નંબર ક્યાંથી મળ્યો એની પંચાત કર્યા વગર તમારું કામ પતાવી દેજો.' એવી તાકીદ સાથે રશિયન કોન્સલે દિલ્હીનો નંબર લખાવી દીધો.

નંબર મળતાં જ ઉત્સાહમાં આવી જઈ પંડ્યાસાહેબે ડાયલ ઘુમાવ્યું. તરત જ સામેથી ઘંટડી વાગતી સંભળાઈ. રિસીવર ઊંચકાતાં વાર લાગી એટલી વાર ડૉક્ટર પંડ્યા અસ્વસ્થ રહ્યા. પછી મહિલાના અવાજમાં 'હેલો' સાંભળીને વિવેકભેર કહ્યું : 'સૉરી ટુ ડિસ્ટર્બ યૂ મૅડમ, મને ડૉક્ટર ગોર્કી સાથે વાત કરાવી આપશો ?'

જાણે ડૉક્ટર ગોર્કીનું નામ સાંભળતાં સામા છેડે આંચકો લાગ્યો હોય તેમ પેલીએ છોડેલો શ્વાસ ડૉક્ટર પંડ્યાના કાનમાં અફળાયો.

'તમે કોણ છો ?' અવાજમાં એકાએક પલટો આવી ગયો હોય તેમ સામા છેડેથી મહિલાએ પૂછ્યું : 'તમારે ડૉક્ટર ગોર્કીનું અત્યારે શું કામ છે ?'

રશિયન લોકો દરેક બાબતમાં જાપ્તો રાખતા હોવાની વાત તો જગજાહેર હતી, પણ કોઈ રશિયન અને તે પણ રશિયન ઍમ્બૅસેડરના ઘરમાં બેઠેલી કોઈ મહિલા આવી કટુતાથી પૂછે એ પંડ્યાસાહેબના માનવામાં ન આવ્યું.

'મૅડમ, હું મુંબઈથી ડૉક્ટર પંડ્યા વાત કરું છું.' સામેવાળીની સખતાઈના જવાબમાં ભારોભાર નરમાશથી એમણે કહ્યું : 'ડૉક્ટર ગોર્કી અહીં ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસમાં ભાગ લેવા આવ્યા હતા એટલે વિદાય પહેલાં એમનો આભાર માનવો હતો.'

'ઓહ !' બોલનારનું નામ અને કારણ જાણ્યા પછી મહિલા થોડી ઢીલી પડી હોય તેવું અવાજ પરથી લાગ્યું : 'એક મિનિટ.' કહીને એ અર્ધી મિનિટમાં પાછી ફોન પર આવી ત્યારે પંડ્યાસાહેબે માન્યું કે હમણાં ડૉક્ટર ગોર્કી સાથે વાત કરવા મળશે....

પરંતુ તેને બદલે 'સૉરી, ડૉક્ટર ગોર્કી તો એરપૉર્ટ જવા નીકળી ગયા.' એવું સાંભળવા મળ્યું.

'નીકળી ગયા ?' સામેની વ્યક્તિ કોઈકના કહેવાથી ખોટું બોલી રહી છે એ કળી ગયેલા ડૉક્ટર પંડ્યાએ હોઠ કરડીને કહ્યું : 'એમની ફ્લાઈટ તો મિડનાઈટની હતી... એની વે, આપને હરકત ન હોય તો એરપૉર્ટ પર એમને એટલો મેસેજ પહોંચાડશો કે મુંબઈથી ડૉક્ટર પંડ્યાએ આપને સુખદ સફરનો શુભ સંદેશો કહેવડાવ્યો છે !'

'ઈટ ઈઝ નૉટ પૉસિબલ.' અસહકારના સ્વરે સામેવાળીએ કહ્યું : 'એમનું પ્લેન એરપૉર્ટ પરથી રવાના પણ થઈ ચૂક્યું !'

જાણે કોઈ માથાના દુખાવાની લપ ટળી હોય એવો ડૉક્ટર ગોર્કી માટેનો અણગમો બોલનારના અવાજમાં વર્તાયો એટલે પંડ્યાસાહેબે ફોન મૂકી દઈને ડૉ. દસ્તૂર સામે જોયું : 'ધેર ઈઝ સમથિંગ રૉંગ, ડૉક્ટર !' સામે છેડેથી સાંભળેલા જવાબો કહી સંભળાવીને પંડ્યાસાહેબે

પોતાનું મંતવ્ય દર્શાવ્યું : 'પોતાના દેશના આટલા મહાન ન્યુરોલોજિસ્ટ માટેની પૂછપરછનો જવાબ માનભેર આપવાને બદલે જાણે કોઈ દુશ્મન વિશે પૃચ્છા થતી હોય એવી કટુતા કેમ ? કદાચ...'

'કદાચ શું, ડૉક્ટર પંડ્યા ?'

'કદાચ ઍમ્બૅસેડરને જાણ તો નહીં થઈ ગઈ હોય ને કે ડૉક્ટર ગોર્કી ગુપ્તપણે મુંબઈમાં એક પેશન્ટનું ઑપરેશન કરી ગયા છે ? કદાચ પોતાની સરકાર પાસેથી મંજૂરી લીધા વિના ડૉક્ટર ગોર્કીએ આવું સાહસ કર્યું એ બદલ એમના પર મૉસ્કોવાળા ખફા થયા હોય. રશિયાવાળાનું ભલું પૂછવું !'

ડૉક્ટર પંડ્યાના એ અનુમાનનો દસ્તૂરસાહેબ તરફથી કાંઈ જવાબ મળે એ પહેલાં ટેબલ પરનો ફોન રણક્યો : પંડ્યાસાહેબ ચિંતનનો અવાજ પારખી ગયા : 'સર, તુલસી આંખો ખોલી રહી છે.'

'અમે આવ્યા.' કહેતાં ડૉક્ટર પંડ્યા દસ્તૂરસાહેબને ઘસડતા ઉપર ધસી ગયા. જેમના થકી આ ચમત્કાર થઈ રહ્યો હતો એ ડૉક્ટર ગોર્કીની ચિંતાને તત્કાળ પૂરતી ભીતરમાં ભંડારી દેવી પડી.

બંને રૂમમાં દાખલ થયા ત્યારે સ્વિસ ડૉક્ટર તુલસી પર ઝૂકીને આતુરતાથી તેની ઊઘડતી આંખોને તાકી રહ્યા હતા. એમની પાછળ માર્ગારિટ પતિના ખભા પર હાથ ટેકવી તુલસીને નિહાળી રહી હતી. માથા પાસે ડીન શ્રીવાસ્તવ અને પછી નર્સ ડિસોઝા ઘૂંટાતા શ્વાસે જોતાં ઊભાં હતાં. બેડની બીજી બાજુ શ્રીનાથજીની છબી હેઠળ યશોદાબહેન સ્ટૂલ પર બેઠાંબેઠાં ઈશ્વરનું નામ રટતાં હતાં.... અને તુલસીના પગ પાસે ઊભેલો ચિંતન જાણે તુલસી આંખો ઉઘાડીને સૌપ્રથમ પોતાને જ જોવાની હોય તેમ મરકમરક હસતો હતો.

ડૉક્ટર ગોર્કીના ચમત્કારનો સાક્ષાત્કાર કરવાની તત્પરતા સાથે તુલસીને વીંટળાઈને વળેલાં એ છ જણાંમાં હવે બહેનો ઉમેરો થયો. ડૉક્ટર પંડ્યા તુલસીના માથા તરફ ડીનસાહેબની બાજુમાં ગોઠવાઈ ગયા અને દસ્તૂરસાહેબ ચિંતનની પડખે ઊભા રહી ગયા. અઢાર નંબરના એ સાંકડા રૂમમાં બધાંને ઊભા રહેવા માટેની પૂરતી મોકળાશ નહોતી છતાં કોઈએ ભીડ અનુભવી નહીં, પણ દરેકેદરેક હૈયું ઉત્તેજનાની ભીંસ અનુભવતું હોય એવું દૃશ્ય સર્જાઈ ગયું.

અને પાંચ સાલ અને સવાબે માસ પછી તુલસીની આંખો પરથી ધીમેધીમે સરતો પાંપણનો પરદો ઊંચકાયો. ગાઢ અંધકારમાંથી અણધાર્યા ઉજાસનો સામનો કરી શકતી ન હોય તેમ બેચાર વખત તેણે પાંપણ પટપટાવી. થોડી વાર પછી ભાન થયું હોય કે અંધકાર એ ભ્રમ હતો અને ઉજાસ એ જ સત્ય છે તેમ એની પાંપણો પૂર્ણપણે ખૂલી ગઈ. તુલસીની ઉઘાડી કીકીઓ પહેલાં તો શૂન્યમાં તાકી રહી, પછી સ્વિસ ડૉક્ટર પર એની દૃષ્ટિ પડી. ધૂંધળું દૃશ્ય ધીમેધીમે સ્પષ્ટ થાય તેમ સ્વિસ ડૉક્ટર અને તેમની પાછળ ઊભેલી માર્ગારિટની મુખાકૃતિ

તેની કીકીઓમાં જડાઈ ગઈ. પાંચદસ પળોની'એ ત્રાટક-દૃષ્ટિ પછી તુલસીના હોઠની હિલચાલ શરૂ થઈ. હલતા હોઠ જોઈ રહેલાં સૌએ માન્યું કે એ હસવા માગે છે પણ થોડી વારે સમજાયું કે એ કાંઈક બોલવા માગતી હતી.

તેને જોઈ રહેલાં યશોદાબહેન, ચિંતન, ડીનસાહેબ અને સિસ્ટર ડિસોઝા - દરેકના હોઠ બોલવા માટે સળવળતા હતા. 'તુલસી, તને કેમ છે ?' એવું પૂછવાની ઉત્કટ ઇચ્છા પ્રત્યેકને જાગી હતી, પણ એવી ચેષ્ટાની તુલસીના મગજ પર કોઈ વિપરીત અસર થવાના ભયે સૌ ખામોશ રહ્યાં. આપમેળે એ દૃષ્ટિ ફેરવીને દરેકને જુએ અને જોયા પછી પિછાણે ત્યાં સુધી ધીરજ રાખવાની હતી.

પરંતુ સ્વિસ ડૉક્ટરને તાકી રહેલી એની દૃષ્ટિ બીજે ક્યાંય જોવા માટે ફરકી નહીં ત્યારે ઘૂંટાતો શ્વાસ છોડીને ડૉક્ટર લૅમ્બર્ટે પહેલ કરવી પડી : 'હેલો મિસ...' તેની ગોસ્વામી અટક યાદ નહોતી અથવા તો એનો ઉચ્ચાર કરવાનું ફાવ્યું ન હોય તેમ જરા વાર અટકી જઈને બહુ જ કોમળ સ્વરે સ્વિસ ડૉક્ટરે અંગ્રેજીમાં ઉમેર્યું : 'હું સ્વિત્ઝરલૅન્ડનો લૅમ્બર્ટ છું... હવે તમને કેમ લાગે છે ?'

તેનો જવાબ સાંભળવા બધાં તલપાપડ થઈ ગયાં, પણ જે કંઈ સાંભળ્યું એનાથી ડઘાઈ ગઈ હોય તેમ તુલસીનો ચહેરો ઉગ્ર બનતો દેખાયો. એની ખુલ્લી આંખોની કીકીઓમાં ભય ઊપસવા લાગ્યો. ધીમેધીમે એના કપાળની નસો પણ તણાવા લાગી હોય એવું મહેસૂસ થતાં બધાંનાં કાળજાં ફફડવા લાગ્યાં. સ્વિસ ડૉક્ટરને તાકી રહેલી તુલસીની કીકીઓમાં ભય ફૂંફાડા મારવા લાગ્યો. એની આંખોની બંને ભ્રૂકુટી તીરકામઠાની જેમ તંગ બની ગઈ અને લાલઘૂમ ચહેરે તેણે ચીસ પાડી :

'ડૉક્ટર ! ડોન્ટ ગો...'

બેહોશી પછી તુલસીએ ઉચ્ચારેલા એ પહેલવહેલા ઉદ્દ્ગારોએ સૌને સ્તબ્ધ બનાવી દીધાં. સ્વિસ ડૉક્ટરને ન જવાનું કહેવાનો તેનો આશય તો કોઈને સમજાયો નહીં, પણ જે રીતે આવેશમાં એ બોલી ગઈ તેનો ધક્કો દરેકે અનુભવ્યો.

'આઈ ઍમ હીયર... આઈ ઍમ નૉટ ગોઈંગ.' તેને શાંત પાડવા સ્વિસ ડૉક્ટરે મૃદુ સ્પર્શથી તુલસીનો ડાબો હાથ પસવાર્યો ત્યારે ઝાટકો લાગ્યો હોય તેમ ડૉક્ટરનો હાથ દૂર હડસેલી દઈ તુલસી બિછાનામાં સફાળી બેઠી થઈ ગઈ :

'યોર પ્લેન... ડૉક્ટર !' વળગાડનો હુમલો થયો હોય તેમ ધ્રૂજતી કાયાએ બંને હાથની મુઠ્ઠીઓ વાળીને ડૉક્ટરની આંખોમાં આંખ પરોવીને તુલસીએ ચિત્કાર કર્યો : 'યોર પ્લેન... ક્રૅશ ! ઍક્સિડન્ટ... પ્લીઝ ડોન્ટ ગો ! ડૉક્ટર... પ્લીઝ...'

જાણે કોઈ ભયાનક દૃશ્ય જોઈને છળી પડી હોય તેમ તુલસીએ ઉઘાડી આંખો પર

બંને હાથની હથેળી દાબી દીધી. વધુપડતા પરિશ્રમથી હાંફતી તુલસીને સુવાડી દીધી. ડઘાઈ ગયેલાં યશોદાબહેને સ્વસ્થ થઈને હળવા હાથે તુલસીના મોં પરથી બંને હાથ હઠાવ્યા ત્યારે ધગધગતા ચહેરાની વરાળ બાઝી ગઈ હોય તેમ તુલસીની બંને હથેળી ભીંજાઈ ગઈ હતી.

શુદ્ધિમાં આવતાંની સાથે જ તુલસીએ વ્યક્ત કરેલા એ વસમા પ્રતિભાવમાં જકડાઈ ગયેલાં સર્વે અધ્ધર શ્વાસે અવાકપણે તેને જોતાં જ રહી ગયાં. ધીમેધીમે તુલસીનું રૂપ ભયમુક્ત થતું દેખાયું. રૌદ્ર સ્વરૂપ ઓસરી ગયા પછી એ પહેલાં જેવી સૌમ્ય બની ગઈ. બે મિનિટ પછી બંધ આંખે તેણે સુકોમળ સ્મિત ફરકાવ્યું ત્યારે સૌના શ્વાસ હેઠા બેઠા.

'ઈટ વૉઝ એ ટ્રોમા !' તુલસી પરથી નજર હઠાવી પંડ્યાસાહેબ તરફ ગરદન ફેરવીને સ્વિસ ડૉક્ટરે અભિપ્રાય ઉચ્ચાર્યો : 'બેહોશ થતી વેળાએ લાગેલો આઘાત આટલા વખત સુધી તેના મન પર ભરડો લઈને બેઠો હશે... આ તેનો પેલો હુમલો હતો.'

'નહીં, ડૉક્ટર, આને હું ટ્રોમા નહીં કહું.' પંડ્યાસાહેબ કાંઈ જવાબ આપે એ પહેલાં સ્વિસ ડૉક્ટરની પાછળ ઊભેલી પત્ની માર્ગારિટ બોલી ઊઠી : 'ધિસ ઈઝ સમથિંગ એલ્સ !'

એ જ વખતે તુલસીએ બંધ આંખે જમણો હાથ મોં તરફ ઊંચકીને તેની હથેળી ગળા પર ફેરવવા માંડી ત્યારે ચિંતન બોલી ઊઠ્યો : 'સર, ચીસ પાડીને એના ગળામાં શોષ પડ્યો લાગે છે.'

ચિંતનના એ અનુમાનને સમર્થન આપતી હોય તેમ તુલસીએ હોઠ ફફડાવ્યા : 'પા...ણી !'

ઝડપથી ડિસોઝાએ પાણીનો ગ્લાસ ભરીને તુલસીના હોઠ પાસે ધર્યો. પ્યાલાની કિનારીનો સ્પર્શ થતાં જ તુલસીએ હોઠ ખોલ્યા. ધીમેધીમે થતી જળની ધારા ઝીલતી તુલસીએ થોડી વારે તરસ છિપાઈ ગયાના સંકેતથી ફરી હોઠ ભીડી લીધા ત્યારે પહેલી વાર સૌએ સંતોષનો શ્વાસ લીધો. યશોદાબહેનથી બોલાઈ ગયું : 'ઈશ્વર ! તારા લાખલાખ ઉપકાર... પહેલી વાર મારી તુલસીએ પાણી માગીને પીધું !'

જેવી ડિસોઝા તેના ભીના હોઠ પર હળવા હાથે નેપ્કિન ફેરવવા લાગી કે તુલસીએ તેનું કાંડું પકડી લીધું. તેની એ ચેષ્ટાએ સૌને ફરી સજ્જડ બનાવી દીધાં. કાંડું પકડેલો ડિસોઝાનો હાથ માથા તરફ લઈ તુલસીએ પીડાનો ઊંહકારો કર્યો એટલે ડૉક્ટર પંડ્યાથી ઈંગ્લિશમાં બોલાઈ ગયું : 'એને ઑપરેશનના ભાગ પર દુખાવો થતો લાગે છે !'

અને 'ઑપરેશન' શબ્દ સાંભળતાં જ આંચકા સાથે સ્વિસ ડૉક્ટરની ગરદન ઊંચી થઈ. એમની એ પ્રશ્નસૂચક દૃષ્ટિનો અર્થ પામી ગયેલા ડૉક્ટર પંડ્યાએ રહસ્યસ્ફોટ કરવાની ઢબે સહેજે મલકીને કહેવું પડ્યું : 'ડૉક્ટર લૅમ્બર્ટ, હવે તમને કહેવામાં વાંધો નથી. રશિયન ડૉક્ટર ગોર્કીએ કરેલી સારવારનું આ પરિણામ છે !'

'મને હતું જ, પણ માનવામાં આવતું નહોતું !' કહેતાં સ્વિસ ડૉક્ટર ઊભા થઈ તુલસીના

માથા પરથી સ્કાર્ફ હટાવીને ઑપરેશનવાળો ભાગ તપાસવા મંડ્યા : 'ડૉક્ટર ગોર્કીએ આ બધું ક્યારે કર્યું ?' હજુ એમના અવાજમાંથી અચરજ ઓસરતું નહોતું : 'આવું ચમત્કારિક ઑપરેશન કરવા છતાં એમણે કોઈને જાણ પણ થવા ન દીધી !'

'ઑપરેશનમાં અમને કોઈને હાજર પણ રહેવા દીધા નહોતા, ડૉક્ટર !' પંડ્યાસાહેબે સ્વિસ ડૉક્ટરને વધુ આંચકો આપ્યો : 'એકમાત્ર આ નર્સની સહાયથી ડૉક્ટર ગોર્કીએ ઑપરેશન પતાવી દઈને કહ્યું કે બોતેર કલાક પછી પેશન્ટ ભાનમાં આવી જશે.'

'ધિસ ઈઝ એ રિઅલ મિરેકલ !' બોલતાંબોલતાં સ્વિસ ડૉક્ટરનાં આંગળાં તુલસીના માથા પર જરા જોરથી દબાઈ જતાં પેલીએ ધ્રુજારી સાથે હળવી ચીસ નાખી એટલે યશોદાબહેન વહાલથી તેને પંપાળવા લાગ્યાં : 'તુલસી-દીકરી ! ચિંતા નહીં કરતી. દુખાવો મટી જશે... બેટા !'

છતાં તુલસીના ઊંહકારા વધતા ગયા. પીડા સહેવાતી ન હોય તેમ બંધ આંખે એ પથારીમાં હાથપગ પછાડવા લાગી ત્યારે ડૉક્ટર પંડ્યા હાજર રહેલા બધા ડૉક્ટરોને સંબોધતા હોય તેમ બોલી ઊઠ્યા : 'મને લાગે છે કે હળવા ઘેનનું ઇન્જેક્શન આપ્યા વગર એની પીડા નહીં શમે.'

'હું પણ એ જ કહેવા જતો હતો.' સ્વિસ ડૉક્ટરે સમર્થન આપ્યું : 'એને એક ગાઢ નીંદરની જરૂર છે.'

ઘેનનું ઇન્જેક્શન અપાતું જોઈને યશોદાબહેને અચરજ અનુભવ્યું : આટલા વરસની બેહોશી પછી માંડ ભાનમાં આવી ત્યાં ઘેનનું ઇન્જેક્શન !

ઘેનની અસર હેઠળ તુલસી ધીમેધીમે ગાઢ નિદ્રામાં સરતી દેખાઈ એટલે પંડ્યાસાહેબે ધરપતનો શ્વાસ લીધો : 'હવે સવાર સુધીની નિરાંત !'

'નહીં, સવાર સુધીની નિરાંત નહીં !' અત્યાર સુધી દિગ્મૂઢ બનીને બેસી રહેલી સ્વિસ ડૉક્ટરની માનસશાસ્ત્રી પત્ની માગરિટ સૌને ચોંકાવતી બોલી ઊઠી : 'સવાર સુધીની ચિંતા - એમ કહો...'

પોતાના કથન પર સૌને ડઘાઈ જતા જોઈને માગરિટે ઉમેર્યું : 'ભાનમાં આવીને છોકરી જે કાંઈ બોલી ગઈ એનો તમે કોઈ કેમ વિચાર કરતા નથી ?'

'વિચાર કરવા જેવું એમાં શું હતું ?' સ્વિસ ડૉક્ટરે પત્નીને સામે સવાલ કર્યો : 'તમારું માનસશાસ્ત્ર શું કહે છે ?'

'માનસશાસ્ત્ર નહીં, ડૉક્ટર, સામાન્ય બુદ્ધિનું શાસ્ત્ર કહે છે કે એણે પ્લેન-ક્રૅશની ચેતવણી આપી હતી.' માગરિટના અવાજમાં ભયનો રણકો હતો : 'ડૉક્ટર, એ માત્ર તમારી સામે જોઈને જ બોલી ગઈ હતી. એ વખતના એના ચહેરાના ભાવ જો તમે બરાબર નિહાળ્યા હોત તો આટલા વખત સુધી બીજી બધી ચર્ચાને બદલે એના પર પહેલો વિચાર કર્યો હોત... એણે

તમને આજીજી કરી : ડૉક્ટર, ડૉન્ટ ગો... એણે તમને આગાહી કરી કે તમારું પ્લેન ક્રેશ થવાનું છે !'

જાણે કોઈએ બૉમ્બ ફેંક્યો હોય તેમ ઘડીભર તો બધાં સ્તબ્ધ થઈ ગયાં.

'ટૉક સેન્સ, માર્ગા !' ખુરશીની પીઠ પર ભરાવેલો પોતાનો કોટ પહેરતાં સ્વિસ ડૉક્ટરે પત્નીને સહેજ તીખા અવાજે સંભળાવ્યું : 'જે છોકરી હજુ પૂરી ભાનમાં આવી નથી, જેની પોતાની જિંદગી હજુ સંપૂર્ણપણે ભયમુક્ત થઈ નથી એને વળી પ્લેન-ક્રેશની આગાહી ક્યાંથી સૂઝવાની હતી ?'

બધાંની વચ્ચે પતિએ આવું સંભળાવી દીધું એ વસમું લાગ્યું હોય તેમ માનસશાસ્ત્રી પત્નીના હોઠ ભિડાયા. સામી દલીલ કરવી કે પછી પતિ સામેથી મોં ફેરવી લઈ રૂમની બહાર નીકળી જવું એવી દ્વિધા ઘડીભર અનુભવીને એણે મોં ખોલ્યું :

'ડૉક્ટર, મારી વાતને તમે નૉનસેન્સમાં ખપાવી, પણ મને એટલું કહો કે આટલા લાંબા ગાળે સેન્સ(શુદ્ધિ)માં આવેલી આ છોકરીને ક્યાંથી ખબર પડી કે તમે આજે જ પ્લેનની સફર કરવાના છો ?'

ડૉક્ટર લૅમ્બર્ટ પાસે એનો જવાબ નહોતો અને જવાબ શોધવા માટે અવકાશ પણ નહોતો : 'માર્ગા, એ બધી જ ચર્ચા આપણે હોટેલ જતાં રસ્તામાં કરીએ તો ?'

ત્યારે 'ઍઝ યૂ પ્લીઝ...' કહેતી માર્ગરિટ સૌપ્રથમ તુલસીના રૂમની બહાર નીકળી ગઈ. પત્નીનો ગુસ્સો આજુબાજુ ઊભેલાં સૌએ જોયો એટલે સ્વિસ ડૉક્ટર થોડા ઓઝપાઈ ગયા. તેમણે ગળું ખંખેરવું પડ્યું : 'તમારી સૌની હાજરીમાં આ રીતે બોલાચાલી કરવા બદલ દિલગીર છું.' એક પછી એક બધા સાથે હાથ મિલાવ્યા : 'આ ઘટનામાં તમે અમને બંનેને સામેલ કર્યાં એ બદલ ખૂબખૂબ આભાર !' છેલ્લે યશોદાબહેન સામે ભારતીય ઢબે નમસ્કાર કરતાં ઉમેર્યું : 'મારી સેવાની જરૂર પડે તો જિનિવા કૉલ કરજો. ડૉક્ટર પાંડિયા પાસે મારા નંબર છે.'

ત્યારે યશોદાબહેનના હોઠ સુધી શબ્દો આવી ગયા કે સાહેબ, તુલસીની અગમચેતી પર ભલે ભરોસો ન કરો, પણ આજની ફ્લાઈટ જતી કરવામાં શું ખાટું-મોળું થઈ જવાનું ?

પરંતુ કોઈ અજાણ્યાને આવું કહેવાની હિંમત એકઠી કરે એ પહેલાં તો સ્વિસ ડૉક્ટર તુલસીના માથા પર હાથ પસવારી 'ગેટ વેલ સૂન'ના આશીર્વાદ આપતા રૂમની બહાર નીકળી ગયા હતા.

*

'અર્ધા કલાકમાં અમે એરપૉર્ટ જવા માટે ઊતરીએ છીએ.' ટુરિસ્ટ ટૅક્સી તાજમહાલ હોટેલના પ્રવેશદ્વાર પાસે આવી પહોંચી એટલે પત્ની પાછળ નીચે ઊતરતાં સ્વિસ ડૉક્ટરે ડ્રાઈવરને સૂચના આપી : 'ત્યાં સુધીમાં તારું ડિનરનું પતાવી દેજે.'

પત્ની સાંભળે એવી રીતે સૂચના અપાઈ હોવા છતાં માર્ગારિટે તેની સામે કોઈ વાંધો ન ઉઠાવ્યો ત્યારે ડૉક્ટરે ધરપત અનુભવી કે હવે એના મનનું સમાધાન થઈ ગયું છે. બંધ વળી ગયેલી ચર્ચા ફરી ઉખેળવા ન માગતી હોય તેમ માર્ગારિટ આખા રસ્તે મોટરમાં આંખો મીંચીને અબોલ જ રહી હતી. પોતે એકાદ વખત કહ્યું કે 'બધાંની હાજરીમાં મારાથી આકરાં વેણ કહેવાઈ ગયાં હોય તો આઈ ઍમ વેરી સૉરી.' સાંભળીને પણ ન સાંભળ્યું હોય તેમ એ ચૂપ જ રહી હતી. બ્રીચ કૅન્ડીમાંથી નીકળતી વખતે ડૉક્ટર પંડ્યા સાથે આવવા તૈયાર થયા ત્યારે સ્વિસ ડૉક્ટરે એમને સમજાવી લીધા હતા : 'એરપૉર્ટ પર ધક્કો ખાવાની શી જરૂર છે ? કૉંગ્રેસની તૈયારી અને પેલી પેશન્ટની બેહોશી પાછળ કરેલી આટલી બધી દોડધામ પછી એક રાતના આરામનો તમારો હક્ક હું ઝૂંટવી લેવા નથી માગતો. આપણે અહીંથી જ છૂટા પડીએ.'

તેમના એ પ્રસ્તાવનો ડૉક્ટર પંડ્યાએ જુદો જ અર્થ કર્યો હતો : 'કદાચ હોટેલ ગયા પછી પતિ-પત્ની વચ્ચે ઉગ્ર ચર્ચા ચાલે તેમાં સ્વિસ ડૉક્ટર મારી હાજરી ટાળવા માગે છે... એટલે પંડ્યાસાહેબે એરપૉર્ટ વળાવવા જવાનો આગ્રહ જતો કરી દેવો પડ્યો હતો.

તાજની ૩૧૫ નંબરની રૂમમાં જઈને પત્નીને બોલતી કરવા માટે ડૉક્ટર લૅમ્બર્ટે લાડથી કહ્યું : 'ડાર્લિંગ, આપણી પાસે હજુ પૂરતો સમય છે. ડિનરનો ઑર્ડર કૅન્સલ કરાવ્યો હતો એ રિન્યૂ કરાવી દઉં ને ?'

'ઍઝ યૂ પ્લીઝ.' બ્રીચ કૅન્ડી રૂમમાં આપ્યો હતો એ જ જવાબ એવા જ સ્વરે માર્ગારિટે ફરી સંભળાવ્યો : 'તમને મરજીમાં આવે તેમ કરો !'

એટલે ડૉક્ટરે ડિનરના ઓર્ડર સાથે બિલ પણ મોકલી દેવાની સૂચના આપી દઈ પત્ની સમક્ષ બીજો પ્રસ્તાવ મૂક્યો :

'ડિનર આવે ત્યાં સુધીમાં એકાદ ડ્રિન્ક લઈશું ?'

ત્યારે શબ્દોને બદલે પત્નીએ આંખોથી જ જવાબ વાળ્યો : 'ઍઝ યૂ પ્લીઝ !'

ડ્રિન્ક લેતાંલેતાં પત્નીને ખુશમિજાજમાં લાવી દેવાની ગણતરીથી ડૉક્ટર લૅમ્બર્ટે ઝડપભેર વિસ્કીના બે ગ્લાસ તૈયાર કર્યા, પછી પ્રેમપૂર્વક પત્નીના હાથમાં ગ્લાસ પકડાવી, પોતાનો ગ્લાસ ઊંચકી, અરસપરસના ગ્લાસ ટકરાવી ચીઅર્સ કરતાં ડૉક્ટર ઉત્સાહપૂર્વક બોલી ગયા : 'ઈન્ડિયાની આપણી અંતિમ સાંજની ખુશાલીમાં !'

'ઈન્ડિયાની નહીં !' ગ્લાસમાંથી એક ઘૂંટ પીતાં માર્ગારિટે સંભળાવ્યું : 'જિંદગીની અંતિમ સાંજની ખુશાલીમાં - એમ કહો, ડૉક્ટર !'

'માર્ગા !' બીજો ઘૂંટ લેવા માટે ડૉક્ટરે હોઠ સુધી લીધેલો પ્યાલો આંચકાથી પાછો હઠી ગયો : 'હજુ તારા મગજમાંથી એ છોકરીનો બબડાટ નીકળ્યો નથી, ડાર્લિંગ ?'

'બબડાટ નહીં, માય ડિયર હસબન્ડ !'

માર્ગરિટે વ્યંગમાં સંભળાવ્યું : 'એ છોકરીના અવાજમાં સચ્ચાઈનો રણકો હતો.'

'શેની સચ્ચાઈ ?'

'આપણું પ્લેન તૂટી પડવાનું છે એ આગાહીની સચ્ચાઈ !'

'આગાહી સાચી ન પડે ત્યાં સુધી એની સચ્ચાઈ વિશે કેમ કહી શકાય ?'

'અને સાચી પડ્યા પછી એની સચ્ચાઈ કબૂલ કરવા માટે આપણે જીવતાં નહીં હોઈએ !'

અર્ધા કલાકથી ચૂપ રહેલી પત્ની હવે એકએક શબ્દ પર વજન મૂકીને બોલતી હતી. એનો અર્થ એ કે મૂંગાંમૂંગાં એ એકના એક જ વિચાર-વાગોળતી રહી હતી, પેલી છોકરીએ આવેશમાં ઉચ્ચારેલી આગાહીને મનમાં ઘૂંટીઘૂંટીને નરી હકીકત બનાવી દીધી હતી. સંતાનવિહોણા આટલા દીર્ઘ સુખી લગ્નજીવનમાં કોઈ બાબત પર બંને વચ્ચે ક્યારેય આવો ઉગ્ર મતભેદ જાગ્યો નહોતો.

'માર્ગા, સાંભળેલી વાતને સાચી માની લેવાનો તારો હઠાગ્રહ જોતાં મારે કહેવું પડે છે કે યૂ આર એ...'

'ફૂલ !' પતિના વાક્યની પોતે જ પૂર્ણાહુતિ કરતાં માર્ગરિટ બોલી ગઈ : 'હું મૂર્ખ છું એનું તમને આટલાં વર્ષે જ્ઞાન તો થયું !'

'નહીં, માર્ગા, મારો ઇરાદો એવું કહેવાનો નહોતો.' મિજાજ પર કાબૂ રાખીને ડૉક્ટરે સમજાવ્યું : 'તું માનસશસ્ત્રની ડૉક્ટર છે, બુદ્ધિશાળી છે, છતાં બુદ્ધિમાં ઊતરે એવી તર્કબદ્ધ દલીલ કરવાને બદલે જીદ શું કામ કરે છે ?'

'તમે મગજના ડૉક્ટર છો એટલે દરેક વાતને તર્કથી પુરવાર કરવાની જીદ કરો છો.' નમતું નહીં જોખવાના જુસ્સા સાથે પત્નીએ સંભળાવ્યું : 'પરંતુ એ તો કબૂલ કરશો ને કે જેને આપણે બુદ્ધિથી સમજી-સમજાવી ન શકીએ એવી અનેક ઘટનાઓ જગતમાં બનતી રહે છે... માણસને ટેલીપથી થાય, આવતી કાલે બનનારી ઘટનાની અગમચેતી થાય એ બધું તો તમારા માનસશાસ્ત્રમાં પણ સ્વીકારાઈ ચૂક્યું છે, છતાં આ બધું કેમ બને છે એ તમે તર્કથી સમજાવી શકો છો ખરા ?'

'હં !' માર્ગરિટની દલીલે થોડી વાર માટે ડૉક્ટર લૅમ્બર્ટને ચૂપ કરી દીધા. વળતી દલીલ શોધવા માટે એમણે ગ્લાસમાંથી એકબે ઘૂંટ લીધા, પછી પત્ની સામે જોયું, જે એના જવાબ માટે પોતાને આતુરતાથી તાકી રહી હતી.

'માર્ગા, ધારી લે કે એ છોકરી ભાનમાં આવી ત્યારે તેની સામે મારે બદલે બીજા કોઈ ડૉક્ટર બેઠા હોત... માની લે કે ડૉક્ટર પાંડિયા બેઠા હોત તો એમને પણ પેલીએ આમ જ કહ્યું હોત ને ?'

'ના, બીજા કોઈ ડૉક્ટરને એ છોકરીએ આવું કાંઈ જ ન કહ્યું હોત, કારણ કે આપણા સિવાય ત્યાં ઊભેલાંમાંથી કોઈ પ્લેનમાં સફર કરવાનું નહોતું.'

'તું આવું શાના આધારે કહી શકે, માર્ગા ?'

'અગાઉ એક વાર લગભગ આવી જ ઘટના બની ચૂકી છે એના આધારે.'

'કઈ ઘટના, માર્ગા ?' ડૉક્ટરે ચોંકીને પૂછ્યું, ત્યાં જ દરવાજા પર ટકોરા મારી હોટેલનો વેઈટર ડિનરની ટ્રે સાથે રૂમમાં પ્રવેશ્યો, એટલે વાતચીત થંભી ગઈ. સ્વિસ ડૉક્ટરે ઘડિયાળમાં જોયું. સાડાદસ વાગવા આવ્યા હતા. ડિનર લઈને અર્ધા કલાક પછી નીકળે તોપણ બાર વાગતાં સુધીમાં ફ્લાઈટ પકડવા એરપૉર્ટ પહોંચી શકાય તેમ હતું. કદાચ એ મોડા પહોંચે તોપણ સ્વિસ એરલાઈનવાળા એમને વી. આઈ. પી. પૅસેન્જર ગણીને છેલ્લી ઘડી સુધી રાહ જુએ તેમ હતા.

'હં, માર્ગા, તું હમણાં બોલી ગઈ કે લગભગ આવી જ કોઈ ઘટના અગાઉ બની ચૂકી છે.' વેઈટરના ગયા પછી ડૉક્ટર લૅમ્બર્ટે વાતનો દોર સાંધતાં પૂછ્યું : 'એ કઈ ઘટના ?'

'વાહ, ડૉક્ટર ! તમે મેમરી એક્સપર્ટ તરીકે જગતમાં પંકાયા છો છતાં ભૂલી ગયા ?' પત્નીએ કટાક્ષમાં સંભળાવ્યું : 'પિટર હરકોસનો કિસ્સો યાદ નથી કે ?'

'પિટર... હરકોસ.... !' ડૉક્ટરની આંખોમાં ચમકારો થયો છતાં યાદ કરવાનો દેખાવ ચાલુ રાખ્યો એટલે પત્ની અધીરાઈભેર બોલી ઊઠી :

'ડૉક્ટર, પિટર હરકોસ એટલે અમારા દેશનો ડચ રંગારો... તમને યાદ હોય તોપણ હું નવેસરથી યાદ કરાવવા માગું છું. રંગારો પિટર કોઈ મકાનનું રંગકામ કરવા માટે પાલખ પર ચડ્યો હતો. બ્રશથી રંગના લપેટા કરતાંકરતાં ઊંચી પાલખ પરથી પગ લપસી ગયો અને નીચે પટકાઈ પડ્યો.'

'અને નીચે પડતાંની સાથે જ એનું માથું ફાટી ગયું, એ બેહોશ થઈ ગયો.' વાત પતાવવાની ઉતાવળ દર્શાવતા ડૉક્ટર પતિ વચ્ચે બોલ્યા એટલે માર્ગરિટે સંભળાવ્યું :

'મને ખબર છે, ફ્લાઈટ પકડવાની તમને ઉતાવળ છે... છતાં પણ વચ્ચે બોલ્યા વગર શાંતિથી સાંભળો.'

'બોલો.'

'નીચે પટકાઈ પડેલા પિટરને માથામાં ઈજા થતાં એ બેહોશ બની ગયો એટલે તેને તાબડતોબ હૉસ્પિટલ લઈ ગયા. માથાની ગંભીર ઈજા જોતાં હૉસ્પિટલના ડૉક્ટરોએ તેના બચવાની આશા છોડી દીધી હતી... પણ થોડા દિવસની બેહોશી પછી પિટર હરકોસ ભાનમાં આવી રહ્યો છે એવી જાણ થતાં જ ડૉક્ટર તેના કૉટ પાસે ધસી ગયા.'

વચ્ચે શ્વાસ ખાઈને અવાજમાં ઉત્તેજના લાવવા થોડું અટકીને માર્ગરિટે આગળ

ચલાવ્યું : 'શુદ્ધિમાં આવી રહેલો પિટર આંખો ખોલી ડૉક્ટરને જોવા લાગ્યો, જે રીતે થોડી વાર પહેલાં પેલી છોકરી તમને જોઈ રહી હતી તેમ !'

'પછી ?'

'ડૉક્ટરે પૂછ્યું કે હવે કેમ લાગે છે ? એટલે પેલાએ કહ્યું, ડૉક્ટર, મારી ચિંતા છોડો... પહેલાં તમારું સંભાળો... તમને બહુ ભયાનક ઍક્સિડન્ટ થવાનો છે !'

'પિટરે ડૉક્ટરને પ્લેન-ક્રેશનું નહીં કહ્યું ?'

પતિનો એ ટોણો સાંભળીને માર્ગારિટ છંછેડાઈ ગઈ : 'ડૉક્ટર, તમારી જેમ જ પિટરની સામે બેઠેલા ડૉક્ટરે પણ મજાક કરી હતી. પેલાએ કહ્યું હતું : તું જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાય છે ત્યાં મને થનાર ઍક્સિડન્ટનો બબડાટ કર્યા કરે છે ? આવા અમંગળ વિચારો કર્યા કરીશ તો તારું મગજ ખસી જશે.'

'પછી ?'

'પછી શું...' માર્ગારિટે નિઃશ્વાસ નાખતાં કહ્યું.

'પિટર હરકોસની ચેતવણી સાચી પડી. વિમાન-અકસ્માતમાં ડૉક્ટરનું મૃત્યુ થયું.'

'ડૉક્ટરનું એકલાનું જ મૃત્યુ થયું ?'

'એ મને બરાબર યાદ નથી ! કદાચ એની જેમ બીજાં કેટલાંક પૅસેન્જરો મૃત્યુ પામ્યાં હશે... પણ અત્યારે મરનારની સંખ્યાનું મહત્ત્વ નથી; પિટર હરકોસે ડૉક્ટરને ચેતવ્યા છતાં તેઓ માન્યા નહીં અને મૃત્યુ પામ્યા એ હકીકત મારા-તમારા માટે અતિમહત્ત્વની છે.'

સાંભળી લીધા પછી કંઈ બોલવાને બદલે ડૉક્ટર લૅમ્બર્ટે ભોજન લેવાનું ચાલુ કરી દીધું ત્યારે માર્ગારિટે ઉમેરવું પડ્યું : 'એ પિટર હરકોસ હજુય જીવે છે. એની આ ચમત્કારિક શક્તિનો અમેરિકાના પોલીસખાતાએ ગુનેગારોને પકડી પાડવામાં ઉપયોગ કર્યો હોવાના પુરાવા પણ મોજૂદ છે. એની જીવનકથાનું "ડૉર ઑફ ધી ફ્યુચર" કે એવા કોઈક ટાઈટલનું પુસ્તક મળતું હોય તો હોટેલવાળાને કહીને હું હમણાં મંગાવી આપું.'

કહેતી માર્ગારિટ ફોન તરફ જવા માટે ઊભી થઈ એટલે ડૉક્ટર લૅમ્બર્ટે હાથ આડો ધરી તેને આગળ વધતી રોકી પાડી : 'પહેલાં તું નિરાંતે જમી લે. એરપૉર્ટ પર પહોંચીને આપણે એ પુસ્તકની તપાસ કરીશું.' કહેતાં હળવેકથી ઉમેર્યું : 'પુસ્તક મળી જશે તો જિનિવા સુધીની સફરમાં વાંચી કાઢીશ.'

'ડૉક્ટર !' ધારદાર નજરે જોતી માર્ગારિટે ધ્રૂજતા અવાજે ત્રાડ પાડી : 'જીવન-મૃત્યુની ચર્ચામાં તમને મજાક સૂઝે છે ?'

ત્યારે ડૉક્ટરે પત્નીનો હાથ પકડી લેવો પડ્યો. રોષ અને હતાશામાં થરથર કાંપતી

માર્ગરિટની પીઠ પસવારી તેને ફરી ખુરશી પર બેસાડતાં કહ્યું : 'મને એક વિકલ્પ સૂઝે છે. આપણે બંને એક જ પ્લેનમાં જવાને બદલે જુદીજુદી ફ્લાઈટ પકડીએ... હું અત્યારે જઉં, તું કાલે નીકળજે.'

'એટલે ?' આશ્ચર્ય અને આઘાતથી પહોળી થતી આંખે માર્ગરિટ બોલી ઊઠી : 'તમે એમ માનો છો કે મારો જીવ બચાવવા માટે ક્યારની હું ફીફાં ખાડું છું ? પેલી છોકરીએ તમને ઉદ્દેશીને કહ્યું હતું કે ડૉક્ટર ! ડોન્ટ ગો... એટલે તો હું તમને ન જવા માટે લમણાઝીંક કરી રહી છું અને તમે...'

બોલતાંબોલતાં એ રડવા જેવી થઈ ગઈ ત્યારે ડૉક્ટરે થોડા નરમ પડવું પડ્યું : 'માર્ગા, તું જાણે છે કે મારે સમયસર પહોંચવું પડે એમ છે. ત્યાં પેશન્ટ્સ મારી રાહ જોતાં હશે... એટલે મેં કહ્યું કે મને જવા દે અને તું રોકાઈ જા.'

'જઈશું તો આપણે સાથે જ જઈશું અને રોકાઈશું તોપણ આપણે બંને રોકાઈ જઈશું.' કહીને માર્ગરિટે નવેસર સમજાવટ ચાલુ કરી દીધી :

'ડૉક્ટર, પેલીએ તમને ચેતવણી આપી ત્યારે એની આંખોમાંથી ભયના તિખારા ખરતા હતા, એના કપાળની નસો ખેંચાતી હતી, ચહેરાની પ્રત્યેક રેખા તંગ બની ગઈ હતી... કોઈ પુત્રી એના પિતાને કાલાવાલા કરીને રોકે તેમ એ કરગરતી હતી ! ઘડીભર તો મને એવું લાગ્યું કે ત્રણ વર્ષની થઈને આપણને છોડી ગયેલી જીન જાણે તમને આજીજી કરી રહી છે : 'પપ્પા, પ્લીઝ તમે નહીં જાઓ !'

જીની ! મૃત પુત્રીનું નામ પડતાં જ ડૉક્ટરની કીકીઓ પર ભીનાશ ફરી વળી. ઢીંગલી જેવી પુત્રીએ પિતૃહૃદયને પિગળાવી દીધું. જીનના જન્મ વખતે મા-બાળકને માંડમાંડ ઉગારી લેનાર ડૉક્ટરે કહ્યું હતું : ધિસ ઈઝ યૉર ફર્સ્ટ એન્ડ લાસ્ટ ચાઈલ્ડ... બીજા બાળકની આશા છોડી દેજો. આ એકથી સંતોષ માનજો ! પરંતુ ત્રણ વર્ષની થઈ ત્યાં જ જીન બ્લડ કૅન્સરમાં ભરખાઈ ગઈ હતી...

ખાવાની રુચિ મરી પરવારી હોય તેમ ડૉક્ટર લૅમ્બર્ટે હાથમાં પકડેલાં છરી-કાંટા અધૂરા ભોજને જ પડતાં મૂકી દઈ ભીની થતી આંખો લૂછવા નૅપ્કિન ઊંચક્યો ત્યાં જ સફાળી ઊભી થતી માર્ગરિટ તેમની પાસે પહોંચી ગઈ. પતિના માથાના ભૂખરા વાળ પર પ્રેમથી હાથ ફેરવતી ગદ્ગદ કંઠે એ બોલી ગઈ :

'જીનીને યાદ કરીને મેં તમને અપસેટ કરી દીધા.'

માથે ફરતો પત્નીનો હાથ પોતાના બંને હાથમાં લઈ ડૉક્ટરે લાગણીભીના હોઠે ચૂમી લીધો : 'આટલી લાંબી ચર્ચાને બદલે તેં પહેલાં જ કહી દીધું હોત કે એ છોકરીમાં તને જીનીનું સ્વરૂપ દેખાયું હતું તો...'

બોલતાંબોલતાં એમનો કંઠ રૂંધાઈ ગયો. ઊભા થઈને તેઓ ફોન પાસે ગયા. નાઈન ઘુમાવતાં હોટેલની રિસેપ્શનિસ્ટે ફોન ઊંચક્યો.

'યસ, સર ! વૉટ કેન આઈ ડુ ફૉર યૂ ?'

તેને જવાબ આપતાં પહેલાં ડૉક્ટર લેમ્બર્ટે મલકીને પત્ની સામે જોઈ લીધું : 'લિસન, અમે થોડી વારમાં હોટેલ છોડી જવાનાં હતાં, પણ તમારી મહેમાનગતિ પર વારી જઈને એક દિવસ વધારે રોકાઈ જવાની ઇચ્છા થઈ છે. તમને કાંઈ વાંધો નથી ને ?'

'ઈટ ઈઝ અવર પ્લેઝર, સર ! નો પ્રૉબ્લેમ, સર !'

સાંભળીને ડૉક્ટરે ફરી સામે બેઠેલી પત્ની તરફ મલકી જઈને રિસીવરમાં કહ્યું : 'થેન્ક્સ ! થેન્ક્સ એ લૉટ !'

કહીને હજુ તો રિસીવર નીચે મૂકે એ પહેલાં જ ફોન કરવા માટે બિછાનામાં બેઠેલા પતિ તરફ ધસી જઈ માર્ગરિટે તેને બાથ ભરી લીધી.



26

તાજમહાલ હોટેલના ત્રણસો પંદર નંબરના રૂમના ડબલ બેડમાં ઘસઘસાટ ઊંઘતી પત્નીને નિહાળતાં સ્વિસ ડૉક્ટર લૅમ્બર્ટના મગજમાં ચિંતાની કીડી ચટકા ભરતી હોય તેમ વારંવાર આંટા મારીને સોફામાં ફસડાઈ પડતા હતા. જે કાંઈ બનવાનું હતું એની આગાહીના ઉચાટમાં ડૉક્ટરની નીંદર નંદવાઈ ગઈ હતી. પાંચ વર્ષ સુધી બેહોશ રહેલી પેશન્ટ માત્ર પચીસ મિનિટની સારવારથી શુદ્ધિમાં આવી જાય એ ચમત્કાર જગતના કોઈ પણ ન્યુરોલોજિસ્ટ માટે માનવીને જિવાડી શકવાની શ્રદ્ધા જગાડનારી ઘટના હતી, પરંતુ પાંચ વરસે ભાનમાં આવનાર પેશન્ટ એક અજાણ્યા ડૉક્ટરને પ્લેન-ક્રૅશની આગાહી કરીને મૃત્યુમાંથી ઉગારી લેવા મથે એ તો માનવીની અંધશ્રદ્ધા વધારનારી ઘટના કહેવાય.

'સાચું કહેજો, ડૉક્ટર !' રોકાઈ જવાનું નક્કી થઈ ગયા પછી પત્નીએ વહાલથી એમને પૂછ્યું હતું : 'એ છોકરીની આગાહી સાંભળીને તમને ભય તો લાગ્યો હતો ને ?'

'ભય તો અત્યારે પણ લાગે છે.'

સાંભળીને માર્ગરિટ ચોંકી હતી : 'હવે શેનો ભય ?'

'આગાહી સાચી પડવાનો ભય !' કહીને ડૉક્ટર રૂમની છતને તાકવા લાગ્યા હતા : કદાચ પ્લેન-ક્રૅશ થાય તો માત્ર આપણે બે ઊગરી ગયાનું આશ્વાસન રહેશે... પણ કોને ખબર, બાકીનાં બસોઅઢીસો કે ત્રણસો પૅસેન્જર્સનું શું થશે ?'

ત્યાર પછી અર્ધી મિનિટ બેમાંથી કોઈ કાંઈ બોલી શક્યું નહોતું. માર્ગરિટનો અંતરાત્મા ડંખવા લાગ્યો : 'અત્યાર સુધી પોતે માત્ર બેનો જ વિચાર કરતી રહી. ક્રૅશની આગાહી સાચી

પડવાની જ છે એવી ભીતિ બેસી ગઈ હોવા છતાં સ્વિસ એરલાઈન્સની આજની ફ્લાઈટમાં સફર કરનારા બીજાં બધાંનો વિચાર પોતાને કેમ ન આવ્યો ?

'હવે ?' તરડાયેલા અવાજે એણે પતિને પૂછ્યું હતું : 'બીજાં બધાં માટે આપણે કાંઈ ન કરી શકીએ, ડૉક્ટર ?'

'માત્ર પેલીની આગાહી ખોટી પડે એવી પ્રાર્થના સિવાય બીજું શું કરી શકીએ, માર્ગા ?'

'કેમ ?' બિછાનામાં આડી પડેલી માર્ગરિટે સફાળાં બેઠાં થઈને કહ્યું હતું : 'ટેલીફોન કરીને આપણે એરલાઈન્સવાળાને સમજાવી ન શકીએ કે આજની ફ્લાઈટ કૅન્સલ કરો ?'

'માર્ગા, જે મને સમજાવતાં તારે આટલી લમણાંઝીંક કરવી પડી તે એરલાઈન્સવાળાને હું ટેલીફોનથી કેમ સમજાવી શકવાનો હતો ? આવી ચમત્કારિક આગાહીની વાત કોણ માનવાનું હતું ? વિખ્યાત ડૉક્ટર છું એટલા પૂરતી એ લોકો મારી વાત સાંભળી લે ખરા, પણ સાંભળીને હસી કાઢે !'

'તો પછી ?' ઓશીકા પર માથું પછાડી માર્ગરિટ ફરી મૂંગી થઈ ગઈ હતી.

'માર્ગા, તેં કહ્યું ને કે સાચું કહેજો એટલે કહું છું.'

'શું ?'

'આગાહી સાંભળીને બધાંની હાજરીમાં તેં એના પર વિચાર કરવાની વાત ઉચ્ચારી ત્યારે હું છેડાઈ પડ્યો હતો.'

'હા, તેનું મને થોડું માઠું પણ લાગ્યું હતું.'

'પરંતુ મને શું લાગ્યું હતું એ તને હવે કહેવા માગું છું.' કહી ડૉક્ટરે એકરાર કરવાની ઢબે ઉમેર્યું હતું : 'હું એક પીઢ ન્યુરોલોજિસ્ટ આવી બાલિશ આગાહી માની લઉં તેમાં મારો અહંકાર ઘવાતો હતો. ત્યાં ઊભેલા ડૉક્ટરો મારા માટે કેવા વિચાર કરશે એવા વિચારથી હું તારા પર છેડાઈ પડ્યો હતો... એટલે જ અત્યારે સ્વિસ એરલાઈન્સવાળાને સાચું કહેવાની મારી હિંમત ચાલતી નથી. કદાચ હિંમત કરું તો પણ આપણા કહેવાથી ફ્લાઈટ કૅન્સલ થવાની નથી.'

'મને એક વિચાર આવે છે.' ફરી બેઠી થઈ જતી માર્ગરિટ બોલી ઊઠી હતી : 'આપણે નનામો ફોન કરીને એરલાઈન્સવાળાને ચેતવણી આપીએ કે તમારા પ્લેનમાં ટાઈમ-બૉમ્બ મુકાયો છે !'

'નૉનસેન્સ !' માથું ધુણાવતાં બોલી ગયેલા ડૉક્ટરે પત્નીને માઠું ન લાગે એટલે તરત વાળી લીધું હતું : 'માર્ગા, જરાક તો વિચાર કર કે મારા જેવા ડૉક્ટર બૉમ્બની ચેતવણી આપે એ કેવો ભયાનક ગુનો ગણાય !'

'પણ આપણે શુભ આશયથી...'

'એમાં આશય ન જોવાય, પરિણામનો જ વિચાર કરાય.'

'તો હવે કરવું શું, ડૉક્ટર ?' માર્ગારિટના મગજની તાણ વધવા લાગી : 'આગાહી સાચી પડી તો આટલાં બધાં પૅસેન્જરોને ઉગારી લેવાની તક જતી કરવા બદલ આપણે જિંદગીભર પસ્તાવું પડશે.'

'જિંદગીભર પસ્તાવું ન હોય તો બીજાં બધાંનું જે થશે તે આપણું થશે એમ માનીને જિંદગીનું જોખમ ખેડી લેવું જોઈએ... એ સિવાય બીજો કોઈ વિકલ્પ નથી.'

ડૉક્ટરે આમ કહ્યું તો ખરું, પણ એનો અમલ કરવા માગતા હોય એવી ચેષ્ટા દેખાડી નહોતી. છતને તાકતા તેઓ બિછાનામાં જ પડ્યા રહ્યા હતા.

'આપણે એક કામ કરીએ.' કોઈ પણ હિસાબે કાંઈક કરી છૂટવા માગતી હોય તેમ માર્ગારિટે સૂચન કર્યું હતું : 'એરપૉર્ટ પર ફોન જોડીએ. કદાચ કોઈ કારણસર ફ્લાઈટ કૅન્સલ પણ થઈ હોય.'

'એ તારું વિશફુલ થિંકિંગ(શેખચલ્લીનો તર્ક) છે, માર્ગા !' મતિ મૂંઝાઈ ગઈ હોય તેમ ડૉક્ટરે ઉમેર્યું : 'ફોન કરીને આપણાથી એમ થોડું પુછાય કે તમે આજની ફ્લાઈટ કૅન્સલ કરી છે ?'

'ના, આપણે તો એમ જ કહેવાનું કે અમે જવાનું કૅન્સલ કર્યું છે... ઍટ લીસ્ટ (કમસે કમ) આપણને એમ તો થાય કે આપણે કાંઈક કર્યું.'

'હં...' પત્નીની વાતમાં કાંઈક તથ્ય લાગ્યું હોય તેમ ડૉક્ટરે હોટેલની ઑપરેટરને ઈન્ટરનૅશનલ એરપૉર્ટ પર સ્વિસ એરલાઈન્સ સાથે સંપર્ક કરાવી આપવા કહ્યું હતું. ફોન લાગ્યો ત્યાં સુધીમાં સામેવાળાને શું કહેવું એ વિચારી લીધું હતું. સ્વિસ એરલાઈન્સના ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ મિસ્ટર માર્શલ લાઈન પર આવ્યા એટલે ડૉક્ટરે પોતાનો પરિચય આપીને કહ્યું હતું : 'અમે બંનેની આજની ફ્લાઈટ બૂક કરી હતી.'

'યસ, ડૉક્ટર ! રિપૉર્ટિંગ કાઉન્ટર પર આપની જ રાહ જોવાઈ રહી છે.' પેલાએ વિવેકથી કહ્યું હતું : 'આપ બંને અમારાં વી.આઈ.પી. પૅસેન્જર્સ છો, એટલે રાહ જોવી જ રહી, સર !'

'પરંતુ અત્યારે તો એક વાગી ગયો.'

'નેવર માઈન્ડ, સર ! આપ કલાકમાં આવી પહોંચશો તો ચાલશે.' કહીને પેલાએ હળવેકથી ઉમેર્યું : 'અમસ્તી પણ ફ્લાઈટ અર્ધો કલાક ડિલે (મોડી) છે.'

'મોડી છે ?' ડૉક્ટરે પૂછ્યું ત્યારે માર્ગારિટ ચોંકી જઈને તેમની લગોલગ સરકી આવી હતી : 'ડિલે કેમ છે, મિસ્ટર માર્શલ ?'

'નથિંગ સીરીઅસ. જસ્ટ એ રૂટિન ચેક-અપ !'

'આર યૂ સ્યોર કે કોઈ ટેકનિકલ ડિફેક્ટ...'

નહીં-નહીં, સર ! એવરિથિંગ ઈઝ પરફેક્ટ... બસો સત્તાણું વ્યક્તિની જિંદગીનો સવાલ હોય ત્યાં અમે કોઈ કચાશ થોડી રહેવા દઈએ ?'

'તો હવે તમારે માત્ર બસો પંચ્યાણું વ્યક્તિની જ ચિંતા કરવાની રહેશે.' આખરે ડૉક્ટર લૅમ્બર્ટે કહેવું પડ્યું : 'હું અને મારી વાઈફ ફ્લાઈટ પકડી શકીએ તેમ નથી.'

'વાય સર ? વ્હૉટ હૅપન્ડ, સર ?' પેલાના અવાજમાં ચિંતાનો રણકો ભળ્યો : 'ઍનીથિંગ રૉંગ, સર ?'

'ખાસ કાંઈ ગંભીર નથી, પણ ડિનર લીધા પછી મારી વાઈફના પેટમાં અચાનક ગરબડ થઈ ગઈ.' સાચું કહેવા માટે જીભ ન ઊપડી ત્યારે સ્વિસ ડૉક્ટરે બનાવટી કારણ ઉપજાવી કાઢવું પડ્યું : 'બેત્રણ ઊલટીઓ થઈ એટલે દવા આપીને ઊંઘાડી દેવી પડી.'

'ઓહ ! આઈ ઍમ સો સૉરી !'

'મેં તમને જાણ કરવા જ ફોન કર્યો કે પ્લીઝ અમારી રાહ નહીં જોતા.'

'થૅન્ક્સ, સર ! આઈ હોપ કે હોટેલના ફૂડથી કાંઈ ગરબડ ન થઈ હોય.'

'ડોન્ટ વરી. શી વિલ બી ઑલરાઈટ ટુ ફ્લાય ટુમોરો.'

કહીને કચવાતા જીવે ડૉક્ટરે ફોન મૂકી દેવો પડ્યો હતો. બીજી પંદર-વીસ મિનિટ એની જ ચર્ચા ચાલી ત્યારે માર્ગારિટને સાચે જ ઊલટી જેવું થવા લાગ્યું હતું. એરલાઈન્સવાળાને ખોટું કહ્યું તેનું અર્ધું સાચું પડ્યું એટલે બાકીનું અર્ધું પણ સાચું પાડવા માગતા હોય તેમ ડૉક્ટર લૅમ્બર્ટે કામ્પોઝ(ઊંઘ)ની ટિકડી આપી પત્નીને ઊંઘાડી દેવી પડી હતી !

પોતે ઊંઘવા માગે તોપણ ઊંઘી શકે તેમ નહોતા અને જાગવા માટે સમય પસાર કરવામાં કાળજું વલોવાતું જતું હતું. પત્નીને જેનું વ્યસન હતું એ હેડલી ચેઈઝની પૉકેટબૂક વાંચવા લીધી તો ચારપાંચ પાનાં વાંચીને પડતી મૂકી દીધી : 'જીવતાંજાગતાં માણસોનાં માથાં પર રહસ્યમય જોખમ તોળાતું હોય ત્યારે કાલ્પનિક પાત્રોની જિંદગીના રહસ્યમાં કેમ રસ પડે ?'

પત્નીનું વાચન-વ્યસન કામ ન લાગ્યું એટલે ડૉક્ટરને પોતાના જૂના વ્યસનની યાદ તાજી થઈ. બે વર્ષ પહેલાં ત્યજી દીધેલા ધૂમ્રપાનની તલપને ટાળી શક્યા નહીં એટલે નીચે જઈ ચોવીસ કલાક ચાલતી હોટલની કૉફી શૉપમાંથી સિગારેટનું પાકીટ લીધું. સિગારેટ પીતાંપીતાં રૂમમાં પાછા ફરવા પગ ઉપાડ્યા ત્યાં કાચના પ્રવેશદ્વારની આરપાર દેખાતા સમુદ્ર પર નજર પડી એટલે પગ દરવાજા તરફ વાળી લીધા : ખુલ્લી હવામાં ચિત્તને થોડી રાહત તો મળશે !

પરોઢિયાના શીતળ પવનમાં ગેટ-વે ઑફ ઈન્ડિયાની પાળે બેઠાંબેઠાં સમુદ્રના તરંગો જોવામાં થોડી વાર માટે મનમાં તરંગ શમી ગયા, પણ બીજી સિગારેટ સળગાવીને જેવી ડોક ઊંચી કરી કે દૂર આકાશમાં ઊડી રહેલા વિમાનની ઝબૂકઝબૂક થતી બત્તી જોઈને ફરી ચિત્ત ચગડોળે ચડી ગયું. પોતાનું પ્લેન બે ને બદલે અઢી વાગ્યે ઊપડ્યું હોય તોપણ અત્યારે

ઘણે દૂર નીકળી ગયું હોવાનું જાણતા હોવા છતાં આકાશમાં દેખાતું વિમાન સ્વિસ એરલાઈન્સનું જ હોય તેમ ફફડતા જીવે એને જોતા રહ્યા : હમણાં પડશે... હમણાં પ્લેન-ક્રેશ થશે... એવી ભ્રાન્તિમાં તેમણે આંખો મીંચી દેવી પડી.

'ગૉડ બ્લેસ યૂ, સર !'

અત્યંત ધીમો અવાજ સંભળાયો છતાં બૉમ્બનો ધડાકો સંભળાયો હોય તેમ ધ્રૂજી જતાં સ્વિસ ડૉક્ટરે ચોંકીને આંખો ખોલી તો પોતાના તરફ પતરાનું ડબલું લંબાવીને ઊભેલો ભિખારી દેખાયો. આવા કસમયે પણ ટૂરિસ્ટને જોતાં જ અંગ્રેજીમાં ભીખ માગવા દોડી આવેલા એ ચીંથરેહાલ માણસનો ચીમળાયેલો ચહેરો જોઈને કાળ ચડ્યો. એમની દૃષ્ટિ અનાયાસે આકાશ પર મંડાઈ તો પેલું પ્લેન હવે દેખાતું નહોતું. હેમખેમ પસાર થઈ ગયેલા પ્લેન બદલ રાહત અનુભવતા ડૉક્ટરે ત્રીજી સિગારેટ કાઢવા ખીસામાં હાથ નાખ્યો ત્યાં -

'ગૉડ બ્લેસ યૂ, સર !'

ભિખારીનો દયાર્દ્ર સ્વર ફરી કાને પડ્યો એટલે સિગારેટનું પાકીટ ખરીદતાં વધેલા પૈસાની મુઠ્ઠી વાળી ભિખારીના ડબલામાં તે પધરાવી દીધા.

સવાર પડ્યા પહેલાં જ દસ-બાર રૂપિયા જેટલી ભીખથી અણધારી બોણી થતાં ભિખારીના મોંમાંથી ઉદ્‌ગાર સરી પડ્યા : 'લૉંગ લિવ, સર !'

સાંભળતાં જ ઝાટકો લાગ્યો હોય તેમ ડૉક્ટર લૅમ્બર્ટ પાળી ઉપરથી ઊભા થઈ ગયા. જાણે પોતાને જ કોઈકે આપેલી દીર્ઘાયુની ભીખ બીજું કોઈક ઝૂંટવી જવાનું હોય એવી દહેશતથી તેમણે હોટલ તરફ દોટ મૂકી.

ત્રણસો પંદર નંબરની રૂમમાં આવીને પત્નીને નિરાંતે ઊંઘતી જોઈ ડૉક્ટર લૅમ્બર્ટે પોતાના બેહૂદા વર્તન માટે ભોંઠપ અનુભવી. સવારે સવાપાંચ વાગ્યે ઊંઘવાનો કોઈ અર્થ નહોતો અને જાગવા માટેનું કોઈ કારણ પણ મળતું નહોતું. મનમાં વિચાર આવ્યો કે ડૉક્ટર પાંડિયાને ઘેર ફોન લગાડીને જાણ કરી દઉં કે અમે રોકાઈ ગયાં છીએ. ન જવાનું કારણ તો એમ છે ને, ડૉક્ટર પાંડિયા ! કે તમારી પેશન્ટે મારી વાઈફને ભડકાવી દીધી હતી. આમ તો હું એની વાત માનીને રોકાત નહીં, પણ પછી મને થયું કે પેશન્ટ સવારે ભાનમાં આવી જાય ત્યાં સુધી રોકાઈ જવામાં શી હરકત છે ?... એની યાદદાસ્તની કોઈ સમસ્યા સર્જાય તો મારી હાજરી ઉપયોગી નીવડે ને ? આખરે તો આપણે ડૉક્ટર રહ્યા ને ? પેશન્ટને એમ હાફ-વે છોડી ચાલ્યા જવા માટે મન કેમ માને ?

આવો વાર્તાલાપ મનમાં વિચારી લઈને ફોનનું રિસીવર ઉપાડ્યું, પણ તરત જ વિચાર આવ્યો : એ બિચારાને આટલા દિવસે માંડ ઊંઘવા મળ્યું છે તેમાં ખલેલ શું કામ પાડવી ? જે કહેવાનું છે એ બે કલાક પછી પણ કહી શકાય...

રિસીવર પાછું મૂકી દીધું ત્યાં મગજમાં બીજો વિચાર સ્ફુર્યો : 'એરપૉર્ટ પર ફોન

કર્યો હોત તો ? પણ ફોન કરવાનું કારણ શું ? એમ થોડું પુછાય છે કે આપણું પ્લેન સલામત છે ને ?'

મન હઠીલું થાય ત્યારે દલીલની બધી જ લગામો તેને વશમાં રાખવામાં અસમર્થ પુરવાર થાય છે. આખરે સ્વિસ ડૉક્ટરે બાલિશ કારણ ઉપજાવી કાઢ્યું. હઠીલું મન બાલિશ કારણને પણ વાજબી ઠરાવી શકે છે.

હોટેલની ટેલીફોન ઑપરેટરે ફોન લગાવી આપ્યો અને સામેથી એ જ ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ મિ. માર્શલનો અવાજ સંભળાયો. ડૉ. લૅમ્બર્ટને ઘડીભર તો રિસીવર પાછું મૂકી દેવાની ઇચ્છા જોર કરી ગઈ.

'ધિસ ઈઝ સ્વિસ એરલાઈન્સ કાઉન્ટર...' સામેથી ફરી અવાજ સંભળાયો : 'વિલ યૂ પ્લીઝ...'

ત્યારે ડૉક્ટરથી રહેવાયું નહીં : 'હું ડૉક્ટર લૅમ્બર્ટ બોલું છું. સૉરી ટુ ડિસ્ટર્બ યૂ ઍટ ધીઝ અવર્સ...પણ થોડી વાર પહેલાં મારી વાઈફ અચાનક ઊંઘમાંથી જાગી પડી. હાંફતી-હાંફતી એ કહી રહી હતી કે કાંઈક ભયાનક બની ગયું છે, ડૉક્ટર, આપણા પ્લેનને...'

ડૉક્ટર પોતે જ આટલું બોલતાં હાંફવા લાગ્યા ત્યારે સામેથી અવાજ સંભળાયો : 'ડૉક્ટર, કમનસીબે તમારી પત્નીનું એ દુઃસ્વપ્ન સાચું પડ્યું !'

'વૉટ ?' ડૉક્ટર લૅમ્બર્ટે ફોનના રિસીવરમાં ચીસ નાખી : 'શું સાચું પડ્યું ?'

'થોડી વાર પહેલાં જ ખબર આવ્યા કે સ્વિસ એરલાઈન્સ ફ્લાઈટ નંબર ૨૫૮નું પ્લેન દુબઈ નજીક સમુદ્રના અખાતમાં તૂટી પડ્યું !'

સાંભળીને ડૉક્ટરની છાતી ભીંસાવા લાગી : 'મિ... સ્ટ...ર માર્શલ ! યૂ મીન ટુ સે....'

'યસ, ડૉક્ટર, સવારના પહોરમાં આવા ગમખ્વાર ખબર આપવા બદલ દિલગીર છું, પણ... બસો સત્તાણું જણાં - સૉરી, બસો પંચાણું વ્યક્તિઓને લઈ જતું વિમાન હમણાં જ આગની જ્વાળામાં લપેટાઈને નીચે પટકાઈ પડ્યું એટલે...' બોલનારાના અવાજમાં રુદન ભળ્યું : 'કોઈના બચવાની આશા...'

બાકીના શબ્દો વણકહ્યા જ રાખીને સામેવાળાએ ફોન મૂકી દીધો ત્યારે રિસીવર પકડેલા ડૉક્ટર લૅમ્બર્ટના હાથે લકવા લાગ્યો હોય તેમ તે જડ બની ગયો. છાતીની ભીંસ વધવા લાગી અને મગજની નસો તણાવા માંડી. આઘાતથી પહોળી થઈ ગયેલી આંખોમાં ભડકે બળતા વિમાનનું દૃશ્ય જડાઈ ગયું અને કાનના પરદા પર અસંખ્ય સ્ત્રી-પુરુષોની મરણચીસો થીજી ગઈ.

એ જડવત્ અવસ્થામાંથી બહાર આવતાં સુધીમાં સ્વિસ ડૉક્ટરના કપાળેથી પરસેવો નીતરવા લાગ્યો. હાથની ભીની થતી મુઠ્ઠીમાંથી ટેલીફોનનું રિસીવર વચકીને ટેબલ પર પડેલા ગ્લાસ પર પટકાયું. કાચ ફૂટવાના નજીવા અવાજે ડૉક્ટર લૅમ્બર્ટની સ્થિતપ્રજ્ઞ અવસ્થા પર

તો કોઈ અસર કરી નહીં, પણ ઘસઘસાટ ઊંઘતી પત્ની જાણે કોઈ ધડાકો સંભળાયો હોય તેમ ભડકીને જાગી ગઈ.

'શું થયું ?' બિછાનામાં સફાળી બેઠી થઈ જતી માર્ગારિટે ઉદ્વેગભર્યા અવાજે પૂછ્યું : 'શું થયું, ડૉક્ટર ?'

કોઈ જવાબ ન મળ્યો ત્યારે ફાટી આંખે બેઠેલા પતિના ભાવશૂન્ય ચહેરા પર એની નજર ગઈ : 'કેમ કાંઈ બોલતા નથી ?' કહેતી પલંગમાંથી તે બહાર આવી ત્યાં ટેબલ પર લટકતા રિસીવર પર એની નજર પડી.

પળવારમાં પામી ગઈ હોય તેમ જડવત્ બેઠેલા પતિના બંને ખભા પકડીને એમને હલબલાવી નાખ્યા : 'ડૉક્ટર, કોનો ફોન હતો ?'

જીભ ઝલાઈ ગઈ હોય તેમ શબ્દોને બદલે ડૉક્ટરે આંસુથી જવાબ વાળ્યો. છલોછલ ઊભરાઈ આવતી એમની આંખો જોઈને માર્ગારિટે પતિના બંને ગાલ પર પોતાના હાથ દાબી દઈ એમને બોલતા કરવા માગતી હોય તેમ બાવરા અવાજે પૂછ્યું : 'બોલો તો ખરા, શું થયું ?'

'પ્લેન... ક્રૅશ....' પતિના ધ્રૂજતા હોઠમાંથી સરકતા એ બે શબ્દોએ માર્ગારિટને સ્તબ્ધ બનાવી દીધી. પછી વિચાર આવ્યો કે ફોનથી ખબર આપનાર લાઈન પર હોય તો એને જ પૂછી લઉં. ઝાપટ મારીને લટકતું રિસીવર ઊંચકી લઈ કાને મૂક્યું, 'હેલો ! હેલો !'ના જવાબનો કોઈ પડઘો ન પડ્યો ત્યારે ક્રેડલ પર રિસીવર મૂકી દઈ માર્ગારિટે કાંડાઘડિયાળમાં જોયું : સાડાપાંચ વાગ્યા હતા. આટલી વારમાં પ્લેન-ક્રૅશ થયો હશે ? અને આટલા જલદી ડૉક્ટરને કોઈએ એના ખબર પણ આપી દીધા ?

માનવામાં ન આવતું હોય તેમ એણે પતિ સામે જોયું, આંસુથી ખરડાયેલા એમના ગાલ લૂછ્યા, પછી વાંસામાં હાથ પસવારી એમનો આઘાત શમાવવાની કોશિશ કરી : 'ખરેખર કોઈનો ફોન આવ્યો હતો, ડૉક્ટર ?'

ત્યારે જવાબમાં પતિએ માથું ધુણાવ્યું : 'ના, મેં સામેથી ફોન કર્યો હતો. મારાથી રહેવાયું નહિ. બહુ બેચેની થતી હતી.' ઘૂંટાતા શ્વાસ છોડતાં હાંફતી છાતીએ ડૉક્ટર બોલી ગયા : 'મારી પત્નીને કોઈ ભયાનક સ્વપ્ન આવ્યું છે એમ કહીને પૃચ્છા કરી તો એણે કહ્યું કે કમભાગ્યે એ સપનું સાચું પડ્યું છે. ભડકે બળતું પ્લેન દુબઈ પાસે અખાતમાં પટકાઈ પડ્યું... બસો પંચાણું જણાંમાંથી કોઈના બચવાની આશા નથી... માત્ર આપણે બે જ બચી ગયાં, માર્ગા !'

કહેતાં નાના બાળકની જેમ સ્વિસ ડૉક્ટર પત્નીને બાઝી પડ્યા. એકબીજાની હૂંફમાં હીબકાં દ્વારા આઘાતનો બોજ હળવો થયા પછી પતિપત્ની પરસ્પરને જોતાં રહ્યાં. બંનેની આંખોમાં નવું જીવન મળ્યાની કરુણા હતી તેમ અનેક જીવો રહેંસાઈ ગયાની કરુણતા પણ હતી.

'માર્ગા, તારા થકી આપણે જીવતાં રહ્યાં.' કહીને ડૉક્ટરે પત્નીનું કપાળ ચૂમી લીધું.

'મારા થકી નહીં, ડૉક્ટર !' પતિના ભીના હોઠ પર માર્ગારિટની સૂકી આંગળી ફરવા લાગી : 'પેલી છોકરીએ આપણને બંનેને બચાવી લીધાં.'

'હવે પસ્તાવો થાય છે, માર્ગા ! કે તારા કહેવા પ્રમાણે એરલાઈન્સવાળાને પણ મનાવી લેવાનો મેં કેમ પ્રયાસ ન કર્યો ?'

'જે થવાનું હોય છે તે થઈને જ રહે છે, ડીયર !' માર્ગારિટે આશ્વાસન આપ્યું : 'આપણી આવરદા બાકી હશે એટલે એ છોકરીએ આપણને બચાવી લીધા. બીજાં બધાંની આવરદા...'

'પણ આપણને જીવનદાન આપનરનું ઋણ કઈ રીતે ચૂકવી શકીશું, માર્ગા ?'

'ઋણ તો પૂરેપૂરું નહીં ચૂકવી શકીએ, ડૉક્ટર, પણ એનું વ્યાજ ચૂકવાય તોય બસ !' કહેતી માર્ગારિટના મગજમાં એક વિચાર ઝબકી ગયો : 'મને થાય છે કે એ છોકરીની હવે પછીની તમામ સારવારની જવાબદારી આપણે ઉપાડી લઈએ. આપણી સાથે એને સ્વિત્ઝરલૅન્ડ લઈ જઈએ.'

સાંભળીને ડૉક્ટર લૅમ્બર્ટની આંખોમાં ચમક ઊપસી આવી : 'ગૂડ આઈડીઆ ! ત્યાંના હવામાનમાં એ જલદી રિકવર થઈ જશે. એની યાદદાસ્તની કોઈ સમસ્યા હશે તો પણ દિવસ-રાત સારવાર કરીને આપણે એને સાજી કરી શકીશું.'

'પણ એ માનશે ?'

'શું કામ ન માને ?' બોલતા ડૉક્ટર લૅમ્બર્ટ ઘડીભર વિચારે ચડી ગયા. ફોન પર નજર પડી એટલે ઊભા થઈ ડાયલ ઘુમાવવા લાગ્યા : 'ડૉક્ટર પંડ્યા દ્વારા આપણે પ્રસ્તાવ મૂકી જોઈએ... આપણે હજુ મુંબઈમાં જ છીએ એ જાણીને પહેલાં તો એ ડઘાઈ જશે.'

'અને પ્લેન-ક્રૅશની આગાહી સાચી પડી છે એ જાણ્યા પછી હેબતાઈ પણ જશે.'

માર્ગારિટ એટલું બોલે ત્યાં જ સામેથી ડૉક્ટર પંડ્યાએ ફોન ઊંચક્યો. બંનેએ ધાર્યું હતું એના કરતાંય વધારે તીવ્ર પ્રત્યાઘાત ડૉક્ટર પંડ્યા તરફથી સાંપડ્યો : 'ઓહ ગૉડ... થૅન્ક ગૉડ કે તમે બંને બચી ગયાં... તુલસીનું ભાનમાં આવવું એ પહેલો ચમત્કાર હતો... અને ભાનમાં આવ્યા પછી તેને મળેલી આ દિવ્ય શક્તિ એ બીજો ચમત્કાર !'

'સાંભળો, ડૉક્ટર પંડ્યા ! છોકરીને મળેલી આ શક્તિ સિક્રેટ રહેવી જોઈએ.' સ્વિસ ડૉક્ટરે ભારપૂર્વક સમજાવ્યું : 'છાપાંવાળાને ખબર પડી ગઈ તો એ લોકો ધસારો કરશે. હજુ પૂરેપૂરી શુદ્ધિમાં નહીં આવેલી પેશન્ટ પર વિપરીત અસર પડશે. પ્લેન-ક્રૅશની એની આગાહીને આપણે ગુપ્ત રાખવી પડશે.'

'હં !' થોડી વાર અવાક્ રહેલા પંડ્યાસાહેબે કહેવું પડ્યું : 'ડૉક્ટર ગોર્કીના ઑપરેશનની ગુપ્તતા તો આટલા દિવસ માંડ રાખી શક્યા.... તેમાં હવે આ વાત છાની રાખવાનું ક્યાં સુધી શક્ય બનશે ?'

'મારી પાસે એનો ઉપાય છે.'

'શો ?'

'અમે એને સ્વિત્ઝરલૅન્ડ લઈ જઈએ. એણે અમારા જીવ બચાવ્યા એ ઉપકારનો બીજો શો બદલો વાળી શકીએ ?' કહીને સ્વિસ ડૉક્ટરે ઝડપથી ઉમેર્યું : 'એની સાથે ભલે એના કોઈ રિલેટિવ આવે. સંપૂર્ણ સારવારની જવાબદારી અમે ઉઠાવી લઈશું... ત્યાં આવી જશે તો એનાં બંને સિક્રેટ પણ અકબંધ રહી શકશે.'

'તમારો પ્રસ્તાવ વિચારવા જેવો છે.'

'વિચારવા જેવો નહીં, ડૉક્ટર પંડ્યા, અમલમાં મૂકવા જેવો છે.' ઉત્સાહભેર બોલી ગયેલા સ્વિસ ડૉક્ટરની અધીરાઈ ઊછળી પડી : 'અત્યારે પોણાછ વાગ્યા છે. તમે કેટલા જલદી બ્રીચ કેન્ડી પર પહોંચી શકો ? અર્ધા કલાકમાં ?'

'એટલી બધી ઉતાવળ છે, ડૉક્ટર ?'

'કેમ નહીં ? છોકરી નીંદરમાંથી જાગે ત્યારથી હું એની સારવાર શરૂ કરી દેવા માગું છું... મારે જોવું છે કે મને જોઈને એને રાતની આગાહીવાળી વાત તાજી થાય છે કે નહીં.'

'ઓકે, ડૉક્ટર લેમ્બર્ટ ! અર્ધા કલાકને બદલે હું પચીસ મિનિટમાં પહોંચી જઉં છું.' કહી પંડ્યાસાહેબે ફોન મૂકી દેતાં પહેલાં ઉમેર્યું : 'મારા વતી મિસિસ લેમ્બર્ટનો આભાર માનજો.'

'શેના માટે ?'

'એમણે જીદ કરીને તમને રોકી પાડ્યા એટલા માટે !' કહેતાં ડૉક્ટર પંડ્યા ગદ્‌ગદ બની ગયા : 'તમારા જેવા બાહોશ ન્યુરોલોજિસ્ટનો જગતને હજુ ખપ છે, ડૉક્ટર લેમ્બર્ટ !'

સાંભળીને ફરી સ્વિસ ડૉક્ટરની આંખો ભીની થઈ ગઈ.

*

નાટકના બીજા અંક પરથી પરદો ઉપડવાની પ્રેક્ષકો આતુરતાભેર રાહ જોતા હોય તેમ બ્રીચ કેન્ડીની અઢાર નંબરની રૂમમાં બેઠેલાં સૌ તુલસીની આંખો પરથી પાંપણના પડદા ઊંચકાવાની ઉત્કટ પ્રતીક્ષામાં તેને તાકીને બેઠાં હતાં. ચિંતન અને ડિસોઝાની સાથે યશોદાબહેન પણ રાત ત્યાં જ રોકાઈ ગયાં હતાં : તુલસી કદાચ ઘેનમાંથી અચાનક જાગી ઊઠે તો ? હું હાજર હોઉં તો એને હૂંફ રહે... ચિંતન જાણતો હતો કે તુલસી સવાર પહેલાં ઘેનમાંથી જાગવાની નથી છતાં એણે માતાને ઘેર જવાનો આગ્રહ ન કર્યો. દર્દીની જેમ તેની સારવારમાં રોકાયેલાંઓને પણ કટોકટીના કાળમાં પરસ્પરની હૂંફ જોઈતી હોય છે. સિસ્ટર ડિસોઝાએ તો રાત્રે જ એના પાડોશીને ઘેર ફોન કરીને પતિને સંદેશો પહોંચાડી દીધો હતો કે સવારે હું વહેલી-મોડી આવું કે ન પણ આવું તો ચિંતા ન કરે... વારાફરતી બબ્બે જણાંએ જાગતાં રહીને સવાર પાડી દીધી ત્યાં સુધીમાં તુલસીએ ન કોઈ ઊંહકારો કે ન

તો પડખું ફરવાનો કોઈ પ્રયાસ કર્યો. અનેક રાતોના જાગરણ પછી પહેલી વાર ઊંઘવા મળ્યું હોય તેમ નિરાંતે ઊંઘતી રહેલી તુલસીના મુખ પર ચેતનાનું સૌમ્ય તેજ વિલસતું હતું.

સ્વિસ ડૉક્ટરને ફોન પર કહ્યા પ્રમાણે ડૉક્ટર પંડ્યા ડીનસાહેબને લઈ બરાબર છ ને સત્તાવીસ મિનિટે આવી પહોંચ્યા હતા. એમના અગાઉ પાંચેક મિનિટ વહેલા આવી ગયેલા ડૉક્ટર લૅમ્બર્ટે તુલસીના રૂમમાં 'ગૂડ મૉર્નિંગ' કહેતાં પ્રવેશ કર્યો ત્યારે ચિંતન, યશોદાબહેન કે સિસ્ટર ડિસોઝાને કોઈ આશ્ચર્ય ઊપજ્યું નહોતું. પંડ્યાસાહેબે ફોનથી બ્રીચ કેન્ડી જાણ કરી દીધી હતી કે ફ્લાઈટ જતી કરીને સ્વિસ ડૉક્ટર દંપતી રોકાઈ ગયાં છે અને એમને રોકાઈ જવા અંગે કોઈ જાતની પૂછપરછ કરવી નહીં. 'ગૂડ મૉર્નિંગ' સાથે આવકાર આપીને ચિંતને માત્ર એટલું જ પૂછ્યું હતું : 'મિસિસ લૅમ્બર્ટ નહીં આવી શક્યાં ?' જેનો જવાબ સ્વિસ ડૉક્ટરે રમૂજમાં આપ્યો હતો : 'સ્ત્રીની ઉંમર ગમે એટલી હોય, સવારે તૈયાર થવામાં કલાક તો લગાડવાની જ.'

માર્ગારિટની જેમ ડૉક્ટર દસ્તૂર પણ રૂમમાં ગેરહાજર હતા કારણ કે તાકીદની શસ્ત્રક્રિયા માટે ઑપરેશન થિયેટરમાં તેમની હાજરી અનિવાર્ય બની હતી : 'ઑપરેશન પતાવીને હું તમારી સાથે જોઈન થઉં છું. શુદ્ધિમાં આવીને છોકરીએ શા પ્રતિભાવ દર્શાવ્યા એ તમારી પાસેથી જાણી લઈશ.'

તુલસી આંખો ઉઘાડે ત્યારે સૌપ્રથમ એની નજર પરિચિત ચહેરા પર પડે એવી ગણતરીથી સ્વિસ ડૉક્ટર અને પંડ્યાસાહેબે પાછળ બેસવાનું રાખ્યું હતું. તુલસીના ખાટલાની બંને બાજુ સામસામાં યશોદાબહેન અને ડીનસાહેબ ગોઠવાયાં હતાં. આંખો ખોલતાં જ તુલસી પહેલવહેલી પોતાને જુએ એવી રીતે ચિંતન તેના પગ પાસે ઊભો હતો અને ડિસોઝાએ માથા પાસે રહીને ડ્યૂટી બજાવવાની હતી.

છ ને અડતાલીસ મિનિટે છાતી સુધી ચાદર ઓઢીને સૂતેલ તુલસીની આંખોનાં પોપચાં પર પહેલવહેલો સળવળાટ થતો દેખાયો ત્યારે ચિંતનના બંને ખભા સહેજ થથર્યા. ડીનસાહેબની ગરદન સહેજ ઝૂકી અને યશોદાબહેનના હોઠ ફફડ્યા : 'તુલસી !'

લાડકી દીકરીને સવારે માતા જગાડે એવા મૃદુ ટહુકાથી ઉચ્ચારાયેલું પોતાનું નામ સાંભળીને તુલસીએ પાંપણ ફરકાવી. પોપચાં પર ઘેનનો ભાર હોય તેમ પાંપણ ખૂલતાં થોડી વાર લાગી. મીઠી નીંદરમાં કોઈ સુંવાળું સ્વપ્ન મનમાં મમળાવતી હોય તેમ આંખો ઉઘાડતાં પહેલાં તેણે સ્મિત ફરકાવ્યું.

'તુલસી, ઊઠ તો, દીકરી !'

યશોદાબહેન પોચા હાથે તેનો ખભો પસવાર્યો એની જાદુઈ અસર થઈ હોય તેમ એની બંને આંખો પરથી પાંપણના પડદા ઊંચકાઈ ગયા. ચત્તી સૂતેલી તુલસીની દૃષ્ટિ છત પર સ્થિર થઈ. ધૂંધળું દેખાય ત્યારે માણસ આંખો પટપટાવે તેમ પાંપણો ઊંચીનીચી કરી તુલસીએ

કીકીઓને બંને આંખોના જમણી તરફના ખૂણે ખસેડી. દીવાલે ટીંગાતી શ્રીનાથજીની છબી પર દૃષ્ટિ પડતાં એના ચહેરા પર ભક્તિભાવ ઊપસતો દેખાયો. પોતાના ઇષ્ટદેવને એ ઓળખી ગઈ હોય એવો બધાંને ભાસ થયો. દીવાલ પરથી નીચે ખસતી તુલસીની દૃષ્ટિ યશોદાબહેન પર આવીને થંભી ત્યારે સૌના શ્વાસ ઘડીભર થંભી ગયા. કસોટીની ઘડી આવી પહોંચી હતી. એની સ્મૃતિ અકબંધ રહી છે કે નહીં એની ખાતરી હવે થવાની હતી.

યશોદાબહેન પર સ્થિર થયેલી તુલસીની દૃષ્ટિમાં ભાવ ઊપસતા દેખાયા. ચહેરાની આકૃતિ સ્પષ્ટપણે નીરખવા માટે તેણે બેત્રણ વાર આંખો ચોળી. પછી એમના પર ફરી દૃષ્ટિ પડતાં જ તુલસીના હોઠ પર હૂંફાળું સ્મિત ફરકતું દેખાયું. કાંઈક કહેવા માટે તેણે હોઠ ફફડાવ્યા, પણ ગળામાંથી અવાજ બહાર ન આવ્યો એટલે પગ બાજુ ઊભેલા ચિંતન તરફ દૃષ્ટિ પડતાં બંનેની નજર મળી. તુલસીના મુખ પર મલકાટ પ્રસરતો જોઈને ચિંતનના હૃદયમાં ઘૂઘવતો સ્નેહ ઊભરાવા લાગ્યો. એક સ્મિત દ્વારા કહી શકાય એટલું કહેવા માટે એ મથ્યો. બંનેની નજરના તાર ઝણઝણવા લાગ્યા ત્યાં જ ડીનસાહેબથી ખોંખારો ખવાઈ ગયો અને તુલસીની દૃષ્ટિ એમના તરફ ફંટાઈ ગઈ.

ડીન શ્રીવાસ્તવને જોતાં જ તુલસીના ચહેરા પર વડીલ પ્રત્યેનો આદરભાવ પ્રગટી ઊઠ્યો. અંધ વ્યકિતને નવી દૃષ્ટિ મળે ત્યારે નવુંનવું જોવાની ઇચ્છા જોર કરે તેમ વર્ષો પછી આંખો ખોલતી તુલસીએ ત્યાં હાજર હતાં એ સર્વેના ચહેરા પર નજર દોડાવી લીધી.

'મને શું... થયું... હતું...'

બોલતાં શીખતા બાળકની જેમ અત્યંત ધીમા સ્વરે તુલસીના હોઠ પરથી તૂટકતૂટક શબ્દો સર્યા ત્યારે ચિંતનને જવાબ આપવાની અધીરાઈ જાગી ગઈ, પણ વડીલો હાજર હોય ત્યારે શરૂઆત કરવાની પોતે ઉતાવળ ન કરવી જોઈએ એવા ખ્યાલે તેણે ધીરજ ધરી લેવી પડી.

'તુલસી !' શ્રીવાસ્તવજીએ તેના હાથના પોંચા પર પોતાનો હાથ મૂકીને સહેજ દબાવ્યો : 'તું પડી ગઈ હતી... તને માથામાં વાગ્યું હતું.'

'ઓહ !' અત્યાર સુધી દબાવી રાખેલી માથાની પીડા યાદ આવી ગઈ હોય તેમ હાથ એ તરફ લઈ જતી એ બોલી : 'બહુ વાગ્યું હતું ?'

'મગજને ઈજા પહોંચી હતી.'

તેના દરેક સવાલના જવાબ બહુ સમજી-વિચારીને આપવાની સાવધતા સાથે ડીનસાહેબે કહ્યું ત્યાં સુધીમાં માથાના જખમની પટ્ટી પર આંગળીનાં ટેરવાં દબાવી ચૂકેલી તુલસીના હોઠ ફફડ્યા :

'ટાંકા લેવા પડ્યા લાગે છે !'

'હા...' શ્રીવાસ્તવજીએ મોઘમ જ જવાબ વાળી તેની પૂછપરછ રોકવા પૂછ્યું : 'તુલસી, ચા પીવી છે ને ?'

'દાતણ કરીને પીશ.' કહી રૂમમાં ફરી એણે ચકળવકળ નજર દોડાવી : 'ડીન સર, આ આપણી હૉસ્પિટલ નથી દેખાતી.'

'બરાબર છે, તુલી !' વધુ વાર ખામોશ રહેવાયું નહીં ત્યારે ચિંતન બોલી ઊઠ્યો : 'ડીનસાહેબ ટ્રીટમેન્ટ માટે તને બ્રીચ કેન્ડી લઈ આવ્યા.'

'ઓહ !' કહેતી ઉપકારવશ નજરે એ ડીન શ્રીવાસ્તવને જોવા લાગી : 'આજે કઈ તારીખ થઈ ?'

એના એ સવાલે ડીનસાહેબને અંદરથી થથરાવી દીધા, પણ ચહેરા પર જરાય દેખાવા દીધું નહીં. બેહોશીનાં પાંચ વરસની વાત આટલી જલદી એને કહી દેવાની નહોતી. કઈ તારીખ થઈ એ જાણતા હોવા છતાં શ્રીવાસ્તવે કાંડાઘડિયાળમાં જોઈ લીધું : 'ત્રીસમી થઈ !'

'ઓહ !' તુલસીની આંખોમાં પ્રથમ આંચકો જોવા મળ્યો. એકબે વાર પાંપણો પટપટાવી લેતી એ બોલી ઊઠી : 'એટલે કે ત્રેવીસથી ત્રીસ તારીખ સુધી હું બેહોશ રહી...' માનવામાં ન આવ્યું હોય એવી વિહ્વળતા તેના મુખ પર ઊપસી આવી : 'સાત-સાત દિવસ સુધી...'

'તુલસી !' યશોદાબહેન તેનાં કપાળ-માથા પર હાથ પસવારતાં લાડથી બોલ્યાં : 'પડી ગયાની તારીખ તેં બરાબર યાદ રાખી, દીકરી !'

'કેમ યાદ ન હોય, માસી ! ત્રેવીસમી એપ્રિલ તો મારી સગાઈનો દિવસ !'

કહેતાંકહેતાં મીઠી લજ્જા સાથે તેણે આંખો પર પાંપણો ઢાળી દીધી.

'ત્રેવીસમી તારીખનું બીજું તને શું યાદ છે, તુલસી ?'

દુખતી નસ દબાઈ જવાની બીક સાથે ડીનસાહેબે હળવેકથી પૂછી લીધું ત્યારે તુલસી સહેજ વિચારે ચડી ગઈ. આસપાસ હાજર રહેલા ચહેરા ફરીથી નિહાળી લેતી એ બોલી : 'બસ એટલું જ યાદ છે કે મારી સગાઈની વિધિ પૂરી થઈ ત્યાં આ ચિંતુ ટૅક્સીમાં ખબર આપવા ઘેર આવ્યો હતો.'

'શેના ખબર, તુલસી ?'

'આપણા કોઈ નેતા...' કહેતી જરા વાર અટકીને બરાબર યાદ કરી જોયું : 'હાં, આપણા ડિફેન્સ મિનિસ્ટરને કાર ઍક્સિડન્ટ નડ્યો છે અને આપણી હૉસ્પિટલમાં એડમિટ કર્યા છે એ ખબર આપવા ચિંતુ દોડી આવ્યો હતો.'

'પછી ?'

'પછી...' યાદ કરવામાં તુલસીના મગજની નસ સહેજ તણાઈ : 'પછી તમે, હું અને ડૉક્ટર...' બોલતી તે અચાનક અટકી ગઈ. તેના મુખભાવ પલટાઈ ગયા : 'અરે ! પણ તમારા

બધાંની સાથે ડૉક્ટર શ્રીકાન્ત કેમ અહીં દેખાતા નથી ?' તેના અવાજમાં ઉચાટની ઉત્તેજના વર્તાઈ આવી : 'અને મારા પિતાજી ?' બોલતાંબોલતાં એનો હાથ છાતી પર જઈ ચડ્યો : 'માસી, પિતાજીને કેમ છે ?'

તુલસી કેવાકેવા સવાલો પૂછશે અને એના શા-શા જવાબ આપવા જોઈએ એનું છેલ્લા ચાર દિવસથી રટણ કરતો ચિંતન બોલી ઊઠ્યો : 'તું તો જાણે છે, તુલસી, પિતાજીને હાર્ટ-ટ્રબલ...'

તેણે જાણીકરીને વાક્ય અધૂરું છોડી દીધું ત્યારે તુલસીએ નિસાસો નાખ્યો : 'હું આટલા દિવસ બેભાન રહી એટલે એ બિચારાના હાર્ટ પર અસર થાય જ ને... એમને બીજો હાર્ટ-એટેક આવ્યો હશે...'

વહેલા-મોડા તુલસીને બે મોટા આઘાત તો આપવાના જ હતા, પણ એ જીરવી શકે એ રીતે ધીમેધીમે અપાય તે જોવાનું હતું. ગોસ્વામીજીના બીજા હાર્ટ-એટેકના તુલસીના અનુમાન પર કોઈએ હા-ના ન કરી એટલે તેણે બીજું અનુમાન ઉચ્ચાર્યું : 'હવે સમજાયું... પિતાજીની એવી સ્થિતિ હોય ત્યારે શ્રીકાન્તે તો એમની પડખે જ રહેવું જોઈએ.'

એનું એ અનુમાન તત્કાળ પૂરતું તો સૌને સાંત્વન આપનારું હતું, પણ તુલસીની સ્મૃતિ ક્યાં સુધી જઈને અટકી જાય છે એ જાણવું જરૂરી હતું.

'તુલસી, ત્રેવીસમીએ આપણે ત્રણે મોટરમાં હૉસ્પિટલ ધસી ગયાં પછી શું થયું એ તને યાદ નથી આવતું ?'

'પછી શું થયું...' બબડતી-બબડતી લમણા પર અંગૂઠો - આંગળી દબાવી યાદ કરવા લાગી : 'આપણે મોટરમાં નીકળ્યા, શ્રીકાન્ત આગળ બેઠા હતા અને આપણે બંને પાછળ...' ફરી યાદ કરવા માટે અટકીને તેનાથી બોલી જવાયું : 'આગળ બેઠેલા ડૉક્ટર શ્રીકાન્તે કપાળમાંથી ચાંદલો ભૂંસ્યો એ મેં કારના અરીસામાં જોયું... ત્યાર પછી... ત્યાર પછી...' આંખો મીંચીને યાદ કરવાનું જોર અજમાવ્યું, પણ ચાંદલો ભૂંસવાની સાથોસાથ સ્મૃતિ પણ ભૂંસાઈ ગઈ હોવાનું ભાન થતાં આંચકા સાથે એ બેઠી થઈ ગઈ : 'પછીનું મને કેમ કાંઈ યાદ નથી આવતું, ડીનસાહેબ ?'

એ વખતના તેના ચહેરા પર તરવરતો ભય જોઈને ઉચાટભેર ચિંતન તેની નજીક જઈ પહોંચ્યો. યશોદાબહેન અને ડિસોઝાનાં મુખ પર પણ ચિંતા પ્રસરવા લાગી.

'પછીનું પણ યાદ આવી જશે, મિસ ગોસ્વામી !' અત્યાર સુધી પાછળ બેસીને બધું જોઈ-સાંભળી રહેલા ડૉક્ટર પંડ્યા પરિસ્થિતિ પોતાના હાથમાં લઈ લેવા માટે આગળ આવી ગયા :

'ધીરેધીરે બધું જ યાદ આવી જશે... એમાં ગભરાવા જેવું કાંઈ જ નથી.'

આવી ધરપત આપનાર અજાણી વ્યક્તિને તુલસી ધારીધારીને જોવા લાગી ત્યારે

પંડ્યાસાહેબે પોતાની ઓળખાણ આપી : 'હું ન્યુરોલૉજિસ્ટ પંડ્યા...' કહી તેનું કાંડું પોતાના હાથમાં લીધું : 'તમારી વાતચીતમાં થોડો વિક્ષેપ નાખવો પડશે. થોડું ચેક-અપ કરી લઉં તો વાંધો નથી ને, મિસ ગોસ્વામી ?'

'વાંધો શો હોય, ડૉક્ટરસાહેબ !' હસીને તુલસી બોલી : 'પરંતુ આપ મને મિસ ગોસ્વામીને બદલે સિસ્ટર ગોસ્વામી કહેશો તો વધારે ગમશે... કદાચ આ લોકોએ આપને કહ્યું નહીં હોય કે હું કે.જી.એમ. હૉસ્પિટલની નર્સ છું.' પછી અચાનક પાછળ ઊભેલી ડિસોઝા યાદ આવી હોય તેમ ડોક ફેરવીને કહ્યું : 'કેમ, સિસ્ટર ડિસોઝા ?'

જવાબમાં લિલિયન ડિસોઝા આત્મીયતાભર્યું હસી ત્યાં ડૉક્ટર પંડ્યાએ નાડી તપાસીને તેનો હાથ છોડી દેતાં કહ્યું : 'નર્સ જ્યારે પેશન્ટ હોય ત્યારે એને સિસ્ટર ન કહીએ તો ચાલે કે નહીં, તુલસી ?'

સાંભળીને તુલસીથી ખડખડાટ હસી જવાયું, પરંતુ પૂરેપૂરું હસી ન શકી. હસવાની સાથે જ પીડા ઊપડી :

'ડૉક્ટરસાહેબ, જરાક હસવા ગઈ એમાં આખા શરીરે કળતર ઊપડી !'

'સતત પથારીમાં રહેવાથી એવું થઈ જાય.' સ્ટેથોસ્કોપથી તેની છાતી, પીઠ અને પડખાં તપાસતાં ડૉક્ટર પંડ્યાએ કહ્યું : 'એકબે દિવસની હળવી કસરતથી બધું ઠીક થઈ જશે.'

પંડ્યાસાહેબ કહેતા હતા ત્યારે તુલસી ધારીધારીને ચિંતનને જોઈ રહી હતી. ચિંતન તેની સામે જોઈ રહ્યો હતો, પણ તુલસીની આંખોમાં વિસ્મય ઊભરાતું હતું :

'ડૉક્ટરસાહેબ, મારી આંખોને કંઈ થઈ તો નથી ગયું ને ?' સાંભળીને ડૉક્ટર પંડ્યા સહિત બધાએ ચોંકીને તેની સામે જોયું. તુલસી હજુય વિસ્મયભરી નજરે ચિંતનને તાકી રહી હતી :

'સાત દિવસમાં આટલો બધો ફેરફાર ?'

'શેનો ફેરફાર, તુલી ?'

'તું આટલો બધો બદલાઈ ગયેલો કેમ લાગે છે, ચિંતુ ?' કહેતી તુલસી વારાફરતી દરેકને જોવા લાગી : 'તમે બધાં જ થોડાંથોડાં બદલાઈ ગયેલાં દેખાવ છો. સાત દિવસમાં ચિંતુ તો ભાયડા જેવો કેમ લાગવા માંડ્યો, માસીબા !'

'એ તારો દૃષ્ટિભ્રમ છે, તુલસી !' ડીનસાહેબે ઘૂંટાતા શ્વાસે ખોટું બોલવું પડ્યું : મગજને ઈજા પહોંચી એની અસર ક્યારેક દૃષ્ટિ પર થતી હોય. બેચાર દિવસમાં એની પણ સરખાઈ આવી જશે.'

નર્સ રહી ચૂકેલી તુલસીના મગજમાં શંકા જાગી. દરેક દર્દીને આ રીતે જ કહેવામાં આવતું હોય છે : બેચાર દિવસમાં બધું ઠીક થઈ જશે. મને પણ આ બધાં સારું લાગડવા

જ આમ કહી રહ્યાં છે, મારાથી કાંઈક છુપાવી રહ્યાં છે. પૂછપરછ કરીને મારે એમને પરેશાન શું કામ કરવાં જોઈએ ? મને આઘાત લાગશે એવી આ બધાંને દહેશત હશે, પણ હું દરેક આઘાતનો મક્કમપણે સામનો કરી લઈશ.

'તુલસી ગોસ્વામી, તને એક મહત્ત્વની વ્યક્તિનો પરિચય કરાવવાનો તો રહી જ ગયો.' એને વધુપડતા વિચાર કરતી રોકવા માગતા હોય તેમ પંડ્યાસાહેબ સ્વિસ ડૉક્ટરનો હાથ પકડી તેમને તેની સામે લઈ આવ્યા : 'આ છે વિશ્વવિખ્યાત ન્યુરોલોજિસ્ટ ડૉક્ટર લૅમ્બર્ટ.'

બિછાનામાં બેઠેલી તુલસીએ બંને હાથ જોડી મસ્તક ઝુકાવી આદરપૂર્વક એમને વંદન કર્યાં : 'ગૂડ મૉર્નિંગ, સર !'

'વેરી ગૂડ મૉર્નિંગ, માય ડૉટર !'

સાંભળતાં જ સુખદ આશ્ચર્યના આંચકાથી તુલસીની ગરદન ઊંચી થઈ ગઈ : મને એમણે દીકરી કેમ કહી ? થોડી વાર ધારીધારીને એમનું નિરીક્ષણ કરી લઈ યશોદાબહેન સામે જોતી તુલસી મુક્તપણે હસી પડી : 'માસીબા, તમારી માફક એમણે પણ મને દીકરી બનાવી લીધી !'

'હા, તુલસી, કાલ રાત્રે તું પહેલી વાર ભાનમાં આવી ત્યારે એ અને એમનાં પત્ની અહીં હાજર હતાં.'

'કાલે રાત્રે !' તુલસી ચોંકી : 'કાલે રાત્રે હું ભાનમાં આવી હતી ?' કહેતી વારાફરતી તે દરેકની સામે જોવા લાગી.

'તુલસી, તને ખરેખર એ યાદ નથી ?' વિસ્મયથી પહોળી થતી આંખે ડીનસાહેબ બોલી ઊઠ્યા : 'ડૉક્ટર લૅમ્બર્ટ, અહીં આ ખુરશી પર તારી સામે બેઠા હતા. ભાનમાં આવીને બેઠી થઈ જતાં તું ન સમજાય એવું કાંઈક બોલી ગઈ હતી.'

'હું... ?' ફરી ડૉક્ટરને નિહાળી લઈ તુલસીએ ખભા ઉછાળ્યા : 'હું તો એમને અત્યારે પ્રથમ વાર મળું છું... કદાચ અર્ધભાન-અવસ્થામાં હું ગમે તેવું બોલી ગઈ હોઉં તો મને માફ કરજો !'

'નહીં-નહીં, તુલસી ! તું ગમે એવું કાંઈ બોલી જ નહોતી.' ડૉક્ટર પંડ્યાએ તેને ખભેથી પકડી બિછાનામાં સુવડાવતાં કહ્યું : 'ડૉક્ટરસાહેબ કાલ રાત્રે એમના વતન સ્વિત્ઝરલૅન્ડ જવા માગતા હતા, પણ તેં એમને કહ્યું કે, પ્લીઝ, ડૉક્ટર ! રોકાઈ જાઓ... તારી આજીજી સાંભળી એમને તારા પર પુત્રી જેવું વહાલ ઊભરાયું એટલે રોકાઈ ગયા.'

'ઓહ ! આઈ ઍમ સૉરી ! વિનાકારણ મેં એમને રોકી રાખ્યા... આઈ ઍમ રિઅલી વેરી સૉરી !'

'બટ, આઈ ઍમ રિઅલી વેરી હૅપી, ટુલસી !' આત્મીયતા દર્શાવવા તેને નામથી સંબોધતાં સ્વિસ ડૉક્ટરે કહ્યું : 'હું તો તને સ્વિત્ઝરલૅન્ડ આવવાનું નિમંત્રણ આપવા રોકાઈ ગયો.'

'સ્વિત્ઝર્લેન્ડ !' બોલતી તુલસી વિચારે ચડી ગઈ એટલે ચિંતનના મનમાં ઉત્તેજના જાગી ઊઠી : હમણાં જ તુલસીને યાદ આવી જશે કે ડિફેન્સ મિનિસ્ટરનો ટેલેક્સ મોકલવાનું કામ ચીંધતી વખતે એણે મને પૂછ્યું હતું : ચિંતુ, સાત કરોડ સ્વિસ ફ્રાન્કના કેટલા રૂપિયા થાય ?

પરંતુ તુલસીના મુખ પર એવા કોઈ ભાવ ઊપસ્યા નહીં. એને વિચારમગ્ન બની ગયેલી જોઈને ફરી ડૉક્ટર પંડ્યાએ વાત અને વાતાવરણ બદલવા કહેવું પડ્યું : 'ચાલો, આપણે બધાં બહાર નીકળી જઈએ.' પછી ડિસોઝાને આજ્ઞા આપી : 'સિસ્ટર, યૂ ટેક કૅર ઑફ હર... ચા-નાસ્તો, લાઈટ એક્સરસાઈઝ વગેરે પતાવી એને કમ્પલીટ રેસ્ટ લેવા દેજો.'

જતાં પહેલાં તુલસી તરફ હસી લઈ ચિંતન અને યશોદાબહેનને સંભળાવવાના બહાને પંડ્યાસાહેબ બોલી ગયા : 'તમે બંને પેશન્ટને બહુ બોલાબોલ નહીં કરાવતાં. વધુપડતી વાતો કરવી કે સાંભળવી હાલના તબક્કે એને માટે સારી ન ગણાય, સમજ્યાં ને ?'

એક પછી એક બધાં બહાર નીકળતાં ગયાં. જાણીકરીને છેલ્લા રહેનાર ચિંતને દરવાજા પાસે તુલસી પર નજર નાખી ત્યારે પેલીએ હસીને આંખના સંકેતથી નજીક બોલાવ્યો. બધાંથી છાનું એ કાંઈક કહેવા માગે છે એવી આશાથી નજીક પહોંચીને ચિંતન તેના તરફ ઝૂક્યો. ખરેખર તેને ખાનગીમાં કહેવા માગતી હોય તેમ પોતાનું મોં ચિંતનના કાન તરફ લઈ જઈ તુલસીએ ફૂંક મારી : 'બની શકે તો ડૉક્ટર શ્રીકાન્તને કહેજે કે પાંચ મિનિટ માટે અહીં આવી જાય. એમનું મોં જોવા માટે આંખો તલસી રહી છે. મારું આટલું કામ જરૂર કરજે, ચિંતુ !'

સાંભળીને ચિંતનનું હૃદય બે ધબકારા ચૂકી ગયું.



# 27

'કાલ રાત્રે અર્ધભાનમાં આવીને તુલસીએ સ્વિસ ડૉક્ટર સમક્ષ ઉચ્ચારેલી પ્લેન-ક્રેશની આગાહી સાવ સાચી પડી એ કોઈને કહીએ તો માને નહીં.'

બ્રીચ કેન્ડી નર્સિંગ હોમના કૉન્ફરન્સ રૂમમાં 'હવે તુલસીનું શું કરવું' એ ચર્ચાની શરૂઆત કરતાં ડૉક્ટર દસ્તૂરે કહ્યું : 'વધારે વિચિત્ર વાત તો એ છે કે પોતે આવી કોઈ આગાહી કરી હોવાનું પણ એ છોકરીને સવારે યાદ નહોતું. તમે લોકો કહો છો તેમ એ સ્વિસ ડૉક્ટરને ઓળખી પણ શકી નહોતી.'

બપોરે દોઢ વાગ્યે સ્વિસ ડૉક્ટરની હાજરીમાં કાંઈક નિર્ણય પર આવવા માટે ગોઠવાયેલી મંત્રણામાં ડૉક્ટર લૅમ્બર્ટ મોડા પડ્યા એટલે એમના આવતાં પહેલાં પ્રાથમિક ચર્ચા કરી લેવાનું ચાલુ કરી દીધું હતું.

'જે ડચ રંગારા પિટર હરકોસનો દાખલો આપણને સવારે ડૉક્ટર લૅમ્બર્ટે કહી સંભળાવ્યો તેમાં અને આ તુલસીના કિસ્સામાં ત્યાં જ ફરક પડે છે, દસ્તૂરસાહેબ !'

ડૉક્ટર પંડ્યા પોતાનો અભિપ્રાય આપી રહ્યા હતા :

'પિટર હરકોસે ત્યાર પછી અનેક આગાહીઓ કરી હતી અને પોતે આવી શક્તિ ધરાવે છે એનો તેને પૂરેપૂરો ખ્યાલ પણ હતો, જ્યારે તુલસી તેનાથી સાવ અજાણ છે.'

'આ બાબતમાં ચોક્કસ અભિપ્રાય બાંધતાં પહેલાં આપણે હજુ થોડી રાહ જોવી રહી.' ડીન શ્રીવાસ્તવે મત દર્શાવ્યો : 'સંપૂર્ણ ભાનમાં આવેલી તુલસી હવે આવી કોઈ બીજી આગાહી કરે છે કે નહીં એ જોવું રહ્યું. ત્યાં સુધી તુલસીને અહીં રાખવી કે આપણી હૉસ્પિટલમાં શિફ્ટ કરવી એ વિચારી લઈએ તો ?'

ત્યારે ડૉક્ટર પંડ્યાએ દસ્તૂરસાહેબ તરફ જોયું : 'એને અહીં રાખવામાં સાહેબને વાંધો ન હોય તો...'

'વાંધો !' ડૉક્ટર દસ્તૂર અધવચ્ચે બોલવા જતાં એકાએક અટકી ગયા. ડૉક્ટર ગોર્કીના ઑપરેશને ચમત્કાર સર્જ્યો ત્યારે એમનું વલણ બદલાઈ ગયું હતું. આવા સારા પરિણામમાં બ્રીચ કેન્ડી નિમિત્ત બની તેનું ગૌરવ તેમણે અનુભવ્યું હતું. તેમાં તુલસીની ચમત્કારિક આગાહી સાચી પડી છે એની જાણ થતાં તેઓ બહુ પ્રભાવિત થયા હતા, પરંતુ આ બધું જ ગુપ્ત રાખવાનું છે એ જાણ્યા પછી એમની મૂંઝવણ થોડી વધી ગઈ. આવી ગુપ્તતા ક્યાં સુધી જાળવી શકાય ?

'શા વિચારમાં પડી ગયા, ડૉક્ટર દસ્તૂર ?' બહુ વાર લાગી એટલે ડીન શ્રીવાસ્તવે કહેવું પડ્યું : 'તમે આઉટ ઑફ ધ વે જઈને અમારા માટે ઘણુંબધું જોખમ ખેડ્યું. હવે તમે કહેતા હો તો આજે રાત્રે જ પેશન્ટને લઈ જઈએ.'

'અને થોડા દિવસ અહીં રાખવામાં વાંધો ન હોય તો અહીંથી જ સ્વિત્ઝરલૅન્ડ રવાના કરીએ.' ડૉક્ટર પંડ્યાએ પોતાનો ઇરાદો દર્શાવી દઈને ઉમેર્યું : 'અમારી હૉસ્પિટલ સાર્વજનિક છે. ત્યાં આટલી બધી ગુપ્તતા રાખવી અશક્ય છે. તુલસી ભાનમાં આવી એ સમાચાર જ એવા સ્ફોટક છે કે એનો ધડાકો થયા વગર ન રહે.'

ત્યારે ડૉક્ટર દસ્તૂરે બોલવું પડ્યું :

'પેશન્ટને અહીં રાખવી કે શિફ્ટ કરવી એનો બધો આધાર એ સ્વિત્ઝરલૅન્ડ ક્યારે જવાની છે એના પર રહે છે.'

'ડૉક્ટર લૅમ્બર્ટ તો એને બેચાર દિવસમાં જ ત્યાં બોલાવી લેવાનો બંદોબસ્ત કરી રહ્યા છે. સવારે ગયા ત્યારે કહેતા હતા કે સ્વિસ કૉન્સ્યુલેટમાં પ્લેન-ક્રૅશની વધુ માહિતી લેવા જઉં છું એટલે પેશન્ટના વિઝા પણ સાથોસાથ લેતો આવીશ.'

ડૉક્ટર પંડ્યા હજુ એ શબ્દો ઉચ્ચારે છે ત્યાં જ કૉન્ફરન્સ રૂમનું બારણું ઊઘડતું દેખાયું. સ્વિસ ડૉક્ટરને આવી પહોંચેલા જોઈ પંડ્યાસાહેબ ઉત્સાહભેર 'ગૂડ આફ્ટરનૂન' કહેવા જતા હતા, પણ હાંફળાફાંફળા અંદર ધસી આવેલા ડૉક્ટર લૅમ્બર્ટે એવો મોકો જ આપ્યો નહીં. 'બીજો ધડાકો થયો !' કહેતાં જાણે બૉમ્બ ફેંકતા હોય તેમ બધાની વચ્ચે આવી બપોરનું છાપું ટેબલ પર ફંગોળ્યું.

'શેનો ધડાકો થયો ?' એવું પૂછવાને બદલે ચિંતન સહિત ટેબલ ફરતે બેઠેલા ચારેયની નજર 'ઈવનિંગ ન્યૂઝ'ના મથાળા પર ચોંટી ગઈ : 'સ્વિસ એરલાઈન્સનું વિમાન તૂટી પડ્યું. તમામ ઉતારુઓ માર્યાં ગયાં હોવાનો ભય !' એ સમાચાર તો ચારમાંથી કોઈને માટે અજાણ્યા નહોતા એટલે ધડાકા જેવો આંચકો કોઈએ અનુભવ્યો નહીં... પણ તેની બાજુના મથાળાએ બધાને હચમચાવી દીધા : 'રશિયન ન્યુરોલોજિસ્ટના અપહરણનો પ્રયાસ !'

'હેં !' ઝાટકો લાગ્યો હોય તેમ ડૉક્ટર પંડ્યાએ ઝાપટ મારી છાપું પોતાના કબજામાં લઈ લીધું : 'હું વાંચી સંભળાવું છું.' કહીને નજર ઊંચી કરી તો દરેકના ચહેરા તંગ થતા દેખાયા. સમાચાર જાણી લેવાની તીવ્ર ઉત્સુકતાથી સૌના શ્વાસ અધ્ધર થઈ ગયા હતા.

'ભારતના પ્રવાસે આવેલા સોવિયેટ રશિયાના સર્વોચ્ચ ન્યૂરોલોજિસ્ટ ડૉક્ટર ગોર્કીના અપહરણ માટે થયેલા પ્રયાસે અહીં પાટનગરમાં ભારે સનસનાટી સર્જી દીધી છે. તાજેતરમાં મુંબઈ ખાતે યોજાયેલ 'વર્લ્ડ ન્યુરોલોજિસ્ટ કૉંગ્રેસ'માં ભાગ લેવા માટે ડૉક્ટર ગોર્કી મૉસ્કોથી આવ્યા હતા. મુંબઈથી ત્રણ દિવસ માટે પાટનગર દિલ્હી ગયેલા ડૉક્ટર ગોર્કી આજે (૨૯ જૂનની) રાત્રે મૉસ્કો માટે વિદાય લે એ પહેલાં મોડી સાંજે હોટેલ ચાણક્યમાંથી તેઓ બહાર નીકળતા હતા ત્યારે એક ઈમ્પૉર્ટેડ કારમાંથી બે આસામીઓ ઊતરીને ડૉક્ટર ગોર્કી તરફ ધસી ગયા હતા. રશિયન ડૉક્ટરને કાંઈ સમજાય એ પહેલાં બળજબરીથી એમને કારમાં હડસેલી અપહરણ કરનારાઓએ મોટર હંકારી મૂકી. જોગાનુજોગ એ જ વખતે પાટનગરના રશિયન એલચીની મોટર ડૉક્ટર ગોર્કીને લેવા માટે હોટેલ પર પહોંચી. રશિયન એલચીની કારમાં બેઠેલા હથિયારધારી અધિકારીને અપહરણનો ખ્યાલ આવતાં નાસી જતી કારનો પીછો પકડ્યો. સદ્ભાગ્યે અપહરણકારોની મોટર ફ્રેન્ચ એમ્બસીના ગેટ પર પહોંચી ત્યાં જ પીછો કરતી રશિયન એલચીની કારે તેને આંતરી લીધી. આ અણધાર્યા વિઘ્નથી ડઘાઈ ગયેલા બંને અપહરણકારો ડૉક્ટર ગોર્કીને ઉઠાવી જવાનો પ્રયાસ પડતો મૂકીને પલાયન થઈ ગયા હતા.'

એટલું વાંચીને ડૉક્ટર પંડ્યાએ ફરી ઊંચે જોઈ લીધું તો સાંભળનારાની દૃષ્ટિ પૂછી રહી હતી : 'પછી શું ?'

'માત્ર આઠદસ વાક્યો જ બાકી છે.' કહેતાં પંડ્યાસાહેબે આગળ વાંચવા માંડ્યું : 'સોવિયેટ એમ્બસી સાથે સંપર્ક ધરાવતાં સાધનો દ્વારા મેળવેલી માહિતી મુજબ ડૉક્ટર ગોર્કીના અપહરણ પાછળ પાટનગરની ફ્રેન્ચ એમ્બસી સાથે સંકળાયેલા કોઈનો હાથ હોવો જોઈએ. ન્યુરોલોજિસ્ટ ગોર્કીએ એમના ક્ષેત્રમાં કેટલુંક એવું મહત્ત્વનું સંશોધન કર્યું છે કે પશ્ચિમના કોઈ પણ દેશને એ જાણી લેવાની લાલચ જાગે. ડૉક્ટરનું અપહરણ કરી જતી કાર ફ્રેન્ચ એમ્બસીના દરવાજામાં પ્રવેશ કરે એ પહેલાં જ સતર્ક રશિયન અધિકારીએ આ હિચકારા કૃત્યને નિષ્ફળ બનાવ્યું એના પરથી ફલિત થાય છે કે ફ્રેન્ચ એલચી ખાતું આમાં સંડોવાયું હોવું જોઈએ... ડૉક્ટર ગોર્કી તો ક્ષેમકુશળ મૉસ્કો જવા ઊપડી ગયા છે, પરંતુ આ ઘટનાના બહુ ઘેરા પ્રત્યાઘાત પડવાનો સંભવ છે.'

સમાચાર વંચાઈ ગયા પછી થોડી વાર સુધી ખંડમાં સન્નાટો છવાઈ ગયો. સ્વિસ ડૉક્ટરે આવા જ પ્રત્યાઘાતની અપેક્ષા સેવી હતી, કારણ કે ડૉક્ટર ગોર્કીએ અશક્યને શક્ય કરી દેખાડી સૌનાં હૃદયમાં માનભર્યું સ્થાન મેળવી લીધું હતું.

'થેન્ક ગૉડ કે અપહરણનો પ્રયાસ નિષ્ફળ ગયો.' ઘૂંટાતા શ્વાસ છોડતાં પંડ્યાસાહેબે બોલવાની પહેલ કરી : 'નહીંતર અમારી કૉંગ્રેસ નિમિત્ત બની જાત.'

'તમારી કૉંગ્રેસ ઑલરેડી નિમિત્ત બની ચૂકી છે, ડૉક્ટર પંડ્યા !' દસ્તૂરસાહેબે સંભળાવ્યું : 'ફરી ક્યારેય રશિયન સરકાર આવા કોઈ નિષ્ણાતને બહાર મોકલવાનું જોખમ નહીં ખેડે.'

'એટલું સારું છે કે મુંબઈમાં આવું કાંઈ ન બન્યું !' ડૉક્ટર પંડ્યા આશ્વાસન શોધતા હતા, પણ દસ્તૂરસાહેબ એમને પોકળ સાંત્વન લેવા દેવા માગતા ન હોય તેમ બોલી ઊઠ્યા : 'એના છાંટા મુંબઈમાં ઊડવાના જ. એકબે દિવસમાં ઇન્કવાયરી ચાલુ થઈ જશે.' પછી કાંઈક યાદ આવતું હોય તેમ તેઓ ટટ્ટાર થઈ ગયા : 'ડૉક્ટર પંડ્યા, અધૂરામાં પૂરું કાલે દિલ્હી કૉલ જોડવા માટે આપણે અહીંના રશિયન કોન્સલ પાસેથી નંબર માગ્યો હતો... એટલે હું પણ સંડોવાઈ ગયો.'

'હવે મને ખ્યાલ આવે છે કે આપણે રશિયન એલચીને દિલ્હી ફોન જોડ્યો ત્યારે તોછડાઈ કેમ સાંભળવા મળી !' પોતાની જાતને કહેતા હોય તેમ પંડ્યાસાહેબ બબડ્યા : 'જેમના અપહરણનો પ્રયાસ થયો હોય એમની પૂછપરછ થાય ત્યારે આપણા ઇરાદા માટે પણ એમને શંકા જાગે જ ને ?'

'એટલે જ હું કહું છું કે આ પેશન્ટને અહીં વધારે રાખવાનું જોખમ હું નહીં ખેડું.' દસ્તૂરસાહેબે ટેબલ પર મુક્કી પછાડતાં ઉમેર્યું : 'ડૉક્ટર ગોર્કીએ અહીં ગુપ્તપણે પેશન્ટનું ઑપરેશન કર્યું હતું એ જાહેર થઈ જાય તો...'

બોલતાંબોલતાં એમના ગળામાં ભયનો ગઠ્ઠો બાઝી ગયો. ટાઈમબૉમ્બ ગમે ત્યારે ફાટવાનો હોય એવી સ્ફોટક સ્થિતિ સર્જાઈ ગઈ. ડીન શ્રીવાસ્તવને થયું કે હવે દોર પોતાના હાથમાં લઈ લેવાની ઘડી આવી પહોંચી છે. તેમણે આશાભરી નજરે સ્વિસ ડૉક્ટર સામે જોયું : 'ડૉક્ટર લેમ્બર્ટ, પેશન્ટને જલદીમાં જલદી સ્વિત્ઝરલૅન્ડ ક્યારે લઈ જઈ શકાય ?'

'હું એ જ પૂછવા માગતો હતો કે પેશન્ટને વહેલામાં વહેલી તમે ક્યારે મોકલી શકો ? મારા તરફથી સંપૂર્ણ તૈયારી થઈ ચૂકી છે.' કહેતાં સ્વિસ ડૉક્ટરે એમની બ્રીફકેસ ખોલી. પેપર્સ બહાર કાઢ્યા : 'વિઝાનાં બે ફૉર્મ લઈ આવ્યો છું. પેશન્ટ અને તેની સાથે આવનારની સહી કરાવી આપો એટલે તાબડતોબ વિઝા મળી જાય એવો બંદોબસ્ત કરી આવ્યો છું... પેશન્ટ સાથે કોણ આવવાનું છે ?'

'બીજું કોણ હોય...' કહેતાં ડીનસાહેબે ચિંતન તરફ જોયું : 'અમારો યંગ ડૉક્ટર મઝુમદાર ! તમને તો જાણ ન હોય પણ પાંચપાંચ વરસથી આ છોકરો તુલસીના ભાનમાં આવવા માટે એકચિત્તે તપ કરતો હતો.'

'તો-તો પછી એણે જ આવવું જોઈએ.' સ્વિસ ડૉક્ટરે ચિંતન તરફ વિઝાનાં ફૉર્મ સરકાવતાં કહ્યું : 'અમારું સ્વિત્ઝરલૅન્ડ તો સૌંદર્યભૂમિ ગણાય છે. આલ્પ્સની પર્વતમાળા અને સરોવરોની હારમાળાના ખુશનુમા હવામાનમાં યંગ પેશન્ટની સાથે તમારા જેવો યંગ ડૉક્ટર હોય પછી પૂછવું જ શું ? હમણાં જ તમારી બંનેની બૉમ્બે-જિનીવાની રિટર્ન ટિકિટ કપાવી લઉં છું.'

'પણ, સર... ' કહેતાં ચિંતને ડીનસાહેબ તરફ જોયું, પછી વિચાર બદલી નાખ્યો હોય તેમ સ્વિસ ડૉક્ટરને જ કહ્યું : 'આપે તુલસીની સારવારની જવાબદારી ઉઠાવી લીધી એ ઘણું છે. આવવા-જવાની ટિકિટની ચિંતા આપ ન કરો એવી રિક્વેસ્ટ છે. મારાં મધરને ઓછું આવશે.'

'નો... નો, ધૅટ ઈઝ માય પ્રિવિલેજ !' સ્વિસ ડૉક્ટર ટિકિટના ખર્ચ માટે આગ્રહ કરવા જતા હતા, પણ ડીનસાહેબે એમને રોક્યા : 'ડૉક્ટર, એ હિસાબકિતાબ આપણે પછી કરીશું. અગત્યની વાત એ છે કે તમે એકાદ દિવસ વધારે રોકાઈ જઈ એ બંનેને તમારી સાથે જ જિનીવા લઈ જઈ શકો ખરા ?'

'ઓહ નો !' એવા ઉદ્‌ગાર સાથે સ્વિસ ડૉક્ટરે કોટના ખિસ્સામાંથી બે ટિકિટ કાઢી : 'મારે કોઈ પણ હિસાબે આજની ફ્લાઈટ પકડવી જ પડે. સ્વિસ એરલાઈન્સ હમણાં બેચાર દિવસ બંધ રહેવાની છે એટલે તો હું એર ફ્રાન્સની ટિકિટ લઈ આવ્યો. નર્સિંગ હોમનાં પેન્શટ મારી રાહ જોતાં હશે.'

ત્યારે ડૉક્ટર પંડ્યાએ વચ્ચે બોલવું પડ્યું : 'એમની વાત સાચી છે, ડીનસાહેબ, ચિંતન અને તુલસીને જવામાં એકાદ દિવસનો વિલંબ પણ થઈ જાય.'

'બેએક દિવસને બદલે બે અઠવાડિયાંનોય વિલંબ થઈ જાય.'

ચિંતનથી બોલાઈ ગયું ત્યારે સૌ તેની સામે તાકી રહ્યા. ડૉક્ટર દસ્તૂરના ચહેરા પર તો ચિંતાનાં વાદળ ઘેરાઈ ગયાં. પોતે કાંઈક અજુગતું બોલી ગયો હોય એવા સૌના હાવભાવ જોઈ ચિંતને ખુલાસો કરવો પડ્યો : 'તુલસી હજુ ઘણીબધી બાબતથી અજાણ છે. પિતાના મૃત્યુનો આઘાત જીરવવાનો બાકી છે. શ્રીકાન્તભાઈ વિશે જાણી જે આઘાત અનુભવશે એ તો વધારાનો...'

બોલતાંબોલતાં એનો કંઠ રૂંધાઈ ગયો. હવે સૌને સમજાયું કે આ વાતનો કોઈને વિચાર કેમ ન આવ્યો ? બેહોશીમાં વીતી ચૂકેલાં પાંચ વરસના સમય સાથે મનમેળ કરવાનું એટલું આસાન તો નથી જ...

ફરી કૉન્ફરન્સ રૂમમાં સન્નાટો છવાઈ ગયો. રશિયન ડૉક્ટરના અપહરણનો પ્રયાસ થયો એ સમાચારે સર્જેલી સમસ્યા ઉકેલવાની અધીરાઈમાં આ સમસ્યા સાવ ધ્યાન બહાર રહી ગઈ. સ્વિત્ઝરલૅન્ડ જવાની વાત આવતાં જ તુલસી બોલી ઊઠશે કે ડૉક્ટર શ્રીકાન્ત કહે એમ કરો !

હવે શું કરવું ? ટેબલ પર પડેલા છાપાને તાકી રહેલા ડીનસાહેબના મગજમાં ઝબકારો થયો. પોતાની જાતને કહેતા હોય એમ તેઓ બબડ્યા : 'જે આઘાત ધીમેધીમે આપવાનું વિચારતા હતા એ એકીસાથે આપી દીધો હોય તો ? કદાચ તુલસીને માટે એ વધુ હિતાવહ નીવડે...'

ફેંસલો કરી લીધો હોય તેમ છાપું હાથમાં લેતાં તેઓ સફાળા ઊભા થયા એટલે પંડ્યાસાહેબ ચોંક્યા : 'શું થયું, ડીનસાહેબ ?'

'જે થવાનું છે એ થઈને જ રહેશે.' પોતે કરેલો નિર્ણય અફર હોય એમ તેઓ બોલી ગયા : 'બેચાર દિવસ પછી જે કરવાના હતા એ બેચાર મિનિટ પછી કરીએ એમાં વાંધો શો છે ? હવે તો મને લાગે છે કે વિલંબ કરવામાં વધારે જોખમ છે. કહ્યા વગર તુલસીને જાણ થઈ જશે તો કદાચ આઘાત વધારે વસમો બની જશે...'

'પણ તમે એને કહેશો કઈ રીતે ?'

'રીત !' હાથમાં પકડેલા છાપાની ગડી કરતાં ડીનસાહેબ સહેજ મરક્યા : 'આ સમાચાર વંચાવવાના બહાને હું એના હાથમાં છાપું આપીશ. વાંચતાંવાંચતાં એનું ધ્યાન તારીખ, મહિનો અને સાલ પર જશે એટલે એ ચોંકી જશે... બસ, પછીનું હું સંભાળી લઈશ.' તેમને સાંભળી રહેલા ત્રણે ડૉક્ટર જાણતા હતા કે ડીન શ્રીવાસ્તવ જોખમી પગલું ભરવા જઈ રહ્યા છે, છતાં કોઈએ એમને રોક્યા નહીં : 'કદાચ એમની હૈયાઉકલત ધાર્યું પરિણામ લાવી પણ શકે !'

'ચિંતન, ચાલ ! તારાં મધર તો રૂમમાં છે જ, કદાચ તારી હાજરીનો પણ ખપ પડે...' કહેતાં એમણે પગ ઉપાડ્યા. કૉન્ફરન્સ રૂમથી તુલસીનો અઢાર નંબરનો રૂમ માંડ વીસ ડગલાં દૂર હતો, છતાં શ્રીવાસ્તવને પગલેપગલે થાક વરતાયો. અઢાર નંબરના દરવાજે પહોંચતાં જ એમના પગ થંભી ગયા, એટલે પાછળ ચાલતા ચિંતને પણ અટકી જવું પડ્યું. ડીનસાહેબને અચાનક ખ્યાલ આવ્યો હતો કે તુલસીના જતન પાછળ જેણે જુવાનીનાં પાંચ વરસ ખર્ચી નાખ્યાં એનો અભિપ્રાય પૂછવાનું તો સાવ જ રહી ગયું ! અંદર જવા-ન-જવાની ડીનસાહેબની ઉલઝન પામી ગયો હોય તેમ ચિંતન આશાભર્યા સ્મિત સાથે બોલી ગયો : 'પ્લીઝ, ગો અહેડ, સર !'

ત્યારે વડીલને જુવાનના પીઠબળનો જુસ્સો મળ્યો હોય તેમ ડીનસાહેબે હોંશભેર દરવાજો હડસેલ્યો, ત્યાં ગીતાના શ્લોકની પંક્તિ એમના કાને પડી : હે અર્જુન, તું મને પ્રિય છે અને તારું હિત મારે હૈયે છે, એટલે તારાથી અજાણ એવો ભેદ તારા પૂછ્યા વગર પણ હું તને કહીશ... જાણે પોતાના મનની વાત શ્લોક દ્વારા કહેવાઈ રહી હોય તેમ ડીન શ્રીવાસ્તવના મુખ પર પ્રસન્નતા છવાઈ ગઈ.

તુલસીનું ચિત્ત ચિંતાતુર રહે અને એ બહુ પૂછપરછ ન કરે એટલા માટે યશોદાબહેન ઘેરથી ટેપરેકૉર્ડર લઈ આવ્યાં હતાં. પિતા તરફથી તુલસીને સંસ્કારમાં જ ગીતાના શ્લોક મળ્યા હતા : 'બેટી, મનમાં જ્યારે ઉદ્વેગ જાગે ત્યારે ગીતાનું શરણ લઈ લેવું...' બિછાનામાં નેત્રો બીડીને પડેલી તુલસીના મુખ પર સ્વસ્થતા લીંપાયેલી હતી. શ્લોક સાંભળવામાં તે એટલી તલ્લીન બની ગયેલી કે આવનારનો પગરવ પણ ન સંભળાયો. તેને ખલેલ ન પહોંચે એવી ચીવટથી સરકીને ડીનસાહેબ ખુરશી પર ગોઠવાઈ ગયા. પછી હાથના ઇશારાથી યશોદાબહેનને પૂછ્યું : 'છોકરીને કેમ છે ?'

જવાબમાં સામે સ્ટૂલ પર બેઠેલાં યશોદાબહેને સ્મિત દ્વારા સમજાવ્યું : કુશળ છે !

અઢારમા અધ્યાયના બાકીના બેત્રણ શ્લોક પૂરા થયા ત્યાં સુધી ડીનસાહેબ ધીરજ

ધરીને બેઠા : 'જે આઘાતજનક ભેદ પોતે ખોલવા આવ્યા હતા તે જીરવી શકવાનું તુલસી માટે અનુકૂળ વાતાવરણ સર્જાઈ રહ્યું હતું. કઈ રીતે શરૂઆત કરવી એ પણ વિચારી લીધું : હા, તુલસી, તું પાંચ વરસ બેહોશ રહી હતી... અને તું તો જાણે છે, તારા પિતા હાર્ટ પેશન્ટ હતા... આ "હતા" કહીશ એટલામાં જ જે સમજવાનું છે એ શાણી તુલસી પળવારમાં પામી જશે. યશોદાબહેન હાજર છે એટલે પિતાના મૃત્યુનો આઘાત એમની છાતીએ વળગી પડીને રુદનથી હળવો કરી નાખશે... ત્યાર પછી શ્રીકાન્તની વાત તો કદાચ વગર કહ્યે પણ તેને સમજાઈ જશે !

ટેપરેકૉર્ડર વાગતું બંધ થયા પછી સમાધિમાંથી બહાર આવતી હોય તેમ થોડી વારે તુલસીએ આંખો ઉઘાડી. ડીનસાહેબ પર નજર પડતાં જ એ સહેજ ઓઝપાઈ ગઈ. 'તમે !' કહેતી વિવેક દર્શાવવા એ બેઠી થઈ ગઈ. સવારે સાતેક વાગ્યે એ સાચા અર્થમાં ભાનમાં આવેલી તુલસીની સ્ફૂર્તિને જોઈને ડીનસાહેબ ખુશ થયા : 'ધાર્યા કરતાં તું વહેલી હરતીફરતી થઈ જવાની, તુલસી !'

'સાત દિવસ પથારીમાં પડી રહી એમાં શરીરને વળી શું થઈ જવાનું હતું, સર !'

તેણે રમૂજની ઢબે કહ્યું એટલે અત્યાર સુધી એની નજરથી અળગા રહેલા ચિંતને પોતાની હાજરી નોંધાવી : 'શરીરને બીજું તો કાંઈ ન થાય, પણ પડ્યાંપડ્યાં વજન તો વધી જાય ને !'

'કોણ, ચિંતુ !' શરારતી નજરે પહેલાં તેની સામે જોઈ લઈને પછી પોતાના જમણા હાથના બાવડાને ડાબા હાથનાં આંગળાંથી માપતી તે બોલી ઊઠી : 'મેડિકલ કૉલેજના પહેલા પગથિયે ઊભો છો ત્યાં ડૉક્ટર બની ગયો હોય તેમ નિદાન કરવાં રહેવા દે... પૂછ, યશોદામાસીને, સાત દિવસમાં હું કેવી સોરાઈ ગઈ છું !'

'ટૂથબ્રશના જમાનામાં પણ તું રોજ સવારે જે દાંતે ઘસે છે એ દાતણની સોટી જેવી સોરાઈ ગઈ !' ચિંતને વાતાવરણની હળવાશ વધારી એટલે તુલસીએ તેના પર મુક્કી ઉગામી :

'તું તો બોલતો જ નહીં, ચિંતુ ! વાર્તાના રાજકુંવરની જેમ મારી સાત દિવસની માંદગીમાં તું સવારે ન વધે એટલો રાતે વધીને સાત દિવસમાં કેવો જાડો થઈ ગયો ! જરા અરીસા સામે ઊભો રહીને જોઈ આવ...'

હવે ડીનસાહેબે મોકો ઝડપી લીધો : 'તુલસી, તું સાચું કહે છે. બહુ લાંબા વખતે જોનારને જ સમજાય કે સામા માણસના દેખાવમાં કેટલો બધો ફેરફાર થઈ ગયો.'

પરંતુ એમનું પહેલું નિશાન ખાલી ગયું હોય તેમ તુલસીનો ચહેરો નિર્લેપ રહ્યો, એટલે ડીનસાહેબે ખોળામાં પડેલું છાપું ઊંચક્યું : 'તુલસી, તને ખબર છે કે તારું ઑપરેશન કોણે કર્યું હતું ?'

ત્યારે એણે બંને ખભા ઉછાળ્યા : 'તમે લોકો મને કાંઈ કહો તો ખબર પડે ને... કાંઈ

પણ પૂછું એટલે ડિસોઝા, માસીબા કે ચિંતન એક જ જવાબ દે છે : એ બધી વાત નિરાંતે કરીશું... તમે એક એવા નીકળ્યા જે વગર પૂછ્યે કહેવા તૈયાર થયા.'

'તું નસીબદાર છો, તુલસી ! કે જગતના અજોડ સર્જન તારા ઑપરેશન માટે મુંબઈમાં હાજર હતા.' કહી છાપાની ગડી કરી 'અપહરણના પ્રયાસ'વાળા સમાચાર સાથે છપાયેલો ફોટો દેખાડ્યો : 'જો, આ એમનો ફોટો.'

ત્યારે આવેશમાં ડીનસાહેબના હાથમાંથી છાપું ખેંચી લઈ તુલસી આદરભાવથી પોતાના તારણહારની તસવીર નિહાળવા લાગી : 'આ તો રશિયન ડૉક્ટર છે !' ફોટા નીચેનો પરિચય વાંચીને એ બોલી ઊઠી : 'મને તો એમ કે સવારે સ્વિત્ઝરલૅન્ડના ડૉક્ટરસાહેબ ખબર પૂછવા આવ્યા હતા એમણે ઑપરેશન કર્યું હશે.'

'તુલસી, મુંબઈમાં ત્રણ દિવસની ન્યુરોલોજિસ્ટની કૉંગ્રેસ હતી એટલે વિશ્વના ટોચના ન્યુરોલોજિસ્ટ આવ્યા હતા.' ફોટા પરથી નજર હટાવ્યા વગર સાંભળતી તુલસીને ડીનસાહેબ કહી રહ્યા હતા : 'એ બધા ન્યુરોલોજિસ્ટમાંથી આ રશિયન ડૉક્ટર સિવાય કોઈ તારા ઑપરેશનનો ખતરો લેવા તૈયાર ન થયા.'

'અને આ ડૉક્ટરે ઑપરેશનથી મને સાજી કરી દીધી !' પોતાનો કેસ કેવો વિકટ હતો એ સમજ્યા પછી તુલસીના ચહેરા પર રશિયન ડૉક્ટર માટેનો આદરભાવ અનેકગણો વધી ગયેલો જોવા મળ્યો : 'તો-તો મારે એમના પગ ધોવા જોઈએ !'

'પણ એ તો તારું ઑપરેશન કરીને બીજી સવારે જ દિલ્હી રવાના થઈ ગયેલા.' ડીનસાહેબની અધીરાઈ વધતી જતી હતી : 'તું ક્યારની ફોટો જોયા કરે છે, પણ એમના સમાચાર તો વાંચ !'

ત્યારે તુલસીએ મથાળા પર નજર દોડાવી : 'ઓ બાપ રે ! દિલ્હીમાં એમનું અપહરણ કરી જવાનો પ્રયાસ થયો ?'

'હા, કાલે રાત્રે જ એ ઘટના બની ગઈ.' મથાળા પર નજર ચોંટાડીને બેઠેલી તુલસીને આગળ વાંચવા માટે પ્રેરતા હોય તેમ ડીનસાહેબ બોલ્યા : 'સારું થયું કે છેલ્લી ઘડીએ અપહરણનો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો.'

પણ આ શું ? તુલસીનો ચહેરો એકાએક તંગ કેમ થવા લાગ્યો. એણે હજુ છાપાની ગડી ઉઘાડીને વાર, તારીખ કે સાલ પર નજર નાખી નથી... છતાં આમ હેબતાઈ કેમ ગઈ ?

તુલસીના મુખ પર જોવા મળેલા અણધાર્યા ભાવપલટાથી ડીનસાહેબની જેમ ચિંતન અને યશોદાબહેન પણ ડઘાઈ ગયાં. છાપું પકડેલા તેના બંને હાથની મુઠ્ઠીઓ ભીંસાવા લાગી. કોઈ દશ્ય જોઈને ઢળી ગઈ હોય તેમ પહોળી થયેલી તેની આંખોમાં ભય ડોકાવા લાગ્યો, અક્કડ થતાં હાથ-પગ અને કપાળમાં વળતી કરચલીઓ જોઈને 'શું થયું, તુલસી ? એકાએક તને શું થઈ ગયું ?' કહેતા ડીનસાહેબ તેના બંને હાથ પકડવા જાય ત્યાં તો એણે ચિત્કાર કર્યો : 'નહીંનહીં, સમાચાર સાચા નથી ! એમનું અપહરણ થઈ ચૂક્યું છે !'

આગલી રાતે સ્વિસ ડૉક્ટર સમક્ષ પ્લેન-ક્રેશની આગાહી ઉચ્ચારતી વખતે જોવા મળ્યું એવું જ સ્વરૂપ તુલસીએ ધારણ કરી લીધું હતું. ગભરાટમાં સ્ટૂલ પરથી ઊભાં થઈ ગયેલાં યશોદાબહેન તુલસીનો વાંસો પસવારવા લાગ્યાં : 'શાંત થા, તુલસી ! શાંત થા !'

ચિંતનથી પણ રહેવાયું નહીં એટલે તેનો ખભો દાબીને કહેવા લાગ્યો : 'કાંઈ નથી થયું, તુલસી ! કાંઈ નથી થયું.'

'થયું છે... થયું છે...' કહેતી થાકી ગયેલી તુલસી હાંફવા લાગી.

'ચિંતન, તું પંડ્યાસાહેબને બોલાવી લાવ.' ડીનસાહેબે આજ્ઞા કરી એટલે ચિંતને દોટ મૂકી.

તુલસીના રાતાચોળ ચહેરા પરથી પરસેવો રેલાવા લાગ્યો એટલે યશોદાબહેને પસીનો લૂછી તેના બંને ખભા પકડીને 'દીકરી, સૂઈ જા... તુલસી !' કહ્યું ત્યારે ઉઘાડી આંખે હાંફતી તુલસીએ બિછાના પર માથું ઢાળી દીધું.

તુલસીના બંને હાથની મુઠ્ઠીમાં જકડાયેલું છાપું સેરવી લઈ ડીનસાહેબ તેની ભીની હથેળી લૂછતા હતા ત્યાં ચિંતનની પાછળ પંડ્યાસાહેબ દાખલ થયા.

'શું થયું ?' કહેતાં તુલસી પર નજર નાખી તો કોઈ બિહામણું દૃશ્ય જોયું હોય તેમ તેની આંખની કીકીઓ સ્થિર થઈ ગઈ હતી અને છાતી ધમણની જેમ હાંફતી હતી.

'આઘાતથી ફેઈન્ટ થઈ ગઈ કે શું ?' પૂછતાં ડૉક્ટર પંડ્યા તેની નાડી તપાસવા લાગ્યા. એટલી વારમાં તુલસી નજીક સરકી જઈ ચિંતને તેની ઉઘાડી આંખો હળવા હાથે બીડી દીધી.

'પલ્સ તો નૉર્મલ લાગે છે.' કહેતાં પંડ્યાસાહેબે એનું કાંડું છોડી દીધું, એટલે ડીન શ્રીવાસ્તવે એમનો હાથ પકડી લીધો : 'આપણે બહાર વાત કરીએ. હવે એ ઊંઘી જશે.'

અને ખરેખર બંને ડૉક્ટર બહાર નીકળ્યા એટલી વારમાં તો જાણે કાંઈ ન બન્યું હોય તેમ તુલસી ઘસઘસાટ ઊંઘવા લાગી.

'શું થયું ?' બહાર નીકળતાં જ સ્વિસ ડૉક્ટરની સાથે ઊભેલા દસ્તૂરસાહેબે અધીરાઈભેર પૂછ્યું : 'ઈઝ શી ઑલરાઈટ ? ફાધરના ડેથનો આઘાત જીરવી ગઈ ?'

'હું એ વાત ઉચ્ચારું એ પહેલાં તો કાંઈક જુદું જ બની ગયું !' ડીનસાહેબે ટૂંકમાં સમજાવ્યું : 'છાપામાં ગોર્કીને દેખાડીને મેં એને કહ્યું એમણે તારું ઑપરેશન કર્યું હતું, ત્યારે એ અહોભાવથી ફોટામાં એમને જોતી રહી. પછી મેં સમાચારના હેડિંગ તરફ એનું ધ્યાન દોર્યું કે તરત જ એને તાણ આવવા લાગી. અમને કાંઈ સમજાય એ પહેલાં તો ગઈ રાતની જેમ ચિત્કાર સાથે બોલી ઊઠી : એમનું અપહરણ થઈ ચૂક્યું છે !

'અપહરણ થઈ ચૂક્યું !' ડૉક્ટર પંડ્યા ચોંક્યા : 'ઈટ ઈઝ ઈમ્પૉસિબલ !'

'નથિંગ ઈઝ ઈમ્પૉસિબલ, ડૉક્ટર પાંડિયા !' આગલી રાતની અનુભવવાણી ઉચ્ચારતા

સ્વિસ ડૉક્ટર બોલી ઊઠ્યા : 'શું થવાનું છે અને શું થઈ ગયું છે એ જાણી લેવાની કોઈ અજબ શક્તિ આ છોકરીને સાંપડી છે. આપણે ખાતરી કરવી જોઈએ.'

'પણ ખાતરી કરવી કેવી રીતે ?' પંડ્યાસાહેબ માથું ખંજવાળવા લાગ્યા : 'છાપામાં સાફ લખ્યું છે કે અપહરણનો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો... હવે કોને કેવી રીતે પૂછવું ?' બોલતાંબોલતાં એમના મગજમાં બત્તી થઈ : 'એક ચાન્સ છે. ફ્રેન્ચ ડૉક્ટર માઇકલ રૂઝ હજુ દિલ્હીમાં હોવા જોઈએ. તેઓ આજની રાતની ફ્લાઈટમાં પૅરિસ જવાના હતા. લેટ મી ચેક.' કહેતાં ખિસ્સામાંથી ડાયરી કાઢીને ૩૦ જૂનનું પાનું જોયું તો એના પર લખ્યું હતું : ડૉક્ટર માઇકલ રૂઝ, અશોકા હોટેલ, ડિપાર્ચર મિડનાઈટ !

'તેઓ હજુ દિલ્હીમાં જ છે. આજ રાતની ફ્લાઈટ પકડવાના છે.' કહેતાં ઉત્તેજનાભેર એમણે પગ ઉપાડ્યા : 'ચાલો, કૉન્ફરન્સ રૂમમાંથી આપણે એમને ફોન જોડીએ. ડૉક્ટર ગોર્કીના તેઓ ખાસ મિત્ર છે, એટલે સાચી વાત જાણતા જ હશે.'

દિલ્હીનો ફોન લાગતાં પાંચસાત મિનિટ નીકળી ગઈ છતાં કોઈએ ન તો ખુરશી પર બેઠક લીધી કે ન કોઈ એકબીજા સાથે વાત કરી શક્યા. પંડ્યાસાહેબને ઉચાટ હતો કે ખરેખર અપહરણ થયું હોય તો બહુ મોટી ઉપાધિ થવાની... દસ્તૂરસાહેબ મૂંઝાતા હતા કે રશિયા સાથેના ભારતના ગાઢ સંબંધને કારણે જાતજાતની ઇન્ક્વાયરી આવી પડશે. પોતે પણ આ કાવતરામાં સામેલ હોય એવી ઊલટતપાસ ચાલશે.

અશોકા હોટેલનો ફોન નંબર લાગ્યો. ડૉક્ટર માઇકલ રૂઝનું નામ લેતાં જ સામેથી સાંભળવા મળ્યું : 'એક સેકન્ડમાં આપું છું.' રિસીવર કાને ધરીને ઊભેલા પંડ્યાસાહેબે સામે ઊભેલા ચારેયને સંકેતમાં સમજાવ્યું : હમણાં સાચાખોટાનું પારખું થઈ જશે !

'કોણ, ડૉક્ટર માઇકલ રૂઝ ! ગૂડ આફ્ટરનૂન ! ડૉક્ટર પંડ્યા હિયર.' કહીને એમણે શરૂઆત કરી : 'થૅન્ક ગૉડ કે તમારો સંપર્ક થઈ ગયો. તમને એક ગૂડ ન્યૂઝ આપવાના છે.'

સાંભળીને ફ્રેન્ચ ડૉક્ટર ચોંક્યા : 'ગૂડ ન્યૂઝ ?'

'હા, ડૉક્ટર ! તમને યાદ છે ને, તમારા મિત્ર ડૉક્ટર ગોર્કી અહીં એક પેશન્ટનું ઑપરેશન કરવાના હતા ?'

'હા-હા ! બરાબર યાદ છે !' ફ્રેન્ચ ડૉક્ટરની જિજ્ઞાસા સળવળી ઊઠી : 'પછી એમણે ઑપરેશન કરેલું ?'

'ઑફ કોર્સ... ઍન્ડ ઑપરેશન વૉઝ હન્ડ્રેડ પર્સેન્ટ સક્સેસફુલ !' પંડ્યાસાહેબનો અવાજ ઊંચો થતો ગયો : 'દિલ્હી જતાં પહેલાં ગોર્કીસાહેબે બોતેર કલાકની મુદત આપી હતી. એ મુજબ એક્ઝૅક્ટલી કાલે રાત્રે પેશન્ટ ભાનમાં આવી ગઈ !'

'શી વાત કરો છો !' ફ્રેન્ચ ડૉક્ટરના ઉદ્‌ગાર પરથી જ વર્તાઈ આવ્યું કે તેઓ બેઠા હશે તેમાંથી ઊભા થઈને બોલતા હતા : 'ડૉક્ટર ગોર્કી ઈઝ એ જિનીઅસ !'

'આ ખબર અમારે પહેલાં એમને જ આપવાના હતા.' ડૉક્ટર પંડ્યા હવે મૂળ વાત આવી રહ્યા છે એ જોઈને સામે ઊભેલા ચારેયના શ્વાસ ઘૂંટાવા લાગ્યા : 'ડૉક્ટર રૂઝ, અમે રશિયન ન્યુરોલોજિસ્ટનો સંપર્ક સાધવા માટે કાલે દિલ્હી ફોન જોડ્યો હતો, પણ તેઓ મળ્યા નહીં... ત્યાં હમણાં જ પેપરમાં કિડનેપિંગના સમાચાર વાંચ્યા.'

એટલું બોલી ડૉક્ટર પંડ્યા જાણી-કરીને અટક્યા, પણ સામેવાળાએ કોઈ પ્રતિભાવ દર્શાવ્યો નહીં એટલે આગળ વધવું પડ્યું :

'છાપામાં વાંચ્યું કે કિડનેપિંગનો પ્રયાસ નિષ્ફળ ગયો એટલે રાહત અનુભવી, પણ સાથોસાથ થોડું દુઃખ પણ થયું.'

'શેનું દુઃખ ?'

'તમારી ફ્રેન્ચ સરકાર કિડનેપિંગના કાવતરામાં સંડોવાઈ હતી એ વાંચીને દુઃખ થયું, ડૉક્ટર રૂઝ !'

ત્યારે સામે છેડે મૌન જ રહ્યું એટલે પંડ્યાસાહેબે વાત ચાલુ રાખવા ઉતાવળે કહેવું પડ્યું :

'જોકે મારા માનવામાં આવતું નથી.'

'શું માનવામાં આવતું નથી ?'

'કિડનેપિંગનો કિસ્સો ઉપજાવી કાઢ્યો હોય એવું લાગ્યા કરે છે.'

'નો-નો !' ફ્રેન્ચ ડૉક્ટર હવે ચૂપ ન રહી શકતા હોય તેમ બોલી ગયા : 'એમનું અપહરણ થયું જ છે !'

'અપહરણ થયું ?' ચોંકીને ડૉક્ટર પંડ્યાએ સામો પડઘો પાડ્યો ત્યારે નજીક આવીને ઊભેલા ચારેય જણાના ચહેરા તંગ થયા : 'પ્લીઝ, ડૉક્ટર રૂઝ, તમે થોડી સ્પષ્ટતા કરો તો સારું. હું બીજા કોઈને કહીશ નહીં, પ્લીઝ...'

ત્યારે બેચાર ક્ષણની નીરવતા પછી સાંભળવા મળ્યું : 'ઓકે. ડોન્ટ ડિસ્ક્લોઝ ઈટ.' ખાનગી રાખવાની તાકીદ કરતાં ફ્રેન્ચ ડૉક્ટરે ધીમા અવાજે કહ્યું : 'ડૉક્ટર ગોર્કીએ પૉલિટિકલ એસાઇલમ (રાજકીય આશ્રય) લેવા માટે પ્લાન ઘડ્યો હતો. સોવિયેટ સરકાર એમને ક્યારેય બહાર જવા દેતી નહોતી. મુંબઈની આપણી કૉંગ્રેસને કારણે ભારત જવાની મંજૂરી મળી, છતાં મુંબઈ-દિલ્હીમાં એમના પર સતત જાપ્તો રાખતા હતા. પોતાની શક્તિનો લાભ જગતનાં અનેક બેશુદ્ધ દર્દીને મળે એવી ભાવનાથી ડૉક્ટર ગોર્કી રશિયા ત્યજી દેવાનું જોખમ ખેડવા તૈયાર થયા હતા. એમની મુક્તિ ખાતર ફ્રેન્ચ સરકારે પણ જોખમ ખેડવું પડે તેમ હતું. ભારતના

પાટનગરની ફ્રેન્ચ એમ્બસી ડૉક્ટર ગોર્કીને આશ્રય આપે તેમાં આંતરરાષ્ટ્રીય આચારસંહિતાનો ભંગ થવાનો હતો છતાં અમારી સરકારે હિંમત કરી.'

શ્વાસ ખાવા પૂરતું રોકાઈને ફોન પર ફ્રેન્ચ ડૉક્ટરે આગળ ચલાવ્યું.

'રાત્રે પોતે મૉસ્કોની ફ્લાઈટ પકડવાના હોય એવો ડૉક્ટર ગોર્કીએ છેવટ સુધી દેખાવ રાખ્યો. રશિયન ઍમ્બૅસેડરનું ડિનર પણ માન્ય રાખ્યું. સાંજે સાત વાગ્યે એમના બૉડીગાર્ડને અંધારામાં રાખીને ચાણક્ય હોટેલમાંથી સલામતપણે બહાર નીકળ્યા અને એમની વાટ જોતી કારમાં બેસી ગયા. કાર પુરઝડપે ફ્રેન્ચ એમ્બસી તરફ રવાનાય થઈ પણ... બે મિનિટ... માત્ર બે મિનિટનો ફેર પડ્યો. પીછો કરતા રશિયન જાસૂસો બે જ મિનિટ મોડા પડ્યા હોત તો આપણા એ મહાન ન્યુરોલોજિસ્ટ અમારા પૅરિસની મુક્ત હવા માણતા હોત.'

'ઓહ ! એમ વાત છે !' ડૉક્ટર પંડ્યા એટલું જ બોલી શક્યા.

'હા, એમ વાત છે !' સામો પડઘો પાડીને ફ્રેન્ચ ડૉક્ટરે ઉમેર્યું : 'હવે સમજાય છે કે મુક્ત થવા માગતા ડૉક્ટર ગોર્કીનું છેલ્લી ઘડીએ એમના જ માણસો અપહરણ કરી ગયા.'

'ઓહ !' પંડ્યાસાહેબથી નિઃશ્વાસ નંખાઈ ગયો : 'હવે એમનું શું થશે ?'

'મુક્તિ માટે ઝંખતા લેખકો, કવિઓ અને કલાકારોનું જે થાય છે એ ડૉક્ટરનું થશે.' ફ્રેન્ચ ડૉક્ટરનો અવાજ પીડાથી તરડાઈ ગયો : 'કોઈ ગુનેગારની જેમ આ મહાનુભાવે સતત જાપ્તા વચ્ચે બાકીની જિંદગી વિતાવવી પડશે.'

'કેવી કરુણતા !' ડૉક્ટર પંડ્યાની આંખો ભીનાશ પકડવા લાગી : 'હવે ક્યારેય અમે કોઈને કહીશું નહીં કે એ મહાન ન્યુરોલોજિસ્ટે અમારી પેશન્ટને નવું જીવન બક્ષ્યું હતું !'

'યૂ આર રાઈટ !' કહીને ફ્રેન્ચ ડૉક્ટરે સિફતથી વાતનો વિષય બદલી નાખ્યો : 'બાય ધ વે, તમારી પેશન્ટને કેમ છે ?'

'તદ્દન નૉર્મલ છે.'

'આ મિરેકલને નજરોનજર નિહાળવા માટે મુંબઈ દોડી આવવાની ઇચ્છા થાય છે, પણ અફસોસ, રાતની ફ્લાઈટમાં નીકળ્યા વગર ચાલે તેમ નથી.' કહીને તેમણે ઉમેર્યું : 'ફરી મુંબઈ આવવાનું થશે ત્યારે વાત.'

'એમ નિરાશ થવાની જરૂર નથી, ડૉક્ટર !' પંડ્યાસાહેબે થોડી સ્વસ્થતા ધારણ કરી લઈ બીજા ખબર આપ્યા : 'સ્વિસ ડૉક્ટર લૅમ્બર્ટે પેશન્ટને ફર્ધર ટ્રીટમેન્ટ માટે સ્વિત્ઝરલૅન્ડ આવવાનું નિમંત્રણ આપ્યું છે એટલે થોડા દિવસમાં જ એ જિનીવા પહોંચી જશે.'

'એમ ? તો-તો પેશન્ટને મારા વતી ખાસ કહેજો કે જિનીવા જતાં પહેલાં થોડા કલાક માટે પૅરિસ જરૂર રોકાય. ડૉક્ટર ગોર્કીના એ ચમત્કારને પ્રત્યક્ષ જોઈને હું ધન્ય બની જઈશ !'

'તમારી લાગણી બદલ આભાર, ડૉક્ટર ! પેશન્ટ પૅરિસ થઈને જ જિનીવા જાય એવી ગોઠવણ કરીશું, બસ !'

પોતાની સામે ઊભેલા ચારેયની ઉત્કંઠા પરાકાષ્ઠાએ પહોંચી ગઈ છે એ જોઈને ડૉક્ટર પંડ્યાએ બાકીની વાતચીત ઝડપથી આટોપી લઈ ફોન મૂકી દીધો.

'ગજબ થઈ ગયો !'

સામેવાળાની આતુરતાનો અન્ત લાવતાં પહેલાં ડૉક્ટર પંડ્યા થોડું અટક્યા. ફ્રેન્ચ ડૉક્ટર સાથે ફોનમાં વાતચીત ચાલતી હતી ત્યારે એમના પોતાના મગજમાં મચી ગયેલી ઊથલપાથલને શમાવતાં થોડી વાર લાગી. રશિયન ડૉક્ટર બધું ગુપ્ત રાખવાની વારંવાર તાકીદ કરતા હતા ત્યારે જ એમના મનમાં આવી કોઈક શંકા તો જાગી હતી, પણ શંકાને વાચા આપવાની હિંમત ચાલી નહોતી.

'તુલસીની વાણી આકાશવાણી જેવી સચોટ નીકળી... ડૉક્ટર ગોર્કીનું ખરેખર અપહરણ થયું છે...' ટેલીફોનની વાતચીત ટૂંકમાં સમજાવતાં પંડ્યાસાહેબે ઉમેર્યું : 'રશિયા પાછા ફરવા નહીં માગતા ગોર્કીસાહેબનું એમના જ દેશવાળા અપહરણ કરી ગયા.'

રાજકીય આશ્રય મેળવવા માટે નાસી છૂટવામાં રશિયન ડૉક્ટર નિષ્ફળ નીવડ્યાનો આઘાત સહી લીધા પછી પાંચેય ડૉક્ટર ફરી તુલસીની ચર્ચામાં ગૂંથાઈ ગયા.

'વધારે વિચિત્ર તો એ લાગે છે કે પાંચ વરસ બેહોશ રહેલી છોકરી પોતાના જીવનમાં શું-શું બની ગયું એનાથી અજાણ છે, જ્યારે બીજાનાં જીવનમાં બની ગયેલા અને બનનારા બનાવોના ભેદ આપોઆપ જાણી લે છે !'

ડીન શ્રીવાસ્તવનું આશ્ચર્ય સાંભળીને સ્વિસ ડૉક્ટર પોતાની અધીરાઈ ઉછાળી : 'એટલે જ એ છોકરીને સાંપડેલી એ અદ્ભુત શક્તિ પર રિસર્ચ કરવાની મને તાલાવેલી જાગી છે.'

'અને એને અહીંથી રવાના કરી દેવાની મને તાલાવેલી જાગી છે.' કહીને ડૉક્ટર દસ્તૂરે ઉમેર્યું : 'બધું ગુપ્ત રાખવાની પંચાતમાં આવી ચમત્કારિક વ્યક્તિ મારા નર્સિંગ હોમમાં છે એનો ગર્વ પણ અનુભવી શકું તેમ નથી.'

'મને એક વિચાર આવે છે.' કહીને પંડ્યાસાહેબે સ્વિસ ડૉક્ટર તરફ જોયું : 'તુલસીનું ઑપરેશન થયું છે એ વાત જાહેર થઈ જાય ત્યારે એ રશિયન ડૉક્ટરે નહીં પણ તમે કર્યું છે એવું કહી શકાય કે નહીં ?'

સાંભળીને ડૉક્ટર લૅમ્બર્ટ ચમકી ઊઠ્યા : 'પણ એવો ખોટો યશ મારાથી કેમ...'

'અત્યારે તો એ યશ આપણા માટે જોખમી જવાબદારી જેવો બની ગયો છે, ડૉક્ટર !' પંડ્યાસાહેબે સમજાવ્યું : 'તુલસી ભાનમાં આવી ત્યારે તમે હાજર હતા અને ફર્ધર ટ્રીટમેન્ટ માટે તમે એને જિનીવા લઈ ગયા એ બંને વાતનો ઑપરેશન માટે તમને નિમિત્ત બનાવવામાં મેળ બેસી જાય છે.'

'પરંતુ ભવિષ્યમાં સાચી વાત બહાર આવે ત્યારે ?'

'ડૉક્ટર, અત્યારે આપણે ગોર્કીસાહેબના ભવિષ્યનો વિચાર કરવાનો છે.' આજીજીભર્યા સ્વરે પંડ્યાસાહેબે દલીલ કરી : 'રૂસી સત્તાવાળા જાણે કે એમને અંધારામાં રાખીને ડૉક્ટર ગોર્કી મુંબઈમાં ઑપરેશન કરી આવ્યા છે તો એમની નજરે આપણા ગોર્કીસાહેબ બેવડા અપરાધી ઠરી જશે... કોને ખબર, એમના પર એ લોકો કેવી વિતાવશે !'

બોલતાંબોલતાં ડૉક્ટર પંડ્યાને ગળગળા થઈ જતા જોઈને સ્વિસ ડૉક્ટરે કમને એ પ્રસ્તાવ સ્વીકારી લીધો : 'ભલે, ડૉક્ટર ગોર્કી જેવી આપણા ક્ષેત્રની મહાન વ્યક્તિને ખાતર થોડું ખોટું બોલવાનો અપરાધ હું વહોરી લઉં છું, બસ !'

હજુ તો એ શબ્દો બોલાય છે ત્યાં ટેબલ પર પડેલો ફોન રણકી ઊઠ્યો અને બધાનું ધ્યાન એ તરફ દોરાયું. રિસીવર ઊંચકી ડૉક્ટર દસ્તૂરે વાતચીત શરૂ કરી તેની બીજી જ મિનિટે એમનો ચહેરો ફિક્કો પડી જતો દેખાયો. છેલ્લે 'ભલે, હું આવી જઉં છું.' કહીને દસ્તૂરસાહેબે રિસીવર નીચે મૂક્યું ત્યારે ચારે ડૉક્ટરો અધ્ધર શ્વાસે તેમને તાકી રહ્યા હતા.

'હું માનતો હતો એવું જ થયું !' તરડાયેલા અવાજે ડૉ. દસ્તૂરે ખબર આપ્યા : 'રશિયન કોન્સલનો ફોન હતો. મને રાત્રે ઘેર ડિનર પર બોલાવ્યો છે. બહુ તાકીદની ચર્ચા કરવી છે એટલે આવ્યા વગર ચાલે તેમ નથી એમ કહ્યું એટલે હું ના ન પાડી શક્યો...' એટલું બોલવામાંય થાક વર્તાતો હોય તેમ થોડી વાર અટકીને દસ્તૂરસાહેબે ઉમેર્યું :

'મેં ધાર્યું નહોતું કે આટલી ઝડપથી ચક્રો ગતિમાન થઈ જશે. હવે વધારે વખત સત્ય છુપાવી નહીં શકાય.'

એમના અવાજમાં વ્યક્ત થતી વેદનાથી સમગ્ર ખંડમાં સન્નાટો છવાઈ ગયો. ઘણી વાર સુધી મોટેરા ખામોશ રહ્યા ત્યારે ચિંતનને વાચા ફૂટી :

'દસ્તૂરસાહેબ, મને માત્ર ચોવીસ કલાક આપો.' વગર વિચાર્યે બોલતો હોય એમ એણે કહી દીધું : 'આવતી કાલે રાત્રે તુલસીને લઈ હું સ્વિત્ઝરલૅન્ડ રવાના થઈ જઈશ... એમાં કોઈ મીનમેખ નહીં થાય.'

તેમનો એ અણધાર્યો સંકલ્પ સાંભળીને સામે ઊભેલા ચારેય સ્તબ્ધ થઈ ગયા. કોઈ કાંઈ પૂછે એ પહેલાં ચિંતને ડીનસાહેબ પર નજર નાખી લઈને ચાલતી પકડી : 'સર, હું નીચે જઈને એક ફોન કરી આવું છું.'

કોને ફોન કરવા જાય છે એવું પૂછવાનો મોકો આપ્યા વગર ઝડપથી એ બહાર નીકળી ગયો. ફોન તો તુલસીની રૂમમાંથીયે કરી શકે તેમ હતો, પણ આ કામ તુલસીની જાણ બહાર કરવાનું હતું.

બ્રીચ કેન્ડીની ઑપરેટરે નંબર જોડી આપ્યો. કાંપતા હાથે રિસીવર લઈ ચિંતને કાને મૂક્યું એટલી વારમાં સામેથી ફોન ઊંચકાયો. 'હેલો' સંભળાયું એટલે ચિંતને હિંમત કરીને પૂછ્યું : 'ડૉક્ટર શ્રીકાન્ત દીક્ષિત છે ?'

'નહીં.' સ્ત્રીના અવાજમાં જવાબ મળ્યો : 'હું ડૉક્ટર સુરુચિ દીક્ષિત વાત કરું છું.'

'ઓહ ! સુરુચિબહેન, હું ચિંતન.... ચિંતન મઝુમદાર !'

નામ સાંભળીને સુરુચિ ચોંકી હોય તેમ ક્ષણવાર માટે ખામોશ રહી પછી અવાજમાં પરાણે ઉમળકો લાવતી બોલી : 'ઓહ ! ચિંતન... તું તો હવે ડૉક્ટર બની ગયો ! તારી પેલી પેશન્ટ કેમ છે ?'

ચિંતનને હવે સલવાઈ ગયા જેવું લાગ્યું, પણ જવાબ આપ્યા વગર ચાલે તેમ નહોતું : 'કે.જી.એમ. હૉસ્પિટલથી વાત કરું છું... મારે શ્રીકાન્તભાઈનું અર્જન્ટ કામ હતું !'

'અર્જન્ટ !' સુરુચિએ લહેકાથી પૂછ્યું : 'શ્રીકાન્ત તો આજકાલ બહુ બીઝી છે. અરે, હા, ચોથી તારીખે અમારા કાર્ડીઆક કન્સલ્ટિંગ રૂમનું ઉદ્‌ઘાટન છે. તને ઈન્વિટેશન તો મળ્યું ને ? આવી જઈશ ને ?'

કોણ જાણે કેમ, ચિંતનને લાગ્યું કે સુરુચિ બીજી બધી વાતો કહીને શ્રીકાન્ત વિશે જવાબ આપવાનું ટાળે છે. અવાજમાં તાકીદનો રણકો લાવીને તેણે કહેવું પડ્યું : 'સુરુચિબહેન, હમણાં શ્રીકાન્તભાઈ ક્યાં મળી શકે ?'

'એમનું કોઈ ઠેકાણું નહીં. ઘેર આવતાં કદાચ સાંજ થઈ જાય. કાંઈ મેસેજ આપવાનો હોય તો કહી દે. આવે એટલે ફોન કરાવીશ.'

'ના, કોઈ મેસેજ નથી... હું જ સામેથી ફોન કરીશ.'

કહીને ચિંતન ફોન મૂકી દેવાનું વિચારતો હતો ત્યાં પેલીએ પૂછી લીધું : 'એવું તે શું તાકીદનું કામ છે, ચિંતન ! કે મારાથી છાનું રાખવું પડે ?'

'સુરુચિબહેન, હૉસ્પિટલમાં એક ઈમર્જન્સી કેસ આવ્યો છે. અત્યારે જરા ઉતાવળમાં છું. પછી નિરાંતે વાત કરીશું.' કહીને તેણે માંડ છુટકારો મેળવ્યો.

*

ફોનની ઘંટડી વાગતી રહી. પહેલી બે ઘંટડી વાગી ત્યાં સુધીમાં તુલસી નિદ્રામાંથી તંદ્રામાં આવી. ત્રીજી ઘંટડીએ તેણે આંખો ઉઘાડીને જોયું તો રૂમમાં કોઈ નહોતું. ચોથી ઘંટડીએ તે બેઠી થઈ ગઈ અને પાંચમી ઘંટડી વાગીને ફોન રણકતો બંધ થઈ જાય એ પહેલાં જોર કરી બિછાનામાંથી ઊતરી એણે રિસીવર ઊંચકી લીધું. 'હેલો'ના જવાબમાં બ્રીચ કેન્ડી હૉસ્પિટલની ઑપરેટરે કંઈક પૂછ્યું તેના જવાબમાં તુલસીએ સામું પૂછ્યું : 'તમારે કયા મઝુમદારનું કામ છે ?'

પેલીએ ચિંતનનું નામ આપ્યું ત્યારે ચોંકી ગયેલી તુલસી બેચાર સેકન્ડ અવાક્ બની ગઈ. તેને થયું કે રિસીવર હાથમાંથી વચકી જાય એ પહેલાં જવાબ આપી દઉં. ગળામાંથી માંડમાંડ જવાબ નીકળ્યો : 'એ અત્યારે... રૂમમાં નથી...'

રિસીવર મૂકવા માટે તુલસી નીચી નમી ત્યાં જ મગજ ચકરચકર ફરવા લાગ્યું. શરીરનું

સંતુલન જાળવી રાખવા માટે તેણે ભીંતનો ટેકો લેવો પડ્યો. હાથપગ પાણીપાણી થવા લાગ્યા. બિછાના સુધી પહોંચવાનાં બે ડગલાં બે ગાઉ જેવાં વસમાં લાગ્યાં. બિછાનામાં પડતાંની સાથે રૂમની છત ચકરાવા લેતી હોય એવાં અંધારાં તેની આંખોમાં ઘેરાવા લાગ્યાં. મનોબળ મજબૂત કરવા માટે આંખો મીંચીને ઠાકોરજીની છબી સામે હાથ જોડ્યા : 'શ્રીનાથજીબાવા, સામનો કરવા મને શક્તિ આપો !'

એ જ વખતે ચિંતન રૂમમાં દાખલ થયો. તુલસીના ચહેરા પરથી નીતરતો પસીનો અને તેની હાંફતી છાતી જોઈ તે ચૂપ ન રહી શક્યો : 'શું થાય છે, તુલસી ?'

પ્રાર્થના માટે જોડાયેલા તુલસીના હાથ છૂટા પડી ગયા, પણ આંખો પર ઢાળી દીધેલી પાંપણો ઊંચી ન થઈ. ચિંતને એનો પસીનો લૂછ્યો, બંને હાથ સીધા કરી ચાદર ઓઢાડી પછી ખુરશી નજીક ખેંચી તેના કપાળ પર હાથ મૂકીને પૂછ્યું : 'ગભરામણ થાય છે, તુલસી ?'

ત્યારે ધીમેધીમે આંખો ઉઘાડી ધારીધારીને એ ચિંતનને જોતી રહી. એની કીકીઓમાં ચિંતનને ઝંઝાવાત દેખાયો : 'શું થાય છે, તુલસી ?'

'કાંઈ નહીં...' લુખ્ખું હસીને એણે હોઠ ફફડાવ્યા : 'ફોનની ઘંટડી વાગી એટલે લેવા ગઈ તેમાં જરા થાક લાગ્યો.'

'ઓહ ! હું પાંચ મિનિટ માટે નીચે ગયો હતો...' જાણે પાંચ મિનિટ તેને એકલી મૂકવામાં ગુનો કરી નાખ્યો હોય એવા ભાવથી તેણે પૂછ્યું : 'કોનો ફોન હતો ?'

'તારો... કે.જી.એમ. હૉસ્પિટલેથી....' સ્વસ્થતા પ્રાપ્ત કરવાના મરણિયા પ્રયાસ સાથે બોલતી તુલસીએ પૂછ્યું : 'તું ક્યાં ગયો હતો ?'

'નીચે ફોન કરવા.' બોલાઈ ગયા પછી તરત ઉમેર્યું : 'અહીં તું ઊંઘતી હતી એટલે થયું કે ડિસ્ટર્બ ન કરું... સૉરી, તુલી ! તારે ફોન લેવા ઊઠવું પડ્યું તેમાં...'

'એમાં સૉરી કહેવાની જરૂર નથી, ડૉક્ટર ચિંતન મઝુમદાર !'

પોતાના નામ સાથે ઉમેરાયેલું 'ડૉક્ટર' સંબોધન સાંભળીને ચિંતન ભડકી ગયો. આંચકા સાથે તુલસીના કપાળ પરથી તેનો હાથ પાછો ખેંચાયો : એને જાણ કેવી રીતે થઈ ગઈ ? આવી રહેલી કટોકટીનો સામનો કરતાં પહેલાં ચિંતન થથરી ઊઠ્યો.

'કઈ તારીખ થઈ આજે, ચિંતન ?'

'30 તારીખ.'

'અને મહિનો ?'

'જૂન !'

કહીને ચિંતને તેના પર નજર માંડવાની હિંમત કરી ત્યારે કાંઈક ગણતરી કરતી બબડી :

'૨૩ એપ્રિલથી ૩૦ જૂન એટલે બે મહિના અને સાત દિવસ થયા...' પછી ફેફસાંમાં ભરાયેલો શ્વાસ છોડતાં ધ્રુજારીભર્યા અવાજે એણે પૂછ્યું : 'અને... સાલ કઈ ચાલે છે, ચિંતન ?'

સાંભળતાં જ માથે વીજળી પડવાની હોય તેમ ચિંતનના શરીરમાં કંપારી વછૂટી ગઈ : અત્યારે યશોદાબહેન કે ડીનસાહેબ બેમાંથી કોઈક હાજર હોત તો ?

'ચિંતન, હું તને ડૉક્ટર તરીકે આ નથી પૂછતી !'

'પણ, તુલસી, હું ડૉક્ટર થઈ ગયો છું એવું...'

'થોડી વાર પહેલાં ફોન આવ્યો તેમાં ઑપરેટરે ડૉક્ટર મઝુમદારની માગણી કરી... મેં ચોખવટ કરવા ફરી પૂછ્યું ત્યારે તેણે આખું નામ કહ્યું : 'ડૉક્ટર ચિંતન મઝુમદાર !' કહેતાં એણે આવેશમાં બેઠા થઈને ચિંતનનું કાંડું પકડી લીધું :

'કહે, ચિંતુ... બે મહિના અને સાત દિવસ ઉપરાંત કેટલાં વરસ હું બેહોશ રહી ?' જોશ ઊભરાઈ આવ્યું હોય તેમ એણે ચિંતનનો હાથ હલબલાવી નાખ્યો : 'શું કામ તમે લોકો મારાથી છાનું રાખો છો ? શું કામ, ચિંતુ...'

બોલતાંબોલતાં એના ગળામાંથી હળવી ચીસ નીકળી પડી.

જાણી લેવાની તુલસીની ઉત્કંઠા તીવ્રતમ બની છે એ જાણ્યા પછી ચિંતન ક્યાં સુધી ચૂપ રહી શકે ? વિલંબ ખતરનાક બનતો જતો હતો. જિજ્ઞાસાની તાણ તુલસીના મગજની નસ તોડી નાખે કે હૃદયને ધબકતું બંધ કરી દે એવી કટોકટી જાગી ત્યારે એણે મોં ખોલવું પડ્યું :

'તુલસી, માણસને ડૉક્ટર થતાં કેટલાં વરસ લાગે ?'

સાંભળીને જવાબ આપવાને બદલે તુલસી તેની સામે તાકી રહી.

'ઠીક છે, તુલસી, તારે વરસ, મહિના અને દિવસોમાં હિસાબ જોઈએ છે ને ?' પૂછતાં ચિંતને તેની સામે સહેજ મલકી લીધું : '૨૩ એપ્રિલ ૧૯૭૬ની સાંજે પોણાપાંચ વાગ્યે તું બેહોશ થઈ ગઈ હતી... અને ગઈ કાલે ૨૯ જૂન ૧૯૮૧ની રાત્રે સવાઆઠ વાગ્યાના સુમારે તેં ચેતનાનો પહેલવહેલો ઊંહકારો કર્યો.'

'એટલે કે...' એક જ સેકન્ડમાં તેના મગજમાં ગણતરી મંડાઈ ગઈ હોય તેમ તુલસી બોલી ઊઠી : 'પાંચ વરસ, બે મહિના, છ દિવસ અને સાડાત્રણ કલાક સુધી હું બેહોશ રહી હતી ?'

'હા, તુલસી, તારી ગણતરીમાં કદાચ બેચાર મિનિટની હેરફેર હોઈ શકે.' ધાર્યા પ્રમાણે તુલસીએ આઘાતના ઘેરા પ્રત્યાઘાત દર્શાવ્યા નહીં એટલે હળવાશ અનુભવતા ચિંતને કરેલી એ ટકોર કાને ધર્યા વગર નિસાસો નાખતાં તુલસીએ બિછાનામાં લંબાવ્યું. ભીતર ફૂંકાતા ઝંઝાવાતને કાબૂમાં લઈ લેવા માગતી હોય તેમ બંને હાથની મુઠ્ઠી તેણે વાળી દીધી. આંખોમાં ઊભરાઈ આવવા માગતાં આંસુને રોકી રાખવા માગતી હોય તેમ એણે પાંપણો બીડી દીધી.

'ચિંતન, પિતાજીના ગયાને કેટલો વખત થયો ?'

આંખો બંધ જ રાખીને તુલસીએ પૂછેલા સવાલે ચિંતનને થથરાવી મૂક્યો. પાંચદસ પળ રાહ જોયા પછી પણ જવાબ ન મળ્યો એટલે તુલસીએ સવાલ દોહરાવ્યો : 'પિતાજીએ દેહ ક્યારે છોડ્યો, ચિંતન ?'

'તારી બેહોશીના ત્રણ મહિના પછી.' ધ્રૂજતા અવાજે ચિંતને કહ્યું ત્યારે એને હતું કે હમણાં પેલી આક્રન્દ કરી ઊઠશે, પણ એવું ન બન્યું.

'એ એમનો બીજો હાર્ટ-એટેક હતો ?'

'ના, બીજો એટેક તો તારી બેહોશની ત્રીજા દિવસે આવ્યો હતો.' ગભરાટ વધતો જતો હોય તેમ ચિંતન બોલી ગયો : 'તેમાંથી સાજા થઈને તો ઘેર આવ્યા હતા.'

'અને ઘરમાં જ દેહ છોડ્યો ?' પૂછતી તુલસીએ તરત ઉમેર્યું : 'બહુ રિબાયા હતા એ ?'

'ના, ઊંઘમાં જ એમના પ્રાણ...'

કહેતો ચિંતન આશ્વાસન માટે એના હાથ પર હાથ મૂકવા ગયો, પણ તુલસીએ પોતાનો હાથ ખેંચી લઈ બીજો સવાલ પૂછ્યો :

'અને શ્રીકાન્તે મને ક્યારે છોડી દીધી ?'

ત્યારે ચિંતનને રાડ પાડવાનું મન થઈ આવ્યું : તુલસી તું આટલી બધી સ્વસ્થ રહીને આ કેમ પૂછી શકે છે ? તું આક્રંદ કેમ નથી કરી ઊઠતી ? તારી આંખોમાં આંસુ કેમ ઊભરાઈ આવતાં નથી ? આંખો મીંચીને નિર્લેપપણે એક પછી એક આઘાતને આમંત્રણ શું કામ આપી રહી છે ?

'મેં તને પૂછ્યું, ચિંતન... શ્રીકાન્ત સાથેની મારી સગાઈ ક્યારે ફોક થઈ હતી ?'

'બેહોશીના એક વર્ષ પછી.'

ત્યારે તુલસીના મોંમાંથી પહેલો નિસાસો નીકળ્યો :

'સારું થયું કે એમણે બહુ રાહ ન જોઈ... નહીંતર હું એમના ઉપકારના ભાર નીચે કચડાઈ જાત !'

શ્રીકાન્ત માટે ઉચ્ચારેલા એ શબ્દો અત્યારે પોતાને લાગુ પડતા હતા એ ખ્યાલ આવતાં ચિંતને ધ્રુજારી અનુભવી :

'તુલસી, માણસ પોતાની ફરજ બજાવે એમાં ઉપકાર ક્યાં આવ્યો ?... જજસાહેબની જીદ સામે શ્રીકાન્તભાઈએ નમતું જોખીને લગ્ન કરી લેવા પડ્યાં.'

'મેં તને કારણ ક્યાં પૂછ્યું, ચિંતન...' હવે તેનો કંઠ રૂંધાતો હોય એવું લાગ્યું : 'મારે જાણવું હતું એ જાણી લીધું. પ્લીઝ, ચિંતન, હવે થોડી વાર માટે મને એકલી... સાવ એકલી છોડી દઈશ ?'

'પણ, તુલસી ! તારી આ સ્થિતિમાં...'

'ચિંતન, મને મારી સ્થિતિની જાણ છે.' કહેતાં એણે બંને હાથ જોડ્યા : 'હું આજીજી કરું છું : મને થોડી વાર એકલી પડવા દે ! મને આશ્વાસન નહીં, એકલતાની જરૂર છે.'

ત્યારે કમને ચિંતને ઊભા થવું પડ્યું. તેના પરથી નજર હઠાવ્યા વગર પાછાં પગલે દરવાજા સુધી તે પહોંચ્યો. પછી જાતને હડસેલો મારતો હોય તેમ બળજબરીથી બારણાં બહાર નીકળી ગયો.

બીજી જ ઘડીએ અંદરથી બારણાંની સ્ટૉપર બંધ થવાનો અવાજ સાંભળી ચિંતનનો જીવ તાળવે ચોંટી ગયો !



# 28

ચિંતનને બહાર રવાના કરી દઈ રૂમમાં બારણાંની સ્ટૉપર ચડાવીને એકલી પડેલી તુલસીને બીજી જ ક્ષણે સવાલ જાગ્યો : હું આ શું કરું છું ? એકલી પડીને હું શું કરવા માગું છું ? સ્ટૉપર બંધ થવાનો અવાજ સાંભળીને બારણે ટકોરા મારતો ચિંતન પણ આવું જ કાંઈ બોલ્યો હતો : 'તુલસી ! હું અંદર નહીં આવું... પણ બારણું શું કામ બંધ કરી દીધું ?' તેના અવાજમાં ધ્રાસકો હતો : કદાચ એકલી પડીને આઘાતના આવેશમાં હું કાંઈક કરી બેસીશ તો ?

પણ મારે કરવું છે શું ? શું કરવું જોઈએ મારે ?

બારણાં તરફ પીઠ ફેરવી લેતી તુલસીની નજર શ્રીનાથજીની છબી પર પડી. પાંચ વરસની બેહોશીમાં પોતે જે ગુમાવી બેઠી એનો આઘાત શરીરના કણેકણમાં પ્રસરી ચૂક્યો હતો, છતાં કોઈ પ્રત્યાઘાત કેમ જાગતો નથી ? હૃદય આવું નઠોર બની ગયું ?

ધીમેધીમે પગ ઉપાડતી તુલસી શ્રીનાથજીની છબી સામે આવીને ઊભી રહી. સવારે આંખ ઉઘાડ્યા પછી ચહેરો જોવાની અનેક વાર ઇચ્છા જાગી હતી, પણ ડિસોઝા કે યશોદાબહેને દાદ આપી નહોતી. 'ચહેરો એકાદ દિવસ મોડો જોવા મળશે તો શું બગડી જવાનું, તુલસી ?' યશોદાબહેને લાડભર્યો ઠપકો આપ્યો હતો : ડિસોઝાએ તો તેને સમજાવ્યું કે લાંબી માંદગીમાંથી ઊઠ્યા પછી દર્દીએ ચોવીસ કલાક સુધી પોતાનો ચહેરો નહીં જોવો જોઈએ, નહીંતર અપશુકન થાય... એ બિચારીને આવો વહેમ છે તો શું કામ ઉપરવટ થઈને અરીસો માગે છે ?

અત્યાર સુધી તો એ ઇચ્છાને પોતે દબાવી શકી, પણ પાંચ વરસ બેહોશ રહ્યાની જાણ થયા પછી માણસને પોતાનો ચહેરો જોઈ લેવાનું મન તો થાય જ ને ? અને હવે અપશુકન થવામાં બાકી શું રહ્યું છે ? પિતાજી છોડી ગયા, શ્રીકાન્ત તરછોડી ગયા...

શ્રીનાથજીની છબીના કાચમાં પોતાનું પ્રતિબિંબ નિહાળવા માટે પગની પાની ઊંચી કરીને તુલસી થોડી અધ્ધર થઈ એટલે માથાના જખમમાં પીડાનો સણકો ઊપડ્યો. પડી ન જવાય એ માટે એક હાથ ભીંત પર ટેકવી દેવો પડ્યો. આટલી જહેમત લીધા પછી પણ છબીના સાદા કાચમાં મુખની સુરેખ આકૃતિ જોવા ન મળી. જે કાંઈ દેખાયું તેમાં પોતે પહેલાં હતી એવી જ રહી હોવાનો ભાસ મળ્યો.

ધક્કો લાગ્યો હોય તેમ એના પગની પાની જમીન પર પછડાઈ : શું હું પાંચ વરસની ઉંમર પચાવી ગઈ ? વધુ વખત ઊભા રહી નહીં શકાય એવું લાગ્યું એટલે બિછાનું પકડી લઈને એ વિચારે ચડી ગઈ : સગાઈ થઈ ત્યારે મને ઓગણીસમું ચાલતું હતું. પાંચ વરસ પછી હું ચોવીસની થઈ ગણાઉં... એ ગણતરી કરતાંની સાથે જ સહજપણે તેના બંને હાથ શરીર પર ફરી વળ્યા : ઉંમર વધવાની સાથે મારું શરીર વિકસ્યું નહીં હોય ? ડિસોઝા બોલી ગઈ હતી : ગોસ્વામી ! તું એવી દેખાય છે કે જાણે હજુ ગઈ કાલે ઊંઘીને સવારે ઊઠી હો ! તો મારી બુદ્ધિ પણ રૂંધાઈ ગઈ હશે...

મગજમાંથી એ વિચાર ખંખેરી નાખવા માટે તેણે બેત્રણ વાર માથું ધુણાવ્યું, પણ એમાં ફાવી નહીં.

મારે ચિંતનને આ રીતે બળજબરીથી બહાર મોકલી દેવો નહોતો જોઈતો... મારું વર્તન એને જરૂર બાલિશ લાગ્યું હશે. એ હવે બહુ મોટો થઈ ગયો છે. એ મને 'તુલી' કહે છે ત્યારે આંખો મીંચીને પડી હોઉં તો બહુ સારું લાગે છે, પણ આંખો ઉઘાડીને તેનો ચહેરો જોઉં છું ત્યાં પાંચ વરસનો તફાવત નજરે ચડી આવે છે. અમે બેઉ સરખેસરખાં હોઈએ એવું કેમ લાગતું નથી ? ચિંતન બદલાઈ ગયો હશે એટલે કે પછી પાંચ વરસમાં મારે જ બદલાવું જોઈએ તે બદલાઈ નહીં હોઉં એટલે મને આવું લાગે છે ? જુવાનીનાં મૂલ્યવાન પાંચ વરસ હું ગુમાવી બેઠી...

અને તેની આંખોમાં પહેલવહેલી વાર આંસુ ઊભરાવા લાગ્યાં. બંને પગના ગોઠણ પર માથું ટેકવીને એ ધ્રુસકેધ્રુસકે રડવા લાગી. પાંચ વરસ ગુમાવ્યાં, પિતાને ગુમાવ્યા, શ્રીકાન્તને ગુમાવ્યા... હૃદયનો ઊભરો ઠલવાતો ગયો છતાં ભાર હળવો ન થયો. જીવવામાં હવે કોઈ સાર રહ્યો ન હોય, કોઈનો આધાર રહ્યો ન હોય એવી નિરાધારીનો ખાલીપો હૈયાને વધુ વજનદાર લાગવા માંડ્યો. ભીતર ઊંડેઊંડે એક વિચાર સળવળી ઊઠ્યો : જીવીને હવે કરવું છે શું ? જે ગુમાવી બેઠી એ તો હવે પાછું મળવાનું નથી...

અને ત્યાં જ ટેલીફોનની ઘંટડી વાગી. જાણે કોઈ રૂમમાં આવી ચડ્યું હોય તેમ ચોંકીને તુલસીએ માથું ઊંચું કરી લીધું. જાણે કોઈ પોતાનાં આંસુ જોઈ જવાનું હોય તેમ ટેલીફોનની ઘંટડી કરતાંય વધુ ઝડપે બંને હાથથી ચહેરો લૂછવા લાગી. ફોન લગાડનાર થાકીને બંધ

કરી દેશે એવી ઇચ્છા કરી, પણ પછી ખ્યાલ આવ્યો કે નીચે બેઠેલી ઑપરેટર ફોન ઊંચકાય નહીં ત્યાં સુધી પીછો છોડશે નહીં.

કોઈ જાતની ઉતાવળ ન હોય તેમ ધીમેધીમે સરકીને એ ફોન સુધી પહોંચી. ગાલીચા પર ગોઠણભેર થઈને રિસીવર ઊંચક્યું ત્યાં જ સામેથી પૃચ્છા થઈ : 'તમે પોતે જ અઢાર નંબરનાં પેશન્ટ છો ને ?'

'જી હા !' બે અક્ષર બોલવામાંય તુલસીને બહુ પરિશ્રમ પડ્યો.

'તમારો ફોન છે.'

'મારો ફોન ?' ચોંકી જવાને કારણે ઝડપથી બોલાઈ ગયું : 'કોણ છે ?'

'કે. જી. એમ.ના ડીન શ્રીવાસ્તવસાહેબ.'

એટલું કહીને ઑપરેટર વચ્ચેથી ખસી ગઈ એટલે પરિચિત અવાજ કાને પડ્યો : 'તુલસી ! બારણાં બંધ કરીને એકલીએકલી શું કરે છે ?'

સાંભળીને તુલસી સમજી ગઈ કે બાવરા બની ગયેલા ચિંતને મારા એકલા પડવાની જાણ ડીનસાહેબને કરી દીધી.

'સાંભળ, બેટી તુલસી !'

ડીનસાહેબના એ ત્રણ શબ્દો કાને પડતાં જ ફરી તુલસીની આંખો ઊભરાવા લાગી. ગોસ્વામી પરિવારની પરંપરા પ્રમાણે પિતાજી તેને ક્યારેક વહાલમાં 'બેટી તુલસી' કહીને બોલાવતા એ યાદ આવી ગયું.

'તું રડવા માગતી હોય તો ભલે રડ, તુલસી !' એનું ડૂસકું ફોનમાં સાંભળી લીધું હોય તેમ પિતાના વાત્સલ્યથી ડીનસાહેબ કહી રહ્યા હતા, 'પણ રડતાંરડતાં મને સાંભળવાનું ચાલુ રાખજે, બેટી !'

શબ્દોને બદલે ડૂસકાં દ્વારા જ ડીનસાહેબને જવાબ મળ્યો એટલે ઉતાવળે આગળ વધ્યા :

'હમણાં જ મને ખબર મળ્યા કે તને બધી જાણ થઈ ગઈ... હકીકતમાં તો હું જ તને બધું કહી દેવા માગતો હતો. તુલસી, પિતાનું સ્થાન તો કોઈ ન લઈ શકે, પણ પહેલવહેલી તને જોઈ ત્યારથી મેં તને દીકરી જેવી જ ગણી છે....'

જવાબમાં તેમને એકીસાથે બેચાર ડૂસકાં સંભળાયાં.

'પાંચ વરસની બેહોશીમાં તેં શું-શું ગુમાવ્યું એ તો તું જાણી ચૂકી, તુલસી ! પણ તેં શું મેળવ્યું છે એનાથી તું હજુ અજાણ છે.'

'બેહોશ પડેલીને શું મળવાનું હતું....' આંખમાંથી રેલાતાં ખારાં આંસુ જીભને ટેરવે ચડી ગયાં હોય તેમ એ બોલી ઊઠી : 'પાંચ વરસ અને સવાબે માસ જડની જેમ પડી રહી હતી...'

'પણ તારી આસપાસ કેટલું ચેતન હતું એની તને બેહોશીમાં ક્યાંથી જાણ હોય, તુલસી !' ડીનસાહેબના અવાજમાં વાત્સલ્યભાવ ઘૂંટાતો જતો હતો : 'આપણી હૉસ્પિટલમાંની એકેએક નર્સ, દરેકેદરેક વ્યક્તિ તારી સ્વજન બની ગઈ. હૉસ્પિટલ સ્ટાફના સ્પેશિયલ રૂમમાં તું પાંચ વરસ અને બે મહિના રહી એ અરસામાં કદી કોઈએ વિચાર્યું સુધ્ધાં નહોતું કે તું અમારાથી રિસાઈ જઈશ. દરેકના હૈયે શ્રદ્ધાની અખંડ જ્યોત જલતી રહી હતી.'

શ્વાસ લેવા પૂરતું રોકાઈને ડીનસાહેબે આગળ ચલાવ્યું :

'તને ખબર છે, તુલસી ? પણ તને ક્યાંથી ખબર હોય કે હૉસ્પિટલની દરેક સિસ્ટરે પોતાની રજા જતી કરી તારી સરભરા ચાલુ રાખી હતી... તું જલદી સાજી થઈ જાય એ માટે તેઓ જાતજાતની માનતાઓ માનતી રહી હતી.... અને યશોદાબહેન તો સગી દીકરી માટે કોઈ ન કરે તેમ ''મારી તુલસી ! મારી તુલસી !' રટણ કરતાં રહ્યાં હતાં. બેહોશીમાં તેઓ તારા વાળ ઓળવા આવતાં, તારા માથામાં બદામનું તેલ નાખતાં અને વારંવાર કહેતાં મારી તુલસી એવી સુઘડ છે કે વાળ જરા પણ વીખરાયેલા હોય તો ન ચાલે.'

સાંભળતાં જ તુલસીનો એક હાથ માથા પર જઈ ચડ્યો.

'અને, તુલસી, અમે બધાં તો ઠીક, પણ એક વ્યક્તિ એવી છે જેણે તારા ભાનમાં આવવાની દૃઢ શ્રદ્ધા સાથે જે તપ કર્યું એવું તપ આ કળિયુગમાં કોઈ કોઈના માટે નહીં કરે !'

બોલતાંબોલતાં ડીનસાહેબ પોતે જ ગદ્‌ગદ બની ગયા :

'પાંચ વરસ અને સવાબે મહિનાના દિવસ કેટલા થાય, તુલસી ? એટલા દિવસની કોઈ રાત એવી નથી ગઈ કે ચિંતને તારાથી દૂર વિતાવી હોય... અને તે પણ તારા રૂમમાં નહીં, તારા રૂમના દરવાજા બહાર... દ્વારપાળની જેમ એ તપ કરતો રહ્યો ! બેઅઢી વરસથી તો રાત્રે તારા રૂમની બહાર તાળું મારીને તને એકલી અંદર રાખતા ત્યારે એણે શું કર્યું, તુલસી, કહું તને ? એને સતત ચિંતા રહ્યા કરતી કે બંધ રૂમની અંદર અચાનક રાતે-મધરાતે તું ભાનમાં આવીશ અને આજુબાજુ કોઈને નહીં જુએ તો ? તું સાદ પાડીશ અને એ બહાર સુધી નહીં પહોંચે તો ? એણે પોતે તો તારી બાજુમાં આખી રાત એકલા બેસી રહેવાનો આગ્રહ ન કર્યો, પણ તારા ભાનમાં આવવાની જાણ થાય એટલા ખાતર તારા હાથના કાંડે દોરી બાંધી, એ દોરીના બીજા છેડે એક ઘંટડી બંધાવી અને એ ઘંટડી રૂમના વેન્ટીલેશનની બહાર લટકાવી...'

શ્વાસભેર બોલી રહેલા ડીનસાહેબનાં ફેફસાં ભરાઈ આવ્યાં છતાં તેઓ અટક્યા નહીં :

'એ ઘંટડી વાગે અને પોતે બહાર બાંકડે ઊંઘમાં સાંભળવાનું ચૂકી જાય એવી દહેશતમાં તેણે નીંદર હરામ કરી દીધી !'

ત્યારે તુલસીને થયું કે પોતે વધુ વાર રિસીવર પકડી રાખી નહીં શકે, પણ ડીનસાહેબ પૂરું કર્યા વગર છોડવાના નહોતા.

'ચિંતન ડૉક્ટર થઈ ગયો એની તો તને જાણ થઈ, તુલસી ! પણ ડૉક્ટરનું ભણતાંભણતાં એણે જે તપશ્ચર્યા કરી એની કોઈ ડિગ્રી આ જગત પાસે નથી. અરે ! દરેક વર્ષની પરીક્ષાનું પરિણામ આવે ત્યારે કૉલેજથી સીધો પહેલો તારી પાસે પહોંચી જતો. તું તો કાંઈ જ સાંભળતી નહોતી, છતાં પાસ થવાના ખુશખબર સૌપ્રથમ તને સંભળાવવા માગતો હોય તેમ પોતાનું આખું માર્કશીટ વાંચી જતો... ત્યારે અમને બીક લાગતી આ છોકરો એક દિવસ પાગલ થઈ જશે...'

'બસ-બસ.... હવે બસ કરો, ડીન-સર !'

તુલસી લાગણીના ઊભરા સાથે બોલી ઊઠી, પણ ડીનસાહેબે ચાલુ રાખ્યું : 'અમે બધાં જ ધીરજ ખૂટી ગઈ હોય તેમ બસ કહી દેવાની અણી પર આવી ગયાં હતાં, પણ, તુલસી ! ચિંતને ક્યારેય બસ કહ્યું નહીં. ગયા અઠવાડિયે મુંબઈમાં દુનિયાના ન્યુરોલોજિસ્ટની કૉંગ્રેસ ભરાઈ ગઈ એની જવાબદારી આપણા ડૉક્ટર પંડ્યાસાહેબ સંભાળતા હતા. એમના ચેલા બની જઈને ચિંતને મગજશાસ્ત્રના ચોપડા ફેંદી નાખ્યા હતા, પણ આવા નિષ્ણાત મગજશાસ્ત્રીઓ અહીં આવી રહ્યા છે એનો લાભ લઈને એમની પાસે તારી સારવાર કરાવવા માટે એક વરસથી એ પાછળ પડી ગયેલો. દરેક ન્યુરોલોજિસ્ટને પત્ર લખી તારો કેસ સમજાવીને આજીજી કરે કે આપ મુંબઈ આવો ત્યારે આ કેસ જરૂર હાથમાં લેજો. આ વિશે હું તને ફોન પર વધારે કહી શકું એમ નથી, પણ એટલું કહી દઉં કે આજ તું ભાનમાં આવીને મારી સાથે વાત કરવા સમર્થ બની છે એ ચિંતનના પરમ પુરુષાર્થ અને અનેક વ્યક્તિઓની અપાર લાગણીનું પરિણામ છે...'

કહીને ડીનસાહેબ જરા વાર માટે અટક્યા એટલે તુલસી વચ્ચે બોલી ઊઠી : 'આ બધાંનું ઋણ હું ક્યારે અને કેવી રીતે ચૂકવી શકીશ, સર...'

'બદલાની આશા રાખીને કર્યું હોય એ લોકો જ ઋણ ચૂકવવાની આશા રાખે, તુલસી ! જેણે જે કાંઈ કર્યું એમાં ઉપકાર નહીં પણ સદ્ભાવ હતો... એટલે જ કહું છું કે પાંચ વરસમાં તેં જે ગુમાવ્યું એને ભૂલી જવાનો પ્રયાસ કર અને જે કાંઈ મેળવ્યું છે એને યાદ કરતી રહે.'

'ભલે, સર, હું પ્રયત્ન કરીશ.' અવાજમાં સ્વસ્થતા લાવવાની કોશિશ સાથે તુલસી બોલી ગઈ : 'સર, મને આ નવું જીવન આપવામાં જે કોઈ નિમિત્ત બન્યાં છે તે સૌને એક વાર મળી લેવું છે. એ સૌને મારે વંદન કરવાં છે.'

ત્યારે ડીન શ્રીવાસ્તવનો આછો નિસાસો તુલસીના કાને પડ્યો : 'તને હજુ ખબર નથી, તુલસી ! કે અમારા પાંચસાત જણા સિવાય કોઈને જાણ થવા દીધી નથી કે તું ભાનમાં આવી ચૂકી છે.'

'હેં...' જિજ્ઞાસા જોર કરી ઊઠી હોય તેમ એ પૂછી બેઠી : 'એમ કેમ, સર ?'

'એ રહસ્ય હું તને રૂબરૂ સમજાવીશ, પણ એ પહેલાં તારે મને એક બાબતમાં સંમતિ આપવાની છે.'

'શેની સંમતિ, સર ?'

'તારે આવતી કાલે જ મુંબઈ છોડી જવાનું છે... બોલ, જઈશ ને, તુલસી ?'

'આવતી... કાલે... જ !'

'આજે જવાતું હોય તો કાલ પર મુલતવી રાખી શકાય એમ નથી, તુલસી !' ડીનસાહેબનો અવાજ ગંભીર બની ગયો : 'તું ભાનમાં આવી છો એ જાહેર થઈ જાય ત્યાર પહેલાં તારે સ્વિત્ઝરલૅન્ડ પહોંચી જવાનું છે.'

બે સેકન્ડ સુધી તુલસી તરફથી જવાબ ન મળ્યો એટલે ડીન શ્રીવાસ્તવે ઉમેર્યું : 'એવું નહીં થાય તો ઘણાબધા પર ઘણીબધી ઉપાધિ આવી પડશે, તુલસી !'

'ઉપાધિ ? મારા કારણે ?' તુલસીના અવાજમાં ફડકો ઉમેરાયો : 'નહીં, સર ! મારા કારણે ઘણાંબધાંએ અત્યાર સુધી ઘણી બધી ઉપાધિઓ વહોરી... હવે તો બીજાંઓની ઉપાધિઓમાં ભાગીદાર બનવા સિવાય જીવનમાં મારે બીજું કાંઈ કરવાનું રહેતું નથી.'

'ધૅટ ઈઝ ધ સ્પિરિટ... તેં અમારી સૌની બહુ મોટી મૂંઝવણ ટાળી દીધી, તુલસી !' ડીનસાહેબ ગદ્ગદ કંઠે બોલી ગયા : 'હું કલાકમાં ત્યાં આવું છું, ત્યાં સુધીમાં તું ચિંતન સાથે સ્વિત્ઝરલૅન્ડ જવાની માનસિક તૈયારી કરવા માંડ !'

- ચિંતન સાથે જવાનું છે ? - ચોંકીને તુલસી હજુ તો પૂછવા જાય ત્યાર પહેલાં જ સામેથી ફોન મુકાઈ ગયો.

થોડી વાર માટે તુલસી વિચારમગ્ન બની ગઈ : ડીનસાહેબે કેટલી ઝડપે કેટલું બધું કહી નાખ્યું... એમનું કહેલું એ યાદ કરતી રહી. પછી એકાએક બંધ બારણાં પર નજર ગઈ. ચિંતન બહાર રાહ જોતો ઊભો હશે એવો ખ્યાલ આવ્યો. રૂમનાં બારણાંની સાથોસાથ મનનાં દ્વાર પણ ખોલી નાખવા માગતી હોય તેમ જુસ્સાભેર એ ઊભી થઈ. આટલી બધી વાર ગોઠણ વાળીને બેસી રહેવાથી જકડાઈ રહેલા સાંધામાં કળતર અનુભવી. બારણાંની સ્ટૉપર ખોલવા માટે હાથ લંબાવતી હતી ત્યાં યાદ આવ્યું : 'નહીં, રોતી સૂરત સાથે આવકાર આપવાનું સારું નહીં લાગે... પાછી ફરીને લોટામાંથી પ્યાલામાં પાણી ભર્યું, થોડું પીધું અને થોડું મોં પર છાંટ્યું. આંસુથી ખરડાયેલા ગાલ પર નૅપ્કિન ફેરવ્યો. બંને હાથે માથાના વાળ ઠીકઠાક કર્યા અને છેલ્લે હોઠ પર હૂંફાળું સ્મિત સજાવીને તેણે બારણું ખોલ્યું તો સામે જ ચિંતન ઊભો હતો.

બંનેની નજર મળી, બંનેનાં સ્મિત અફળાયાં. જાણે પાંચ વરસ, બે માસ અને સાત દિવસનું અંતર પાંચસાત પળમાં પૂરી નાખવા માગતાં હોય એવી આત્મીયતાથી એકબીજાને બંને જોતાં રહ્યાં.

અચાનક કોઈક વિચાર ઝબકી ગયો હોય તેમ સ્મિત સંકેલી લેતી તુલસી બે ડગલાં પાછળ હઠી ગઈ. એણે પ્રવેશ કરવાની જગ્યા કરી આપી એટલે ચિંતન આગળ વધ્યો. રૂમનાં બારણાં બંધ થયાં તેની સાથે તુલસીએ મનનાં દ્વાર પણ બીડી દીધાં !

એકાંતને બોલતું કરવા ચિંતને પૂછવું પડ્યું :

'શા વિચારમાં પડી ગઈ, તુલી ?'

જવાબમાં તુલસીએ જમણો હાથ તેની તરફ લંબાવ્યો. હાથ મિલાવવાની તેની એ ચેષ્ટા જોઈને ચિંતનના હૈયામાં લાગણીનો ફુવારો ઊછળી આવ્યો. તુલસીએ ધરેલો નાજુક હાથ પોતાના મજબૂત પંજામાં લેતાં જ ચિંતનના અણુએ અણુમાં ઝણઝણાટીની ધાણી ફૂટવા લાગી.

'ચિંતન, અભિનંદન ! આખરે તું ડૉક્ટર થઈ ગયો !'

તુલસીના અવાજમાં આત્મીયતા હતી, પણ શબ્દોની ઔપચારિકતા ચિંતનને હળવો આંચકો આપી ગઈ.

'યાદ છે, તુલસી...' એ 'તુલી' કહેવા જતો હતો પણ કહી ન શક્યો : 'મેડિકલ કૉલેજમાં દાખલ થતો ત્યારે તેં વચન આપેલું કે હું ડૉક્ટર થઈશ ત્યારે તું મારી પડખે હોઈશ...'

'મારે મન તો તું અત્યારે જ ડૉક્ટર થઈ ચાલ્યો આવે છે... અને વચન પ્રમાણે હું તારી પડખે જ ઊભી છું.'

કહી તુલસી હસી ખરી, પણ પહેલાં જેવું હૂંફાળું નહીં.

'તુલસી, પડખે ઊભા રહેવાનો અર્થ....'

એટલું બોલ્યા પછી ચિંતનને થયું કે અર્થની ઉતાવળ કરવા જતાં અનર્થ સર્જાઈ જશે એટલે સત્વર વાળી લીધું :

'મેં તો સંકલ્પ કરી લીધો છે, તુલસી ! કે સમસ્ત જીવન આપણી હૉસ્પિટલનાં દર્દીઓની સેવામાં સમર્પી દેવું... એમાં તું મારી પડખે રહીશ ને, તુલસી ?'

હવે તુલસીના હોઠ જ નહીં, મુખની પ્રત્યેક રેખા હસી પડી. આંખોની પાંપણ દ્વારા હકારમાં જવાબ આપી તેણે હાથ પાછો ખેંચી લીધો, પછી ઊંડો શ્વાસ લઈને બોલી ઊઠી :

'હૉસ્પિટલે મારા માટે એટલું બધું કર્યું છે, ચિંતન, કે એના બદલામાં મારું તો એક જીવન પણ ઓછું પડે !'

કહીને એ બિછાનામાં બેસી પડી.

'પણ એ માટે તારે જલદી સાજા થઈ જવું પડશે, તુલસી !'

સાંભળીને તુલસી ક્ષણવાર તેને તાકી રહી, પછી આછું મલકી :

'અને જલદી સાજા થવા માટે બહુ જલદી સ્વિત્ઝરલૅન્ડ જવું જોઈશે... એમ જ ને, ચિંતન ?'

સાંભળતાં જ ચિંતનની આંખો પહોળી થઈ. જે કામ મેં માથે લીધું હતું એ ડીનસાહેબે ફોનથી ઉકેલી આપ્યું ! પોતે શ્રીકાન્તને બે વાર ફોન કર્યો. બપોરના ફોનમાં જજસાહેબે કહ્યું કે શ્રીકાન્ત-સુરુચિ બંને બહાર ગયાં છે... પોતે શ્રીકાન્તને કહેવાનો હતો કે કટોકટીનો એક જ ઉકેલ છે : તમે તુલસીને સ્વિત્ઝરલૅન્ડ જવા માટે સમજાવો !

'મારી સાથે સ્વિત્ઝરલૅન્ડ આવવું પડશે એની ચિંતામાં પડી ગયો, ચિંતન ?'

કહીને તુલસીએ તેને વધારે ચોંકાવ્યો. ડીનસાહેબે તુલસી પાસે એ પણ પાકું કરાવી નાખ્યું !

'તારી સાથે નહીં આવવા મળે એની ચિંતા હતી, તુલસી !' કહેતો એ લાગણી-નીતરતી નજરે તેને તાકવા લાગ્યો.

'ડીનસાહેબે કહ્યું કે મારી સાથે એક ડૉક્ટરનું આવવું જરૂરી છે.' કમને અર્ધસત્ય ઉચ્ચારીને તુલસી હસી ગઈ : 'અને તારા સિવાય મારી સાથે આવવા માટે બીજો કયો ડૉક્ટર નવરો હોય !'

એણે હસીને કહ્યું હોવા છતાં ચિંતનને એ ખટકી ગયું. એને બદલે તુલસીએ એમ કહ્યું હોત કે તારા સિવાય બીજા કોઈ ડૉક્ટરને મારી સાથે લઈ ન જઉં, ચિંતન... તો પોતાને કેવું સારું લાગ્યું હોત !

પરંતુ સારું-ખરાબ લગાડવાના સંજોગો ક્યાં હતા ? તુલસી સંપૂર્ણ સાજી થઈ જાય એનાથી વિશેષ સારું લગાડવા જેવું બીજું છે પણ શું ? ધીમેધીમે બેડ પાસેની ખુરશી પર ગોઠવાતાં એણે ભીતરનો ભાર ખંખેરી નાખ્યો :

'તુલસી, સવારે તેં મને એક કામ સોંપ્યું હતું.' કામનું કે શ્રીકાન્તનું નામ પાડ્યા વગર તેણે કહ્યું : 'એ માટે મેં બે વખત ફોન કર્યો, પણ મેળાપ થયો નહીં.'

'સારું થયું !' તુલસી નિર્લેપ ચહેરે બોલી ગઈ : 'સવારે હું જાણતી નહોતી અને હવે જાણ્યા પછી મેળાપની ઇચ્છા પણ મરી ગઈ.'

ચહેરા પર ભલે કોઈ ભાવ નહોતા, પણ અવાજની વ્યથા એ છુપાવી શકી નહોતી.

'હજુ સુધી એમને તો જાણ પણ નથી કે તું....'

ચિંતન આટલું બોલે ત્યાં હાથ આડો ધરી તુલસીએ તેને અધવચ્ચે રોકી પાડ્યો.

'પ્લીઝ... ચિંતન ! જે ભૂલી જવાનું છે એ યાદ નહીં કરાવ !' તરડાયેલા અવાજે એ બોલી : 'તેને બદલે જેની મને વિસ્મૃતિ થઈ છે એની વાત કર.... હું કેમ કરતાં પડી ગઈ ? બેહોશ થઈ ત્યારે મારી પાસે કોણ હતું - મારે એ બધું જાણવું છે.'

સાંભળીને ચિંતન સમસમી ગયો. ખોટું કહીને એ તુલસીનો વિશ્વાસ ગુમાવવા માગતો નહોતો અને સાચું કહીને તેને વસમો આઘાત આપવાનું જોખમ ખેડી શકે તેમ નહોતો. ગોસ્વામીજી દેહ છોડી ગયા અને શ્રીકાન્ત તેને છોડી ગયો આ બે આઘાત સહી ગયેલી તુલસી સખારામના બળાત્કારના પ્રયાસની વાત સાંભળીને છળી પડવાની હતી. તુલસીની માનસિક સમતુલા માટે એ વિસ્મૃતિ તો અત્યારે વરદાન જેવી હતી.

'જેમની સારવાર લેવા આપણે સ્વિત્ઝરલૅન્ડ જઈ રહ્યાં છીએ એમણે ખાસ તાકીદ કરી છે.' ચિંતને ગળે ઊતરે એવું કારણ શોધી કાઢ્યું : 'સવારના દશથી સાંજના સાડાચાર સુધીની સાડાછ કલાકની એ વિસ્મૃતિને પરાણે પાછી લાવવાનો પ્રયાસ કરશો નહીં... ડૉક્ટર લૅમ્બર્ટનું કહેવું છે કે દર્દીને આપમેળે બધું યાદ આવવું જોઈએ. બીજા કહે તે સાંભળ્યા પછી પણ પેશન્ટને પોતે એ અનુભવ્યું છે એવું નહીં લાગે. તેને બદલે વગર કહ્યે ધીમેધીમે કે એકઝાટકે યાદ આવી જાય તો જ મગજની ખામી દૂર થઈ ગણાય.' કહીને શ્વાસ ખાવા રોકાયેલા ચિંતને ઉમેર્યું : 'તને બરાબર સમજાયું ને, તુલી ?'

જવાબમાં માથું ધુણાવીને તુલસી થોડી વાર તેને જોઈ રહી ત્યારે ચિંતનને લાગ્યું કે એ સાચાખોટાની ચકાસણી કરતી લાગે છે... પણ તેને બદલે સાવ જુદો જ પ્રતિભાવ સાંભળવા મળ્યો :

'ચિંતન, તું કોઈ મોટા ડૉક્ટરની જેમ બધું બોલી ગયો. મારા પર તારી ડૉક્ટરીનો રુઆબ છાંટવાનું રહેવા દે.'

કહેતી એ હસી પડી ત્યારે ચિંતન ગેલમાં આવી ગયો : બસ, હવે પહેલાંની તુલી બની ગઈ !

પણ એનો આનંદ ક્ષણજીવી નીવડ્યો. હસી પડેલી તુલસી બીજી જ ક્ષણે ગંભીર બની ગઈ :

'મારી તને એક રિક્વેસ્ટ છે ચિંતન, સ્વિત્ઝરલૅન્ડમાં ન તો હું તને ચિંતુ કહીશ કે ન તારે મને તુલી કહેવાનું... હવે આપણે મોટાં થઈ ગયાં.'

'હા, આપણે બહુ મોટાં થઈ ગયાં !' ચિંતને નિ:શ્વાસ દબાવી રાખતાં કહ્યું : 'પૂરાં પાંચ વરસ, બે મહિના અને સાત દિવસ મોટાં થઈ ગયાં, તુલી !'

'જો, પાછું તુલી ?' ઠપકાભરી નજરે જોતી એ બોલી ગઈ ત્યારે ચિંતને રમૂજ છેડી : 'એક વાર નહીં, હજાર વાર તુલી કહીશ...' કહેતાં હળવેકથી ઉમેરી દીધું : 'સ્વિત્ઝરલૅન્ડની ધરતી પર પગ મૂક્યા પછી નહીં કહું, બસ !'

આમ કહેતી વખતે ચિંતનના ચહેરા પર ઊપસી આવેલો રમતિયાળ તોર જોઈને તુલસીના હોઠ પર શબ્દો આવી ગયા : અત્યારે તું અસલ ચિંતુ જેવો લાગે છે.... પણ આવું

કહેવા જતાં માયાના બંધનની ગાંઠ વધુ મજબૂત બની જશે એવી દહેશતથી એણે હોઠ ભીડી લેવા પડ્યા.

*

'ડૉક્ટર મઝુમદાર, પેશન્ટ માટે વ્હીલચેર આવી ગઈ છે.' અઢાર નંબરના રૂમનો દરવાજો ઉઘાડતાં બ્રીચ કૅન્ડીના વૉર્ડબૉયે ખબર આપ્યા : 'દસ્તૂરસાહેબે કહેવડાવ્યું છે કે નીચે ટૅક્સી તૈયાર છે.'

'ભલે, બે મિનિટમાં હું પેશન્ટને લઈ લિફ્ટમાં નીચે આવી પહોંચું છું.... તું જા.'

વૉર્ડબૉયને વિદાય કરી, તૈયાર થઈને બેઠેલી તુલસી સામે જોતાં ચિંતને કહ્યું : 'આઠ ને ત્રણ મિનિટ થઈ, આપણે નીકળીશું ?'

'એક મિનિટમાં નીકળીએ...' કહેતી તુલસીએ ખોળામાં પડેલી પર્સમાંથી ટચૂકડો અરીસો કાઢી મોં સામે ધર્યો. કલાક પહેલાં યશોદાબહેને તેને સિલ્કની સાડી પહેરાવી, માથે સ્કાર્ફ બાંધી, કપાળે ચાંદલો લગાડીને તૈયારી કરી ત્યારે એ નર્વસ થઈ ગઈ હતી. પાંચ વરસ, બે માસ અને આઠ દિવસ અગાઉ આવી જ રીતે યશોદામાસીએ સગાઈ માટે તૈયારી કરી હતી એ યાદ આવી ગયું હતું : 'તુલસી, તું તો હજુ એવી ને એવી જ લાગે છે.' યશોદાબહેને ગાલે ટાપલી મારતાં કહેલું : 'મારી લાડકીને કોઈની નજર ન લાગે તો સારું.' કહેતાં જમણા ગાલે મેશનું ટપકું પણ કરી નાખ્યું હતું : 'હવે ભલે લોકો તને ટગરટગર જોયા કરે !'

'નહીં, માસીબા, લોકો મારો ચહેરો જોઈ ન જાય એ રીતે ચોરીછૂપીથી મારે નીકળી જવાનું છે.' કહીને ટચૂકડા અરીસામાં એણે મુખ જોઈ લીધું હતું : 'ચિંતનનું ચાલે તો-તો એ મને બુરખો પહેરાવીને જ એરપૉર્ટ લઈ જાય.'

'શું થાય, દીકરી ! સંજોગો જ એવા બની ગયા કે દુનિયા-આખીને જાહેર કરવા જેવા અવસર પર પરદો રાખવો પડે છે.' હૈયાનો ઊભરો ઠાલવતાં યશોદાબહેન બોલી ગયાં હતાં : 'ઑપરેશનના બોંતેર કલાકમાં તું ભાનમાં આવી જઈશ એવા ખ્યાલથી મનમાં કેવાકેવા મનસૂબા ઘડ્યા હતા... હૉસ્પિટલ અને મહોલ્લામાં પેંડા વહેંચીશ, ભૂખ્યાંને અન્ન જમાડીશ, ઉઘાડાંનાં તન ઢાંકીશ.... તેને બદલે હૈયાનો હરખ કોઈની નજરે ચડી ન જાય એ માટે ચહેરા પર ચોવીસ કલાકનો ચોકીપહેરો રાખવો પડે છે.'

છેલ્લા ચોવીસ કલાકથી તો બધાંની દશા એમના જેવી થઈ ગઈ હતી. આગલી સાંજે સ્વિત્ઝરલૅન્ડ જવા માટે તુલસી સંમત થઈ ગઈ કે તરત જ બધાં તૈયારીમાં લાગી ગયાં હતાં. સ્વિસ ડૉક્ટર અને તેમની પત્ની માર્ગારિટ તો વર્ષો પહેલાં ગુમાવી દીધેલી પુત્રી જીની અચાનક પાછી મળી હોય એટલાં બધાં આનંદમાં આવી ગયાં હતાં. રાતની ફ્લાઈટ પકડવા માટે એરપૉર્ટ જતાં પહેલાં બીજી વાર તુલસીને મળવા આવ્યાં ત્યારે વારંવાર કહેતાં રહ્યાં હતાં : 'તને અમે પેશન્ટ નહીં, પુત્રીની જેમ રાખીશું.' જગતમાં જાણીતી છતાં પોતાના માટે અજાણી એવી આ

બે વ્યક્તિના પ્રેમભાવથી તુલસીનું હૈયું ભીંજાઈ ગયું હતું : 'આ બધાંનું ઋણ હું કયા જન્મારે ચૂકવીશ !'

તુલસી-ચિંતનને વિદેશ મોકલવાની હોંશમાં યશોદાબહેનનો સાંધાનો દુ:ખાવો ચોવીસ કલાક માટે ગાયબ થઈ ગયો હતો. વર્ષોથી ઘરમાં પડેલી વપરાયા વગરની સૂટકેસ રાતે માળિયામાંથી ઉતાર્યા પછી થયું કે ના, વિદેશની સફરમાં આવી બૅગ કાંઈ સારી ન લાગે, એટલે સવારથી એકલા પંડે આંટાફેરા શરૂ કરી દીધા હતા. તુલસીની સાડીઓને ઇસ્ત્રી કરાવી આવ્યાં, પાંચ વરસ વીતી જવાને કારણે શરીરમાં થયેલા ફેરફાર મુજબ તુલસીનાં બ્લાઉઝનું ફિટિંગ નવેસરથી કરાવી લાવ્યાં. જિનીવા જઈને એ કોઈ પથારીમાં થોડી પડી રહેવાની - એવું વિચારી હરવા-ફરવામાં માફક આવે એટલા માટે ત્રણ જોડી પંજાબી ડ્રેસ અને ગરમ કપડાં પણ ખરીદ કરી લાવ્યાં. ચિંતને તો ખાસ તાકીદ કરેલી કે મારી બૅગમાં પહેલાં બધી નોટબૂક ગોઠવી દેજો, પછી જગ્યા વધે એ પ્રમાણે બે-ત્રણ જોડી કપડાં સમાવી દેજો એટલે ચાલ્યું જશે. જરૂર પડશે તો ત્યાં જઈને જીન્સનાં પૅન્ટ અને શર્ટ ખરીદી લઈશ.

સવારના નવ વાગ્યે બ્રીચ કૅન્ડીથી નીકળેલો ચિંતન બપોરે ચાર વાગ્યે સ્વિત્ઝર્લૅન્ડ-પૅરિસના વિઝા અને એર ફ્રાન્સની બે ટિકિટ લઈને પાછો આવી ગયો ત્યારે બધાંએ અરધી ધરપત અનુભવી હતી : હવે માત્ર અગિયાર કલાક સાચવી લેવાના છે. મધરાતની ફ્લાઈટ પકડવા માટે અગિયાર વાગ્યે કસ્ટમમાંથી પસાર થઈ જવાય એટલે બાકીનો બોજો પણ હળવો થઈ જશે.

સવા છ વાગ્યે પરાણે વિદાય લેતાં પહેલાં સિસ્ટર ડિસોઝા 'બૉં વૉયેજ' - કહેતી ધ્રૂસકેધ્રૂસકે રડતી તુલસીને વળગી પડી ત્યારે યશોદાબહેને એ બંનેને અલગી કરવી પડી હતી. જતાં-જતાં એ કહેતી ગયેલી : 'કાલે બુધવાર છે. ચર્ચમાં જઈ મધર મેરીને નવ બુધવાર સુધી તારા માટે કૅન્ડલ ચડાવતી રહીશ. ત્યાં સુધીમાં તું સુખરૂપ પાછી આવી જઈશ, તો નવમી કૅન્ડલ તારા હાથે પ્રગટાવીને ધરવાની છું, એ યાદ રાખજે, સિસ્ટર ગોસ્વામી !'

ત્યારે તુલસી ગદ્ગદ કંઠે બોલી ગઈ હતી : 'ચર્ચમાં કૅન્ડલ ચડાવીને તારી સાથે તારા હસબન્ડ અને બેબી સાથે ડિનર લેવા તારે ઘેર આવવાની છું એ તમે યાદ રાખજો, સિસ્ટર ડિસોઝા !'

સાત વાગ્યે યશોદાબહેન, ડીન શ્રીવાસ્તવ અને પંડ્યાસાહેબે વિદાય લેવી પડી, કારણ કે એ ત્રણે બંનેનો સામાન લઈને બારોબાર એરપૉર્ટ પહોંચવાનાં હતાં. બ્રીચ કૅન્ડીમાંથી નીકળતી વખતે યશોદાબહેન દીવાલ પરથી શ્રીનાથજીની છબી ઉતારવાનું ભૂલ્યાં નહોતાં : 'તારા ઠાકોરજીને જરાય આંચ ન આવે એ રીતે વીંટાળીને એરપૉર્ટ લઈ આવીશ. ત્યાં જઈને પણ તારી પથારીની સામે જ એમનું સ્થાપન કરજે.'

સાત વાગ્યા પછી ચિંતન સાથે રૂમમાં એકલી પડેલી તુલસીનો અજંપો વધતો જતો

હતો. વર્ષો પછી પહેલી વાર પોતે બહાર નીકળવાની હતી : કોણ જાણે દુનિયા કેટલી બદલાઈ ગઈ હશે ! એરપોર્ટ જતાં રસ્તામાં હૉસ્પિટલ પર એક નજર નાખી લેવાની અને પોતાનું ઘર બહારથી જોઈ લેવાની ઇચ્છા તેણે વ્યક્ત કરેલી, પણ ડીનસાહેબે સમજાવી લીધી હતી : 'તુલસી, કેટલીક ઇચ્છાઓ માણસે સંજોગો વર્તીને મુલતવી રાખવી પડે છે. તારા ભાઈ મુકુન્દને જરાસરખી ગંધ આવી જાય તો તને રોકવા માટે એ એરપોર્ટ પર પણ ધમાલ મચાવી દે એવો છે.'

મોટા ભાઈએ પિતાજી સાથે કરેલો વર્તાવ અને છેલ્લાં સાડાચાર વર્ષથી બહેન જીવે છે કે નહીં એ જાણવા માટેય પરવા નહીં કરનાર મુકુન્દ વિશે તૂટક-તૂટક જાણ્યા પછી તુલસીનું મન ખાટું થઈ ગયું હતું. શ્રીકાન્ત તો માત્ર એક જ દિવસની સગાઈ ફોક કરીને તરછોડી ગયા, પણ સગા ભાઈએ લોહીની સગાઈ સુધ્ધાં તોડી નાખી એનો અનહદ રોષ જાગ્યો હતો. જિંદગીભર એનું હવે મોં ન જોવું એવો તુલસીને કાળ ચડ્યો હતો.

'દોઢ મિનિટથી અરીસામાં મોં જોતી શેના વિચારે ચડી ગઈ, તુલસી ?'

એકીટશે તેને નિહાળી રહેલા ચિંતનને યાદ આવ્યું હોય તેમ ઊભા થતાં કહ્યું 'ચાલ, હાથ પકડીને તને વ્હીલચેર સુધી લઈ જઉં.'

તેના લંબાયેલા હાથ તરફ જોતી તુલસી શરીર ફરતી શાલ વીંટાળી લઈ ખાટલા પરથી નીચે ઊતરી : 'હાથ પકડવાની જરૂર નથી, તારા ખભાનો ટેકો પૂરતો થઈ રહેશે.' કહી ડાબો હાથ ચિંતનના જમણા ખભે મૂકી દીધો : 'મનમાં તો થાય છે કે દોટ મૂકું, પણ તમે ડૉક્ટરો દર્દીને જલદી પગભર થવા દો એવા ક્યાં છો ?'

બારણું ખોલીને તેને બહાર દોરી જતા ચિંતનને તુલસીની એ ટકોર ગમી. તુલસી ક્યારેક આત્મીયપણે વર્તતી તો ક્યારેક અતડી બની જતી... તેની વ્હીલચેરને લિફ્ટ તરફ સરકાવતાં ચિંતને કહ્યું : 'વાતવાતમાં ડૉક્ટરોની ટીકા કરે છે, પણ તું પોતે નર્સ છે એ યાદ છે ને તને ?'

'અત્યારે તો હું પેશન્ટ છું અને તું...'

'હું વૉર્ડબૉય !' લિફ્ટનું બટન દબાવતાં ચિંતને મજાક છેડી : 'વિદેશોમાં પુરુષ નર્સ હોય છે એ તો તું જાણે છે, તુલસી... તારા માટે વૉર્ડબૉય, નર્સ અને ડૉક્ટર એમ થ્રી ઈન વન જેવો છું હું !'

બટન દબાવતાં જ લિફ્ટ ઉપર આવી. તુલસીને બ્રીચ કેન્ડીની બહાર લઈ જવા માટે દસ્તૂરસાહેબે જ વ્યવસ્થા ગોઠવી આપી હતી. આઠ વાગ્યે પેશન્ટને મળવા આવતાં વિઝિટર્સ વેરવિખેર થઈ જાય પછી જ એને નીચે ઉતારવી, કમ્પાઉન્ડમાં ઊભેલી ટૅક્સી સુધી વ્હીલચેર લઈ જવી અને કોઈ જાતની 'ગૂડ બાય - ટાટા'ની વિધિ વગર ગુપચુપ તેને વિદાય કરી દેવી :

'હું પોતે પણ વળાવવા નહીં આવું. મારી હાજરીને કારણે પેશન્ટ તરફ બીજા લોકોનું ધ્યાન ખેંચાય એવું આપણે નથી કરવું.'

તુલસી-ચિંતનને લઈ લિફ્ટ નીચે પહોંચી એટલે રાહ જોતા વૉર્ડબૉયે ડ્યૂટી સંભાળી લીધી : 'લાવો, સાહેબ, ટેક્સી સુધી હું લઈ લઉં છું.'

આનાકાની કર્યા વગર વ્હીલચેર તેને સોંપી દઈ ચિંતને લિફ્ટમૅનને દરવાજે બોલાવવાને બદલે વૉર્ડબૉય વ્હીલચેર સાથે કમ્પાઉન્ડમાં ઊભેલી ટૅક્સી તરફ આગળ વધ્યો. ચિંતન ઉતાવળાં પગલે તેની સાથે થવા આગળ વધતો હતો ત્યાં કમ્પાઉન્ડમાંથી સ્ટાર્ટ થયેલી એક કાર તેની લગોલગથી પસાર થઈ ગઈ.

'અરે, ચિંતન !'

પસાર થતી કારમાંથી પોતાના નામનો સાદ સાંભળી સહેજ થથરી જતાં ચિંતને ડોક ફેરવી તો પેલી કાર બ્રેક મારી ઊભી રહી ગઈ હતી. સાદ પાડનાર વ્યક્તિ કારનો દરવાજો ઉઘાડીને નીચે ઊતરતી દેખાઈ ત્યારે ચિંતન વિમાસણમાં પડી ગયો. ઊભા રહેવું કે સાદ સાંભળ્યો જ નથી એવો દેખાવ કરી આગળ વધી જવું ?

પરંતુ બેમાંથી એકેય નિર્ણય લેવાય એ પહેલાં તો પેલી વ્યક્તિ ઉતાવળાં પગલે તેની પાસે આવી પહોંચી હતી : 'ચિંતન, તું અહીંયાં ક્યાંથી ?'

પૂછતી સુરુચિને જોતાં જ ચિંતન થીજી ગયો. જવાબ આપવાને બદલે ડઘાઈ ગયાની જેમ તેને જોતો જ રહ્યો. વર્ષો પછી જોવા મળેલી સુરુચિએ ખભાથી પગની પાની ઢંકાઈ જાય એવો વિચિત્ર પહેરવેશ પહેર્યો હતો.

'ઓળખાણ પડી ન હોય તેમ મને જોયા શું કરે છે, ચિંતન ?' હાથમોજાં પહેરેલો જમણો હાથ લંબાવતાં એણે ચિંતનને સજાગ કર્યો : 'અહીં કેમ આવવું થયું, ચિંતન ?' પૂછીને આગળ જતી વ્હીલચેર તરફ નજર પડતાં ઉમેર્યું : 'તારા કોઈ પેશન્ટને...'

તે એટલું પૂછે ત્યાં જ ચિંતને સાવધ બની જઈ વ્હીલચેર તરફથી સુરુચિની નજર વાળી લેવા અધવચ્ચે બોલી જવું પડ્યું :

'હા, એક પેશન્ટના ચેક-અપ માટે આવ્યો છું.'

'કોઈ લેડી પેશન્ટ લાગે છે.'

ટૅક્સી પાસે રોકાઈ જતી વ્હીલચેર પરથી નજર હઠાવ્યા વગર એ બોલી ત્યારે ચિંતને પોતાના ઊભા રહેવાની પોઝિશન એવી રીતે બદલી નાખી જેથી વ્હીલચેરમાં કોણ બેઠું છે એ સુરુચિ જોઈ ન શકે.

'કેટલા વખતે આપણે મળ્યાં !' હવે સુરુચિ તેને ધારીધારીને જોવા લાગી : 'ડૉક્ટર થયા પછી થોડો બદલાયો ખરો. કોટ પહેરતો થયો, પણ હજુ ટાઈ વળગાડી નથી.'

જવાબમાં એ કહી શક્યો નહીં કે પરદેશ જવા માટે આજે જ રેડીમેડ કોટ ખરીદીને પહેર્યો છે... તેને બદલે સુરુચિના પહેરવેશ પર સામી ટકોર કરી : 'પણ લંડન જઈ આવીને તમે સાવ બદલાઈ ગયાં, સુરુચિબહેન... તમારો આ પહેરવેશ જોઈને પહેલાં તો ઓળખી જ ન શક્યો ! લંડનમાં આવી ફૅશન ચાલુ થઈ છે કે ?'

'ફૅશન નહીં, ફાવટ માટે આ ડગલા જેવો ડ્રેસ પહેર્યો છે.' કહેતી એ પેટ પર હાથ ફેરવવા લાગી : 'દેખાતું નથી તને ? સાતમો મહિનો પૂરો થયો એટલે જરા ચેક-અપ કરાવવા આવી હતી.'

ચિંતનનું ચિત્ત એની વાતચીત પર નહોતું. પરાણે હસી લઈ તેણે પાછળ ડોક ફેરવીને જોઈ લીધું : વૉર્ડબૉય તેના આવવાની રાહ જોતો ઊભો હતો. પોતે વાતચીત પડતી મૂકીને ત્યાં ચાલ્યો જાય તો સુરુચિની જિજ્ઞાસા વધી જવાની દહેશત હતી. ઝડપથી વાતચીત આટોપી લેવા તેણે હાથ લંબાવ્યો : 'ચાલો, સુરુચિબહેન, અચાનક મળી ગયાં છો તો કૉંગ્રેચ્યુલેશન્સ આપી દઉં... તમારા આ બીજા પરાક્રમ (બાળક) માટે !'

ચિંતનને જાણે પહેલા વાર હસતો જોતી હોય તેમ તેની સાથે બીજી વાર હાથ મિલાવતાં સુરુચિ સહેજ ચોંકી : 'તું હસમુખો ક્યારથી થઈ ગયો, ચિંતન ? ડૉક્ટર થયા પછી કોઈના પ્રેમમાં પડ્યો કે શું ?'

'એવું જ કાંઈક છે...' છુટકારો મેળવવા માટે ચિંતને કહેવું પડ્યું : 'આપણે ચોથી તારીખે તમારા કન્સલ્ટિંગ રૂમના ઓપનિંગમાં મળીશું ત્યારે નિરાંતે વાત કરીશું...'

કહીને ચિંતને હાથ પાછો ખેંચી લેવાની ચેષ્ટા કરી, પણ સુરુચિએ હાથમોજાવાળા પંજાની પકડ ઢીલી કરી નહીં :

'બાય ધ વે, પછી કાલે તને શ્રીકાન્ત સાથે ફોન પર મેળાપ થયો કે નહીં ?'

'નહીં...' ફરી એક વાર પાછળ જોતાં બોલ્યો, તો વૉર્ડબૉય ટેક્સીનું બારણું ખોલતો દેખાયો. તેનો જીવ ત્યાં પહોંચી જવા માટે અધીરો બની ગયો : 'સુરુચિબહેન હું જઉં, પેશન્ટને હૉસ્પિટલ લઈ જવાની છે.'

ફરી ચિંતને હાથ છોડાવવાની કોશિશ કરી અને ફરી સુરુચિએ મચક ન આપી : 'અરે, ચિંતન, તારી પેલી તુલસીનું શું થયું ? હજુ જીવે છે કે...'

ત્યારે ચિંતને ઝાટકો આપીને હાથ ખેંચી લીધો, પણ ત્યાં સુધીમાં મોડું થઈ ચૂક્યું હતું. બૉર્ડબૉયનો ટેકો લઈ ટેક્સીમાં બેસવા માટે વ્હીલચેરમાંથી ઊભી થતી ચિંતનની પેશન્ટ પર સુરુચિની નજર પડી ચૂકી હતી !

'અરે, આ તો એ જ લાગે છે !'

દૂરથી તુલસીને ઓળખી ગયેલી સુરુચિ હેબતાઈ ગઈ હોય તેમ એની આંખો ફરી ગઈ,

મોં ઉઘાડું જ રહી ગયું અને ચિંતને જાણે કાંઈ સાંભળ્યું ન હોય તેમ તેના તરફ પીઠ ફેરવી લઈ ટેક્સી તરફ દોટ મૂકી.

ચિંતન ટેક્સી પાસે પહોંચ્યો ત્યારે તુલસીને પાછળની સીટમાં બરાબર બેસાડી દઈ વૉર્ડબૉય દરવાજો બંધ કરતો હતો. કોટના ખિસ્સામાંથી દસની નોટ કાઢી વૉર્ડબૉયના હાથમાં પકડાવી, ચિંતન આગળની બેઠકમાં ઘૂસી જવા માટે દરવાજાનું હૅન્ડલ ઘુમાવવા ગયો ત્યાં -

લોખંડની ખીલી લોહચુંબક તરફ ખેંચાઈ આવે તેમ સુરુચિ હાંફળીફાંફળી ટેક્સી પાસે આવી : 'એક મિનિટ, ચિંતન, મને તારી પેશન્ટને મળવા પણ નહીં દે ?'

ખલાસ !

બત્તીના થાંભલાની નીચે જ ઊભેલી ટેક્સીની પાછલી બેઠકની બારીમાં સુરુચિએ ડોકિયું કર્યું અને પોતાનું અનુમાન સાચું હતું એની ખાતરી થતાં જ એ પગથી માથા સુધી થથરી ગઈ :

'અરે તુલસી ! તું ક્યારે ભાનમાં આવી ગઈ ?'

સુરુચિના એકએક શબ્દમાં પહાડ જેવો ભાર વર્તાતો હતો. તુલસીને સમજાઈ ગયું કે નર્સિંગહોમના કમ્પાઉન્ડમાં પગ મૂકતાંવેંત જ પોતે પરખાઈ ગઈ હતી. તેણે પરાણે હસવું પડ્યું, છતાં એના એ ઉપરછલ્લા સ્મિતમાંય શારડી ભોંકાઈ હોય તેમ સુરુચિનું હૈયું આરપાર વીંધાઈ ગયું.

'તું મને ઓળખતી નહીં હોય, તુલસી...' કહેતાં એણે મોજાવાળો જમણો હાથ તુલસી તરફ લંબાવ્યો : 'હું છું...'

હજુ એ એટલું બોલે ત્યાર પહેલાં તો આગલી સીટમાં બેઠેલો ચિંતન ચિત્તાની ઝડપે બારણું ખોલી બહાર નીકળી ગયો : 'તુલસી, આ છે ડૉક્ટર સુરુચિબહેન દફતરી...' શ્રીકાન્તની પત્ની તરીકે સુરુચિ તેની ઓળખાણ આપે એ પહેલાં તેણે વાળી લીધું : 'એ આપણી કે. જી. એમ.માં થોડા મહિના માટે ઈન્ટર્નશિપ કરી ગયાં છે.'

'ચિંતન, તેં અધૂરી ઓળખાણ આપી...' કહેતાં તુલસીનો હાથ પોતાના હાથમાં લઈને સુરુચિ બાકીની ઓળખાણ આપવા જતી હતી ત્યાં તુલસીના મુખભાવમાં ચમત્કારિક પલટો આવતો જોઈને સુરુચિની જીભ થોથવાઈ ગઈ.

મોજાવાળા જમણા હાથની સુરુચિની હથેળી દબાવી રાખી તુલસીએ પોતાનો ડાબો હાથ તેના કાંડા, બાવડા અને ખભા પર ફેરવ્યો.

'ઓહ માય ગૉડ !' જાણે ચિત્કાર કરતી હોય તેમ ચોંકેલી આંખે તુલસીએ રાડ પાડી : 'સુરુચિબહેન તમારે તો આખા શરીરે કોઢ ફૂટી નીકળ્યો છે !'

માથા પર વીજળી પડી હોય તેમ સુરુચિ પગથી ખભા સુધી સળગી ઊઠી. કોઢના ડાઘ બીજાની નજરે ચડી ન જાય એટલા ખાતર પોતે ખભાથી પગની પાની સુધીનો વિચિત્ર પોશાક પહેરતી ફરતી હતી, હાથમાં મોજાં ચડાવી રાખતી હતી, છતાં આ છોકરી માત્ર કાંડા-બાવડા પર હાથ ફેરવીને કોઢ કેમ પારખી ગઈ ? જમીન ફાટી પડે તો અંદર સમાઈ જવા જેવું વસમું લાગ્યું સુરુચિબહેનને...

હાથ પાછો ખેંચી લઈ પૂતળાની જેમ તુલસી સામે ઘૂરકતી ચાર-છ ડગલાં પીછેહઠ કરતી સુરુચિ જડની જેમ ખોડાઈને ઊભી રહી ગઈ.

શું કરવું તેની સમજ ન પડતી હોય તેમ દિગ્મૂઢ બની ગયેલો ચિંતન ટેક્સીની આગલી સીટમાં બેસી ગયો. ટેક્સી બ્રીચ કેન્ડીના કમ્પાઉન્ડની બહાર નીકળી ગઈ ત્યાં સુધી સુરુચિ એક તસુભાર પણ હલીચલી શકી નહીં !



# 29

'સુરુ ! આપણે કઈ તરફ જઈ રહ્યાં છીએ એટલું તો કહે !'

નવલમામા તરફથી અઠવાડિયા અગાઉ ભેટ મળેલી પદ્મિની કાર ચલાવતી સુરુચિને ચોથી વાર શ્રીકાન્તે પૂછ્યું ત્યારે ભાવશૂન્ય ચહેરે મરિનડ્રાઈવ પરથી નજર ખસેડ્યા વગર એ બોલી ગઈ : 'ધરતીનો છેડો આવે ત્યાં સુધી જઈ રહ્યાં છીએ.'

જવાબ ન લાગે એવો ઉડાઉ જવાબ સાંભળીને શ્રીકાન્તે ખભા ઉછાળ્યા. ચાર વરસ અને પચાસ દિવસના લગ્નજીવનમાં આવાં રિસામણાં-મનામણાં તો શ્રીકાન્તે અનેક વાર અનુભવ્યાં હતાં, પરંતુ આજની વાત તેને કાંઈક જુદી જ વર્તાતી હતી. બંને વચ્ચે તકરારની તક ઊભી થતી ત્યારે સુરુચિ મનનો ઊભરો ઉતાવળે ઠાલવી દેતી. શ્રીકાન્તની જેમ મૂંગા રહીને સાંભળ્યા કરવાનો એનો સ્વભાવ નહોતો. બંને લંડન છોડીને મુંબઈ આવ્યાં પછી પહેલી-છેલ્લી તકરાર તુલસી બાબતમાં જ થઈ ગઈ હતી. કન્સલ્ટિંગ રૂમના ઉદ્ઘાટનનું ડીનસાહેબને નિમંત્રણ આપીને કે.જી.એમ. હૉસ્પિટલથી પાછા ફરેલા શ્રીકાન્તને તેણે કટાક્ષમાં સંભળાવ્યું હતું : 'કેમ, ખબર કાઢી આવ્યા તમારી તુલસીની ?'

'તમારી' શબ્દનો ઉપયોગ અને તેના પર મુકાયેલું વજન શ્રીકાન્તને ખટક્યાં હોવા છતાં ખોટું લગાડ્યા વગર એણે કહ્યું : 'હૉસ્પિટલવાળા હવે તુલસીના રૂમને તાળું મારી રાખે છે.'

'તમારા માટે એ લોકોએ તાળું ખોલી ન આપ્યું ?'

'એવી જરૂર ન લાગી.'

સાંભળતાં જ સુરુચિએ ધારદાર સવાલ પૂછી લીધેલો : 'કોને જરૂર ન લાગી - તમને કે હૉસ્પિટલવાળાને ?'

'આવી બધી પૂછપરછનો શો અર્થ છે, સુરુ ?'

વાત વધતી અટકાવવા શ્રીકાન્તે કહ્યું એટલે તો સુરુચિને વધારે ચાનક ચડી આવી :

'અર્થ એટલો જ છે કે તુલસી તમારી કોઈ જ રહી નથી છતાં તમે અળખામણા થવા ત્યાં જઈ આવ્યા...' એના શબ્દોની તીક્ષ્ણતા વધતી જતી હતી : 'તુલસીને ત્યજી દેવા બદલ તમે એ લોકોની નજરમાંથી ઊતરી ચૂક્યા છો. તમારી જગ્યાએ બીજો કોઈ પણ પુરુષ હોત તો એણે તમારી જેમ જ કર્યું હોત, છતાં આદર્શનું પૂછડું પકડી રાખતા આપણા સમાજમાં કોઈ વાસ્તવિક દૃષ્ટિએ કાંઈ વિચારતું જ નથી... તમારા માટે રૂમ ખોલી ન આપે એનો અર્થ એ જ કે તમારે હવે તુલસી સાથે કાંઈ લાગતુંવળગતું નથી ! પરંતુ તમને એ સત્ય સમજાય ત્યારે ને !'

'સુરુ, આજ સુધી ક્યારેય મેં તુલસીનું નામ ઉચ્ચાર્યું નહોતું છતાં તું...'

'નામ ઉચ્ચાર્યું હોત તો હું નારાજ ન થઈ હોત.' સુરુચિ પાસે દરેક પ્રકારની દલીલ તૈયાર હોય તેમ એ બોલી હતી : 'જેની સાથે એક વરસ સુધી સગાઈ ટકાવી રાખી તે કોઈને યાદ આવ્યા વગર રહે ખરી ? છતાં તમે એવી રીતે વર્તતા રહ્યા કે જાણે તુલસીને તમે સદંતર ભૂલી ચૂક્યા હો... યાદ આવતી હોય છતાં હોઠ પર નામ ન આવે એવી તમે સાવચેતી રાખતા હતા.'

સામી દલીલ કરવાથી કાંઈ જ વળવાનું નથી એમ માની શ્રીકાન્તે ચુપકીદી ધારણ કરી લીધી હતી... પણ અત્યારે સુરુચિ કેમ સાવ ચૂપ બની ગઈ હતી ? ચેક-અપ માટે બ્રીચ કેન્ડી ગયેલી સુરુચિ પહેલાં પોતાને શોધવા નેપિયન્સી રોડના કન્સલ્ટિંગ રૂમે પહોંચી હતી. ત્યાં જવાબ મળ્યો કે ડૉક્ટરસાહેબ હમણાં જ ઘેર જવા માટે નીકળ્યા એટલે એ વરલી આવી હતી. ઘેર આવીને જોયું કે શ્રીકાન્ત રોજના નિયમ મુજબ બાથરૂમમાં છે ત્યારે ધીરજ રહેતી ન હોય તેમ બાથરૂમનું બારણું ખટખટાવી બોલી હતી : 'રોજની જેમ વાર નહીં લગાડતા, આપણે જલદી બહાર જવાનું છે.'

પંદર મિનિટને બદલે શ્રીકાન્ત સાત મિનિટમાં બહાર નીકળ્યો એટલે દ્યુમનબહેને કહ્યું : 'નવ વાગવા આવ્યા. તમે બંને જમીને જ બહાર જાઓ ને... પછી આવતાં મોડું થાય તો વાંધો નહીં.'

પરંતુ સુરુચિને જમવાની રુચિ જ ક્યાં રહી હતી ? જેવો શ્રીકાન્ત કપડાં પહેરીને તૈયાર થયો કે તેની આગળ થતી ઘરબહાર નીકળી ગઈ હતી. 'ક્યાં જવું છે ? શું અગત્યનું કામ આવી પડ્યું છે ?' એવી પૃચ્છાનો શ્રીકાન્તને કોઈ જ જવાબ મળ્યો નહીં ત્યારે એણે ધારી લીધું કે બ્રીચ કેન્ડીમાં ચેક-અપ કરાવવા ગઈ ત્યાં ડૉક્ટરે કોઈ કૉમ્પ્લિકેશન હોવાની જાણ કરી હશે... કાંઈ ચિંતાજનક હશે તો મારે એને સાચવી લેવી પડશે.

વરલીથી નીકળેલી કાર પેડર રોડ પર પહોંચતાં પહેલાં બ્રીચ કેન્ડી તરફ ફંટાઈ જશે

એવું શ્રીકાન્ત માનતો હતો. કદાચ પ્રેગ્નન્સીના કૉમ્પ્લિકેશન બાબત ચર્ચા કરાવવા સુરુચિ પોતાને બ્રીચ કેન્ડી લઈ જઈ રહી છે એવી ધારણા પણ ખોટી ઠરી. જરૂર કરતાં વધુ ઝડપે કાર ચલાવતી સુરુચિએ ગાડીને સીધેસીધી જ જવા દીધી હતી.

'સારું થયું કે આપણે મુંબઈ નામના ટાપુમાં વસીએ છીએ.' નરિમાન પૉઈન્ટનો દરિયો દેખાયો એટલે સુરુચિને મૂડમાં લાવવા શ્રીકાન્તે હળવી ટકોર કરવી પડી : 'દરિયો આવ્યો એટલે તેં કાર ધીમી પાડી, નહીંતર કોણ જાણે તું મને ક્યાંની ક્યાં લઈ ગઈ હોત !'

તેની એ હળવી ટકોરની કોઈ જ અસર થઈ ન હોય તેમ કાર થોભાવી સુરુચિ બારી તરફ ડોક મરડીને સાગરનાં ઊછળતાં મોજાં નિહાળતી ખામોશ બેસી રહી ત્યારે શ્રીકાન્તે મોજાંવાળા તેના ડાબા હાથ પર પોતાનો હાથ મૂક્યો :

'શી વાત છે, સુરુ ? આટલી બધી ગમગીન કેમ બની ગઈ ?' કહેતાં તેનાં આંગળાંમાં અંકોડો ભીડવાનો પ્રયાસ કર્યો ત્યારે પેલીએ હાથની મુઠ્ઠી વાળી લીધી.

'ચેક-અપ માટે ગઈ હતી ત્યાં ડૉક્ટરે કોઈ એવી વાત...' કહીને એ જાણી-કરીને અટક્યો, છતાં સુરુચિએ ડોક ફેરવવાની તસ્દી ન લીધી એટલે શ્રીકાન્તને એના ખભા પર હાથ મૂક્યો : 'જે કાંઈ હોય તે કહી દે, સુરુ ! આપણે બંને ભેગાં મળીને એનો સામનો કરીશું.'

અને સુરુચિએ ઝાટકા સાથે ગરદન ફેરવી. તેની આંખોમાં ઘૂઘવતા રોષે શ્રીકાન્તને ચોંકાવી દીધો. ઘડીભર તેની સામે તાકી રહી સુરુચિએ જમણા હાથનાં આંગળાંથી ડાબા હાથમાં પહેરેલું મોજું ખેંચી કાઢ્યું. આંગળાં, અંગૂઠા અને પોંચા પર દેખાતા કોઢના ડાઘ પર રોષભરી દૃષ્ટિથી તાકતી આવેશમાં એ બોલી ઊઠી : 'તંગ આવી ગઈ છું હું આનાથી !' કહી ડાબા હાથની મુઠ્ઠી વાળીને જોરથી સ્ટીયરિંગ વ્હીલ પર મુક્કી મારવા લાગી : 'ક્યાં સુધી હું લોકોથી સંતાડતી ફરીશ મારી આ બીમારી ?'

'સુરુ !' ઝાપટ મારીને શ્રીકાન્તે તેનો હાથ પકડી લીધો : 'શું કરે છે આ ?'

સુરુચિએ હાથ છોડાવવા માટે જોર અજમાવ્યું, પણ શ્રીકાન્તે પકડ ઢીલી ન કરી ત્યારે લાચારીના ભારથી ગરદન ઝુકાવી દઈ પોતાનું માથું સ્ટીયરિંગ વ્હીલ પર ઢાળી દીધું. હમણાં એ રડી પડશે, આંસુ દ્વારા એનો ઊભરો ઠલવાઈ જશે એવું માની શ્રીકાન્ત કોઢવાળો તેનો ડાબો હાથ પોતાના બંને પંજામાં લઈને પંપાળતો રહ્યો.

લગ્નજીવનનાં સાડાત્રણ વર્ષ સુધી ચણાના દાણા જેવડો સફેદ ડાઘ જરાસરખોય વિકસ્યો નહીં એટલે સુરુચિએ માની લીધું કે પોતાના જેવી સુખી બીજી કોઈ નથી. વારસામાં કોઢ આવે જ એવો કોઈ નિયમ નથી એ જાણવા છતાં પહેલી પ્રસૂતિ વખતે એ તંગ રહ્યા કરતી. પુત્ર અવતર્યો ત્યારે બ્રીચ કેન્ડીની નર્સને પહેલવહેલું એ જ પૂછ્યું હતું : 'બાબાના શરીરે કોઈ ડાઘ તો દેખાતો નથી ને ?'

અને નર્સે નકારમાં જવાબ આપ્યો ત્યારે તો એનો હર્ષ સાતમા આસમાને પહોંચી ગયો હતો : 'હું ધન્ય બની ગઈ !'

પરંતુ લંડનના છેલ્લા છ મહિનામાં એકાએક એ નાનકડા ડાઘે વિરાટ સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. સુરુચિ રોજ સવારે ઊઠીને પહેલું કામ શરીરના ડાઘ જોવાનું કરતી. ડાઘ દિવસે વધે છે કે રાતે એ સમજાતું નહોતું, પણ સાપોલિયું અજગર બની જાય તેમ કોઢ તેના શરીરે ભરડો લઈ રહ્યો હતો. પિંડીથી ખભા લગી ડાઘ ફેલાતા ગયા ત્યાં સુધી તો ચાલુ પોશાકમાં એ વરવા ડાઘ ઢંકાઈ જતા, પણ કોઢ પિંડીથી પાની તરફ ઊતરવા લાગ્યો ત્યારે સુરુચિ માટે અસહ્ય બની ગયું. ડાઘ હોવા અને ડાઘ દેખાવા વચ્ચે બહુ ફરક પડી જતો હતો. લોકોની નજરથી ડાઘ છુપાવવા માટે હજારો રૂપિયાના મૉડર્ન ડ્રેસ ત્યજીને એણે સાડી પહેરવી શરૂ કરી દીધી. બંને હાથના ખભા નીચે ડાઘ પ્રસરવા લાગ્યા એટલે બ્લાઉઝની બાંયની લંબાઈ વધારતી ગઈ. ગમે તે ભોગે કોઢને પ્રસરતો રોકવા નિષ્ણાતોને કન્સલ્ટ કરતી રહી, દવા-ઇન્જેક્શનો લેતી રહી, આંખો મીંચીને પૈસા ખરચતી રહી, પણ વકરેલો કોઢ અંકુશમાં આવ્યો નહીં ત્યારે એ ભાંગી પડી. શ્રીકાન્તની અનેક સમજાવટ છતાં પોતાના સફેદ ડાઘ ઢાંકવાના મિથ્યા પ્રયાસો એ છોડી શકી નહીં.

'આ કોઈ એવો રોગ નથી કે જોઈને માણસ આપણાથી દૂર ભાગે.' શ્રીકાન્ત એને સમજાવતો : 'ખબર પડે એટલી વાર થોડુંક વિચિત્ર લાગે, કદાચ કોઈ એના ઇલાજ સૂચવે, પણ કોઈ એની ચીડ તો ન જ દર્શાવે, સુરુ !'

'એ બધી કહેવાની વાત છે.' પોતાની જાત માટે ચીડ જાગતી હોય તેમ સુરુચિ સંભળાવતી : 'આ ચેપી રોગ નથી એવું જાણવા છતાં આવા ભણેલા દેશમાંય લોકો તેનાથી દૂર ભાગે છે... એક વાર મને એનો બહુ કડવો અનુભવ થઈ ગયો છે. પેલી મૅડમ મેકલિન ઘેર આવી અને મેં હાથમોજાં પહેર્યા વગર દરવાજો ઉઘાડ્યો ત્યારે મારા હાથના ડાઘ જોઈને ચીતરી ચડી હોય એવો ચહેરો કરી નાખ્યો હતો. આવકાર આપવા માટે મેં હાથ લંબાવ્યો તો જાણે મને કોઢને બદલે રક્તપિત્ત હોય તેમ એ દરવાજેથી પાછી ફરી ગઈ હતી.'

ત્યારે શ્રીકાન્તે તેને સમજાવવાની કોશિશ કરેલી : 'આ દેશના બધા જ લોકો ભણેલા છે એ તારો ભ્રમ છે, સુરુ ! આપણે ઇન્ડિયનો કોઈને ઇંગ્લિશ બોલતું સાંભળીએ એટલે તેને ભણેલું માની લેવાની ભૂલ કરતાં રહીએ છીએ... મુંબઈમાં તું જોજે, કોઈ તારા ડાઘ જોઈને દૂર નહીં ભાગે !'

પરંતુ સુરુચિને ગળે એ વાત ઊતરતી નહોતી. ગરમ દેશમાં આવ્યા પછી પણ પગની પાનીથી ખભા સુધીનું આખું શરીર ઢંકાઈ જાય એવા વરવા વેશ પહેરવાનું તેણે ચાલુ રાખ્યું. શ્રીકાન્તે ઘરના લોકોને કહી રાખેલું કે એના પોશાક બાબત કોઈએ ટીકાટિપ્પણ ન કરવાં, ત્યારે જજસાહેબ અને ધ્રુમનબહેન સમસમીને ચૂપ થઈ ગયેલાં. સોનાની થાળીમાં લોઢાની

મેખ તો હજુય ખમી લેવાય, પણ આ તો સોનાની આખી થાળી પર લોઢાનો ઢોળ ચડી ગયા જેવો સંતાપ હતો !

પદ્મિનીના સ્ટીયરિંગ વ્હીલ પર માથું ટેકવીને મૂંગી બેસી રહેલી સુરુચિ ઘણી વાર સુધી રડતી ન દેખાઈ ત્યારે શ્રીકાન્તે તેના વાંસા પર હાથ ફેરવવા માંડ્યો :

'બ્રીચ કેન્ડી ગઈ હતી ત્યાં તારા ડાઘ કોઈની નજરે ચડી ગયા, સુરુ ?'

ત્યારે માથું ઊંચું કર્યા વિના જ તેણે નકારમાં ડોક હલાવી.

'ત્યાં તને કોઈ મળી ગયું હતું, સુરુ ?'

'ના !' હવે ધીમેધીમે ગરદન ઊંચી કરતી એ બોલી : 'હું કોઈને મળી ગઈ હતી.'

'કોને ?'

'તુલસીને !'

સાંભળતાં જ શ્રીકાન્તના સમગ્ર શરીરમાં ઝણઝણાટી પ્રસરી ગઈ. તેના ચહેરાના પલટાતા હાવભાવનું નિરીક્ષણ કરતી સુરુચિના હોઠ ભીંસાયા : એનું નામ પડતાં જ કેવા ટટ્ટાર થઈ ગયા !

'તું તુલસીને ક્યાં મળી ?' ઘૂંટાતો શ્વાસ છોડતાં શ્રીકાન્ત બોલી ઊઠ્યો : 'બ્રીચ કેન્ડીમાં તુલસીને મળી ?'

'જી હા !' સુરુચિના અવાજમાં ધાર આવી ગઈ : 'મેં તુલસી સાથે હાથ પણ મિલાવ્યો !'

એના બોલમાં રહેલો ગર્ભિત ઇશારો હજુય શ્રીકાન્તને સમજાયો ન હોય તેમ એ બબડ્યો : 'એ લોકોએ તુલસીને બ્રીચ કેન્ડીમાં ટ્રાન્સફર કરી છે એ મારાથી છાનું રાખ્યું.... શું કામ... ?'

'કારણ કે તમને જાણ કરવાની કોઈને જરૂર નહીં લાગી હોય.' સુરુચિ મહેણાં મારવાની તક છોડવા માગતી નહોતી : 'હવે તમારે તુલસીની સાથે શું લાગેવળગે ?'

'મને શું કામ જાણ ન કરી એ જ હું નથી વિચારતો, સુરુ !' શ્રીકાન્તના અવાજમાં તીવ્રતા આવવા લાગી : 'તુલસીને બ્રીચ કેન્ડીમાં શું કામ દાખલ કરવી પડી એ જાણવા માગું છું હું.'

'વધુ સારી ટ્રીટમેન્ટ માટે દાખલ કરી હોય...' તેને ટટળાવવામાં મજા આવતી હોય એમ સુરુચિ મોઘમ બોલી ગઈ : 'તેને ભાનમાં લાવવા માટે દાખલ...'

'ઈમ્પૉસિબલ !' શ્રીકાન્તનો અવાજ ઊંચો થયો : 'જગતમાં ''કોમા''નો કોઈ કેસ આજ સુધી સાજો થયો નથી. એવું થતું હોય તો...'

'તો શું, શ્રીકાન્ત ?' લુચ્ચું હસતી એ બોલી : 'કેસ સાજો થવાની આશા હોત તો તમે તુલસીને ત્યજી દીધી ન હોત એમ જ કહેવા માગતા હતા ને તમે ?'

'સુરુ !' દરિયાનું મોજું ઊછળે તેમ શ્રીકાન્તનો અવાજ ઊછળ્યો : 'મારા દરેક અર્ધા વાક્યને ખોટા અર્થમાં પૂરું કરવાનો શો અર્થ છે, સુરુ ? હું કહેવા માગતો હતો કે કોમાનો કેસ સાજો થઈ શકતો હોત તો રહીરહીને પાંચ વરસે બ્રીચ કેન્ડીમાં ટ્રીટમેન્ટ માટે ટ્રાન્સફર શું કામ કરે ?'

'પાંચ વરસમાં કોઈ શોધ થઈ પણ હોય.'

'એવી શોધ થઈ હોય તો એનો પહેલો લાભ ભારતના દર્દીને ન મળે...'

'કદાચ કોઈ ચમત્કાર થઈ પણ જાય !'

'તુલસીની બાબતમાં આવો કોઈ ચમત્કાર કરનારના હું પગ પકડી લઉં.'

જાણે વીંછીએ ડંખ માર્યો હોય એવી વેદના સુરુચિએ અનુભવી. ડંખનું ઝેર એની જીભ પર ફૂટી નીકળ્યું : 'ચમત્કાર કરનારના પગ પકડી લો અને જેના પર ચમત્કાર થયો હોય તેનો હાથ પણ પકડો ને, શ્રીકાન્ત !'

સાંભળીને શ્રીકાન્ત ખળભળી ઊઠ્યો : આખો દેહ કોઢથી ચીતરાઈ ચૂક્યો હોવા છતાં સાચા હૃદયથી હું એને ચાહતો રહ્યો છું, છતાં આ સ્ત્રીને કોઈ કદર નથી ! તુલસીને મનમાંથી હટાવી દીધી, પણ હજુ એના મનમાંથી તુલસીનો ભ્રમ નીકળતો કેમ નથી ? મહામહેનતે ક્રોધને અંકુશમાં લઈ શ્રીકાન્તે સુરુચિનો મોજા વગરનો ડાબો હાથ ફરી પોતાના હાથમાં લીધો : 'સુરુ, હજારો લોકોની હાજરીમાં મેં તારો હાથ પકડ્યો છે, છતાં પણ તું...'

કહેતો શ્રીકાન્ત લાગણીભેર તેનો હાથ પંપાળવા લાગ્યો ત્યારે સુરુચિને થયું કે કહી દેવાનો સમય હવે પાકી ગયો છે. હળવેકથી પોતાનો ડાબો હાથ તેના હાથમાંથી સરકાવી લઈ સુરુચિએ મોજાવાળો હાથ તેની સામે ધર્યો : 'તુલસીનો પરોક્ષ સ્પર્શ માણવો હોય તો આ હાથ હાથમાં લો, શ્રીકાન્ત ! એણે મારો આ જમણો હાથ પકડ્યો હતો.'

'એણે !' શ્રીકાન્ત પહેલાં ચોંક્યો, પછી માન્યું કે સુરુચિએ બોલવામાં ગફલત કરી હશે : 'સુરુ, તારા જમણા હાથે તેં એનો હાથ પકડ્યો હતો એમ કહે...'

'ક્યારની કહું છું, પણ તમે સમજતા કેમ નથી ?' ફૂંફાડા મારતી નાગણીની જેમ બોલતી સુરુચિએ પોતાના જમણા હાથે તેના રેશમી ઝભ્ભાની બાંય પર હાથ પસવારીને ધડાકો કર્યો : 'મારો હાથ હાથમાં લઈને આ રીતે તેનો હાથ મારી બાંય પર ફેરવતી તુલસી બોલી ઊઠી હતી : ઓહ માય ગૉડ ! આમના તો આખા શરીરે કોઢ નીકળ્યો છે !'

સાંભળતાં શ્રીકાન્તના સમગ્ર શરીરમાંથી ઘડીભર ચેતન હરાઈ ગયું. ગાઢ નિદ્રામાં માણસ સ્વપ્ન જોતો હોય તેમ તે જડ બની ગયો. નરીમાન પૉઇન્ટના દરિયાકિનારાને બદલે 'ઉત્તમ એપાર્ટમેન્ટ'ના પોતાના બેડરૂમમાં અજાગ્રત અવસ્થામાં આ બધું સાંભળતો હોય એવું લાગ્યું. એની જડતાએ સુરુચિને ગભરાવી મૂકી : 'કાન્ત...!' તેનો હાથ જોરથી હલાવતી તે બોલી ઊઠી : 'શ્રીકાન્ત, શું થઈ ગયું તમને ?'

ત્યારે શ્રીકાન્તે તેના પર દૃષ્ટિ માંડી. તેની આંખોમાં સુરુચિ પ્રત્યે રોષ ઘૂંટાવા લાગ્યો. માણસ મશ્કરી કરવા માટે આટલી હદે ક્રૂર થઈ શકે છે - એવા ભાવથી એ વીંધી નાખતી નજરે તેને તાકતો રહ્યો ત્યારે સુરુચિ ડરી ગઈ, છળી પડી.

'શ્રીકાન્ત, હું સાચું કહું છું ! તુલસી ભાનમાં આવી ગઈ... મેં નજરોનજર તેને બ્રીચ કેન્ડીના કમ્પાઉન્ડમાં વ્હીલચેરમાંથી ઊતરીને ટેક્સીમાં બેસતી જોઈ.... પેલો ચિંતન એની સાથે હતો.'

છતાં શ્રીકાન્ત હોઠ ભીડી તંગ મુખાકૃતિ સાથે તેને તાકતો જ રહ્યો ત્યારે સુરુચિએ ભયવિહ્વળ અવાજે કહેવું પડ્યું : 'હું સાચું કહું છું, શ્રીકાન્ત ! આપણા શ્રેયસના સોગંદ ખાઈને કહું છું કે તુલસી ભાનમાં આવી ગઈ છે !'

અને અચાનક અંધારામાં દીપક પ્રગટી ઊઠે તેમ શ્રીકાન્તનો ચહેરો પ્રસન્નતાથી ઝળહળવા લાગ્યો. ક્ષણવાર માટે એ વીસરી ગયો કે સામે સુરુચિ બેઠી છે. ધીમેધીમે બંને હાથ લંબાવી તેનું મુખ પોતાના બંને હાથમાં લીધું. અત્યંત મૃદુતાથી એના બંને ગાલ પર હથેળી દાબી, પછી ધીમેધીમે પોતાની ડોક એના તરફ લંબાવી ત્યારે સુરુચિએ ચુંબન આપવાની ચેષ્ટાથી હોઠને અર્ધા ઉઘાડ્યા... પણ હોઠને બદલે શ્રીકાન્તે તેના કપાળ પર ચુંબન ચોડી દીધું. પતિના ભીના હોઠના સ્પર્શમાં આવી મુલાયમતા સુરુચિએ પહેલી જ વાર અનુભવી... એમાં દઝાડી ન દે એવી ઉષ્મા હતી અને ઠારી ન દે એવી શાતા પણ હતી !

વર્ષો સુધી જતન કરીને રાખેલું એ ચુંબન પોતાના માટે નહીં પણ તુલસીના ભાગનું હતું એનું ભાન થતાં જ સુરુચિનો આવેગ ઓસરી ગયો. બંને હાથે પતિના ખભા પકડી એ તેને હડસેલો મારવા જતી હતી ત્યાં જ વરસાદનું ઝાપટું ત્રાટકી પડ્યું અને વાસ્તવિકતાનું ભાન થયું હોય તેમ આંચકા સાથે આપોઆપ શ્રીકાન્ત દૂર ખસી ગયો.

તુલસી ભાનમાં આવી ગઈ !

કારના છાપરા પર જલતરંગ વગાડતા મેઘરાજા કહી રહ્યા હતા :

તુલસી ભાનમાં આવી ગઈ !

મોજાં ઉછાળીને સમુદ્ર ગર્જી રહ્યો હતો :

તુલસી ભાનમાં આવી ગઈ !

અંધારા આકાશમાં ટમટમતા તારલા હસીને ખુશખબર સંભળાવી રહ્યા હતા :

'હવે તમે ભાનમાં આવો તો સારું !'

પ્રસન્ન મુખે ખુશાલી વાગોળવામાં તન્મય બની ગયેલા શ્રીકાન્તના આનંદમાં વિક્ષેપ પાડવાની ચેષ્ટાથી સુરુચિએ સંભળાવ્યું : 'તુલસી ભાનમાં આવી ગઈ એના ખુશખબર આપવા ઉત્સાહથી મેં તમને આ નહોતું કહ્યું... મારા આખા શરીરે કોઢ નીકળ્યો છે

એની જાણ તુલસીને માત્ર હાથ ફેરવતાં જ કેમ્ થઈ ગઈ એ કોયડો ઉકેલવા માટે હું આ બધું બકી ગઈ, શ્રીકાન્ત !'

'એ તો બીજો ચમત્કાર કહેવાય, સુરુ !'

'ચમત્કાર તમારા માટે, મારા માટે તો શાપ !' કહેતાં એણે ડાબા હાથનાં આંગળાંનો કોઢ છુપાવી દેવા મોજું ચડાવી દીધું : 'મારા કોઢની વાતની જેને છેલ્લી ખબર પડવી જોઈએ એને જ પહેલી જાણ થઈ ગઈ !'

'એ બધી વાત પછી.' કહેતો શ્રીકાન્ત પોતાના તરફનો દરવાજો ખોલી બહાર નીકળ્યો. વર્ષાની ઝાપટમાં પલળવાથી વર્ષો સુધી ભીતરમાં ઘૂઘવતો ઉકળાટ ઘડીભરમાં શમી ગયો હોય એવી તેણે ટાઢક અનુભવી. પછી કારના બીજા દરવાજે આવી હેન્ડલ ઘુમાવીને બારણું ખોલતાં સુરુચિને કહ્યું : 'હવે હું કાર ચલાવું છું !'

સુરુચિએ કમને સીટમાં આગળ સરકી જવું પડ્યું : 'જોજો આનંદના અતિરેકમાં ઍક્સિડન્ટ ન કરી બેસતા !'

પણ તેના બોલ કાને ધર્યા વગર શ્રીકાન્તે કાર સ્ટાર્ટ કરીને ભગાવી. રસ્તામાં આવતાં ટ્રાફિકનાં રેડ સિગ્નલ તેને રોકીને વારંવાર યાદ કરાવતાં રહ્યાં કે આટલી તેજ ગતિએ તું ક્યાં પહોંચી જવા માગે છે ? તુલસી સાથે હવે તારે શી લેવાદેવા ?

બાજુમાં બેઠેલી સુરુચિ વારંવાર ટોકીને સંભળાવતી રહી કે 'તમારી આ ઉતાવળનો હવે કોઈ અર્થ સરવાનો નથી. તમારા જવાથી તુલસી ચિંતનની મટી જવાની નથી.. વ્હીલચેરમાં તુલસી આગળ અને ચિંતન પાછળ જઈ રહ્યો હતો. એને જોઈને હું કારમાંથી નીચે ઊતરી... મેં પૂછ્યું કે સાથે કોણ છે, તો કહે કે મારી પેશન્ટ છે... ચિંતન તો તુલસીને મારી આંખોથી ઓઝલ રાખવા માગતો હતો, પણ મારી ચકોર નજરે તુલસીને પકડી પાડી... ચિંતન એને લઈને ટેક્સીમાં ભાગી છૂટવા માગતો હતો ત્યાં હું પહોંચી ગઈ... ઓળખાણ આપવી પડી ત્યારેય ચિંતને મને ડૉક્ટર સુરુચિબહેન જ કહી. હું શ્રીકાન્તની પત્ની છું એ વાત પેલીથી છાની રાખવાની પેરવી તેણે શું કામ કરવી જોઈએ...'

નરિમાન પૉઈન્ટથી વરલી સુધીના આખા રસ્તે સુરુચિ ટુકડેટુકડે બધું કહેતી રહી અને શ્રીકાન્ત ચૂપચાપ કાર દોડાવતો રહ્યો. જતી વેળાએ સુરુચિ અબોલ રહીને કાર ડ્રાઈવ કરતી હતી અને પોતે બોલ બોલ કરતો હતો. વળતી વખતે પરિસ્થિતિ પલટાઈ ગઈ.

'સમજી ગઈ - તમે તેજ ગતિએ કાર કેમ ભગાવો છો.' સામી વ્યક્તિના મનમાં શું ચાલી રહ્યું છે એ જાણવા માટે માણસ ક્યારેક બહુ બેબાકળો બની જતો હોય છે. શ્રીકાન્તને બોલતો કરવા સુરુચિએ અનુમાન ઉછાળ્યું : 'જલદી ઘેર જઈ ડીનસાહેબને ફોન કરી તમે ખાતરી કરવા માગતા હશો કે હું ખોટું તો નથી બોલતી ને ?'

માણસ કાનથી સાંભળતો હોય, પણ ધ્યાનથી સાંભળે છે કે નહીં તેની ખાતરી ન થાય

તો બોલનાર બેચેન બની જાય, તેમ શ્રીકાન્તના ખભા પર હાથ મૂકી તને હલબલાવતી સુરુચિ બોલી ઊઠી : 'ખરી રીતે તો ફોન કરીને તમારે એમ પૂછવું જોઈએ કે એ લોકોએ તમારી સાથે આવી બનાવટ શું કામ કરી ? લેડી પેશન્ટને રૂમનું તાળું મારીને તેને અંદર સાવ એકલી રાખે એ વાતમાં કોઈ માલ નથી... તુલસીને બ્રીચ કેન્ડીમાં ટ્રાન્સફર કરી છે એ વાત છાની રાખવા માટે જ રૂમને તાળું મારી દીધું હશે... તમને શું લાગે છે ?'

પરંતુ જવાબ આપવાને બદલે શ્રીકાન્તે કારને 'ઉત્તમ એપાર્ટમેન્ટ'ના ઢાળ પર ચડાવવામાં ધ્યાન કેન્દ્રિત કર્યું. તુલસી ભાનમાં આવ્યાની ઉત્તેજનાથી તેના રોમેરોમમાં પ્રસરી ગયેલી ઝણઝણાટી જરા પણ ઓછી ન થાય એટલા ખાતર એ તેના જ વિચારમાં રચ્યોપચ્યો રહેવા માગતો હતો.

'બી' બિલ્ડિંગના પાર્કિંગ લૉટમાં કારને બ્રેક માર્યા પછી જ તેણે સુરુચિ સામે જોયું. પણ શ્રીકાન્તની ખામોશીથી ધૂંઆપૂંઆ થયેલી સુરુચિ તેની સામે જોયા વગર જ દરવાજો ઉઘાડીને નીચે ઊતરી ગઈ.

'સુરુ, હું બહાર આંટો મારીને આવું છું.' કારમાં જ બેઠા રહીને શ્રીકાન્તે ઉચ્ચારેલા એ શબ્દોએ સુરુચિને ચોંકાવી. નીચે ઝૂકી બારીમાં ડોકાઈને તેણે શ્રીકાન્ત સામે જોયું એટલે આગળ સાંભળવા મળ્યું : 'હું કલાકવારમાં આવી જઉં છું. જમવા માટે મારી રાહ નહીં જોતી.'

'કઈ તરફ આંટો મારવા જાઓ છો, શ્રીકાન્ત ?'

'ડીનસાહેબને ઘેર !'

સાંભળીને સુરુચિએ છણકો કર્યો : 'ખોટું શું કામ બોલો છો ? સાફસાફ કહી દો ને કે કે.જી.એમ.માં તુલસીને મળવા જઉં છું !'

જવાબમાં જરાય અસ્વસ્થ થયા વગર શ્રીકાન્તે કહી દીધું : 'અત્યાર સુધી તો ડીનસાહેબ પાસે જ જવાનો ઇરાદો રાખ્યો હતો, પણ તેં યાદ કરાવ્યું એટલે ઇરાદાને થોડો આગળ વધારું છું. ડીનસાહેબ પાસે જઈને તુલસીને પણ મળતો આવીશ, બસ ?'

સાંભળતાં જ નાકનાં બંને નાખોરાં ફુલાવતી સુરુચિએ ઝાટકા સાથે કારની બારીમાંથી ગરદન બહાર ખેંચી લઈ મોટરના છાપરા પર મુક્કી પછાડી : 'આખરે તમારું પોત પ્રકાશ્યું ને !'

*

મુંબઈના સહાર આંતરરાષ્ટ્રીય એરપોર્ટ પર વિદેશ જનારાં પૅસેન્જર્સ અને તેમને વળાવવા આવેલાં સગાંવહાલાંની ભીડ જામી હતી. ધોધમાર વરસાદ ચાલુ હોવાથી એરપોર્ટ પહોંચવામાં મોડાં પડેલાં ઉતારુ બૉમ્બે સેન્ટ્રલ સ્ટેશન પર ટ્રેન પકડવા દોડે તેમ સામાન સાથે ધસી આવતાં હતા. ચિંતન સામાન, એરપોર્ટ, એરટિકિટ અને બીજા પેપર્સ સાથે એર ફ્રાન્સના કાઉન્ટરની

ક્યૂમાં ગોઠવાઈ ગયો હતો. કાઉન્ટરથી થોડે દૂર વ્હીલચેરમાં બેઠીબેઠી તુલસી રોશનીથી ઝળહળતા એરપોર્ટના વિશાળ ખંડમાં થઈ રહેલી ગતિ-વિધિ નિહાળી રહી હતી. વિવિધ પહેરવેશવાળા અલગઅલગ દેશના જાતજાતના લોકોને નાના બાળકના કુતૂહલથી એ નીરખી રહી હતી. બ્રીચ કેન્ડીની બહાર નીકળ્યા પછીની પંદર-વીસ મિનિટ તો ટૅક્સીની પાછલી સીટ પર આંખો મીંચીને એ બેસી રહી હતી. ફેફસાંમાં ખુલ્લી હવા ભરાયાથી શરીરમાં સ્ફૂર્તિ ઊભરાવા લાગી હતી, પણ મગજના જ્ઞાનતંતુઓમાં થાક વર્તાતો હતો. બહારની દુનિયા જોવાની ઇચ્છાને થોડી વાર માટે આંખોની બંધ પાંપણો વચ્ચે દબાવી રાખવી પડી હતી. બ્રીચ કેન્ડીના કમ્પાઉન્ડમાં મળનારી પહેલવહેલી અજાણી વ્યક્તિ સાથે હાથ મિલાવતાંની સાથે જ પોતે કેવી ચોંકી ગઈ હતી ! એના આખા શરીરે કોઢ છે એવું પોતે કેમ કળી શકી હતી ? આમ થવાનું કારણ શું ? અને એવું થાય પછી મગજમાં આટલો બધો થાક કેમ વર્તાય છે ? આંખોનાં પોપચાં પર આટલો બધો ભાર કેમ લાગ્યા કરે છે ?

વરલી, દાદર અને માહિમ વટાવી ટૅક્સીએ બાન્દ્રાનો હાઈ-વે પકડ્યો ત્યારે માંડ તે સ્વસ્થ થઈ શકી. 'તુલસી, સામે ડ્રાઈવ ઈન સિનેમા છે.' ચિંતને આંગળી ચીંધીને ધ્યાન ખેંચ્યું ત્યારે એ બોલી ઊઠી : 'એ વળી ક્યારે ચાલુ થયું ?'

'ત્રણચાર વરસ તો થયાં જ હશે.'

'ઓહ !' તુલસીથી આછો નિઃશ્વાસ નંખાઈ ગયો : 'પાંચ વરસમાં એવું તો બીજું ઘણું બધું ચાલુ થઈ ગયું હશે જેનાથી હું અજ્ઞાત હોઉં.' પછી થોડી વાર ચૂપ રહીને બબડી હતી : 'પરદેશ જતાં પહેલાં મુંબઈ શહેરમાં બેચાર રાઉન્ડ મારી લીધાં હોત તો ઘણુંબધું બદલાઈ ગયેલું જોવા મળત.'

'માત્ર બદલાઈ ગયેલું જ નહીં, ઘણુંબધું બગડી ગયેલું પણ જોવા મળત.' જાણે પાંચ વરસના અંતરની ખાઈ પૂરવાની શરૂઆત કરતો હોય તેમ ચિંતન બોલી ગયો હતો : 'ઊંચીઊંચી આલીશાન ઇમારતો સાથે ઠેરઠેર ઊભી થયેલી ઝૂંપડપટ્ટીઓ પણ જોવા મળત... તારી ''ગેરહાજરી''નાં આ પાંચ વરસમાં મુંબઈની વસતીમાં દસબાર લાખનો વધારો તો અચૂક થયો હશે.'

'ચિંતન !' તુલસીને કોણ જાણે ક્યાંથી પૂછવાનું સૂઝી આવ્યું : 'યશોદામાસી કહેતાં હતાં કે હજુ ઘરમાં વહુ નથી આવી... તો શું કામ બિચારાંને હેરાન કરે છે ? હવે તો તું ડૉક્ટર પણ થઈ ગયો !'

એનો સત્વર જવાબ આપવાનું ચિંતનને અકારું લાગ્યું. કદાચ એ મારા મનનો તાગ લેવા માગતી હશે... કે પછી નિખાલસભાવે જ પૂછી રહી છે ?

'તારાં યશોદામાસીએ તને જાણ ન કરી ?'

'શેની જાણ ?' તુલસી ચોંકી ગઈ હતી. કદાચ હમણાં એ બોલશે કે વહુ તો નક્કી

થઈ ચૂકી છે... અથવા તો ચિંતન કહેશે કે મેં મારી મેળે છોકરી શોધી લીધી છે ! ચિંતને સ્પષ્ટતા ન કરી એટલે એણે ફરી પૂછવું પડ્યું હતું : 'યશોદામાસીએ મને શેની જાણ નથી કરી, ચિંતન ?'

'એ જ કે કોઈ છોકરી મને પસંદ કરવા તૈયાર જ થતી નથી.'

ચિંતનની એ મજાક તુલસીને ગમી : અગાઉ મારી સાથે લડતો-ઝઘડતો, મારી ઠેકડી ઉડાવતો કે વાતવાતમાં ટીખળ કરતો ચિંતન મને વધારે ગમતો. ભાનમાં આવ્યા પછી જોઉં છું કે એ મારી વધારેપડતી આળપંપાળ કર્યા કરે છે, મને આનંદમાં રાખવા માટે બહુ સલૂકાઈથી વર્તે છે... પાંચ વરસમાં એ બદલાઈ ગયો કે એને જોવાની મારી દૃષ્ટિ બદલાઈ ગઈ ?

'અરે-અરે ! એરપૉર્ટ તો બાજુમાં રહી ગયું.' સાન્તાક્રુઝ એરપૉર્ટ તરફ વળવાને બદલે ટૅક્સીને સીધી સડક પર આગળ વધતી જોઈને તુલસી બોલી ઊઠી હતી : 'આપણે ક્યાં જઈ રહ્યાં છીએ ?'

'ઈન્ટરનૅશનલ એરપૉર્ટ તરફ !' ચિંતનને ખ્યાલ આવ્યો કે સહાર પણ તુલસીની બેહોશીમાં ચાલુ થયું હતું એટલે સમજાવ્યું : 'હવે સાન્તાક્રુઝ એરપૉર્ટ માત્ર નૅશનલ હવાઈ સફર માટે રહ્યું છે. આપણું એરપૉર્ટ થોડે આગળ જતાં આવશે.'

'હં...' કહીને તુલસી ત્યાર પછી ચૂપ જ રહી હતી. સહાર એરપૉર્ટની ભવ્યતા જોતાં જ એની આંખો અંજાઈ ગઈ હતી. તેમના પહેલાં સામાન સાથે પહોંચી ગયેલાં ડીનસાહેબ, યશોદામાસી અને ડૉક્ટર પંડ્યાને જોઈને તેણે ધરપત અનુભવેલી : બધું અજાણ્યું-અજાણ્યું લાગતું હોય ત્યારે જાણીતા માણસને જોવાનું કેવું ગમે છે !

પંડ્યાસાહેબ સાથે આવેલી પોતાની ઉંમરની એક યુવતી તેને ટીકીટીકીને જોયા કરતી લાગી ત્યારે તુલસી ફરી થોડી નર્વસ બની ગયેલી : આટલું બધું નિરીક્ષણ કરવું પડે એવું મારામાં છે શું ? કદાચ મૉડર્ન દેખાતી એ છોકરીને હું મણિબહેન લાગતી હોઈશ એટલે...

'ચિંતન - તુલસી, તમે મારી સાથે અંદર ચાલો.' તુલસી માટે વ્હીલચેર આવી એટલે ડીનસાહેબ સામાન સાથે બંનેને અંદર દોરી ગયા હતા : 'આ લોકોને અંદર લઈ આવવા માટે મારે પરમિશન લઈ આવવી પડશે.'

ડીન શ્રીવાસ્તવ પરમિશન માટે અંદર ગયા અને ચિંતન એર ફ્રાન્સની ક્યૂમાં ગોઠવાયો એટલે એકલી પડેલી તુલસી મનોમન વિચારવા લાગી : ચિંતન સાથે આ રીતે એકલા સ્વિત્ઝરલૅન્ડ જેવા દૂરદૂરના દેશે જવામાં હું કાંઈ ખોટું તો નથી કરતી ને ?

ત્યાં જ કોઈને શોધી રહેલી એક જુવાનની પીઠ પર એની નજર પડી. તુલસીએ બંને હાથે વ્હીલચેરના હાથા પકડી લીધા. તેના શ્વાસની ગતિ સતેજ બની ગઈ. સાદ પાડવાની ઇચ્છા જોર કરી ઊઠી : 'શ્રીકાન્ત... ડૉક્ટર શ્રીકાન્ત !' પરંતુ એ જ વખતે પેલાએ પીઠ ફેરવી અને તેનો ચહેરો જોતાં જ તુલસી ભોંઠી પડી ગઈ : પાંચ વરસ પહેલાં શ્રીકાન્ત એવા દેખાતા

હતા, અત્યારે તો કોણ જાણે ચિંતનની જેમ એ પણ કેટલા બદલાઈ ગયેલા દેખાતા હશે... શ્રીકાન્તને બદલે બીજું કોઈ નીકળ્યું એની હતાશા પણ થોડી વારમાં જ ઓસરી ગઈ : સારું થયું એ નહોતા... એમને જોઈને હું વિવશ બની જાત... થોડી વાર લાગણીભેર એમને નીરખ્યા કરત, પછી ધ્રુસકે-ધ્રુસકે રડી પડત... અથવા તો રોષભરી આંખોથી એમનું કોમળ હૃદય વીંધી નાખત !

થોડી વારે શ્વાસ હેઠો બેઠો એટલે ખોળામાં પડેલી શ્રીનાથજીની છબી ફરતે કપડું વીંટાળેલું હોવા છતાં મનોમન તેમને પ્રાર્થના કરી : તમને હાથ જોડું છું, ઠાકોરજી ! આવી સ્થિતિમાં મને એમનો ભેટો નહીં કરાવતા !

'હાથ જોડીને શેની પ્રાર્થના કરી રહી છે, તુલસી !'

ચોરી પકડી પાડી હોય તેમ ડીનસાહેબે તેને ચમકાવી. એ ચારે જણાં ક્યારે આવીને બાજુમાં ઊભાં રહી ગયાં હતાં એનું ભાન ન રહ્યું એ બદલ થોડી ઓઝપાઈ ગઈ : 'સર, પહેલી વાર પરદેશ જઈ રહી છું ને એટલે જરા...' બોલતી એ અટકી ગઈ. પંડ્યાસાહેબની બાજુમાં એક હાથમાં ગરમ કોટ ઊંચકીને ઊભેલી પેલી યુવતી પોતાને બાલિશ માની બેસશે એ દહેશતથી તેણે વાક્ય અધૂરું જ છોડી દેવું પડ્યું.

'બાય ધ વે, તુલસી, તને આની ઓળખાણ કરાવવાની તો રહી જ ગઈ.' હવે પંડ્યાસાહેબે રીટાના ખભા પર હાથ મૂકતાં કહ્યું : 'આ છે મારી ડૉટર રીટા... સ્વિત્ઝરૂલૅન્ડની ઠંડીમાં કામ લાગે એટલા માટે મેં એનો આ ગરમ કોટ માગ્યો એટલે એ પૂછવા લાગી : "પપ્પા, કોને માટે કોટ લઈ જવો છે ! કોણ ફૉરીન જઈ રહ્યું છે ?" ત્યારે મારે કહી દેવું પડ્યું... તું ભાનમાં આવી છો એવો અણસાર તો આ છોકરી અને તેની મધરને આવી ગયો હતો, પણ ગુપ્ત રાખવા ખાતર મારી સામે બોલતાં નહોતાં. તું સ્વિત્ઝરૂલૅન્ડ જઈ રહી છો એ જાણીને તેણે જીદ પકડી : મને એરપૉર્ટ સાથે લઈ જવી પડશે. મારે તુલસીને હાલતી-ચાલતી જોવી છે.'

'હાલતી-ચાલતી કે વ્હીલચેરમાં જકડાયેલી ?' બોલતી તુલસીએ રીટાના લંબાયેલા હાથમાં પોતાનો હાથ આપી દીધો : 'કેમ છો, રીટાબહેન ?'

'રીટાબહેન નહીં, માત્ર રીટા !' કહી તેનો હાથ છોડ્યા વગર તેણે ઉમેર્યું : 'થોડી વાર માટે હું તને વ્હીલચેરમાંથી મુક્તિ અપાવવા માગું છું... મારા હાથે જ તને આ કોટ પહેરાવવા માગું છું.'

થોડી વાર માટે શું કામ, આ લોકો મનાઈ ન ફરમાવે તો હું ચાલતી વિમાન સુધી જઈ શકું એમ છું.'

યશોદામાસીના હાથમાં શ્રીનાથજીની છબી પકડાવી તુલસીએ સ્ફૂર્તિથી ઊભા થતાં કહ્યું : 'લ્યો પહેરાવી દો તમારો કોટ.'

તુલસીએ પાછળ કરેલા બંને હાથમાં લૉંગકોટની બાંયો પરોવી, હોંશભેર કોટનાં વચલાં બે બટન બંધ કરી દઈ, તેના બંને ખભા પર હાથ રાખી સ્મિત સાથે નીરખતી રીટાથી બોલાઈ ગયું : 'મોટા ભાગના માણસો કપડાંને કારણે શોભતાં હોય છે, જ્યારે કેટલાંક એવાં હોય કે જેમને કારણે કપડાં શોભી ઊઠે !'

'અને મારા જેવું પણ કોઈ માણસ હોય છે જેને કપડાં શોભે નહીં કે કપડાંને એ શોભાવી શકે નહીં !'

તુલસીનો જવાબ સાંભળી રીટાએ તેને બાથ ભરી લીધી : 'તું માત્ર સુંદર નહીં, નિરભિમાની પણ છે, તુલસી !' કહી તેને ધીમેધીમે ચલાવતી બધાથી થોડે દૂર લઈ ગઈ.

'તુલસી ! હું તને માત્ર જોવા નહીં, કાંઈક કહેવા પણ આવી છું.'

'વખાણ કરવા સિવાય બધું જ કહેવાની છૂટ છે, રીટા !'

'વખાણ તો તારાં હૉસ્પિટલમાં બધાંને મોઢે બહુ સાંભળ્યાં, પણ પછી લાગ્યું કે તારા પ્રત્યેની સિમ્પથીનાં એ વખાણ નહોતાં. ભાગ્યે જ કોઈ વ્યક્તિ અંદર હોય એવી બહારથી પણ દેખાય છે.'

'ફરી પાછાં વખાણ શરૂ કરી દીધાં ?' કહી તુલસીએ તેના ગાલે ટાપલી મારી : 'બીજું કાંઈ કહેવાનું નથી તારે, રીટા ?'

'કહું છું...' ફરી તેના બંને ખભા પર હાથ મૂકતી રીટા બોલી : 'તુલસી, તું ખરેખર ભાગ્યશાળી છે !'

'બધાંએ આશા છોડી દીધી હોવા છતાં પાંચપાંચ વરસે ભાનમાં આવી એટલે...'

'ના, તુલસી, તને હું ભાગ્યશાળી બીજા કારણસર ગણું છું.' રીટાના અવાજમાં સચ્ચાઈનો રણકો સંભળાયો : 'સ્વજન માટે માતાપિતા કે ભાઈબહેન તો બધું જ કરી છૂટે, પણ આ જમાનામાં, આપણી યંગ જનરેશનમાં પાંચપાંચ વરસ સુધી તપ કરનાર કોઈ મિત્ર જેને મળે એના કરતાં વધારે વધુ ભાગ્યશાળી વ્યક્તિ બીજી કઈ હોઈ શકે ?

તુલસી સમજી ગઈ કે એ ચિંતન માટે કહી રહી હતી. ડીનસાહેબે પણ ફોન પર તેને આવું જ કાંઈક કહ્યું હતું. પોતાને માટે ચિંનતને બેહદ લાગણી હોવાનું એ જાણતી હતી. બીજા બધા ખસી ગયા ત્યારે એ ખડેપગે પડખે ઊભો રહ્યો હતો... એ બધું જ સાચું, પણ બેશુદ્ધ અવસ્થામાં પોતે આ બધું અનુભવી શકી નહોતી, ચિંતનની તપશ્ચર્યા નજરોનજર નિહાળી શકી નહોતી. બહારથી સાંભળીએ એના કરતાં અંદરથી અનુભવીએ તેની ચોટ જુદી જ હોય છે.

'કેમ ચૂપ થઈ ગઈ, તુલસી ?'તેના મનોભાવ મુખ પરથી પારખી નહીં શકતી રીટા પૂછી બેઠી : 'ચિંતનનાં મેં વધુપડતાં વખાણ કરી નાખ્યાં એવું તો...'

'નહીં-નહીં...' તુલસી ઉતાવળે બોલી ગઈ : 'હું કાંઈક જુદું જ વિચારતી હતી. કોઈક આપણા માટે આટલું બધું તપ કરે એને માટે આપણે કાંઈ જ કરી શકવા સમર્થ ન હોઈએ ત્યારે કેવું વસમું લાગે !'

સાંભળીને રીટા કાંઈક કહેવા જતી હતી ત્યાં જ હાથમાં ટિકિટ, પાસપોર્ટ અને પાકીટ સાથે આવતા ચિંતન પર તેની નજર પડી.

'બે ઘડીમાં વર્ષોજૂનાં મિત્ર બની ગયાં હો એમ બંને ક્યારનાં શું ગુસપુસ કરો છો ?' કહેતો ચિંતન બંનેની વચ્ચે આવીને ઊભો રહી ગયો : 'સ્વિત્ઝર્લૅન્ડમાં શું-શું જોવા જેવું છે એની ટિપ આપતી હતી કે, રીટા ?'

'ના જી, હું આપસાહેબની ચમચાગીરી કરતી હતી.'

એના એ જવાબ પર રીટા સહિત એ ત્રણે ખડખડાટ હસી પડ્યાં, એટલું જ નહીં, એરપૉર્ટના હૉલની બહાર કાચની દીવાલ પાછળથી એ ત્રણેને હસતાં જોઈ શ્રીકાન્તના હોઠ પર પણ હાસ્ય વિલસી ગયું.

ધોધમાર વરસાદ વચ્ચે એરપૉર્ટ પહોંચવા માટે કાર ભગાવતો શ્રીકાન્ત વારંવાર મનને ટોકતો હતો : રહેવા દે. ત્યાં જઈને તુલસીના હૃદયમાં વેદના જગાડવાની આ ચેષ્ટા છોડી દે... રસ્તાનું દરેક રેડ સિગ્નલ તેને પાછા ફરી જવાની સંજ્ઞા કરતું હોય એવું દેખાયું, છતાં એ કારને પાછી વાળી શક્યો નહોતો.

દસ વાગ્યે ડીનસાહેબને ત્યાં પહોંચ્યો ત્યારે શાલિની આન્ટીએ એટલું જ કહ્યું કે સાહેબ તો એરપૉર્ટ ગયા છે, રાત્રે મોડેથી આવશે... કોને મૂકવા એરપૉર્ટ ગયા છે એનો જવાબ શ્રીકાન્તને તુરંત મળ્યો નહીં એટલે તેણે જ સામેથી કહી દેવું પડ્યું હતું : 'આન્ટી, તુલસી ભાનમાં આવી ગઈ એ ખબર સાંભળતાં જ હું દોડી આવ્યો. સીધો હૉસ્પિટલ જઈને તેને મળવાનું અજુગતું લાગ્યું એટલે સાહેબ પાસે આવવું પડ્યું.'

ડીન શ્રીવાસ્તવનાં પત્ની તેને થોડી વાર જોતાં જ રહ્યાં હતાં. એક વાર ડીનસાહેબે જ એને પુત્ર જેવો ગણીને તુલસી સાથે સગાઈ કરાવી આપી હતી... આજે ખબર સાંભળીને એ દોડતો મળવા આવ્યો એમાં એની ખાનદાની હતી. ખોટું બોલીને એનું દિલ શું કામ દૂભવવું ?

'શ્રીકાન્ત, તુલસીને મળવું હોય તો જા જલદી... એરપૉર્ટ પહોંચી જા.' જાણે ધક્કો મારતાં હોય એ રીતે સાહેબનાં પત્ની બાવડું પકડીને દરવાજા સુધી દોરી ગયાં હતાં : 'મોડો પડીશ તો એર ફ્રાન્સની ફ્લાઈટ ઊપડી ચૂકી હશે.'

સાંભળીને ગદ્ગદ થઈ જઈ તેમને પ્રણામ કરતો એ ત્યાંથી રવાના થઈ ગયો હતો. એર ફ્રાન્સની ફ્લાઈટ કેટલા વાગ્યાની હતી કે તુલસી પરદેશમાં ક્યાં - શું કામ જઈ રહી છે એવું કશું જ પૂછવાનો અવકાશ રહ્યો નહોતો. એરપૉર્ટ નજીક આવતું ગયું તેમ એના મનની મૂંઝવણ વધતી જતી હતી. કાર પાર્ક કરીને વરસાદમાં પલળતાં તેણે ડિપાર્ચર લૉંજ

તરફ દોટ મૂકી હતી. પરંતુ જેમજેમ એરપોર્ટનું એન્ટ્રન્સ નજીક આવતું ગયું તેમતેમ એના પગમાંથી ગતિ ઓસરવા લાગી. દરવાજા પાસેના કાચના પાર્ટિશનમાંથી ડોકિયું કરતાં જ એની નજર તુલસી પર પડી. વ્હીલચેરની પાસે ઊભીઊભી એ કોઈની મદદથી ગરમ કોટ પહેરી રહી હતી. ડિનસાહેબ અને યશોદામાસી તો ઓળખાઈ ગયાં, પણ તેમની સાથે ઊભેલા પીઢ પુરુષ કે તુલસી સાથે વાત કરતી પેલી છોકરીની ઓળખાણ ન પડી... કદાચ એ છોકરી ચિંતનની વાગ્દત્તા તો નહીં હોય ? યશોદામાસીની ભાવિ પુત્રવધૂ સિવાય તુલસી બીજા કોની સાથે આટલી આત્મીયતાથી વાતો કરે ? પણ ચિંતન ક્યાં ?

...શ્રીકાન્તે દૃષ્ટિ દોડાવીને એર ફ્રાન્સના કાઉન્ટર પર ટિકિટ-પાસપોર્ટ ચેક કરાવતા ચિંતનને નજરથી પકડી પાડ્યો ત્યારે એને ખ્યાલ આવ્યો કે તુલસી કોની સાથે પરદેશ જઈ રહી છે એ પૂછવાનુંય રહી ગયું હતું !

ત્રણેને હસતાં જોઈ ઘડીભર શ્રીકાન્તને થયું કે હિંમત કરીને અંદર પહોંચી જઉં, તુલસીને મળીને એની માફી માગી લઉં... પછી કહીશ કે તને આજે આટલા બધા આનંદમાં જોઈને મને કેટલી ખુશાલી થાય છે એ હું તને નહીં સમજાવી શકું, તુલસી ! ગૂડ બાય એન્ડ ગૂડ લક, તુલસી...

આગળ વધવા-ન-વધવાની પરસ્પર વિરોધી ઇચ્છા વચ્ચે ભીંસાતા શ્રીકાન્તે જોયું તો તુલસી અને ચિંતન વારાફરતી વડીલોને પ્રણામ કરી, પેલી છોકરી સાથે હાથ મિલાવી, ધીમેધીમે કસ્ટમ તરફ આગળ વધતાં હતાં. ડીનસાહેબ એ બંનેને છેક સુધી મૂકવા જતા હોય તેમ તુલસીની વ્હીલચેરની બાજુમાં ચાલતા હતા, જ્યારે વળાવવા આવેલાં બાકીનાં ત્રણે બહાર નીકળવા માટે દરવાજા તરફ આવી રહ્યાં હતાં.

જાણે પોતે કોઈ ગુનો કરતાં પકડાઈ જવાનો હોય તેમ યશોદામાસીને પોતાના તરફ આવતાં જોઈ શ્રીકાન્તે પીઠ ફેરવીને દોટ મૂકી.

*

રન-વે પર દોટ મૂકતું એર ફ્રાન્સનું વિમાન ધરતી પરથી ઊંચકાયું એટલે ફર્સ્ટક્લાસની ફ્રન્ટ સીટમાં કમરે પટ્ટો બાંધી, પગ લંબાવીને બેઠેલી તુલસીના કાળજામાં ફફડાટ જાગી ગયો. પ્રથમ વાર પરદેશ જવાની ઉત્તેજના સાથે ન સમજાય એવો કોઈક ઉચાટ પણ તેણે અનુભવ્યો. વધી ગયેલા હૃદય-ધબકારાને શમાવી દેવા માગતી હોય તેમ ખોળામાં રાખેલી શ્રીનાથજીની છબીને છાતીસરસી ચાંપી દીધી. વિદાયવેળાએ તુલસી યશોદામાસીના ચરણસ્પર્શ માટે ઝૂકી ત્યારે એમણે એને આમ જ છાતીસરસી ચાંપી દીધી હતી : 'પરદેશથી સાજી-સારી થઈને આવ પછી તારે મારી સાથે જ રહેવાનું છે. મારા પગ હવે અટકવા લાગ્યા છે એટલે તારા જેવીના ટેકા વગર ચાલશે નહીં.' કહીને ભીની થયેલી આંખો લૂછતાં ઉમેર્યું હતું : 'ઘરમાં પણ હવે સૂનુંસૂનું લાગે છે.'

'શા વિચારમાં પડી ગઈ, તુલસી ?' બાજુમાં બેઠેલા ચિંતને તેને વાતોમાં પરોવવા માટે પૂછ્યું : 'આકાશમાં ઊડ્યા પછી પણ ધરતીના વિચાર છૂટતા નથી કે ?'

ત્યારે તુલસીએ બંધ આંખોની પાંપણ ઊંચકી, પછી ચિંતન તરફ ડોક ફેરવી આછું સ્મિત ફરકાવતી બોલી ગઈ : 'મસ્તક ભલે આકાશમાં હોય, પણ પગ તો ધરતી પર રાખવા જ સારા... હું પેલીના વિચાર કરતી હતી.'

'કોણ પેલી ?' પૂછીને ચિંતને અનુમાન કરી લીધું : 'પંડ્યાસાહેબની રીટાના ?'

'ના, બ્રીચ કેન્ડીના કમ્પાઉન્ડમાં પેલાં લેડી ડૉક્ટર મળ્યાં હતાં ને એના...' એક હળવો નિસાસો નાખી તુલસીએ ઉમેર્યું : 'એ બિચારાં શરીરનો કોઢ છુપાવતાં ફરે છે, પણ મોઢા પર કોઢ નીકળશે ત્યારે શું થશે ?'

હવે ચિંતનથી કહ્યા વગર રહેવાયું નહીં : 'તુલસી, તને હમદર્દી જાગી એટલે હવે એની સાચી ઓળખાણ આપી દઉં... એ સુરુચિબહેન મિસિસ શ્રીકાન્ત દીક્ષિત હતાં !'

સાંભળીને તુલસીએ ચિંતનની ધારણા મુજબ આંચકો તો અનુભવ્યો જ... સાથોસાથ એના મોંમાંથી ન ધારેલા ઉદ્ગાર પણ સરી પડ્યા : 'બિચ્ચારા... શ્રીકાન્ત !'

***[ પ્રથમ ભાગ સમાપ્ત ]***



## હરકિસન મહેતાના બેસ્ટ-સેલર પુસ્તકો

સર્જન-વિસર્જન

અંત આરંભ ૧-૨

લયપ્રલય ૧-૨-૩

મુક્તિબંધન ૧-૨

વંશ વારસ ૧-૨-૩

પીળા રૂમાલની ગાંઠ ૧-૨-૩

ડૉ. રોશનલાલ

જોગ-સંજોગ

ભેદ ભરમ

પ્રવાહ પલટાયો

સંસારી સાધુ

ભાગ્ય સૌભાગ્ય

ચંબલ તારો અજંપો ૧-૨-૩

જડ ચેતન ૧-૨

વેરનાં વળામણાં ૧-૨-૩

તરસ્યો સંગમ ૧-૨

શેષ-વિશેષ ૧-૨

સંભવ-અસંભવ

પાપ પશ્ચાત્તાપ

દેવ-દાનવ

માણસ નામે ગુનેગાર

સાગરને ખોળે ૩૨ દિવસ

સ્વીડન સોનાનું પીંજર

વાદ-સંવાદ

વેદના-સંવેદના

સીયામી જોડીયા

LONDON BOROUGH OF BRENT

| | |
|---|---|
| 91100000085958 | BFBA065817 |
| BOOKS ASIA | 15/01/2015 |
| GUJ MEH / F | £29.47 |
| BRHAR | www.booksasia.co.uk |



## બેસ્ટ સેલર નવલકથાઓ

ગુજરાતી નવલકથાઓમાં 'પ્લોટ' કે 'સસ્પેન્સ'નો અભાવ હોય છે અને એકી બેઠકે વાંચી નાખવા જેવી પક્કડ ધરાવતી નથી એ મેણું હરકિસન મહેતાએ એમની પ્રથમ નવલકથા 'જગ્ગાડાકુના વેરનાં વળામણાં'થી જ ટાળી નાખ્યું. ૧૬૦૦ પૃષ્ઠોની આ નવલકથાએ ચાર દાયકાથી બેસ્ટ સેલર નવલકથાનું સ્થાન ટકાવી રાખ્યું એટલું જ નહીં, હિંદી, ઉર્દૂ અને મલયાલમ ભાષામાં પણ વંચાઈ અને વખણાઈ રહી છે. આ જ લેખકની બીજી નવલકથા, 'અમીરઅલી ઠગના પીળા રૂમાલની ગાંઠ'ને પણ એવું જ સદ્ભાગ્ય સાંપડ્યું અને ત્યાર પછી લખાયેલી સંખ્યાબંધ નવલકથાઓને ગુજરાતી પ્રજાએ એટલી જ હોંશભેર આવકારી છે.

'અમે તો માત્ર અંગ્રેજી કથાઓ વાંચીએ છીએ.' એવું કહેનાર કોઈ પણ ગુજરાતી વાચક હરકિસન મહેતાની એક નવલકથા વાંચવાનું શરૂ કરે પછી ગુજરાતી નવલકથાઓ વિષેનો અભિપ્રાય બદલવાની તેને અચૂક ફરજ પડશે.

KQ-592-662

ISBN : 978-81-7790-754-4

